# बुद्धिप्रभा.

( The Light of Reason )

ब्रह्मानन्दविधानके पटुतरं शान्तिग्रहद्योतकम् ।
सत्यासत्यविवेकदं भवभयभ्रान्तिव्यवच्छेदकम् ॥
मिथ्यामार्गनिवर्तकं विजयतां स्याद्वादधर्मप्रदम् ।
लोके सूर्यसमप्रकाशकमिदं ' बुद्धिप्रभा ' मासिकम् ॥

વર્ષ ૮ મું.] તા. ૧૫ એપ્રીલ, સને ૧૯૧૬ [અંક ૧ લો.


## नूतन वर्ष प्रवेश तथा गतवर्षनुं सिंहावलोकन.

બુદ્ધિપ્રભા માસિકની આયુષ્ય પુષ્પમાળામાં આજે એક વધુ પુષ્પ ઉમેરાય છે. આજે તે પોતાના આઠમા વર્ષમાં પ્રવેશ કરે છે. કિશોરાવસ્થા પસાર કરવા પ્રયત્નશીલ બને છે, અને કુમારાવસ્થામાં છતાં પોતાનો કાર્યધ્વજ વધુ ને વધુ મજબુત રીતે શિરોધાર્ય કરી, સામે આવતી પ્રતિકૂળતા રૂપી વાયુ લહરિઓની લેશ પણ પરવા કર્યા વિના ગુરૂકૃપાએ આગળ ને આગળ ઉમંગભર વધતું જાય છે.

હા, ગત તે ગત છે. હવે તે નવામાં પ્રવેશે છે. નવા જીવન, નવી ચેતના, નવા કેશ-રીઆવાઘામાં સુસજ્જ થઇને, તે પોતાના વાંચકોના કરકમળમાં સાદર થાય છે. તેના ભાવિ મનોરથો સૂચવતા પહેલાં તેના ભૂતકાળની—ગતવર્ષના કાર્યની રૂપરેખા વાંચકોને દોરી બતાવશું, અને જૈનસમાજની સ્થિતિનું આછુ દર્શન કરાવીશું.

જૈન કોમની ધાર્મિક, સામાજિક અને ઉન્નતિક્રમની સ્થિતિ તપાસીશું તો તે હજી પૂર્ણ સંતોષકારક જણાશે નહિ. ખોટા વહેમો, અદેખાઈ, ને મ્હારા-ત્હારાની જગ્યા હજી સમ્યગ્ જ્ઞાને લીધી નથી. સ્વાર્થની જગ્યાએ હજી નિઃસ્વાર્થ આવી બેઠો નથી. કેવળ લક્ષ્મી પ્રાપ્તિનું સ્થાન હજી સેવાએ લીધું નથી. ક્લેશ હજી સર્વથા શાંતિને ફાવવા દેતો નથી. વહેપારી કોમ તરીકેનો ફાંકો રાખતી જૈન કોમમાં નોકરીની જગ્યા વહેપાર, ઉદ્યોગ ને કળાકૌશલ્યતાએ લીધી નથી. લડાઇની ખબરો વાંચવી કે ગપ્પાં મારવા કરતાં ઉપયોગી, ધાર્મિક કે સામાજીક વાંચન સારૂં છે એ હજી સર્વથા સમજાયું નથી. ત્રણે ફીરકાઓમાં સંપની ભાવના જગાડવાની આગેવાનોની કોશેષો હજી ફતેહમંદ થઈ શકી નથી. સાધુઓ તથા જૈન બંધુઓનાં મેળાઓ-માંથી મ્હારૂં-ત્હારૂં એ શબ્દો હજી મરી ગયા નથી. ઉપાઇખાતું તથા સાધુ મહારાજાઓની પોથીઓ; ભંડારો તથા ક્યાટો સેવતું અપ્રસિદ્ધ જૈન સાહિત્ય પ્રકાશમાં લાવવાનાં પ્રયત્નો હજી સેવાતા નથી. મુક્તિ કેવળ અમુક પંથ, સાધુ, કે અમુક ઉપાશ્રયનેજ રજીષ્ટર કરી આપી.

નથી પણ સ્વને ઓળખી—કર્મને ખેરવી, કેવળ જ્ઞાન પ્રાપ્તિમાંજ છે એમ હજી પ્રતીતિ થઇ નથી. શ્રાવકો અતિ વિદ્વાન થઈ જશે તો અમારો ભાવ કોણ પૂછશે, એવી સાધુવર્ગમાં સાધુઓ અને સાધ્વીઓ અસ્તિત્વમાં હશે તો અમારી નિરંકુશતા તથા વિદ્વત્તા વિવશપણાને પામશે એવી ભાવના શ્રાવકોના મનમાંથી હજી ઉખડી ગઈ નથી, અને આમ જૈન ધર્મ સંપૂર્ણ સોળે કળાએ પ્રકાશવા હજી જોઇએ તેવો શક્તિવાન થયો નથી. જ્ઞાન વિનાની કેવળ ક્રિયામાંજ ધર્મ છે. તેમજ ક્રિયા વિનાના માત્ર શુષ્ક જ્ઞાનમાંજ ધર્મ છે. આવી માન્યતા હજી અજ્ઞાનતાને લીધે અસ્તિત્વમાં છે. આ બધી સ્થિતિ સુધારવા માટે કોન્ફરન્સો, ઉપદેશકો, સાધુ મહારાજાઓ, વક્તાઓ તથા લેખકો વિગેરે પોતપોતાનાં સાહિત્યો વડે સેવાદૃષ્ટિએ કામ કરી રહ્યા છે, અને જૈન ધર્મ રૂપી મહા સિન્ધુમાં દરેક પોતપોતાના પ્રવાહને તેમાં પ્રવાહિત કરી રહ્યા છે.

બુદ્ધિપ્રભા પણ, આધ્યાત્મિક, ધાર્મિક, સામાજીક, નૈતિક, ઐતિહાસિક આદિ અનેક ઉપયોગી પ્રવાહોના ધોધ, જૈન અને જૈનેતર વાંચકોના હૃદય પટપર વર્ષાવી, તેમના અજ્ઞાન-મળ ધોઈ, તેમને અનેક રીતે સ્વચ્છ, સુઘડ, સુરંગી, અને સુસંસ્કારી બનાવી, તદ્દ્વારા સમગ્ર વિશ્વના—સેવાના મહાસિન્ધુમાં પોતાની ધારાઓ નાંખી રહ્યું છે.

જ્ઞાનપિપાસુઓને જ્ઞાન રસપાન, અજ્ઞાનીઓને બોધદાન, સમ્યગ્જ્ઞાન દર્શનના અભિલાષીઓને સમ્યક્ જ્ઞાનભાન, સાહિત્ય રસીકોને સાહિત્ય રસનું તાન, અને કથાવાર્તા તથા કાવ્યની વાણીઓના ભાવિકોને તેવું ખાનપાન તે યથાશક્તિ આપી રહ્યું છે. પવિત્ર પણ સમક્ષ સાધુ મહારાજાઓ, વિદ્વાન કુશળ લેખકો, અનુભવી વિચારકો, પુણ્યશીલ ભગિનીઓ, અને સત્શીલ તરુણ—વૃદ્ધ લેખકોએ પોતાના કિમતી વિચારો રૂપી ગંગાઓ, વાંચકોના હૃદયોને સ્નાન કરી સંસ્કારી બનાવવા નિરંકુશ વહાવી છે. કોમના, દેશના તથા વિદેશના સામાજીક, આર્થિક, અને ધાર્મિક બાબતોના સવાલો પર સતત વિચાર—પુષ્પાંજલિઓ લેખકોએ વર્ષાવી છે. નિર્દોષ પણ સાહિત્ય રસ સાથે જ્ઞાનપય પાઇ દેનાર, કર્તવ્યનું ભાન કરાવનાર, કાવ્ય કલાપ, આત્મતત્વનું ભાન કરાવનાર, જીવન પવિત્ર બનાવનાર, પૂર્વકાલીન મહાન સાધુ પુરુષોની જીવન ચરિત્રાવલીઓ, ભિન્ન ભિન્ન રસભોગી વાંચકોની તૃપ્તિ અર્થે આલેખાતી પવિત્ર પ્રેમવાર્તા, શ્રીમદ્ ગુરુરાજની મસ્ત પણ ઉપદેશ નિર્ઝર કવ્વાલીઓ, જર્મની, અમેરિકા, જાપાન, આદિ દેશોના ઉદયના માર્ગોનું દર્શન, વિગેરે ઉપયોગી લખાણો ગતવર્ષમાં આપવામાં આવ્યાં છે, અને તે દ્વારા વાંચકોનાં જીવન ધાર્મિક, સામાજીક ને નૈતિક દ્રષ્ટિએ વધુ ઉન્નત બનાવવામાં તે ઉપયોગી થઈ પડ્યાં છે. વળી ચાલુ વર્ષમાં પણ એવીજ અને એથી વધુ ઉપયોગી સેવાઓ બુદ્ધિપ્રભા બજાવવા શક્તિવાન બને એમ ઇચ્છીએ છીએ.

ગતવર્ષના લેખકો પૈકી શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ બુદ્ધિસાગર સૂરિજીની જ્ઞાનમસ્ત કવ્વાલીઓ, અને અન્ય લખાણો મનનનીય હતાં. તેમજ પૂર્વે થઇ ગએલા મહાન સાધુઓનાં જીવનચરિત્ર તથા અન્ય લેખોદ્વારા રા. રા. વકીલ નંદલાલ લલ્લુભાઈએ આ માસિકની સારી સેવા બજાવી છે. તદુપરાંત રા. રા. પોપટલાલ કેવળચંદ શાહે ઐતિહાસિક વિષય ઉપર લેખો લખી સારું અજવાળું પાડ્યું છે. તેમજ રા. રા. વકીલ મોહનલાલ હેમચંદ, દોશી મણીલાલ નથુભાઈ બી. એ., રા. રા. ત્રીભોવનદાસ દલપતભાઈ બી. એ. એલ. એલ. બી., રા. રા. મોહનલાલ લલ્લુભાઈ, મી. કલ્યાણ, કેશરી, શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ, ભરતરામ, ભાનુસુખરામ મ્હેતા, મુળચંદ આશારામ વૈરાટી વિગેરેની સેવાઓ અભિનંદનીય હતી.

સ્ત્રી લેખકોમાં બ્હેન નંદકુંવર, બ્હેન વિદ્યાગૌરી બી. એ., શારદાગૌરી બી. એ. તેમના લેખો મુખ્ય હતા. આ ઉપરાંત બ્હેન હુંસા મનુભાઈ મ્હેતા એમણે પણ પોતાનાં લખાણ વડે આ માસિક પ્રત્યે પોતાની સહાનુભૂતિ દર્શાવી છે. અમો આ બ્હેનોને તેમજ અન્ય બ્હેનોને તેમજ વિદ્વાન લેખકોને પોતાની કસયલી કલમથી લેખો લખી આ માસિકને મોકલવાને માટે નિમંત્રણ કરીએ છીએ.

ગતવર્ષમાં જેવી સેવા અમોએ અમારા વાચકોની બજાવી શક્યા છીએ તેવી સેવા આ વર્ષમાં પણ બજાવવા અમો અભિલાષી છીએ અને તે અમારા વાચકો આ અંક ઉપરથી સ્પષ્ટ જોઈ શકશે. ઘણી મહેનતે અને મોટે ખરચે તૈયાર કરેલો આ ખાસ અંક અમારા વાચકોને સંતોષ આપશે અને તેવીજ રીતે અમારા વાચકો આ માસિક પ્રત્યે પોતાની સહાનુભૂતિ રાખશે.

**સંપાદક.**

## आगामी जैन श्वेतांबर कॉन्फरन्स.

સકલ ભારતવર્ષની શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સનું દશમું અધિવેશન શ્રી મુંબાઈ ખાતે તા. ૨૧-૨૨-૨૩ એપ્રીલના રોજ ભરાવાનું નિર્ણિત થએલું જોઈ અમોને અત્યાનંદ થાય છે. જૈન કોમના ધાર્મિક, સામાજીક અને નૈતિક ઉન્નતિના અતિ મહત્વના વિષયો હાથ ધરી સમગ્ર ભારતવર્ષના જુદા જુદા સ્થળોના પ્રતિનિધિઓ રૂબરૂ ચર્ચા તેને અમલમાં મુકી કોમનું હિત કરવા મંથન કરી રહેલા આ અધિવેશનને કયો વીરપુત્ર તેને સ્વાગત આપતાં વિલંબ કરશે? અમો આ મહાન ઉપકારક અધિવેશનની સંપૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ અને તે સબંધી અમારા થોડા પણ નમ્ર વિચારો અમો જૈન આલમ સમક્ષ મુકવા રજા લેઇએ છીએ.

આપણે કૉન્ફરન્સની શરૂઆતથી તે આજ સુધીમાં જોઈશું તો તેણે જૈન સમાજની ધાર્મિક, સામાજીક અને નૈતિક પ્રગતિમાં શું પરિવર્તન અને ઉમેરો કર્યો છે તે સહજ સમજાશે. તેમ કૉન્ફરન્સની પહેલાં આપણા સમાજની જે પછાત પડેલી અને સુસ્ત સ્થિતિ હતી તેમાં પણ કયા પ્રકારનું નવું ચૈતન્ય તેણે રેડયું તે પણ આપણને જણાશે. આવી રીતની પ્રગતિ કરવા છતાં અને જૈન સમાજને કુંભકરણની નિદ્રામાંથી જાગૃત કરવા છતાં આપણા જે કેટલાક ઉપર ઉપરથી વિચાર બાંધનારા અને ગાડરીઆ પ્રવાહમાં તણાનારા બંધુઓનું કૉન્ફરન્સે 'શું કર્યું' અને 'કેકાણ્યુ' એવું કહેનારા છે. તે બંધુઓને અમે એટલુંજ પુછીશું કે તેમણે કૉન્ફરન્સનાં કાર્યો પ્રતિ કોઈ વખત અવલોકન દૃષ્ટિથી દ્રષ્ટિપાત કર્યો છે? અગર જો તેઓએ કૉન્ફરન્સ ઓફીસ તરફથી વખતોવખત બહાર પડતા રીપોર્ટો કે જે મહા મહેનતના ભોગે તૈયાર કરવામાં આવે છે તે અવલોકન કરવાની જરા પણ તસ્દી લીધી હોત તો અમને ખાત્રી છે કે તેઓના તે સવાલને અવકાશજ રહેત નહિ. કૉન્ફરન્સે શું કર્યું તે તેનો સંપૂર્ણ હેવાલ અત્રે સ્થળ સંકોચથી અમો આપી શકતા નથી તો પણ તેના કાર્યની રૂપરેખાની ઝાંખી કરાવતાં કહીશું કે—"કૉન્ફરન્સે સમાજનું વિચારક્ષેત્ર વિશાળ અને વ્યાપક બનાવ્યું છે અને બનાવશે એમ સર્વદૃષ્ટિ વિચાર કરતાં સ્પષ્ટ જણાઇ આવે તેમ છે. તેણે આપણી કોમને લગતા, ધર્મને લગતા તથા કેટલીક રૂઢી અને રીતરિવાજોને લગતા પ્રશ્નોપર ઉહાપોહ કર્યો છે. વિચારણા કરી બને તેટલાં કાર્યો અમલમાં મુકવા નિર્ણય કર્યો છે. દેશકાળની બદલાયલી પરિસ્થિતિને પહોંચી વળવા

સમુદાયે એકઠાં થઇ વિચારણા કરવાની જરૂર અને એકત્ર સમેલનમાં લોક વિચાર સમજવાની અને લોક પ્રણાલિકામાં ફેરફાર કરવાની જરૂર જણાતાં જે કાર્ય આજ સુધીમાં તેણે કર્યું છે તેથી અમને તો જૈન કોમનું ઉજ્જ્વળ ભાવી નજરે પડયા વિના રહેતું નથી.

કૉન્ફરન્સથી તીર્થની પવિત્રતા સચવાઈ, યુનિવર્સિટીમાં જૈન અભ્યાસક્રમ ચાલુ થયો, જૈન તહેવારો મળ્યા, સાહિત્યોદ્ધાર, પુસ્તકોદ્ધાર અને જીર્ણ મંદિરોદ્ધાર થયો. વિદ્યાપ્રસારક અને વિદ્યાર્થી સહાયક સંસ્થાઓ ઉદ્‌ભવી અને વિકાશ પામી, જૈન વસ્તી અને આગેવાનોને ભાન થયું. આમ તેણે કરેલું વિચારક્ષેત્ર વિકાશ પામે કર્તવ્યક્ષેત્રનો પસાર થશે. એ ચોક્કસ થશે અને કોમનો ઇતિહાસ લખાશે ત્યારે કૉન્ફરન્સે કરેલા મોટા ફેરફાર ખરેખર સુવર્ણ અક્ષરે કોતરાઇ રહેશે."

અમો ઉપર મુજબ તેના કાર્યની રૂપરેખા આલેખી છે તે ઉપરથી સ્પષ્ટ સૂચન થશે કે કૉન્ફરન્સ પાછળ થતો નાણાંનો અને સમયનો વ્યય નિરર્થક અને અસ્થાને નથી. આગામી કૉન્ફરન્સમાં જે જે ઠરાવો થશે તે હાલના તેના બાહોશ. વિદ્વાન અને સમય વર્તી કાર્ય વાહકો તરફ જોતાં ખરેખર કોમને હિતકર અને સારૂં અજવાળું પાડનારા થશેજ તો પણ સુચન કરવાનો અમારો હક્ક અમો છોડી દઇ શકતા નથી.

અમો કૉન્ફરન્સને અને તેના કાર્યવાહકોને નમ્રપણે સુચવવાની રજા લેઇએ છીએ કે દર વરસે પસાર કરવામાં આવતા શિષ્ટાચાર પ્રમાણેના ઠરાવો ઉપરજ ચર્ચાને ઉહાપોહ કરવો મુકી દેઇ હવે કોમના ધાર્મિક, સામાજીક, આર્થિક અને નૈતિક સવાલોપર વિશેષ અજવાળું પાડી તેની પ્રગતિના મૂળમાં એવું સામર્થ્ય–જળસિંચન કરે કે એક દિવસ તેમાંથી ઉદ્‌ભવેલું વૃક્ષ સમગ્ર જૈન કોમને એક સરખી રીતે ઉત્તમ જીવન, ઉત્તમ ધર્મ, ઉત્તમ સમાજ અને ઉત્તમ નીતિરીતીઓમાં જીવવાનાં મિષ્ટ ફ્લો આપી શકે અને છેવટે જૈન કોમનું તે **પાર્લામેન્ટરી બૉડી** એટલે સમગ્ર ભારતવર્ષના જુદા જુદા સ્થળોના સંઘના ખાસ ચુંટી કાઢેલા યોગ્ય પ્રતિનિધિઓની બનેલી આ કૉન્ફરન્સનું મજબુત બંધારણ બની તેના આદેશ સર્વેને શિરસાવંદ્ય થાય એવું બળ કૉન્ફરન્સમાં આવે, અને તે ફલપોષણમાં સમગ્ર ભારતવર્ષનો દરેક વીરપુત્ર કટિબદ્ધ થાય તોજ કૉન્ફરન્સનો હેતુ બર આવે.

આપણા જૈન સમાજમાં હાલમાં પ્રચલિત કેટલાક કુરિવાજો અને પ્રગતિમાં આડે આવતાં કારણો તપાસીશું તો જણાશે કે દરેક ઠેકાણે અજ્ઞાનતા એજ મુખ્ય કારણ છે. જ્યાં સુધી આ અજ્ઞાનતા કાયમને માટે દૂર કરવામાં નહિ આવે ત્યાં સુધી પસાર કરવામાં આવતા ઠરાવો વિશેષ હિતકર નહિ થઇ પડે અને તેની પાછળ કરેલો કાળક્ષેપ અને દ્રવ્ય વ્યય નિરર્થક જશે માટે તે અજ્ઞાનતાનો સડો દૂર કરવા માટે શ્રાવક શ્રાવિકા સાધુ અને સાધ્વીઓના વિચારો કેળવી તેમને સત્ય ધાર્મિક અને નૈતિક જીવન જીવવા શીખવવું જોઇએ અને તેના માટે શ્રી કૉન્ફરન્સ દ્વારીએ ભગીરથ પ્રયત્નો સેવવાની હાલનો જમાનો જોતાં મોટામાં મોટી જરૂર છે. પડલ ખસવાથી જેમ ચક્ષુનું તેજ સ્વતઃ પ્રકાશી ઉઠે છે તેવી રીતે આ અજ્ઞાનતાનાં પડલ દૂર થવાથી કોમમાં જ્ઞાનની સત્ય અને દીવ્ય જ્યોતિ પ્રકાશી ઉઠશે. આ માટે અમો કૉન્ફરન્સના કાર્યવાહકોનું લક્ષ ખેંચીએ છીએ અને ભાર દઇને તે અજ્ઞાનતા દૂર કરવા અને કેળવણીનો પ્રસાર કરવા વિનવીએ છીએ. કારણ કે કેળવણીનો પ્રસાર થતાં સાહિત્યોદ્ધાર, પુસ્તકોદ્ધાર, જીર્ણ મંદિરોદ્ધાર વિગેરે થશે અને તેથી કરી જૈન કોમનો ઉદ્ધાર થશે. માટે જૈન સમાજને કેળવવાની આવશ્યક ફરજ છે.

કૉન્ફરન્સના નિયામકોને અમો એક અગત્યનું સૂચન કરવાની રજા લેઇએ છીએ અને તે એ કે અમુક પ્રકારના વ્યક્તિબળ ઉપર કૉન્ફરન્સની વિજયમાળનો આધાર ન રાખતાં તેના સંચાલકોએ તેનું સમષ્ટિબળ ખીલવવાની સાથેજ તેના સંપૂર્ણ વિજયનો આધાર રાખવાનો છે. તે વિના આપણે અતુલ શ્રમ અને દ્રવ્યના ભોગે પણ ઇચ્છિત ફળનું આસ્વાદન કરવા વિજયવંત થઇ શકીશું નહિ; માટે તેનું સમષ્ટિબળ ખીલવવાને તેના કાર્યવાહકોએ ભગીરથ પ્રયત્ન સેવવાની જરૂર છે. વળી તેની ઉન્નતિની પ્રગતિ અર્થે, તેના મહાન્ ઉદ્દેશો સમજાવવાને, તેના ઉદ્દેશોનું વિશિષ્ટ પ્રકારે વાતાવરણ ફેલાવવાને, **"તેની ઉન્નતિમાંજ જૈનસમાજની ઉન્નતિ સમાયલી છે."** એવા શબ્દ ધ્વનિઓ તેના સામાજીકોના નાગરિકોના કર્ણપુટ પર રેડવાને, તેની અસર હમેશને માટે કાયમ રાખવાને, વિદ્વાન, નિઃસ્વાર્થી, પરમાર્થપરાયણ અને આત્મભોગ આપનાર થોડા પણ ચુનંદા યુવક વિદ્વાનો તૈયાર કરી તે દ્વારા ભાષણો કરાવી તેમના વિચારના પડધા સમસ્ત ભારતવર્ષમાં વસતા જૈન વસ્તીના ગામોમાં પાડવાની પૂર્ણ આવશ્યકતા છે.

વળી હાલમાં ચાલતી આપણી પરિસ્થિતિ બારીકીથી તપાસીશું તો તેમાં નવા વિચારના તેમજ જુના વિચારના ઉભય પ્રકારના વિચારકો માલમ પડશે. તેમાં મોટેભાગે હજુ જુના વિચારવાળાની સંખ્યા વિશિષ્ટ છે. આ બન્ને વિચારોને એકત્રિત કરી સત્તા તુલાનું સમાધાન કરી વ્યવહાર દક્ષતા અને દીર્ઘદર્શીતાને હાથ ધરી કૉન્ફરન્સનું કાર્ય મજબૂત કરવાની પૂર્ણ આવશ્યકતા છે.

આગામી કૉન્ફરન્સના કાર્યવાહકોને અમો વક્તાની પસંદગી માટે ખાસ ધ્યાન આપવાની ભલામણ કરીએ છીએ કારણ કે સમાજને નિર્ણિત ઠરાવો પ્રતિ શ્રદ્ધા બેસાડવી તેની છાપ બેસાડવી એ વક્તાને આધિન છે. માટે વક્તાઓની પસંદગી માટે લક્ષ ખેંચવાની તેના કાર્યવાહકોને ભલામણ કરવામાં આવે છે.

છેવટ અમો શ્રીમતી જૈન કૉન્ફરન્સનો દરેક પ્રકારે વિજય ઇચ્છીએ છીએ અને આશા રાખીએ છીએ કે ભવિષ્યમાં તેનું બંધારણ સુદૃઢ અને સંગિન બનો અને તેના ઉદ્દેશો તેના ઠરાવો સર્વમાન્ય થઇ તેનો અમલ જૈન આલમમાં સરખી રીતે થાઓ અને સમસ્ત ભારતવર્ષમાં તે એક જૈનોનું અધિકારિત પ્રતિનિધિ મંડળ બનો એવું જોવા અમો હ્રદયથી ઉત્સુક છીએ.

---

## काव्य कलाप.

### છુપાવ્યું સત્ય નહિ છૂપે.

ગમે તેવી કળાઓથી, દબાવી સત્યને દેશો;
તથાપિ તે ખરા વખતે, છુપાવ્યું સત્ય નહિ છૂપે.
કહે કોઇ કાક ને કોયલ, કહે કોઇ કાચ રત્નજ છે;
પરીક્ષાની કસોટીએ, છુપાવ્યું સત્ય નહિ છૂપે.
દબાવી સત્ય પાતાળે, કદાપિ ઘાલશે કોઇ;
પરન્તુ છેવટે નક્કી, છુપાવ્યું સત્ય નહિ છૂપે.
કદાપિ કોઇ સાચાને, કહે જૂઠો પ્રપંચોથી;
તથાપિ કોઇ કાળે એ, છુપાવ્યું સત્ય નહિ છૂપે.

કહે કોઇ પાપી ને ધર્મી, કહે કોઇ ધર્મી ને પાપી;
ખરૂં ખોટું પરખવામાં, છુપાવ્યું સત્ય નહિ છૂપે.
ઉઘાડું સત્ય થવાનું, ભવિષ્યતમાં ગમે ત્યારે;
ધરી ધીરજ જીવન ધરતાં, છુપાવ્યું સત્ય નહિ છૂપે.
પ્રકાશિત પૃથ્વી પણ રાત્રે, અરે ઢંકાય છે તમથી;
ઉગતાં સૂર્ય તમ નાસે, છુપાવ્યું સત્ય નહિ છૂપે.
જીવન નહિ જૂઠનું ઝાઝું, પ્રકાશિત ભાનુવત્ સાચું;
ગમે તે આળથી ક્યારે, છુપાવ્યું સત્ય નહિ છૂપે.
કદાપિ કોઇને કર્મે, ચઢે જો શીર્ષ પર આળો;
તથાપિ કર્મ ટળવાથી, છુપાવ્યું સત્ય નહિ છૂપે.
પરીક્ષા પૂર્ણ કીધા વણ, ખરૂં નહિ માનવું કોનું;
હૃદયમાં પૂર્ણધર શ્રદ્ધા, છુપાવ્યું સત્ય નહિ છૂપે.
નહીં કંઇ આંચ સાચાને, નહીં છે સત્યને ભીતિ;
**બુદ્ધ્યબ્ધિ** સત્ય માની લો, છુપાવ્યું સત્ય નહિ છૂપે.

**ભાવાર્થ:—**ગમે તેવી કળાઓથી મનુષ્ય સત્યને દબાવીને અસત્યને આગળ કરશે પરન્તુ ખરાખરીના વખતે છુપાવેલું સત્ય પ્રગટ થશે. કોયલને કોઇ કાક કહે પરંતુ વસંત માસ આવતાં કોયલ જુદી પડ્યા વિના રહેતી નથી. પરીક્ષાની કસોટી પર ચડતાં સત્યનો ભેદ ખુલ્લો થાય છે અને અસત્યનો ભેદ ખુલ્લો થાય છે. કોઇ સત્યને દબાવીને પાતાળમાં ઘાલે હોયે સત્ય બહાર આવ્યા વિના રહેતું નથી. કોઈ સાચા મનુષ્યને જૂઠો કહે તો તેથી શું? કારણ કે અસત્ય લાંબા વખત સુધી ટકતું નથી, અને અન્તે સાચો બહાર આવે છે. કોઈ ધર્મીને પાપી કહે અને પાપીને ધર્મી કહે પરન્તુ પરીક્ષાની કસોટી પર ચડતાં ધર્મી અને પાપીનો ભેદ ખુલ્લો થયા વિના રહેતો નથી. જીવન પટપર ધોળાંના સ્થાને કાળાં વાદળાં કોઇ છાવાને માટે કોઈ આળ દે, કલંક દે, કોઇ જૂઠી વાત ઉડાવે તેથી ધૈર્યને ત્યજવું નહિ. છેવટે ધૈર્યથી જીવન ધરી સત્ય વર્તન ધરતાં અસત્યના પડદાઓ કપાઇ જવાના અને સત્યનો વિજય થવાનો એમ નક્કી માનવું. પૃથ્વીને સૂર્ય પ્રકાશિત કરે છે તે પૃથ્વી પર રાત્રીમાં અંધકાર છવાય છે પરંતુ સૂર્યોદય થતાં પુનઃ પ્રકાશવડે પૃથ્વી પ્રકાશિત થાય છે અને અંધકાર ક્યાં જાય છે તેનો પણ પત્તો લાગતો નથી. લાંબા કાળ સુધી જૂઠું નભતું નથી અને લાંબા કાળ સુધી સત્ય છુપાતું નથી એમ હૃદયમાં નિશ્ચયતઃ અવબોધવું. કોઇ મનુષ્યને સીતાની પેઠે પૂર્વ કર્મોદયથી દુઃખ આવી ચઢે છે પરંતુ કર્મોદય ટળવાની સાથે ગમે તે રીતિએ સત્ય બહાર આવે છે. કોઇ મનુષ્ય સંબંધી કોઈ ગમે તે વાત કહે પરંતુ પૂર્ણ પરીક્ષા કર્યા વિના કદાપિ કોઇ પણ જાતનો હૃદયમાં નિશ્ચય કરવો નહિ. મનુષ્ય! હૃદયમાં હારા સત્યને માટે પૂર્ણ શ્રદ્ધા ધારણ કર. અસત્યનાં વાદળાં સત્યસૂર્યને કદાપિ આચ્છાદન કરે હોયે તું ગભરાઇશ નહિ. સત્ય છે તે કોઇ કાળે અસત્ય થવાનું નથી. દુર્જનો, ઇર્ષાળુઓ ગમે તે રીતે હારા સત્યને ઢાંકી દેવા ગમે તેવું કરે-કહે તો પણ તું ધૈર્ય ધરીને શાન્ત રહે; દુનિયાની આગળ રડ નહિ. હારૂં સત્ય અન્તે સર્વત્ર પ્રકાશિત થયા વિના રહેવાનું નથી. સત્ય માટે સમ ખાવાની જરૂર પડતી નથી. અસત્યને સ્થાપવાં ગમે તેટલા પ્રયત્ન કરવામાં આવે હોયે તે અંતે નકામા જવાના. સાચાને આંચ નથી, સત્યનો જય છે. ૐ **शान्ति !**

गुनका खोज करत गुन लहिये, परम पदस्थ ध्यान सो कहिये ॥ १३ ॥
मुद्रा सुरति छबि चतुराइ, कला भेप बलवइश बडाइ ।
रूप रंग रस गंध समभाषा, ए पिण्डस्थ ध्यानको साखा ॥ १४ ॥
इनकी संगति मनसा साधि, लगनशील निजगुन आराधि ।
रही मग्न सो मूढ कहावे, अलखलखाव विचक्षण पावे ॥ १५ ॥
भिन्न भिन्न जड चेतन जोवी, गुण विलसे गुनमांहि समोवि ।
यह रूपस्थध्यान सुखदाइ, चिदानन्द चिद्रूप कहाइ ॥ १६ ॥
आपु संभारी आपसों जोरे, परम गुन सो सबनाता तोरे ।
लगे समाधि ब्रह्ममय होइ, रूपातीत कहावे सोइ ॥ १७ ॥

दोहरा.

यह पदस्थ पिंडस्थ विधि, अरु रूपस्थ विचार ।
रूपातीत वितीतमल, ध्यान चार प्रकार ॥ १८ ॥

चोपाई.

ज्ञानी ज्ञानभेद प्रकासे, ध्यानी होय सो ध्यान अभ्यासे ।
आर्तरौद्रकु ध्यानहि त्यागो, धर्म शुक्लके मारग लागो ॥ १९ ॥
आर्तध्यान चिंतवन कहीये, जाकी संगति दुर्गति लहिये ।
इष्ट वियोग विकलता भारी, अओ अनीष्ट संयोग दुःखारी ॥ २० ॥
तनकी व्यथा मगन मन झुरी, अग्र सोच करी वंछित पूरि ।
ए आरतके चारो पाये, महामोहरससे लपटाये ॥ २१ ॥
अब सुनु रुद्रध्यानकी सेली, जिहां पापसो मतिगति मेली ।
मन उत्साह सो जीव विराधि, हिय हर्ष धरे चोरी साधे ॥ २२ ॥
विकसित जूठ वचन मुख भाखि, आनन्दित चित विषया राखि ।
चार रुद्र ध्यानके पाये, कर्मबंधके हेतु बनाये ॥ २३ ॥

दोहरा.

आर्तरौद्र विचारति, दुःख चिन्ता अधिकाइ ।
जिसे वटि तरंगिणी, महा मेघ जल पाइ ॥ २४ ॥

चोपाई.

आर्तरौद्रकुं ध्यान बखाने, धर्मध्यान अब सुनो हु सयाने ।
केवलि भाषित वानी माने, कर्मनाशको उद्यम ठाने ॥ २५ ॥
पूर्व कर्म उदय पहिचाने, पुरुषाकार लोकथिति जाने ।
धर्मध्यानके चारो पाये, जे समजे ते मारग आए ॥ २६ ॥

अब सुनो शुक्लध्यानकी वातें, मिटे मोहकी सत्ता जावें ।
जोग साधि सिद्धांत विचारि, आतमगुण परगुन निवारे ॥ २७ ॥
उपशम क्षयक श्रेणि आरोहे, पृथक् वितर्क आदि पद सोहे ।
उपशम पन्थ चढे नहि कोइ, क्षयकपन्थ निर्मल मन होइ ॥ २८ ॥
तिहां अविचार आप ठहराइ, छद्मस्थ वीतराग कहिवाइ ।
घनघाती ए कर्म तहां छीजा, एक वितर्क नामपद बीजा ॥ २९ ॥
लोकालोक जिहां परकाशी, रही कर्मकी प्रकृति पंचाशी ।
सूक्ष्म चित्त मनोबल इजा, सूक्ष्म क्रिया नाम पद त्रीजा ॥ ३० ॥
जिनवर आयु निकट जब आवि, तिहां अयोग गुनठाण कहावि ।
चरण चतुर्थ साध सो पावि, विप्रवि क्रिया निवृत्ति स्वभावि ॥ ३१ ॥
अंतम समे दोइ जब रहे, प्रकृवि बहुत्तर तिहिठा दहे ।
पुन तेरहिको करे विनास, तब सो पावे शिवपुर वास ॥ ३२ ॥
जिन आगममें जेसि कहे, भविक जीव तिसि सद्दहे ।
शुक्लध्यानके चारो पाये, मुक्ति पन्थ कारन समजाये ॥ ३३ ॥

**दोहरा.**

शुक्लध्यान औषध लगे, मिटे करमको रोग ।
कोइला छांडि काल इमा, होत अग्नि संयोग ॥ ३४ ॥
यह परमारथ पन्थगुन, आगम अनन्त वखान ।
कहत बनारसि अल्पमति, यथाशक्ति परवान ॥ ३५ ॥

इति बनारसीकृत ध्यान छत्रीशी.

संग्राहक-आचार्य बुद्धिसागर सूरिजी.

## जीवने उपदेश.

રજની અંધકાર વિખરાતો, પ્રગટ થાતાં પ્રભાકરનો;
ખરેખર સર્વ જાવાનું, મળ્યો જેમ ગોટો વાદળનો. ૧
પિતા માતા નહીં હારા, નહીં તુજ સુત અને દારા;
સગાં એ સ્વાર્થનાં પ્યારાં, રડી રહેશે અરે હારાં. ૨
ચક્રવતી હોએ તોએ શું, નિરાધાર હોય તોએ શું;
ભલે જે હો તે તું હો, ઉપાધિ તે અહીં રહેશે. ૩
અરે તું ગર્વ કેમ રાખે, પડયો તું મોહને ફાંસે;
બિચારો જીવ શું કરશે, કર્મ વિપાક ભોગવશે. ૪
વિચારો એ શમાવવાને, અલખની ધૂન જગાવવાને;
શિવ સુંદરી પરણવાને, મ્હાવીર ચરણે જઇ પડને. ૫

અમૃતલાલ વાડીલાલ શાહ.

## બ્રહ્મચારીને.

ભોળા બ્રહ્મચારી હો ! હવે બચપણનો વેષ ઉતારો;
આવો ! બ્રહ્મચારી હો ! હવે ગ્રહસ્થાશ્રમમાં ઉતારો;
ભોળા બ્રહ્મચારી હો ! —ધ્રુવ.

અપરિચિતસ્થાને વિચરવુ હો ! ન સાંભળ્યુ કો દી કાન;
ગુરૂ વેણ રાખી હદયે હો ! હંકારજો તમ વ્હાણ.
ભોળા૦

નડશે વચમાં અવગડો વારિનો તોફાન;
તે પણ સહુ સ્હેવાં પડે રાખી ધીરવીર શાન.
ભોળા બ્રહ્મચારી હો !

ગુરૂમુખે ન સાંભળ્યુ હો ! જો હોયે કે એહ;
સાંભળી આંહી લેજો હો ! ખપતુ હોયે જેહ.
ભોળા૦

લેવુ દેવુ વ્હેવારમાં 'સંસારોદધિ' માંહી;
વળી રસ્તી વિધવિધના પ્રવરો, પુછી ત્યાંહી.
ભોળા બ્રહ્મચારી હો !

વડીલ અને વૃદ્ધો હો ! કહેશે કડવાં વેણ;
કડવાં તે મીઠાં થશે હો ! જો માનો એ કેણ.
ભોળા૦

પ્હોંચી પ્રભુ પાસે જજો અહી આદર્શ જીવન;
'**સત્યંવદ**' હદયે ધરી ગાળો ઉચ્ચ જીવન.
ભોળા બ્રહ્મચારી હો !

'**ધર્મચર**' રાખો હદયે હો ! ધરો આત્મસંયમ;
પ્રભુતા—દયા રાખો હો ! ખર્ચો જાળવી ધન.
ભોળા૦

સંસારદધિ ગૂઢ છે ગૂઢ એનાં તોફાન;
અભ્રવારિ કદી ઘેરતાં ભાગે મારૂત વ્હાણ.
ભોળા બ્રહ્મચારી હો !

સમોવર્તી ચાલવું હો ! લેઈ વૃદ્ધ સલાહ;
લડશો નવ શત્રુથીએ હો ! રાખો આપ સ્નેહ.
ભોળા૦

સદ્વ્રતનું પાલન કેરો, કરો પ્રભુનું સ્મરણ;
નિત્ય પ્રવર્તો માર્ગમાં જ્યાં વિચર્યા હરિ-કર્ણ.
ભોળા બ્રહ્મચારી હો !

રમત ગમતો ત્યાગી હો ! હવે ઉચ્ચપથને સ્વીકારો !
ભોળા બ્રહ્મચારી હો ! હવે બચપણના વેશ ઉતારો !

મહીસાગરને તટે. રમાકાન્ત.

## ધનવાન સગાઓના નિર્ધન પરોણા.

(ગઝલ.)

આવ્યા તમારે આંગણે, આવો ભલે કે'તા નથી;
કરીયે પ્રણામ-સલામ પણ કૈં લક્ષમાં લેતા નથી!
કહો શેઠ કુશળ ક્ષેમ છે! તમ બાળ બચ્ચાં કેમ છે?
આ રંકનાં પર રે'મ છે! ઉત્તર અરે દેતા નથી!
નવ બેસવા આસન કરો, નવ પાન સોપારી ધરો;
અવલોકતાં અવળા ફરો, સ્હામું જરા જોતા નથી!
જળ પાત્ર નિજ હાથે ભરી, પ્હેલાં તમો સ્હામે ધરી;
વિવેકથી દૃષ્ટિ કરી, પોતો અગર પી–તા નથી!
જળ પાન વણ કહેવે કર્યું, અંતર અમારે હા! બળ્યું;
તો ધ્યાનમાં આપે ધર્યું, નરમાશમાં ન્હાતા નથી!
કૈં વાત કરિએ જો અમે, પણ સાંભળો ના તે તમે;
ના બોલવું તમને ગમે, કિરતારથી બ્હીતા નથી!
દુઃખ–વાતે તમ પાસે કહે, ના રેમ તમ હૃદયે રહે;
અમ આંખથી આંસુ વહે, એ આંસુડાં લ્હોતા નથી!
ધન-હીણ શું હલકા અમે, ધનવાન તો ભારે તમે!
તમને સદા ચાહિયે અમે, અમને તમે, સ્હાતા નથી!
અંધા બનો અભિમાનમાં, ના વાત લ્યો કૈં ધ્યાનમાં;
છેવટ જવુંજ સ્મશાનમાં, પણ ગર્વને તજતા નથી!
છે રંક રાજા હારમાં, કિરતારના દરબારમાં;
કો ઉચ્ચ–નીચો ધાર મા, જૂઠું અમે ગાતા નથી!

રા. મણિકાન્ત.

---

## લેખક થવાની પ્રથમ લાયકાત.

વાચક મહાશય! આ ગંભીર વિષય ઉપર હું પોતે જે કાંઇ લખું તે મને પોતાને યત્કિંચિત લાગુ પડતું નથી,–એ અનિવાર્ય સિદ્ધાંતરૂપ પ્રસ્તાવના અને પ્રસ્તાવનારૂપ સિદ્ધાંત આપ સ્વીકારશો તોજ આ લેખનું ખરૂં રહસ્ય બરાબર સમજી શકાશે. હવે લેખકો લખે છે અનેક કારણો તેમજ અકસ્માતોને લીધે. કેટલાકોને લખવું એ એક પ્રકારનું વ્યસન થઇ ગયું હોય છે તેથી લખે છે; કેટલાકો પોતાના અંતરમાં ધુંધવાતો જ્વાળામુખી બહાર ન કહાડે ત્યાં સુધી સ્વસ્થ બેસી શકતા નથી તેથી લખે છે; કેટલાકો કીર્તિ કે અપકીર્તિ કમાવાના અભિલાષથી લખે છે; કેટલાકો આખી દુનિયા આડે માર્ગે જતી જોઇ તેને સીધે માર્ગે દોરવાની ઉદારતાથી દોરાઇને લખે છે; કેટલાકો પોતાની મૂર્ખાઇ "પબ્લિક" કરવાના હેતુથી લખે છે; કેટલાકો પોતાની મૂર્ખાઇ "પબ્લિક" થઇ ગઇ હોય તો તેને "પ્રાઇવેટ"માં બદલી નાંખ-

ભાષામાં મૂલ લેખો વાંચવાની શક્તિવાળા હોય છે! ગુજરાતી લેખોમાં સંસ્કૃત અને અંગ્રેજી અવતરણો ભારોભાર મૂકવામાં આવે છે અને છતાં તેના અક્ષરશઃ તરજુમાઓ સાથે ટાંકવામાં આવે છે—અવતરણો કોને માટે અને તરજુમાઓ કોને માટે, તે તો લેખકની અસાધારણ બુદ્ધિજ સમજી શકે! અમુક માસિક કે સાપ્તાહિકને રાજકીય અને સાંસારિક પ્રશ્નોની જ ચર્ચા કરનાર માસિક કે સાપ્તાહિક તરીકે બહાર પાડવામાં આવે, અને તેમાં ૯૫ ટકા લેખ વ્યાકરણ, વ્યુત્પત્તિ અને શબ્દ કોષ ઉપરની ચર્ચાથી ભરી દેવામાં આવે! અમુક છાપાંઓ "મૅસિઝ"—સમસ્ત જનસમાજ માટે છે, એમ દાવો કરવામાં આવે, છતાં સંસાર સાગરની ભરતી ઓટમાં તણાતાં એ સાદાં, અભણ "મૅસિઝ" માટે "પાંચમા સૈકાની અમુક કવિતાનો લેખક કોણ?" "અમુક જૂનાં ખંડેરના અમુક જૂના પથરાઓનો શોધક કોણ?" "બાયરન મોટો કવિ કે રા. 'મુગ્ધ'?" "રા. ચેલારામ ખરા વ્યુત્પત્તિ શાસ્ત્રી કે રા. રા. રામચેલા?" "નાટકકાર મહાન્ કે ટીકાકાર?" "દુશ્મન સ્નેહી કે સ્નેહી દુશ્મન?" "શ્રીયુત અક્કલમંદપ્રસાદ કવિ કહેવાય કે સાક્ષર કે રાક્ષસ કે રસિક કે ઇસ્કી? "બાલુડાંઓને આમંત્રણ અને બાપુડાંઓને નિમંત્રણ, કોયલડી ટહુકે અને મયૂરડી મલકે," "મલકવું, મલપવું કે મલપાવું?" "તપોધન બ્રાહ્મણોનું ગોત્ર શું?" "વર્ષફળ જોવાનો કોઠો કેવી રીતે બનાવવો?" વિગેરે વિગેરે અસંખ્ય, અવર્ણનીય, અનિર્વચનીય, અવિચારણીય, લેખોની સુવર્ણમાળા વિજળીક લાઇટના દમામ સાથે રજુ કરવામાં આવે છે. આવા ઝળહળતા દમામથી અંજાઈ ગયેલી આંખોમાં એ સુવર્ણમાળા તરફ જોવાની શક્તિ ન રહી હોય તો લેખક મહાશયોએ પોતાના માલની કદર થતી નથી, એમ માઠું લગાડવાનું નથી. પોતાની કૃતિ કોઇ વેચાતી લેવા ન લલચાય તો "ઉપહાર" તરીકે તેની વ્હેંચણી કરવાથી તો કદર થશેજ. અને એટલો દિલાસો તો કવિ ભવભૂતિની માફક લઇ શકાય કે આ જમાનામાં નહિ તો આવતા જમાનામાં, નહિ તો "ગત" જમાનામાં તેની કદર થશે, કારણ કે ખેડુતો બિચારા "ગત" નો અર્થ સમજવાની માથાકુટમાં ભાગ્યેજ પડશે.

આવી સ્થિતિમાં લેખકોએ એવી સ્થિતિ સ્થાપતાં રાખવાની જરૂર છે કે, જેથી તેઓની પોતાની અક્કલમાં "સુધારો વધારો" કરવાની જરૂર રહે નહિ. જ્યાં અક્કલની બહુ ખામી દેખાઈ જવાનો ભય હોય ત્યાં "સામાન્ય લોક સમુહ માટે છે." એવી દલીલ કરવી જોઇએ અને જ્યાં અક્કલ વધારે પડતી પ્રકાશી નીકળતી હોય ત્યાં "આવતા જમાનાના માત્ર થોડા ચૂટેલા વિદ્વાનો માટેજ છે."—એમ ભાવ વ્હેડાવી દેવાની ખાસ આવશ્યકતા છે. કારણ કે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, મનુષ્ય સ્વભાવ ઓળખીને તેને અનુસરવું તેના કરતાં આવો અમીરી ખુલાસો કરવો તે લેખકોની "પોઝીશન" ને વધારે યોગ્ય છે. મનુષ્યોની મધ્યમાં રહેનારા મનુષ્યોનાં મન અવલોકનારા, અને મનુષ્યો માટેજ લખવાનો દાવો કરનારો લેખકો પોતાની લેખિનીથી આકાશ કે પાતાળમાં વિહરનારા દેવો કે દાનવોની લેખિની અને રસજ્ઞતાનું ભાન કરાવે ત્યારેજ તેઓ લખીને તેમજ જીવીને કૃત કૃત્ય થયા કહેવાય. "અસમ્મત," કદાચ કોઇ કહેશે કે આ માનસશાસ્ત્રનું માન ન કરી શકાય તેવું અજ્ઞાન સૂચવે છે, પરન્તુ લેખકો સચોટ રીતે ઉત્તર દઇ શકે કે મનુષ્ય સ્વભાવનું જ્ઞાન જેમ સુલભ નથી તેમ તેનું અજ્ઞાન પણ સુલભ નથી. મનુષ્ય સ્વભાવના જ્ઞાનથી તો મનુષ્ય માત્ર જન્મે છે, તેમાં કાંઇ નવીન મેળવવાનું નથી પરન્તુ તેનું અજ્ઞાન મેળવવામાં તો જાણેલું ભૂલી જવાનું છે. અને નહિ અનુભવેલું કલ્પવાનું છે.

**વિભાકર.**

# कोलम्बियानुं विश्वविद्यालय.

અમેરિકાના સયુક્ત રાજ્યમા શિક્ષણના જેટલા જેટલા પ્રકાર છે તેટલા કદાચિત્ અન્ય દેશોમા નહિ હોય । તેમજ એ દેશમા કોઇ નગર એવુ નહિ હશે કે જેમા એક પણ વિશ્વવિદ્યાલય નહિ હોય । ન્યુયોર્ક નગરમા મ્હોટા મ્હોટાં ત્રણ વિશ્વવિદ્યાલયો છે ત્હેમા કોલમ્બિયાનું વિશ્વવિદ્યાલય સર્વથી મ્હોટુ છે એનુ થોડુક વૃતાત હુ વાચકોને માટે નીચે મુજબ આપુ છુ

અમેરિકામા સન્ ૧૭૭૬ ની પહેલા અગ્રેજી રાજ્ય હતુ તે વખતે સન ૧૭૫૪ મા અગ્રેજોએ ન્યુયોર્ક ( New York ) નગરમા એક ન્હાની કૉલેજ ખોલી હતી કે જેનુ નામ તેઓએ " કીંગ્ઝ કૉલેજ ( Kings College ) રાખ્યુ હતું જ્યારે એ દેશમા સ્વતત્રતા દેવી સ્થાપિત થઈ ત્યારે સન ૧૭૮૪ મા એ કૉલેજનુ નામ બદલી " કોલમ્બિયા કૉલેજ ' ( Columbia College ) રાખવામા આવ્યુ એ કૉલેજ આજે મહાન્ વિશ્વ વિદ્યાલય બની અનેક પ્રકારનુ શિક્ષણ આપે છે

ન્યુયોર્કના એક સુન્દર સ્થાન પર વિશ્વવિદ્યાલયની છત્રીસ ઇમારતો છે ત્હેમા શિક્ષણ સબધી વિભાગ પૃથક્ પૃથક્ છે ઇ સ ૧૯૧૪ મા એ વિશ્વવિદ્યાલયના અધ્યાપકોની સંખ્યા ૯૫૧ હતી, એ વિશ્વવિદ્યાલયમા રાત્રિને સમયે પણ શિક્ષણ અપાય છે અને તે શિક્ષણના લાભ લેનારાઓની સખ્યા પણ થોડી હોતી નથી એ વિશ્વવિદ્યાલયમાં સર્વ પ્રકારનું શિક્ષણ અપાય છે ઇન્જીન્યરીંગ ડૉકટરી, વિજ્ઞાન (Science), સાહિત્ય અર્થશાસ્ત્ર, કાયદા-ઇત્યાદિ સર્વના વિભાગ પૃથક્ પૃથક્ છે

**પુસ્તકાલય.**

વિશ્વવિદ્યાલયમા એક બૃહત્ પુસ્તકાલય પણ છે અને ત્હેમા પાચ લાખથી વધારે પુસ્તક છે સર્વે વિદ્યાર્થીઓને વાચવાને માટે એ પુસ્તકાલય સવારે સાડાઆઠથી રાત્રિના અગીઆર સુધી ખુલ્લુ રહે છે વિદ્યાર્થીઓને પોતાના ગૃહે પુસ્તક વાચવા લઈ જવુ હોય ત્હેમને ગૃહે પણ લઈ જવા મળે છે એ મુખ્ય પુસ્તકાલયના પેટા વિભાગમા ઇન્જીન્યરીંગ, ડૉકટરી ખનીજ આદિ વિભાગના પૃથક્ પૃથક્ પુસ્તકાલયો છે, અને ત્હેમા તે તે વિષયના પ્રખ્યાત પુસ્તકોનો સગ્રહ છે

**શારીરિક વ્યાયામ.**

વિશ્વવિદ્યાલયમા એક બૃહત્ વ્યાયામશાળા-કસરતશાળા પણ છે તે સવારે નવ વાગ્યાથી રાત્રીના દશ વાગ્યા સુધી ખુલી રહે છે ત્હેમા વિદ્યાર્થીઓ વિવિધ પ્રકારના વ્યાયામ કરે છે અને ત્હેમના શારીરિક પરીક્ષાને માટે એક ચતુર ડાક્ટર પણ રોકેલો છે, તે સર્વ વિદ્યાર્થીઓના શરીર તપાસી ત્હેમની શારીરિક સ્થિતિના પ્રમાણમા ત્હેમને અમુક અમુક વ્યાયામ કરવાનું સૂચવે છે

આ વ્યાયામશાળાના મકાનના બે ભાગ છે ઉપરના ભાગમા જુદા જુદા પ્રકારના વ્યાયામ કરવાનો સામાન રહે છે અને નીચેના ભાગમા એક સુન્દર તળાવ કુવારો, હોજ વગેરે સ્નાન કરવાના સાધનો છે

આ વિદ્યાલયના દરેક વિદ્યાર્થીને બે કલાક સુધી તો વ્યાયામ કરવોજ પડે છે, અને તેથી તેમનામા આરોગ્યતા, શક્તિ, સાહસ, સુન્દરતા તથા સહનશિલતા ઉત્પન્ન થાય છે, તથા તેઓ આ સંસારમા સર્વ પ્રકારનાં યોગ્ય કામો કરવાને શક્તિવાન્ થાય છે.

આ સિવાય વિશ્વવિદ્યાલયની પાસે એક મ્હોટું મેદાન છે, તેમા ક્રીકેટ, ફુટબૉલ, રનીંગ-ગેલ, ટેનીસ વગેરે રમવાની વિશાળ જગ્યા છે વિશ્વવિદ્યાલયની પાસેની નદી પાસે એક નૌકા-ગૃહ છે, તેમા અનેક નાવો રહે છે તેમા બેસીને વિદ્યાર્થીઓ નદીમા સહેલ કરવા નીકળી પડે છે.

**વિદ્યાર્થીઓને કામ બતલાવનારી ઍમ્પ્લૉયમૅન્ટ કમિટી—**

**(Employment Committee).**

અમેરિકામા વિદ્યાર્થીઓ પોતાના વિદ્યાર્થીજીવનમા દ્રવ્ય કમાઇને વિદ્યાધ્યયન કરે છે આ કાર્યમાં વિદ્યાર્થીઓને ઉત્સાહિત અને મદદ કરવા માટે શિક્ષકોની સભાઓ થાય છે (એ શિક્ષકો) વિદ્યાર્થીની યોગ્યતાના પ્રમાણમા ભિન્ન ભિન્ન પ્રકારનું કાર્ય સોંપે છે. આવી એક સભા કોલમ્બિઆ વિશ્વવિદ્યાલયમાં પણ છે. એમા વિદ્યાર્થીઓને અમુક અમુક કામ સોંપીને સહાયતા આપવામા આવે છે વિદ્યાર્થીઓને એ કામમા ધાસ કરીને શીખવવાનું, અનુવાદ કરવાનું, પત્રોમાં લેખ મોકલવાનુ, જુદી જુદી જાતની નકશો કરવાનુ, રાત્રિની સ્કુલોમા શીખવવાનું, છાપખાનામાં લેખ, અથવા ચિઠ્ઠીઓ છાપવાનું વિગેરે કામ સોંપાય છે. આવા આવા પ્રકારના કાર્ય કર્યાથી વર્ષમા ત્રણ લાખથી, પણ વધારે રૂપિયાની પેદાશ થાય છે. જે વિદ્યાર્થીઓ દૂર દેશથી વિદ્યાધ્યયન કરવાને આવે છે તેમને આ સભા સહાયતા આપે છે અને તેથી તેઓને પોતાના જીવિકા-નિર્વાહની કાંઈ પણ ચિન્તા રહેતી નથી.

**વિદ્યાર્થીઓનું સ્વાસ્થ્ય-રક્ષણ—**

વિદ્યાર્થીઓના શરીરની દેખરેખ રાખવા માટે કૉલેજમા એક ડૉક્ટર હોય છે, તે વિદ્યાર્થીઓના સ્વાસ્થ્યની પરીક્ષા કરે છે, તેનુ ઔષધાલય હમેશ ખુલ્લુ રહે છે જે વિદ્યાર્થીઓને ઔષધ જોઇએ છીએ તે આ ઔષધાલયમાંથી લઇ આવે છે.

**વિદ્યાર્થીઓનુ નિવાસ-સ્થાન—**

વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓને માટે ત્રણ બૉર્ડિંગ-હાઉસ (Boarding House) અર્થાત્ નિવાસ-ગૃહ છે તેમા બધા મળીને ૮૦૦ વિદ્યાર્થીઓ રહી શકે છે દરેક નિવાસ-ગૃહ ૧૩૭ ફીટ લાંબુ અને ૬૦ ફીટ પહોળું તથા દશ દશ માળ ઉંચુ છે એમા વીજળીની રોશની, ટેલીફોન, તથા સ્નાન કરવાને માટે સુન્દર ફુવારા પણ છે

પ્રત્યેક વિદ્યાર્થીને બબ્બે રૂમ (Room) આપે છે એક સુવાનો અને બીજો અધ્યયન કરવાનો બેઉ ઓરડાની છતો અને દીવાલો ચિત્રકારી કાગળોથી મઢેલી હોય છે, સુવાને માટે લોઢાના પેચદાર પલંગો કમાનવાળા હોય છે અને તેના પર ગાદલા અને ચાદર વિગેરે જરૂરી સામાનથી તે સુસજ્જિત હોય છે અભ્યાસ કરવાના રૂમ-ઓરડામાં કપડા ભેરવવા માટે સુંદર ખીંટીઓ હોય છે અને અભ્યાસ કરવા માટે ટેબલ, ખુરશી વગેરે ઉપયોગી સામાન પણ હોય છે

પ્રત્યેક નિવાસ-ગૃહની અંદર નીચેના માળમા એક બૃહત્ સભાભવન હોય છે તેમાં વિદ્યાર્થીઓ એકત્ર થઇ ભિન્ન ભિન્ન વિષયો પર ચર્ચા કરે છે તથા સન્ધ્યાકાળે ત્યા જઇ વર્તમાનપત્રો વાંચે છે આ નિવાસ-ગૃહો સિવાય વિશ્વવિદ્યાલયની પાસે અનેક બીજા ગૃહો હોય છે; તેમાં એક અઠવાડીએ પચ્ચીસ રૂપિયા આપવાથી ઉત્તમ પ્રકારનું ભોજન મળે છે અને રહેવા માટે બીજા રૂમો પણ મળી શકે છે.

વ્યાખ્યાન—

વિદ્યાર્થીઓના જ્ઞાનની વૃદ્ધિ થવા માટે શિક્ષક સિવાય મ્હોટા મ્હોટા વિદ્વાન વક્તાઓને અન્ય દેશોમાથી બોલાવે છે અને તેમની પાસે ભિન્ન ભિન્ન વિષયો પર વ્યાખ્યાન અપાવે છે. વિદ્યાર્થીઓના મનોરંજનાર્થે સારા સારા શિક્ષણપ્રદ નાટકો પણ એ વિશ્વવિદ્યાલયમા થાય છે. વળી સંગીતનું પણ રસાસ્વાદન ચખાડવામા આવે છે

દેવળ.

વિશ્વવિદ્યાલયમાં એક અર્દ્ધ–ગોલાકાર બૃહત્ દેવળ છે, અને તેમાં ૧૦૫૦ ખુરશીઓ રહે છે. આ દેવળમા એક વિદ્વાન અને ઉદાર હૃદયના પાદરીની નિમણૂંક કરેલી હોય છે. તે વિદ્યાર્થીઓને ધાર્મિક અને સામાજીક ઉપદેશ આપે છે. આ લાભ લેવા માટે વિદ્યાર્થીઓને વિશ્વવિદ્યાલયમાંથી બારથી સાડાબાર સુધી રજા મળે છે. વિદ્યાર્થીઓએ રોજમાં એ દેવળમાં જઇ ધર્મોપદેશ સાભળે છે આ દેવળમાં એક ભારે કીમતનું "ઓર્ગન" (Organ) વાજુ છે અને તે વિદ્યાર્થીઓના આનંદને માટે કોઈ કોઇ સમય વગાડવામાં આવે છે.

વ્યાખ્યાન-ભુવન.

આ ભુવન બહુ વિશાળ છે. એમાં વિદ્યાર્થીઓની જુદી જુદી સભાઓ થાય છે. આ સભાઓમા સબંધ રાખનારાઓની એક સર્વજાતીય કલબ (Cosmapolitan Club) હોય છે. ત્હેમા આખી દુનિઆના સર્વ દેશના વિદ્યાર્થીઓ ભેગા થાય છે આ કલબનો સભાનો વાર્ષિકોત્સવ પણ થાય છે, અને ત્હેમા દરેક દેશના પ્રતિનિધિ વિદ્યાર્થીઓ પોતપોતાના દેશનો સ્વદેશી પોષાક પહેરીને પોતપોતાની સ્વભાષામાં ગાયન ગાઇ આનંદ મેળવે છે. ઇ. સ. ૧૯૧૩ના વાર્ષિકોત્વમાં નિમ્ન લિખિત "ડ્રીંકીંગ સૉગ" (Drinking Song) વિદ્યાર્થીઓએ ઘણા ઉમંગથી ગાયું હતું

***Drinking Song.**

Columbia! Columbia! here's to thy name,
Columbia! Columbia! here's to thy fame,
Drink! Drink! Drink to thy name,
Drink! Drink! Drink to thy fame,
C-o-l-u-m-b-i-a! Columbia, dear old Columbia,
dear old Columbia,
C-o-l-u-m-b-i-a! Colombia, dear old Columbia,
dear old Columbia.

શિષ્યવૃત્તિ-સ્કૉલરશિપો. (Scholarship)—

વિશ્વવિદ્યાલયમા વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ–સ્કૉલરશિપો મળે છે, તેમજ પારિતોષિક–ઇનીઆમ પણ ઘણા અપાય છે.

આ મહાન્ વિશ્વવિદ્યાલયમા જઇને જોતાં શિક્ષણ એ શી વસ્તુ છે અને તેનો ઉદ્દેશ કેવો હોવો જોઇએ તે સ્પષ્ટ માલમ પડે છે. અસ્તુ!

રા. શશિકર.

* વડોદરામાં થોડા સમય પર માસિકોનું પ્રદર્શન ભરાયુ હતુ તેમા કોલબિયાને લગતા એક માસિકમાથી આ ગીત લેવામાં આવ્યુ છે.

સં. ૧૨૭૮ ના માઘ શુદિ ૬ ને દિને સંવેદેવાચાર્યે તેમનું જાલોર નગરમાં પદસ્થાપન કર્યું. સંવત્ ૧૩૩૧ ના આશ્વિન વદિ ૬ ને દિને સ્વર્ગવાસ કર્યો. આ આચાર્યના હાથથી સંવત્ ૧૨૯૯ માં શ્રાવક લાચનને ભણવા માટે તાડપત્ર પેર લખેલી હરિભદ્રસૂરિ રચિત સમરાદિત્ય ચારિત્રની પ્રતિ હાલ પણ ખંભાતમાં મોજૂદ છે. વળી આ આચાર્યે ચંદ્રપ્રભ સ્વામિ ચરિત્ર નામનો ગ્રંથ રચ્યો છે. આ આચાર્યના શિષ્યે અભયતિલક ગણિએ દ્વયાશ્રય કાવ્ય પર તથા દ્વયાશ્રયકોષ પર શ્લોકબદ્ધ ટીકાઓ રચેલી છે.

આ બે પટ્ટધરનો ઇતિહાસ જોતાં તુરતજ જણાયું કે ૪૭ મા પટ્ટધર જિનેશ્વરસૂરિનાં પિતાનું જે નામ ભાંડાગારિક નેમિચંદ્ર છે તેજ આ છે. ભાંડારી એ ઓસવાળ વણિકમાં તેમનો જન્મ સૂચવે છે. અને નેમિચંદ્રનાં પત્નિનું નામ લક્ષ્મી હતું. તેનો નિવાસ મરોટ ગામમાં હતો. તેની સંમતિથી પોતાના પુત્ર અંબડે દીક્ષા લઈ આખરે આચાર્ય થઈ પટ્ટધર પદ મેળવ્યું હતું. આ દીક્ષા સં. ૧૨૫૫ માં લેવાઈ, અને જિનપતિ સૂરિએ આચાર્યપદ સં. ૧૨૨૩ માં મેળવ્યું તો આ બેની અંતરાલમાં એટલે સં. ૧૨૨૩ થી સં. ૧૨૫૫ સુધીમાં નેમિચંદ્ર અવશ્ય વિદ્યમાન હોવા જોઇએ એ નિર્વિવાદ છે. આ રીતે સંવત્ તેરમા સૈકામાં નેમિચંદ્રનો સમય સ્પષ્ટ રીતે નિર્ણીત થાય છે, કે જેમાં તપાગચ્છની ઉત્પત્તિ જગચ્ચંદ્ર સૂરિએ કરી. ( સં. ૧૨૮૫. )

એક ચોરી પકડાઈ!—હવે સને ૧૯૦૮માં જયચંદ્ર સીતારામ શ્રાવણે નામના વર્ધા નિવાસી સૈતવાલ જૈને 'શ્રીમાન્ ભંડારી નેમિચંદ્ર આચાર્ય વિરચિત ઉપદેશ સિદ્ધાંતરત્નમાલા' નામનું પુસ્તક ગાથાના મરાઠી હીંદી અર્થ અને વિવેચન સહિત બહાર પાડ્યું છે તેની પ્રસ્તાવનામાં જણાવ્યું છે કે " અનુમાન હોતા હૈ કિ કિસી સમય રક્તામ્બર શ્વેતામ્બરાદિ મિથ્યા ભેષધારી પાખંડિયોંને જૈનસમાજકો બહકાકર અપના વ રાગદ્વેષી કુદેવોં કે ભક્તવના જિનમતસે ઉલટે માર્ગમેં લગા દિયા ઉનપર દયા દૃષ્ટિ કરકે શ્રીમાન્ પંડિતવર્ય નેમિચંદ્ર ભંડારીને યહ ઉપદેશસિદ્ધાન્ત રત્નમાલા નામક ગ્રંથ રચકર ભોલી ભાલી જૈનસમાજકા બહુત ઉપકાર કિયા હૈ. વર્તમાન સમયમેં ભી અનેક ભેષધારી પાખંડી હમારી જૈનસમાજમેં દેખે જાતે હૈ. જો કિ અપને કો ગુરૂ મનાકરે ભોલે ભાઇયોંસે પાંવ પૂજા કર ધનાદિક ઠગતે ફિરતે હૈ ઔર જિનમતસે ઉલટે માર્ગપર ચલાકર કુદેવોં કે ભક્ત બના અજ્ઞાનાંધકાર મેં ડબો દિયા હૈ. ઐસે ભાઇયોં કો સુદેવ કુદેવ સુગુરૂ કુગુરૂ સમઝાનેકે લિયે યહ ગ્રંથ અતિશય ઉપયોગી સમઝ હમારે મિત્રવર્ય પંડિત પન્નાલાલજી બાકલીવાલ સંજાણુંગંઢ નિવાસીને શ્રીમાન્ પંડિતવીર્ય ભાગચંદજી કૃત વચનિકા ટીકા કે સહારેસે સરલ હિન્દી ભાષામેં અનુવાદ કર ઇસ ગ્રંથ કે છપા દેનેકી પ્રેરણા કરી......",

આ ઉપરથી કંઈક એવું સમજાય છે કે દિગંબરી પંડિત ભાગચંદજી કે જેનું મરણ-શય્યાવાળું ચિત્ર જૈન પ્રભાતના હમણાજ પ્રસિદ્ધ થયેલા ભાદ્રપદના અંકમાં આપવામાં આવ્યું છે. તેણેજ વિક્રમ સંવત ૧૯૧૨માં વચનિકા કરી. નેમિચંદ્રને દિગંબરી લેખી તેના મૂળગ્રંથ ષષ્ટી શતકને ઉપદેશસિદ્ધાન્ત રત્નમાલાનું જૂદુંજ નામ આપી રક્તાંબર ( દિગંબરી ભટ્ટારકો ) શ્વેતામ્બર પર આક્ષેપ કરવાનો માર્ગ ગ્રહણ કર્યો છે અને તેથીજ પંડિત ભાગચંદજી ન્યાય પ્રિય શ્રીયુત્ પન્નાલાલ બાકલીવાલ જેવા સજ્જનને તથા ઉક્ત જયચંદ્ર સીતારામને ભૂલથી દોરાવું પડ્યું હોય અને ઉપરની આક્ષેપાત્મક પ્રસ્તાવના લખવા પ્રગટ કરવાનો દોષ વહોરી લેવો પડ્યો હોય એવું કંઈ સારામાં સારો વિચાર કરીએ તો જણાય છે.

સ્વ. પંડિત ભાગચંદ્રે નિષ્કર્ષ રૂપે જે સવૈયો બનાવ્યો છે તે આ ગ્રંથને છેવટે આપેલ છે કે:—

રાગાદિક દોષ જામે પાઇયે કુદેવ સોય, તાંકો ત્યાગ વીતરાગ દેવ ઉર લાઇયે;
વસ્ત્રાદિક ગ્રંથ ધાર કુગુરૂ વિચાર તિન્હેં, ગુરૂ નિર્ગ્રંથકો યથાર્થરૂપ ધ્યાઇયે;
હિંસામય કર્મ સો કુધર્મ ત્યાગ દયામય, ધર્મતાહિ નિશદિન ભાઇયે;
સમ્યક્ દર્શ મૂલ કારણ પ્રધાન યેહિ, ઇનકે વિચારમેં ન કહું અલસાઇયે.

આમાં કુગુરૂ શ્વેતાંબરાદિ વસ્ત્રધારી મુનિઓને જણાવ્યા છે અને તેથી તે પરે આક્ષેપ કર્યો છે એ સ્પષ્ટ છે, અને વસ્ત્ર રહિતને નિર્ગ્રંથ કહી તેને સુગુરૂ તરીકે ધ્યેય ગણ્યા છે તેથી પોતાના પક્ષને ટેકો આપ્યો છે એ પણ સ્પષ્ટ છે. પરંતુ મૂલ ગ્રંથ શ્વેતાંબરી હોવા છતાં તેને દિગંબરી ગણાવી તેના પર આવાં કથનો કરવાં તેને બદલે કોઈ દિગંબરી ગ્રંથપર ટીકા કરતાં એવાં કથનો કર્યાં હોત તો કદાચ ક્ષંતવ્ય ગણાત. આ ઉપરાંત આ શ્વેતાંબર ગ્રંથની મૂળ ગાથાનો અર્થ કરતાં જ્યાં જ્યાં 'સુગુરૂ' શબ્દ આવેલો છે તેનો અર્થ પોતાનો પક્ષ સિદ્ધ કરવા નિર્ગ્રંથ ગુરૂ, બાહ્યાભ્યંતર પરિગ્રહ રહિત શુદ્ધ ગુરૂ એવા કરેલા છે. જુઓ ગાથા ૨૩ નો અર્થ, તેમજ બીજી ગાથાઓ દાખલા તરીકે:—

**सव्वो विअरहदेवो सुगुरु गुरु भणइणाममत्तेण ।**
**ते सिं सरुप सुहयं पुण्यविहूणां ण पावंति ॥ २३ ॥**

**હિંદી અર્થ**—અર્હત દેવ ઔર નિર્ગ્રન્થ ગુરૂ ઇસ પ્રકાર તો સભીનામ માત્ર કહતે હૈં પરંતુ ઉનકા યથાર્થ સ્વરૂપ ભાગ્યહીન જીવ હૈં વે નહિ પાતે. **ભાવાર્થ**—નામ માત્ર કરતો અર્હત દેવ નિર્ગ્રન્થ ગુરૂ શ્વેતામ્બરાદિક ભી કહતે હૈ પરન્તુ યથાર્થ સ્વરૂપ નહિં જાનતે. ઇસિ કારણ જિન વાણીકે અનુસાર અર્હંતાદિકકા સચ્ચા સ્વરૂપ અવશ્યહી નિશ્ચય કરના ચાહિયે.

આમાં ખરો અર્થ એ છે કે વીતરાગ દેવ અને સુગુરૂ સર્વે નામ માત્ર કહે છે, પરંતુ તેનું સ્વરૂપ સૌભાગ્ય પુણ્ય વિહીન જનો પામતા નથી; છતાં તેને મારી મચડીને કેવો ખોટો ભાવાર્થ બેસાડી દે છે ! આમ કરવાથીજ બન્ને સંપ્રદાયો વચ્ચે વિશેષ ને વિશેષ વિરોધ રહે તેમાં નવાઈ શું છે ? (અપૂર્ણ.)

**મોહનલાલ દલીચંદ દેસાઈ.** બી. એ. એલ. એલ. બી.

## બુદ્ધિપ્રભા.

બુદ્ધિપ્રભા સાત વર્ષ પુરાં કરી આઠમા વર્ષમાં પ્રવેશ કરે છે. આઠના આંકનું મહત્વ સમજી જીવો પોતાનું કર્તવ્ય નક્કી કરી તદનુસાર વર્તન કરે તો જરૂર તેઓ જગતમાં મહાન પદ મેળવી શકે.

જગતમાં વસતા તમામ જીવો કર્મને વશ છે. જગતમાં પ્રાણી પદાર્થની વિચિત્ર સ્થિતિ જોવામાં આવે છે. એકજ જગ્યાએ ઉત્પન્ન થયાં છતાં, જુદા જુદા સ્વભાવને ધારણ કરે છે, અને ઉન્નતિ ક્રમમાં તફાવત જોવામાં આવે છે. એ તમામનું કારણ જોઇશું તો તેમાં કર્મની રચના સિવાય કંઇ માલમ પડશે નહિં. આ કર્મનાં મુખ્ય ભેદ જ્ઞાનીઓએ આઠ બતાવેલા છે. આ આઠ કર્મનો સર્વથા નાશ કરનાર જગતમાં સામાન્ય કોટીમાંથી નીકળી પરમાત્મપદ પામી શકે છે. પછી તેને જન્મ મરણ કરવાનું હોતું નથી.

આ આઠ પ્રકારના કર્મમાં જ્ઞાનાવર્ણી નામનું પહેલું કર્મ છે. તે પ્રાણીના જ્ઞાન ગુણને ઢાંકી નાખે છે. મનુષ્યબુદ્ધિમાં જે ભેદ અથવા વિષમતા જોવામાં આવે છે, તેમાં હેતુભૂત આ કર્મ છે. અજ્ઞાન દશામાંથી આગળ વધી જ્ઞાની થવાને માટે જ્ઞાનાવર્ણી નામનું કર્મ છે તે ખતાવવાને માટે યત્ન કરવાની જરૂર છે. ઉદ્યમના પ્રભાવથી જેમ જેમ એ કર્મનો ક્ષયોપશમ થાય છે, તેમ તેમ બુદ્ધિમાં વધારો થાય છે. જ્યારે સર્વથા એ કર્મ ખપાવે છે. ત્યારે અનંત જ્ઞાનશક્તિ એ પ્રાણી પ્રગટ કરે છે. એ શક્તિ દરેક પ્રાણીમાં રહેલી છે. એ શક્તિ એ આત્મિકશક્તિ છે. એ પ્રગટ થયા પછી આ વિશ્વ–લોકા લોકમાં રહેલા પદાર્થને સંપૂર્ણપણે જાણી શકે છે. ભૂત ભવિષ્ય અને વર્તમાનનું તેને સંપૂર્ણ જ્ઞાન થાય છે. જ્ઞાનના પાંચ ભેદ છે. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનપર્યવજ્ઞાન, અને કેવળજ્ઞાન. સંપૂર્ણજ્ઞાનાવર્ણી કર્મનો નાશ કરી જીવ કેવળજ્ઞાન પ્રગટ કરે તે પહેલાં તેનામાં જે જ્ઞાન હોય છે તેના મુખ્ય ચાર ભેદ પાડેલા છે. એ ચાર જ્ઞાન ક્ષયોપશમ ભાવના છે. જ્ઞાન અને અજ્ઞાન એ બે જગતમાં હોય છે. માણસ ગમે તેવાં હુશીયાર અને બુદ્ધિશાળી હોય પણ તેનામાં સમ્યક્‌ભાવ–જે રાગ દ્વેશની ગાંઠનો છેદ કરવાથી ઉત્પન્ન થાય છે, તે આવ્યા સિવાય તેનું જ્ઞાન એ અજ્ઞાનની કોટીમાં ગણેલું છે. શાસ્ત્ર દૃષ્ટિથી તેનું જ્ઞાન અજ્ઞાનમાં આવે છે. મતિ અજ્ઞાન અને મતિ જ્ઞાનમાં મુખ્યત્વે તારતમ્યતા એ છે કે વસ્તુ ધર્મની વિચારણામાં મતિ જ્ઞાનવાળો તેનો ભાવ યથાર્થ રીતે જણાવશે, ત્યારે મતિ અજ્ઞાનવાળો તેનો વિપરીત ભાવ જણાવશે. આ મતિજ્ઞાન ઈંદ્રિજનીત છે. જે પાંચ ઇંદ્રિ અને છઠ્ઠા મન સાથે સંબંધ ધરાવે છે. મતિજ્ઞાનની સાથે બીજું શ્રુતજ્ઞાન આવે છે. આ શ્રુતજ્ઞાન અક્ષરથી થાય છે. એ પણ મતિજ્ઞાન અથવા મતિ અજ્ઞાનની સાથે રહેવાથી શ્રુતજ્ઞાન અથવા શ્રુત અજ્ઞાન તરીકે ગણાય છે. શ્રુતજ્ઞાનનો એટલો બધો પ્રભાવ છે કે સંપૂર્ણ કેવળજ્ઞાની પોતાના કેવળજ્ઞાનથી જગતમાં રહેલા વસ્તુના ધર્મ, સ્વભાવ જે પ્રમાણે જાણે છે તેજ પ્રમાણે શ્રુતજ્ઞાની શ્રુતજ્ઞાનના બળ વડે જાણે છે. આ જ્ઞાન પણ ઈંદ્રિયજનીત છે. શ્રુતજ્ઞાન અને મતિજ્ઞાન સાથે સાથે રહેવાવાળા છે. ક્ષયોપશમભાવથી જેનામાં મતિજ્ઞાનની નિર્મળતા જેટલા જેટલા અંશે વધે છે. તેટલા તેટલા અંશે તેનામાં શ્રુતજ્ઞાનની પણ નિર્મળતા વધે છે. આ કાળમાં મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન તથા મતિઅજ્ઞાન અને શ્રુત અજ્ઞાનજ વર્તે છે. કેવળજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાનનો અભાવ છે; અવધિ જ્ઞાનનો પણ પ્રાયે અભાવ છે. યથાર્થ આ પાંચે જ્ઞાનનું જ્ઞાન એ તત્વજ્ઞાન છે. અને સદ્‌ગુરૂની કૃપાથી પ્રાપ્ત થઈ શકે છે.

જ્ઞાનનું ફળ વિરતી છે. એટલે સમ્યક્‌જ્ઞાન જીવોને ચારિત્રવાન બનાવે છે. જે જ્ઞાન માણસના ચારિત્રને સુધારવા સમર્થ થતું નથી. એટલે જ્ઞાન મેળવ્યા પછી તેના વર્તનમાં સુધારો થતો નથી એ જ્ઞાનનું તેણે ફળ મેળવ્યું નથી એમ મનાય છે. સદ્‌જ્ઞાનથી મનુષ્યતામાં સદ્‌ભાવના ઉત્પન્ન થવી જોઇએ, અને સદ્‌ભાવના ઉત્પન્ન થયાથી યથાશક્તિ સદ્‌ભાવના અનુસાર પોતાનું ચારિત્ર સુધારવા તેણે પ્રયત્ન કરવોજ જોઇએ. જ્ઞાન મેળવ્યા પછી તેના ફળરૂપે જે પોતાના ચારિત્રમાં યથાયોગ સુધારો કરવાને પ્રયત્ન કરવામાં ન આવે, સારા ગુણો પ્રાપ્ત કરવા યોગ્ય ઉદ્યમ કરવામાં ન આવે તો તેણે જ્ઞાન મેળવવામાં કાઢેલો કાળ વૃથા ગુમાવ્યા બરાબર છે. જગતમાં એકલા જ્ઞાની કરતાં જ્ઞાનચારિત્રવાનજ વધારે પૂજનીક છે, અને તેજ બીજાઓને ઉપકાર કરી શકે છે. તેજ બુદ્ધિપ્રભાની સાર્થકતા છે.

જ્ઞાનાવર્ણાદિ આઠ કર્મ નાશ પામવાથી આઠ ગુણો પ્રગટ થાય છે. અને તે સિદ્ધપદ–પરમાત્મપદ મેળવી શકે છે. એ પદ એવા પ્રકારનું છે કે જે પ્રાપ્ત થયા પછી જતું નથી. તે

પછી મનુષ્યને જન્મ મરણ કરવું પડતું નથી. એ પદ પ્રાપ્ત કરવાનો અધિકારી પંચેંદ્રિ મનુષ્ય છે. સાધ્ય ધ્યાનમાં રાખી અત્યારથીજ તેનું સાધન કરવાને પ્રયત્ન કરવામાં આવે તો તેને અનંતકાળ આ લોકમાં જન્મ મરણ કરવાં નહિ પડતાં પરિમીત કાળમાંજ તે સાધ્ય પ્રાપ્ત કરી શકશે એમ જ્ઞાનીઓનું કથન છે અને તે સત્ય છે એમ આપણી પ્રતીતિ થાય છે.

જેનામાં સમ્યક્ બુદ્ધિપ્રભા હોય છે તેજ આ રસ્તે પ્રયાણ કરે છે. આ સમ્યક્ બુદ્ધિપ્રભા પ્રાપ્ત કરવા માટે બુદ્ધિના આઠ ગુણોનું સ્વરૂપ સમજી તેમાંથી યથાયોગ્ય પ્રવૃત્તિ કરવી જોઇએ અને બુદ્ધિના આઠ વિકાર-દોષનો ત્યાગ કરવો જોઇએ.

આઠ પ્રકારના મદનું સ્વરૂપ સમજી મદનો ત્યાગ કરવો જોઇએ, કેમકે આઠ મદમાંનો એક પણ મદ જો મનુષ્યમાં હોય છે તો તે તેની બુદ્ધિપ્રભાને વિકળ બનાવી નાખે છે. જાતીમદ, કુળમદ, બળમદ, રૂપમદ, તપમદ, રૂદ્ધિમદ, જ્ઞાનમદ અને લાભમદ આ આઠેનું યથાર્થ સ્વરૂપ સમજી તેમાં આપણે ફસાઇ પડીએ નહિ એની સંભાળ રાખી વર્તીએ તો બેશક બુદ્ધિપ્રભા યથાર્થ ખીલે પણ આ આઠમાંનો એક અથવા એકથી અધિક જો આપણામાં હોય તો તે આપણને નાશ કરવાને આપણી પ્રગતિ અટકાવવાને સમર્થ નિવડે છે.

પરમાત્માનું નામ સ્મરણ આપણે હમેશ કરીએ છીએ. તેઓ આઠ પ્રકારના કર્મથી રહિત હોય છે. તેઓની સ્થાપના જે શાસ્ત્રોક્ત છે, તેની ઉપાસના આપણે કરવી જોઇએ. તેમના યથાર્થ સ્વરૂપનું ઓળખાણ કરી તેમની ઉપાસના કરવાથી આપણે આપણું સ્વરૂપ ઓળખી શકીએ છીએ. તેમની અષ્ટ પ્રકારી પૂજા એ પણ આપણી ઉન્નતિમાં મુખ્ય સાધનભુત છે. તેમની હમેશ પૂજા કરવાથી આપણે આપણા સાધ્યમાં આગળ વધી શકીએ છીએ. કીર્તિ અથવા પુદ્‌ગલીક લાભની ઇચ્છા સિવાય દ્રવ્યભાવથી તેમની ઉપાસના-ભક્તિ કરવાથી આપણામાં અનેક ગુણ ખીલે છે. એનો અભ્યાસ કરવાને આપણે પ્રયત્ન કરીશું તો અનુભવથી આપણી ખાત્રી થશે કે તે એક મહાન્ સાધન છે. સાધકને મહાન્ ઉપકારી છે. અધ્યાત્મગુણ મેળવવાને તે એક પ્રબળ નિમિત્ત સાધન છે.

આઠ પ્રકારના પ્રમાદનું સ્વરૂપ જાણીને પ્રમાદનો ત્યાગ કરવામાં આવે તો તેથી પણ બુદ્ધિનો વિકારો નાશ પામી બુદ્ધિપ્રભા પ્રગટ થાય છે.

બુદ્ધિના સંબધમાં જો એવા પ્રકારની સમજુત હોય કે માણસને જન્મથી તે પ્રાપ્ત થઇ હોય તેજ કાયમ રહે છે, તે કંઇ વધારી વધતી નથી અને ઘટાડી ઘટતી નથી તો તે સમજુત યથાર્થ નથી. તેને ખીલવવાને અથવા તેને નાબુદ કરવાને પ્રયત્ન કરે તો તે બન્ને રીતે બની શકે છે. બુદ્ધિ વધારવાના, તેની પ્રભા ખીલવવાના અનેક પ્રકાર છે. સદ્‌શાસ્ત્ર, અભ્યાસ, વાંચન, સદ્‌સમાગમ અને સદાચારથી તેનામાં વધારો થઇ શકે છે. વૈદ્યકલ્પતરૂ નામના અત્રે પ્રગટ થતા માસિક પત્રે ગરીબોનો વૈદ્ય એ નામના પુસ્તકના ત્રણ ભાગ બહાર પડ્યા છે, તેના ત્રીજા ભાગના પૃષ્ઠ ૮૫ ઉપર બુદ્ધિ તથા સ્મરણશક્તિ વધારવાના ઉપાયનું વિવેચન કરેલું છે તે વાંચવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. સદાચાર અને ખાનપાન સંબધે તેમાં નીચે પ્રમાણે જણાવેલું છે.

સદાચાર—સદાચારની એટલે સદ્‌વર્તનની બુદ્ધિ ઉપર ઘણી અસર છે.

(૧) શુદ્ધતા તથા સ્વચ્છતા રાખવી. શરીર સ્વચ્છ હોય છે તો મન સ્વચ્છ નિર્મળ રહે અને મન નિર્મળ હોય છે તોજ બુદ્ધિ ખીલે છે.

(૨) બ્રહ્મચર્ય પાળવું—જેઓ યથાર્થ બ્રહ્મચર્ય પાળતા નથી; અને યથેચ્છ વર્તન કરે છે, તેમની મગજશક્તિ નબળી પડે છે, અને તેથી બુદ્ધિ તથા યાદશક્તિ મંદ પડે છે પણ વિષયી જુવાનો અર્ધા પાગલ થઈ ગએલા તથા સ્મરણશક્તિ પણ ખોઈ બેઠેલા અમે જોયા છે.

(૩) બીજા કેટલાક દુર્ગુણો છે. વ્યભિચાર, ચોરી, કપટ, અસત્ય વગેરે દુર્ગુણોની પણ બુદ્ધિ ઉપર નઠારી અસર થાય છે.

(૪) ક્રોધ, શોક, લોભ, ઇર્ષ્યા, પણ બુદ્ધિનો નાશ કરે છે.

ખાનપાન—ખાનપાનની બુદ્ધિ ઉપર જલદી અસર થાય છે. એ તો બહુ સમજાય એવી વાત છે. ઉપર કહ્યું તેમ દારૂ તથા વ્યસનો બુદ્ધિને જરૂર બગાડે છે. તામસી ખોરાક—બહુ તીખા, બહુ ખારા, બહુ ખાટા ખોરાક લોહીને બગાડે છે, તપાવે છે, અને એજ લોહી મગજને પોષણ આવનાર હોવાથી તે બગડેલું તપેલું લોહી મગજને પણ બગાડે છે, તથા તપાવે છે. અને બુદ્ધિમાં ફેરફાર કરી નાખે છે. માટે—

(૧) ખાનપાનમાં વ્યસનની માદક ચીજોનો કદી પણ ઉપયોગ કરવો નહિ. દારૂ અફીણ ગાંજો વગેરે.

(૨) ખાનપાનમાં તામસી દ્રવ્યોનો ઉપયોગ કરવો નહિ. પૂર્વે બ્રાહ્મણોનો ખોરાક બહુજ સાત્વિક હતો, અને તેથી બ્રાહ્મણો જગતગુરૂ તથા પૂજ્યપણાની પદ્દીને લાયક થયા હતા.

(૩) બુદ્ધિ વધારનાર સાત્વિક ભોજનમાં નીચેની વસ્તુઓને મુખ્ય ગણવામાં આવી છે. ચોખા, દુધ, ઘી, *માખણ, મલાઈ, ઘઉં, મગની દાળ, તુવેરની દાળ, સુકો મેવો, લીલાં ફળો, અને કેટલાંક સાદાં શાકપત્ર, આ બધામાં પણ ચોખા તથા દુધની બરોબરી કરનાર એક પણ ભોજન નથી. દુધ ગાયનુંજ.

આ ઉપરથી આપણી ખાત્રી થાય છે કે સદાચાર અને સાત્વિક ખોરાકથી આપણે આપણી બુદ્ધિપ્રભામાં વધારો કરી શકીએ છીએ. એ ઉપાયોનો ઉપયોગ કરી આપણે આપણી બુદ્ધિપ્રભા વધારવી એ આપણી ફરજ વિચારી તે પ્રમાણે વર્તન કરી જીવનને સુખી બનાવવું એજ બુદ્ધિપ્રભા પ્રાપ્ત કરવાનું સાર્થક છે.

વકીલ નંદલાલ લલ્લુભાઈ, વડોદરા.

---

## થેંક્સ—Thanks!

---

## કોઈ ફાનસ બતાવશે?

### રસ્તો જડતો નથી.

હે પરમ દયાળુ પરમાત્મા! તમે સિદ્ધ લોકમાં બેઠા બેઠા મહાલો છો, ત્યારે શું તમારા આ જુના ગોઠીઆને—હમને બીલકુલ ભુલીજ ગયા છો? શું તમોને તમારા પૂર્વ ભવ હવે યાદ પણ આવતા નથી? જ્યારે આપણે વનસ્પતિ કાયમાં સાથે ખેતરોમાં કલ્લોલ કરતા પૃથ્વિ કાયના ભવમાં નીરાંતે પ્રહોડી રહેતા, તિર્યંચના ભવમાં સાથે સાથે જંગલોમાં ફરતા, ગાડીઓ જોડાતા, હળ ખેડતા; તથા આપણો નાનકડો સંસાર માંડતા તે દિવસો શું મો

* માખણને જૈનશાસ્ત્રમાં મહાવિગય એટલે વિકૃતી કારણ ગણેલ છે ને તે અભક્ષ છે.

થયા માટે ભૂલી જવાના ? આપના જેવા મહાનુભાવને તે એવું શોભે ? તમે તો વરસીદાનની લાંચ આપીને મુક્તિના દરવાજા ઝટ ને પટ ખોલાવી નાખ્યા ને સિદ્ધ લોકમાં પહોંચી સિદ્ધશીલાપર આસન લગાવ્યું પણ હવે અમારો કોણુ બેલી ? શું એમ કહો છો કે, મ્હારી પાછળ મ્હારાં વચનો તમને મુક્તિનો માર્ગ બતાવશે ? ના પ્રભુ એ દિવસો ગયા છે ! અમને તેવી ફુરસદેય નથી ને, અમારી પાસે તમારાં વચનોય નથી. આપનાં વચનો કબાટભંડારો ને સાધુ મહારાજાઓની પોથીઓમાં નીરાંતે નિદ્રા લે છે. સાધુ મહારાજાઓને હમણાં બીલકુલ ફુરસદ નથી. શું કરે ! તેમને ચેલાઓ મેળવવામાં, પદ્વીઓ પ્રાપ્ત કરવામાં, પોતાનાથી વધુ વિદ્વાનોની અદેખાઈ કરી તેમને હલકા પાડવામાં, ઉપાશ્રયો બંધાવવામાં, અને પોતાના વાડા (વાડો) બનાવી તેને વધારવામાં જરાએ ફુરસદ નથી. હું તો ખાત્રી આપું છું કે એવી સ્થિતિમાં ભલભલાને મરવાનીએ ફુરસદ નજ મળે. છતાં પણ જ્ઞાનપંચમીને દિવસે તેઓ પોતાનાં બધાં પુસ્તકો હજારો રૂપીઆના ચંદરવા–રૂમાલપર ગોઠવી અમને દર્શન કરાવે છે એ શું બસ નથી. પણ અમને તો તે વાંચવાની પણ ફુરસદ નથી. શું પ્રભુ ! સાધુઓને સારાં સારાં ભોજન વહોરાવીએ, તેમને જોઇએ તેટલાં કાંઈ કવર આપીએ, તેમને ચેલાઓ મેળવી આપવામાં મદદ કરીએ, ને વળી વધારેમાં તેમને કજીઆ લઢવામાં દરેક મદદ આપીએ તો મુક્તિમાં તમારી પાસે અમારાથી ન અવાય ? ત્યારે શું કોઇ રસ્તોજ નથી પ્રભુ ! આ તે તમારો કેવો સ્વાર્થ ? ત્યારે પ્રભુ ! કોઇ નવો પંથ કાઢીએ તો મુક્તિ ન મળે ? સાંભળ્યું છે કે છેલ્લાં કેટલાંક વર્ષોમાં, નવા પંથો કાઢીને કેટલાક મહાન્ પુરૂષો તમારા ચરણને પ્રાપ્ત થયા છે, તો થોડાંક ભક્તો મેળવી–નવો પંથ કાઢતાં તો અમને આવડે સાહેબ ! ના ! ત્યારે હવે ? ત્યાંજ પડી રહો ? અરે એતે સાહેબ સંતોષકારક જવાબ કહેવાય ? અનાદિકાળના આપ મિત્ર વિના અમને અહિં કેમ ગમે પ્રભુ ! દિક્ષા લ્યો ? વાહ સારો રસ્તો ! ત્યારે આ દુકાનો, લક્ષ્મી, સ્ત્રી, બાલકો, સર, નાઇટ, ને એમ. એ. બી એવી ડીગ્રીઓ કે જે લોહીનું પાણી કરીને મેળવી તે નકામીજ કે ? ના પ્રભુ તે તો ના બને ? શું ગાડાં ભાડે કરી આવી ન શકાય આપની પાસે ? કહો તો ભાડું માગે તે આપીએ ! હમણાં તો વિમાનોની પણ ખોટ નથી પ્રભુ ! એમ પણ નહિ પહોંચાય ? ત્યારે શું કરવું ! શું રસ્તો બંધ છે ? તે રસ્તે ઘોર તિમીર ઢળેલું છે ? ના ! તેનો શો ભો છે ! સાહેબ ! અમારે અહિં તો હવે ઇલેકટ્રીક લાઇટો સસ્તી થઇ ગઇ છે ! ફ્લેટસનોનો તો પાર નથી. તેના અજવાળે નહિ અવાય ? શું રસ્તો જડશેજ નહિ ? એવું તે શું અંધારૂં મુક્તિના માર્ગમાં આવે છે કે વીજળીના દીવાથી પણ ન જાય, શું સર્ચ લાઇટ ન ચાલે પ્રભુ ? હેં ! નહિ ? ત્યારે હાં ! હાં ! સમજ્યો પ્રભુ ! અનાદિ કાળનું અજ્ઞાન તિમીર આત્મ પ્રવાસીને પ્રભુ પદ પહોંચવાના રસ્તામાં છવાયેલું છે ! તે હીન્કૂસ કે ડીઝ જ્યુનીઅરના ફાનસોથી નહિ જાય ? એ ફાનસ તો એવા સદ્‌ગુરૂની દુકાનેથી લેવું જોઇએ કે તે પોતાનો જ્ઞાન પ્રકાશ માનવીના હૃદયના ઉંડા ભાગમાં પાડી તેને કેવળ–જ્ઞાનમય બનાવી દે ?, ને અનિબંધ તિમીરથી છવાયેલા માર્ગને પ્રકાશીત બનાવી પ્રભુપદ બતાવે ! પ્રભુ અત્યારે તો અંહી ઘણા સાધુઓ–ગણિઓ–સન્યાસી ને આચાર્યો વિચરે છે, તેમની દુકાનો પણ ધમધોકાર ચાલે છે. ઓ દુકાનદારો ! કોઇ એવું ફાનસ આપશો કે પ્રભુપદનો રસ્તો જડે ? Thanks. થેંક્સ મળશે !

# अमे कोण छीए ?

## વાણિયા કે શ્રાવક ?

## સિંહ કે શિયાળ ?

તમે કોણ છો ? એ સવાલના જવાબમાં ઘણુંખરા જૈન ભાઈઓની રૂઢિ અને રિવાજ આજકાલ એવા જોવામાં આવ્યા છે કે–ઉક્ત સવાલના જવાબમાં તેઓ તરતજ કહી દે છે કે–' અમે તો વાણિયા છીએ !' જાણે ' વાણિયા ' એ શબ્દ તેઓને, જૈનધર્મની સાથે સાથે તેમને તેમના પૂર્વજો પાસેથી અમૂલ્ય અને અલભ્ય વારસામાં મળ્યો હોય ! તેમની મતિ પેલા સિંહના બાળકના જેવી થઈ ગઇ છે ! પોતાના ટોળામાંથી જુદો પડી જઈ બકરાંના ટોળામાં પળાઈ પોષાઈ–નાનપણમાંથીજ–તે પોતે એક બકરુંજ છે, એમ માનવા લાગ્યો. બકરાંઓ જે જે આચરણ આચરતા તેવાંજ આચરણો તે આચરવા લાગ્યો. પોતાની જાત અને જાતિ સ્વભાવને ભૂલી જઇ–પોતાની અપારશક્તિને ભૂલી જઈ–છોડી દઇ તે રાંક શિયાળીઓના ભયથી ભયભીત થતો અને તેને જોઈ પલાયન કરી જતો. એવામાં એક દિવસે પોતાના જેવાજ બીજા સિંહને જોઈ તેને પોતાના સત્ય સ્વરૂપનું ભાન–જ્ઞાન–થયું. પછી ગંભીર સિંહનાદ કરી, પોતાનું સત્ય સ્વરૂપ પ્રકટ કરી પોતાના વનરાજ એ નામને સાર્થક્ય કર્યું. આજકાલના અમારા જૈનોની તે સિંહના બાળક જેવી દશા થઇ છે. અથવા તે વૉલ્ફબૉય (wolf boy) કે જે સિકંદરના અનાથાલયમાં રહી મનુષ્ય પુત્ર છતાં, ન્હાનપણથીજ બકરાંઓની સોબતમાં રહી અને તેમનાથી પળાઈ–પોષાઇ પોતાના ખરા સ્વરૂપને ભૂલી ગયો. સીધી રીતે પગપર ન ચાલતાં હાથ અને પગ બન્નેથી ચાલવા લાગ્યો એટલે કે તેણે ચાલવામાં પશુની રીતને અંગીકાર કરી, મનુષ્યની ભાષા શિખવાના અભાવમાં તે મુંગો રહ્યો અને બકરાંઓની જેમ શોર પાડવા લાગ્યો. અફસોસ ? કે તેજ સ્વરૂપ અમારા ક્ષત્રી પુત્ર જૈનોનું–અરે અમારા શાસનનાયક મહાવીર પરમાત્માના અનુયાયીઓને પ્રાપ્ત થયું છે. સર્વદા વાણિયાઓના વધારે સહવાસમાં આવવાથી પોતાની ખરી સ્થિતિને ભૂલી જઇ પોતેજ વાણિયા થઇ બેઠા છે !!.

જ્યારે તેમને પૂછવામાં આવે છે કે ' ભાઇ સાહેબ, શેઠ સાહેબ, આપ વાણિયા કેવી રીતે થયા ?' તો તરતજ જવાબ મળે છે કે–" આપણો ધંધો–વેપાર–વાણિજ્ય છે એટલા માટે આપણે તો વાણિયાજ છીએ !"

અહિં ખાસ લક્ષમાં રાખવા જેવી અને વિચાર કરવા જેવી વાત છે, અને તે એ છે કે–જો વાણિજ્ય–વેપાર કરવાથી કોઈ વાણિયા કહેવાતા હોય તો આખી દુનિયામાં જેટલી કોમો વેપાર કરે છે ( જેવી કે–યુરોપિયન, અમેરિકન, આફ્રિકન, ચીનાઓ અને જાપાનીઓ વિગેરે અને હિન્દુસ્તાનની ખોજા, મેમણ, પારસી, વોરા વિગેરે કોમોને પણ ) તે કોમો પણ વાણિયાજ કહેવાશે. પરંતુ અમે તો પ્રત્યક્ષ જોઇએ છીએ કે–ઉપર જણાવેલી બધી કોમોના લોકો વાણિજ્ય એટલે વેપાર કરે છે છતાં, પણ વાણિયા કહેવાતા નથી. તો પછી જૈનોની ઉપરજ વાણિજ્ય એવો કયો મોટો ઉપકાર છે કે–જેથી તેઓ પોતાને વાણિયા ! વાણિયા !! કહેવરાવવાનું અત્યંત પ્રિય લાગે છે ! તેનું કારણ અમે સમજી શક્તા નથી. ઉત્તર અને પૂર્વ હિન્દુસ્થાનના જૈનો ' વાણિયા ' એ શબ્દને કોઇ પણ દિવસે પોતાના

ઓસવાળમાં આવવા દેશે નહિ ! કારણ કે વાણિયા એ શબ્દને તેઓ ઘણીજ હલકી-તુચ્છ દ્રષ્ટિથી જુએ છે.

શ્રીમન્ આદિનાથ ભગવાનના સમયમાં જાતિભેદ મળી શકતો નથી. તેમણે પ્રરૂપેલા જૈનધર્મના માર્ગે ચાલવાવાળા 'જૈની' અથવા 'શ્રાવક' કહેવાયા. તેમના સુપુત્ર થી ભરતચક્રવર્તીએ શ્રાવક વર્ગની ભક્તિ કરી, તેમનું ભરણપોષણ કર્યું; અને તેમને સોનાની જનોઇ (યજ્ઞોપવિત્ત) પહેરાવી સુશોભિત કર્યા: કાલાંતરમાં તે ઉપયોગી વસ્તુનો ગેરઉપયોગ થયો, મફતનો ખીચડો ખાવાની લાલચમાં લપટાએલા, સુસ્ત, આળસુ અને ઓછા ધૈર્યવાળા મનુષ્યોએ ગળામાં જનોઈ નાંખી લીધી. તેમનું ભરણપોષણ સુખેથી થતું ગયું તે એટલે સુધી કે સુઅવસર અને સુસમય હાથમાં આવતાંજ તે લોકોએ પોતાનો એક સંપ્રદાય બનાવી લીધો. તે લોકો બ્રાહ્મણ એ નામથી પ્રસિદ્ધ થયા. ચરમતીર્થંકર જગદુદ્ધારક શ્રીમહાવીર પરમાત્માના સમયમાં ચારે વર્ણ હૈયાત હતા. શ્રીવીરપ્રભુના કથન પ્રમાણે-તેની આજ્ઞા મુજબ-જો જે પ્રાણી શુદ્ધ અન્તઃકરણથી જૈન ધર્મને માનશે, તેજ જૈની અથવા શ્રાવક કહેવાશે, બીજા નહિ ! વર્ણભેદની ભ્રાંતિ જૈનધર્મમાં બિલકુલ ટકી શકતી નથી. શ્રીચરમતીર્થંકરના અનુયાયીઓ બે પ્રકારના હતા:—

૧. જેઓએ સંસાર ત્યાગ કર્યો તેઓ **'શ્રમણ'** કહેવાયા.

૨. જેઓએ ગૃહસ્થાશ્રમમાંજ રહી ધર્મની આરાધના કરી તેઓ **"શ્રાદ્ધ"** (શ્રાવક) કહેવાયા. પછી તે કોઇ પણ વર્ણના હોય !

ફક્ત બીજા નંબરના શ્રાદ્ધો એટલે શ્રાવકોની વંશપરંપરામાં આજકાલનો જેવી સમાજ છે, પછી તે ગમે તો વીસા-દસા ઓસવાળ, શ્રીમાળ કે પોરવાડના નામથી પ્રસિદ્ધ હોય !

આ કથનથી એ તો સિદ્ધ થઈ ચૂક્યું કે-કોઇ સમયમાં પણ જૈન ધર્મના અનુયાયીઓ ચારે વર્ણમાંથી કોઇ પણ એક વર્ણથી પ્રસિદ્ધ થયા નહોતા. તે સાથે એ પણ સ્વયમેવ સિદ્ધ છે કે ફક્ત વ્યાપાર એજ જૈનસમાજનું કર્તવ્ય-કામ-નથી. જુઓ ! વસ્તુપાળ અને તેજપાળ રાજ્યમંત્રી હોઇને પણ જૈન ધર્મને (પ્રચારને) માટે કેવો પ્રયત્ન કર્યો હતો !

રાજ્યસ્થાનોની તરફ નજર નાંખી જોશો તો થોડા વખત પહેલાં લગભગ બધાં સંસ્થાનો (states) માં ઘણા ખરા મોટા મોટા ઓહદાઓ-દિવાન વિગેરેના-જૈનોથીજ સુશોભિત હતા પણ અફસોસ (!) છે, તેઓમાં વિદ્યાનો અભાવ હોવાથી વિદ્યાદેવીના કૃપાપાત્રોએ તેમની ઉપર હુમલો કરી કબજો મેળવ્યો.

વાણિયા અથવા વૈશ્યવર્ગ એ નામ જૈન સમાજને હરગીજ લાગુ પડતું નથી. જો કે, જૈન ધર્મનું મૂળ હિન્દુસ્થાનમાં છે અને હિન્દુસ્થાનમાં રહેવાથીજ જૈનો હિન્દુ કહેવાય છે તો પણ ધર્મને લઇ જે વર્ણ વૈષ્ણવ ધર્મમાં કાયમ કરવામાં આવ્યો છે, તે વર્ણ કે વર્ણો જૈન ધર્મ માનવાવાળાઓની સાથે કંઇ પણ સંબંધ રાખી શકતા નથી. જૈન ધર્મ પાળવાથી અમારો સમાજ **"જૈન સમાજ"** એ નામથી પ્રસિદ્ધ થયો. અમારામાં ઘણો વધારે ભાગ ક્ષત્રિયોનો છે. (જુઓ, જૈન કોન્ફરેન્સના રિપોર્ટનો છેલ્લો ભાગ અને બીકાનેરના ગોરજીએ લખેલ વૃત્તાંત) તો પણ હવે અમે પોતે પોતાને બીજા વર્ણમાં દાખલ કરી શકતા નથી. અમારો વર્ણ, જાતિ અને ધર્મ જે કંઇ છે તે સૌનો સમાવેશ 'શ્રાવક' એ એકજ શબ્દમાં થઇ જાય છે.

વૈશ્યો એટલે વાણીયાઓનું કામ લડાઇ (war) ટંટા કરવાનું નથી પણ વર્ણાશ્રિત તેમનું કામ ફક્ત વેપાર-રોજગાર કે-ધંધો કરીને દેશની દોલત વધારવાનું છે. તેઓની ધર્મસંબંધી અને સંસાર સંબંધી વ્યવસ્થાઓનું રક્ષણ કરવાનું કામ ક્ષત્રિયો ઉપર રાખવામાં આવ્યું છે,

એટલા માટે વાણિયાઓ બહુજ બીકણ હોય છે અને તેમના નામની છાયા અમારા શ્રાદ્ધ-શ્રાવક-વર્ગની ઉપર પડી જવાથી ભય એ શબ્દ તેઓનું ઘર પકડીને બેસી ગયેલ છે. તે ભયને ' દયા 'નો ઝભ્ભો પહેરાવી વધારે પુષ્ટ કરેલ છે. બેશક ! દયાનો ઝુંડો જેવો જૈન ધર્મે ફકાવ્યો છે, તેવો દુનિયામાં કોઇ પણ ફકાવી શકે તેમ નથી અને જ્યાં સુધી આ દયાનો સદુપયોગ થાય ત્યાંસુધી સ્વપરોપકાર થઈ શકે છે. પરંતુ જ્યારે આના અર્થનો અનર્થ કરી નાંખવામાં આવે છે ત્યારે તેના ( દયાથી )થી ધર્મપક્ષ અને સંસારપક્ષને બહુજ હાની પહોંચે છે. જુઓ ! અમારાં જાત, માલ, અને ધર્મના રક્ષણ માટે દયામય ધર્મની સાથેજ શ્રી આદિનાથ ભગવાને પુરૂષની બોંતેર કળાઓ શિખવાડી છે. કોઇ પણ પ્રાણીને વગર કારણે સતાવવો તેની ઉપર ખાર કરવો અને તેનું બુરૂં ચાહવું એ પાપનો હેતુ છે, પરંતુ જ્યારે બીજો માણસ પોતાના ધર્મની ઉપર અથવા આબરૂની ઉપર ખાર કરે છે, ઘા કરે છે, પ્રહાર કરે છે, તો ધર્મ અને આબરૂના રક્ષણ માટે સ્વદયા અને પરદયા એ બેનો વિચાર કરી તેના જવાબ દેવાની મના કરવામાં આવેલ નથી. દ્રષ્ટાંત તરીકે-વૈશાલીય નગરીના મહારાજા **ચેટકની** તરફ દ્રષ્ટિપાત કરો ! તેઓએ યુદ્ધ કરતી વખતે પણ દયાને દૂર કરી નહોતી. યુદ્ધ બંધ થયા પછી હાથી ઉપરથી ઉતરી પ્રતિક્રમણ-પડિક્કમણું-કરતા હતા. **કુમારપાળ** રાજાએ ધર્મરક્ષણને માટે પોતાના બનેવીની સાથે યુદ્ધ કર્યું હતું. પહેલા **કાલિકાચાર્યજી**એ પોતાની સાધ્વી ભગિનીના ચારિત્રને અખંડિત રાખવાના હેતુથી **ગર્દભિલ્લ** રાજા સાથે સંગ્રામનો રંગ જમાવ્યો હતો. મંત્રી વસ્તુપાળ અને તેજપાળે ૫૩ યુદ્ધ કર્યા હતાં. એવા એવા અનેક દાખલાઓ જૈન ધર્મના આપણા ગ્રંથોમાંથી મળી આવે છે.

અમારૂં પ્રસ્તુત બળ અને પરાક્રમ આ ' **વાણિયા** ' શબ્દના યજ્ઞમાં આહુતિ રૂપે થઇ ગયાં. જો કે આ સમયના શાન્તિમય રાજ્યની છાયામાં બળ અને પરાક્રમની જરૂર નથી તો પણ આપણે શા માટે આપણો વર્ણ બદલી નાંખી શ્રાવકને બદલે વાણીયા કહેવરાવી તુચ્છ પદ્ધતિ અથવા પંક્તિ ઉપર આરૂઢ થવું જોઇએ ? ધર્મ અને ધંધાના કારણથી અમે બિલકુલ વાણિયા નથી ! આશા રાખીએ છીએ કે આપણા સ્વામિબંધુઓ આ તરફ ધ્યાન દઈ પોતે પોતાને ' **વાણિયા** ' કહેશે અથવા કહેવરાવશે નહિ ' પરંતુ જેઓ દયાસાગર છે અને એક કીડીને પણ સતાવવા કે હેરાન કરવા માગતા નથી તેવા સાધુઓ, શ્રાવકો, રાજાઓ મહારાજાઓ પોતાના ધર્મ અને આબરૂના સંરક્ષણ માટે પોતાના બળ, વીર્ય અને પરાક્રમનો ઉપયોગ કરી પોતાના ( જૈની અથવા શ્રાવક ) નામને સુશોભિત કરશે ! તથાસ્તુ !

**અનુવાદક પં. ઉદેચંદ લાલચંદ.**

આ લેખના મૂળ લેખક શ્રીયુત ગુલાબચંદજી ઢઢ્ઢા એમ. એ. છે. તેમણે આ લેખ હિંદીમાં કૉન્ફરન્સ હેરલ્ડમાં થોડા વર્ષ ઉપર પ્રકટ કરેલો તેનો આ અનુવાદ છે.

---

**શીતળાની રસી વિષે મી૦ ગાંધીનો મત:**—મી૦ ગાંધીએ મદ્રાસ ખાતે હોમરૂલ હોલમાં શીતળાની રસી બાબે એક ટુંક ભાષણ કરતાં જણાવ્યું હતું કે " શીતળાની રસી મુકાવવી એ હિંદુઓની ધાર્મીક આસ્થાઓની વિરૂદ્ધ છે અને જેઓના અંતઃકરણને તે સામે વાંધો હોય તેઓને રસી મુકવાની ફરજ પાડવી જોઇએ નહી. રસીના લાભો માટે મારી ખાત્રી થઈ નથી. જેમને રસી સામે ધાર્મીક વાંધો હોય તેમને સત્યાગ્રહની લડત માટે હું બલામણ કરીશ અને જેઓ જેલમાં જવા તૈયાર થાય તેમને જાહેર પ્રજાએ ટેકો આપવો જોઇએ."

# મર્હુમ નરરત્ન શેઠ વીરચંદ દીપચંદ સી. આઈ. ઈ. નાં વિધવા પત્ની ડાહીબાઇનો દેહોત્સર્ગ.

અમોને જણાવતાં અત્યંત દીલગીરી થાય છે કે જૈન કોમના સ્તંભ તુલ્ય, આભુષણરૂપ, સદ્ગત શેઠ વીરચંદ દીપચંદ સી. આઈ. ઈ. નાં ધર્મશીલ પત્ની શેઠાણી ડાહીબાઈ ૬૦ વર્ષની વયે ગત માસની તા. ૧૭ મી માર્ચ શુક્રવાર સવારના દશ વાગે મુંબાઇમાં તેમના પેડર રોડના નિવાસના બંગલામાં આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયાં છે.

મહુમ શેઠાણી ડાહીબાઇ અમદાવાદના પાછીઆની પોળના રહીશ શા. કિશોરદાસ પુંજાશાનાં પુત્રી હતાં.

તેઓ સ્વભાવે ઉદાર, પરોપકારી, દયાળુ અને ધર્મનિષ્ઠ હતાં. ગરીબો પ્રત્યે તેમનું અંતઃકરણ સદા દ્રવતું હતું. તેઓએ આપણામાં જે જે મુખ્ય મુખ્ય તીર્થો કહેવાય છે. તે દરેક તીર્થોની જાત્રા કરી હતી, અને જે જે સ્થળે પોતે જતાં, અને જે જે સંસ્થાઓની પોતે મુલાકાત લેતાં તે દરેક સંસ્થાઓને પોતે પદરથી મદદ કર્યા વિના રહેતાં નહિં; તેમજ ગરીબોને સહાય આપતાં. **ગરીબો પ્રત્યે તેમની દયા તેમજ સ્ત્રી કેળવણી પ્રત્યે તેમનો ચાહ** એ તેમના જીવનમાં આદર્શ તુલ્ય હતાં. તેઓએ ધાર્મિક જ્ઞાનની અભિવૃદ્ધિ અર્થે અને જૈન સ્ત્રી સમાજની ઉન્નતિની પ્રગતિ અર્થે અમદાવાદમાં પોદીના ડહેલામાં પોતાના નામથી જૈન પાઠશાળા ખોલાવી હતી જે હાલ **ડાહીબાઇ પાઠશાળાના** નામથી ૧૫ વરસ થયાં ચાલે છે અને તે પણ ઘણા સારા પાયાપર તેનું બંધારણ કરવામાં આવેલું છે. તેમજ પાઠશાળાની પણ ઘણી સારી વ્યવસ્થા ચાલે છે. સંસ્કૃત શિખવનાર શાસ્ત્રીઓ અન્ય જૈન કન્યાશાળાઓમાં ભાગ્યે દ્રષ્ટિગોચર થાય છે પરંતુ આ શાળામાં જૈન સ્ત્રી સમાજમાં સંસ્કૃત જ્ઞાનને વિસ્તૃત કરવાના હેતુથી શાળાની શરૂઆતથીજ સંસ્કૃત શિક્ષકની ગોઠવણ કરવામાં આવી છે, તેમજ ધર્મના અભ્યાસ સાથે ગુજરાતી સારૂ લખી વાંચી જાણવાનું શિખવવાને માટે બે સ્ત્રી શિક્ષકોની પણ નિમણુક કરવામાં આવી છે, તે બહુ ખુશી થવા જેવું છે.

સમેશ્વરજીમાં હાલ જે ધર્મશાળા બંધાય છે તેમાં આપણાં મર્હુમ પરોપકારી શેઠાણી ડાહીબાઇએ રૂપીઆ પાંચ હજારની મદદ આપી છે. **સોલાપુરમાં પોતાના મર્હુમ પતિએ સ્થાપેલ શેઠ વીરચંદ દીપચંદ અનાથાશ્રમમાં** પોતે ઘણી સારી મદદ વખતો વખત મોકલાવતાં હતાં. તેમ અવસાન સમયે પણ રૂ. ૬૦૦ મોકલાવ્યા હતા. મહેસાણાની પાઠશાળાને પણ તેઓએ સારી મદદ કરી હતી. સાંભળવા પ્રમાણે તેઓ ખાનગી રીતે ઘણાં ગરીબોને મદદ આપતાં હતાં. અને તેમણે પોતાની હયાતિમાં નાની મોટી મળી આશરે રૂ. ૪૦ હજારની સખાવત કરી છે. એક સામાન્ય સ્થિતિમાંથી પોતાના ઐશ્વર્ય અને બાહુબળે ઉન્નત સ્થિતિને સંપ્રાપ્ત કરનાર, અને જૈન પ્રગતિ અર્થે કોમના ઉચ્ચભાવીને માટે સમર્થ પ્રયત્ન યોજનાર આપણા શેઠ વીરચંદ દીપચંદનાં તેઓ પત્ની હતાં અને પોતાના પતિના પગલે ચાલી પતિના ઔદાર્ય અને પરમાર્થગુણનું અનુકરણ કરી પોતે જે જે જૈનકોમનાં લાભાર્થે સખાવતો કરી છે તેજ તેમનું સૌજન્યપણું અને કોમ પ્રત્યે લાગણી બતાવી આપે છે. પોતે અવસાન વખતે પણ નિરાશ્રીતોને આશ્રય નિમિત્તે ઘણીજ સારી અને મોટી રકમની ઉદાર સખાવત કરી છે તે જાણી બહુ આનંદ થાય છે. તેઓ શેઠનાં છેલ્લાં પત્ની હતાં. તેમને પુત્ર સંતતિમાં શેઠ ભોગીલાલભાઈ છે કે જેઓના કાર્યની કદર પુજી જેમણે આપણા પ્રતાપી બ્રિટિશ

શહેનશાહે જે. પી. નો માનવંતો ઇલ્કાબ એનાયત કર્યો છે. જેમણે પોતાનાં માતુશ્રીના અવસાન સમયે પોતાની વત્સલ માતાની ઇચ્છાને સમ્મત થઈ તેમની સદ્દગતિ અર્થે, સ્મારક અર્થે મોટી અને સારી રકમ સારા કામ પાછળ ખરચવા કાઢી પોતાની વત્સલ પુત્ર તરીકેની ફરજ અદા કરી છે, તેઓશ્રીને અમો સુચન કરવા રજા લેઇએ છીએ કે અત્રે ચાલતી **શ્રી જૈનશ્વેતાંબર મૂ. પૂ. બોર્ડીંગ** કે જેના પોતે મેમ્બર છે અને જે બોર્ડીંગના વિદ્યાર્થીઓના સંસ્કૃત જ્ઞાનના વૃધ્ધ્યર્થે, પોતાને ઘેરથી પગાર આપી શાસ્ત્રી રવિદત્તની કાયમને માટે ગોઠવણ કરી બોર્ડીંગને ઉપકૃત કરી છે તે સંસ્થાને સહાય કરી ઉપકારને વૃદ્ધિંગત કરશે અને વિદ્યાર્થીઓના આશીર્વાદ મેળવશે એવું અંતઃકરણથી ઇચ્છીએ છીએ. તેમના દ્વીતિય પુત્ર શેઠ સારાભાઇ કે જેઓ ૨૧ વર્ષની પુખ્ત વયે આશરે દશ વર્ષ થયાં ગુજરી ગયા છે. શેઠ સારાભાઇએ સારી કેળવણી લીધી હતી. તેમની સાથે જેમને ગાઢો પરિચય હતો તેમના કહેવા મુજબ તેઓ ખરેખર સદ્દગુણશીલ બુદ્ધિશાળી અને કોમને આશાજનક હતા. તેઓના અકાળ મૃત્યુને લીધે તેમનાં વત્સલ માતાપિતાને જઇફ અવસ્થામાં એક અસહ્ય કારીજખમ લાગ્યો હતો. તેમના પિતાશ્રી શેઠ વીરચંદભાઇએ તેમની સદ્દગતિ અર્થે રૂ. ૪૦૦૦૦) ચાલીશ હજાર જેવી નાદાર રકમ સારા કામ પાછળ ખરચવા કાઢી હતી જેવું **શેઠ સારાભાઇ સ્કોલરશીપ ફંડ હાલ ચાલે છે,** અને આપણી જ્ઞાતિઓના ઘણા બંધુઓને તેમાંથી વિદ્યોત્તેજન અર્થે સ્કૉલરશીપો મળે છે. પુત્રીઓમાં બ્હેન જાસુદ, મોતી અને બ્હેન રૂક્ષ્મણી હતી. જેમાંની કોઇ હાલ હયાત નથી.

બ્હેન જાસુદનું લગ્ન અત્રેના પ્રખ્યાત શેઠ ત્રીકમલાલ વાડીલાલના ચિ. શેઠ લાલભાઇની વેરે કરવામાં આવ્યું હતું અને બ્હેન જાસુદ ગુદસ્ત થતાં બ્હેન રૂક્ષ્મણીનું લગ્ન શેઠ લાલભાઇ વેરે કરવામાં આવ્યું હતું. બ્હેન રૂક્ષ્મણીને રમણભાઇ કરીને પુત્રરત્ન છે, તથા બ્હેન મોતીનું લગ્ન શેઠ કેશવલાલ વીરચંદ ચાલીશ હજારવાળા કહેવાય છે તેમને ત્યાં કર્યું હતું. આવી રીતે તેમનું કુટુંબ જૈનકોમમાં તેમજ અત્રે એક અગ્રગણ્ય અને મોભાદાર ગણાય છે. મર્હુમ નરરત્ન શેઠ વીરચંદભાઇના વિરહ માટે સમસ્ત જૈન કોમ આંસુ ઢાળે છે. તેમના કરેલા કામ ઉપર ઉપકારો, તેમની બજાવેલ સંઘ પ્રત્યે ભક્તિ અને સેવાઓ અભિવંદનીય છે. તેમનાજ એક ધર્મશીળ પત્નીના સ્વર્ગગમન માટે અમો દીલગીરી પ્રદર્શીત કરીએ છીએ અને આશા રાખીએ છીએ કે દરેક શ્રીમંત બાનુઓ આનું અનુકરણ કરશે. છેવટે મર્હુમના અમર આત્માને અખંડ શાંતિ મળો તથા તેમના કુટુંબને દિલાસો મળો એવું અંતઃકરણથી ઇચ્છીએ છીએ.

## श्री महावीर जयन्ती.

**શ્રી મહાવીર જયન્તી**—અત્રે ગઇ ચૈતર સુદ. ૧૩ ને રવિવારે સાંજના સાડાસાત વાગે વીસાશ્રીમાળી નાતની વાડીમાં આપણા ચરમતીર્થંકર શ્રી મહાવીર પ્રભુની જયન્તી ઉજવવાનો મેળાવડો થયો હતો. તે પ્રસંગે વાડીને તોરણોથી, વાવટાથી અને દરવાજાથી શણગારવામાં આવી હતી. દ્વાર આગળ આવકાર આપનારૂં બેન્ડ વાગી રહ્યું હતું. એક આસનપર શ્રી વીરપ્રભુની છબી મૂકવામાં આવી હતી અને તેને પુષ્પની માળા પહેરાવવામાં આવી હતી. કામ ૮| વાગે શરૂ થયું હતું. પ્રારંભમાં જૈન કન્યાશાળાની બાળાઓએ પ્રભુ સ્તુતિ ગાઇ હતી. તે પછી ઉપદેશ પ્રસારક ફંડ કે જેના તરફથી આ મેળાવડો કરવાનું કામ છેલ્લાં ત્રણ વર્ષથી અમદાવાદમાં ચાલી રહ્યું છે, તેના સેક્રેટરી, રા. મુળચંદ આશારામ વૈરાટીએ આ-

મંત્રણ પત્રિકા વાંચ્યા પછી ઉપદેશ પ્રસારક ફંડના જે હેન્ડબીલો ત્યાં વ્હેંચવામાં આવ્યાં હતાં, તે હેન્ડબીલ વાંચી તે ફંડનો ઉદ્દેશ શો છે તે કહી બતાવ્યું હતું. તે પછી કવિ સાંકળચંદે બનાવેલું જૈનોની ઉન્નતિપ્રેરક ગીત બાળાઓએ ગાયું હતું. ત્યારબાદ પ્રમુખ તરીકે શેઠ સારાભાઇ ડાહ્યાભાઇને ચૂંટી કાઢવામાં આવ્યા હતા. પ્રથમ મુળચંદ આશારામે મહાવીર સ્વામીના સત્તાવીસ ભવનું વર્ણન કર્યું હતું, તે પછી પંડિત પ્રભુલાલે મહાવીર સ્વામીના જન્મથી તે દીક્ષા સુધીનું વિવેચન કર્યું હતું, તે પછી પંડિત ભગવાનદાસે દીક્ષાથી તે કેવળજ્ઞાનની ઉત્પત્તિ સુધીનો જીવન ચરિત્રનો ભાગ કહ્યો હતો. તે પછી રા. મણિલાલ નથુભાઇ દોશી બી. એ. એ કેવળજ્ઞાનની ઉત્પત્તિથી તે નિર્વાણ સુધીનું તેમનું જીવન ચરિત્ર તથા તે ઉપરથીઆપણે શો બોધ લેવો જોઇએ તે વિસ્તારથી જણાવ્યું હતું; તે ભાષણ ઘણુંજ મનનીય, ઉપયોગી અને વિદ્વતા ભરેલું છે જે આવતા અંકમાં પ્રકટ થયેલું વાચકના જોવામાં આવશે. તે પછી રા. રા. પોપટલાલ કેવળચંદ શાહે ઉત્તમ ચારિત્રના નમુનારૂપ પ્રભુનું ચરિત્ર હતું, અને દરેક ઉચ્ચ જીવન ગાળવાના ઉત્સુક જીવને અનુકરણ કરવા લાયક છે, તે સંબંધી વિવેચન કર્યું હતું. જે વિસ્તારથી આવતા અંકમાં પ્રગટ કરવામાં આવશે. તે પછી રા. અંબાલાલ બુલાખીદાસ શાહે મહાવીરની અનુપમ સેવા, બુદ્ધિનો વિચાર કરી આપણે પણ જૈન તેમજ જન હિતાર્થે કાંઇક કરવું જોઇએ તે સંબંધી હૃદયંગમ ઉપદેશ આપ્યો હતો. તે પછી પ્રમુખે જણાવ્યું કે મુનિમહારાજ શ્રી નેમવિજયજી સુરિજીએ પ્રભુના કલ્યાણક ઉજ્વવાને નિમિત્તે જે વરઘોડાની યોજના કરી છે તે સ્તુત્ય છે તેમ આવા મેળાવડા પણ કરવા જોઇએ, કારણ કે તેથી જૈનોમાં એકતા વધે છે, અને પ્રભુના ગુણનું સ્મરણ કરવાનો પ્રસંગ મળે છે, એમ જણાવ્યું હતું. પ્રમુખનો, શ્રોતાવર્ગનો, વાડી વાપરવા આપનારનો ઉપકાર માની "શ્રી મહાવીર સ્વામીનો જય" ઉચ્ચારી મેળાવડો ૧૦ વાગે ખતમ થયો હતો. આ વખતે પ્રમુખે ઉપદેશ પ્રસારક ફંડના લાઇફ મેમ્બર થઇ ફંડની અભિવૃદ્ધિ ઇચ્છી હતી.

---

## सागर शरणे झरणुं.

(કવ્વાલીમાં હરિગીત.)

સદ્‌બુદ્ધિના સુબૃહત્તરંગ તું, બુદ્ધિસાગર ! રેલતો;
પ્રકટે અનંત તું વિશ્વત્યાં, રસ ચેતના એ ગર્જતો !
ગર્જે અહા ! હર્ષે સદા તું, હાસ્ય ઉલ્લાસે ભર્યો;
સાંભળી આકર્ષણે, તુજ શરણ આશ્રય મેં ધર્યો !
સૌરાષ્ટ્ર ગિરિ નારાયણી, શ્રી સરસ્વતી પદ ઝરણ હું;
એકાંત શાંતિમાંહ્ય રૂમઝુમ, રમતું નિર્ભય નાચતું.
પ્રિય પ્રાણ પરિમળ પ્રકૃતિનો, મુજ ઉપરે લ્હેરાવતું;
પરમાત્મ જીવનામૃત ભર્યો, તુજ લલિત ચરણ વિરામું હું !
સાગર ! શરણ ઝરણાં અનેક, વહે રસાત્મા તું ખરે !
તારે હૃદય રસ મોક્તિકો, નિર્મળ સરળ મનને મળે;
પરમાર્થ દ્રષ્ટા ! તુજ નયનની, જ્યોતને અભ્યર્ચના;
જીતેન્દ્રિય મુનિરાજ ! આત્મસખે તું સાધુ ! વન્દના,

મહુડીસ્થાશ્રમની તીર
ચૈત્રી બીજ સંવત ૧૯૭૨ વડોદરાને રાજ્વડલે. } લલિત.

# પ્રેમના પરિમળ.

## પ્રકરણ ૧ લું.

### ચન્દ્ર દર્શન.

તારલીઆનાં ઝુમખાં ઝબુકે,
નર્મ સરવરમાં કમળો લળકે;
ભૂપર અમૃત ઝરણાં ઝરતો,
ચન્દ્ર હિંચોળા ખાય. પાદરાંકર.

નવરોઝના આનંદ ઉત્સવનો આજે માંગલીક દિવસ છે! સમગ્ર આગ્રા શહેર આજે અદ્વિતીય આનંદના હિંડોળે ઝુલી રહ્યું છે. જ્યાં નજર નાંખો ત્યાં આનંદ, આનંદ, અને આનંદ સિવાય કંઇ પણ દ્રષ્ટિગોચર થતુંજ નથી. રંગબેરંગી ધ્વજા પતાકાઓથી શોભી રહેલા રાજમાર્ગ! તોરણો અને ટકોરખાનાંઓથી હસી રહેલાં આંગણાંઓ! મિષ્ટાનથી તૃપ્ત થઈ ગેલ થતાં બાલકોના આનંદ કલરવથી ગાજી ઉઠેલા મહોલ્લાઓ! અને ફાંકડા પોષાકમાં સજ્જ થયેલા ઘોડા ખેલાવવામાં મશગુલ થઇ ગયેલા છેલ્લકી-બાંકા સિપાહીઓના અશ્વોના પદાઘાતથી ધ્રુજી ઉઠેલી ધરણિનું સ્વામિત્વ ધરાવવા માટે આગ્રા નગરીને જાણે પોતાના ગૌરવનું અભિમાન આવી મદ ચઢ્યો હોય તેમ સ્પષ્ટ જણાતું હતું.

મોગલ બાદશાહ શાહાઝહાંનના ગગન ચુમ્બીત સંગેમરમરી મહેલની સુન્દરતા પણ આજે સેંકડો ઘણી વધી ગઇ હતી. સુવાસિત જળનો છંટકાવ, સ્થળે સ્થળે લટકી રહેલી-સુવાસ ફેલાવ્યે જતી પુષ્પ માળાઓ અને બહુ મૂલ્ય દ્વાર આચ્છાદનો (પડદા) થી તે અદ્વિતીય આકર્ષણીય બની રહ્યો હતો. નાના પ્રકારના રંગબેરંગી દીપક સમુહમાં નાચકુદ કરી રહેલી વિલાસ વૈભવની અપૂર્વ સામગ્રી, અને વિશાળ ઉદ્યાનમાં ઉભેલા એ મદોન્મત્ત રાજમહાલયમાં વસનાર સૌભાગ્યશાળી રાજ્યવંશીઓનાં સૌભાગ્ય પ્રેક્ષકોમાં આશ્ચર્ય અને ઈર્ષા ફેલાવી રહ્યાં હતાં.

રાજમહાલની શોભા અને શૃંગાર કરતાં, મોગલ બાદશાહના ગૌરવરૂપ ગણાતા સુપ્રસિદ્ધ-મનમોહક મીનાબઝારની સુન્દરતા કંઇ ઉતરે એમ નહોતું. ત્યાં તો કોઇ જુદોજ રંગ જામી રહ્યો હતો. સર્વ પ્રકારની રમણિયતા ત્યાં વરસી રહી હતી, અને ખરું પુછાવો તો દિવ્યતાનું દિગ્દર્શન જ અહિંઆં થઇ શકે તેમ હતું. જાણે સ્વર્ગના દેવતાઓને ઉંઘતા મુકીને સર્વ ઐશ્વર્ય અહિંઆંજ ના ઉતરી આવ્યું હોય ? !

મીનાબઝાર એક લાલ પથ્થરની, ચતુષ્કોણાકારે બાંધેલી ન્હાની પણ અત્યંત સુન્દર પણ આકર્ષણિય-ઇમારત હતી. તેની અંદરની બાજુએ ન્હાની ન્હાની દુકાનો કાઢેલી હતી, જેમાં દિલ્લીશ્વરના ઝનાનખાનાની, રાજ્યના મોટા મોટા અમીર ઉમરાવોની, અને પ્રસંગોપાત રાજારાણાઓનાં ઘરની સુકુમાર-યુવાન-લલનાઓ જુદી જુદી જાતની લલીતકળાના અપૂર્વ નમુનાના ક્રયવિક્રયાર્થે બેસતી. તેના દરવાજા પર સખ્ત બંદોબસ્ત રહેતો, ને તેમાં માત્ર સ્ત્રીઓનેજ પ્રવેશ કરવા દેવામાં આવતો. પુરૂષ વર્ગ તેમાં ભુલેચુકે પણ પ્રવેશી શકતો નહિ. કારણ ત્યાં તેના માથાની સલામતી ઓછી હતી. વિશ્વનું બધું ઐશ્વર્ય અહિં

મેળું થયું લાગતું હતું. આજ આ નાજુક ઇમારતમાં આ મીનાબજારમાં અનેક નવયુવાન–સુંદર–લલનાઓનો મેળો ભરાયો હતો. ઉદ્યાનની નૂતન પુષ્પલતાઓ ઉપર ઝુકી રહેલી અર્ધ વિકસિત પુષ્પ કલિકાઓ પ્રમાણે ત્યાં અદ્વિતીય સૌંદર્ય અને વસ્ત્રાભરણના ઠાઠમાં વિલસી રહેલો યુવતી સમુદાય પોતાની દિવ્યતાનું દર્શન કરાવી રહ્યો હતો.

વરસમાં ફક્ત એકજ વાર આ મીનાબઝાર ભરાતો હતો. સૌ કોઇ તેમાં રાજીખુશીથી યા નારાજીથી ભાગ લેતું હતું. તે ત્રણથી આઠ દિવસ સુધી ચાલતો હતો. તે ભરાતો ત્યારે સુગંધી દિપકોના મંદમંદ પ્રકાશ, ઉડાઉડ કરી રહેલાં પતંગીઆં પ્રમાણે ત્યાં ભ્રમણ કરી રહેલી યુવતીઓના ભરગચ્ચીના પોષાક અને ચમકારા મારી રહેલા મણિમાણિક્યના અલંકારો પર પડતાંજ બહુ–મોહક દ્રશ્ય બની રહેતો હતો.

અપૂર્વ રૂપ રાશિના આ અદ્દભુત પ્રદર્શનમાં ત્યાં આમતેમ પરિભ્રમણ કરી રહેલી એક અપૂર્વ લાલિત્યભર–સુન્દર વ્યક્તિ તરફ જુવો, ને તેના હિસાબે સઘળું વ્યર્થ જણાશે. આટલી બધી અપૂર્વ સુન્દરતામાં સજ્જ થયેલી સુંદરીઓ ત્યાં સંચાર કરી રહી હતી, છતાં પ્રેક્ષકોનું લક્ષ્ય, ત્યાં ન જતાં એક કૃષાંગી પણ સર્વાંગ મનોહર બાલિકા તરફજ આકર્ષાતું હતું. તેણે પોતાનું અંગ એક બારીક પણ શ્યામ વસ્ત્રથી આચ્છાદીત કરેલું હતું. અને આવેશમાં તે કાળા વાદળામાંથી ચમકારા મારતી વીજળી જેવી જણાતી હતી. તેની ઉભય કરલતાઓ માત્ર એકેજ બહુમૂલ્ય હિરકવલયથી સુમંડિત હતી. નાકમાં બે મોટાં મોતીની–ઘડી ઘડી હાલી ઉડતી એક વાળી ને કાળા ભમ્મર જેવા કેશકલાપમાં માત્ર એકજ ' અનાઘ્રાત ' પુષ્પ ' જેવી ગુલાબકલી ખોસી હતી તેની ઉંચી હંસ જેવી નાજુક ગર્દનપર એક રોકનદાર હીરાનો હાર ચમકારા મારી રહ્યો હતો. બસ! આજ તે બાળાનો શણગાર! પોતાના પગની મુખમલની સપાટ જાણે પોતાના ભારથી દબાઇ જશે, એવી ધાસ્તીથી તે પોતાનો પગ બહુજ ધીમેથી મુકતી હતી ને આમતેમ એક દુકાનપરથી બીજીપર ફર્યા કરતી હતી.

મોગલ બાદશાહ શાહાઝહાન આ સમયે મીનાબઝારની બરોબર સામે આવેલા ખાસ મહેલના ચોકમાં રત્નજડિત–સુવર્ણ સિંહાસનપર બેસી બહુમૂલ્ય મોતીના પડદામાં રહીને મીનાબઝારના સૌંદર્ય સુધાનું પાન કરતો હતો. આમતેમ નિહાળતાં ઠુંક સમયમાંજ શાહની નજર આ શ્યામવસ્ત્રાવગુંઠીત–કૃષાંગી બાલાપર પડી, અને ખરેખર, બાદશાહો આવો મીનાબઝાર પોતાનાં નેત્ર, હૃદય ને ઇન્દ્રિયોને તૃપ્તિ આપવા માટેજ ભરતા હતા.

દિલ્હીશ્વર અનિમિષ નયને તે નાજુક પુષ્પ કલિકા તરફ જોઇ રહ્યો. તે બાલીકા એક દુકાન પરથી બીજી પર, અને ત્યાંથી વળી ત્રીજી તરફ એમ ઉડતા પતંગીયાની માફક પરિભ્રમણ કરી રહી હતી, પણ તે ચકોર દ્રષ્ટિ બાદશાહની નજર બહાર જઈ શકી નહિ. તેના સૌંદર્યના ઘુંટડા પીતો પીતો–શાહ છેવટે તે બાળામાં લુબ્ધ થયો. સમગ્ર ભારતવર્ષનો સમ્રાટ, એક અકિંચિત બાળાના સૌંદર્ય–દિપકનું ફુદું બન્યો. ને પાસે ઉભેલા ખોજા તરફ વળીને બોલ્યોઃ—" ઓહો! આટલા બધા તારાઓની વચ્ચે ઝુલી રહેલો આ ચન્દ્ર કેવો સુન્દર જણાય છે? રોશન! આવું રમણિય પુષ્પ તો શાહી ઉદ્યાનમાંજ શોભે નહિ વારૂ?"

" હાં જહાપનાહ! રાસ્ત છે. અગર હુકમ હોય તો બંદો અબઘડી એ ફુલને ઉપાડી લાવવા તૈયાર છે." રોશને રોશન કર્યું.

" ના ના!, બાદશાહ બોલ્યા. તારા જેવા ભીખારડાના લોખંડ જેવા કઠણ હાથે તે મૃદુ પુષ્પનો સ્પર્શ થવો ન જોઇએ. મૂર્ખ! નાજુક હાથેજ તેવી સુકોમળ કળીને સ્પર્શ

કરી શકાય, તે જાણુતો નથી ? પણ સત્વર જા, ને તે કોણ છે ! ક્યાં રહે છે ! ને તેની શું હકીકત છે, તેની બાતમી લઇ આવ ! ”

“ બશરોચશ્મથી ખુદાવીંદ ! ” ને શીર જમીન સુધી ઝુકાવી રોશન ત્યાંથી અદ્રશ્ય થયો. દિલ્હીશ્વર હજી વિચારમાંજ છે ! કે થાંભલા વિના આકાશ અદ્ધર શી રીતે રહ્યું હશે ?

## बोर्डींग प्रकरण.

### શ્રી બક્ષિશ ખાતે આવેલી મદદ.

૨—૦—૦ રા. રા. મયાભાઈ લલ્લુભાઈ બા બ્હેન જાસુદના લગ્ન પ્રસંગની ખુશાલીના. અમદાવાદ ઘાચીની પોળ

૧૫—૦—૦ રા. રા. જેસંગભાઈ સાંકળચંદ. અમદાવાદ ડોશીવાડાની પોળ

૨૫—૦—૦ રા. રા. શેઠ દલસુખભાઈ વાડીલાલ બા. બ્હેન લીલાવતી બ્હેનના લગ્ન પ્રસંગની ખુશાલીના. અમદાવાદ શેઠ વીરચંદ દીપચંદની હવેલી.

૨—૦—૦ રા. રા. નાથાલાલ લલ્લુભાઈ બા. બાઇ ભગુના લગ્ન પ્રસંગની ખુશાલીના. અમદાવાદ ઘાચીની પોળ.

૨—૦—૦ રા. રા. મોમચંદ ડાહ્યાભાઈ બા. બ્હેન ચંપા ડાહ્યાભાઈ દલસુખરામની દીકરીના લગ્નની ખુશાલીના. અમદાવાદ નાગજી ભુધરની પોળ.

૫—૦—૦ રા. રા. કેશવલાલ નગીનદાસ ગોધાવીવાળા.

૫૧—૦—૦

### શ્રી લાયબ્રેરી ખાતે.

૫—૦—૦ રા. રા સુલચંદ જીવચંદ. મુ ભરૂચ.

૫—૦—૦ રા. રા. દલપતભાઇ મગનલાલ સાદરા.

૧૦—૦—૦

### શ્રી માસિક મદદ ખાતે.

૪—૦—૦ રા. રા. જમનાદાસ સવચંદ બા. સને ૧૯૧૬ ના માસ ફેબ્રુઆરી તથા માર્ચની મદદના. અમદાવાદ વાઘણ પોળ

૪—૦—૦ રા. રા. વકીલ વેલચંદભાઇ ઉમેદચંદ બા. સને ૧૯૧૫ ના નવેમ્બરથી તે સને ૧૯૧૬ ના ફેબ્રુઆરી સુધીના.

૮—૦—૦

### સ્કોલરશીપ.

અત્રે બોર્ડીંગના એક વિદ્યાર્થી જેણે પ્રીવીઅસની પરીક્ષા પસાર કરી છે તે પુના એગ્રીકલચરની લાઇનમાં જવાનો હોવાથી તેણે અત્રેના સુપ્રસિદ્ધ રા. રા. શ્રીયુત શેઠ મણીભાઇ દલપતભાઇએ એક વર્ષ સુધી માસિક રૂપીઆ વીશ સુધીની સ્કોલરશીપ આપવાનું કહ્યું છે તેના માટે તેઓ સાહેબનો મહત્ ઉપકાર માનીએ છીએ.

મદદઃ—મર્હુમ દાનવીર શેઠ મનસુખભાઈ ભગુભાઈના પુત્ર રત્ન શેઠ માણેકલાલભાઈ તરફથી બોર્ડીંગના એક વિદ્યાર્થી નામે કેસરીચંદ મોતીલાલ ભરૂચ નિવાસીને પેઇંગ ફી તથા સ્કુલ ફી તથા ચોપડીઓની મદદ કરવામાં આવે છે ચાલુ સાલના સદર્હુ વિદ્યાર્થીના પેઇંગ ફીના હપ્તાના વિગેરે મળીને તેને રૂ. ૩૦) શેઠશ્રી તરફથી આપવામાં આવ્યા છે.

# શ્રી દશમી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના

# પ્રમુખ સાહેબનું ભાષણ.

---

मंगलं भगवान वीरो, मंगलं गौतम प्रभुः ।
मंगलं स्थुलिमद्राद्या, जैन धर्मोऽस्तु मंगलं॥

જૈન બંધુઓ, ભગિનીઓ અને ગૃહસ્થો,

આ કૉન્ફરન્સમાં ભાગ લેવા માટે દૂર દૂર પ્રદેશોમાંથી આપ સર્વેને આટલી મોટી સંખ્યામાં અત્રે પધારેલા જોઇ, મને અત્યાનંદ થાય છે. આજની શ્રી દશમી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સનું પ્રમુખપદ મને આપવા માટે હું જૈન કોમનો અને ખાસ કરીને મુંબાઇના શ્રી સંઘનો ખરા અંતઃકરણથી આભાર માનું છું. આ કૉન્ફરન્સનું પ્રમુખસ્થાન લેવા માટે જ્યારે મને કહેવામાં આવ્યું ત્યારે મારા મનમાં કેટલીક આનાકાની થઇ હતી; કારણ કે કૉન્ફરન્સ કેટલાક વર્ષની વિશ્રાંતિ પછી ગયે વર્ષે મળી હતી, છતાં આ વર્ષે તે ફરીથી મળી શકશે કે કેમ, તે બાબત ઘણી તરફથી શંકા બતાવવામાં આવતી હતી; પણ મુંબાઇના કેટલાક આગેવાનો અને તેમાં ખાસ કરીને યુવાન વર્ગનો દૃઢનિશ્ચય અને ઉત્સાહ જોવામાં આવ્યો ત્યારે તેમના આમંત્રણનો અસ્વિકાર કરવો એ આ ઉત્તમ સંસ્થાનો તેમજ તેના ઉત્તમ કાર્ય વાહકોનો અનાદર કરવા જેવું મને લાગ્યું, અને કેટલાક અતિકુળ સંજોગો છતાં, તેમજ આવા મહાનકાર્ય માટે પૂરતી રીતે હું લાયક નહિ હોવા છતાં મારી શક્તિ મુજબ તેમાં ભાગ લેવો એ મારી ફરજ સમજી આપનું આમંત્રણ મેં સ્વીકાર્યું. અને મને સંપૂર્ણ આશા છે કે આપ સર્વેની મદદથી આપણે હાથમાં લીધેલું આ શુભ કાર્ય નિર્વિઘ્ને પાર પડી અવશ્ય ફળદાયી નીવડશે.

લડાઇ.

૨. ગઇ સાલની માફક આ વર્ષે પણ આપણે યુરોપમાં ચાલતા મહા યુદ્ધના સમયમાંજ મળ્યા છીએ; અને દિલગિરીની સાથે કહેવું પડે છે કે એ લડાઇનો અંત આવતો નથી તેમજ હજી કંઇ છેડો પણ દેખાતો નથી. આવા મહાન્ વિગ્રહમાં આપણા રાજકર્તા અને તેમનાં મિત્રરાજ્યો દુશ્મનોના જોરને તેમજ તોરને દાબી દેવાને પ્રયત્નો કરી રહ્યા છે, તેમાં તેમની સંપૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ અને આશા છે કે આપણે ફરીથી મળીશું તે પહેલાં આ મહા-સંહારનો અંત આપણા બ્રિટિશ સામ્રાજ્યને અનુકૂળ આવશેજ.

## કૉન્ફરન્સને મુંબાઇની મદદ.

૩. આપણી આ કૉન્ફરન્સની શરૂઆત મારવાડમાં ઇ. સ. ૧૯૦૨ માં શ્રીયુત્ ગુલાબચંદજી ઢઢ્ઢાના પ્રયાસથી નાના પાયા ઉપર કરવામાં આવી હતી, અને તેને દઢ બનાવી આગળ ચલાવવાનું માન મુંબાઇના શ્રી સંઘને હતું. તે પછી આઠ વર્ષ જુદે જુદે ઠેકાણે મળ્યા પછી થોડા વર્ષના ગાળા બાદ, ગયે વર્ષે મારવાડમાંજ તેનો પુનરોદ્ધાર થયો હતો. તે પછી તુરતજ મુંબાઇમાં ફરીથી આ કૉન્ફરન્સ મળી છે. પ્રથમ તેને જેમ મુંબાઇ તરફથી સંપૂર્ણ મદદ મળી હતી, તેમજ આ વર્ષે પણ મળી છે, એ ઘણા સંતોષની વાત છે. આ કૉન્ફરન્સનું ઘણુંખરૂં કામ મુંબાઇમાંજ થાય છે એટલે મુંબાઇ નગર એ તેનું પોષક છે એમ કહીયે તો ચાલે, અને તે હમેશાં આવા માનને પાત્ર રહેશેજ એવી આપણે ઇચ્છા રાખીશું.

## આ કૉન્ફરન્સની જરૂરીયાત.

૪. હાલના જમાનાની પ્રવૃત્તિ જોતાં આપણી કોમને કૉન્ફરન્સ વગર ચાલે તેમ નથી. કૉન્ફરન્સથી જૈન કોમની છુટીછવાઇ નાની નાની ન્યાતો, તેનાં મંડળો, અને સંઘોનો સમૂહ મજબુતાઇથી એક થયેલો જોઇ શકાય છે, અને આગળ વધીને એટલે સુધી પણ કહી શકાશે કે કૉન્ફરન્સ એ જૈન કોમનું **જીવનબળ** છે. કોમની અંદર જે અનહદ શક્તિ, ગૌરવ, સામાજીક બળ અને પ્રગતિનો જુસ્સો આવી રહેલાં છે, તે દર્શાવનારી સંસ્થા છે. તે જૈન કોમના ઉત્તમ વિચારો, ઉત્તમ કેળવણી, સામાજીક સુધારો અને અનહદ ધર્મજ્ઞાન પ્રવર્તાવનાર મંડળ છે. જે કોમ આગળ વધવાનો દાવો કરે, અગર તો આગળ વધવાના પ્રયત્નો કરે તેને આવી સંસ્થાની ખાસ જરૂર છે. સમાજની ઉન્નતિના કામમાં તીવ્ર લાગણી અને ઉત્તમ આશયોવાળા થોડા માણસો છુટાછવાયા પ્રયત્નો કરી શકે ખરા, પણ તેમના કામમાં સરળતા કરી આપવા સમસ્ત કોમનું બંધારણ અને મદદ ન હોય તો આવા પ્રયત્નો ઘણીવાર નિષ્ફળ જાય છે; અને તેમનું કામ ચિરસ્થાયી થઇ શકતું નથી, માટે સમસ્ત જૈન કોમની ઉન્નતિના ઉત્તમ વિચારો આગળ લાવી તેને વ્યવહાર રૂપમાં આણનાર આ સંસ્થાની કેટલી બધી જરૂર છે તે હરકોઇ વિચારવંત માણસ સમજી શકશે. કેટલાક માણસો આ કૉન્ફરન્સની જરૂરીઆત બાબત શંકા બતાવતા જોવામાં આવ્યા છે, પણ જો તેમણે કૉન્ફરન્સ ઑફીસ તરફથી પ્રસિદ્ધ થયેલા રીપોર્ટો વાંચ્યા હોત, અને કૉન્ફરન્સની છેલ્લી નવ બેઠકોમાં પસાર થયેલા ઠરાવો એક સાથે જોયા હોત, તો તેમને કૉન્ફરન્સ પર અવિશ્વાસ અગર અશ્રધ્ધા લાવવાનું કારણ રહેત નહિ. વળી જૈન કૉન્ફરન્સ હિંદુસ્તાનમાં મળતી બીજી ઘણી ખરી કૉન્ફરન્સોની માફક માત્ર ત્રણ દિવસ મળી ઠરાવો કરી વિખેરાઇ જનારી સંસ્થા નથી. આ સંસ્થા કોમના હિતાર્થે હરહમેશ કામ કર્યા કરે છે. તેની મુખ્ય ઑફીસ તરફથી કોમની પ્રગતિના વિચારો સતત્ થયા કરે છે અને તેને અમલમાં મુકવામાં આવે છે, અને તેના પરિણામે જે સંખ્યાબંધ કાર્યો કરવામાં આવ્યાં છે, તે ઉપરથી તેનું કાર્યક્ષેત્ર કેટલું વિશાળ થયું છે તે જોઇ શકાય છે. તેના કાર્યવાહકો દઢ નિશ્ચયવાળા હોઇ સતત્ કામ કર્યાં જાય છે, છતાં તેમના કામમાં કાંઇ ન્યૂનતા જણાતી હોય તો તે તેમની કાર્યશક્તિનો અભાવ, ઉચ્ચાશયોની ખામી, અગર એવાં બીજાં કારણોને

લીધે નહિ, પણ નાણાંની તંગી અને કોમની સંપૂર્ણ સહાનુભૂતિ ( moral support ) ના અભાવને લીધેજ છે.

૫. કૉન્ફરન્સ ઑફિસ તરફથી કોમના ઉદયના ઘણા સવાલો હાથ ધરવામાં આવ્યા છે. તેના ભગીરથ પ્રયત્નને લીધેજ જૈન સાહિત્ય, જૈન તહેવારો, દેરાસરની પવિત્રતા, વાંચનમાળામાં દાખલ થયલા જૈન પાઠો વગેરે બાબતો ઉપર સવલતો (concessious) મેળવાઇ સરકાર તરફથી તેમજ યુનિવર્સિટી તરફથી કોમનો મરતબો ( status ) સ્વીકારવામાં આવ્યો છે, તેમજ કોમની ધાર્મિક, આર્થિક અને સામાજીક ઉન્નતિ માટે ઘણાં ઉપયોગી કામો થયાં છે. કોમનાં ધાર્મિક અને કેળવણીનાં ફંડો ઉપર દેખરેખ રાખવાનાં, જૈન ચૈત્ય અને પ્રાચીન સાહિત્યોદ્ધારના તથા કેળવણીનો પ્રસાર કરવાના તથા ભાષણોદ્વારા લોકમત કેળવવાનાં, ઘણા પ્રયત્નો તેના તરફથી કરવામાં આવ્યા છે. કોમની ડિરેક્ટરી, મંદિરાવળી તથા ગ્રંથાવળી ઘણા પરિશ્રમે તૈયાર કરવામાં આવી છે, અને તેને અંગે ઉપયોગી માહિતીનો સંગ્રહ થઇ શક્યો છે.

૬. આ પ્રસંગે કૉન્ફરન્સ તરફથી કરવામાં આવેલાં દરેક કામની ગણના કરવાનો અવકાશ નથી, પણ જેને આ સંબંધમાં વધુ માહિતી મેળવવાની ઇચ્છા હોય તેને માટે ન્ફરન્સ ઓફીસ તરફથી ઘણા પરિશ્રમે અને ઉત્તમ રીતે તૈયાર કરેલા રીપોર્ટો મોજુદ છે. જુદા જુદા ગામના સંઘ અને સંસ્થાઓ તરફથી આજ સુધીમાં આ બાબતોને લગતું ઘણું ંગીન કામ કરવામાં આવ્યું છે, પણ તે કામ સંકુચિત ક્ષેત્રવાળું અથવા તો અમુક ંપયને લગતું હોવાથી તે જોઇએ તેટલું વિશાળ ગણાય તેવું થયું નથી. ામના હિતના કેટલાક સવાલો એવા હોય છે કે, કોમ સમસ્તેજ તે હાથ રવા જોઇએ, અને વ્યક્તિ, ગામ, સ્થાનિક સભા અગર તો સંઘના પ્રયત્નો કૉન્ફ્ન્સની પ્રવૃત્તિને પોષક હોવા જોઇએ. અલબત્ત અત્યાર સુધીમાં કૉન્ફરન્સ તરફથી જે ામ થયું છે તે જરૂરીઆતના પ્રમાણમાં થોડું કહેવાય, કારણ કે તે શરૂઆતનુ છે. કોમની ન્નતિ માટે ઘણા અગત્યના સવાલો હાથ ધરવાના હજી બાકી છે. ( ૧ ) આપણા પ્રાચિન ર્મનાં ઉત્તમ સિધ્ધાંતો કોમનાં દરેક સ્ત્રી પુરૂષને શીખવવાના છે, એટલુંજ નહિ પણ નિયાના બીજા ધર્મના લોકોની જાણમાં પણ લાવવાના છે. ( ૨ ) જૈન કોમ વેપારી ને સાહસિક છે તેથી તે હુન્નર, ઉદ્યોગ અને વેપારમાં જમાનાને અનુસરી આગળ વધે, મજ ( ૩ ) સમાજના રીત રિવાજોમાં અને જ્ઞાતિબંધારણોમાં સુધારો કરી તે બધાં મની ધાર્મિક, આર્થિક અને શારીરિક ઉન્નતિમાં સહાયકારક થાય તેવા ઉપાયો યોજવાના . ( ૪ ) આપણી કોમમાં શિક્ષણ હજી ઉંચ સ્થિતિમાં લાવવાનું છે. આપણી ઉન્નતિ ી રીતે કરવી અને કાર્ય કેવી રીતે આગળ વધારવું તે માટે આપણામાં ઉચ્ચ આશયોની ીનતા નથી. આપણા પ્રાચીન જ્ઞાનભંડાર, આપણો સુજ્ઞ મુનિગણ અને આપણો કેળવાયલો ર્ગ આપણને ઉત્તમ વિચારો અને માર્ગો બતાવી શકે તેમ છે. ખામી માત્ર એટલીજ છે કે વિચારો હજી આપણને સંપૂર્ણ રીતે આત્મસાધ્ય થયા નથી, અને તેથી કોમના ેના મહત્વના સવાલો ઉપર જોઇએ તેવું લક્ષ અપાતું નથી, અને તેથીજ લોકોમાં

નજીવી બાબતોમાં પણ કુસંપ અને કજીયા જોવામાં આવે છે. એ કારણને લીધેજ સમગ્ર બળથી થઇ શકે તેવા એકત્ર વિચારના અને વ્યવસ્થિત ( concerted & well organised ) પ્રયત્નો આપણામાં જોવામાં આવતા નથી. માટે ઉચ્ચ આશયોનું વાસ્તવિક જ્ઞાન કરાવવું અને કોમના હિતનાં જરૂરનાં કામો માટે સમાજમાં સંપ કરાવવો એ બે કૉન્ફરન્સે કરવાનાં કામોમાં મુખ્ય ગણવા જેવાં છે. આ કામ કરવામાં કૉન્ફરન્સ ફતેહમંદ નીવડે તો તેણે પોતાનો હેતુ સાધ્ય કર્યો છે એમ સમજવાને તથા માનવાને કાંઇ હરકત જેવું જણાતું નથી.

## ધાર્મીક જીવન.

૭. આપણે આપણા ધાર્મિક જીવનની બાબતનો વિચાર કરીએ:—

**( ક ) પુસ્તકોદ્ધાર**:—આપણા પૂર્વાચાર્યોએ જીવનના દરેક વિષય ઉપર ઉત્તમ ગ્રંથો રચ્યા છે, તે પૈકી કેટલાક આપણી બેદરકારીને લીધે નષ્ટપ્રાય થયા છે, જ્યારે બીજા હજી ભંડારોમાં ઉધાઇ ખાય છે, અને લોકોની જાણમાં આવવા પામ્યાજ નથી, અને જે આવ્યા છે તે પૈકી ઘણાંખરાના દેશી ભાષામાં ભાષાંતરો થયાં નથી. નાહક કજીયા લઢવામાં, જૈન શાસનની ખોટી મહત્તા બતાવવામાં, અને ખર્ચાળ ન્યાતિ રિવાજોની તાબેદારી ઉઠાવવામાં જૈન કોમ પ્રતિ વર્ષ લાખો રૂપિયા ખર્ચી નાંખે છે, પણ જે જ્ઞાનને માટે આપણે મગરૂર થઇએ છીએ જે ધર્મને લીધે આપણે પોતે આ ભવ કૃતાર્થ માનીએ છીએ, અને શ્રીમદ્ મહાવીરસ્વામીના પુત્રો કહેવરાવવા માટે આપણે આપણને ભાગ્યશાળી ગણીએ છીએ, તે જ્ઞાન અને ધર્મનાં પુસ્તકો અંધારામાં નાખી મૂકવામાં આપણને કોઇ જાતનો આંચકો આવતો નથી, કે આપણાં અંતઃકરણ દુઃખાતાં નથી, એ બહુ શોકજનક છે. પુસ્તકો સુરક્ષિત રાખી તેનો ઉપયોગ બહોળો થાય તેવા ઉપાયો યોજવામાં આપણને પૂરતાં નાણાં મળતાં નથી. પણ જો ન્યાતવરા કરવા હોય, ગામ જમાડવું હોય, વરઘોડા કાઢવા હોય અગર નિરર્થક ધાર્મિક કજીયા લઢવા હોય તો આપણને નાણાંની ખોટ કદી પણ પડતી નથી. માટે ગ્રંથોદ્ધારની ઘણી મહત્વની બાબત ઉપર આપણે ખાસ લક્ષ આપવાનું છે, અને તે માટે બનતા પ્રયત્નો કરવાના છે.

## ( ખ ) ધર્મ તત્વોનું યથાર્થ જ્ઞાન.

૮. પુસ્તકોદ્ધાર સિવાય જૈન ધર્મનું પ્રાચીન તત્વજ્ઞાન સંપૂર્ણ પ્રકાશમાં આવી શકશે નહિ. આ તત્વજ્ઞાન સહેલાઇથી સમજી શકાય તે માટે તેનાં ગુજરાતી, ઇંગ્રેજી તથા બીજી ભાષાઓમાં સરળ ભાષાંતર કરાવી નાનાં નાનાં પુસ્તકો છુટથી ફેલાવવાનો ખાસ જરૂર છે. આપણા સંસ્કૃત અને માગધી ભાષામાં લખાયલાં ગૂઢ સિદ્ધાંતો યથાર્થ સમજવાને હાલના સંયોગોમાં દશ-પંદર પુસ્તકોનો અભ્યાસ કરવા જેટલો સમય દરેક જણને ન મળી શકે એ સ્વાભાવિક છે. ચાલુ જમાનામાં દરેક માણસને ઉદર નિર્વાહાર્થે ઘણો અભ્યાસ તથા પરિશ્રમ કરવો પડે છે. એવા વખતમાં તેમને સંસ્કૃત અથવા માગધી પુસ્તકોનો અભ્યાસ કરવો એ સંભ-

નિત નથી. આ ઉપરથી કહેવાનો આશય એવો નથી કે કોઇએ સંસ્કૃત અગર માગધી ભાષાનો અભ્યાસ ન કરવો કે કરવાની જરૂર નથી, પણ સાધારણ અભ્યાસનો બોજો વધતો જાય છે, શારીરિક સ્થિતિ બગડતી જાય છે, તેમજ જગતમાં ચાલતી દરેક જાતની પ્રવૃત્તિઓ દરેક માણસ ઉપર જુદી જુદી રીતે અસર કર્યા કરે છે, એવા વખતમાં ઉત્તમ પણ અતિ પરિશ્રમે સમજી શકાય એવાં પુસ્તકોનું અધ્યયન કરવાનું ઘણા થોડાથીજ બની શકે. **જૈન કોમ કેવળ નિરક્ષર નથી,** તોપણ હાલના જમાનાના જીવનનું ધોરણ ( standard ) જોતાં તે શિક્ષિત છે એમ પણ કહી શકાય નહિ. તે સાથે તેના ઉપર પાશ્ચાત્ય વિજ્ઞાન અને તત્વજ્ઞાનની ઘણી અસર થયેલી નથી. તેથી હજી ધાર્મિક ક્રિયા અને પૌરાણિક દેવકથાઓ ( mythology ) ઉપર ઘણાની શ્રદ્ધા રહેલી છે, જેથીકરીને સિદ્ધાંતોનું જ્ઞાન પુરૂં નથી તે એકદમ જણાઇ આવતું નથી; પણ જેમ જેમ નવા જમાનાની કેળવણી વધતી જશે તેમ તેમ ક્રિયાઓ ઉપર અણગમો આવતો જવાનોજ. તેવે વખતે સહેલાઇથી સમજી શકાય એવા સ્વરૂપમાં ધાર્મિક સિદ્ધાંતો મૂકવામાં નાહ આવે તો હવેનો ઉછરતો વર્ગ ધર્મના રહસ્યથી વિમુખ થતો જશે. એ સ્થિતિ અટકાવવાને માટે બધા વર્ગનાં સ્ત્રી, પુરૂષ અને બાળક માટે ધાર્મિક સાહિત્ય તૈયાર કરાવવું જોઇએ. તેમ થયે જૈન ધર્મનું તેમજ કોમનું ગૌરવ હાલના કરતાં પણ વધુ સમજાશે અને સચવાશે.

પ્રાચીન પુસ્તકો શોધી કાઢી છપાવવાનું તેમજ તેમાંથી ઉપયોગી જણાય તેનાં ભાષાંતરો કરાવવાનું કામ કેટલીક સંસ્થાઓ તરફથી અને ખાસ કરીને **શ્રીમંત સરકાર મહારાજા ગાયકવાડ** એઓ તરફથી ઉપાડી લેવામાં આવ્યું છે તે પ્રસંશનીય છે. આ બાબતમાં હજી ઘણુંજ કામ કરવાનું બાકી છે અને તે મોટા પાયા ઉપર ચાલે તેમ કૉન્ફરન્સે કરવું જોઇએ. પ્રાચીન અને અમૂલ્ય ગ્રંથોના જ્ઞાન ભંડારો ઘણા દેશી રાજ્યોમાં આવેલા છે, તેથી **શ્રીમંત ગાયકવાડ સરકારના** સ્તુત્ય પગલાંને અનુસરીને બીજા **રાજા મહારાજાઓ** પણ પોતાના રાજ્યમાં આવેલા ભંડારોનું પ્રાચીન જૈન સાહિત્ય પ્રકાશમાં લાવવા બનતી મદદ કરે એવી વિનંતિ કૉન્ફરન્સે તેમને કરવી જોઇએ.

**( ग ) પ્રાચીન શોધખોળઃ—**

૯. આપણી કોમનો ધાર્મિક : ઇતિહાસ, ઐતિહાસિક રીતે શોધખોળ કરી, તૈયાર કરાવવાની જરૂર છે. પૂર્વે થઇ ગએલા આપણા મહાન્ આચાર્યો, ઉત્તમ વિચારકો, જૈન રાજાઓ તથા તત્વજ્ઞાનિઓનાં નામજ માત્ર આપણે જાણીયે છીએ. જૈનધર્મ કેટલો પ્રાચીન છે અને બીજા ધર્મનાં સિદ્ધાંતો સાથે તેનો કેટલો સંબંધ છે, તે જૈનદ્રષ્ટિએ ખાત્રાભરેલી રીતે શોધી કાઢવાની તથા બહાર પાડવાની જરૂર છે. પ્રાચીન શિલાલેખો, જુના ચૈત્યો, પ્રાચીન પુસ્તકો તેમજ બીજાં દેવાલયો ઉપરથી તથા બીજી કોમોના લેખો ઉપરથી આપણે આપણો ઇતિહાસ તૈયાર કરાવીએ તો આપણે આપણી કોમને તેમજ દુનિયાને સારો ફાયદો કરી શકીએ. તે ઉપરાંત આપણે જે સિદ્ધાંતો સત્ય માનીએ છીએ, તેની ખાત્રી પણ દુનિયાને કરી આપવાની છે. દાખલા તરીકે આપણે વનસ્પતિ, અગ્નિ, વાયુ વિગેરેમાં જીવ છે એવું

માનીયે છીએ. પણ આ વાત વિદેશીય લોકોના હૃદયમાં ઉતરતી નહોતી, છતાં તેની સાબિતી આપણા તરફથી વ્યવહારિક શાસ્ત્ર મુજબ આપી શકાઇ નહોતી. હાલમાંજ કલકત્તાના ડૉ. બોઝે આ બાબત લાંબી મુદત શોધખોળ અને પ્રયાસ કરી આપણી માન્યતાનું ખરાપણું પુરવાર કરી આપ્યું છે; તેવીજ રીતે આપણા જંતુશાસ્ત્રની અને વચન વર્ગણાનાં પુદ્ગલો (Vibratory atoms) ની સાબિતી અર્વાચીન જંતુ વિદ્યાશાસ્ત્ર (Bacteriology) અને ફોનોગ્રાફ (Phonograph)ની શોધખોળ દ્વારા થઇ શકી છે. આવી સાબિતીઓ કરી આપવાના પ્રયત્નો આપણી કોમ તરફથી થવા જોઇતા હતા, અને હજી પણ એવા ઘણા સિધ્ધાંતો હશે કે, જેની તપાસ થઇ હાલનાં જમાનાને અનુસરતી શોધખોળ કરી દુનિયામાં નવું અજવાળું પાડી શકાય.

૧૦. હિંદુસ્તાનમાં ઐતિહાસિક વિષયોમાં જૈન કોમે જેટલું કર્યું છે તેટલું બીજી કોઇ કોમે ભાગ્યેજ કર્યું હશે. આપણા ઐતિહાસિક રાસા, પ્રબંધો, ચરિત્રો તેમજ શિલાલેખો અને ગ્રંથોને અંતે અપાતી વંશાવળીઓ હિંદના ઇતિહાસ ઉપર ઘણો પ્રકાશ પાડે એમ છે. હમણાંજ દેવકુલ પાટકના શિલાલેખો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તે ઇતિહાસના સંબંધમાં અગત્યના છે કુમારપાળ ચરિત્ર, વસ્તુપાળ રાસો, ઝગડુશા રાસો, વિમળ પ્રબંધ (જે અર્થ સાથે છપાઇ ગયા છે) વગેરે કોડીબંધ ગ્રંથો ઇતિહાસ ઉપર અજવાળું પાડે એવા છે,

## (ઘ) પ્રાચીન ચૈત્યોદ્ધાર.

૧૧. પ્રાચીન પુસ્તકો સાચવી રાખવા, સિદ્ધાંતો સરળ ભાષામાં લખાવવાં અને જૈન ઇતિહાસ તૈયાર કરાવવો એ જેટલું અગત્યનું છે, તેટલુંજ જરૂરનું મંદીરો સારી સ્થિતિમાં રાખવાનું અને જુના શિલાલેખો સંગ્રહી રાખવાનું પણ છે. નાનાં જુજ જૈન વસ્તિવાળા ગામોમાં મોટાં મંદિરો બાંધી અને ઘણાં મંદિરવાળાં મોટાં ગામોમાં નવાં દેરાસર બંધાવી લાખો રૂપીયા ખર્ચ કરવા કરતાં જુનાં મંદિરો સમરાવી સુરક્ષિત રાખી, તેમને લગતાં ઉપર બતાવેલાં વિશેષ ઉપયોગી કાર્યોમાં નાણાં ખરચવામાં આવે તો ઘણું સંગીન કામ થયેલું ગણી શકાશે. સધન દેરાસરોના દ્રવ્યનો ઉપયોગ આ ખાતે કરવામાં આવે એ ઇચ્છવા જેવું છે. નવાં દહેરાં બાંધવા કરતાં જુનાંનો જીર્ણોદ્ધાર કરવામાં આપણાં શાસ્ત્રો વિશેષ પુણ્ય માને છે.

## (ङ) સાધુઓના અભ્યાસ માટે સગવડ.

૧૨. આપણા પરમ પવિત્ર વિદ્વાન પૂર્વાચાર્યો શ્રીમદ્ યશોવિજયજી, હરિભદ્ર સુરીજી, દેવચંદજી, આનંદઘનજી, હિરવિજયજી, હેમચંદ્રાચાર્યજી, તથા વિજયલક્ષ્મિ સુરીજી વિગેરેના ગ્રંથો આપણે વાંચીયે છીએ ત્યારે આપણને તેમની અગાધ બુધ્ધિ–શક્તિ ઉપરાંત દરેક વિષયમાં નિપુણતા માટે માન અને પૂજ્યભાવ ઉત્પન્ન થયા વગર રહેતાં નથી. તેઓ જૈન ધર્મનાં સિધ્ધાંતોથી સંપૂર્ણ વાકેફ હતા, એટલુંજ નહિ પણ અન્ય વિષયો જેવા કે ન્યાય, તર્ક, સાહિત્ય, વિજ્ઞાન, વૈદક, જ્યોતિષ તથા ખગોળ વિદ્યા વિગેરે શાસ્ત્રોની સારી માહિતી ધરાવતા હતા, અને એ વિષયો ઉપર શોધખોળ કરી તેની ખીલવણી કરી શકતા

હતા. વિશેષમાં જૈનાચાર્યો તેમના સમયમાં પ્રચલિત એવી જુદી જુદી ભાષાઓનો અભ્યાસ પણ કરતા હતા, અને બૌધ અને જૈનધર્માચાર્યોએ જેમ પોતાના ગ્રંથો પ્રાકૃતમાં લખવાની પહેલ કરી તેમ જૈન સાધુઓએ ગુજરાતી ભાષામાં પુષ્કળ ગ્રંથો લખી દેશ ઉપર મોટો ઉપકાર કર્યો છે. જૈન રાસાઓ, કથાઓ તથા અનેક વિષયોને લગતું જૈન સાહિત્ય એકલી જૈન કોમમાંજ નહિ, પરંતુ બીજી કોમોમાં પણ જાણીતું છે. હાલમાં આપણા સાધુઓમાં પણ કેટલાક સમર્થ વિદ્વાનો છે અને તેઓ પણ ધર્મ અને કોમની સેવા યથાશક્તિ બજાવી રહ્યા છે, છતાં પણ કેટલાકની કેળવણીમાં કેટલીક ન્યુનતા નજરે આવે છે. આપણા બધાના અનુભવમાં આવ્યું હશે કે, પૂજ્ય મુનિ મહારાજોમાં બુદ્ધિ, શક્તિ અને શ્રધ્ધાની ખામી નથી. જો તેમને જૈન કોમ તરફથી ધાર્મિક, સામાજીક અને વૈજ્ઞાનિક ( Scientific ) અભ્યાસને માટે પૂરતી સરળતા અને જોઇતાં સાધનોની જોગવાઇ કરી આપવામાં આવે તો તેઓ ઘણા સારા વિદ્વાન નીવડી કોમને અને દુનિયાને સારો ફાયદો કરી શકે. આપણા જૈન સાધુઓમાંથી સર્વદર્શી જાહેર વ્યાખ્યાનો આપનાર, જાહેર લેખો લખનાર અને જાહેર સેવાઓ કરનાર નીકળવાની ખાસ જરૂર છે. આ જમાનામાં કેટલાક શ્રધ્ધાળુ જૈનોને ઉપાશ્રયમાં માત્ર વ્યાખ્યાન આપી તથા ધાર્મિક ક્રિયાઓ કરાવી તેમણે બેસી રહેવાનું નથી. હવે તો ખુલ્લાં મેદાનોમાં અને જાહેર મકાનોમાં સમાજ સમક્ષ ઉત્તમ વિચારોથી ભરપુર જાહેરવ્યાખ્યાનો આપવાનો સમય આવી પહોંચ્યો છે. હાલમાં તેમના પૈકી ઘણાને જે કેળવણી મળે છે તે ઘણીજ સંકુચિત અને સાધારણ જૈન શાસ્ત્રના સિધ્ધાંતની અને ક્રિયાકાંડ કરવા પૂરતીજ હોય છે. બીજા ધર્મની અગર તો પાશ્ચાત્ય ફીલસુફી ( તત્વજ્ઞાન ) અને વિજ્ઞાન કે જે હાલ દુનિયાના બધા વિચારોને દોરે છે, તેમની તેઓને બિલકુલ માહિતી હોતી નથી. અને શોધખોળની અર્વાચીન પદ્ધતિથી તો તેઓ બિલકુલ જાણીતા હોતા નથી. અતિશય શ્રદ્ધાથી શ્રીમહાવીરસ્વામિના ભેખ પ્રત્યેની ચાલતી આવેલી પૂજ્યબુદ્ધિ હાલના આગળ વધતા જમાનામાં કાયમ રહેશે કે કેમ, એ માટે ઉંડો વિચાર કરવો જોઇએ. **જૈન કોમને સાધુઓની ખાસ જરૂર છે.** સેવાદ્રષ્ટિએ આવા દેશોપકારક, અને ધર્મોપદેશકો બીજી કોઇપણ રીતે કોમને મળી શકે તેમ નથી. સંસાર ત્યાગ કરી જનસેવા અને આત્મ સાધનને માટે તેમણે ચારિત્ર અંગીકાર કરેલું છે. એ સત્કાર્ય તેઓ સારી રીતે બજાવે તે માટે તેમને જ્ઞાનોપાર્જનમાં દરેક જાતની મદદ અને સવડ કરી આપવી એ આપણી પ્રથમ ફરજ છે. એ ફરજ અદા કરવામાં આપણે કોઇપણ જાતની ન્યૂનતા બતાવીએ તો આપણે કૃતઘ્ની છીએ એમ કહેવાને કોઈ પણ જાતનો વાંધો નથી; માટે તેમને આપણા ધર્મની યથાર્થ કેળવણી મળે તેમજ ધાર્મિક અભ્યાસ ઉપરાંત નવી પધ્ધતિની કેળવણી મળે એ માટે ઉપાયો યોજવા જોઇએ.

**૧૩.** સાધુઓના અભ્યાસ માટે એક સ્વતંત્ર પાઠશાળા ( academy or seminary ) જૈન કોમ તરફથી સ્થાપન થવી જોઇએ અને તેમાં જૈન ધર્મનાં સિધ્ધાંતો અને ક્રિયાના શિક્ષણ ઉપરાંત જુદા જુદા દેશ પરદેશની ભાષા તેમજ વિજ્ઞાન શાસ્ત્ર ( science ) અને ફિલસુફીના શિક્ષણ માટે ગોઠવણ કરી આપવી જોઇએ. તેમાં

શીખવનાર જુદી જુદી ભાષાઓના તેમજ જુદા જુદા વિષયના નિષ્ણાત આચાર્યો અને અધ્યાપકો નીમવા જોઇએ. વળી દરેકોઇ માણસ દિક્ષા લે તે પેહેલાં તેણે આ પાઠશાળામાં અમુક અભ્યાસ કરેલો હોવો જોઇએ; તેમજ તેને સમાજ શાસ્ત્રનો, જૈન સમાજની સેવાના વિવિધ માર્ગોનો, તત્વજ્ઞાનનો અને ધર્મશાસ્ત્રનો સંપૂર્ણ બોધ થયેલો હોવો જોઇએ; અને સાધુ થયા પછી પણ કોઇ વિષયનો વધુ અભ્યાસ કરવો હોય તો તેમને માટે પણ તેમાં સવડ રાખવી જોઇએ. તે ઉપરાંત તેમાં એક ઉત્તમ લાયબ્રેરી હોવી જોઇએ કે જેમાં તે પાઠશાળાને ઉપયોગી દરેક પુસ્તકનો સંગ્રહ રાખવામાં આવે. આવી રીતે હાલના જમાનાને અનુસરી દરેક પ્રકારનું શિક્ષણ મળી શકે એવી ગોઠવણ કરવી જોઇએ. આવી સંસ્થાને અંગે કેટલીક શોધખોળ માટેની શિષ્યવૃત્તિઓ ( Research scholarships & fellowships. ) રાખી જૈન વિદ્વાનોને દેશપરદેશ મોકલી તૈયાર કરાવી શોધખોળને માટે સવડ અને સરળતા કરી આપવી જોઇએ. આવી પાઠશાળામાં કેળવણી ઉપરાંત ઉપર બતાવેલાં બીજાં શોધખોળનાં કામો ( original research ) પણ થઇ શકે.

૧૪. હાલ તુર્ત આપણે પોતે આવી મોટી સંસ્થા કદાચ ન કાઢી શકીએ તોપણ એકાદ ચાલુ પાઠશાળા અગર તો નવીન સ્થાપન થયેલી **હિંદુ યુનિવરસિટી** દ્વારા આપણે કામ ચાલુ કરી શકીએ. પાશ્ચાત્ય દેશોમાં ખ્રિસ્તિ પાદરીઓને આવી કેળવણી આપવા માટે ઘણા પ્રયત્નો કરવામાં આવે છે, અને તેને લીધેજ રોમન કૅથોલીક જેવો જુનો ધર્મ પણ પોતાનું અસ્તિત્વ અને સત્તા જાળવી રહ્યો છે.

આપણા દેશના શ્રી રામકૃષ્ણ, વિવેકાનંદ અને દયાનંદ સરસ્વતી જેવા મહાપુરૂષોએ તેમના ધર્મના સંન્યાસીઓ માટે નવી પધ્ધતિની કેળવણીની કેટલીક સવડ કરી આપેલી હોવાથી તે સંન્યાસીઓ દેશ પરદેશમાં ધાર્મિક, નૈતિક, અને સામાજીક સુધારા સંબંધી કેવું સારૂં કામ કરી રહ્યા છે તે સૌની જાણમાં છેજ.

જ્યાં સુધી આવી કેળવણીની તેમજ શોધખોળની સવડો કરી આપવામાં નહિ આવે ત્યાં સુધી જૈન ધર્મના તત્વજ્ઞાનનું યથાર્થ રહસ્ય આપણને તેમજ દુનિયાના દેશોને સમજાવી શકાશે નહિ. એવી તજવીજ થશે ત્યારેજ જૈન ધર્મ ખરો અને પ્રગતિમાન ધર્મ ( Living & Progressive Religion. ) તરીકે ગણાશે. આપણા ધર્મ સંબંધી હાલ જે કાંઇ બીજા લોકોને યતકિંચિંત બોધ થાય છે તે પાશ્ચાત્ય વિદ્વાનોનેજ આભારી છે. માટે આપણા આચાર્યો અને વિદ્વાનો દેશેદેશ જઇને આપણા ધર્મનું રહસ્ય સમજાવે, અને આપણો ધર્મ માનનારાની સંખ્યા જે દિન પ્રતિદિન ઘટતી જાય છે તે અટકાવી અન્ય ધર્મીઓને આપણા ધર્મમાં આણે એવી તજવીજ થવાની જરૂર છે.

( च ) <u>સાધ્વીઓને અભ્યાસમાં મદદ.</u>

૧૫. સાધુઓની માફક સાધ્વીઓના અભ્યાસને માટે પણ જોગવાઇ કરી આપવાની વિશેષ જરૂર મને લાગે છે. કારણ કે તેઓમાં પોતાના નિત્યકર્મમાં જોઇએ તે

શિવાયનું બીજું સામાજીક અને ધાર્મિક જ્ઞાન ઘણું ભાગે હોતું નથી, અને તેમને પોતાનું જ્ઞાન વધારવું હોય તો સાધન પણ હોતાં નથી. તેમના સ્વાર્થ ત્યાગ, સંસાર ત્યાગ અને વૈરાગ્યશીલવૃત્તિઓ માટે દરેકને માન છે. અને તે માન હરહમેશ કાયમ રહેશે પણ એ નિર્દોષ અને શાંત સાધુ મુર્તિઓને ધાર્મિક, નૈતિક અને સામાજીક જ્ઞાનથી વધું સંસ્કારી બના વવાની જરૂર છે. આપણો સ્ત્રી સમાજ કેળવણીમાં અને સાંસારિક રીતરિવાજોમાં ઘણો પછાત છે. તેમને ધાર્મિક કેળવણી આપી તેમના હૃદયોને ધર્મ સંસ્કારોથી સંસ્કૃત કરનાર આપણો સાધ્વી વર્ગ અતિ ઉપયોગી બની શકે તેમ છે, અને તે માટે તેમને અનેક ઉત્તમ સાધનો આપી કેળવવામાં આવે તો, જેવી રીતે પાશ્ચાત્ય દેશોમાં દયાળુવૃત્તિથી લોકસેવામાં જીવન ગાળનાર પરિવ્રાજીકાઓ ( sisters of mercy ) ગરીબ અને પછાત વર્ગોમાં તેમજ બીજા જનસમાજમાં સેવાધર્મનાં કામ કરી અનહદ લાભ આપે છે, તેવીજ રીતે આ સાધ્વીઓ આપણા પાછળ પડેલા અને અજ્ઞાન સ્ત્રી સમાજને અનેક પ્રકારનો લાભ આપી શકે આ હેતુ પાર પાડવા માટે . સાધ્વીઓને આવશ્યક કેળવણી માટે તેવી કોઇ સંસ્થા ઉઘાડવી જોઇએ કે જેમાં ધાર્મિક વિષયોના જ્ઞાન ઉપરાંત બીજા ઉપયોગી વિષયોનું જ્ઞાન પણ તેમને આપી શકાય. આપણા સ્ત્રીસમાજમાં શી શી ખામીઓ છે તથા તે દૂર કરવા માટે શા શા ઉપાયો યોજવા જોઇએ, તે જાણવા જેવું જ્ઞાન પણ તેમને અહીંજ મળવું જોઇએ.

૧૬. આ કૉન્ફરન્સ તરફથી એક કેળવણી મંડળ ( Educational Board ) ખાસ નીમવામાં આવેલું છે, જે આપણી કોમમાં ધાર્મિક અને વ્યવહારિક કેળવણીનો પ્રચાર કરવા માટે પ્રયત્ન કરે છે. તેણે આ સાધુ અને સાધ્વિઓની કેળવણીના સવાલો પણ ઉપાડી લેવા જોઇએ, અને આ વિષય કૉન્ફરન્સને જરૂરનો લાગતો હોય તો તેને માટે શા શા ઉપાયો યોજવા જોઇએ તેની તપાસ કરી રીપોર્ટ તૈયાર કરી આવતી કૉન્ફરન્સની બેઠક વખતે રજુ કરે એવી આ બોર્ડમાંથી એક કમિટી નીમવા મારી સૂચના છે. આપણા મુનિ મહારાજોને લખીને આ બાબતમાં તેમનો પણ અભિપ્રાય લેવો જોઇએ. તેમની સહાનુભૂતિથી આપણું કામ ઘણું સહેલું થશે. આ સવાલ ઘણો મહત્વનો છે, અને તે સંબંધમાં કુશળતા ( tact ) અને દ્રઢતાથી ( firmness ) કામ કરવામાં આવે તોજ કંઇ સારૂં પરિણામ આવી શકે. હવે એવો વખત આવ્યો છે કે જૈન કોમે આ વિષે ચોક્કસ વિચાર પર આવી તે અમલમાં મુકવા જોઇએ.

૧૭. આપણા સાધુ સાધ્વિ અને શ્રાવક શ્રાવિકાઓના ધાર્મિક, સામાજીક અને નૈતિક શિક્ષણ માટે એક સારી ધાર્મિક મધ્યસ્થ પુસ્તકાલયની ( Central Library ) જરૂર છે, કે જેમાંથી દરેક વિષયનાં ઉપયોગી પુસ્તકો જરૂર વખતે ગામેગામ તેમને મળી શકે. સાધુ સાધ્વીઓને પર્યટન કરવાનું હોવાથી, તેમના વિહારમાં કેટલેક ઠેકાણે જોઇતાં પુસ્તકોનો લાભ તેમને મળી શકતો નથી; તેમજ તેઓને પગે વિહાર કરવાનો હોવાથી પુસ્તકોનો જથ્થો સાથે પણ રાખી શકાતો નથી, માટે તેમને જ્યારે જોઇએ ત્યારે અને જ્યાં જોઇએ ત્યાં ઉપયોગી પુસ્તકો મોકલી આપવાની ગોઠવણ હોવી જોઇએ. આવો પ્રબંધ થવાથી હાલમાં કેટલાક સાધુઓને લહીઆ પાસે મોટા ખર્ચે નિરનિરાળાં પુસ્તકો લખાવી

અને સંઘરી રાખી પોતાની ખાનગી મિલકતની માફક કેટલોક વ્યવહાર કરવો પડે છે તે કરવો પડશે નહીં. આ યોજના માટે વડોદરા ખાતે શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ એમના તરફથી મોટા પરિશ્રમે અને ખર્ચે ખોલવામાં આવેલી સેન્ટ્રલ લાયબ્રેરીની યોજના અને કામ કરવાની પદ્ધતિ અનુકરણ કરવા જેવી છે.

## કેળવણી.

૧૮. કોન્ફરન્સની બેઠકોમાં શરૂઆતથીજ જૈન કોમની કેળવણી માટે ઘણુંજ વિવેચન કરવામાં આવ્યું છે. દરેક પ્રમુખે, સ્વાગત કમિટીના ચેરમેને, તેમજ અનેક વકતાઓએ કેળવણીની જરૂરીઆત સંબંધી ભાષણો કર્યાં છે. કેળવણી વધારે પ્રમાણમાં પ્રસરે, લોકો તેનો વધારે લાભ લે તે માટે દર બેઠકે ઠરાવો પસાર કરવામાં આવ્યા છે. ઉપરાંત કૉન્ફરન્સના ઉપદેશકોએ ગામે ગામ ફરી કેળવણીના ફાયદા સ્ત્રી પુરૂષોને સમજાવવા અનેક પ્રયત્નો કર્યા છે. આ વિચારોને વિશેષ વ્યવહારૂં બનાવવાને સન ૧૯૦૯-૧૦માં કૉન્ફરન્સ તરફથી એક કેળવણી બોર્ડની નિમણુંક કરવામાં આવી છે, અને અત્યાર સુધીમાં તેના તરફથી જે કાંઇ કામ કરવામાં આવ્યું છે તેનો રિપોર્ટ આ વર્ષે આપણી સમક્ષ રજુ કરવામાં આવ્યો છે, એટલે હવે પછી વધારે સંગીન કામ કરવાને માટે શરૂઆત થઇ છે. આ કારણોને લીધે હવે મારે આ વિષય ઉપર વધારે કહેવાનું રહેતું નથી. મેં ઉપર કહ્યું તેમ જૈન કોમ કેવળ નિરક્ષર નથી, પણ હજી હાલની દેશકાલની સ્થિતિ અનુસાર સામાન્ય અને વેપાર ઉદ્યોગની ઉંચી કેળવણી લેવાની જરૂર સંપૂર્ણ રીતે સ્વીકારાઇ હોય તેમ લાગતું નથી. યુનિવર્સિટીમાંથી પ્રતિવર્ષ બહાર પડતા સંખ્યાબંધ ગ્રેજ્યુએટો પૈકી પારસી અગર બીજી કોમની સંખ્યા સાથે સરખાવતાં આપણી કોમના ગ્રેજ્યુએટોની સંખ્યા માત્ર નામનીજ દેખાય છે. ગુજરાત દેશમાં ૫૭૦૦૦ જૈન પુરૂષોની વસ્તીમાં અત્યાર સુધીમાં માત્ર સો સવાસો ગ્રેજ્યુએટો થયા હોય તેમ લાગે છે. દર પાંચસે માણસે એક ગ્રેજ્યુએટ એ શા હિસાબમાં ? આ આંકડા ઉપરથી આપણી કોમ હજી કેળવણીમાં કેટલી પછાત છે એ સહજ સમજાય છે. વળી મારે જણાવવું જોઇએ કે જે કેળવણીથી આપણે પોતાની ફરજ સમજતા થઇએ, ઉચ્ચ જીવન ગાળી શકીએ, અને ધાર્મિક, સામાજીક, શારીરિક અને આર્થિક સ્થિતિમાં દિન પ્રતિદિન સુધારો વધારો કરતા જઇએ તેવી કેળવણીની આ પણને ખાસ જરૂર છે. કેળવણી માત્ર ગરીબોનેજ માટે છે એમ સમજવાનું નથી. ગરીબ અને તવંગર એ સર્વેએ તેનો એકસરખો લાભ લેવાનો છે. બીન કેળવાએલો શ્રીમંત વર્ગ દેશને અને કોમને સંગીન લાભ કરી શકતો નથી. આર્થિક સ્થિતિ સારી હોવાની સાથે જેનામાં ધાર્મિક વૃત્તિ અને સંસ્કારી જીવન હોય, તેજ તેનો સદુપયોગ કરી સમાજને ઉપયોગી થઇ પડે છે. આ પ્રમાણે શ્રીમંત વર્ગને નાણાંની અનુકૂળતા હોવાથી ઉંચી કેળવણી લેવાની વિશેષ જરૂર છે.

## સ્ત્રી કેળવણી.

૧૯. આ ઉપરાંત સ્ત્રી કેળવણીની બાબતમાં તો આપણે છેકજ પછાત પડતા જણાએલા છીએ. આપણી કોમની ગુજરાતની સ્ત્રીઓની ૫૫૬૯૪ની વસ્તિમાંથી માત્ર ૪૫૬૩

નેજ લખતાં વાંચતાં આવડે છે, એવું કોમના વસ્તિપત્રક ઉપરથી જણાય છે. સ્ત્રી કેળવણીના અનેક ફાયદા હાલના જમાનામાં વધુ વિસ્તારથી જણાવવાની જરૂર મને જણાતી નથી; છતાં પણ ખાસ એટલું તો જણાવવાની જરૂર લાગે છે કે આપણા સંસારનો પાયો અને ઉન્નતિનો આધાર સ્ત્રીઓ ઉપરજ મુખ્યત્વે રહેલો છે, અને તેઓ જ્યાં સુધી અજ્ઞાન અને વહેમી રહેશે ત્યાં સુધી આપણામાં ઘર ઘાલી બેઠેલા હાનિકારક રિવાજો કદી પણ દૂર થઇ શકવાના નથી, અને કોમની માનસિક, શારીરિક અને ધાર્મિક સ્થિતિ સુધરવાની આશા પણ થોડી રહે છે. આ ઉપરાંત સ્ત્રીઓને ધાર્મિક અને નૈતિક કેળવણીની જરૂર, વ્યવહારિક કેળવણી કરતાં પણ વધારે છે. તેમના હૃદયના ધાર્મિક સંસ્કારો આપણી ભવિષ્યની પ્રજાના કુમળા મગજ પર પડવાના છે અને તે સંસ્કારો સાથેજ ઉછરી તેઓ જૈન તરીકે પોતાનું જીવન ગાળવાના છે; માટે કોમની સર્વદર્શીય ઉન્નતિ માટે સ્ત્રી કેળવણી એ મહત્વનો વિષય છે, અને તે કૉન્ફરન્સે ઉપાડી લઇ સંપૂર્ણ વ્યવહારૂ રીતે અમલમાં મુકવાની જરૂર છે. એ સંતોષની વાત છે કે આ કૉન્ફરન્સની બેઠક પછી જૈન મહિલા પરિષદની બેઠક ભરવાની છે. સ્ત્રી કેળવણીનો સવાલ સ્ત્રીઓ પોતેજ થઇને ઉપાડી લે તો પુરૂષો કરતાં તેઓ વધારે સારૂં કામ કરી શકે એ નિર્વિવાદ છે.

### વેપારી કેળવણી.

૨૦. આપણી જૈન કોમ મોટે ભાગે વેપારમાં ગુંથાયલી છે, અને તેનું શ્રેય પણ વેપારથીજ થયું છે, અને થાય તેવું છે. દરેક ઇસમે પોતાના ધંધાનું સંપૂર્ણ જ્ઞાન મેળવેલું હોવું જોઇએ, એ નિર્વિવાદ અને સર્વમાન્ય બાબત છે, છતાં પણ આપણાં બાળકોને વેપાર ધંધાની કેળવણી આપવામાં આપણે પછાત રહીએ એ ઘણું શોચનિય છે. હાલના જમાનામાં અજ્ઞાન વેપારીથી લાંબો વેપાર અને મોટા હુન્નર થઇ શકવાના નથી; તે માટે દેશપરદેશની માહિતી અને ધંધાને લગતું શાસ્ત્રીય જ્ઞાન દરેક વેપારીને ખાસ જરૂરનું છે. આવા જ્ઞાનને લીધેજ યુરોપના વેપારીઓ પોતાના ધંધા દુનિયામાં આગળ વધારતા જાય છે, અને આપણે અહીં પણ તેઓ આપણા પોતાના ધંધાઓમાં આગળ પડતો ભાગ લેતા જાય છે, અને તેને પરિણામે આપણને ધીમે ધીમે હલકી પદવી ભોગવવી પડે છે. ટુંકામાં વેપારી કેળવણીના સંબંધમાં મારે આપ સર્વેને આગ્રહપૂર્વક વિનંતિ કરવાની કે ઉપર જણાવ્યા મુજબ આપણા સમાજમાં જેમ સ્ત્રી કેળવણી અને ઉંચી કેળવણીનો વધુ ફેલાવો થાય તેમ તેની સાથે વેપારી કેળવણી પણ વધુ ફેલાય એવાં પગલાં લેવાની ખાસ યોજનાઓ કરશો. દેશ વિદેશમાં ફરીને ત્યાંની વેપારી રીતભાત જોયા વગર, શાસ્ત્રીય જ્ઞાન સંપાદન કર્યા વગર, વિદેશ સાથે વપાર સંબંધ બાંધ્યા વગર આપણી ઉન્નતિ થનાર નથી.

### સામાજીક બંધારણ.

૨૧. આપણું હાલનું સામાજીક બંધારણ એવું છે કે આપણે ધાર્મિક અને આર્થિક ઉન્નતિને માટે ગમે તેટલા પ્રયત્નો કરીએ તોપણ સારી

સ્થિતિમાં આવી શકાય નહિ, કારણકે આપણે આપણા ધર્મના સિદ્ધાંતો અને બંધારણ વિરૂદ્ધ નાની નાની જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓમાં વહેંચાઇ ગયેલા છીએ, અને તેથી એક સાથે કામ કરવાની શક્તિ ઘટતી જાય છે, તેમજ કેટલીક બાબતોમાં આપણા વિચારો પણ સંકુચિત થતા જાય છે, અને સમાજબળ કમી થાય છે. આથી કરીને કોમ સમસ્તના સવાલો હાથ ધરવા જઇએ છીએ, ત્યારે આપણી ઉન્નતિ થાય તેવા પ્રકારની કામ કરવાની ઇચ્છા અગર પ્રવૃત્તિમાં અનેક જાતની અડચણો આપણને નડે છે. છેલ્લા પચાસ વર્ષના ઇતિહાસ ઉપરથી માલુમ પડશે કે આપણામાં જુદી જુદી જ્ઞાતિઓ ભેગી થવાને બદલે નવીન પેટાજ્ઞાતિઓ વધતી જાય છે, ગોળો બંધાતા જાય છે, તડ પડતાં જાય છે, જૈન કોમ સિવાયની અન્ય કોમો સાથેનો સંબંધ ઓછો થતો જાય છે, અને જૈન ધર્મ પાળનાર એકજ કોમની પેટાજ્ઞાતિઓ સાથેનો લોકોનો પરસ્પર સંબંધ ઘટતો જાય છે; અર્થાત એકજ જ્ઞાતિના જુદા જુદા પ્રદેશોમાં રહેનાર લોકોનો સંબંધ હાલના પોસ્ટ, રેલ્વે અને ટેલીગ્રાફના સુધારા રૂપ સાધનો મળ્યાં છે છતાં વધવાને બદલે સંકુચિત થતો જાય છે. આમ વ્યવહાર ટુંકા થવાને લીધે કન્યાવિક્રય, વરવિક્રય, બાળલગ્ન તથા વૃદ્ધ વિવાહ વગેરે હાનિકારક રિવાજોને ઉત્તેજન મળ્યું છે. જેના પરિણામે કોમની સામાજીક અને શારીરિક સ્થિતિ બગડતી જાય છે, તેમજ બંધુભાવનું કાર્યક્ષેત્ર ટુંકું થઇ સંપ થવાને બદલે કુસંપ ઘર કરતો જાય છે. આપણે સમજવું જોઇએ કે હાલનું જ્ઞાતિબંધારણ આપણા ધર્મ તેમજ સમાજ શાસ્ત્રના નિયમથી વિરૂદ્ધ છે, માટે આ પ્રશ્ન કોમના હિતને માટે અને ખરૂં પુછાવો તો દેશ સમસ્તના હિતને માટે મુખ્ય અને મહત્વનો હોવાથી તે તરફ આપ સર્વેનું લક્ષ ખેંચવા હું રજા લઉં છું.

<u>કૉન્ફરન્સનું બંધારણ.</u>

૨૨ આ કૉન્ફરન્સની શરૂઆત સને ૧૯૦૨ માં થઇ ત્યારથી સાધારણ કામચલાઉ કાર્યપધ્ધતિ નક્કી કરી કૉન્ફરન્સનું કામ કરવામાં આવતું હતું; પણ આ સંસ્થાને લાયક સારૂ બંધારણ બાંધવાની જરૂર પ્રથમથીજ સ્વીકારવામાં આવી હતી, અને કૉન્ફરન્સનો પાયો જેમ જેમ દ્રઢ થતો ગયો તેમ તેમ તેની જરૂર વધારે લાગતી ગઇ, પણ કેટલોક વખત અનુભવ લેવાની ખાતર કૉન્ફરન્સનું બંધારણ નક્કી કરવાનું કામ મુલતવી રાખવામાં આવ્યું હતું. ગઇ સાલની બેઠક વખતે તેનું બંધારણ નક્કી કરવા સારૂં ખરડો તૈયાર કરવાને એક ખાસ કમિટી નીમવામાં આવી હતી. આ કમિટીએ કોમના લોકોના મત મંગાવ્યા હતા, તે ઉપર વિચાર કરી એક ખરડો આપણી સમક્ષ રીસેપ્શન કમીટીની પેટા કમિટીએ રજુ કર્યો છે, જેની નકલ આપ સૌને આપવામાં આવી છે. અત્યાર સુધીના કામકાજ વગેરેના અનુભવ ઉપરથી આ મુસદો તૈયાર કરવામાં આવ્યો છે અને આશા છે કે આપ સૌ તે ઉપર પૂરતું લક્ષ આપશો.

૨૩. કૉન્ફરન્સનું બંધારણ સારી રીતનું અને કામ કરવામાં અનુકુળ પડે એવું હોવાની જરૂર છે, એ બાબત બે મત હોઇ શકેજ નહિ. જેમ જેમ કૉન્ફરન્સનું કામ આગળ વધતું જવાનું તેમ તેમ તે વધારે વ્યવહારૂ થતું જશે. શરૂઆતમાં આપણને લોકમત કેળવવાને

માટે અને કૉન્ફરન્સ ઉપર આસ્થા બેસાડવાને માટે પ્રયત્નો કરવા પડતા હતા; હવે વ્યવહારોપયોગી કામ કરવા ઉપર ધ્યાન આપવાનું છે. તે માટે દરેક ગામના સંઘ સાથે આપણે નિકટ સંબંધમાં આવવાની જરૂર છે. આપણી કાર્યસિદ્ધિ માટે બીજી કોમો કરતાં આપણને કેટલીક વધુ અનુકૂળતા તેમજ પ્રતિકૂળતા પણ છે. આપણી કોમમાં નાની નાની અનેક પેટાજ્ઞાતિઓ છે જે સંસાર વ્યવહારમાં એક બીજાથી અલગ રહે છે; તેમજ કેટલીક ન્યાતોમાં તડો હોય છે; તેમ છતાં દરેક ગામની ન્યાતોના ઇસમ સ્થાનિક સંઘમાં આવી જાય છે, અને સંઘની સત્તા કેટલાક અપવાદ સિવાય ન્યાતો ઉપર સર્વોપરી ગણાય છે. સાધારણ રીતે ન્યાતોનું બંધારણ સંઘના તાબાનું ગણાય છે, અને સંઘ તરફથી કોમના સામાન્ય હિતનું કામ થાય છે. જ્યાં સંઘના આગેવાનો ન્યાયી, મોભાવાળા તેમજ કોમહિતની લાગણીવાળા હોય છે ત્યાં તેઓ ન્યાતના કજીઆ પતાવવામાં અને ન્યાતિભાઇઓને સારે માર્ગે દોરવવામાં ઉત્તમ સાધનરૂપ થઇ પડે છે. વેપાર રોજગારને માટે ગુજરાતમાં જેમ મહાજનનું બંધારણ હોય છે તેમ જૈન કોમના ધાર્મિક અને સામાજીક કાર્યો માટે સંઘનું બંધારણ છે. આ બંધારણ જુનું છે અને તેની સત્તા શ્રાવક શ્રાવિકા અને સાધુ સાધ્વિ ઉપર હોય છે. હાલમાં આપણી સમક્ષ બંધારણનો જે ખરડો રજુ કરવામાં આવ્યો છે તેમાં કૉન્ફરન્સના હેતુ પાર પાડવાના સાધનરૂપ સંસ્થા ( Working Unit ) તરીકે મુખ્યત્વે સંઘનેજ સ્વીકારવામાં આવ્યો છે; એટલે આ કૉન્ફરન્સનું સ્થાનિક કામ જે તે સ્થળના સંઘની મારફતેજ કરવાનું રાખેલું છે. આ ધોરણ આપ સ્વીકારશો તો મને આશા છે કે આ કૉન્ફરન્સને જૈન શ્વેતાંબર કોમના સંઘોના સંઘ " Parliament of Sanghas " ની સ્થિતિ ઉપર લાવી શકીશું. સંઘના કાર્યક્ષેત્રમાં ધાર્મીક અને સામાજીક બાબતોનો સમાવેશ થાય છે, અને આ મહાન્ મંડળ પણ એ ઉદ્દેશથી સ્થાપવામાં આવ્યું છે; એટલે બંને સંસ્થાઓનો ઉદેશ એકસરખો હોવાને લીધે યોગ મળી રહે છે. જેમ જેમ કેળવણીનો પ્રસાર વધતો જશે, ખોટા કજીઆ કંકાશ ઘટતા જશે અને કોમના માણસો બહોળા વિચારના થઇ સામાન્ય હિતનાં કાર્યો કરવા માટે વધુ ઉત્સુક થતા જશે, તેમ તેમ જુદી જુદી જગ્યાઓના સંઘો એક બીજાને સહાયભુત થઇ તેમનો અને કૉન્ફરન્સનો સંબંધ ગાઢો થતો જશે, અને તે દ્વારા કોમના ઉદયનું ઉપયોગી કાર્ય આ સંસ્થાઓ મારફતે વધારે વધારે સારૂં થતું જશે. આ કારણોને લીધે મને લાગે છે કે રજુ કરેલા ખરડામાં દર્શાવ્યા પ્રમાણેનું બંધારણ બાંધવાની જરૂર છે અને આપ સર્વે તે સ્વીકારીને મંજુર કરશો એવી ઉમેદ રાખું છું.

**કાર્ય પદ્ધતિ અને નાણાં.**

૨૪. અંગ્રેજીમાં કહેવત છે કે " It is not the guns that fight, but it is the men behind them. " તોપો લડતી નથી પણ તોપની પાછળનાં માણસો લડે છે, તેવીજ રીતે બંધારણ ઘણું સારૂં હોવા છતાં પણ કૉન્ફરન્સના હેતુ અને તેની સફળતા તેમજ ફત્તેહનો આધાર તેના કાર્યવાહકો ઉપરજ રહે છે. આપણી કોમના હિતને માટે કરવા જેવાં જરૂરનાં કાર્યો ઉપર દર્શાવ્યા પ્રમાણે ઘણાં છે. સારા નસીબે આપણને સારા વિદ્વાન, ઉત્સાહી, લાગણીવાળા

અને નિસ્વાર્થબુધ્ધિથી કામ કરનાર યુવાનો મળ્યા છે, અને તેમને કેટલાક પુખ્ત વયના અને ધનાઢ્ય કોમહિતચિંતકોની મદદ પણ છે. તેઓ બધા પોતાના તનમન અને ધનનો ભોગ આપી એક નિષ્ઠાથી નિડરપણે કોમના બીજા આગેવાનો તરફથી સહાય મળે અગર ન મળે તોપણ કામ કર્યાં જાય એવા છે, અને કરે છે. કોમનું હિત શેમાં સમાયલું છે તે તેઓ સારી પેઠે સમજે છે. તેટલા માટે હું ખાત્રીથી માનું છું કે જૈનશ્વેતાંબર કોમ સમસ્ત તરફથી તેમને તેમના કામમાં પૂરતી સહાય મળે તો હાલના કરતાં પણ વધારે કામ તેઓ કરી શકશે. મારા જાણવા અને સમજવા પ્રમાણે જૈન કોમમાં નાણાંની તંગી નથી જુના જમાનાની જરૂરીઆતો કરતાં હાલના જમાનાની ધાર્મિક અને સામાજીક ફરજો અદા કરવાની રીતો ઓછી અગત્યની નથી એમ તેઓની ખાત્રી કરી આપવામાં આવે તો જોઇતાં નાણાં સહજ મળી આવે, પાંજરાપોળની સાથે દવાખાનાં,સેનીટરીયમ, અનાથાશ્રમ અને પ્રસુતિગૃહોની જરૂરીઆત બતાવવામાં આવે, ઉજમણાની જોડે જ્ઞાનમંદિર,જ્ઞાનોત્સવ, પાઠશાળા અને સ્કોલરશીપની અગત્ય સમજાવવામાં આવેઅને તે સાથે જ્ઞાતિવરા, વરઘોડા અને એવાં બીજાં કામોમાં થતા ગંજાવર ખર્ચની નિરૂપયોગીતા અથવા કમી જરૂરીઆતની સમજુત આપવામાં આવે તો આવાં કામો માટે નાણાં સહજ મળી આવવામાં વાંધો આવે તેમ નથી, એવું હું ખાત્રીપૂર્વક માનું છું. હિંદુસ્તાનનો ઇતિહાસ તપાસીશું તો આપણી ખાત્રી થશે કે પોતાના ધાર્મિક આશયો ફળીભૂત કરવાને માટે જૈનોએ અને હિંદુઓએ લાખો અને કરોડો રૂપિઆ ખરચ્યા છે અને હજી તેઓ ખરચ્યા જાય છે. મતલબ કે ઉત્તમ કાર્યવાહકો માટે નાણાંની ખોટ કદી પડી નથી અને પડવાની પણ નથી. માત્ર જૈનસમાજની સ્થિતિનો બારીકાઇથી અભ્યાસ કરી તેની ઉન્નતિ માટે જે ઉપાયો યોજવા જોઇએ તેની ખાત્રી કરી આપવામાં આવે તો હું ધારૂં છું કે તેમને નાણાં મળ્યાંજ જશે.

## અન્ય કોમો સાથે આપણો સંબંધ અને હિંદવાસી તરીકે આપણી ફરજ.

૨૫. મારૂં ભાષણ પૂરૂં કરતાં પહેલાં મારે હવે એકજ વાત આપને જણાવવાની છે. કૉન્ફરન્સમાં આપણે આપણી કોમના હિતના અને ઉદયનાવિચારો કરીએ છીએ. પરંતુ તે વિચારો કરતી વખતે આપણે એ પણ ભુલવું નહિ જોઇએ કે, આપણે જૈન કોમના બીજા પંથોની સાથે હળીમળીને રહેવાનું છે, તેમજ હિંદુસ્તાનના વતની તરીકે આપણે અનેક ફરજો બજાવવાની છે, તેમ અનેક હક્કો મેળવવાના છે. જૈન કોમ સમસ્તના હિત માટે કામ કરનાર જૈન એસોસિએશન ઑફ ઇન્ડિયા, ભારત જૈન મહામંડળ વિગેરે સંસ્થાઓ આપણે અહીં સ્થપાએલી છે એ સંસ્થાઓની સાથે રહીને પણ આપણે કામ કરવાનું છે, અને તેમના કામમાં મદદ કરવાની છે. આપણે ભૂલવું નહિ જોઇએ કે આપણે સઘળા ભગવાન મહાવીરસ્વામિના પુત્રો છીએ, અને કેટલાક મતમતાંતરો ન ગણીએ તો આપણાં બધાની માન્યતા એકજ છે. મોક્ષપ્રાપ્તિ એજ સૌનો અંતિમ સાધ્ય હેતુ છે. માટે બંધુભાવની વિશાળ ભાવના સાથે, આપણે સૌએ સાથે મળીને જૈન કોમનું હિત કરવાના પ્રયત્નો સેવવા જોઇએ.

૨૬. હિંદુસ્તાનમાં છેલ્લાં દશ પંદર વર્ષથી મહાન ફેરફારો થતા જાય છે, અને સૌએ જોયું હશે કે આપણો આર્યાવર્ત્ત નવા વિચારો વિચારે છે, નવા પ્રવાહમાં આગળ વધે

છે, અને નવું જીવન ગાળે છે. દરેક દિશામાં પ્રવૃત્તિ વધતી જતી માલુમ પડે છે. સામાજીક બાબતમાં, તેમજ રાજકીય બાબતમાં પણ આપણે આગળ વધતા જઇએ છીએ, અને જુના નિરૂપયોગી અને અડચણ કરતાં સામાજીક બંધારણો તુટતાં જાય છે. વેપાર ઉદ્યોગ વધતો જાય છે, અને દેશનું નૈતિક અને શારીરિક બળ ખીલતું જાય છે, દેશસેવા અને જનસેવાને માટે વધારે ને વધારે માણસો આગળ આવતાં જાય છે, દેશોદયના વિવિધ કાર્યો કરવામાં જુદા જુદા રાષ્ટ્રિય તેમજ સ્થાનિક મંડળો મંડયાં ર . આવી આ દેશની સર્વ દર્શીય પ્રવૃત્તિઓના સમયમાં આપણે પણ તેમની સાથે સામેલ રહેવાનું છે. આવી પરિસ્થિતિમાં આપણો કાર્યક્રમ તે પ્રવાહને સહાનુભુત થાય એવે ધોરણે રચવો જોઇએ; તેમ કરવામાં જો ચુકીશું તો આપણે પછાત રહીશું, અને આવા કટોકટીના વખતમાં પછાત પડવાનું પરિણામ કોમને તથા દેશને હરહમેશ માટે સોસવું પડશે.

## ઉપસંહાર.

૨૭. છેવટે આપ સૌને એકજ વિનંતિ કરવાની રહે છે કે આ કૉન્ફરન્સનો હેતુ અને ઉદ્દેશ પાર પાડવા માટે આપણે ઘણુંજ કરવાનું છે. સેંકડો વર્ષથી આપણે કજીયાકંકાશ કરીએ છીએ, અને અંતે આપણે નબળા પડતા જઇએ છીએ. હવે આપણે આપણા વિચાર અને દ્રષ્ટિ વિશાળ કરવાં જોઇએ, અને નાની નાની બાબતો તરફ દુર્લક્ષ કરીને મુળ સિધ્ધાંત અને ખાસ ઉપયોગી બાબતો ઉપરજ લક્ષ રાખી કામ કર્યાં જવું જોઇએ. સંપ અને સમૂહબળના અભાવે કોમ આગળ વધી શકતી નથી; તેની શારીરિક સ્થિતિ સુધરી શકતી નથી, તેનો વેપારવણજ આગળ વધી શકતો નથી, આપણા ધર્મનાં અમૂલ્ય સિધ્ધાંતો ચારે દિશાએ પ્રવર્તાવી શકાતાં નથી, અને કોમની ઉન્નતિમાં દરેક વખતે આડે આવતા હાનિકારક રિવાજો દૂર કરી શકાતા નથી. માટે હવે આપણું **શ્રેય શામાં** રહેલું છે, તે આપણે બરાબર સમજવું જોઇએ, અને નજીવી બાબતોમાં મતભેદ પડતાં, ઉત્તમ વસ્તુઓનો નાશ કરવા તૈયાર થઇએ છીએ. તેમ ન કરતાં મોટું મન રાખી એકજ ઉદ્દેશથી કામ કરવું જોઇએ.

આપણો સમાજ ધાર્મિક, સામાજીક, આર્થિક અને શારીરિક બાબતોમાં આગળ વધે, તે ઉચ્ચ જીવન ગાળતો અને સંપીલો થાય, તેની દરેક વ્યકિત પ્રથમમાણસ તરીકે અને પછી જૈન તરીકેની ફરજો બરાબર સમજીને અદા કરવા શકિતવાન થાય, અને અંતમાં આ ભવ અને પરભવ સુધારવા સમજપૂર્વક તત્પર થાય, એ સ્થિતિએ પહોંચે એ આંતરિક અભિલાષાઓ પરિપૂર્ણ થાઓ એવી મારી પ્રાર્થના છે.

બન્ધુઓ ! દ્રઢતા અને સંપથી કામ કરવામાં આવે તો ગમે તેવી મુશીબતો છતાં આપણે આપણું ધારેલું કાર્ય સિધ્ધ કરી શકીએ. મને ખાત્રી છે કે આપણે આરંભેલું કાર્ય **કોમ અને દેશહિતનું હોઇ મક્કમપણે કર્યા જવાથી તે જરૂર ફળીભુત કરી શકીશું. વિલંબ લાગે તો હરકત નાહ. પ્રયત્ન કરો અને આખરે વિજય મળશે. તથાસ્તુ.**

# શ્રી દશમી જૈન શ્વેતાંબર કોન્ફરન્સના પ્રમુખ ડૉ. બાલાભાઇ મગનલાલ નાણાવટીનું સંક્ષિપ્ત

# જીવનચરીત્ર.

મહા પુરૂષના જીવનથી, જનહૃદયો અંકાય;
સચ્ચરિત્રની છાપથી, ઉન્નત જીવન થાય

## જન્મ.

જે પુણ્યશિલા નગરી પરાપૂર્વથી જૈનપુરી હોવાનો દાવો ધરાવે છે, જે પુણ્યભૂમીને અનેક સમર્થ પદવીધર વિદ્વાન આચાર્યોએ પોતાના પુન્યશાળી પદકમળથી પવિત્રકરી છે ને જે ભૂમિ અનેક શ્રદ્ધાવાન પ્રભાવિક ખાનદાન જૈન કુટુંબો અને ઉત્તમ તીર્થોને પોતાના ખોળામાં રમાડવા માટે મગરૂર છે તેવા ( રાજનગર ) અમદાવાદમાં વસતા નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઈની પેઢીના મુખ્ય મુનીમ અને દશા પોરવાડ જ્ઞાતિના શા. મગનલાલ જેઠાશાના ગૃહરાજ્યના વિષે આપણા ચારિત્રનાયક ડૉ. બાલાભાઇનો જન્મ થયો હતો. તેમનાં માતુશ્રી ખેડાના નગરશેઠ લલ્લુભાઈ અનોપસીનાં બહેન થાય. તેમનો જન્મ સંવત ૧૯૧૦ ના આસો સુદી ૧૦ ( વિજયા દશમી ) ના રોજ થયો હતો, જે સમય આપણા ચારિત્રનાયકનો ભાવિ વિજય અને ઉન્નતાવસ્થાનુ મુળથીજ સૂચન કરતો હતો.

## બાળ શિક્ષણ.

યોગ્ય ઉંમર થતાં બાલાભાઇને અમદાવાદમાં તે સમયની " ધડીઆ ધુંટાવતા મહેતાજી " ની નિશાળમાં ભણવા મુકવામાં આવ્યા. બાલ્યાવસ્થાથીજ આપણા ચારિત્રનાયકની તીક્ષ્ણ બુદ્ધિથી મહેતાજી તેમના ઉપર પ્રસન્ન રહેતા. શિક્ષણનું ગૌરવ હજુ સુધી મહેતાજીની નિશાળમાં જળવાઇ રહ્યું હતું. વિનય, ઉધમ, કર્તવ્ય તત્પરતા, નમ્રતા વિગેરે ગુણો તેમને ધડીઆ ધુંટતાંજ મળ્યા હતા, અને આ શાળામાં તેમનો અભ્યાસ પૂર્ણ થતાંજ સરકારી ગુજરાતી શાળામાં મુકવામાં આવ્યા હતા. અહીં ગુજરાતી અભ્યાસ સંતોષકારક સંપૂર્ણ થયા બાદ તેમને રાજ્યભાષાના શિક્ષણ માટે અંગ્રેજી શાળામાં મુકવામાં આવ્યા.

## અંગ્રેજી શિક્ષણ.

તે સમયે અમદાવાદમાં માત્ર એક સરકારી એન્ગ્લો રકુલ, એક સરકારી હાઇસ્કુલ, અને મીશન હાઇસ્કુલ એટલીજ શાળાઓ અસ્તિત્વમાં હતી. તે પૈકી સરકારી એન્ગ્લો સ્કુલમાં બાલાભાઇનો અભ્યાસ પૂર્ણ થયા પછી તેમને સરકારી હાઇસ્કુલમાં દાખલ કરવામાં આવ્યા. અહીં તેમનો અભ્યાસ મેટ્રીક સુધી થયો હતો. હાઇસ્કુલમાં પણ તેમની ચપળતા અને અભ્યાસની ખંત વખાણવા યોગ્ય હતાં. બાલાભાઇએ



ડાક્ટર બાલાભાઈ મગનલાલ નાણાવટી એલ્, એમ્, ઍન્ડ એસ્.
પ્રમુખ સાહેબ, દશમી શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ, મુંબઇ.

સંવત ૧૯૨૮, એટલે સને ૧૮૭૨ માં મેટ્રિકની પરીક્ષા પ્રસાર કરી એટલે આગળ અભ્યાસ કરવાનો માર્ગ મળ્યો હતો.

## તબીબી અભ્યાસ.

ડૉક્ટરી જ્ઞાન મેળવવાનો શોખ હોવાથી તેમનું લક્ષ ડૉક્ટર થવા તરફ સહજ વળ્યું અને તરતજ તેઓ મુંબાઇની ગ્રાન્ટ મેડીકલ કૉલેજમાં દાખલ થયા અને ત્યાંનો અભ્યાસ શરૂ કર્યો. ઘણીવાર એમ બને છે કે બાળકને જે લાઇન તરફ કુદરતી શોખ હોય છે તેને બાજુપર મુકાવી વડીલો બીજીજ લાઇન લેવા ફરજ પાડે છે, પણ તેથી બાળક પોતાની અભ્યાસનાં સંપૂર્ણ નહિ થતાં મનની સ્વાભાવિક લાગણીઓની અતૃપ્તિને લીધે કેટલીક વખત અપૂર્ણ રહી જાય છે, તેમ બાલાભાઇના સંબંધમા બન્યું નહિ. તેમણે પોતાને પ્રિય એવો ડૉક્ટરી લાઇનનો અભ્યાસ પૂર્ણ ફતેહમંદીની આગળ ચલાવ્યો. આ કૉલેજમાં શીખતી વખતે તેમની સાદાઇ તથા કાળજીપૂર્વક કામ કરવાની ખંતીલી ટેવથી તેમના અધ્યાપકો તેમના પર વિશેષ પ્રસન્ન રહેતા. કૉલેજમાં થતી વાર્ષિક પરીક્ષામાં ઘણું કરીને ઉંચે નંબરે પાસ થવાથી દરેક વર્ષે તેમને સ્કૉલરશીપ મળી હતી. ડૉક્ટરી લાઇનની, ત્રણ વર્ષે થતી પહેલી પરીક્ષામા તેઓ પહેલેજ વર્ષે પહેલા ક્લાસમાં પાસ થયા, અને બે વર્ષ પછી સંવત ૧૯૩૩ મા એટલે માત્ર ત્રેવીશ વર્ષની યુવાન વયમા તેમણે એલ. એમ. એન્ડ. એસ ની ડેવટની વિકટ પરીક્ષા પાસ કરી હતી.

## સિવિલ સર્જનનો હોદ્દો.

પછી તુરતજ તેમને કચ્છ રાજ્ય તરફથી ટુંક સમય માટે ડૉક્ટર તરીકે બીકાનેર મોકલવામા આવ્યા હતા ત્યાંથી પરત આવ્યા પછી વડોદરા રાજ્યમાં નોકરી મેળવવા તરફ તેમનું મન વળ્યું અને પરિણામે તેઓ સંવત ૧૯૩૫ માં પાટણ સિવિલ સર્જન તરીકે નીમાયા. અહીં આ અરસામાં તાવનો ભયંકર રોગ ફાટી નીકળ્યો હતો તે વખતે ગરીબ-ગરબાંઓનું વેર વગર ફીએ જઇ દવાદારૂ કરી પોતાની ફરજ બજાવતાં તેમણે પ્રજાનો ભારે વખાણ અને માન સાથે ચાહ મેળવ્યો; અને એક ફતેહમંદ ડૉક્ટર તરીકે સારી પ્રસિદ્ધમા આવ્યા. પાટણમાં બે વર્ષ નોકરી કર્યા બાદ ત્યાંથી તેમની અનુક્રમે અમરેલી, દ્વારકાં અને કડી બદલી થઇ હતી, અને સંવત ૧૮૪૦ ની સાલમાં તેમની બદલી વડોદરે કરવામાં આવી અને તેમને જમનાબાઇ હૉસ્પીટલમા નીમવામા આવ્યા. અહી આશરે ૭ વર્ષ રહ્યા બાદ સંવત ૧૯૫૨ મા પુનઃ પાટણ મોકલવામાં આવ્યા.

## ના બ્રિટીશ સરકાર તથા શ્રીમંત સરકાર ગાયકવાડ તરફથી ભારે માન.

પાટણમા તેઓ હતા, તે વખતે આખા ગુજરાતમાં સંવત ૧૯૫૬ નો ભયંકર દુષ્કાળ પડયો હતો, અને હજારો રંક માણસો ભુખે-તરસે-મરવા લાગ્યા. દુષ્કાળનું જોર

પાટણ અને આજુબાજુનાં ગામોમાં થયું ભયંકર હતું, દુષ્કાળ પિડિત ગરીબ માનવ બંધુ-ઓનાં દુઃખ આ દયાળુ હૃદયવાળા બાલાભાઇ જોઇ શક્યા નહી, અને તુરતજ તેમના નિર્વાહ અર્થે "દુષ્કાળ ફંડ" રૂપી ઝુંડો તેમણે ઉપાડયો અને પાટણના ધનાઢ્ય નગરશેઠ પુનમચંદ કરમચંદ કોટાવાલાના ભાઇ કસ્તુરીલાલ, શેઠ હાલાભાઇ અને તે. વખતના ત્યાંના સરકારી અમલદારો સાથે તે માટે નાણાં ઉધરાવવાનું શરૂ કર્યું. જેમાં પાટણનિવાસી દયાળુ જૈન તથા ઇતર લોકોએ ઘણી ઉદારતાથી મદદ કરી હતી. અને ખરેખર ! અતિશય પ્રયાસ અને આંતરિક લાગણીઓ ધરાવનાર ગૃહસ્થોના પ્રયત્ન કદી પણ ફળિભૂત થયા વગર રહેતા નથી. પરિણામે એક લાખ રૂપીઆ ઉપરાંત ફંડ એકઠું થયું. આ ફંડમાંથી એક સારૂં અનાથાશ્રમ ખોલવામાં આવ્યું હતું, જેમાં દરરોજ આશરે ૫૦૦૦ માણસોને ખોરાકી વિગેરે મળતું હતું. આ ઉપરાંત એક દુષ્કાળ હૉસ્પીટલ તથા સસ્તા ભાવે અનાજ વેચવાની દુકાનો ખોલાવી, હજારો ગરીબ હૃદયના અણુ-મોલ આશિર્વાદ મેળવ્યા. આ સેવાની કદર રાજ્ય તરફથી અને નામદાર બ્રિટીશ સરકાર તરફથી કરવામાં આવી હતી; નામદાર ગાયકવાડ સરકાર તરફથી ખાસ ધન્યવાદ આપનારો પત્ર તેમના ઉપર લખવામાં આવ્યો હતો, તથા ના. બ્રિટીશ સરકાર તરફથી "ઓર્ડર ઑફ મેરીટ" નું સર્ટીફીકેટ તે વખતના રેસીડેન્ટ મે. કર્નલ બીડસાહેબ મારફતે તેમને મોકલી આપવામાં આવ્યું હતું. આ વખતે પાટણની પ્રજાનો યાદ તેમણે એટલો બધો મેળવેલો હતો કે પાટણમાં એક કલબ જે બાલાભાઇના શ્રમથી ખોલવામાં આવી હતી તેને "શ્રી બાલા-ભાઇ કલબ" એવું નામ આપવામાં આવ્યું, અને આ કલબ માટે સારૂં ફંડ એકઠું થતાં એક સુશોભીત મકાન બાંધવામાં આવ્યું છે, જે ખુલ્લું મુકવાની ક્રિયા શ્રીમંત સરકાર મહારાજા ગાયકવાડ એમના સ્વહસ્તે કરવામાં આવી હતી. આ ઉપરાંત બાલાભાઇને પાટણના સમસ્ત મહાજન તરફથી માન આપવામાં આવ્યું હતું, જેવું અદ્યા-પિ કોઇ પણ અમલદારને પાટણના મહાજને આપ્યું નથી.

પ્રાચીન જૈન સાહિત્યોદ્ધારક ફંડ.

બાલાભાઇ માત્ર દુષ્કાળ ફંડ ઉઘરાવી બેસી રહ્યા નહીં. પાટણમાં પ્રાચીન ભંડારો ઘણા છે અને તેમાંનું પ્રાચીન જૈન સાહિત્ય પ્રકાશમાં લાવવા માટે મુનિ મહારાજ શ્રી મોહનલાલજી મહારાજના ઉપદેશ અનુસાર એક સારૂં ફંડ ભેગું કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. જેમાં બીજા ગૃહસ્થો સાથે બાલાભાઇએ સારો ભાગ લીધો હતો. આ ફંડ-માંથી જુના જૈન ભંડારોમાંનું અપ્રસિદ્ધ પ્રાચીન જૈન સાહિત્ય લહિઆઓ પાસે લખાવી પ્રસિદ્ધ કરાવવામાં આવ્યું હતું. પાટણમાંથી તેમની બદલી વડોદરા કાઉન્ટેસ ઑફ ડફરીન હૉસ્પીટલ, કે જે રાજ્યમાં મોટામાં મોટી હૉસ્પીટલ છે ત્યાં કરવામાં આવી. અહીં ટુંકો વખત રહ્યા બાદ સન ૧૯૦૨ માં તેમની નીમણુંક જેલ સુપ્રિન્ટેન્ડેન્ટ તથા મેડીકલ ઑફીસર તરીકે થઇ હતી, અને પછી તેમની લાયકાત તથા બાહોશીથી પ્રસન્ન થઇને શ્રીમંતે તેમને પોતાના ખાસ ડૉક્ટરનો માનવંતો ( પેલેસ ફીઝીસ્યનનો ) હોદ્દો આપ્યો હતો. શ્રીમંત મહારાજા સાહેબની સ્વારી સાથે ડૉક્ટર બાલાભાઇને કાશ્મિર મહાબળેશ્વર, દાર્જીલીંગ, પુના, કલકત્તા વિગેરે સ્થળે મુસાફરી કરવાનો પ્રસંગ મળ્યો હતો.

## વિલાયતની મુસાફરી

સંવત ૧૯૬૧ માં શ્રીમંત મહારાજા સાહેબ સાથે તેઓ તેમના ખાસ ડૉક્ટર તરીકે વિલાયત ગયા હતા, અને લગભગ સોળ મહિના સુધી ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની, સ્વીટ્ઝર્લૅંડ, ઑસ્ટ્રીઆ વિગેરે યુરોપીય દેશોનાં મુખ્ય શહેરો જોવાનો તથા ત્યાંની અનેક જાતની ઉપયોગી સંસ્થાઓ જોઇ ઘણા અનુભવો મેળવવાનો લાભ મળ્યો હતો.

## શ્રી ત્રીજી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના સેક્રેટરી તરીકે બજાવેલું કામ.

આ પછી વડોદરા ખાતે મળેલી શ્રી ત્રીજી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના સેક્રેટરી તરીકે તેમણે ઘણીજ બાહોશી અને ઉમંગથી કામ કર્યું હતું, અને કૉન્ફરન્સ સંપૂર્ણ રીતે ફત્તેહમંદ ઉતર્યા પછી પણ તેમણે કૉન્ફરન્સ તરફની પોતાની મમતા અને વિશ્વાસ જેવાં ને તેવાં કાયમ રાખ્યાં છે.

## રાજ્યસેવા.

તેઓશ્રીએ વડોદરા રાજ્યનાં જુદાં જુદાં સ્થળોએ કામ કર્યા પછી ૧૯૦૮–૦૯ માં તેમને વડોદરા રાજ્યના ચીફ મેડીકલ ઑફીસરના માનવંતા હોદ્દા પર એક્ટીંગ નીમવામાં આવ્યા હતા. જે કામ તેઓએ આશરે દોઢ વર્ષ સુધી સંતોષકારક રીતે બજાવ્યું હતું. પોતાની નોકરી દરમ્યાન વડોદરા શહેરને માટે નીમાએલા ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટમાં તેઓ પ્રથમથીજ મેંબર તરીકે કામ કરેછે. ૧૯૧૦–૧૧ માં આરોગ્ય ( વાઇટેલીટી ) કમીશનના મેંબર તરીકે તથા ગુજરાતી અને દક્ષિણી સ્ત્રીઓનાં મરણ પ્રમાણ માટે તપાસ કરવા નીમાયેલી કમીટીના પ્રમુખ તરીકે પણ તેમણે કામ કર્યું હતું.

## લોકસેવા—રાજ્ય રત્નનો સુવર્ણપદક.

કામસેવા અને રાજ્યસેવા કરતી વખતે લોકસેવા અને સમાજસેવા તેમણે કદી વિસાર્યાં નથી. ગમે તેવા સામાન્ય મનુષ્યને પણ તેઓ કીમતી સલાહ આપતા આવ્યા છે અને આપે છે. સામાજીક ચળવળ તરફ પણ તેમણે કદી દુર્લક્ષ કર્યું નથી. જીવ્હા અને કલમથી તેમણે વખતોવખત લોક અને સમાજસેવા કરી છે. ચર્ચ ( church ) કૃત food નામના ઇંગ્રેજી પુસ્તકનો "ખોરાક" નામના પુસ્તક રૂપે અનુવાદ તેમણે લખ્યો છે, જે ઘણો ઉપયોગી છે. તેઓએ જ્યાં જ્યાં ( મેડીકલ ઑફીસર ) ડૉક્ટર તરીકે કામ કર્યું છે ત્યાં ત્યાં બધે પ્લેગ, કોલેરા અને સીતલા જેવા ચેપી અને ભયંકર રોગોના દર્દીઓના ઘેરે ઘેર જઇ તેમને મફત તપાસી વખતોવખત દવાની મદદ પણ કરી છે, અને આ તેમની દયાળુ, નિડર અને પરોપકારી લોકસેવા તથા સમાજસેવાની યોગ્ય કદર કરી શ્રીમંત મહારાજાશ્રીએ સને ૧૯૧૨ માં તેમને "રાજ્ય રત્નનો" બહુ માનનો ખેતાબ સુવર્ણ પદક સાથે એનાયત કર્યો છે.

ઘણીવાર જૈન સાધુ, સાધ્વિઓ, માંદગીના ઇલાજ માટે ખાસ વડોદરે આવી ડૉ. બાલાભાઇની સારવાર નીચે રહે છે અને તેઓ ઘણા ભક્તિભાવથી તેમની દવા સુશ્રુષા કરતા આવ્યા છે. આ બાબત સુપ્રસિદ્ધ છે અને એજ તેમની ધર્મ તથા ગુરૂ શ્રદ્ધા બતાવી આપે છે.

**શ્રીમંતની કૃપા.**

હવે તેમનો પેન્શન લઇ રીટાયર થવાનો સમય આવ્યો હોવા છતાં પણ, તેઓશ્રી પર શ્રીમંત મહારાજા સાહેબનો ચાહ એટલો બધો છે કે. તેઓશ્રીની નોકરીની મુદતમાં વધારો મળતોજ રહે છે, અને અદ્યાપિ તેઓ શ્રીમંતના ખાસ ડૉકટર તરીકે કામ કરે છે.

**બીની હકીકત.**

ડૉ. બાલાભાઇને ત્રણ પુત્રો અને બે પુત્રીઓ છે જે પૈકી જ્યેષ્ટ પુત્ર મણીભાઇ જેઓ બી. એ. એલ. એલ. બી. થઇ રાજ્ય તરફથી અમેરિકા ખાતે જઇ ત્યાં ત્રણ વર્ષ રહી વેપાર ઉદ્યોગ ખાતાનો અનુભવ લઇ પેન્સીલવેનીઆ યુનિર્વાસિટીની એમ. એ. ની પદ્વી લઇ આવ્યા છે. તેઓશ્રી પણ શ્રીમંતના પૂર્ણ કૃપાપાત્ર હોઇ વડોદરા રાજ્યના વેપાર ઉદ્યોગ ખાતાના તથા સહકારી મ ળીઓના વડા તરીકે બાહોશીથી કામ કરે છે. વળી વડોદરા ખાતે મળેલી શ્રી શ્રીજી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના વૉલંટીઅર કમીટીના વ તરીકે તેમણે કૉન્ફરન્સની જે અમૂલ્ય સેવા બજાવી હતી, તે ખરેખર પ્રશંસાપાત્ર હતી. બીજા પુત્ર કેશવલાલભાઇ એલ. એમ. એન્ડ એસ. ની તબીબી પરીક્ષા પાસ કર્યા પછી આગળ વધુ અભ્યાસ માટે વિલાયત ગયા હતા, અને ત્યાં દોઢ વર્ષ સુધી જંતુશાસ્ત્ર વિગેરેનો અભ્યાસ કરી ( D. T. M. ) ડીપ્લોમાં ઇનટ્રૉપીકલ મેડીસીનની ડીગ્રી લઇ આવ્યા છે. જેઓ સ્વભાવે મીલનસાર તથા બાહોશ હોઇ અમદાવાદમાં એક સેહમંદ ડૉકટર તરીકે કામ કરે છે. ત્રીજા પુત્ર ચંદુલાલભાઇ બી. એ. થયેલા હોઇ વેપારાર્થે ચિન, જાપાન વિગેરે દેશોમાં મુસાફરી કરી આવ્યા છે. અને હાલમાં મુંબઈ ખાતે એક કુનેહબાજ વેપારી તરીકે પોતાની પેઢી ચલાવે છે.

**કૉન્ફરન્સના પ્રમુખ તરીકેની ચુંટણી.**

જ્યારે ગયા માસમાં મુંબઇ નિવાસીઓ તરફથી તેમને કૉન્ફરન્સનું પ્રમુખસ્થાન સ્વિકારવા વિનંતી કરવામાં આવી ત્યારે કૉન્ફરન્સને માત્ર એકજ માસ બાકી હતો. છતાં આવા કટોકટીના મામલા પ્રસંગે ટુંક સમયમાં પ્રમુખ તરીકે સંપૂર્ણ ફત્તેહમંદીથી કામ પાર ઉતારવા તેઓ સેવાભાવે કટિબદ્ધ થયા, એ તેમનાં ગૌરવ-શક્તિ અને મનોબળ બતાવી આપે છે.

**ઉપસંહાર.**

તેમના ખાસ ગુણો પૈકી ઘણો પ્રસંશનીય ગુણ તે તેમનો હસનો ચહેરો છે, એ હસતો ચહેરો દરદીની નજરે પડતાંજ તેનું અરધુ દુઃખ ઓછું કરી શકે છે. આમ ડૉ. બાલાભાઇના જીવનમાંથી તેમની કાર્યકુશળતા, સાદાઇ, સેવાની દઢભાવના તથા મજબુત મનોબળ એ ગુણો ખાસ અનુકરણીય છે.

છેવટે તેમની સાદાઇ, સરલ રહેણી કરણી, સમાન ભાવ, પરોપકારવૃત્તિ, અનુભવને અંતે આવેલી દિર્ઘદ્રષ્ટિ અને પાકટ બુધ્ધિ, નિડરતા, ગંભીરાઇ અને કર્તવ્યપરાયણતા એ પ્રશંસનીય ગુણો અનુકરણીય છે. તેમને વિશેષ ઉજ્જવળ કાર્યો કરવા અને લોકસેવા તથા દેશસેવા માટે દિર્ઘાયુ, સુખ અને શાંતિમય જીવન મળો, એ શુભ ભાવના સાથે વિરમીએ છીએ.

# बुद्धिप्रभा.

## ( The Light of Reason )

ब्रह्मानन्दविधानके पटुतरं शान्तिग्रहद्योतकम् ।
सत्यासत्यविवेकदं भवभयभ्रान्तिव्यवच्छेदकम् ॥
मिथ्यामार्गनिवर्तकं विजयतां स्याद्वादधर्मप्रदम् ।
लोके सूर्यसमप्रकाशकमिदं ' बुद्धिप्रभा ' मासिकम् ॥

વર્ષ ૮ મું.] તા. ૧૫ જુલાઈ, સને ૧૯૧૬ [અંક ૪ થો.

## स्वार्थ बाजी.

(રાગ-કાન્હરો.)

જોઇ જોઇ મેં જગકી બાજી, ભાન ભૂલી ત્યાં થાઉં શું રાજી;
સૌજન સ્વાર્થી સગપણ સાધે, સત્ય સ્વરૂપ વિરલા આરાધે. જોઇ. ૧
જોગી જતિ પણ સ્વારથ મારે, આશ ધરી ફરે વાટે ઘાટે. જોઇ. ૨
કોઇક દાસ દિવાન કહાવે, માત પિતા ભાઇ લલના થાવે. જોઇ. ૩
આખર ખાલી હાથે જાવું, તો ફોગટ મન શું મકલાવું. જોઇ. ૪
ચડતી પડતી સહુની ચાલે, મૂછો મરડી શું મ્હાલે. જોઇ. ૫
સત્ય સ્વરૂપ પરમાતમ ત્હારૂં, એ સબ પુદ્ગલ તુજથી ન્યારૂં. જોઇ. ૬
હાય હાય અરે હાર્યો બાજી, ગર્વે ગાંડો ફૂલ્યો ગાજી. જોઇ. ૭
કરવું શું ને કર્યું શું ખોટું, ધર્મ કર્મ નવી માન્યું મોટું. જોઇ. ૮
ભણતર ભણીને કેઇક ભૂલ્યા, કેઇ ડહાપણ દરિયામાં ડુલ્યા. જોઇ. ૯
જાણ્યું તેનું જગમાં સાચું, કહેવી તેવી રહેણી રાચું. જોઇ. ૧૦
બહુ બોલે તે બાંઠા જાણો, બુદ્ધિ શાશ્વત પદ મનમાં આણો. જોઇ. ૧૧

(विद्यापुरीय कविराज यतिश्री अमृतविजयजी कृत.)

## सरस्वती अष्टक.

कमलपेशलपल्लवकोमले, कनकरत्नमयाभरणांकित;
वहतियासुकरे वरवल्लकीं, वसतु सा हृदये मम शारदा. ॥ १ ॥
निगमनैगमशास्त्रनयैर्युता, सकलशासनशासनपैःस्तुता;
नवनवाक्षरविभूतिसमन्विता. वसतु. ॥२॥

जगतिये कविराज पदंगता, वररुचि प्रमुखाः कवयः स्फुटम्
तदाखिलं खलु यत्कृपयाकृतं. वसतु. ॥३॥
जिनमते प्रथिता श्रुतदेवता, विशदवाङ्मयतत्त्वविशारदे;
गणधरै रमलार्थमया च या. वसतु. ॥४॥
प्रियतमाऽपि शिवस्य च या शिवा, महोपदानवपुङ्गवमर्दना;
शिवमतानुगतैः प्रतिपादिता. वसतु. ॥५॥
अपटुरापटुतां प्रतियात्यलं प्रकटमुत्कटकाव्यकरः स्वयम्;
यदनुकमप्य पदं च गतोजनः वसतु. ॥६॥
विशदवाङ्मयबीजजपाच्छकृत्, जडतमोऽपिचसत्यतयाश्रितः
कविरसौ किल यत्कृपयैवसो. वसतु. ॥७॥
त्रिगुणतत्त्वमयाश्रौततारिवकै र्विधिनिपेध विवेकविचक्षणैः
प्रकथिता च मयाऽपिहियाश्रिता. वसतु. ॥८॥

मालिनी वृत्तम्

अमृतरचितमेतत्, प्रातरुत्थाय पुण्यम्;
पठतिपरमभावा, दृष्टकं तस्य साक्षात्.
हृदय कमल कोशे, राजहंसी वशश्वत्;
वसति विशदरूपा, शारदा सम्प्रसन्ना.

---

## वीतराग देवस्तुति.

( મુનિરાજ શ્રીમદ્ ભાવસાગરજીએ ગૃહાવાસમાં પુષ્પચંદ નામથી
( ફુલચંદ નામથી ) કરેલું સ્તવન. )

દેવ વીતરાગ નમો રંગે, ભવિક તમે પૂજો નવ અંગે,
દાન લાભ ને ભોગ ઉપભોગ, ઓર વિઘ્ન અંતરાય;
એ પાંચે અંતરાય ક્ષયથી, દેવપણું સોહાય. દેવ. ૧
હાસરતી અરતિ ભય દુગંછા, શોક ન જાસ લગાર;
એહ દેવ તજી અન્ય સ્થાનકે, ભમે તેહ ગમાર. દેવ. ૨
કામ કદર્થના નહિ જેનોને, નહિ મિથ્યાપણું જાસ;
નિદ્રા ને અજ્ઞાન ક્ષયેથી, અવતનો હોય નાશ. દેવ. ૩
રાગ દ્વેષ નહિ કરે પ્રભુજી, સમભાવે આતમરામ;
અનંત શક્તિ જેને પ્રકટ થઇ છે, ન કરે ગર્વ તે નામ. દેવ. ૪

કોઈ આવી કરી છેદે અંગને, કોઇ કરે પૂજા સાર;
શત્રુ મિત્રને સમ કરી જાણે, ખેદ ન હોય લગાર. દેવ. ૫
અમીભરી તુજ મૂરતી રચી છે, ઉપમાન ઘટે કોય;
તુજ મુરતી નીરખંતાં સ્વામી, સમભાવીતપણું હોય. દેવ. ૬
અન્ય દેવની મુરતી જોતાં, વાધે વિષય વિકાર;
પુષ્પચંદ કહે જીન મુરતીની, નિત નિત જાઉં બલિહાર. દેવ. ૭

---

## आत्म स्वाध्याय.

---

### (શ્રીમદ્ મુનિરાજ શ્રીભાવસાગરજી કૃત.)

આતમ જ્ઞાન છે સૌથી સાધનસાર, ધરે હૃદયે ધ્યાન,
મારે ભવ પાર, ઉતારે ભવ પાર. આતમ.
અધ્યાતમ જોગ ઘણો સુખકાર, મોટા મોટા મુનિઓ ચાહે છે અપાર. આતમ. ૧
જાણ્યા વિના જે આતમ તત્ત્વસાર, કરણી કહી છે જૂઠ નીરધાર. આતમ. ૨
પર્યાય ગુણુ દ્રવ્ય અધિકાર, જેહ જાણે તેનો સફળ અવતાર. આતમ. ૩
મુલ સ્વરૂપનું ધ્યાન ધરે સાર, કુરગડુ મુનીની પેરે નિરધાર. આતમ. ૪
ગજસુકમાલ મેતારજ સાર, તત્ત્વજ્ઞાન કર્યું એણે બહુ શ્રીકાર. આતમ. ૫
પૃથ્વીચંદ્ર રાજ સભા મોઝાર, બેઠા બેઠા કીધો એણે તત્ત્વ વિચાર. આતમ. ૬
ગુણસાગર મુનિમાં સીરદાર, ચોરીમાંહે કેવળ પામ્યા તેની છે બલિહાર. આતમ. ૭
ઇલાચીકુમાર વળી પામ્યા પાર, ભરતાદિકને સંભારો દીલધાર. આતમ. ૮
ઇત્યાદિક અનેક વળી પામ્યા પાર, ખટ દરીસણુ પણ માનો નીરધાર. આતમ. ૯
જે વડભાગી ધ્યાન ધરે આસાર, ભાવ કહે મારે એનો આધાર. આતમ. ૧૦

---

## (श्रीमंद भावसागरजीकृत पार्श्वनाथ स्तवन.)

---

નાથજી મને મહેર કરી તમે તારોરે, મારે મોક્ષ નગરમાં જાવું,
મારે સિદ્ધાવસ્થા થાવું. નાથજી. ૧
મારી વિનતી સુણોરે, અરજ દિલમાં ધરોરે, હું શરણે આવ્યો સ્વામી,
તું છે મુજ અંતરજામી, હવે કિમ રાખું ખામી, વિશરામી જગચંદારે. નાથજી. ૨
શ્રીચિંતામણી પાસજીરે, નિજરૂપ દિઓ નાથજીરે, નિજરૂપ જે કિરિયા સાધે,
તેથી અધ્યાતમ રસ વાધે, આતમ અનુભવ ગુણુ લાધે, બહુ સુખકારીરે. નાથજી. ૩
અધ્યાતમ વિણુંરે, જે જે કિરીયા કરેરે, તે ચાર ગતીને લેખે,
સિદ્ધ ગતિને તે નવિ દેખે, આતમગુણુ તે નવિ પેખે, બહુ ભવ રૂલેહે. નાથજી. ૪
માટે શુદ્ધ જ્ઞાનેરે, કિરીયા કરો બહુ માનેરે, કિરીયા કરશે તે તરશે,
ભવજલ તે પાર ઉતરશે, તસ આતમ કારજ સરશે, ભવ નહિ ભમેરે. નાથજી. ૫

અશ્વસેન તાતજીરે, વામા રાણી માતજીરે, તસ કૂખે પ્રભુજી જાયા,
પોષ દશમી દિન આયા, મેં બહુ આનંદે પાયા, ઉલટ આજે ઘણોરે. નાથજી. ૬
કમઠાસુરે દુઃખ દીધુંરે, ધરણેંદ્રે સુખ કીધુંરે, તેં સમવૃત્તિને લીધી,
બલીહારી તેં તો કીધી, પરપરિણતિને તજી દીધી, સમરથ પણેરે. નાથજી. ૭
જેણે દુઃખ દીધુંરે, કારજ તેનું સીધુંરે, તેં તાર્યો કમઠ અઘોરી,
સમકિત દીધું ગુણ ધોરી, હું જાઉં બલીહારી તોરી, તુજ દયા જોઈરે. નાથજી. ૮
કરૂણાનિધિ મોટોરે, મારી વખતે થયો છોટોરે, એ અપૂરણનું કામ,
પણ તું સંપૂર્ણ સ્વામ, મને તારોને ગુણધામ, આપ સમ કરોરે. નાથજી. ૯
મારા જેવો દીન નહિરે, તારા જેવો પ્રભુ નહિરે, તે જુગતે જોડો મળીયો,
પ્રભુ દીઠડે દહાડો વળીયો, મારા સકળ મનોરથ ફળીયા, પ્રભુ સુખ જોઈરે. નાથજી. ૧૦
આસ્તવના મેં કરીરે, ભૂલ ચૂક જે પડીરે, ગુણી પાસે માગી લઉં છું,
મિચ્છામીદુક્કડં દઉં છું, સહુ સંઘની સાથે કહું છું, નમનતાઈથીરે. નાથજી. ૧૧

# चेतन बोध.

### સ્વાધ્યાય (સઝાય).

(રાગ—કાન્હરો.)

ક્યાંથી આવ્યો ક્યાં જાઈશ ભાઈ, જોને તપાસી તારી સગાઈ—ક્યાંથી. ૧.
કાયા માયા કાચી કે સાચી, રંગમાં રાચી રહ્યો શું માચી—ક્યાંથી. ૨.
ફુલી ફોગટ શું ફાંકાં મારે, ફોગટ જન્મ ગુમાવી શું હારે—ક્યાંથી. ૩.
કંચન કામિની મારાં માની, નાહક મુંઝે છે નાદાની—ક્યાંથી. ૪.
મરણ સમે તું ખાલી જાશે, ત્યારે મૂરખ તું પસ્તાશે—ક્યાંથી. ૫.
ચાલ્યા સહુજન નિજ નિજ વારે, ચેત ચતુર તું ચેતન ધારે—ક્યાંથી. ૬.
મધુ બિંદુ સમ સુખ સંસારે, તૃપ્તિ ન વળશે તેથી ક્યારે—ક્યાંથી. ૭.
મોહની માયા જગ માહે મોટી, ક્ષણમાં નાશી દુઃખદા ખોટી—ક્યાંથી. ૮.
લટપટ ચટપટ ઝટપટ ત્યાગી, આતમ સ્વરૂપનો થા તું રાગી—ક્યાંથી. ૯.
સત્ય શુદ્ધ પરમાતમ સ્વરૂપી, બુદ્ધિસાગર રૂપ ચિદ્રુપી—ક્યાંથી. ૧૦.

(વિદ્યાપુરીય કવિરાજ યતિવર શ્રી અમૃતવિજયજી કૃત.)

# परस्त्रीपाशमां सपडायेलनी बूरी दशानी सज्झाय.

### સ્ત્રીના પાશમાં પકડાયેલા.

(રાગ—કાન્હરો.)

પશુ પરે પાસમાં તે પકડાણા, જુવતીની જાળમાં જે જકડાણા. પશુ. ૧.
મોતા જે જન મુખને મટકે, લલચાણા વળી લોચન લટકે. પશુ. ૨.
ભ્રકુટીના ભાવે ભમ્યા જે ભમના, નર તે તો કિંકર થઈ નમના. પશુ. ૩.

જે પુરૂષે કુચ કુંભ બે જોયા, રસીકો થઈ તેક પોતે રોયા. પશુ. ૪.
ચંચળ નારી ચાલે જે ચાલ્યા, ઘેરી તેહને તો ધુળમાં ઘાલ્યા. પશુ. ૫.
તનુ અને મન ધન બગડયાં તેનાં, જુવતિને વશ ગયાં જગમાં જેનાં. પશુ. ૬.
મહાજન રાજન સાજન મોટા, છબીલીના વશ તે થઈ ગયા છોટા. પશુ. ૭.
જગતમાં નારીના વશ નહીં જે તો, ત્રિભુવનનો પતિ પાવન તેતો. પશુ. ૮.
નર વિપયો જે તજે નરનારી, અમૃત સુખનાં તે અધિકારી. પશુ. ૯.

# ओसवालोंनी उत्पत्ति.

૧. પ્રભુ વીરના નીરવાણને લગભગ પચાસ વર્ષ થયાં હતાં કે જે વખતે આ ભરતખંડમાં આવેલું શ્રીમાળનગર કે જે સંપુર્ણ જાહોજલાલીને ભોગવી રહ્યું હતું. જે નગરને ચોરાસી ચૌટાં, સેંકડો બાગ બગીચા અને સંખ્યાબંધ ગગનમંડળ સાથે વાતો કરતાં મકાનોથી સુશોભીત કરવામાં આવ્યું હતું. વિશેષમાં નગરને કોટ અને બહારકોટ એવા બે જબરજસ્થ વિભાગોથી વહેંચી નાંખવામાં આવ્યું હતું. એક કરોડ કરતાં વધુ સોના મહોરોના માલિક ધનાઢયો આ નગરના કોટમાં વસતા હતા અને તેથી ન્યૂન (ઓછી) મીલકતવાળા નગરજનો નગરના બહારકોટમાં (કોટની બહાર) વસતા હતા. તે વખતે આ નગરનું રાજ્ય રાજા ભીમસેન કરતો હતો કે જેને લક્ષ્મી નામે સ્ત્રી હતી. તેની કુક્ષીએ ૧ ઉપળદેવ; ૨ આસળ; ૩ આસપાળ એમ ત્રણ પુત્રો હતા. આ નગરમાં ઉહડ અને રોહડ નામના બે ધનાઢય ભાઈઓ વસતા હતા. રોહડ એ કોટીધ્વજ હતો અને ઉહડ પાસે નવ્વાણું લાખ સોના મહોરો હતી. એક સમયે ઉહડે પોતાના બંધુ રોહડને જણાવ્યું કે બંધુ! એક લાખ સોના મહોરો મને આપ કે જેથી કરીને કોટીધ્વજ થવાની મારી આશાને હું પુર્ણ કરૂં અને કોટમાં રહેવા જાઉં. રોહડ એ કોઇનો સાથી થાય તેમ નહોતું. તે ઘણો કૃપણ હતો, તેથી તેણે ગુસ્સે થઇને કહ્યું કે તારા વિના કોટમાં શું સુનું પડ્યું છે? આથી ઉહડને ઘણું માઠું લાગ્યું અને મનમાં ઘણો નીરાશ થઇ તે ઘેર આવ્યો. ભાઈ તરફથી તેને થયેલું અપમાન બહુ સાલવા લાગ્યું અને ત્યારથી તે ભાઈ કરતાં અધિક સમૃદ્ધિવાળો થવાને પ્રયત્ન કરવા લાગ્યો. તેવામાં કેટલાએક વખતથી નગરના રાજા ભીમસેનનો પુત્ર ઉપળદેવ રાજા પાસે મોટા ગરાસ માગતો હતો. રાજા તે આપતો નહોતો અને એમ રકઝક કરતાં ૭ માસ વીતી ગયા, પણ રાજાએ કાંઇ દાદ દીધી નહિ; તેથી એકદા રાજાના મંત્રીએ રાજા ભીમસેનને જણાવ્યું કે મોટું મન રાખી કુંવરને મનાવો. એ નાનું પણ સિંહનું બચ્ચું છે. રાજાએ કહ્યું, એ રૂઠીને શું કરશે? બહુ કરશે તો કોઈ ઉજ્જડ જગ્યા વસાવશે. નવી જુવાની અને નવા ઉમંગ શા માટે? નવા દેશ ન વસાવે. યુવાનીમાં જે બાયુ ઉચકતો નથી તેનાથી પછી તરણએ તુટતું નથી. સોળ વરસનો થયા પછી પુત્ર બાપના ધનની ઇચ્છા રાખે તો તે પુત્ર કુલદીપક ગણાય નહિ. આજે એને એનું માગ્યું આપું તો કાલે બીજા પુત્રો રાજ્ય માગે. આ વાત કુંવર ઉપળદેવના જાણવામાં આવી અને તેણે ઘણોજ ક્રોધાયમાન થઈ નિશ્ચય કર્યો કે હવે આ નગરમાં ઘડીએક પણ રહેવું વ્યાજબી નથી; એમ કરી તે ક્રોધાવેશમાં તરતજ રાજ્યમહેલની બહાર નીકળ્યો અને પગે ચાલી ઉહડને ત્યાં આવ્યો. ઉહડે

તેને ઘટતું સન્માન આપી પુછ્યું કે, પગે ચાલતા મારા ઘેર પધાર્યા એવું તે મારૂં શું કામ પડ્યું છે? કુંવરે સઘળી હકીકત જણાવી, અને એક ક્ષણ પણ તે હવે આ નગરમાં રોકાવા માગતો નથી તેમ પણ જણાવી દીધું. ઉહડને પણ ભાઇના બોલો કાંટાની માફક સાલતા હતા એટલે ઉહડ પણ સાથે આવવા તૈયાર થયો. બે તેજસ્વી અશ્વો અને વાટખરચી માટેનો સઘળો સામાન તૈયાર કરી બંને જણા નગરની બહાર નીકળ્યા. નીકળતાં શુકનો ઘણાજ શુભ કાર્યને સુચવનારા થયા. રસ્તામાં આનંદદાયક સ્થળોને જોતા જોતા તેઓ ઘણી ઝડપથી લાંબો રસ્તો કાપી સીંધ દેશમાં આવી ઠઠ્ઠાના રાજાને મળ્યા. રાજાએ તેમને ઘટતું સન્માન આપી રહેવા માટેનાં મકાનો અને ઘણાં ગામો આપવા માંડયાં. કુંવરે નમ્રતાપૂર્વક જણાવ્યું કે અમો કાંઈ ગરાસ લેવા આવ્યા નથી પણ કાંઇક ઉજ્જડ પ્રદેશ વસાવવાની ઇચ્છા છે માટે જેનો કોઈ માલીક ન હોય તેવી જમીન બતાવો. રાજાએ ચારે દીશા તરફ નજર નાંખી, પરંતુ કોઈ જગ્યા માલિક વગરની જણાઇ નહિ. છેવટે ઉતર તરફ જ્યાં ઘણા દેશોની સંધી થતી હતી ત્યાં આગળ એક જગો માલિક વગરની ખાલી જણાઇ. રાજાએ તેમને પોતાની પાસેનો એક દૈવીક ગુણોવાળો ઘોડો આપી તે જગ્યા તરફ પ્રયાણ કરવાને કહ્યું અને જણાવ્યું કે જ્યારે એ સ્થળ આવેલું જણાય ત્યારે, એ ઘોડાને પ્રણામ કરી મનમાં એમ ચીંતવજો કે એ મારૂં ભલું કરશે. ત્યારપછી તેને છુટી લગામે આઠ પહોર સુધી જવા દેજો; એટલી વખતમાં તે જેટલી જમીન વટાવી પાછો આવે ત્યાં આગળ તેને મોતીથી વધાવી નગર વસાવજો. આ પ્રમાણેની રાજાની હકીકત સાંભળી બંને જણા ઠઠ્ઠેથી નીકળી બતાવેલી જગ્યોએ આવ્યા ને જણાવ્યા મુજબ ક્રિયા કરી ત્યાં નગર વસાવ્યું. થોડાજ સમયમાં ઈંદ્રપુરી જેવું ત્યાં નગર વસી ગયું અને ચારે દિશામાંથી સંખ્યાબંધ ધનાઢયો અને વહેપારીઓ આવીને વસવા લાગ્યા. ચોરાશી ચૌટાંઓની વ્યવસ્થા કરવામાં આવી. સુંદર બાગ બગીચાઓ, વાવ, કુવા, તળાવો વગેરે સર્વે નગરની શોભાનાં અને જરૂરી સાધનો તૈયાર થઇ ગયાં નગરને કોટ અને બહારકોટ એવા બે વિભાગોથી વહેંચવામાં આવ્યું અને ટુંક વખતમાંજ ચાર લાખ ઘરની વસ્તી વસી ગઈ. ઉહડે પણ શ્રીમાળથી પોતાના કુટુંબને બોલાવી લીધું. નગર ઉજ્જડ જગ્યામાં વસેલું હોવાથી ઉવેસનગર તરીકે તે ઓળખાવવા લાગ્યું. રાજમુદ્રા ઉહડને આપી મંત્રી તરીકે ઉહડને સ્થાપવામાં આવ્યો. સંખ્યાબંધ ધનાઢયો અને નગરજનો શ્રીમાળનગર છોડીને ઉવેસનગરમાં આવી વસ્યા. રાજકુમાર, ઉપલદેવ રાજા શ્રીમસેનની અવગણના કરી શ્રીમાળનગર છોડી ગયો ત્યારથી શ્રીમાળપતી નિર્બળ થતો ગયો અને શ્રીમાળનગર ઉપર આજુબાજુથી ધાડાંઓ ધસી આવવા લાગ્યાં. રાજા ભીમસેન નગરની સંભાળ રાખી શક્યો નહિ એટલે નગરજનો ઘણા કાયર થવા લાગ્યા. રાજા ભીમસેન વચલા પુત્ર આસળદેવને રાજ્ય સોંપી મરણ પામ્યો. એ રીતે શ્રીમાળનગરની પડતીનો પ્રારંભ થઈ ચુક્યો હતો જ્યારે ઉવેસનગર સંપૂર્ણ આબાદી ભોગવી રહ્યું હતું.

૨. તેની સ્થાપના થયાને હજુ સંપૂર્ણ વીસ વરસ થયાં હતાં કે જે વખતે રાજા અને પ્રજાનો મોટો ભાગ વામમાર્ગી ધર્મ પાળતો હતો. આ વખતે શ્રીપાર્શ્વનાથ સ્વામીની પાટાનુપાટ છઠ્ઠા પાટધારી શ્રીકેસીકુમાર ગણધરના શિષ્ય શ્રીરત્નપ્રભ સુરી આચાર્ય કે જેમણે પ્રભુવીરના નિર્વાણ પછી બાવન વરસે આચાર્ય પદવી આપવામાં આવી હતી. જે આચાર્ય પદવી આપ્યાને અત્યારે અઢાર વરસ થયાં હતાં કે જે વખતે તે મહાત્મા પાંચસો સાધુઓ સાથે આબુ પહાડ ઉપર ચોમાસું રહી અનેક ભવ્ય જીવોને ઉપદેશામૃતનું પાન કરાવી

પર્વતની ભૂમિને પવિત્ર કરી રહ્યા હતા. ચોમાસાનો કાળ પૂર્ણ થયો જ્યારે તેઓ વિહાર કરવા લાગ્યા ત્યારે તીર્થની અધિષ્ઠાયીકા શ્રી અંબીકાદેવીએ પ્રગટ થઇ જણાવ્યું કે હે પ્રભુ ! મરૂધર દેશ તરફ વિચરવાની જરૂર છે. આચાર્યે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે એ દેશમાં હિંસક લોકોની વસ્તી વિશેષ હોવાથી ધર્મ ધ્યાનમાં અંતરાય પડવા સાથે આહાર પાણી પણ શુદ્ધ મળી શકવાં મુશ્કેલ છે. ત્યારે દેવીએ જણાવ્યું કે આપના પધારવાથી ધર્મનો ઘણો ઉદ્યોત થવા સંભવ છે. ક્ષેત્ર, સત્ય જળના સીંચનની રાહ જુવે છે. યોગ્ય સમયે થએલો થોડો ઉપદેશ પણ લાંબા લાભને આપનારો નીવડશે એ હીંસક ધર્મથી કાયર થએલી ભૂમિ સત્યધર્મની આતુરતાપૂર્વક રાહ જુવે છે જેથી આચાર્યશ્રીએ એક શિષ્યને સાથે રાખી મારવાડ તરફ વિહાર કર્યો. ને બાકીના શિષ્યોને ગુજરાત તરફ વિહાર કરવાનું જણાવ્યું. મરૂધર દેશમાં વીચરતાં વીચરતાં તેઓએ ઉકેશ નગરમાં આવી એક યક્ષના મંદીરમાં ઉતારો કર્યો. આચાર્યશ્રી યાવત જીવપર્યંત માસક્ષમણને પારણે આહાર લેતા હતા. એકદા સમયે શીષ્ય ગોચરી માટે નગરમાં ફરવા ગયો પણ કોઇ જગ્યોએથી બેતાળીસ દોસ રહીત આહાર મળી શકયો. નહિ તેથી એક ગૃહસ્થનો રોગ મટાડી પોતે ગોચરી લેવા લાગ્યો. આ વાતની આચાર્યશ્રીને જ્ઞાનબળે ખબર પડવાથી શીષ્યને ઠપકો આપી વીહાર માટેની તૈયારી કરી ત્યારે નગરની અધિષ્ઠાયિકા ચામુડા દેવીએ પ્રગટ થઇ જણાવ્યું કે કાંઇક લબ્ધી ફોરવી ભૂમિનો ઉદ્ધાર કરો જેથી થોડા સમય માટે આચાર્યશ્રી ત્યાં રોકાયા.

એક સમયે રાજા ઉપલદેવ સર્વ રાજમંડળને એકત્ર કરી રાજ સભામાં બેઠો હતો તેવામાં રાજપુત્રને એકાએક એક પુણીયો સર્પ આવીને ડસ્યો તેથી રાજપુત્રના આખા શરીરે ઝેર વાપી ગયું. ઘણા રાજ વૈદ્યો, મંત્રવાદીઓ અને ગારૂડીઓના પ્રયોગો અજમાવવામાં આવ્યા પરંતુ બધા પ્રયોગો કેવળ નિષ્ફળ નીવડયા. વખત જતાં રાજકુમાર તદ્દન અચેતન થઇ ગયો. જાણીતા વૈદ્યોએ તેને મરેલો જણાવ્યો. આ સાંભળતાં રાજા ઉપલદેવ મૂર્છા અવસ્થાને પામ્યો. સમગ્ર રાજભુવનમાં દીલગીરી છવાઇ ગઇ. આખું નગર કરૂણામય આક્રંદ કરવા લાગ્યું. મરણ સમયની સઘળી તૈયારીઓ ચાલુ થઇ ગઇ અને રાજકુમારના શબને એક રથમાં પધરાવી સમગ્ર રાજમંડળ અને નગરજનો સાથે એને સ્મશાન ભૂમિ તરફ લઇ જવા માંડયું. રસ્તામાં આચાર્યશ્રીના શીષ્યે પુછયું કે આ કોણ મરણ પામ્યું છે ? શબને જોતાંજ શિષ્યે જણાવ્યું કે તમે આ જીવતા માણસને બાળી નાખવા કયાં લઇ જાઓ છો એમ કહી તે શબને આચાર્યશ્રી પાસે લાવવામાં આવ્યું. સમગ્ર રાજમંડળ અને સંખ્યાબંધ નગરજનોની ભારે ઠઠ વચ્ચે તપના અદ્ભુત બળથી મહાત્માએ આશ્ચર્યચકીત કામ બજાવ્યું. આચાર્ય મહારાજનાં બે શીતળ વચનો વડે કુમાર આળસ મરડી બેઠો થયો. જય જય ધ્વનીના મંગળમય અવાજોથી ચારે દીશાઓ ગાજી ઉઠી. રાજા ઉપલદેવ ગળગળો થઇ પોતાનું શીર ગુરૂમહારાજના ચરણકમળમાં ઝુકાવી દીધું અને સમગ્ર રાજપાટ ગુરૂ મહારાજના ચરણમાં ધરવા માંડયું. આચાર્યશ્રીએ જણાવ્યું કે મેં તેવા રાજ્યપાટનો ત્યાગ કરીને તો વૈરાગ્ય લીધો છે. અમોને એ કલ્પે નહિ. તમો વિવેકમય સત્યધર્મનું આલંબન લ્યો. દુર્ગતિમાં પડતા પ્રાણીઓને ધારણ કરનારો ધર્મ તમારૂં કલ્યાણ કરનારો નીવડશે. એમ જણાવી દયાધર્મનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું. સુકાઇ ગેલી જમીનમાં શીતળ જળનો પ્રવાહ ચાલ્યો. યોગ્ય સમયે થએલી વૃષ્ટિએ આશ્ચર્યજનક કામ બજાવ્યું. આચાર્યશ્રીના જોસબંધ ઉપદેશ પ્રવાહે સમગ્ર રાજમંડળ અને સવાલાખ રજપુતોના ઘરમાં વસતા ત્રણ લાખ ચોરાશી હજાર રજપૂતોએ જૈનધર્મ અંગીકાર કર્યો અને ઓસ વંશની સ્થાપના કરી. ચામુડાદેવી સમ્ય-

કરી બનાવી 'ઓસવંશની કુળદેવી તરીકે સ્થાપવામાં આવી ત્યારથી તે ઓસીયા દેવી અથવા સચીઆઇજી દેવી તરીકે ઓળખાવવા લાગી. તેમનું મંદીર બનાવવામાં આવ્યું અને ઓસવંશના અઢાર ગામોની સ્થાપના કરવામાં આવી. તેનાં નામો નીચે મુજબ છેઃ—

૧ તાતેહડ ( રાજા ઉપલદેવના કાકા સાળગજીનું ). ૨ બાફણા. ૩ કર્ણાટ. ૪ બલહરા. ૫ ગોરક્ષ. ૬ કુલહઠ. ૭ વીરહઠ. ૮ શ્રીમાળ. ૯ શ્રેષ્ઠી ( રાજા ઉપલદેવનું ). ૧૦ સહચીંતી ( ઉહડમંત્રીનું ). ૧૧ આઇચિણાગ. ૧૨ ભુરિ (ભટેવરા). ૧૩ ભાદ્ર (રાજાના સેનાપતીનું). ૧૪ ચીચટ. ૧૫ કુંભી. ૧૬ ડીંડુ. ૧૭ કનોજ. ૧૮ લઘુ શ્રેષ્ઠી (આસપાળ રાજાનું). એ મુજબ અઢાર ગોત્રની સ્થાપના કરી. આ સિવાય ત્યાર પછી જુદા જુદા આચાર્યોએ જુદી જુદી જગ્યોએ મળીને લગભગ છસો છોતેર ગામોની સ્થાપના કરી હતી.

ઓસીયા નગરીમાં ઉપલદેવ રાજાએ જૈનધર્મને અંગીકાર કરેલો જાણી શ્રીમાળનગરમાં વસતા રાજા ઉપલદેવના ભાઇ આસપાળે પણ જૈનધર્મ અંગીકાર કર્યો. અને એક મહાવીર સ્વામીનું દેરાસર બંધાવવું શરૂ કર્યું. તે દસ વર્ષે સંપૂર્ણ થયું તેમજ ઓસીયા નગરીમાં પણ ઉપલદેવ રાજાના ઉહડ મંત્રીએ એક મહાવીર સ્વામીનું દેરાસર બંધાવવું શરૂ કર્યું જે દસ વર્ષે પરિપૂર્ણ બંધાઇ રહ્યું. તેની અંદર મહાવીર સ્વામીની પ્રતિમા પધરાવવામાં આવી કે જે પ્રતિમાને ઓસીયા દેવીએ વેળુની ઉહડ શેઠની ગાયના દુધથી બનાવી હતી. બીજા આચાર્યના મત પ્રમાણે ઉહડ શેઠને ત્યાં એક ગાય હતી તેને દોવા છતાં દુધ આપતી નહોતી પણ તે ગાય વનમાં ચરવા જતી હતી ત્યાં એક જગ્યા ઉપર તેનું દુધ ઝરી જતું હતું. તપાસ કરતાં મંત્રીને આ વાતની ખબર પડી અને એ સ્થળેથી ખોદતાં પાર્શ્વનાથ સ્વામીની પ્રતિમા નીકળી. તેજ દિવસે ઉહડ મંત્રી રાતના નિદ્રાવસ્થામાં હતો તે વખતે તેને સ્વપ્નમાં સચીઆઇ દેવી ( ઓસીયા દેવી )એ આવીને કહ્યું કે, હું નગરનું રક્ષણ કરનારી દેવી તને તારા પુન્ય પ્રભાવથી સંતુષ્ટ થઇ જણાવું છું કે જીનેશ્વરનું મંદીર બંધાવ અને તેની પાસે મારૂં મંદીર પણ બંધાવ. આ હકીકતથી. જાગૃત થઇ પ્રભાતે શેઠ રાજ્યમંદીરમાં જઇ સઘળી હકીકત રાજાને નિવેદન કરી અને દેરાશર બંધાવવાની શરૂઆત કરી. મંદીર દસ વરસે પૂર્ણ થયું અને તેની પ્રતિષ્ઠા મહાવીર સ્વામી પછી સીત્તેરમે વરસે માગશર સુદી ૫ ગુરૂવારે શ્રી રત્નપ્રભસુરી આચાર્યે કરી શ્રીમાળ (ભીનમાળ) નગરમાં આસપાળે બંધાવેલા મહાવીર સ્વામીના દેરાસરની પ્રતિષ્ઠા પણ શ્રી રત્નપ્રભ સુરી આચાર્યે એકજ મુહુર્તે બંને ઠેકાણે હાજરી આપી કરી. અત્યારે ઓસીયા નગરમાં જે મંદીર છે તે પણ મહાવીર સ્વામીનું છે અને તેમના શીલા લેખો ઉપરથી પણ એમ જણાય છે કે મૂળથી આ દેરાસરે મામુનાયકને સ્થાને શ્રી મહાવીર સ્વામીની મૂર્તિ પધરાવેલી છે. પાર્શ્વનાથ સ્વામીની પ્રતિમા મૂળ સ્થાનકે પધરાવ્યાનો પુરાવો લાવણ્ય સમય મુનિકૃત વીમળ પ્રબંધ સિવાય કોઇ જગ્યોએથી મળતો નથી. જે વખતે ઉહડ મંત્રીએ દેરાશરનો પ્રતિષ્ઠા મહોત્સવ કરવા માંડ્યો તે વખતે રાજા ઉપલદેવ તરફથી સ્વામી વાત્સલ્યનું જમણ કરવામાં આવ્યું હતું તે વખતે રાજ્યના યજમાન બ્રાહ્મણોએ પોતાના હકલાગા માટે તકરાર કરવા માંડી.તે વખતે રાજા ઉપલદેવે તેમને જૈનધર્મ અંગીકાર કરવા જણાવ્યું જેથી તકરાર ઘણી વધી પડી અને ઘણા બ્રાહ્મણો નગર છોડી જતા રહ્યા. છેવટે મગજાતિના બ્રાહ્મણોએ એ વાત એવી સરતથી કબુલ કરી કે દેરાસરમાં ચડતા ફળ, નૈવેદ્યો ઉપર તેમનો હક રહે તેમજ સ્વામીવાત્સલ્ય પ્રસંગે જમવાનો પણ હક રહે. તેમણે જીનેશ્વરનાં દેરાસરો સંભાળવાં, પુજા ભક્તિ વગેરે કરવી એ બધુ કામ તેમને સોંપવામાં આવ્યું તેથી લોકો તેમને સેવક તરીકે કહેવા લાગ્યા. પાછળથી ભોજક તરીકે તેઓ ઓળખાવવા લાગ્યા. ( અપૂર્ણ. )

મળચંદ આશારામ વૈરાટી.

# प्रश्न व्याकरण.

( પાહા-વાગરણ. )

## જૈનોનાં અંગો.

જૈનોના અંગો એટલે મૂલ શાસ્ત્રોની ઉપયોગિતા અતિશય છે તે નિર્વિવાદ છે. એ શોચનીય છે કે જો કે આ અમૂલ્ય ગ્રંથો ભારતના અજ્ઞાત પ્રાચીન ઇતિહાસ ઉપર પુરબંધ પ્રકાશ પાડે છે અને તેથી એક ધર્મના વિશિષ્ટ સિદ્ધાંતો અને તત્ત્વજ્ઞાન પ્રકટ કરે છે છતાં સામાન્ય વાચકના સમજી શકાય તેવા સ્વરૂપમાં તેને મૂકવાનો અતિશય અલ્પ પ્રયાસ થયો છે. તે મૂલ ગ્રંથોની દુષ્પ્રાપ્તિ અને તેની ભાષા એ નિઃસંશય એવાં કારણો છે કે જેને લઇને હાલના જૈન પંડિતો પણ આ ગ્રંથોનો પરિચય ધરાવતા નથી; પરંતુ એમાં તો કિંચિત્ સંદેહ નથી કે હાલના જૈનધર્મનું મૂલ શોધી કાઢવા માટે આ ગ્રંથો એક વિદ્વાનને અગણિત સહાયરૂપ થશે. ડાક્ટર જેકોબી અને મિ. હૉર્નલે આ ક્ષેત્રમાં આગેવાની ભર્યું કાર્ય કર્યું છે, પરંતુ અંગોનો માત્ર ચતુર્થાંશ હજુસુધી અંગ્રેજીમાં ભાષાંતર થઇ પ્રકટ થયેલ છે. આ લેખમાં અમો એક એવા અંગના સંબંધમાં કિંચિત્ ખ્યાલ આપવા માગીએ છીએ કે જેમાં શું મૂકવામાં આવ્યું છે તેના સંબંધમાં ઘણા ખોટા ખ્યાલો ધરાવવામાં આવ્યા છે અને પ્રકટ થયા છે. જે અંગના સંબંધમાં અમે બોલવા માગીએ છીએ તે જૈનોના અંગોમાંનું દશમું અંગ નામે પ્રશ્ન વ્યાકરણ છે.

## પ્રશ્ન વ્યાકરણ એ નામનો અર્થ.

એ નામે ઘણાના મનમાં ખોટો ખ્યાલ ઉત્પન્ન કર્યો છે, કારણ કે રા. ઉમેદચંદ દોલતચંદ બરોડીઆ બી. એ. એ અંગ્રેજીમાં પ્રકટ કરેલા પુસ્તક નામે "જૈનધર્મનો ઇતિહાસ અને તેનું સાહિત્ય"માં ૧૦૩ માં એવું જણાવ્યું છે કે "પ્રશ્નવ્યાકરણમાં ભૂત અને ભવિષ્ય, લાભ અને હાનિ, સુખ અને દુઃખ, જીવન અને મરણ વગેરે સંબંધી પ્રશ્નોના ઉત્તર કેમ આપવા તે સંબંધી સૂચનાઓ છે." પરંતુ વસ્તુતઃ આ જાતનું કંઇ પણ પ્રશ્ન વ્યાકરણમાં નથી. પ્રશ્નવ્યાકરણમાં મૂલ ગમે તે હોય (કારણ કે આ સંબંધમાં ઘણા સંદેહો રહ્યા છે કે જે સંબંધી આપણે હવે પછી કથન કરીશું.) પણ તેના હાલના સ્વરૂપમાં જૈનતત્ત્વજ્ઞાનમાં જેને આસ્રવ અને સંવર કહેવામાં આવે છે તેના ઉપર એક પ્રકરણ સમાન વિસ્તાર કરેલો છે. તેને 'પ્રશ્નવ્યાકરણ-દશાંગ' એ નામ પણ આપવામાં આવ્યું છે અને તેનાપર ટીકા કરનાર અભયદેવ આચાર્ય-સૂરિએ તેનો ખુલાસો એવો કર્યો છે કે તે અંગમાં દશ અધ્યયન (પાઠ) છે તેથી તે અંગનું નામ પ્રશ્નોનું સ્પષ્ટીકરણ કરતા એવા દશ અધ્યયનવાળું અંગ-પ્રશ્નવ્યાકરણ દશાંગ આપવામાં આવ્યું છે.[1]

તે ટીકાકાર તે ગ્રંથનું ઉક્તનામ આ રીતે સ્પષ્ટ કરે છેઃ "આ નામનો અર્થ શું?

---

* આ લેખ બાબુ સરતચંદ્ર ઘોશાલ એમ એ. બી. એલ. સરસ્વતિ, કાવ્યતીર્થ, વિદ્યાભૂષણ, ભારતિ, પ્રાચીન ભારતીય ગ્રંથાવલિના તથા જૈનોના પવિત્ર સૂત્રમાલાના તંત્રી, દ્રવ્યસંગ્રહ-પરિભાષા વાયુપુરાણ, દ્રવ્ય સંગ્રહ વગેરેના ભાષાંતરકારે અંગ્રેજીમાં લખ્યો છે-તેનું આ ભાષાંતર છે.

(૧) "क्वचित् प्रश्न-व्याकरण-दशा इति दृश्यते। तत्र प्रश्नानां विद्या-विशेषाणां यानि व्याकरणानि तेषां प्रतिपादनपरा दशा दशाध्ययनप्रतिबद्धाः ग्रन्थपद्धतयः इति प्रश्नव्याकरण दशाः।"

હું કહું છું. તેમાં અગુષ્ઠ આદિનાં પ્રશ્ન અથવા તેનું જ્ઞાન (વિદ્યા) નું વિવરણ કરવામાં આવ્યું છે તેથી તે પ્રશ્નવ્યાકરણ કહેવાય છે...પૂર્વે આ શબ્દશઃ અર્થ (તેના નામપરથી) ગ્રહણ કરવામાં આવતો હતો. પરંતુ હવે આપણે તેમાં પાંચ આસ્રવ અને પાંચ સંવરોનું વર્ણન કરેલું જોઇએ છીએ."[1] તેજ ટીકાકાર એમ પૂછી સૂચન કરે છે કે હાલના સમયના પુરૂષોને અનુકૂળ થવા ઉત્તમ પૂર્વાચાર્યોએ આ અંગમાં જે મહામંત્રો હતા તે કાઢી નાંખ્યા છે. આ સૂચના પરથી એ તો સ્પષ્ટ પ્રતીત થાય છે કે **પ્રસ્તુત અંગ મૂલ જે સ્થિતિમાં હતું તે હાલમાં નથી.** આ અમારો મત જ્યારે અન્ય અંગ નામે સમવાય અને નંદિ-સૂત્રમાં પણ પ્રશ્નવ્યાકરણ સંબધે કરેલ ઉલ્લેખ જોઇએ છીએ ત્યારે વધારે પુષ્ટ થાય છે, કારણ કે તેમાં એવું જણાવેલ છે કે જે અંગમાં ગૂઢજ્ઞાન પ્રાપ્ત કરવા આડસો પ્રશ્નો, આડસો અપ્રશ્નો અને આડસો પ્રશ્નાપ્રશ્નો મૂકેલા છે તે પ્રશ્નવ્યાકરણ છે. આ પ્રશ્નો, અપ્રશ્નો, અને પ્રશ્નાપ્રશ્નોનો અર્થ તે અંગની ટીકામાં જુદી જાતના મંત્રો-ચમત્કારો એમ કરેલા છે. સમવાય અંગમાં એ પણ જણાવ્યું છે કે પ્રશ્નવ્યાકરણમાં એવા મંત્રો છે કે જેના જ્ઞાનથી મનુષ્ય ભવનવાસી દેવતાઓ, નાગકુમારો અને સુવર્ણકુમારો (અને ટીકાકાર વધુ જણાવે છે કે યક્ષો) સાથે વાત કરી શકે. વિશેષમાં કહેવામાં આવ્યું છે કે પ્રશ્નવ્યાકરણમાં સ્તંભન, વશીકરણ અને ઉચ્ચાટન માટે પણ મંત્રો છે કે જેથી કોઇને કામવશ કરી શકાય અને શત્રુને પીડા પમાડી શકાય. વળી સમવાય અંગપરની ટીકાપરથી એ પણ માલૂમ પડે છે કે પ્રશ્નવ્યાકરણમાં શુકનો જેમકે હસ્તમાં ખુજલી આવતી હોય વગેરેનો અર્થ સામાન્ય જન સમજી ન શકે તેથી તેનો અર્થ કેમ કરવો તે માટેની સૂચનાઓ પણ હતી.[2]

સંક્ષેપમાં પ્રશ્નવ્યાકરણમાં શુકન, મંત્રો, વગેરે કે જેથી મનુષ્ય ચમત્કારવાળી શક્તિઓ પ્રાપ્ત કરી શકે તે જણાવવામાં આવેલ હતાં. આ પરથી જેઓ આ મંત્ર વગેરે ખરાં પડે છે એવું માનતા તેઓએ તે સૂત્રમાં રહેલ મંત્રાદિ વિધિનું સંભાળથી ગૂઢ રાખ્યું હશે એવું આપણે કલ્પી શકીએ. તેમાં જે જણાવેલું હતું તે અથર્વવેદ જેવુંજ લાગે છે અને એ પરથી એમ ધારવાને કારણ મળે છે કે તે કાળના લોકોમાં મંત્રો વિષે શ્રદ્ધા હતી. જો કે આવો ગ્રંથ વસ્તુતઃ હતો કે નહિ તે સંબધ નિશ્ચિત અભિપ્રાય આપી શકાય તેમ નથી, છતાં એવો સંભવ રહે છે કે જૈન ધર્મના પ્રથમના કાળમાં કદાચ આવો ગ્રંથ અસ્તિત્વ ધરાવતો હોય કે જે પાછલથી લુપ્ત થયો હોય અગર જેના બદલામાં વધારે ન્યાયપૂર્વક લખાયેલો ગ્રંથ મૂકવામાં આવ્યો હોય. આ અનુમાન જો સત્ય હોય તો એથી એમ સિદ્ધ થશે કે જે યુગમાં લોકોની મંત્રોમાં શ્રદ્ધા હતી તેમાં પણ જૈનધર્મ વિદ્યમાન હતો. જે સ્વરૂપમાં હાલ પ્રશ્નવ્યાકરણ છે તેજ સ્વરૂપમાં તેજ નામનું મૂલ અંગ હતું એમાં સંદેહ આપણને સમવાય અંગના પ્રબલ પુરાવાથી ઉપજ્યો છે; તે ઉપરાંત પણ આપણને દિગંબર મતના જૈનોની દંત

(૧) अथ कः अस्य अभिधानस्य अर्थः? उच्यते। प्रश्नाः अंगुष्ठादि प्रश्नविद्याः ताः व्याक्रियन्ते अभिधीयन्ते अस्मिन् इति प्रश्नव्याकरणम्। अयं च व्युत्पत्त्यर्थोऽस्य पूर्वकाले अभूत्। इदानीं तु आस्रवं-पंचक संवरपंचक-व्याकृतिरेव इह उपलभ्यते। अतिशयानां पूर्वाचार्यैरेदं युगीनां पुष्टालम्बन-प्रतिषेवि पुरुषापेक्षया उत्तारितत्वात्।

(૨) "पन्हा वागरनेसु अध्युत्तरं पासिनसयं अध्युत्तरं अपसिनसयं अध्युत्तरं पसिना पासिनसयं विज्जायिसया नागसुवंर्चि संधि दिव्वा संवाया अघविज्जन्ति।" વગેરે. —समवायांगः।

કથા મળી આવે છે કે જે એમ જણાવે છે કે જૈનોના મુળના સર્વે સિદ્ધાંતો લુપ્ત થયા છે. આ દંતકથા બંને મતો વચ્ચે રહેલી ભિન્નતાઓમાંની એક મુખ્ય ભિન્નતા છે કારણકે જ્યારે શ્વેતાંબરો પોતાના પવિત્રતમ ગ્રંથો તરીકે અંગોને સ્વીકારે છે ત્યારે દિગંબરો તેઓનું પ્રમાણ સ્વીકારતા નથી.[1]

**આ સંબંધે બે અનુમાન.**

આપણે ટીકાકાર અભયદેવ આચાર્યે જે વક્તવ્ય કરેલ છે તેનો ઉલ્લેખ ઉપર કરી ગયા છે. તેણે પણ પરસ્પર વિરોધ સ્પષ્ટરીતે જોવાથી તેનો નિરાસ કરવાનો પ્રયત્ન એવું કહીને કર્યો છે કે પૂર્વે પ્રશ્નવ્યાકરણમાં અમુક જાતનાં મંત્રો આદિ હતાં પરંતુ હવે તે આસ્રવ અને સંવરનું સ્વરૂપ પ્રતિપાદિત કરનાર ગ્રંથ છે. તે વળી એ પણ સૂચન કરે છે, કે પ્રાચીન મુનિઓએ હાલના લોકોના સ્વરૂપને અનુકૂળ થાય તે માટે તે અંગમાંથી મંત્રોનો ભાગ કાઢી નાંખ્યો છે. આમ પ્રશ્નવ્યાકરણમાં થયેલા ફેરફાર માટે બે અનુમાન કરી શકાય:—(૧) તો જે મંત્રો તથા ગુપ્ત રાખવામાં આવ્યાં હતાં તે ધીમે ધીમે લુપ્ત થયાં અને મૂળના નામથી જુદોજ ગ્રંથ લખવામાં આવ્યો. (૨) કદાચ એ પણ શક્ય હોય કે જ્યારે લોકોની મંત્રાદિમાં શ્રદ્ધા ઉઠી ગઇ હોય ત્યારે હાલનો તે નામથી ઓળખાતો ગ્રંથ જૂના ગ્રંથની બદલીમાં ઉદ્દેશપૂર્વક મૂકવામાં આવ્યો હોય. સમવાય અંગમાં પ્રશ્નવ્યાકરણનું જે વર્ણન આપવામાં આવ્યું છે તેમાં આસ્રવ અને સંવર સંબંધી કંઇ પણ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી તો હાલ પ્રશ્નવ્યાકરણ નામના સૂત્રમાં હાલ જણાતી બાબતો ઉપરાંત મંત્રાદિ વગેરે વધુ તેજ નામના મૂળના મહાન્ ગ્રંથમાં હતાં એવું જણાવી તે મહાન્ ગ્રંથનો આ હાલનો ગ્રંથ એક ભાગ હોય એ સંભવિત નથી. આથી આપણે એજ નિર્ણયપર આવી શકીએ કે સમવાયાંગનો પુરાવો કે જેને દિગંબરની દંતકથા પુષ્ટી આપે છે તેના આધારે અને ટીકાકારની નોંધપરથી એ સંભવિત છે કે જે ગ્રંથ હાલ પ્રશ્નવ્યાકરણ એ નામથી ઓળખાતો આવે છે તે તેજ નામનું મૂળ અંગ નથી.

**ભાષા.**

જે ભાષામાં પ્રશ્નવ્યાકરણ અને બીજાં સર્વે જૈન અંગો લખાયાં છે તે અર્ધ-માગધી એ નામથી પ્રસિદ્ધ છે. બૌધ્ધોનાં મૂલ સર્વે શાસ્ત્રો માગધી-પાલિમાં લખેલાં છે તેવીજ રીતે જૈનોનાં સર્વે આગમો અર્ધ-માગધીમાં લખેલાં છે. માગધી અને અર્ધ-માગધીમાં ફેર ફક્ત આટલો છે કે જ્યાં માગધીમાં **ર** અને **સ** હોય છે ત્યાં અર્ધમાગધીમાં હમેશાં **લ** અને **શ** જોવામાં આવે છે. જ્યારે કાચ્ચાયન (કાત્યાયન) નામનો બૌદ્ધ વૈયાકરણી પોતાના પયોગસિદ્ધિ નામના ગ્રંથમાં ખાત્રીપૂર્વક જણાવે છે કે માગધી એ મૂલ ભાષા છે. (**सा मागधी मूलभाषा**) ત્યારે જૈનો બીજી બાજુએ અર્ધ-માગધીને પૂર્વભાષા છે. જૈન આગમ નામે પન્નવણા સૂત્રમાં એમ જણાવ્યું છે કે "બ્રાહ્મી લીપિમાં લખાયેલી ભાષા અર્ધ-માગધી છે. **સંकितं भाषारिया । जेणं अद्ध-मगहाए भाषाए भासेन्ति यत्थयणं बम्भी लिवि पवत्तइ**) ત્રેવીશમા તીર્થંકર પાર્શ્વનાથનાં કથનો ભગવતી સૂત્રના ચાતુર્યામ ધર્મ પ્રકરણમાં

૧. ધર્મ અને નીતિના વિશ્વકોષ (Encyclopoedia of Religions and Ethics) ના વૉલ્યુમ ચતુર્થના પૃ. ૭૦૪ માં ડાક્ટર હર્મન જેકોબીએ એવું જણાવ્યું છે કે શ્વેતાંબરોના સૂત્રોને દિગંબરો સ્વીકારતા નથી અને એવું જણાવે છે કે મહાવીરના નિર્વાણ પછીના પ્રથમના સૈકાઓમાં તેઓ ધીમે ધીમે લુપ્ત થયાં છે; આથી તેઓને પોતાના કોઇ પણ આગમો નથી.

ઉતારેલું છે તે અર્ધ–માગધીમાં છે. મહાન્ જૈન વૈયાકરણી હેમચંદ્રે પોતાના વ્યાકરણમાં જણાવ્યું છે કે પુરાણ સૂત્રો અર્ધમાગધીમાં છે (**पोराणं अद्धमागह भासानिययं हवइ सुत्तम्**–સિદ્ધ હેમચંદ્ર ૮, ૪,૨૮૭.)

અર્ધમાગધી ભાષાની વ્યાકરણ સંબંધી વિલક્ષણતાઓ ચંડના **પ્રાકૃત–લક્ષણમ્** અને હેમચંદ્રના **સિદ્ધ–હેમચંદ્ર**, પ્રકરણ ૮ મામાં સંપૂર્ણ બતાવેલી છે. "જૈન સૂત્ર". નામે સૂર્યપ્રજ્ઞપ્તિની ટીકામાં **પાણિનીનું** પ્રાકૃત–લક્ષણ નામનું વ્યાકરણ જણાવેલું આપણને મળી આવે છે, છતાં તે હોવાનો ઉક્ત ટીકાકાર નામે મલયગિરિનોજ આધાર છે અને કદાચ તેનો ગ્રંથ વિદ્યમાન હોય તો તે **પાણિની** **અષ્ટાધ્યાયી**ના કર્તા તરીકે પ્રસિદ્ધ થયેલ **પાણિની** એકજ હોય તે સંબંધે ઘણી શંકાઓ રહે છે. છતાં પણ એ યાદ રાખવાનું છે કે જૂનામાં જૂનાં પ્રાકૃતરૂપો આર્ષ–પ્રાકૃત જેને કહેવામાં આવે છે તેમાં મળી આવે છે, અને હેમચંદ્રે જણાવ્યું છે કે આર્ષ–પ્રાકૃત અને અર્ધ–માગધી ભિન્ન નથી. ["**आर्षस्य आर्द्धमागध–भाषा नियतत्वमाम्नायि वृद्धैः**–સિદ્ધ હેમચંદ્ર ૮. ૪. ૨૮૭.] આથી ચંડના પ્રાકૃત લક્ષણમાં આર્ષ–પ્રાકૃતના જે નિયમો આપેલા છે તે જે અર્ધ–માગધી ભાષામાં જૈન ગ્રંથો લખાયાં છે તેને પણ લાગુ થશે, એમ અગાઉ જણાવી ગયા તેમ માગધી અને અર્ધ–માગધીમાં થોડો તફાવત હોવાથી માગધી ભાષાને લાગુ પડતા નિયમો અર્ધ–માગધીને પણ લાગુ પડશે. અર્ધ–માગધી મહારાષ્ટ્રી ભાષાથી જૂદી ઓળખવામાં એ યાદ રાખવાનું છે કે નરજાતિનો શબ્દ પ્રથમ વિભક્તિમાં વાપરવામાં આવે છે ત્યારે તેના અર્ધ–માગધીમાં એ થાય છે. (**अत एत् सौ पुंसि मागध्याम्**–સિદ્ધ હેમચંદ્ર ૮. ૪. ૨૮૭) જ્યારે મહારાષ્ટ્રીમાં તેમ થતું નથી. દાખલા તરીકે **एगे आसवे, एगे संवरे**, એ **एकः आस्रवः, एकः संवर**નાં રૂપાંતર છે (સરખાવો. સ્થાનાંગ–જૈનોનું ત્રીજું અંગ–તેનું પ્રથમ અધ્યયન.)

**પ્રશ્નવ્યાકરણનો વિષય.**

હવે આપણે **પ્રશ્નવ્યાકરણ**માં જે વિષય છે તે જોઇશું અને સાથે સાથે તેમાં વર્ણવેલા આસ્રવ અને સંવરના સંબંધે બીજા જૈન લેખકોએ જૂદી રીતે શું વિસ્તાર કર્યો છે તે પણ શોધી કાઢીશું. પ્રશ્નવ્યાકરણમાં પ્રથમ લીટી એવા ભાવાર્થની છે કે "હે જમ્બૂ! હું પ્રવચન (જૈન શાસ્ત્ર) નું સારભૂત તત્વ કહું છું એટલે કે તીર્થંકરોએ કહેલા આસ્રવ અને સંવર તત્વોનો નિર્ણય કે જેથી તેઓનું ખરૂં સ્વરૂપ સમજી શકાય. (બીજા અર્થ પ્રમાણે મોક્ષની પ્રાપ્તિ થાય)" આ વક્તવ્ય જૈનોના ચોવીસમા તીર્થંકર **મહાવીર–વર્દ્ધમાન** સ્વામીના શિષ્ય **સુધર્મા** સ્વામિનું ધારવામાં આવે છે. **પ્રશ્નવ્યાકરણ**ની કેટલીક હસ્તલેખિત પ્રતોમાં પ્રસ્તાવમાં એવું મૂકેલું મળી આવે છે કે પૂર્વે ચંપા શહેરમાં [1]કુણિય રાજા કે જેની રાણીનું નામ ધારિણી દેવી હતું તેના રાજ્યમાં મહાવીરના શિષ્ય સુધર્મા ચંપાનગરી (બિહારમાંનું હાલનું ભાગલપુર) માં વિહાર કરતાં આવ્યા અને પૂર્ણભદ્ર ચૈત્યમાં વાસ કર્યો કે જ્યાં તેના શિષ્ય જંબુસ્વામીએ વિનીતભાવે દશમા અંગમાં સમાવેલા મહાવીરના ધાર્મિક સિદ્ધાંતો સમજાવવાની વિનતિ કરી. સુધર્માએ તેથી પોતાના શિષ્ય જમ્બુસ્વામીને સંબોધન કરી આખું પ્રશ્નવ્યાકરણ કહ્યું. (અપૂર્ણ.)

વકીલ મોહનલાલ દલીચંદ શાહ, બી. એ., એલ. એલ. બી.

---

૧. રાજા કુણિય તે જૈન ગ્રંથોના રાજા સંણિય–બિંબિસારના પુત્ર અજાતશત્રુ છે.

# સ્નેહનું લોહચુંબક.

૧.

હું કોલેજમાં હતો ત્યારથી મારી બુદ્ધિનાં વખાણ થતાં. જે જે વિષયો અમને શિખવાતા તે બધા સહેલાઇથી હું સમજી શકતો અને પુસ્તકકારનાં વિચારોમાં ઉતરી જતો. વારંવાર તે પર મારા પણ વિચાર દર્શાવતો. પ્રોફેસરો અને છાત્રવર્ગ મારી વિદ્વતા અને વિચાર શક્તિની પ્રશંસા કરતા.

કોલેજ જીવનમાં યુનીવર્સિટીની પરીક્ષામાં હું પ્રથમપદ લેતો. મને સ્કોલરશિપો, ઈનામો મળતાં. મારા અસહ્ય બુદ્ધિબળના પ્રતિધ્વનિ દેશની દરેક દિશામાંથી નીકળતા.

કોલેજ જીવનનો અંત આવ્યો, પરંતુ મારો વિદ્યાનુરાગ તેજ હતો. મારે આર્થિક સ્થિતિનો વિચાર કરવાનો નહોતો. મારે એક મોટી જાગીર હતી, જેમાંથી મને સારી ઉપજ આવતી. આ સિવાય જંગમ ધન પણ મારી પાસે વિશેષ હતું. આથી ધન સંબંધી ચિંતા મને નહોતી. મારી મિલકતની વ્યવસ્થા મારો પ્રમાણિક કારભારી કર્યે જતો.

મારો પ્રિય પ્રવૃત્તિઓમાં-ચિત્રકળા, પરિભ્રમણ, લેખનમાં મારો વખત ચાલ્યો જતો. હું ઘેરથી ગમે તે વખતે નીકળી જતો. આસપાસ શહેરો જોતો, નદી કીનારે, ઝાડીઓમાં, પર્વતોની ગુહાઓમાં ભમ્યા કરતો. સૃષ્ટિનાં મનોહર દેખાવોની રમણીયતા ચીતરતો. વૃક્ષમાળામાંથી વહેતા ઝરણોના, પર્વતના મસ્તકપરથી કુદતા ધોધોના, ગિરિના એક ભાગમાંથી અસત થઇ બીજે માર્ગે બહાર આવતા પ્રવાહોના જુદી જુદી બાજુથી ચિતરેલા અને ચિત્રો મારી પાસે હતાં. કેટલીક વાર પર્વતોની ઉંડી ગુહાઓમાં અને ખીણોમાં આથડતો. આનો હેવાલ લખતો અને જુદા જુદા વિખ્યાત માસિકપત્રોમાં મોકલી આપતો. આ સિવાય સામાજીક પ્રશ્નો વિષે પણ હું મારા વિચારો પ્રજાસમક્ષ મુકતો. આ આનંદમય પ્રવૃત્તિઓ મારૂં જીવન હતું; યશ એ મારા જીવનકમળની પાંદડીઓ હતું. હું લોકોનાં વખાણ વાંચતો; મારી બુદ્ધિ માટે ગર્વ ધરાવતો. લોકપ્રિયતાનો વિકટ પંથ મારે માટે નિર્ભય હતો. લોકો મને માન આપતા, મારા તેજ આગળ પોતાનું નિસ્તેજપણું કબુલ કરતા. પરંતુ મને લોકોની દરકાર નહોતી. હું તેમની પ્રશંસાઓ સ્વીકારતો પરંતુ આમાં હું મારી અલૌકિક બુદ્ધિ પ્રભાવને માન આપતો. લોકો તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોતો. મારી સાથે સરખાવી જગતના જનોની ક્ષુદ્રતા અવલોકતો. મારે તો સૃષ્ટિના અંતરમાં પેસવું હતું, કુદરતની વિચિત્ર ચમત્કૃતિઓનો અભ્યાસ કરવો હતો, તેની રમણીયતાના તત્વો શોધી કાઢવા હતાં. મારા મનમાં મારૂં અભિમાન માતું નહિ, પ્રસંગે લોકો સમક્ષ ઉભરાઇ છલકાઈ જતું.

૨.

આમ મારા જીવનમાં ઘણા સંવત્સરો વીતી ગયા. મારી કીર્તિ ચિત્રકારોમાં, શોધકોમાં, સુધારકોમાં, વિદ્વાનોમાં ઉંચા નંબરે હતી. મારી ઓળખાણ કરવી અહોભાગ્ય મનાતું.

મનુષ્યના જીવનમાં એક અણીનો પ્રસંગ આવે છે, અને એના જીવનની ગતિને ફેરવી નાંખે છે, એની અભિલાષાઓને અન્ય માર્ગે દોરે છે, એની જીવનશક્તિને અન્યરૂપે પ્રકટ કરે છે. મારા જીવનમાં પણ આવો એક પ્રસંગ થોડા સમયમાં આવ્યો.

કોલેજના જીવનમાં મારે એક મિત્ર હતો, અમે બંને સાથે ફરતા, સાથે આનંદો લેતા,

વિવિધ વિષયોપર વાદવિવાદ કરતા. એક દિવસ અમે ચાંદનીમાં ફરતા હતા. હજુ પણ તે ચિત્ર મારી કલ્પનામાં તાજું છે. હું ચંદ્રિકાની શોભા વખાણતો હતો. એ મારી પાસે ઉભો ઉભો કાંઈ વિચાર કરતો હતો. એકાએક એણે મને કહ્યું: "સરોજ, તારામાં તીવ્રબુદ્ધિ છે, વિચારશક્તિ છે, જ્ઞાન છે, પરંતુ એક તત્ત્વની ખોટ છે." મેં કહ્યું: "મારામાં તત્ત્વની ખોટ! હું તો કાંઇ જોતો નથી. આ ત્રણ ઉપરાંત માણસને શેની જરૂર હોય?" એણે કહ્યું: "સરોજ, હૃદયની. ત્હારામાં હૃદયની લાગણીઓ નથી. એમના સિવાય ત્હારી બુદ્ધિ અને વિચારશક્તિ ખરતો પ્રકાશ છે. ત્હારી બુદ્ધિ માટે લોકો તને વખાણશે, તારી વિચારશક્તિની સ્તુતિ કરશે, લોકો ત્હારાથી સંતાશે. ત્હારામાં સ્નેહનું, હૃદયની તીવ્રતાનું લોહચુંબક નથી."

આ વાતને હું સ્વીકારતો નહિ. મારી સ્મૃતિમાંથી દૂર કરવા પ્રયત્ન કરતો, પરંતુ પુનઃ પુનઃ એ તરી આવતી. આ વાતને અનુભવથી ખોટી ઠરાવવા મેં સંકલ્પ કર્યો.

એક રાત્રિના બાર વાગે હું એકાએક ઘેર આવ્યો. આવી રીતે હું ઘણી વખત આવતો. મારા નોકરો મારી મનસ્વીવૃત્તિ જાણતા હતા. તરતજ મેં મારા કારભારીને જગાડ્યો, અને આવતી સાંજે એક ગાર્ડનપાર્ટી આપવાનો મારો નિશ્ચય કહી સંભળાવ્યો.

સર્વ વ્યવસ્થા એનેજ કરવાની હતી. પ્રતિષ્ઠિત કુટુંબોમાં આમંત્રણ મોકલવાનું કામ પણ એનેજ સોંપી દીધું. ફક્ત મેં મારા જુના મિત્રને નિમંત્રણ ખીડી દીધું. મારો ગૂઢ આશય મારા સિવાય કોઇ જાણતું નહિ. બધા તો આને એક જાતની મનસ્વિતાજ ગણતા.

૩.

સાંજનો સમય આવતો ગયો. આ પહેલાંજ મારી ઇચ્છાને અનુકૂળ સર્વ તૈયારીઓ કરવામાં આવી હતી. બાગને શણગારવાનું કામ મારી દેખરેખ નીચેજ હતું. બાગને ૭ ભાગમાં વહેંચી નાંખવામાં આવ્યો હતો. દરેક ભાગમાં જુદી જુદી ઋતુની શોભા કરવામાં આવી હતી, અને તે ઋતુને અનુકૂળ મ્હારાં ચિતરેલાં ચિત્રો યોગ્ય વ્યવસ્થામાં ગોઠવવામાં આવ્યાં હતાં. કોઇ સ્થળે સુગંધી પાણીની ફુવારીઓ ઉડતી તો કોઇ સ્થળે પર્વતમાંથી નીકળતી નદીનો દૃશ્ય રચ્યો હતો. જંગલના બિહામણા કોતરો અને ઉંડી ગુફાઓ પણ કોતરી કાઢ્યાં હતાં. બાગના દરેક ભાગમાં નાનાં સુશોભિત ટેબલો મુક્યાં હતાં અને તે પર ફળ અને મેવાની રકાબીઓ ગોઠવી હતી. આ શોભા કરવામાં મેં મારાં વિચારશક્તિ અને કળાનો સંપૂર્ણ ઉપયોગ કર્યો હતો.

એક પછી એક પરોણાઓ આવતા હતા. મારો કારભારી મને આ બધાને ઓળખાવતો. હું એમને જોઈ આનંદ થતો હોઉં તેમ મોં મલકાવતો. સર્વે પરોણા આવી ગયા હતા અને આમાં મારો મિત્ર પણ હતો.

હું બાગના એક ભાગમાંથી બીજા ભાગમાં પરોણાને લઇ જતો. દરેક ઋતુની રમણીયતાપર ધ્યાન ખેંચતો અને તે સ્થળે મુકેલાં મારાં ચિત્રો મારા કયા પરિભ્રમણમાં અને કયે સ્થળે ચિતરાયાં હતાં, તે રસમય વાણીથી સવિસ્તર વર્ણન કરતો. મારા જગતના અનુભવો, મારૂં વિશાળ જ્ઞાન, મારી છટાદાર બાષા જોઈ બધા દિગ્મૂઢ થઈ જતા. મુખપરથી એમની લાગણીઓ સમજી મનમાં એમની અલ્પજ્ઞતાપર હસતો. બાગના રમણીય દેખાવો બતાવી સમજાવી હું ખસી ગયો. મારો ગૂઢ હેતુ પાર પાડવાની તકનો વિચાર કરતો હું બાગમાં ભમવા લાગ્યો.

ચંદ્રિકાનું પૂર્ણ તેજ બાગમાં ઉભરાતું હતું. ચંદ્ર જાણે પાસે આવી બાગની શોભા જોવા ઇચ્છતો હોય તેમ આકાશમાં ઉંચે દોડતો હતો. બાગ રમણીય હતો અને ચંદ્રિકાની ધવલિમાંથી એની મનોહરતા અપૂર્વ બની હતી. લોકો આ શાંતિ અનુભવતા, આ અલૌકિક રમ્યતામાં તન્મય થતા બાગમાં વિહરતા હતા. હું તેમના અભિપ્રાયો જાણવા સ્તુતિ સાંભળવા છુપાતો છુપાતો ફરતો હતો.

એક પુષ્પ મંડપ પાસે એક યુવતિ ઉભી ઉભી એક ચિત્ર જોતી હતી, અચાનક ચિત્ર નિચે આવ્યું તેના પગપર પડ્યું. તેના કોમળ ચરણમાંથી લોહીની ઓછી સેર નીકળતી હતી. થોડે દૂર હું ઉભો હતો. ચંદ્ર તરફ જોઇ રહ્યો હતો. ચંદ્રનું સોંદર્ય વખાણતો હતો. પેલી યુવતીએ મને મદદ કરવા કહ્યું. મેં સાંભળ્યું પણ ચંદ્રની શોભા જોવી વધારે ગમતી. હું ન સાંભળતો હોઉં તેમ જોઈ રહ્યો. સ્ત્રી તો આ જગતની અલ્પ સૃષ્ટિ હતી. હું તો આ સૃષ્ટિ કરતાં ઉંચી સૃષ્ટિનો અધિકારી હતો. મારે આ ક્ષુદ્ર સૃષ્ટિ સાથે શો સંબંધ !...

થોડી મીનીટો પસાર થઈ ગઇ. યુવતી સાવધ થઇ અને લોહી રોકવા જેમ તેમ પાટો બાંધ્યો. હું તો માત્ર ચંદ્રની તરફજ જોતો હતો.

જાણે ચંદ્રલોકના સ્વપ્નામાંથી જાગતો હોઉં તેમ હું પુષ્પમંડળ તરફ વળ્યો. એક બાજુએ ખુરશીપર એક સ્ત્રી વ્યક્તિ બેઠી હતી. ધીરે પગલે જઇ પાસેની ખુરશીપર બેઠો.

મેં કહ્યું: "તમે મને ઓળખો છો ?"

તેણે કહ્યું: "હા, તમે આ પાર્ટીના આપનારજને ?"

મેં કહ્યું: "હા, તમે મારી વિદ્વતા જાણો છો ?"

તેણે કહ્યું: "હા, તમારી વિદ્વતા વિખ્યાત છે."

મેં પૂછ્યું: "તમે મારી ચિત્રકળા વિષે જાણો છો ?"

તેણે કહ્યું: "હા, તમારાં ચિત્રો બહુ વખણાય છે."

મેં કહ્યું: "તમે મારી સંપત્તિ વિષે જાણો છો ?"

તેણે કહ્યું: "હા, તમારી ધનસંપત્તિ અખૂટ ગણાય છે."

મને મારે માટે ગર્વ હતો. મારી માનસિક શક્તિઓ માટે અભિમાન હતું. હું તો માનતો કે સર્વ સૃષ્ટિ મારા તરફ આકર્ષાવી જોઇએ. મારામાં સર્વ આકર્ષક તત્ત્વોનો સમાવેશ થયો છે એવી મારી માન્યતા હતી. મારા મુખમાં હર્ષની લાગણી હતી, હૃદયમાં ગર્વની ઉર્મીઓ ઉછળતી હતી.

મેં કહ્યું: "તો તમે મને પરણશો ?"

હસતાં હસતાં તે યુવતીએ જવાબ આપ્યો: "ના, સ્નેહ તો હૃદયને શોધે છે."

અત્યાર સુધી જગતને હું તુચ્છ ગણતો. એનું માન અપમાન) મને સુખ દુઃખ કરશે નહિ એમ માનતો પરંતુ આ અપમાન તો અસહ્ય લાગ્યું. હું સમજતો કે વિદ્વતા, કીર્તિ અને ધન આગળ સર્વ માણસો નમતા આવે છે પરંતુ આજે આ મારી માન્યતા જૂઠી પડી. એક ક્ષુદ્ર સાધારણ સ્ત્રી મારૂં અપમાન કરે, મારી ઇચ્છાને પ્રતિકૂળ વર્તે એ વિચારથી મારૂં લોહી ગરમ થવા લાગ્યું. ક્રોધની જ્વાળા વધવા લાગી. હું ઉઠ્યો, પુષ્પમંડપની બહાર આવ્યો. પાસે મારો મિત્ર ઉભો હતો. ક્રોધના હુતાશનમાં ઘીની આહુતી હોમાઈ. મારૂં અપમાન અને વળી જેને હું ઉલટું સાબીત કરી આપવા માગતો હતો તેનીજ સમક્ષ. આ વિચારથી હું ગાંડો ઘેલો થઈ ગયો. મને ભાન નહતું. હું ઘરમાં ગયો. કારભારીને મારી ગેર-

હાજરી છુપાવવાની સૂચના કરી. આ નીચ જગતથી કંટાળી પ્રકૃતિનું મનન કરવા, તેમાં શાંતિ લેવા ચાલી નીકળ્યો.

૪.

ફરીથી હું મારા પ્રિયસ્થાનોમાં ભમવા લાગ્યો. પર્વતોના એક શિખરેથી બીજે શિખર એમ મારૂં પર્યટણ શરૂ થયું, પરંતુ આ વખતે મારા મનને આમાંથી આનંદ મળતો નહિ. મારા અપમાનના વિચારો મારા હૃદયને બાળી નાંખતા. હું તેમને કાઢી નાંખવા પ્રયત્ન કરતો પણ આથી એ વિશેષ સબળ થતા ચિત્ર આલેખવામાં મન પરોવતો, પણ મનમાં તો વેરનાજ ચિત્રો ઉલખાતા.

ઘણા દિવસો વીતી ગયા. ભમતો ભમતો હું એક નદીને કિનારે આવી પહોંચ્યો; પાસે એક નાનો વૃક્ષઘટાનો મંડપ હતો. હું અંદર ગયો. અંદરના ભાગમાં એક મૃગનું બચ્ચું એની માતા સાથે રમતું હતું. હું સંતાઇને જોવા લાગ્યો. મૃગલું માતાની આસપાસ દોડતું હતું. એની ઉપર ચઢી કુદતું હતું. હરણી પોતાના બચ્ચા તરફ સંતોષથી જોતી હતી. એની આંખમાંથી સ્નેહની મીઠાશ વ્હેતી હતી. મારા જીવનમાં આ દેખાવ પહેલોજ હતો. મારા હૃદયમાં એક અપૂર્વ તત્ત્વનો ભાસ થયો. મારા જીવનમાં એક નવું તેજ પૂરાયું હોય તેમ મને જણાયું. જગતની રમણીયતા પણ જુદા સ્વરૂપે જણાતી હતી. બહારની કોમળતાને બદલે અંદરની કોમળતાની મધુરતા દેખાતી હતી. હૃદય જેવું કોઇ એક તત્ત્વ છે તેમ મને આજેજ પ્રથમ પ્રત્યક્ષ જ્ઞાન થયું. મારા મિત્રના અને યુવતીના શબ્દો યાદ આવ્યા. સર્વોત્તમ હૃદયનો અનાદર કરી બુદ્ધિને ઉચ્ચ અધિકાર આપવા માટે મને પશ્ચાતાપ થવા લાગ્યો. મારી શક્તિઓના પ્રવાહને હૃદયને રસ્તે દોરવા સંકલ્પ કર્યો.

ઘણા દિવસના પરિશ્રમે એ બાળક, માતા મારા પરિચયમાં આવ્યાં. થોડા દિવસ તો મને જોતાં ને સંતાતાં. પરંતુ હું આ વખતે ચાલી જતો. હરણીના બચ્ચાને લાગ શોધી પકડતો, તેને ખવડાવી છોડી દેતો. હરણી પણ ધીમે ધીમે મારા સહવાસમાં આવી અને એમની રમતમાં હું પણ આનંદ લેવા લાગ્યો. નાનું હરિણ મારી આગળ નાચતું મારા ખોળામાં માથું નાખી મારી આંખો સામું તન્મયતાથી જોઇ રહેતું.

હવે મારા જીવનનો ક્રમ ફરી ગયો હતો. જંગલે જંગલે ભમવા કરતાં સૃષ્ટિની આ જીવતી રમણીયતાનો સહવાસ વધારે પ્રિય પડયો હતો. મારી પાસે કેટલાક ચિત્રો હતાં. આ બધાંને ફાડી ફાડી ફેંકી દીધાં. મારી પાસે મારા પ્રવાસનાં વર્ણનો હતાં, આ બધાંને નદીના પ્રવાહમાં વ્હેવરાવી દીધાં. મારી સંપત્તિમાંથી ગરીબોને યથેચ્છ દાન કરવું એમ મેં મારા કારભારીને લખી મોકલ્યું હતું.

હવે મને યશ, વિદ્વતા અને પૈસાની અભિલાષા નહોતી. એમના કરતાં ઉંચી વસ્તુ મને પ્રાપ્ત થઈ હતી. બે હૃદયના સ્નેહ પ્રવાહો મારામાં શમતા હતા. અને મારા હૃદયમાંથી સ્નેહમો મહાસાગર ઉછળી જગતની જડ, અજડ વસ્તુઓ પર પ્રસરતો હતો. સૃષ્ટિના સૌંદર્યમાં પણ મને સૌંદર્યના આત્માનું ભાન થયું. આ જગતમાં સર્વ સ્થળે હૃદય–સ્નેહ સિવાય મારી નજરે કશું પડતું નહિ.

૫.

જે જનસમાજને હું ક્ષુદ્ર ગણી તિરસ્કારી કાઢતો, તેને ફરીથી એક વખત અવલોકવાનું અને મન થયું. હું ઘેર આવ્યો મારી સંપત્તિ બહુજ ઓછી થઇ ગઇ હતી. માત્ર કારભારી

અને એક નોકર સિવાય માણસો પણ નહોતા. આજથી એક વર્ષપરનો વિચાર આવ્યો. તે વખતની કીર્તિ ક્યાં? તે વખતની સંપત્તિ ક્યાં? પણ આ વખતનું હૃદયજ ક્યાં? આ વિચાર આવતાંજ મારા હૃદયમાં આનંદ વ્યાપ્યો.

ગાર્ડનપાર્ટીનું સ્મરણ થયું, તે વખતની મારી આધ્યાત્મિક સ્થિતિનું સ્મરણ થયું. હાલની દશા સરખાવવાનો વિચાર થયો. બીજે દિવસે સાંજે ટીપાર્ટી આપવાનો ઇરાદો કર્યો. પ્રતિષ્ઠાની ઇચ્છા નહોતી, મને તો હવે સદ્‌ગુણની ઇચ્છા હતી. મેં આ વખતે ફક્ત સદ્‌ગુણી કુટુંબોનેજ આમંત્રણ મોકલ્યાં હતાં. મારા મિત્રને પણ મેં વિસાર્યો નહોતો.

તેજ બાગ હતો પરંતુ એને સુશોભિત બનાવવામાં કળાકૌશલ્યનો ઉપયોગ થયો નહોતો. પુષ્પોની મીઠી સૌરભ એજ બાગનું સૌંદર્ય હતું. વચ્ચે એક ટેબલ મુકયું હતું, આસપાસ ખુરસીઓ ગોઠવી હતી.

સાંજ પડતાં સર્વ પરોણાઓ આવી પહોંચ્યા. હું તેમને લઈ ટેબલ પાસે ગયો, મારી સાથે મારાં બે સ્નેહી પણ હતાં.

નાનું હરિણ મારા ખોળામાં ગેલ કરતું હતું. હું એને સ્નેહથી પંપાળતો હતો.

આ વખતે મારે ચિત્રોની વાતો કરવાની નહોતી, મારા પ્રવાસના વર્ણનો કહેવાનાં નહોતાં. મારે મન તો એ ગત જન્મનાં સ્મરણો હતાં. મારો નવો જન્મ તો હૃદયના પ્રદેશમાં થયો હતો, સ્નેહ અને હૃદય એ સિવાય મારે અન્યની સ્પૃહા નહોતી. ગામનાં સુખ દુઃખો સમજવામાં, તેમને માટે હર્ષ શોક અનુભવવામાં, દુઃખ નિવારણ માટે ઉપાયો શોધવામાં મારી વાતોને વધારે રસ પડયો. મારૂં હૃદય લોકના સુખ દુઃખ સાથે ઉલ્લાસી પામતું હતું.

ચંદ્રિકા ખીલી હતી. ચંદ્રના તેજમાં આજે કાંઇ વિશેષ મધુરતા લાગતી, વિશેષ શાંતિ જણાતી. આ શિતલતા તો મારા જન્મમાં હું પહેલીજવાર ચાખતો હતો.

નાનું હરિણ બાગમાં આમતેમ દોડતું હતું. એકાએક એણે ચીસ પાડી. ધડકતે હૃદયે હું ત્યાં દોડી ગયો. એના પગમાં એક કાંટો વાગ્યો હતો, લોહી નીકળતું હતું. ધીમેથી મેં કાંટો ખેંચી લીધો, પોતીયાનો છેડો ફાડી પાટો બાંધ્યો. એને ઉચકી હું ઘર તરફ વળ્યો. પુષ્પમંડપ પાસે આવ્યો. ત્યાં એક સ્ત્રીની આકૃતિ ઉભી હતી. ગત વર્ષનું ચિત્ર સ્મરણપટમાં દેખાયું. તેજ આ પુષ્પમંડપ હતો. આકૃતિ પણ તેજ હતી. ફરીથી પ્રશ્નોત્તર કરવાનું મન થયું.

મેં કહ્યુંઃ "તમે મને ઓળખો છો?"

તેણે કહ્યુંઃ "હા, તમેજ આ ટીપાર્ટીના આપનારને?"

મેં કહ્યુંઃ "હા, તમે જાણો છો કે મારી વિદ્વત્તાનો અસ્ત થયો છે?"

તેણે કહ્યુંઃ "હા, લોકોમાં તમારી વિદ્વત્તાની વાતો થતી બંધ પડી છે."

મેં કહ્યુંઃ "તમે જાણો છો કે હું ચિત્રો આલેખતો નથી?"

તેણે કહ્યુંઃ "હા, તમારાં ચિત્રો જોવામાં આવતાં નથી."

મેં કહ્યુંઃ "તમે જાણો છો કે હું લગભગ નિર્ધન છું?"

તેણે કહ્યુંઃ "હા, તમારી સંપત્તિ ક્ષીણ થઈ ગઇ છે એમ વાતો સાંભળી છે."

મેં કહ્યુંઃ "તમે મને પરણશો?"

તેણે કહ્યુંઃ "હા, તમારામાં હૃદય આવ્યું છે, સ્નેહની વૃત્તિઓ સ્ફુરી છે."

મંડપની પાછળથી અવાજ આવ્યો, "સરોજ, તારામાં સ્નેહનું લોહચુંબક પ્રગટ થયું છે."

મને અવાજ પરિચિત લાગ્યો, જોઉં છું તો મારો જુનો કોલેજનો મિત્ર.

લ. હ. જોશી. એમ. એ.

# दिव्य आयनो.

૧.

દેવેન્દ્ર આયનો લઇ બેસી રહેતો. પોતાના સૌંદર્યની છાયા નિહાળતો આયનામાં જોઇ વારંવાર મનમાં બોલતો "મારા જેવું સૌંદર્ય હશે? લોકોના સાગરો એના ઘર પાસે થઇ જતા. એ એમની સુંદરતા જોતો. પોતાની કાંતિ સાથે સરખાવતો. પણ એની સુંદરતા ક્યાં? એ તો સૌથી સુંદર હતો. એના રૂપની જગતમાં જોડી નહતી.

એના આંગણા પાસે થઇ એક સાધુ જતો હતો. શરીર બેડોળ હતું. આકૃતિ ખરાબ હતી. અંગપર મેઘવર્ણી કાળાશ હતી. આંખો ઉંડી અને નિસ્તેજ હતી. એને દેવેન્દ્ર જોતો. મનમાં વિચાર કરતો. આવા શરીર કરતાં તો મરવું વધારે સારૂં. તે સાધુને પાસે બોલાવતો, કહેતો 'સાધુ! આ શરીર તને કેમ વ્હાલું લાગે છે, એના કરતાં તો મરણને હું વધારે સ્હાઉં, જો મ્હારૂં સૌંદર્ય, આવી રમણીયતા બીજે કાંઇ છે? મ્હારા કરતાં વધારે સૌંદર્ય કોઈ બતાવશે?"

૨.

રાત્રિના દશ વાગ્યા હતા. દેવેન્દ્ર પલંગપર સુતો હતો. પોતાના સૌંદર્યનો વિચાર કરતો હતો. માથાપર એક તારાનો પ્રકાશ મીંચાઈ મીંચાઇ ઉઘડતો હતો. તારાનો પ્રકાશ વધતો ગયો. એક આકૃતિ નિકળી દેવેન્દ્રના પલંગપર ઉભી. દેવેન્દ્રને પૂછ્યું 'દેવેન્દ્ર, શાનો વિચાર કરે છે?' દેવેન્દ્રે કહ્યું 'મ્હારા સૌંદર્યનો, મ્હારા જેવું સૌંદર્ય વિશ્વમાં હશે?'

તે આકૃતિએ કહ્યું: 'હા, લે આ આયનો.'

દેવેન્દ્ર જોવા લાગ્યો. તે આકૃતિએ પૂછ્યું: 'દેવેન્દ્ર, શું જુએ છે?' દેવેન્દ્રે કહ્યું: 'એક મનોહર દેહ, મ્હારા રૂપથી ચઢીયાતું લાવણ્ય.' તે આકૃતિએ પૂછ્યું. 'દેવેન્દ્ર! તું એને ઓળખે છે? એ ત્હારો કદરૂપી સાધુ.' દેવેન્દ્ર વિસ્મયમાં તલ્લીન હતો.

'દેવેન્દ્ર' ને આકૃતિએ કહ્યું: 'ત્હારૂં રૂપ ત્હારે જોવું છે? જો એ આયનામાં, દેવેન્દ્ર જોવા લાગ્યો. તે પુરૂષે પૂછ્યું: 'દેવેન્દ્ર! શું જુએ છે?' દેવેન્દ્રે કહ્યું: 'એક રાક્ષસી ભયાનક પિશાચી મૂર્તિ!' તેણે કહ્યું: 'દેવેન્દ્ર તે તું છું' દેવેન્દ્ર બબડ્યો. 'આ દેહ કરતાં તો મરવું હજારગણું સારૂં.'

૩.

આજ બાર વર્ષ થયાં છે. રાત્રિના દશ વાગ્યા હશે. નદીના કાંઠે એક નાની પર્ણકૂટી હતી. જમીનપર એક જટાધારી પુરૂષ સૂતો હતો. શરીર કૃશ હતું, મુખપર શાંતિ છતાં સૌંદર્યની રેખા પણ નહતી. વિચારમાં તન્મય લાગતો હતો. પર્ણકૂટીના છાપરામાંથી તારાના કિરણો ઉતરતા હતા. એકાએક કિરણોમાં રૂપ પ્રગટ્યું. પ્રકાશમાંથી પ્રકાશમયી મૂર્તિ નીકળી. યોગી પાસે આવી. તેણે કહ્યું 'દેવેન્દ્ર! મ્હને ઓળખે છે?' યોગીએ ઉત્તર આપ્યો 'કોણ! મ્હારી પૂર્વાવસ્થાનો દિવ્ય પુરૂષ?' તેણે જવાબ આપ્યો 'હા, દેવેન્દ્ર! તું શાનો વિચાર કરે છે?' દેવેન્દ્રે કહ્યું 'મ્હારી કુરૂપતાનો, એ કુરૂપતાથી મરવું વધારે સારૂં.'

તેણે કહ્યું: 'દેવેન્દ્ર, ત્હારૂં સાચું સ્વરૂપ જોવું છે? બાર વર્ષના તપનું તેજ અવલોકવું છે? જો આ આયનો.'

દેવેન્દ્ર જોવા લાગ્યો 'એક પવિત્ર દિવ્ય સૌંદર્ય અનુપમ લાવણ્યની તેજોમયી મૂર્તિ.'

દેવેન્દ્રના હૃદયમાં હર્ષના પૂરો આવ્યાં, દિવ્ય પુરૂષ તરફ નજર ફેંકી, દિવ્ય પુરૂષ નહતો, માત્ર તારાનું તેજ છાપરામાંથી ટપકતું હતું.

લ. હ. જોશી, એમ. એ.

# પતિ આજ્ઞાનું ઉલ્લંઘન.

૧.

શિરીષ અને રેણુકાનું ગૃહજીવન સુખમય હતું. શિરીષે નવી વકીલાત શરૂ કરી હતી. હજી બરોબર વકીલાતમાં પ્રતિષ્ઠા પડી નહતી, પરંતુ એનાં બુદ્ધિ અને જ્ઞાનની છાપ લોકોના મગજપર પડી હતી; અને એને શરૂઆતમાં પણ થોડા થોડા કેસો મળતા.

રેણુકાનો સ્વભાવ માયાળુ, હસમુખો અને ઉદ્યોગી હતો. નિશાળમાં બહુ વિદ્યા સંપાદન કરી નહતી છતાં વિદ્વાન્ પતિના સમાગમ પછી વિદ્યા પ્રત્યે અનુરાગ થયો હતો; અને નવરાશના વખતમાં પુસ્તકો અને માસિકો રસથી વાંચી જ્ઞાન વધારવા હમેશ તત્પર રહેતી.

શિરીષ અને રેણુકાના દંપતિ જીવનમાં સ્નેહની ઉષાનો મીઠો, કોમળ પ્રકાશ ઉગ્યો હતો. માત્ર કોક વખત જ્યારે રેણુકા હઠીલી થતી ત્યારેજ વાદળની શ્યામ છાયા, આ ઉષાના પ્રકાશપર આછો પટ પાથરતી.

૨.

આજે શ્રાવણ માસનો સોમવાર હતો. શ્રાવણ માસનો સોમવાર એટલે ગામ બહારના નીલકંઠ મહાદેવના મંદિરે લોકોની મોટી ઠઠ થતી. દેવદર્શનના લાભ ઉપરાંત આસપાસની લીલી મનોહર ભૂમિની અને વનદેવતાના હિંચતા લતાકુંજોની શોભા પણ અહીં અલૌકિક હતી. સૌંદર્ય રસિકો, આ સૌંદર્યને પૂજવા–શ્રદ્ધાળુ ભકતો પ્રભુને નમવા–એમ જુદા જુદા ઉદ્દેશથી માણસો આ પ્રદેશ તરફ ફરવા આવતા; અને ઘડી બે ઘડી અંતઃકરણની ચિંતા વિસરતા.

રેણુકા પણ આજે નીલકંઠ મહાદેવના દર્શને જવા વિચાર કરતી હતી. પાસે એક પડોશણ પોતાના સંસ્કાર રહિત વિચારોથી, એના વિચારને ઉત્તેજન આપતી હતી. એટલામાં શિરીષ કોર્ટમાં જવા મેડીએથી ઉતર્યો. આજે એને કોર્ટમાં એક કેસ હતો.

રેણુકાએ પૂછ્યું, 'આજે નીલકંઠ મહાદેવ જવું છે તે જઉં ને?'

શિરીષે હસતાં હસતાં કહ્યું: 'તમારા ઘરમાં ઇશ્વર છે તેને તો પૂજો; આજે વળી ત્યાં જવાનું શાથી મન થયું?'

રેણુકાએ હસતાં હસતાં જવાબ આપ્યો, 'જ્યારે ઘરના ઇશ્વર મુકી બહાર જતા રહે, ત્યારે મહેશ્વરને પૂજવાજ પડેને.'

શિરીષે કહ્યું: 'ત્યારે, આજે જતાં નહિ, આવતે સોમવારે હું પણ સાથે આવીશ. આપણે સાથેજ મહેશ્વરને પ્રસન્ન કરીશું.'

રેણુકાને તો આજેજ જવું હતું. એને આ વિચાર રુચ્યો નહિ. ચ્હેરાપર ગ્લાનિ પથરાઇ ગઈ. કાંઇ પણ જવાબ આપ્યા સિવાય ઘરના કામમાં લાગી ગઇ. રેણુકાના મનમાં તો હજી એજ વિચારમાળા ચાલતી હતી. 'મ્હને ના કહી, આટલી નજીવી બાબતમાં પણ મ્હારી ઇચ્છા નહિ, એમનો મ્હારાપર આટલોજ સ્નેહને?'

શિરીષ કોર્ટમાં ગયો. પડોશણ મુંગે મ્હોંએ રેણુકાના ચ્હેરાની રેખાઓ ઉકેલતી હતી. પડોશણ બોલી: 'રેણુકા બ્હેન! એ તો પુરૂષોનો સ્વભાવ પડ્યો; સ્ત્રીઓની ગમે તે બા-

બતમાં એમના મ્હોંમાંથી હા, નીકળતીજ નથી. તમે તમારે આવજોને, આપણે બધા જઇશું અને વળી એમને ક્યાં ખબર પડવાની હતી કે તમે ગયાં હતાં ?'

રેણુકા આખરે સ્ત્રી હતી. શિરીષપર સ્નેહ છતાં શિરીષનું હૃદય ઓળખતી છતાં-એક પડોશણ પોતાના ઘરમાં પોતાનું કશુંય ચલણ નથી એમ બ્હાર વાત કરે, એ ગમ્યું નહિ. 'શિરીષ જાણશે તો પોતાના માટે શું ધારશે ?' એ વિચાર આવતો. 'પણ એ શી રીતે જાણવાના હતા; એમના આવતા પહેલાં તો ઘેર આવતી રહીશ.' આવા ખોટા સાન્ત્વનથી વિચારને દાબી રાખ્યો. નિલકંઠ મહાદેવ જવાનો ઠરાવ થઇ ગયો.

## ૩.

આકાશ સ્વચ્છ હતું, વર્ષાઋતુ છતાં મેઘના આછા આછા ધોળા રૂના ઢગલા સિવાય આકાશની ભૂરી ગહનતામાં કશું જણાતું નહિ. રેણુકા અને બે ત્રણ સ્ત્રીઓ નિલકંઠ મહાદેવ જવા નીકળી.

લગભગ અર્ધો રસ્તો ખૂટયો હશે. શહેરની સીમ ઓળંગતાં, વનની પ્રતીતિ કરાવતી લીલી વૃક્ષઘટાની હાર બાજુના ક્ષેત્રને છાયા ઢાળતી ડોલતી હતી. કોક કોક આમ્રકુંજમાંથી મોરના રણકારા ઉત્પન્ન થઇ આસપાસના પ્રદેશમાં શમી જતા હતા.

એકાએક પવન જોસભેર વાવા લાગ્યો. વૃક્ષની શાખાઓ હર્ષથી ઉન્મત્ત બની હોય તેમ ઉછળી ઉછળી બીજી શાખા સાથે તાળી લેવા લાગી. આકાશની સ્વચ્છતા પર શ્યામતા ફરી વળી. ગહન નભોમંડળનો ઇંદ્રિ અને વૃત્રની યુદ્ધ ગર્જનાનો પ્રચંડ નાદ દિશાઓ ફાડી ફાડી પૃથ્વીપર વ્યાપી ગયો. વર્ષાદની બાણધારા પણ પૃથ્વીપર સખ્ત જોરમાં પડવા લાગી.

રેણુકા અને સાથેની સ્ત્રીઓ બીકથી ધ્રુજવા લાગી. વર્ષાદના પ્રહારથી બચવા ફાવે તેમ ઝાડનો આશ્રય લેવા આમતેમ દોડી ગઇ.

પાસે એક બાવાની પર્ણકુટી હતી. રેણુકા પલળતી પલળતી પર્ણકુટીના છાપરા નીચે લપાઇ ઉભી રહી. એક બાવળની શૂળ દોડતાં પગમાં પેઠી હતી. થોડી વેદના થતી હતી. અંદરથી લોહી પણ વ્હેતું હતું. જેવો કાંટો કાઢવા પગ ઉંચો કરે છે, તેવામાં એક કાળો સાપ પાસેના ઝાડની બખોલમાંથી દોડતો આવતો જોયો. રેણુકા બહુજ બ્હીની, ભયથી ચીસ પાડી દોડી. પાસે એક ભાંગ લસોટવાની પથ્થરની શિલા પડી હતી. તેનાપર પડી, બેશુદ્ધ થઇ ગઇ. કપાળમાં સખ્ત વાગ્યું હતું. લોહીની ધારા એક લાલ રંગની રેખા હોય તેમ આસપાસના વર્ષાદના જળમાં થોડી ક્ષણ ટકી જળમાં ડુબી જતી હતી.

## ૪.

દોઢ બે માસના મંદવાડ પછી રેણુકામાં આજે ફરવાની શક્તિ આવી છે. આ મંદવાડમાં શિરીષે બની શકે તેટલી રેણુકાની સેવા કરી હતી. પ્રભુ કૃપાથી રેણુકા બચી ગઈ હતી.

આજે શરદ્પૂર્ણિમા હતી. આકાશમાં ચંદ્રની ધવલ મૂર્તિ પૃથ્વીનો આનંદ જોવા નિકળી હોય તેમ પ્રસન્ન મુખથી પૃથ્વી તરફ દૃષ્ટિ કરતી પ્રયાણ કરતી હતી. શિરીષ અને રેણુકા અગાશીમાં ચંદ્રિકાનો, શાંત, તેજોમય આનંદ લેતાં બેઠાં હતાં. રેણુકાના કપાળમાં ઘાનું ચાઠું હજી રહ્યું હતું. ચંદ્રિકાના પ્રકાશમાં એના સફેદ મુખપર કાળી લીટી જેવું લાગતું હતું. શિરીષ એના સામું આશ્ચર્યથી જોઇ રહ્યો હતો.

રેણુકાએ પૂછ્યું: 'હમે મ્હારા ચ્હેરા સામું જોતા જોતા કાંઇ ઉંડા વિચારમાં પડયા હો એમ જણાઓ છો નહિ?'

શિરીષે ઉત્તર આપ્યો, 'હમારા કપાળમાં એક કાળી લીટી જણાય છે. તમે ભૂલ ભૂલમાં ત્યાં મેશવાળી આંગળી અડકાડી નથી ને?'

રેણુકાએ કપાળ લોહ્યું; કાળી લીટી હજી ત્યાંજ હતી. શિરીષે કહ્યું 'હજી એ રહ્યું, ભમરની સ્ટેજ ઉપર.'

રેણુકાએ હાથ લીટીપર મૂક્યો, સ્હમજી ગઇ; શરમાતી શરમાતી બોલી, 'એ તો આશા ભંગનું કલંક.'

શિરીષ હસ્યો, રેણુકા શરમાતી શરમાતી અગાશીના પથ્થરના આંકા ગણતી હતી.

**લ. હ. જોશી,** એમ. એ.

# हिंदनी आर्थीक स्थिति अने देशी कारीगरीने उत्तेजन.

આગાઉના વખતમાં આપણા આ ભારતવર્ષમાં રામ, દુષ્યંત, વિક્રમ, ભોજ વગેરે પ્રજાપાલ રાજાઓ રાજ્ય કરતા હશે. વળી આ ફલદ્રુપ દેશમાં વણાતાં કપડાં છેક યૂરોપખંડ સુધી વખણાતાં હશે. તેના બહોળા વ્યાપારથી દેશ દેશનું દ્રવ્ય તણાઇ આવતું હશે. જે વખતે તરેહ તરેહના મશાલા કરીઆણું અને બીજી મોંઘી ઉપયોગી ચીજો જથ્થાબંધ પરદેશમાં જતી હશે તે વખતે આ રળીઆમણા દેશમાં આવી રહેલાં શહેરો કેવાં આબાદ હશે અને લોકોની સામાન્યપણે સ્થિતિ કેવી સારી અને આબાદ હશે. જેમણે અયોધ્યા, સુરત, ખંભાત, ભરુચ, દીલ્હી, મુર્શીદાબાદ એવા અસલી શહેરો વિષે સાંભળ્યું હશે. જેમણે પાટણના ભંડારો ને ખંડીએરોને નજરથી જોયા હશે જેમણે આબુ, પાલીતાણા, ગીરનાર, વિગેરે જૈન મંદીરો જોયાં હશે, જગતશેઠની સમૃદ્ધિ વિચારી હશે, જેમણે આ દેશની દોલત વિષે પરદેશીઓની અદેખાઇને લાલચ વિષે સાંભળ્યું હશે, જેમણે સોમનાથ મહાદેવની મૂર્તિમાંથી મહમદ ગીઝનવીને મળેલા અખૂટ ખજાનાનો અડસટ્ટો કાઢી જોયો હશે. નાદીરશાહ, અહમદશાહ, અબ્દેઅલી, મહમદ ઘોરી, તૈમુર લંગડો વગેરેને હિંદમાંથી ધન લઇ ગયા તેનું અનુમાન કાઢી જોયું હશે, તેમની જરૂર ખાત્રી થવી જોઇએ કે અસલના વખતમાં આપણા દેશની આબાદી ઘણી વધારે હોવી જોઇએ.

પરદેશીઓની સ્વારીઓ થવાનું મોટું કારણ આપણા લોકોનું કુસંપ અને જોડે સમૃદ્ધિ પણ હતું એમ જણાય છે. તે ઠાઠમાઠ ને આબાદી અત્યારના વખતની જોડે સરખાવતાં દરેક સ્વદેશ પ્રેમીનું કાળજુ બળ્યા વગર રહે નહિ. એ ઠાઠમાઠ ને આબાદી ક્યાં ગયાં અને કેમ ગયાં તેનો દરેક સમજુ માણસે યત્ન કરવો જોઇએ. દેશના લડાયક યોદ્ધામાં કુસંપનું બીજ રોપાતાં તેમનામાં ને બીજી વર્ણોમાં દુર્ગુણ ને અજ્ઞાનતાનો પ્રવેશ થતાં આ પવિત્ર જમીન ઉપર પરદેશીઓનાં પગલાં આવતાં લક્ષ્મી ને વિદ્યા એ બંનેએ સાથે કુચ કરવા માંડી. વળી લોકોએ પોતે પોતાની કારીગરીમાં જમાનાને અનુસરતો ફેરફાર કર્યો નહિ. અમારા બાપદાદાઓ આવા હતા ને તેવા હતા એમ વાતો કરતા પણ પોતે તેવા થવાનો પ્રયત્ન કરતા નહોતા. જેમ વર્ષો જતાં જાય તેમ કાળને અનુસરતો ફેરફાર કરવો જોઇએ તે કર્યો નહિ.

એ પણ પડતીનું કારણ છે. જેમ સ્ત્રીમાં વધારે રૂપ તેમ તેની આબરૂ લૂંટાવાની ધાસ્તી વધારે. તેજ પ્રમાણે આ ધનાઢ્ય અને સુશોભીત દેશને લૂંટી, લગડી, બેહાલ કરવાની આતુરતા રખડતા ને ગરીબ પરદેશીઓમાં જોસબંધ ઉત્પન્ન થઇ.

તે જોરાવર ને ઝનુની પુરૂષોએ સુકુમાર અને આનંદી હિંદ પુત્રો ઉપર વારે વારે હુમલા કરી તેમને બલહીન કર્યા, તેમને નષ્ટ કર્યા, તેમનાં પવિત્ર ધામો ભ્રષ્ટ કર્યા અને જ્યાંથી મળી આવ્યું ત્યાંથી અગણીત દ્રવ્ય ઉપાડી ગયા. આ પ્રમાણે લૂંટાતા છતાં હિંદુસ્તાનમાં કારી જખમ લાગતો નહોતો, કારણ કે આખા હિંદુસ્તાનની ફળદ્રુપ ભૂમી સારી રીતે પુરી પાડતી પરંતુ પાછળથી પરદેશીઓને દેશ પચાવી પાડવાની દાઢ સલકી અને અંતે તેઓ દેશના ધણી થઇ પડયા. આ પ્રમાણે તે રાજ્યો થર પડવાથી દેશની દોલત બહાર જતી અટકી. પણ એથી સાંસારિક, ધાર્મીક અને રાજકીય સ્થિતિ બગડતી ચાલી. આ પ્રમાણે મુસલમાનોની ધુંસરીએ જોડાતાં ધર્મ, સુખ, વિદ્યા ને કારીગરી એ સૌને કારી જખમ લાગ્યો. મુસલમાનો પછી આ દેશની લગામ આપણા અંગ્રેજ સરકારના હાથમાં આવી. એ શાણી ને સુધરેલી સરકારથી અગાઉના જેવી સ્થિતિ આવશે એમ લોકો આશા રાખવા બેઠા. અંગ્રેજ સરકારના રાજ્યથી જૂલમ ઘટયો, દેશમાં સુલેહ શાંતિ પ્રસરી, થોડે થોડે વખતે લોકોને જ્ઞાન આપવાનો અને હાલત સુધરે તેના પ્રયત્નો પણ પરમાર્થી અને ન્યાયી અમલદારોની મહેરબાનીથી થવા લાગ્યા. અંગ્રેજ સરકારના રાજ્ય જેવું સુખ આગળ એક પણ રાજ્ય તરફથી મળ્યું નથી અને એ રાજ્યથી હિંદુ લોકોને અવાપિ સુધી સુખ ને નિવૃત્તિ મળ્યાં છે. આવાં સુખો ને નિવૃત્તિ મળવાથી આપણે હવે આપણી કંગાળ સ્થિતિ સુધારવા તરફ લક્ષ આપવું જોઇએ પણ તે કરવામાં લોકોની વૃત્તિ પછાત છે. નામદાર સરકારે આપણા લોકોને રાજ્ય કારભારમાં સારા દરજ્જાની નોકરી આપી તેમજ નાની પણ આપી, પણ નોકરી કરનારાઓમાં પોતાના દેશ તરફની લાગણી ધરાવનારા કવચિતજ હોય છે. હાલના સમયમાં બીજા દેશોની કારીગરીની ચીજો અત્રે આવી શકે છે તે સગવડ આપણી સરકારે કરી આપી કારણ કે લોકો તે કારીગરી જોઈ પોતે પણ કળાવાન થવાનો પ્રયત્ન કરે. પણ આપણે આપણાપણું ના વિચારી દેશની કારીગરીને રસ્તામાં રાખી વિદેશી વસ્તુઓના દાસ બન્યા ને આવી ખરાબ દશાને આપણે હાથે આવકાર આપીને બોલાવી. હિંદમાં નામદાર સરકારે સુલેહ શાંતિનો મોટો લાભ આપ્યો તે એ માટે કે આપણે તે વખતમાં ઉદ્યોગ ને સદ્ગુણોને વધારીએ પણ સલામતીનો વખત આળસુ, વ્યસની ને હોટલમાં વટલી વંઠી જવામાં કર્યો. બધી ન્યાતોને તોડી નાખવા, વિધવા વિવાહ કરાવવા, એવી ગરબડો કરી આવો સુલેહ શાંતિનો વખત અયોગ્ય રીતે વાપર્યો અને ખાનપાનમાં દિવસે દિવસે નીચ બની તનથી, મનથી ને ધનથી ખૂઆર થયા. નામદાર સરકારે લોકો પોતાનો કારભાર પોતાને હાથે કરે તે વાસ્તે આપણને સ્થાનિક સ્વરાજ્ય આપ્યું તેમાં આપણે બીજું કાંઈ નહિ પણ પ્રજાને ખોટા એશઆરામ ને કરના વધારાનોજ વારસો આપ્યો. વળી કૌંસીલોમાં ને વડી ધારાસભામાં કૌંસીલરોએ પોતાના દેશનો વિચાર કર્યા વગર દેશને નુકશાન થશે કે ફાયદો થશે તેનો વિચાર કર્યા વગર ધસારાબંધ ઠરાવો પસાર કરવામાં પોતાની હુશિયારીનો ઉપયોગ કર્યો.

આવી રીતે નામદાર સરકાર ઉચ્ચ ધારણાથી આપણને ઉચ્ચ સ્થિતિમાં લાવવાને પ્રયાસ કરે ત્યારે આપણે તેનો આવી રીતે ઉપયોગ કરીએ છીએ. નામદાર સરકારે આપણને વધારે

સવળ પડે તે સારૂ વેપાર રોજગારના સત્તાવાર આંકડા પ્રસિદ્ધ કર્યા ત્યારે આપણે આપણું પોત ગુમાવી તેના ભાવ ઉપર સટ્ટા કરવા માંડયા. આવી રીતે આપણે દિવસે દિવસે ખરાબ થઇએ છીએ. ભારતવર્ષનું હીત દેખાદેખી કામ કરવાથી થશે નહિ પણ પોતાની શક્તિ, પુરૂષાર્થ વગેરે બધાનો વિચાર કરી ધીમે ધીમે આગળ વધવું જોઇએ.

હવે આપણે દેશમાં વસતી દરેક જાતના લોકોની સ્થિતિ તપાસીએ ને પછી કેવી રીતે સુધરી શકે તેનો વિચાર કરીશું. દેશની પ્રજાનો મોટો ભાગ ખેડુતવર્ગ દેશને પોષણ કરનારો, દેશની આબાદી વધારનારો અને નામદાર સરકારને મોટી ઉપજ કરી આપનારો વર્ગ છે. તે લોકોમાંના ઘણાખરાની હાલત દયા ઉપજવા જોગ છે. બિચારા અહોરાત માથાતોડ મહેનત કરવામાં ગુજારે છે. ચોમાસાની વરસાદની ઝડીઓ પડતી હોય તે વખતે તેઓ તેમનાં બૈરી છોકરાંઓ અડધી નગ્ન અવસ્થામાં અડધા ભૂખમરા સાથે પલળતાં શરીરે પોતાના ખેતરમાં હળ હાંકતાં, ખાતર પૂરતાં, રોપણી કરતાં અને નીંદતા ( વાઢતાં ) હોય છે, આસો મહિનાના ગરમ તાપમાં ઉઘાડે અંગે અનાજની કાપણી કરતાં કે લણતાં જોવામાં આવે છે અને શીયાળાની કડકડતી ટાઢમાં પોતાના ખેતરમાં બીજવારની વાવણી સારૂ મહેનત કરતાં જોવામાં આવે છે. આ પ્રમાણે ટાઢ, તડકો ને વરસાદની દરકાર કર્યા વગર વર્ષનો મોટો ભાગ અસહ્ય મહેનત કરવામાં ગુજારે છે. આટલું કરવા છતાં તેઓને પેટભરીને ખાવાનું મળતું નથી. મોસમમાં ધાન્યના ઢગલા જોઇને રાજી થાય છે પણ તેમની ખુશાલી થોડા વખતની છે. એમ તેઓ સમજતા નથી કે તમો રૂપીઆ ધીરનાર તમારા શાહુકારોના એક જાતના ગુલામ સરજેલા છો. તમારી મહેનત તેમની મોજમજાહને માટે છે અને જે કાંઇ હલકી જાતનું અનાજ તમારા વાસ્તે રહે ને બચે તે ઉપર તમારે ગુજરાન કરવાનુ છે. તમને ભોળાઓને વેપારીઓ અનેક રીતે ઠગી જાય છે તેથી તમો તેઓના કરજમાં હમેશના ડુબેલા છો. તમારૂં અનાજ કોઠીઓમાં દાટી દ્યો તે અગાઉ તેઓ ઢગલેથીજ બધું ઉસરડી જાય છે. વળી લેણદારોનું મન તમો મહા મુશીબતે મનાવી પણ ન રહ્યા હોતા નથી તેટલામાં સરકારનો તકાદો થાય છે. સરકારને વખતસર રોકડા રૂપીઆ જોઇએ છે માટે તે તમારે ભારે વ્યાજથી કાઢી લાવવા પડે છે અથવા ઉંચી જાતનું અનાજ થોડું રહ્યું હોય તો ગમે તે ભાવે વેપારીને વેચી દેવું પડે છે. આથી તમારી કોઠીઓ ખાલીજ રહે છે. સારામાં સારા ઘઉં ને સારામાં સારી કમોદ થોડા દિવસ ચાલે તેટલું રાખવાને તમો તેમને કહો—અરજ કરો તોએ પણ તે કઠોર હૃદયના કાંઇ પણ ગણકારતા નથી. કદાચ તમો સંતાડી દ્યો તો કોઇવાર તે લોકોનો માર પણ ખાવો પડે છે. સારા ઘઉં ને સારા ચોખા એ કંગાલ ખેડુતોનું અસહ્ય મહેનતનું ફલ છે પણ તેનો ઉપયોગ કરવાને શક્તિવાન થતા નથી પણ તેમનો થોડા ઉપર તો જરૂર હક છે તો પણ બિચારા ખેડુતો હલકી જાતનું અનાજ વર્ષ ચાલે તેટલું રહેવા દે તો તેઓ નારાજી થતા નથી કારણ કે ઉપલા વર્ગ જેવો તેમનામાં શોખ નથી અને હલકી જાતના અનાજથી પણ ચલાવે છે પણ તેઓ બિચારા ઘણા અજ્ઞાન હોય છે. હલકી જાતનું અનાજ જે કોઠીમાં રહ્યું હોય તો તેઓ ધારે કે કુબેર ભંડારીનો ભંડાર કદી પણ ખૂટવાનોજ નથી એમ પોતાને ધારે છે. જે તેઓ છૂટથી વાપરે છે અને દરેક ચીજ બીચારાઓને દાણા સાટે લેવી પડે છે અને ઘણું તેઓ માગણોને દાણાજ આપે છે. આ પ્રમાણે હોળી આવતાં સુધી તેઓનાં હાંલ્લાં કુસ્તી કરવા માંડે છે. વળી એવી કહેવત છે કે 'આવી હોળી પરવાર્યા કોળી' તેનો

દેખીતો અર્થ કામથી નવરા પડયા તેમ થાય છે પણ ગર્ભીત અર્થ તેઓની પાસે ઉદરપોષણનાં સાધનો ખૂટયાં તેવો થાય છે. ઉનાળાની શરૂઆતથીજ ઘણાખરાની હાલત આવીજ રીતની હોય છે. પછી તેઓને કરજે નાણાં લાવવાં પડે છે તે વખતે શાહુકારો તેઓને ઘણા પજવે છે અને જે વ્યાજ માગે તે વ્યાજે નાણાં તે ગરીબ લોકોને લાવવાં પડે છે. આવી રીતે તેઓ ઘણીજ દુઃખી જીંદગી ગુજારે છે. વળી લેણદારો સરકારના ગણવર્ષની મુદતને લીધે તેઓ તુરતજ ગણ વર્ષની અંદર જો દુકાળને લીધે નાણાં ન ભરાય તો તેઓના ઉપર દાવાઓ કરે છે ને જમિઓ મૂકાવે છે અને તેઓની પાસેથી લેણું વસુલ કરે છે. આ પ્રમાણે ખેડુતવર્ગની સ્થિતિ ઘણી કઢંગી છે.

હવે આપણે મજુરો ને કારીગરોની વાત કરીએ. ઘણીવાર મજુરોની ને કારીગરોની રોજી ઉપર આખા દેશની આવકનો અડસટો કરાય છે જેમ રોજીના દર ભારે તેમ લોકોની સામાન્યપણે સ્થિતિ સારી હોય તેમ અટકળ કરાય છે. નવા વેપારના કારખાનાને કામ વધારે તેમ રોજીના દર વિશેષ. આ વાત સિદ્ધ છે. આપણા દેશના મજુરોની સરાસરી ત્રણથી ચાર આના મળે છે અને મોટા શહેરોમાં પાંચથી ૭ આના મળતા જોવામાં આવે છે. (અપૂર્ણ.)

શા. ચંદુલાલ ગોકળદાસ, મુ. અમદાવાદ.

# શ્રી મહાવીરપ્રભુની જયંતિ પ્રસંગે શિક્ષાવચનો.

૧. જીવનની એક ક્ષણ કરોડો સોના મહોરોથી પણ ખરીદી શકાતી નથી. તેને વ્યર્થ ગુમાવવા જેવી બીજી કઇ નુકસાની છે?

૨. સદઉપયોગ સદ્ભાગ્યનો સહોદર છે, આજની કીંમત આવતી કાલથી ડબલ છે. આજે બને તે કાલ ઉપર રાખો નહિ.

૩. વખત કુદરતનો ખજાનો છે, ઘડી અને કલાકો તેની તીજોરીઓ છે, પળો કે ક્ષણો તેના કીમતી હીરા છે, ડાહ્યા માણસો કીમતીમાં કીમતી હીરાને ગુમાવવા કરતાં એક પળને વ્યર્થ ગુમાવવામાં વધારે નુકસાની સમજે છે.

૪. જ્ઞાન અને વિવેક ખરી આંખો છે, એના વિના માણસ છતી આંખે આંધળો છે, તે ખાડામાં પડે તેમાં નવાઇ શું?

૫. ડોક્ટર, બેરીસ્ટર કે પ્રોફેસરની ડીગ્રી મેળવવામાંજ કેળવણીનો હેતુ પુરો થતો નથી, પણ જાહેર સેવા બજાવવામાં અને આત્મશ્રેય સાધવામાં તેનો ખરો હેતુ પાર પડે છે. ખરી રીતે જેનાથી મન મારતાં શીખાય તેજ ખરી કેળવણી.

૬. જે માણસ પોતાની ઇચ્છાને કાબુમાં રાખી શકે નહિ, તે જીવનની મુશ્કેલીઓ દુર કરી વિજય મેળવી શકે નહિ.

૭. સમાજસેવા અને દેશસેવા એ ઉત્તમ છે પણ આત્મસેવા એ સર્વથી ઉત્તમ છે, કેમકે જગતનાં સર્વ પ્રાણીઓને આત્મવત ગણે, પરધન પથ્થરસમ ગણે, અને પરસ્ત્રી માતા તુલ્ય માને, તેનાથીજ આત્મસેવા થઇ શકે છે.

૮. પ્રશંસાની ઇચ્છા રાખો નહિ પણ પ્રશંસા થાય તેવાં કાર્યો કરો, કીર્તિ સત્કાર્યની સાથેજ રહે છે.

૯. જો તમારે મોટા થવું હોય તો પ્રથમ નાના બનો, ઉંડો પાયો નાંખ્યા વિના મોટું મકાન ચણી શકાતું નથી.

૧૦. મોટાઇનું માપ ઉંમરથી કે શ્રીમંતાઇથી નહિ પણ અક્કલથી કે ઉદારતાથી થાય છે. માટે ડાહ્યા અને ઉદાર બનો.

૧૧. તલવારની કીંમત મ્યાનથી નહિ પણ ધારથી થાય છે તેમ માણસની કીંમત ધનથી નહિ પણ સદાચારથી થાય છે.

૧૨. વેર લેવું એ હલકાઇનું કામ છે; ત્યારે ક્ષમા કરવી એ મોટાઇનું કામ છે; વૃક્ષો પથ્થર મારનારને પણ ફળો આપે છે.

૧૩. વાદળાંઓ વરસે અને વૃક્ષો ફળે ત્યારે નીચે નમે છે, તેમ સમૃદ્ધિ પામ્યા પછી વધારે નમ્ર બને તેજ સજ્જન ગણાય.

૧૪. વરસાદ માંગ્યા વગર વરસે છે તેમ સજ્જનો માગ્યા વગર પોતાની સમૃદ્ધિ પરોપકારનાં કામોમાં ખર્ચે છે.

૧૫. મોટી પદવીએ ચઢ્યા પછી ગરીબોના ઉપર દયા ન રાખે તેજ શેતાન, શેતાનના ઉપર કાંઇ શીંગડાં ઉગતાં નથી.

૧૬. સખાવત સ્વર્ગની કુંચી છે અને દયા ખાનદાનીનો ખજાનો છે, પથ્થર જેવા હૃદયની સાથે ખાનદાની રહેતી નથી.

૧૭. નદીનું પાણી અસલ સમુદ્રમાં ભળે છે, તેમ દાન આપનારની દોલત પાછી વ્યાજ સાથે દાતાનેજ મળે છે.

૧૮. ભુંડાઇને બદલે પણ ભલાઇ કરે અને અપકારીનો પણ ઉપકાર કરે તે ખરો સત્પુરૂષ સમજવો.

૧૯. ચડતીમાં ગર્વ ન કરે, પડતીમાં ખેદ ન કરે અને શરણાગતનો કદી પણ ત્યાગ ન કરે, તેજ મોટો માણસ.

૨૦. સાંભળે કે ગ્રહણ કરે તેનેજ શીખામણ આપવી સારી, મૂર્ખને શીખામણ આપવી તે સર્પને દુધ પાવા બરાબર છે.

૨૧. બીજાને ઠપકો આપો તેજ અવગુણ પોતાનામાં હોય તો પ્રથમ પોતાનો અવગુણ દુર કરવો, પછી બીજાને કહેવું.

૨૨. ચોર, વ્યભિચારી, ધર્મદ્રોહી, રાજદ્રોહી, માણસથી હમેશ દુર રહેવું, તેમની સોબત પાયમાલીમાં ઉતારનારી છે.

૨૩. અનેક યુદ્ધોમાં જીત મેળવનાર યોદ્ધા કરતાં મનોરાજ્ય ઉપર જીત મેળવનાર મોટો યોદ્ધો ગણાય.

૨૪. શ્રીમંતો અને ત્યાગીઓને સંતોષમાં જે સુખ મળી શકે, તે સુખ બીજી કોઇ પણ ચીજમાં મળતું નથી.

૨૫. ધનમાં, મોજશોખમાં અને ખાવા-પીવામાં સંતોષ રાખવો, પણ જ્ઞાનમાં, દાનમાં અને ધર્મમાં સંતોષ ન રાખવો.

૨૬. જેનાથી દુખ મટે તેનીજ પાસે હૃદય ખોલવું, જેની તેની પાસે હૃદય ખોલવાથી માણસની હલકાઇ થાય છે.

૨૭. અજીર્ણ કરતાં કરજ વધારે ઝેરી છે, અજીર્ણ ખાનારનેજ મારે છે; ત્યારે કરજ દીકરાના–દીકરાને પણ મારે છે.

૨૮. ઉત્તમ પુસ્તકો સત્સંગ જેટલું કામ કરે છે, ત્યારે ખરાબ પુસ્તકો સત્સંગની સારી અસરને ભુંસી નાખે છે.

૨૯. ધર્મનું મૂળ વિનય છે;-કપટથી નહિ પણ ખરા દીલથી વડીલો, સજ્જનો અને ગુરૂઓનો વીનય સાચવવો.

૩૦. ઉપકારીનો ઉપકાર ભુલી જનારમાં માણસાઇનો ગુણ રહી શકતો નથી. પશુઓ પણ ઉપકારનો બદલો વાળે છે.

૩૧. અંદર અંદર લડોમાં, પ્રભુને પગલે ચાલો.

( કા. ટા. ઉપરથી મોકલનાર પોપટલાલ કેવળચંદ શાહ, અમદાવાદ. )

---

## काव्यकुंज.

### उन्नत जीवनने कारणे.

છો હોય સરવરનૂં સલિલ ડ્હોળાયલૂં: પણ તે પરે—
ખીલી રહેલાં અમલ કમલોનો અનાદર કો કરે ?
" ડ્હોળાણુ " નિર્મળ વસ્તુને લાંચ્છન લગાડી ના શકે.
ઉન્નત જીવનને કારણે અનુકરણ સદ્‌ગુણનાં ઘટે. ૧.

કંટક દીસે સૌન્દર્ય ને માધુર્યભર ગુલ–છોડવે,
કોણે કહ્યું કે પાપ છે મંજુલ ગુલ ફૂલ અનુભવ્યે ?
ગુલાબને જો ચ્હાય તો ક્યાં લક્ષ્યબિન્દુ કંટકે ?
ઉન્નત જીવનને કારણે અનુકરણ સદ્‌ગુણનાં ઘટે. ૨.

શાન્તિ શીતળ રેલે શશિ–ઢોળે અમીમય ચન્દ્રની,
આ લ્હાવ ત્યજશે કોણ શશિમાં ખામી દેખી ડાઘની ?
ને લાભ શુભ ગુમાવનારાનાં જીવન શા પર ટકે ?
ઉન્નત જીવનને કારણે અનુકરણ સદ્‌ગુણનાં ઘટે. ૩.

સરિતા તણાં નિર્મળ જળે નિહાળીને કર્દમ ઠર્યો,
પૈકી તૃષાળુ પથિક ક્હો કોણે અનાદર છે કર્યો ?
હરતાં સ્પૃહા કર્દમ બદલ જળની, જીવન શા પર ટકે ?
ઉન્નત જીવનને કારણે અનુકરણ સદ્‌ગુણનાં ઘટે. ૪.

દેખાય કદ્દરૂપો અને કાળો ચિતારો રૂપમાં,
અનુરાગ ક્યમ ઓછો થશે છે ચિત્ર જેનું અનુપમ;
કદિ શુષ્ક સુખડીઆ થકી મીઠાશ મીઠાઇની મટે ?
ઉન્નત જીવનને કારણે અનુકરણ સદ્‌ગુણનાં ઘટે. ૫.

છો હોય કવિ કંઠે બસરા સૂરનો-સંગીતમાં,
કરશે ઉપેક્ષા કોણ તેના કાવ્ય ભાવ-લલિતનો ?
શું ભોગ આદર્શ વસ્તુનો એકાદ-બે છિદ્રો સરે ?
ઉન્નત જીવનને કારણે અનુકરણ સદ્‌ગુણનાં ઘટે. ૬.
"સદ્‌ગુણ ભૂલે, છિદ્રે ફૂલે" તુજ વ્યર્થ નિજ વગોણું છે:
થઇ સ્વસ્થ પૂછ તુજ આત્મને કે કોણ છિદ્ર વિહોણું છે?
અથવા ગણે તું છિદ્ર તે ક્યમ સત્ય હરગિજ હોઇ શકે?
ઉન્નત જીવનને કારણે આદર્શ ઉચ્ચ ધરવો ઘટે. ૭.

**કેશવ હ. શેઠ.**

---

## અધીરાં માનવ.

"ઉપયોગિતા નહિ યોગ્યતા ત્યાં ઇચ્છવું શું કાળનું ?
ના કદર લાયકની મળે" આ મ્હેણું માનવ બાલનું !
નહિ શૌર્ય, શ્રદ્ધા, આત્મબળ કે નૂર ઉર ઉચ્ચાશયો,
ને માનવી અધીરાં ગુંજારે કાળ—રોતાં રોદણાં. ૧.
ખોદાઇને, ગૂંદાઇને, ટીપાઇને, તાપે તપી,
તૈયાર થાતાં કુમ્ભ પામે સુશિજીવન—જળ યદિ !
બહુ પાત્ર વણ તેડ્યાં મળે જોઇ પાત્રતાને પોત્રમાં;
શીદ માનવી અધીરાં ગુંજારે કાળ—રોતાં રોદણાં ! ૨.
સુરંગથી ખોદ્યો ત્યજી પાષાણ આવેલાં અહીં,
હેને મહારી, ઘડી, પૂરી બારિક રચનાને મહીં;
તૈયાર તે થાતાં ચહે દિવાલ વીંસતે જન ઘણાં,
કાં માનવી અધીરાં ગુંજારે કાળ—રોતાં રોદણાં ? ૩.
અજવાળતો મન્દિરને જો દીપ પ્રકટેલો હશે,
તો ન્હોતર્યો સિવાય શું ને પતંગિયાં ત્યાં આવશે ?
ઓજસતણાં ને રસતણાં નત્ર કોણ લે ઓવારણાં !
રે ! માનવી અધીરો ગુંજારે કાળ—રોતાં રોદણાં ! ૪.
શું ? ચન્દ્ર નિમંત્રણ કરે છે—ચન્દ્રનીને પાથરી ?
વ્હેતાં દીસે જો ઝરણું કેવળ ઉચ્ચ ભાવો આદર્શી;
ને પાન્થ, પાનાર્થે ઘણા આવે વટાવી જોજનો :
અહા ! માનવી અધીરાં ગુંજારે કાળ—રોતાં રોદણાં ! ૫.
કદિ કોહિનૂર પર થર ચડે દડનો: તથાપિ શું થયું ?
નહિ રત્ન સાચું દટાયલું રહેશે : અને નથી યે રહ્યું;
લાયક થતાં લાયક મળે શ્રદ્ધા ન કેવળ હૃદયને !
શ્રદ્ધા અને પુરૂષાર્થવણ લાયક થવાતું ના બને. ૬.

**કેશવ હ. શેઠ**

## मोरलियो !!

પ્રેમ તણાં ગીતલડાં ગાતો, ઉર સરવરમાં પ્રિતે ન્હાતો;
કવિયોનાં દ્રષ્ટાંતો દેતો, મોરલિયો મ્હારો—મોરલિયો મ્હારો!
પલકે પલકે સ્હામું જોતો, મંદ અનેરૂં મુખડે હસતો;
વાતલડી નયનોમાં કરતો, મોરલિયો મ્હારો—મોરલિયો મ્હારો!
ટહૂકારા મીઠલડા કરતો, પ્રેમ હૃદયમાં પ્રિતે ભરતો;
પ્રેમ પ્રભુનું પૂજન કરતો, મોરલિયો મ્હારો—મોરલિયો મ્હારો!
પ્રેમી ઉર મન્દિરે રમતો, 'પ્રેમામૃત' પીતો ને પાતો;
પ્રેમ પ્રતિમા! ઉરમાં ધરતો, મોરલિયો મ્હારો—મોરલિયો મ્હારો!
પ્રેમ બગિચે વિહાર કરતો, પવિત્ર વારિ પ્રેમનું પીતો;
"પ્રેમવિલાસી" પ્રેમે કવતો, મોરલિયો મ્હારો—મોરલિયો મ્હારો!

દેવાતજ-પ્રેમમન્દિર. } "પ્રેમવિલાસી."

---

## आवी दशा आखर थशे कोमळ गुलाबी ग्वालनी!

(છન્દ-હરિગીત.)

કોમળ કળિનો હાર મ્હેં જઈ દેવને અર્પણ કિધો,
આખો દિવસ એ હાર શ્રી પ્રિય દેવ પર રહેવા દીધો;
સાંજે ઉતારી જોઉં ત્યાં કરમાઇ કાન્તિ ગુલાબની,
આવી દશા આખર થશે કોમળ ગુલાબી ગ્વાલની. ૧
ચોળ્યા નહિ ઓળ્યા નહિ નહિ તેલનું મર્દન થયું,
અત્તર ધર્યું નહિ વેણીમાં આવી ગયું પખવાડીયું;
વિખરાઇ કદરૂપા થયા શોભા રહી નહિ બાલની,
આવી દશા આખર થશે કોમળ ગુલાબી ગ્વાલની. ૨
આ બુઢ્ઢી લઇ કર યષ્ટિકા અથડાતિ અહીં તહીં જાય છે,
નયનાં અને નાસા થકી જળ બિન્દુઓ વહી જાય છે;
સહુ કાય થરથર થાય છે નથી લાલી ઓષ્ટ પ્રવાલની,
આવી દશા આખર થશે કોમળ ગુલાબી ગ્વાલની. ૩
જે આમ્ર તરૂની મંજરી વનને મધુરતા આપતી,
દર્શન થતાંની અવલ એ સંતાપ દિલના કાપતી;
અસ્તા તથા વસ્તા થઇ આવી સવારી કાલની,
આવી દશા આખર થશે કોમળ ગુલાબી ગ્વાલની. ૪
ના ફૂલતો! દેહી કદી છે ચન્દ્રિકા ઘડી ચારની,
જૂલાની સંધ્યાકાળના અભ્રો સમાન પ્રકારની;
તું યાદ કર! ભૂલીશમાં ચારો દશા શી [1]કાલની,
વૈરૂપ્યતા આખર થશે કોમળ ગુલાબી ગ્વાલની. ૫

[1] આવતા રોજની.

સુખકર મન્નની વાટિકા એ વાટિકા સરખી થઈ,
મ્હારા છતાં મનની રસિક પ્રેમાર્દ્રતા તાજી થઇ;
બિન રસ અને રસ ઉભયને ઘડિ આવતી બનતી નથી,
ઉજ્જડ સમી આ વાટિકા નયને ઘડી ગમતી નથી.
આ વાટિકાની રમ્યતા જે વહિ ગઈ તે વહિ ગઇ,
પળવારમાં રજની જુની જે થઈ ગઇ તે થઇ ગઈ;
ફરવું ઘટે છે અત્રથી પણ વૃત્તિ મુજ ફરતી નથી,
ઉજ્જડ સમી આ વાટિકા નયને ઘડી ગમતી નથી.
જે જે રમ્યા અહિં દાવ તે ફરિને હવે રમવા નથી,
જે જે જમ્યા ફલ સ્વાદુ તે ફરિને હવે જમવાં નથી;
જે જે ક્રિયા કરિયે બધી તે આમ સ્થિર કરતી નથી,
**માટે વધી પ્રેયસભરી રસવાટિકા ગમતી નથી.** ૮

લેખકઃ—**પંડિત ભોળાનાથ શર્મા.**

---

# સ્ત્રી કેળવણીની અગત્યતા.

**(સ્ત્રીઓની ઉન્નતિ શી રીતે થાય—અંધારા રૂપી ઘરમાં દીપક પ્રદીપ્ત કરો).**

गुरुणां वै सर्वेषां माताहि परमेकोगुरुः

અર્થઃ—સઘળા ગુરૂઓમાં માત્ર એક માતાજ મોટો ગુરૂ છે. સર્વ ગુરૂઓ કરતાં માતા ગુરૂ તરીકે વધારે સારામાં સારૂ કામ કરે છે.

આ કાળચક્ર ઘણુંજ ચંચળ છે, નિરંતર પોતે ફર્યા કરે છે અને પોતાની સાથે સઘળી વસ્તુઓને ફેરવ્યા કરે છે. અહા!! સમયના ફેરફારથી શું હતું અને શું થઇ ગયું. આ વાતને ઇતિહાસવેત્તાઓ સારી રીતે જાણે છે એ બીના કાંઈ છાની નથી કે આ દેશમાં પહેલાંના વખતમાં કેવી કેવી મહાવિદુષી ધર્મશીળ સ્ત્રીઓ થઇ હતી.

આ સંસારમાં પોતપોતાનાં કામો સારી રીતે કરવાને માટે દરેકને કેળવણી આપવાની જરૂર છે. તેમાં એમ નથી કે પુરૂષ કરતાં સ્ત્રીને તેનો ઓછો ખપ છે.

આપણને આજકાલ ઠોઠ અને નઠોર સ્ત્રીઓની વર્તણુક જોઇ તેમને કેળવણી નહિ આપવાના નરસા વિચારનો સડો આપણા મગજમાં ઘુસી ગએલ છે. પણ તે આપણો બધો વિચાર ભૂલભરેલો છે. કહેવત છે કેઃ—

**"આરસી વિના ખોડખાંપણ માલુમ પડતી નથી."** તેમ ભણેલી અને અભણ સ્ત્રીથી શું લાભ અને નુકસાન થાય છે તે આપણને સમજાતાં નથી. આ લાભાલાભ જ્યારે આપણે સમજતા થઇશું ત્યારેજ આપણી ઉન્નતિ થશે.

પ્રાયઃ આપણા લોકોનું માનવું એવું છે કેઃ—સ્ત્રીઓ ભણવાથી સુધરવાને બદલે બગડે છે. પરંતુ બહુધા આપણા લોકો સ્ત્રીકેળવણીનો ખરો અર્થ સમજતા હોય એમ લાગતું નથી.

સ્ત્રી કેળવણી એટલે સ્ત્રી જાતિમાં જન્મથી બુદ્ધિ એટલે મનની શક્તિઓના અંકુર હોય તેમને ઉપયોગી જ્ઞાન આપી યોગ્ય રીતે ખીલવવા, તેનું નામજ સ્ત્રી કેળવણી છે.

વ્હાલા વાંચકવૃંદ! જે ભણવાથી સુશીયળપણું, નમ્રપણું, વિનયીપણું વિગેરે ગુણો પ્રાપ્ત થાય તેનું નામજ ભણવું કહેવાય છે. નહિ કે ફક્ત ઉંચી પરીક્ષાઓ પસાર કરવી.

હું ધારૂં છું કે:—જો સ્ત્રીઓને સારી રીતે ધાર્મિક કેળવણી આપી ભણાવવામાં આવે તો ભાગ્યેજ સેંકડે એક ટકો અનીતિએ પ્રવર્ત્તનાર નીકળી શકે. માટે પ્રિય વાંચક! નરસા વિચારનો આપણા મગજમાં ઘુસી ગયેલો જે સડો તેને દૂર કરી આપણે આપણી બાળકીઓને યોગ્ય કેળવણી આપી કેળવવી જોઇએ તેમાંજ આપણું શ્રેય છે.

બધુઓ! વળી દીર્ઘ વિચાર કરી જુઓ કે કુદરતે આ દુનીઆપર બે બેની જોડ નિર્માણ કરી છે તે દરેકમાં બન્ને સારાં હોય તોજ આ સંસાર સુખરૂપે નિર્વહન થઇ શકે છે: જુઓ આપણા બે હાથ પૈકી એક હાથ ઠુંઠો તથા નબળો હોય તો આપણે કોઈ પણ કામ શી રીતે સારી રીતે કરી શકનાર છીએ. વળી એક ગાડીનાં બે પૈડાં પૈકી એક નાનું અગર મોટું હોય તો તે ગાડી કેટલાં ડગલાં ચાલનાર છે? વળી ઉનાળામાં સખ્ત તાપ ન પડ્યો હોય તો ચોમાસામાં વરસાદ કેવી રીતે વરસે? આ તમામનો વિચાર કરી જોશો તો એકની પુષ્ટિ એ બીજાની પુષ્ટિ છે. અને એકની નબળાઇ એ બીજાની નબળાઈ છે. તેજ પ્રમાણે આપણું અર્ધું અંગ જે સ્ત્રીઓ તેજ અજ્ઞાનમય અંધકારમાં ડૂબેલી હશે તો આપણે પણ તેનાં ફળ ભોગવવાં પડશે. કહ્યું છે કે:

**અભણ નારીને નર ચતુર, ચતુર અભણને નાર;**
**મન એનાં મળતાં નથી, સુખ નવ લહે લગાર.**

માટે સંસારમાં પુરૂષ અને સ્ત્રી બન્નેના સુખનો આધાર એક બીજા ઉપર છે. વળી કહ્યું છે કે:—

**સરિતા સુંદર સોહામણિ, જળથી દીપે જેમ;**
**રહે એક એકથી શોભિતાં, પતિ પત્ની પણ તેમ.**

માટે સુજ્ઞ પતિએ પોતાની પત્નીને સર્વ પ્રકારે સંતોષી તેને સુનીતિમય કેળવણી આપવી જોઇએ.

બીનકેળવાએલી મૂર્ખ સ્ત્રી સાથે વિદ્વાન પતિને શી રીતે બનવાનું છે? નહિજ. હમેશ કંકાસ, કંકાસ ને કંકાસજ!!!

ખરાબ વાસણમાં રાંધેલું અનાજ પણ ખરાબજ હોય છે. તે પ્રમાણે મૂર્ખ સ્ત્રીના ઉદરમાં પાકેલાં સંતાનો પણ મૂર્ખજ થવાનાં.

મૂર્ખ સ્ત્રી પોતાનાં છોકરાંને પ્રમાણિક, ઉદ્યોગી, સદાચારી અને ધર્મીષ્ઠ શી રીતે બનાવી શકનાર છે.

ટુંકામાં મૂર્ખ અભણ સ્ત્રીઓ સર્વે રીતે પોતાના ધણી તથા સંતાનોને મૂર્ખજ બનાવે છે. માટે બધુઓ! જો તમે તમારૂં તમારા સંતાનોનું ભલું ઇચ્છતા હો તો પ્રથમ મોટામાં મોટું કામ તે એજ કરો કે તમારી સ્ત્રી તથા પુત્રીને સુવિદ્યારૂપી જ્ઞાન આપી કેળવો. કહેલું છે કે:—

**"એક ભણેલી માતા સો સારા શિક્ષકની ગરજ સારે છે."** પણ એક અભણ માતા હજાર સારા શિક્ષકના કામપર પાણી ફેરવે છે. કારણ કે પ્રથમ બચ્ચું જન્મ્યું ત્યારથીજ પોતાની મા પાસે રહે છે. તેથી જેવી મા હશે તેવુંજ છોકરૂં થશે. માટે ફરીનેજ સ્ત્રીઓને ખાસ ધાર્મિક જ્ઞાનના સારા ઉત્તમ સંસ્કારમથી જ્ઞાનની સાથે યોગ્ય નૈતિક તેમજ વ્યવહારિક કેળવણી આપવી જરૂરની છે.

### શ્લોક.

सदा प्रहृष्टया भाव्यं, गृहकार्येषु दक्षया,

सु संस्कृतो पस्करया, व्यये चा मुक्त हस्तया.

સ્ત્રીઓએ ઘણીજ પ્રસન્ન રહી ઘરનાં કામો બુદ્ધિથી અને ચતુરાઇથી કરવાં જોઇએ. ઘરની દરેક ચીજો તથા ભોજનનાં વાસણો પવિત્ર રાખવાં જોઇએ, ખર્ચમાં અતિશય ઉદારતા ન રાખતાં યથાયોગ્ય ખર્ચ કરવો, ધન એકઠું કરવું તેને યોગ્ય રીતે ખર્ચવું, ઘરની ચીજો સફાઇબંધ રાખવી, રસોઇ બનાવવામાં તથા ધર્મ કાર્યમાં તેમજ ઘર વ્યવહારના દરેક કાર્યોમાં ધ્યાન આપવું જરૂરતું છે. સઘળું સ્ત્રીએ કરવાનું છે. તેને માટે સ્ત્રીઓ ખાસ ભણેલી સમજુ હોવી જોઇએ.

બંધુઓ ! જુઓ શાસ્ત્રકારો શું બતાવે છે :—

अर्द्ध भार्या मनुष्यस्य भार्या श्रेष्टतम सखा ।

असहायस्य लोकेऽस्मिन् लोकयात्रा सहायिनी ॥

મ્હારા વ્હાલા મિત્રો, આ લોકમાં સ્ત્રી એજ પોતાનું અર્ધું અંગ તથા સાચો મિત્ર છે. આ સંસારની મુસાફરીમાં સહાય વિનાના પુરૂષોને પરમ સહાયકારી ફક્ત સ્ત્રીજ છે. તે ઘરની લક્ષ્મી છે. ઘરમાં પૂજ્ય દેવી છે. વિદ્વાન સંતાનો બનાવવાનું ઉમદા મશીન છે (સાચો). ત્યારે કહો કે તેમને વિદ્યા—ધર્મ વિગેરે અમૂલ્ય રત્નોથી આપણે કેમ દૂર રાખીએ ? આજ અન્યાયે આ ભારતભૂમીને આજે દાસ બનાવી છે. માટે મારા વ્હાલા બંધુઓ ! મારી અંતિમ નમ્ર યાચના એ છે કે જો આપ ભવિષ્યની માતાઓને તથા સંતાનોને પ્રમાણિકમય બનાવવા ઇચ્છતા હો તો અવશ્ય આપની લાડકી સુપુત્રીઓને નૈતિક જ્ઞાન સાથે વ્યવહારૂપયોગી જ્ઞાન આપવા પ્રયત્નશીલ થશો. **સવચંદ દામોદરદાસ શાહ.**

## जाणवा जोग.

**સાબુનો પ્રાચીન ઉપયોગ.**

આશરે ૨૦૦૦ વર્ષ પૂર્વે ગૉલ લોકો **બીચ** (beech) નામના ઝાડની રાખ લઇ હેને ઘેટાંની ચરબી સાથે મેળવી સાબુ બનાવતા હતા. ફ્લૅમીનીયાને રસ્તે થઇ **મેરીયસ, ક્લૉડીયસ, મારસેલસ,** દક્ષીણ તરફ જતો હતો. તે પૂર્વે તુરતજ હેણે ગૉલના રાજા **વીરીડોમરને પૉ** નદીને કીનારે મરતો નાંખી દીધો હતો અને એની મીલકત લઇ પાછો ફરતો હતો તે વખતે હેના સીપાઇઓમાંના ઘણાખરાને સાબુ બનાવવાનું જ્ઞાન હતું. પૉમ્પી શહેર ઉપર જે બળતી રાખનો ગજબ વરસાદ વરસ્યો હતો તેની નીચે મ્હેલો અને ઘરો સાથે એક સાબુના કારખાનાનો પણ ઘાણ વળી ગયો હતો. તે વખતે ઇટાલીનાં કેટલાંક અન્ય શહેરોમાં આ ધંધો શરૂ થયો હતો. આઠમી સદીમાં ઇટાલી અને સ્પેનમાં ઘણાં સાબુનાં કારખાનાંઓ હતાં. તે પછી પચાસ વરસે **ફીનીશીયન** લોકો એ ધંધો ફ્રાન્સમાં લઇ ગયા, અને **માર્સેલ્સમાં** પ્હેલું કારખાનું સ્થાપ્યું. સાબુ બનવા માંડ્યો તે પૂર્વે સાફ કરવાની વસ્તુ તરીકે ફુલરની માટી વપરાતી હતી. તેમજ કેટલાક છોડનો રસ પણ સાબુની ગરજ સારતો. એ માટીને કપડાંપર પાથરવામાં આવતી, પગ વડે ખુંદવામાં આવતી અને પછી લઇ લેવામાં આવતી. એ ન્હાવામાં પણ વપરાતી અને અઢારમી સદી સુધી રોમન લોકો એ માટી બધા કામમાં વાપરતા.

**કપુર કેમ બને?**

જાપાનમાં કપુર નીચે પ્રમાણે બનાવવામાં આવે છે. પ્રથમ છોડને કાપી જમીનપર નાંખી હેની ન્હાની ન્હાની ચીપો ઉતારવામાં આવે છે. કડાઈ નીચે ઝીણાં ઝીણાં કાણાં હોય છે હેમાંથી વરાળ ધીમે ધીમે ઉપર ચઢે છે અને ચીપો ઉન્હી થવાથી તેલ અને કપુર નીકળે છે. અલબત એ કડાઇપર કડાઇમાં ચીપો નાંખ્યા પછી ઢાંકણું ઢાંકવું જોઇએ. આ ઢાંકણામાં એક વાંસની સળી રાખવામાં આવે છે અને તે સળી એવી બીજી ઘણી બધી કડાઇ સાથે જોડવામાં આવે છે. છેલ્લી કડાઇમાં એક ઉપર એક એમ બે ભાગ હોય છે અને ભાગ પાડનારી વસ્તુમાં ઝીણાં ઝીણાં કાણાંઓ હોય છે, કે જેમાંથી પાણી અને તેલ નીચલા ભાગમાં નીતરી પડે છે. ઉપલા ભાગમાં ઘાસનો થર મુકવામાં આવે છે, કે જેના ઉપર કપુર કકડાના રૂપમાં રહી જાય છે. બધું ટાઢું પડ્યા પછી, કપુરને ઘાસમાંથી કાઢી લેવામાં આવે છે અને લાકડાની પેટીઓમાં ભરી બજારમાં વેચવા મોકલવા લાયક થાય છે. ત્યાંના લોકો નીતરી આવેલા તેલને બાળવામાં અને એવા બીજા ઉપયોગમાં લે છે.

**હિંદનું વૈધવ્ય!**

આપણા દેશમાં છોકરા છોકરીઓ ઉતાવળથી ન્હાની ઉમ્મરે પરણાવી દઇ માબાપો શું કાંદો કહાડે છે તે માત્ર નીચેના આંકડાઓ વાંચ્યાથી અને વિચાર્યાથી સમજાશે. આ આંકડાઓ સન ૧૯૧૧ માં લેવાયલી સેન્સસની ગણત્રીમાંથી તારી કાઢવામાં આવ્યા છે.

| | | |
|---|---|---|
| ૧ વર્ષની | વિધવા | ૮૫૮. |
| ૨ ,, | ,, | ૧૦૩૭. |
| ૨ થી ૩ ,, | ,, | ૧૮૮૯. |
| ૩ થી ૪ ,, | ,, | ૩૭૩૨. |
| ૪ થી ૫ ,, | ,, | ૮૧૮૦. |
| ૫ થી ૧૦ ,, | ,, | ૭૮૪૦૭. |
| ૧૦ થી ૧૫ ,, | ,, | ૨૨૭૩૬૭. |

કેટલું કમકમાટ ભરેલું પરિણામ! હજી તો આંખ ઉઘાડો અને બાળલગ્નની રૂઢી દૂર કરો! બોધથી અસર ન થતી હોય તો આ બનાવથી તો થશેજ!

**પવન કેમ જોવો?**

આપણે જાણીયે છીયે કે આપણી આસપાસ જે પવન નિશદિને વાય છે તે નરી આંખે કોઈની દ્રષ્ટિએ પડતો નથી. પરંતુ વિજ્ઞાનમાં આગળ વધતા પ્રદેશોમાં વિજ્ઞાનવેત્તાઓએ એક નવીન યોજના ઘડી છે કે જેથી પવન દેખાય! તે આ પ્રમાણે. એક બે ફુટની અથવા ત્રણ ફુટની લંબાઇની સીધી ધારવાળી ઉજળી કરેલી ધાતુની સપાટ પાસાની (Surface) વસ્તુ લેવી. સાધારણ મ્હોટી હાથની કરવત હશે તો ચાલશે. પછી પવનવાળો દિવસ હોય ત્યારે આ અજમાયશ કરવી. તે દીવસે હવા ઉન્હી હશે કે ઠંડી હશે, શુદ્ધ હશે કે વાદળાંવાળી હશે તોયે ચાલશે. માત્ર એટલું કે વરસાદ પડતો ન હોવો જોઇએ તેમજ હવા ભીનાશવાળી ન હોવી જોઇએ. અર્થાત્ હવા કોરી હોવી જોઇએ. એ દિવસે આ ધાતુની Surface ને પવન સાથે કાટખુણો બનાવતી ધરવી. અર્થાત્ જો પવન ઉત્તર તરફ વાતો હોય તો Surface ને પૂર્વ પશ્ચિમ ધરી રાખવી અને પછી ૪૫ ડીગ્રીનો ખુણો બને એટલી વાંકી વાળવી. એટલે પવન એના પર થઇને વાશે ત્યારે ચળકાટ થશે અને કોરપર થઇને ચાલ્યો જશે. તે પછી કોરપર કોઈ પણ મુકરર કરેલી ન્હાની સ્પષ્ટ દેખાતી ચીજ તરફ એકી નજરે જોઈ રહેવું તો જેમ પાણી વહે છે તેમ પવન કોરપર થઇને વહેતો જશે! "હુંસેલ."

# बुद्धिप्रभा.

## ( The Light of Reason )

ब्रह्मानन्दविधानके पटुतरं शान्तिग्रहद्योतकम् ।
सत्यासत्यविवेकदं भवभयभ्रान्तिव्यवच्छेदकम् ॥
मिथ्यामार्गनिवर्तकं विजयतां स्याद्वादधर्मप्रदम् ।
लोके सूर्यसमप्रकाशकमिदं 'बुद्धिप्रभा' मासिकम् ॥

વર્ષ ૮ સું.] તા. ૧૫ ઑગષ્ટ, સને ૧૯૧૬ [અંક ૫ મો.

## हिम्मत.*

### હિમ્મતે મર્દા તો મદદે ખુદા.

કોઇ કામ પાર પાડવામાં આવી પડતા જોખમ સામે થવાની ઇચ્છા પ્રદર્શિત કરવી એનું નામ હિમ્મત, એનો અર્થ જોખમ પ્રતિ છતી આંખે આંધળા બની બેદરકાર અગર વિરક્ત રહેવું એવો થતો નથી; પણ ખુલ્લી આંખે જોખમ જોઇ લેઈ, તેની સામે થવાનો દૃઢ નિશ્ચય એવો થાય છે. બહાદુર સૈનિકોમાંના પણ ઘણા માણસો બંદુકની ગોળીઓ છુટવાની સાથેજ ચ્હી જાય છે, પણ ભય જોયા જાણ્યા છતાં પણ શાંત અને મજબૂત માણસ હિમ્મત બતાવે છે. જે પ્રમાણમાં કલ્પનાશક્તિ ખીલેલી હોય છે તે પ્રમાણમાં મનુષ્ય પ્રથમથી ભયનો આવી રીતે સાક્ષાત્કાર કરે છે. કેવળ શરીરબળ વધારનારો કલ્પનાશક્તિ વિનાનો મનુષ્ય આવી રીતે ભય નહિ જાણવાથી આંધળીઆં કરી આગળ ચાલે છે; જ્યારે કલ્પનાશક્તિવાળો માણસ પ્રથમથીજ ભયનું આબેહુબ દર્શન કરે છે. પહેલો માણસ જો લડાઇમાં જાય અને તેના ઉપર અકસ્માત હુમલો અગર મરણ જેવું જોખમ આવી પડે તેવો વખત આવે તો એકદમ ભયને આધીન થઈ જાય છે; જ્યારે બીજો માણસ આવે પ્રસંગે પહેલેથીજ જોખમ જાણતો હોવાથી મક્કમપણે આગળ વધે છે અને ભયભીત થતો નથી.

આખલાની માફક કેવળ શરીર વધારી જાણનારની શારીરિક હિમ્મત એ પણ ઉન્નતિક્રમની કોઇ ઉચ્ચ સ્થિતિ કહી શકાય નહિ. પણ ઉપર જણાવ્યા પ્રમાણે ઓછી ખીલવેલી શક્તિઓનું પરિણામ હોઇ શકે. જેનામાં જ્વલંત–જાગતી જ્યોત ભાવના છે, અને જેની રગો જોસભેર વહેતા લોહીથી ઉપસેલી છે, અને જે તે બંનેને ભાવના અને બળને પોતાની

---

* અંગ્રેજ એઇજના નાતાલના સને ૧૯૧૫ ના અંકમાં આવેલા પુજ્ય મિસીઝ એની બિસાંટના એક લેખ ઉપરથી.

ઇચ્છાને સ્વાધીન રાખે છે તેનામાંજ ઉચ્ચ પ્રકારની **શારીરિક હિમ્મત** વાસ કરે છે. આવા પ્રકારની હિમ્મત ઉપરજ આશ્રય રાખી શકાય અને આવી શારીરિક હિમ્મત સંપાદન કરવા જુવાનીઆઓએ લક્ષ રાખવું જોઇએ.

અકસ્માતિક ભય વખતે વિચારપૂર્વક યોગ્ય કામ કરવાની ટેવ પાડવી તેનું નામ સમયસૂચકતા કહેવાય. ઘંટડી અગર હોર્ન વગાડયા સિવાય એક ખુણા તરફથી એક મોટરકાર આવી પડે તેવે વખતે સમયસૂચક માણસ આગળ વધવું કે તેજ જગ્યાએ ઉભા રહેવું એ એકાએક વિચારી શકે છે, અને પોતે ભયથી રહિત જગ્યાએ જતા રહેવાનું કામ એકદમ કરે છે. આવી ઉત્તમ શક્તિવિહિન મનુષ્ય ખોટી જગ્યાએ ખોટી રીતે દોડાદોડ કરી મૂકે છે, આગળ પાછળ જાય છે અને ભયમાં આવી પડે છે. સમયસૂચકતા એટલે કાર્યસાધક હિમ્મત અથવા અમુક બનાવ બને ત્યારે શું કરવું તે. સમયસૂચકતા મનુષ્યને સાવચેત બનાવે છે, કામ કરવાને તત્પર બનાવે છે, બુદ્ધિને જાગ્રત કરે છે અને ઇચ્છાશક્તિને દોરે છે.

સ્થૂલને બદલે નૈતિક અડચણો અને ભયની સામે થવાની આવાજ પ્રકારની દૃઢ ઇચ્છા તે **નૈતિક હિમ્મત** કહેવાય છે. ઘણાએ શરીરે પ્રૌઢ માણસો નીતિની બાબતમાં બીકણ હોય છે. તેમજ હાંશી, મશ્કરી, નિંદા, ઠપકો, મિત્રોનાં અને સ્નેહીઓનાં રીસામણાં અને દુનિયાની બદઓઇનો ભય લાગે છે. નૈતિક હિમ્મતવાન બનવું એટલે એક **વીર** થવું. આવો વીર પુરૂષ એકલો, શાંત અને સ્થિર રહે છે. આવા વીર પુરૂષો અનિષ્ટને સુધારે છે, અસતને સત બનાવે છે, નીચે પડેલાઓને ઉપર લાવે છે, ઉન્નત બનાવે છે, અને જુલમથી દબાઇ ગયેલાઓના રક્ષક બને છે. ભયથી મુક્ત હોઇ પોતાના લક્ષ્ય તરફ નજર રાખનારા વીર પુરૂષો અંધકારમાં પણ પ્રકાશવંત છે, અડચણોના વમળમાં પણ શાંત હોય છે અને દુઃખના દબાણ નીચે પણ પ્રસન્ન વદન રાખી શકે છે. આવા વીર પુરૂષોની દરેક શુભ સંસ્થાને જરૂર છે.

**સત્યના સૂર્યના** પ્રકાશથી આંખે ઝાંખ વળે—આંધળા થવાય એવા ભયને લાત મારી તેના સામે ખુલ્લી આંખે જોવાની ઇચ્છા ધારણ કરી પરિણામનો લેશ માત્ર પણ વિચાર મનમાં લાવ્યા સિવાય માનસિક અડચણોની સામે થવું એનું નામ **માનસિક હિમ્મત.** આવો માનસિક હિમ્મતવાન પુરૂષ સત્યનો પ્રકાશ જ્યાં તેને લેઇ જાય છે ત્યાં તેની પાછળ જાય છે અને ગમે તેવા તોફાન વચ્ચે પણ અસત્યનો પડછાયો લેતો નથી.

આત્મા સર્વત્ર વ્યાપી છે અને સૌમાં છે, તેથી આત્માને ભય હોઇ શકે નહિ એવો આત્મસાક્ષાત્કાર કરવો એનું નામ **આધ્યાત્મિક હિમ્મત** "આત્મ સાક્ષાત્કાર થતાં સર્વ ભય નાશ પામે છે." એવું જાણી હિંદુઓ તેને **નિર્ભયાત્મા** કહે છે. જીવનમાં આવી પડતા નાના મોટા યુદ્ધના પ્રસંગોમાં ભાગ લેવા સારૂ આપણ બધાએ આ ચતુર્વિધ હિમ્મત ખીલવવી જોઇએ. ચોથા પ્રકારની હિમ્મતમાં બીજી બધીનો સમાવેશ થાય છે; બાકીની ત્રણે પ્રકારની હિમ્મત સાક્ષાત્કારના આ મહાન જીવનવૃક્ષમાંથી નીકળતા ફણગા છે. "આત્મા અભય છે. હું આત્મા છું માટે હું અભય છું."

—વાસન્તેય.

# प्रीय सखीयोनी मुलाकात.

સાડા દસ વાગ્યાનો સુમાર હતો. નોકરીમાત માણસો પોતાના ઘર કામેથી પરવારી પોતાની ઓફીસે જવાને માટે ઉતાવળ કરવા લાગ્યા. વિદ્યાર્થીઓ પુસ્તકો હાથમાં લઇ શાળા તરફ જતા હતા. ટ્રામો અને ઘોડા ગાડીઓના માલીકો પોતાને જોઇતા પ્રમાણમાં ગ્રાહકો (Passengers) મળવાથી પુર આનંદમાં પોતાની ગાડીઓ હાંકતા હતા. તેવા વખતમાં રત્નનગર નામના શહેરમાં એક બે માળના બંગલામાં એક યુવતિ પોતાના હાથમાં પાન સોપારી વગેરે મુખવાસથી ભરેલી એક રકાબી લઇ ઉભી હતી. તેના મુખારવિંદ ઉપર દીલગીરીનો ભાસ થતો હતો. આ સુંદરી પોતાનો ધણી જે હમણાંજ જમી રહ્યો હતો તેને પાન સોપારી આપવા લાગી. પોતાના ધણીનો પાંચ ૭ કલાક સુધી વિયોગ થશે એ વિચારથીજ તેના કમળ સમાન મુખ ઉપર શોકની છાયા આચ્છાદન થઇ હતી. આ યુવતિનો ધણી કે જેમનું નામ પ્રમોદરાય હતું તેમણે પાન સોપારી સ્વીકાર્યા તથા તેમને પોતાના વદન કમળમાં પધરાવી કૃતાર્થ કર્યા. એ અરસામાંજ પાસે આવેલા 'રૂપકુંવરબા' ટાવરમાં અગીયારના ટકોરા થયા. તે સાંભળતાંજ મી. પ્રમોદરાય જલદીથી ઉઠયા અને પાઘડી, ખેસ તથા લુગડાં પહેરી લઇ પોતાની ઑફીસ તરફ જલદીથી પ્રયાણ કરી ગયા અને સાથે આ બીચારી પ્રેમાંગિનીને દુઃખમાં ધકેલતા ગયા. યુવક કોણ હતો તથા તેની સ્ત્રીનું શું નામ હતું. તે ઉપર જે અંધાર પીછોડો આચ્છાદન કરેલો છે તે આપણે હવે ખેંચી લઇએ. પૂર્વ દિશામાં આવેલા એક ભવ્ય રત્નનગર શહેરનો તે વતની હતો, તેના માબાપો તેની બાલ્યાવસ્થામાંજ મરણ પામ્યા હતા. તેણે પોતાના કાકાને ઘેર રહી કેળવણી લીધી હતી. તેની પાસે કંઇ ધન હતું નહિ, તેથી તેને નોકરી કરવાની ફરજ પડી. તે એક વિમા કંપનીની ઑફીસમાં ૬૦ રૂપીયાના પગારથી કલાર્ક તરીકે રહ્યો હતો. તેનું લગ્ન નજીકમાં આવેલા મલયપુરના રહેવાસી પોતાની જ્ઞાતિના માણસની દીકરી સાથે થયું હતું. તેનું નામ કેશરકાન્તા હતું. તેની અંદર કાન્તાને છાજે એવા બધા ગુણ હતા. તે ખરેખર આદર્શ ગૃહીણી (Ideal of bride) હતી. આ દંપતિ સર્વે રીતે સુખી હતું. પ્રેમ એ શું ચીજ છે અને પોતાની અમૂલ્ય જીંદગીને સાફલ્ય કેવી રીતે કરવી તેની તેઓને સંપૂર્ણ માહિતી હતી. આ પ્રેમી યુગલનું વર્તન અનુકરણ કરવા લાયક હતું. તેમની આટલી માહિતી આપી હવે આપણે આપણી મૂળ વાર્તા ઉપર આવીએ.

કેશરકાન્તા એકલી પડવાથી તેને કંઇ આનંદ થતો નહિ હતો. તે અનિચ્છાએ પોતાનું ગૃહકાર્ય કરવામાં મશગુલ થઇ એટલામાં તેના કર્ણપટ ઉપર નીચેનો ધ્વનિ અથડાયો. "કેશરકાન્તા બ્હેન છોકે ઘરમાં?" હા. બ્હેન જે હોય તે ઉપર આવો એવો કેશરે પ્રત્યુત્તર આપ્યો. જાણે કે વાદળાંના યુદ્ધમાંથી વીજળી ચમકે એમ એક યુવતિ દાદર પરથી ઓરડામાં આવી. નવી આવનાર બાળાને જોઇ કેશરનું હૃદય ઉછાળા મારવા લાગ્યું કારણ કે તે તેની પ્રીય સખી ચંદ્રભાગા હતી કે જેનો તેને આજ ૭ માસથી વિયોગ થયો હતો.

અરસપરસ સુખાકારીના પ્રશ્ન પૂછાયા પછી તેઓ થોડીવાર શાંત બેઠાં. પછી ચંદ્રભાગાએ પોતાની પ્રીય સખીને નીચલા પ્રશ્ન પૂછ્યા. કેમ કેશરકાન્તા! પ્રમોદરાયભાઇ તને સંપૂર્ણ

રીતે સુખ આપે છે ને? તું તેમની દરેક આજ્ઞા અમલમાં લાવે છે ને? તેઓ તારા પંર અંતઃકરણપૂર્વક પ્યાર રાખે છે.

બ્હેન ચંદ્રભાગા! તેઓ મારા ઉપર સત્ય પ્રેમ રાખે છે તેમ તેઓ મને કોઇ દિવસ ઉંચે સ્વરે કંઇ પણ કહેતા નથી. મને કોઇ પણ જાતનું દુઃખ નથી. હું તેમની દરેક આજ્ઞા મસ્તક ઉપર ધારણ કરૂં છું પણ...મારાથી તેમની એક આજ્ઞા અમલમાં મુકાતી નથી. આટલું બોલતાંજ કેશરકાન્તાની ચક્ષુમાંથી અશ્રુ બિંદુ સરવા માંડયાં.

ચંદ્રભાગાએ આશ્વાસન આપતાં કહ્યું: પ્રિય સખી! તું દીલગીર ન થા, તારે મારાથી કંઇ છુપું નથી માટે એવી તેમને શી આજ્ઞા આપેલ છે તે મને તું સત્વર નિવેદન કર. કેશરકાન્તા બોલી: બ્હેન! તેઓ મને હમેશાં કહ્યાં કરે છે કે તું થોડું ઘણું લખતાં વાંચતાં શીખ, કે જેથી તારો એકાંત સમય આનંદમાં વ્યતિત થાય. મને પણ ભણવાની ઘણી ઇચ્છા થાય છે. ઘર કામમાંથી પરવારી નવરી થાઉં ત્યારે હું ભણવા ઉપર લક્ષ આપી શકું પણ મને બીલકુલ નવરાશ મળતી નથી. શું કાંઈ આનો ઉપાય હશે?

ચંદ્રભાગા:—બ્હેન! તારૂં બોલવું ભૂલભરેલું છે. ચોવીસ કલાકમાંથી બે કલાક નવરાશ મેળવવી એ કંઇ ઘણું દુષ્કર કામ નથી. વિદ્યાથી માણસને ઘણા ફાયદા થાય છે. વિદ્યાવાળા માણસો ચાર આંખથી જોઇ શકે છે તથા સારાસારનો વિચાર કરી શકે છે. તેઓ બે ચર્મ ચક્ષુથી તથા બે અંતર ચક્ષુઓથી જોઈ શકે છે. વળી તેવી કેળવાયલી માતાઓ પોતાનાં બચ્ચાંને સશક્ત અને મજબૂત બનાવી શકે છે. તેઓ સારી રીતે બચ્ચાંને કેળવી શકે છે. ઇંગ્લીશમાં એક સુવાક્ય છે કે, One good mother is worth hundred teachers. એક સુશીક્ષીત માતા સો શીક્ષકોની ગરજ સારે, માટે તારે કેળવણી જરૂર લેવી જોઇએ. તને નિયમીતતાના નિયમની ખબર નથી તેથીજ તું નવરાશ નથી મળતી એમ બોલે છે.

જો છોકરાંને નિયમીત રીતે ખાણું આપવામાં આવે તો તેઓ સશક્ત બને છે પણ હીંદુ સ્ત્રી છોકરૂં જરા રડયું કે તેને ખાવાનું આપી દ્યાનું રાખે છે. આથી તેને અપચો (Indigestion) થાય છે અને બાળક માંદગી ભોગવે છે. ટાંકણીના કારખાનામાં બધું કામ નિયમીત રીતે થવાથી રોજની સેંકડો ટાંકણી બને છે. એક જણ ટાંકણી જેટલા કકડા તારના કાપે, બીજો ઘસી અણી કાઢે, ત્રીજો માથું ઘડે, ચોથો માથું બેસાડે, પાંચમો તેને બંડલમાં બેસે. આ પ્રમાણે નિયમસર કામ થાય છે. જો એક માણસ એકલો બનાવવા બેસે તો રોજની ૧૦૦ ટાંકણી ભાગ્યેજ બનાવી શકે. હું નિયમીત રીતે વર્તું છું તો મને ૨–૩ કલાક ફુરસદ મળે છે. લે મને ઘણીવાર થઇ માટે હું જાઇશ, એમ કહી ચંદ્રભાગા પોતાને ઘેર ગઇ. હજુ મી. પ્રમોદરાયના આગમનને કલાકની વાર હતી. તેથી કેશરકાન્તાએ પોતાના વખતનું એક વખત પત્રક (Time table) બનાવ્યું તથા કયે વખતે તે કયું કામ કરશે તેની મનમાં સંકલના કરી. આ પ્રમાણે તે દરરોજ વર્તવા લાગી તો તેને ઘણીજ ફુરસદ મળતી તથા કામ પણ સુવ્યવસ્થિત થતું. ધીમે ધીમે તેણે પોતાનો અભ્યાસ વધારવા માંડયો. તેના ધણીની પણ તેના પ્રત્યે વિશેષ પ્રેમ લાગણી ઉદ્દભવી. આજ કાલ કરતાં પોતાની સખીના આગમનને ૨ વર્ષ વિતી ગયાં ફરીથી જ્યારે ચંદ્રભાગા પોતાની સખીને ત્યાં આવી ત્યારે કેશર સરસ્વતિચંદ્રનો બીજો ભાગ વાંચતી હતી. પોતાની સખી આટલા સમયમાં આવું રસપૂર્ણ નવલકથાનું પુસ્તક વાંચવા સમર્થ થઇ તેથી તેને સંતોષ

થયો. પછી પૂછ્યું, બેન જોયું નિયમીતતાનું ફળ? કેશરકાન્તા બોલી. હા બ્હેન હું તારી ઘણી જ આભારી છું. હું નિયમીતતાના સઘળા નિયમ પાળુંછું તથા દરેકને એ પ્રમાણે વર્તવા સલાહ આપું છું. ધીમે ધીમે કેશરકાન્તા એક વક્તા થઈને તેણે લોકસમાજમાં ઘણો ફાયદો કર્યો. આપણે હવે એટલુંજ કહીશું કે જો દરેક સ્ત્રી કેશરકાન્તાનું અનુકરણ કરી તે પ્રમાણે વર્તે તો હીંદભૂમિ ઉચ્ચ સ્થિતિમાં આવી શકે પણ હીંદુ સ્ત્રીને નિયમીતતાથી ૧૨ હાથ છેટા રહેવું ગમે છે.

ડાહીબ્હેન ચંદ્રમણિ.

# हरदास शेठ.

## (૧) બાલ્યાવસ્થા.

હરદાસ શેઠનો જન્મ ૧૯......માં થયો હતો. તેઓનાં માતાપીતા ગરીબ સ્થિતિનાં હતાં. મહા મહેનતે મજુરી જેવો ધંધો કરી છગનભાઈ પોતાના પુત્ર હરદાસ, પુત્રી ચતુરા તથા પોતાની પ્રીય પત્નીનું ગુજરાન ચલાવતા હતા. અમદાવાદ જેવા ભવ્ય નગરમાં રહેતા હોવાથી સાધારણ રીતે ખર્ચ વિશેષ થતું અને પોતાની કમાણી તે ખર્ચને વાસ્તે ટુંકી પડતી હતી. મધુરી—હરદાસની માતુશ્રી એક સારા પ્રતિષ્ઠિત કુટુંબમાં જન્મેલી હોવાથી ઉચ્ચ કેળવણી પામી હતી. તેણી ભરતાં તથા ગુંથતાં સારી રીતે શીખેલી હતી. વ્યવહારોપયોગી વાંચતાં તથા લખતાં આવડતું હતું, વળી શરીર સુકોમળ હતું. પણ યુવાનીના પ્રથમ મળસ્કામાંજ ગૃહણી ધર્મ સ્વીકારવો પડયો અને માથે કામનો બોજો એટલો બધો વધી પડયો કે તેને પોતાની કેળવણીનો ઉપયોગ કરવાનો સમય આવ્યો નહિ. ધીમે ધીમે ગૃહકાર્યમાંથી ફુરસદ મેળવી તે પોતાના કુટુંબને શી રીતે સુખી કરી શકે તેની વિચારમાળામાં ગુંથાતી. છગનલાલ પરણ્યા પછી પોતાના એક જુના મિત્રની સહાયથી મીલોમાં રૂની દલાલી કરવા લાગ્યા. તેમાંથી તેમને ખર્ચ જોગ કમાણી થઈ. મધુરીબાઈને હવે નિરાંત વળી અને સુખના દિવસો હવે આવશે એવા વિચારમાં દિવસો નિર્ગમન કરવા લાગી. આ પ્રસંગે તેને એક પુત્રીનો પ્રસવ થયો જેનું નામ ચતુરા રાખ્યું. દિવસ જતા ગયા તેમ તેમ છગનલાલની કમાણી વધી અને જેઓ દુઃખમાં દિવસો ગાળતાં હતાં તેમને હવે નિરાંતે જમી એકઠાં બેસી સુખનો પવન ખાવાનો સમય આવ્યો. પણ આ સુખ તેઓને લાંબા સમય ચાલ્યું નહિ. મધુરીને પુત્ર પ્રસવ થયો પણ ક્ષય તેમજ સુવા રોગના મહા ભયંકર વ્યાધિ તેને વળગ્યાં. આ રોગમાંથી માંડ માંડ બચતી દુઃખે સુખે પોતાના બાળ બચ્ચાંને ઉછેરતી, તેઓને ધર્મનીતિના સદ્બોધો આપતી ત્રણ વરસની લાંબી માંદગી ભોગવી મધુરી સ્વર્ગવાસીની થઈ. પ્રીય વાંચકો! આ બધા સમયમાં છગનલાલ એટલો બધો કંટાળી ગયો—દુઃખથી દબાઈ ગયો કે પોતાનું ઇષ્ટ હવે કેમ થશે તેની તેને ભારે ચિંતા થવા લાગી. છગનલાલ મૂળ કોઇ ગામડાંમાંથી શહેરમાં રહેવા આવેલા તેથી તેમને કન્યા શહેરની તો મળવી મુશ્કેલ અને બહારગામની કદાચ લાવે તો રૂપીયાની થેલીઓ વેરવી પડે. પોતે પોતાનો સંસાર માંડ માંડ ચલાવતો હતો. તેમાં રૂની દલાલીમાં પોતાનો હવે ચડતો દિવસ થવા આવ્યો ત્યારે પોતાને ગૃહકાર્યમાં કોઇ મદદ કરનાર રહ્યું નહિ. છોકરાંની ચિંતા માથે પડી, મધુરીના મંદ-

વાડમાં થોડો ઘણો સંચય વપરાઇ ગયો. પૈસા વિનાનો, સગા સંબંધી વિનાનો, બાળબચ્ચાંવાળો, એકલો, અટુલો છગનલાલ મુંઝાયો. પોતાનો સંસાર પડી ભાગ્યો. માંડ માંડ છોકરાંને ઉછેરતો—નવરાશના વખતે મીલોમાં ફરતો છગનલાલ દિવસો નિર્ગમન કરવા લાગ્યો. ચાર પાંચ વરસો વીતી ગયાં. ચતુરા નવ દશ વર્ષની થઇ, હરદાસ ચાર પાંચ વરસનો થયો. હવે છગનલાલ પાસે બે ત્રણ હજારની મીલ્કત થઇ, પોતાને કાંઇ ઉમેદ આવી અને નજીકના ગામડામાંથી રૂપીયા બારસોં પંદરસોં ખરચી એક કન્યા લાવ્યા. જેમ તેમ કરી લગ્ન કરી દીધું. વધેલા રૂપીયામાંથી એક નાનું ઘર ખરીદ્યું.

## (૨) વિદ્યાર્થી અવસ્થા.

હવે હરદાસને નીશાળે મુકવામાં આવ્યો. પોતાની અપરમા—જ્યાંસુધી તેને કંઇ પણ સંતાન થયું નહોતું ત્યાંસુધી બંને છોકરાઓને ઉછેરતી હતી. ધીમે ધીમે છોંકરાં મોટાં થયાં. ચતુરા તેમજ હરદાસ ભણવામાં પણ હુશીયાર નીવડયાં. છગનલાલની પેદાશ વધી. વરસ દિવસે ચારસોં પાંચસોં રૂપીયા મળવા લાગ્યા. ઘરનો ખટલો હવે સરળતાથી ચાલવા લાગ્યો. છગનલાલની નવી સ્ત્રી જેનું નામ મનોહરા હતું. તે પણ વયમાં આવવા લાગી. તેને પરણે ચાર વરસ વીત્યાં અને એક પુત્રનો જન્મ થયો. નાનાં બિચારાં ચતુરા અને હરદાસ પોતાના સાવકા ભાઇને પોતાનો સગો ભાઇ ગણી તેની સાથે રમ્મત ગમ્મત કરવા લાગ્યાં.

બે ચાર વર્ષો વધારે વીત્યાં. મનોહરાનો પુત્ર પણ નિશાળે જતો હતો. ચતુરાને પરણાવી. હરદાસે હવે લગભગ અંગ્રેજી અભ્યાસ ઘણો વધાર્યો હતો. સુખેદુઃખે દિવસ ગાળતા હરદાસના અભ્યાસમાં વૃદ્ધિ થવા લાગી. મનોહરા—ચતુરા સાસરે ગઇ એટલે હરદાસ ઉપર પોતાનું સઘળું જોર અજમાવતી, તેને પજવતી, દુઃખી કરતી પણ હરદાસ મુંગે મુખે સઘળું સહન કરતો. નિશાળના વખતસર જમણ તૈયાર થતું ન થતું તો ગમે તેમ કરી ચલાવતો. બપોરની છુટીમાં ઘેર આવી જમતો. કોઇ પ્રસંગે મિત્રને ત્યાં જમી લેતો. આ પ્રમાણે વખત વિતાવતાં વિતાવતાં હરદાસની ઉમર અઢાર ઓગણીસ વર્ષની થઇ. મનોહરાનો પુત્ર જેનું નામ મનમોહન રાખવામાં આવ્યું હતું તે પણ અંગ્રેજી પ્રથમ ધોરણમાં દાખલ થવા જેટલો મોટો થયો હતો. આ વિદ્યાર્થી અવસ્થા સમયના હરદાસના દુઃખનું વર્ણન કરીએ તો એક મોટો ગ્રંથ લખાય, પણ આ લઘુ લેખમાં તેનો સમાવેશ જેમ બને તેમ ટુંકામાંજ કરવો યોગ્ય ધાર્યો છે. છગનલાલનો પ્રેમ હરદાસ ઉપરથી ઘણો ખરો જતો રહેલો હતો, અને મનોહરા પોતાથી બનતી તજવીજ કરી છગનલાલની આંખે હરદાસ ખરાબ છે એવું સજ્જડ રીતે બતાવતી, પણ હરદાસના સદ્‌ભાગ્યે તેનામાં એક પણ અવગુણ માલમ પડયો નહિ. હમેશાં જ્યારે જ્યારે તેને ધમકાવવામાં આવતો—જ્યારે જ્યારે તેને કઠોર અસભ્ય શબ્દો કહેવામાં આવતા ત્યારે ત્યારે આડોશી પાડોશી તેની દયા ખાતાં અને પોતાને ઘેર તેને લઇ જતાં. આટલું થતાં છતાં છગનલાલ કુદરતી રીતે મનોહરા અને તેના પુત્ર મનમોહન ઉપર ખુશ રહેતા અને હરદાસના દરેક કાર્યને ધિક્કારતા, તેના દરેક શબ્દો ઉપર ટીકા કરતાં. આમ થવાથી હરદાસ કંટાળ્યો. પોતાનો અંગ્રેજી અભ્યાસ મેટ્રીક પાસ કરી તેણે છોડી દીધો અને લાચારીથી પ્રથમ નિશાળના શિક્ષકની નોકરી લીધી. તેમાં ત્રણ ચાર વર્ષ ગાળ્યાં. આ સમયે પણ તે પોતે હાથે રસોઇ કરીને જમતો. અને તેમાંથી નિવૃત્તિ મળતાં પરોપકારના કાર્યોમાં બળતો.

## (૩) યુવાવસ્થા–નોકરી સમય.

હરદાસે જે ત્રણ ચાર વર્ષ નોકરીમાં ગાળ્યાં તેમાં તેને ઘણો અનુભવ મળ્યો. નોકરીઆત માણસોને કેવી રીતે નિયમિત રીતે કામ કરવાનું હોય છે. તે નિયમિતપણું સાચવવામાં–જેઓને પોતાની જાતે રાંધવા સીંધવાનું હોય છે, જેઓને કોઇ પણ જાતની બીજી મદદ મળતી નથી એવા માણસોને કેવાં કેવાં સંકટો ભોગવવાં પડે છે તેનો તેને પુરતો અનુભવ મળ્યો હતો.

પોતાના સમયના તેણે વિભાગ પાડી દીધા હતા, જે વાંચકવૃંદને ઉપયોગી જાણી નીચે આપ્યા છેઃ—

૧. ચાર–સાડાચારના અરસામાં જાગૃત થવું.

૨. ઉઠી શૌચ આદિ કર્મથી મુક્ત થઇ ઇશ્વિર સ્તવન અરધો કલાક કરવું.

૩. ત્યારબાદ પાણી વગેરે સાફ કરી ગળવા–પીવાનાં પાત્રો માંજી નાંખવાં.

૪. બરોબર ૭ વાગતાં એક કલાક ખુલ્લી હવામાં ફરવા જવું અગર વ્યાયામ કરવો.

૫. સાત વાગતાં ઘેર આવી રસોઇ વગેરે કર્મથી નવ વાગતાં પરવારી એક કલાક ધાર્મિક શિક્ષણ, નવાં નવાં ધાર્મિક પુસ્તકો–તત્ત્વજ્ઞાન વગેરેનાં પુસ્તકો વાંચવાં.

૬. દશ વાગે જમી, પા અડધો કલાક આરામ લઇ વખતસર અગીયાર વાગતાં નોકરી ઉપર હાજર રહેવું.

૭. નોકરીથી છુટયા બાદ રસોઇ તૈયારી કરી જમી પાત્ર આદિ સાફ કરી સાડા છના સુમારે તે કાર્યથી પરવારવું.

૮. ત્યાર પછી એક કલાક કે દોઢ કલાક, વિદ્યાર્થીને તે અભ્યાસ કરાવતો.

૯. સાડાઆઠના સુમારે તેમાંથી પરવારી પોતાની જ્ઞાનની ખાતર કોઇ કોઇ માસીક, અઠવાડીક કે એવાં પત્રોમાં આપવા સારૂ નાના અને રમુજી લેખો, કવિતાઓ, નિબંધો વગેરે લખતો.

૧૦. દશના સમયે તે નિદ્રાવશ થતો હતો.

ઉપર પ્રમાણે તેનો નિત્ય નિયમ હતો છતાં તેમાંથી તે નિવૃત્તિ મેળવી કાંઇ કાંઈ કાર્યો તે વધારે કરતો. પોતાના કુટુંબનું, પોતાના સ્નેહીઓનું, સગાંવહાલાંનું, જાત કે દેશના માણસોનું પોતાથી બનતું કલ્યાણ કરતો.

આ સમય તેના આખા જીવનમાં સુખની શ્રેણી બરોબર હતો. શીક્ષકની નોકરીમાં તે ઘણો હુશિયાર નીવડયો. ઉપરી અધિકારીઓની મમતા–પ્રેમ તેણે મેળવ્યો. તેનો પગાર વધ્યો. તે સર્વેમાં શ્રેષ્ટ ગણાવવા લાગ્યો. તેની લાગવગ વધી, અને સર્વે ઠેકાણે માનમર્તબો મળવા લાગ્યો.

આખરે આવી સારી સુખની નોકરી છોડવાનો તેને પ્રસંગ આવ્યો. વર્તમાનપત્રો હંમેશાં તે વાંચતો અને તેના પ્રભાવથી એક સારી અંગ્રેજી વેપારી પેઢીમાં એક કારકુન તરીકે તે દાખલ થયો. પ્રથમ તેનો પગાર રૂ. ૫૦ કરવામાં આવ્યો, પણ તેની હુશીયારી; કામ કરવામાં ચાલાકી, નિયમિતપણું, પ્રમાણિકતા જોઇ મોટા એજન્ટની તેના ઉપર મહેરબાની થવાથી તેનો માસીક પગાર રૂ. ૧૦૦) નો કરી આપ્યો, અને હજુ પણ વધારે આપવાની ઇચ્છા જણાવી.

આવા સમયમાં તે પોતાના પિતાને, પોતાની દુષ્ટ અપર માતાને, પોતાના ભાઇ મનમોહનને તેમજ ચતુરાને ભુલી ગયો નહોતો. પ્રસંગોપાત તે તેમને મદદ કરતો. તેમને કંઇ ભેટ મોકલતો અને આનંદમાં દિવસ ગાળતો. હવે તેના નાંતીલાની નજર તેના તરફ વળી. તેઓમાંના એક સાધારણ પણ સુખી ગૃહસ્થે પોતાની કન્યા વાસ્તે તેનું માગું કર્યું. મનોહરાએ પોતાથી બનતું તે પાછું વાળવાને કર્યું પણ પોતાના આવા કમાઉ–સારા–ભલા ઉમદા ખવાસના પુત્રને હજુ સુધી કન્યા વિના રાખ્યો જાણી દુઃખી થતા પિતાએ મનોહરાને ગણુકારી નહિ. વિવાહ નક્કી કર્યો. અને પોતાના ગજા પ્રમાણે ઠાઠથી પુત્ર હરદાસને પરણાવ્યો.

હરદાસની કન્યા સુલક્ષણા સારા કુટુંબની પણ કેળવણીહીન હતી. બિચારી સુલક્ષણાને તેની માતા હરદાસની માફક બાળપણથી મુકી ગુજરી ગઈ હતી. તેનો પિતા વેપારી હતો તેથી તેને કંઇ કેળવણી આપી શક્યો નહોતો. પરિણામમાં સુલક્ષણા એક ગ્રામ્ય બાળા રહી હતી, પણ તેની બીજી વર્તણુકો સારી હતી. ફક્ત તેનું દુષણ એકજ હતું કે તેને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવાનું ઘણું પસંદ હતું. અને કદાચ તેને તે કામમાં કોઇ રોકતું તો તે ઘણી ચીડાઈ જતી અને તેના પરિણામમાં કંકાસ સિવાય કંઇ વધારે થતું નહિ.

પોતાની બધી શક્તિનો–બધા જ્ઞાનનો ઉપયોગ સુલક્ષણાને સુધારવામાં તેણે કર્યો પણ પરિણામ કાંઇ સારૂં આવ્યું નહિ. આખરે તે કંટાળ્યો. તેને શીખામણ આપવાનું માંડી વાળ્યું. કોઈ કોઇ વખત પોતાની ઇચ્છા ન સચવાતી તો તે મનમાં સમજી ચાલવા લાગ્યો. પોતાની સ્ત્રીને પ્રથમ તેણે ઇચ્છાનુસાર વર્તવા દીધી. પણ તેથી પણ તે પોતાની ધારણામાં નિષ્ફળ નીવડયો. આથી તેણે તેને પ્રથમ કેળવણી આપવા વિચાર ચલાવ્યો. એક સ્ત્રી શીક્ષક માસીક પગારથી રાખી. તેની પાસે સુલક્ષણા ઉત્સાહથી ભણવા લાગી. પ્રથમ શીક્ષણ લખવું, વાંચવું, આંક, હીસાબનું અપાવવા માંડ્યું. તેમાં બે વરસે સુલક્ષણા પ્રવીણ થઈ એટલે નીતિનાં, ધર્મનાં, સ્ત્રી સુધારાનાં પુસ્તકો દરરોજ સાંજના તેની પાસે વાંચવા લાગ્યો. ધીમે ધીમે તેની વર્તણુંકમાં ફેરફાર થવા લાગ્યો. પોતાના પ્રભુને ઇષ્ટ ગણી તેની આજ્ઞા અનુસાર વર્તવા લાગી. પોતાની કુટેવો ભૂલી સ્વામીને સર્વસ્વ માનવા લાગી.

---

## मर्हुम गच्छाधिपति पूज्यपाद धर्मधुरंधर क्रियोद्धारक श्रीमद् रविसागरजी महाराज साहेबजीनी उजववामां आवेली जयंति.

આજ દીન અત્રેના પ્રસિદ્ધ અને વિશાળ જૈન ઉપાશ્રયને રંગબેરંગી નાના પ્રકારની ધ્વજા પતાકાઓથી અલંકૃત કરવામાં આવ્યો હતો અને અપૂર્વ શોભાને ધારણ કરતો હતો. તેમજ જરીયાની પૂઠીયાં ચન્દ્રવાથી ઉપરોક્ત શોભામાં ઘણો સારો વધારો કર્યો હતો. સવારના આઠ વાગ્યાના અરસાથી સદ્‌ગૃહસ્થોનું આગમન શરૂ થયું હતું, જેમાં અત્રેના જાણીતા સદ્‌ગૃહસ્થોએ ખાસ અંતઃકરણથી ભાગ લીધો હતો. જૈન તથા જૈનેતરના આગમનથી સમગ્ર ઉપાશ્રય ચિક્કાર થયો હતો. તેમજ સર્વે સદ્‌ગૃહસ્થો તથા સન્નારિઓના મુખ પર અપૂર્વ આનંદ છવાઇ રહ્યો હતો. બાદ સમય થતાં અત્રે બિરાજતા પુજ્યપાદ પંન્યાસજી શ્રીમદ્ અજીતસાગરજી ગણી પોતાના શિષ્યમંડળ સાથે પધારી પોતે યોગ્ય આસનારૂઢ થયા હતા અને ધાર્મિક ક્રિયા કરી શરૂઆતમાં મંગલાચરણ કર્યું હતું. બાદ

મી. ડાહ્યાલાલ કોઠારીએ સભા બોલાવાનું આમંત્રણપત્ર વાંચી સંભળાવ્યું હતું. તત્પશ્ચાત મી. રતીલાલ કેશવલાલે જયંતિ વિષે પોતાના મધુર સ્વરથી એક કાવ્ય બોલી શ્રોતાજનોને આહ્લાદિત કર્યા હતા. ત્યારબાદ પ્રમુખ સ્થળે બિરાજતા પંન્યાસજીએ જયંતિ અને તેથી થતા ફાયદા એ વિષયમાં ઘણું અસરકારક ભાષણ આપી અતિશય આનંદિત અને બુલંદ અવાજથી શ્રીમદ્ રવિસાગરજી જીવનચરિત્ર વાંચી સંભળાવ્યું હતું, તેમજ પ્રસંગે પ્રસંગે કેટલુંક અસરકારક વિવેચન પણ કરવામાં આવ્યુ હતું. બાદ મી. ડાહ્યાલાલ કોઠારીએ રવિસાગરજી ચરિત્રપરથી ઉત્પન્ન થતા વિચારો ઘણી સારી રીતે ચર્ચ્યા હતા; તેમજ લગભગ સાડાનવ વાગ્યાના સુમારે ઉપરોક્ત કાર્ય ઘણી શાન્તિની સાથે પૂર્ણ કરવામાં આવ્યું હતું. ત્યારબાદ પંન્યાસજી શ્રીમદ્ અજીતસાગરજી ગણીએ વર્તમાન ચાલતા વિગ્રહનો જલદી અંત અને આપણી સરકારની શાંતિની સાથે ફતેહ ઈચ્છવા દરખાસ્ત મૂકી હતી, તે મી. ડાહ્યાલાલ કોઠારીના ટેકાથી સર્વાનુમતે પસાર થઇ હતી. થોડા વખત ઉપર આપણી સરકારના લડાઇના વડા પ્રધાન મી. લૉર્ડ કિચનરનું અકસ્માત પરલોકગમન થયું છે તેમના ગુણોનું સ્મરણ અને તેમના આત્માને શાંતિ તેમજ તેમના વિયોગની દિલગીરી જાહેર કરવા દરખાસ્ત પંન્યાસજી મહારાજે મૂકી હતી તે મી. મંગળદાસના ટેકાથી સર્વાનુમતે પસાર થઇ હતી.

શ્રીમદ્ રવિસાગરજી મહારાજ સાહેબજીની યાદગીરી તથા ગુરૂભક્તિની ખાતર તેમની પાદુકા સ્થાપન થવી જોઇએ. એવા પંન્યાસજી મહારાજશ્રીના ઉપદેશથી તે કાર્ય અત્રે સંઘના આગેવાનોના લક્ષમાં ખાસ આવ્યુ છે અને ભવિષ્યમાં તે કાર્ય થવા ખાસ વકી છે. ઉપરોક્ત કાર્ય પૂર્ણ થયા બાદ રવિસાગરજી મહારાજશ્રીની જય બોલી પરભાવના લઇ સભા વિસર્જન થઈ હતી. બપોરના જીન મંદિરમાં પ્રભુ પૂજા ઘણા ઠાઠમાઠથી ભણાવવામાં તથા રચાવવામાં આવી હતી. તે પ્રસંગે પણ ઘણા જનોએ હાજરી આપી હતી. બાદ સાંજના ફુલ લાઇટ સાથ ભાવના પણ બેસાડવામાં આવી હતી.

---

# શ્રી પદ્મવિજયજી.

વિક્રમની ૧૯ મી સદીમાં, ગુજરાતમાં જૈન કવિ તરીકે પ્રખ્યાતી પામેલા શ્રી પદ્મવિજયજી, જેઓએ લગભગ પંચાવન હજાર નવીન કાવ્યની રચના કરેલી છે. તેમનાં કાવ્ય અને કૃતિઓ જૈનોમાં ઘરગતુ થઇ ગએલાં છે, અને જૈન તત્વજ્ઞાનમાં જેઓ સમર્થ વિદ્વાન, પંડિતપદને શોભાવનાર હતા, તેમનું ચરિત્ર જાણવાલાયક છે, એમ એમના ગુરૂ શ્રી ઉત્તમવિજયજીનું ચરિત્ર લખતાં સુચન કરવામાં આવેલું છે, તેઓનું ચરિત્ર વાંચકવર્ગ આગળ રજુ કરીએ છીએ.

સંવત ૧૭૯૨ ના ભાદરવા શુદ ૨ ના રોજ *શોરી વારના રોજ સૂર્યોદયથી સાત ઘડી દિવસ ચડતાં ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રમાં અમદાવાદમાં સામલદાસની પોળમાં રહેનાર શ્રીમાળ જ્ઞાતીના શાહ ગણેશચંદની ભાર્યા ઝમકુ નામની પતિવ્રતા સ્ત્રીએ તેમને જન્મ આપ્યો હતો. કન્યા રાશીમાં જન્મ થયેલો હોવાથી તેમની ફોઇએ તેમનું નામ પાનાચંદ પાડયું હતું.

* શોરીવાર એટલે શનીવાર. સંસ્કૃતમાં શૌરિ એ નામ શનૈશ્ચરનું છે. તે ઉપરથી શનીવારને શોરીવાર પણ કહેવામાં આવે છે.

૭ વર્ષની ઉંમરે તેમની માતાએ કાળ કર્યો. સાતમે વર્ષે તેમના પિતા ગણેશચંદ્રે તેમને નિશાળે ભણવા મૂક્યા. અગીઆર માસમાં નિશાળનો તમામ અભ્યાસ પુરો કર્યો હતો.

માતાના ગુજરી જવાથી તેમનાં માસી જીવીબાઇ તેમને ઉછેરવાનું કામ કરતાં અને તેમની પાસે તેઓ રહેતા હતા.

જીવીબાઇએ નવતત્ત્વાદિ શ્રાવિકાઓને ભણવાલાયક પ્રકરણોનો અભ્યાસ કરેલો હતો. તેઓ ઘણાં ગુણી હતાં. તેમણે પાનાચંદને તેર વરસની ઉમરમાં તમામ પ્રકરણો મૂળપાઠે મુખે કરાવ્યાં હતાં.

શ્રી ઉત્તમવિજયજી સંસારી અવસ્થામાં પાનાચંદના મામા થાય, તેઓ વિહાર કરતાં તે વખતમાં અમદાવાદ પધાર્યા, પાનાચંદ તેમને વંદન કરવા જતા હતા. પ્રસંગવશાત્ શ્રી ઉત્તમવિજયજીએ પાનાચંદને જણાવ્યું કે, તમે મૂળપાઠથી પ્રકરણ ભણ્યા છો, પણ તેના અર્થ શીખો, કેમકે મૂળપાઠથી શિખેલાં એકલાં પ્રકરણ પાણી સમાન છે. જો તેના અર્થ ધારવામાં અને શિખવવામાં આવે તો તે દુધ સમાન ગુણ કરનાર છે. માટે અર્થ ધારવાનો ઉદ્યમ કરો.

પાનાચંદે અર્થ ધારવાની શરૂવાત કરી, પ્રકરણોના અર્થ ધારતાં ક્ષેત્ર સમાસ જે ગણાતા પ્રયોગનો કઠણ ગ્રંથ છે તે સુધાંતની ધારણા બરોબર કરી.

શ્રી ઉત્તમવિજયજી જે વખતમાં પાનાચંદને પ્રકરણના અર્થ ધરાવતા હતા તે વખતે વ્યાખ્યાનમાં પન્નવણાસૂત્ર અને પોરસી પછી શ્રી આદિજીન ચરિત્ર વાંચતા હતા. તે સમય વ્યાખ્યાન સાંભળનાર શ્રાધ વર્ગ પણ ઘણા ભાગે વિદ્વાન હતો, અને શ્રી ઉત્તમવિજયજી ગીતાર્થ હતા, તેથી વાખ્યાનનો રંગ સારો જામતો હતો.

શ્રી આદિનાથ ચરિત્રમા મહાબળ મુનિનો અધિકાર સાંભળતાં પાનાચંદને વૈરાગ્ય થયો, તેથી અવસર જોઇ શ્રી ઉત્તમવિજયજી મહારાજની પાસે, જો પોતાના પિતા રજા આપે તો દિક્ષા લેવાનો ભાવ જણાવ્યો. તેમણે જણાવ્યું કે, એ પ્રકારનો ઉદ્યમ કરવો એ તમારા જેવાને લાયક છે. તમારા પિતાનો વિરૂદ્ધાગ્રહ જોઈ મન કાચુ કરશો નહિ. પાનાચંદના મનમાં દિક્ષા લેવાની ઘણી હોશ હતી, તેથી તે હોંશમાં ને હોંશમાં પોતાની માસીની પાસે ગયા અને વ્રત લેવાની ઇચ્છા જણાવી. માસી ધર્મિષ્ટ હતાં, સંસારનુ સ્વરૂપ સમજતાં હતાં, તેથી ભાણેજના દિક્ષા લેવાના પ્રણામ જોઇ તેમને હર્ષ થયો. ભાણેજની પરીક્ષા કરવાના હેતુથી કહ્યું કે ભાઇ! કહેવું સહેલું છે, પણ આદરવું ઘણું દુષ્કર છે. એ વ્રત ધીર વીર હોય તેજ ધારણ કરી શકે છે. કાયર અને હિચકારાઓ એ વ્રત ધારણ કરવાને લાયક નથી; કેમકે તેવાઓ જો એ વ્રતને ધારણ કરે છે તો તે પોતાની અને શાસનની હીલના કરે છે. તારી ઉમર નાની છે, તારા પિતાને તું એકનો એક પુત્ર છું, અને તારૂં વેવિશાળ કરેલું છે, તે તને કેમ પરવાનગી આપશે?

પાનાચંદે કહ્યું કે જે માણસ શૂરવીર થાય છે તેને કોણ રોકી શકે છે? હું મારા પિતાજીને જઇને સમજાવું છું. જેઓએ શુદ્ધ રીતે જૈન માર્ગ જોયો નથી તે તો કુપથે જાય પણ તેનું યથાર્થ રહસ્ય જોયા પછી કુપથે કોણ જાય? એમ જણાવી પોતાના પિતાજી પાસે ગયા.

વિનયવાન પાનાચંદ પિતાજીને પગે લાગ્યા, અને પોતાના વિચાર જણાવી દિક્ષા લેવાની અનુમતિ આપવા વિનંતિ કરી.

શેઠ ગણેશચંદ ધાર્મિક વૃત્તિવાળા હતા. તેઓએ પુત્રને ચારિત્રની કઠીણતા સમજાવતાં કહ્યું કે જૈન ધર્મની દિક્ષા સહેલી નથી. જેની અંદર [1]નિર્મોય રહેવું પડે છે. નિરતિચારવ્રત પાળવું જોઇએ. મન, વચન અને કાયાથી [2]અમાયિ રહેવું પડે છે, પોતાના ગુરૂ અને વડિલોનો વિનય અને વૈયાવચ્ચ કરવા પડે છે. [3]છકાયના જીવ અને ત્રિકરણ યોગે રક્ષણ કરવું પડે છે. ક્રોધ, લોભ, ભય, કે હાસ્યના ઉદયથી જુઠું ન બોલવાને સંભાળ રાખવી પડે છે. ત્રિવિધ ત્રિવિધ અદત્ત નહિ લેવા અને બ્રહ્મચર્ય પાળવાના નિયમ લેવા પડે છે. પરિગ્રહનો ત્યાગ કરવો પડે છે. તૃણ મણિ કંચન ઉપર સમાન વૃત્તિ રાખવી પડે છે. ચારિત્ર ધર્મની અંદર ઘણા ઘણા પ્રકારના પરિસહ સહન કરવા પડે છે. જેમ માણસને માથા ઉપર મેરૂ પર્વતનો ભાર ઉપાડવો મુસ્કેલ છે, તેવી રીતે ચારિત્ર ધર્મ અંગીકાર કરી તેનું નિરતિચાર પાલન કરવું ઘણું મુસ્કેલ છે. તું તો હજી બાળક છે માટે વ્રત લેવાના ચાળા મુકી દે અને ઘર સંભાળ. તારા સારાને માટે મેં તારી સગાઇ કરેલી છે. તેથી તે વિવાહ તોડતાં ભવાઇ થાય, અને લોકમાં અપકીર્તિ થાય તે તું સમજે છે?

સંસારનું સ્વરૂપ પાનાચંદના સમજવામાં આવ્યું હતું. તેના વિચાર પોપટીયા રંગ જેવા નહતા. તેથી તેણે જીવ પુદ્ગલનું સ્વરૂપ પિતાજીને સમજાવ્યું. જો પિતાજી પરવાનગી નહિ આપે તો સંસારી જીંદગી ગુજારવાથી પોતાને આનંદને બદલે ખેદ થશે, એ વાત પણ સમજાવી.

આ પ્રકારના ઉત્તર પ્રત્યુત્તર અને વાદવિવાદમાં એક વરસ થયું. પિતાની આજ્ઞા સિવાય દિક્ષા નહી લેવાનો; અને દિક્ષા લેઇ ચારિત્રધર્મ અંગીકાર કરવાનો તેનો દ્રઢ નિશ્ચય હતો. કોઈ પણ કાર્ય કરવાનો જો એક વખત દ્રઢ નિશ્ચય થાય અને તેના પાછળ યોગ ઉદ્યમ કરવામાં આવે તો ઘણા ઘણા વિઘ્નોના અંતે પણ તે કાર્ય સિદ્ધ થયા સિવાય રહેતું નથી. તે નિયમાનુસાર એક વર્ષના અંતે પાનાચંદે પોતાના પિતાના મન ઉપર સારી અસર કરી તેમના વિચારો ફેરવ્યા, અને દિક્ષા લેવાની અનુમતિ મેળવી. અનુમતિ આપતાં ગણેશચંદને ઘણું લાગી આવ્યું. સંસારી મોહને લીધે તેમની આંખમાંથી આંસુ નિકળી પડયાં, પણ પુત્રનો સદ્આગ્રહ જોઇ "જમને દેવાય, પણ જતીને ન દેવાય" એ મિથ્યાત્વને પોશનારી લોકોક્તિને માન નહિ આપતાં પાનાચંદની અભિલાષાને સંમતિ આપી.

પાનાચંદને અતિ હર્ષ થયો, અને સંઘમાં પણ આનંદ વ્યાપિ રહ્યો. પિતા, કાકા વિગેરે સ્વજનવર્ગ પાનાચંદસહ શ્રી ઉત્તમવિજયજી પાસે આવ્યા, અને પિતાએ પુત્રની ભિક્ષા આપી તેને શિષ્ય કરવા જણાવ્યું. ગુરૂએ તેમને ધન્યવાદ આપ્યો. લઘુ વયમાં પાનાચંદને દિક્ષા લેવાનો રાગ થયો તેથી તેને ધન્યવાદ આપ્યો. દિક્ષાનો દિવસ જોવરાવ્યો, અને માહા સુદ ૫ નું મૂહુર્ત નક્કી કર્યું.

ગણેશજી શેઠે ઘર આગળ આવી દિક્ષામહોત્સવ માંડયો. એક પાસથી સગાંવાહલાં અને ધર્મના રાગીઓ પાનાચંદને વારણાં દે છે, બીજી પાસે ગુરૂ મહારાજ હિત શિક્ષા આપે છે કે, ક્રોધાદિ પરણતિ શુદ્ધ સ્વભાવનો નાશ કરે છે. કર્મ શત્રુને ઉન્મૂલ કરવા શ્રુતજ્ઞાનનો અભ્યાસ કરજો. સમતાપુર્વક અનુભવજ્ઞાનનો વધારો કરવો. [4]રત્નત્રયના અભ્યાસથી ધર્મ ધ્યાન

૧. ધન પાસે રખાતું નથી. ૨. નીષ્કપટ. ૩. છકાય એટલે પાંચ સ્થાવર અને છઠ્ઠો ત્રસકાય. ૪. રત્નત્રયી એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્ર.

કરવું. ત્રિવિધ અવંચક યોગથી રાગદ્વેષનો નાશ થાય છે. ઇંદ્રિયદમન કરવું અને શીળ પાળવું. હિંસાદિ આશ્રવનો [1]ત્રિવિધ [2]ત્રિવિધ પરિહાર કરવો. ભાવદયાથી સ્વપર ઉપકાર કરવો.

એ પ્રમાણે ઉપદેશ આપતાં અને રાત્રી જાગરણ તથા પરભાવના કરતાં એક માસ વિતી ગયો. સંવત ૧૮૦૫ના મહા સુદી ૫ એટલે વસંતપંચમીનું દિક્ષા લેવાનું મુહૂર્ત હતું, તે દિવસે સવારમાં પાનાચંદ શ્રી શામલાપાર્શ્વનાથની પૂજા કરી વરઘોડાના ભારે ઠાઠથી ગુરૂ પાસે આવી દિક્ષા અંગીકાર કરી. ગુરૂએ તેમનું પદ્મવિજય નામ રાખ્યું.

પદ્મવિજયજીએ ગુરૂ પાસે શાસ્ત્ર અભ્યાસ આદર્યો. સંવત ૧૮૦૬નું ચોમાસું અમદાવાદ કરી શ્રી ઉત્તમવિજયજી સુરત પધાર્યા. ત્યાં શ્રી સુવિધિવિજયજી પાસે વ્યાકરણશાસ્ત્ર, પંચકાવ્ય, છંદશાસ્ત્રનો અભ્યાસ કર્યો. સુરતમાં તે વખતે સંઘવી તારાચંદ કચરા હતા, તેમણે પંડિતની જોગવાઇ કરી, તેમની પાસે ન્યાયનો અભ્યાસ કર્યો. શ્રી ઉત્તમવિજયજી ગુરૂએ તેમને જૈન ન્યાય મહાભાષ્યનો અભ્યાસ કરાવી ચાર મૂળ સૂત્ર તથા અંગઉપાંગ વંચાવ્યાં. કર્મ ગ્રંથ તથા કર્મ પયડીનો અભ્યાસ કરાવ્યો.

તે વખતે આચાર્ય શ્રી વિજયધર્મસુરી હતા. તેમણે પદ્મવિજયજીનો અભ્યાસ, હુશિયારી અને બુદ્ધિ જોઇ સંવત ૧૮૧૦ની સાલમાં રાધનપુરમાં પંન્યાસ પદવી આપી.

સંવત ૧૮૧૩–૧૪ નાં ચોમાસાં ગુરૂ સાથે સુરત કર્યા હતાં. ૧૫–૧૬ નાં ચોમાસાં ગુરૂ આજ્ઞાથી બરાણપુર કર્યા હતાં. તે દરમ્યાનમાં ઢુંઢકપંથ અને દીગંબર પંથવાળાઓ સામે વાદના પ્રસંગો ઉભા થતાં વાદ કરી જય મેળવ્યો હતો. ત્યાંથી વિહાર કરીને શ્રી વિમળગીરીનાં દર્શન કરવા પધાર્યા ને ત્યાં પોતાના ગુરૂને મળ્યા. દીવના શેઠ રૂપચંદ ભીમાએ પાલીતાણામાં સુંદર જીનમંદિર કરાવ્યું હતું તેની પ્રતિષ્ઠા કરાવી હતી.

જુદે જુદે સ્થળે ગુરૂ સાથે વિહાર કરી સંવત ૧૮૨૨ ના શીયાળામાં સુરત પધાર્યા હતા. ત્યાં શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીના દહેરાસરની પ્રતિષ્ઠા માહા સુદ ૧૩ ના દિવસે કરાવી હતી. આ પતિષ્ટા વખતેજ શ્રી શાંમળાપાર્શ્વનાથનાં બિંબ તથા બીજા પાંચ બિંબ શ્રી સમેતશીખરજી ઉપરના જીનમંદિરમાં પધરાવવાને મોકલાવ્યાં હતાં.

સંવત ૧૮૪૪ ના માહા વદી ૯ ને ગુરૂવારના રોજ પાટણમાં શ્રી શહસ્ત્રફણા પાર્શ્વનાથ તથા ભાવી ચોવીશીના પ્રથમ તિર્થંકર શ્રી પદ્મનાભ પ્રભુ વિગેરે એંશી જીન બિંબની પ્રતિષ્ટા કરાવી હતી. આ પ્રતિષ્ટા મહોચ્છવ વખતે જીનેશ્વરનાં ચવન, જન્મ, દિક્ષા, કેવળજ્ઞાન અને મોક્ષ કલ્યાણકના નિમિત્તે મોટા ઓચ્છવ થયા હતા. તેમાં દિક્ષા કલ્યાણકના મહોચ્છવના દિવસે આકાશમાં દેવતાઇ વાજાં વાગતાં ગંધે સાંભળ્યાં હતાં અને તેથી સંઘને બહુ આહ્‌લાદ થયો હતો.

સંવત ૧૮૬૨ ના ફાગણ માસમાં પૂર્વકૃત અશુભ કર્મોદયના યોગે મસ્તકમાં વ્યાધિ ઉપન્યો. વ્યાધિ જુદી જુદી રીતથી પીડા કરતો તે સમતાપૂર્વક સહન કરતા, પણ દીલમાં અસમાધિપણું આવવા દેતા નહિ. પોતાનું હવે અલ્પ આયુષ્ય બાકી છે, એનો તેઓશ્રીને ભાસ થયો, શિષ્ય વર્ગને હિત શિક્ષા આપી. અઠયાવીશ દિવસ સુધી આરાધના કરી ઉત્તરાધ્યાન સૂત્ર સાંભળ્યું. સંવત ૧૮૬૨ ના ચૈતર સુદી ૪ ને બુધવારના રોજ અશનાદિનો ત્યાગ કર્યો અને સુંદર ઉપયોગમાં તે દિવસ વ્યતીત કરી સંધ્યાનું પ્રતિક્રમણ શુદ્ધ રીતે ભાવપૂર્વક કર્યું. પ્રતિક્રમણ અંતે નવ પદનો જાપ કરતાં કરતાં દેવગતી પ્રાપ્ત કરી.

---

૧. મન, વચન અને કાયાથી. ૨. કરવું, કરાવવું અને અનુમોદન કરવું.

સંઘે ઉચિત્ત કરણી કરી જરકશી કાપડની માંડવી બનાવરાવી. દ્રવ્યથી ઘણી પૂજા કરી અને છેવટના સંસ્કાર કર્યા. પશ્ચાત્ સંઘે ઘણા ઠાઠથી નિર્વાણ મહોચ્છવ કર્યો. શહેરમાં પાખી પળાવી અને જીવ દયાનાં ઘણાં કામ કર્યાં.

શ્રી પદ્મવિજયજી સાડાચૌદ વર્ષ ગૃહસ્થાવાસમાં રહ્યા અને શાસ્ત્રાભ્યાસ કર્યો. સત્તાવન વર્ષ શુદ્ધ રીતે ચારિત્ર પાળ્યું. એમ એમના રાસના કર્તા શ્રી રૂપવિજયજી રાસની બારમી ઢાલમાં[1] જણાવે છે. પણ એમનો જન્મ સંવત ૧૭૯૨ ના ભાદરવા સુદી ૨ ના રોજ અને દિક્ષા ૧૮૦૫ ના માહા સુદી ૫ ના રોજ લીધી. તે હીસાબે બાર વરસ પાંચ માસ અને બે દિવસ ગૃહવાસમાં રહ્યા એમ થાય છે. સત્તાવન વર્ષ બે માસનો દિક્ષા પર્યાય થયો, કુલ અગણોતેર વર્ષ સાત માસ અને બે દિવસનું તેમનું આયુષ્ય થાય છે.

૭ વર્ષની ઉમરે તેમને વ્યવહારીક કેળવણી લેવા નિશાળે મુકવામાં આવ્યા હતા. અગીઆર માસમાં વ્યવહારિક કેળવણી તેઓએ પુરી કરી એ ઉપરથી તેમનામાં જ્ઞાનશક્તિ કેટલી તીવ્ર હતી, તેનું અનુમાન કરવાને આપણને સાધન મળે છે. "પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય" એ લોકોક્તિ શરૂવાતના તેમના વ્યવહારિક નિશાળના કાળથી ખરી પડે છે. તેઓ આગળ જતાં જૈનાગમના કેટલા બધા અભ્યાસી હતા તે તેમના ચરિત્રથી તથા તેમણે જૈન સાહિત્યમાં જે વધારો કર્યો છે તે ઉપરથી જણાઈ આવે છે. તત્વ દ્રષ્ટિથી વિચાર કરીએ તો જ્ઞાનાવર્ણિકર્મના દળીયાંનો પ્રાદુર્ભાવ તેમનામાં ઘણો થોડો જણાય છે. આઠ પ્રકારના કર્મમાં જ્ઞાનાવર્ણિ કર્મ એ મુખ્ય છે. જેનામાં જ્ઞાનાવર્ણિ કર્મનો પ્રભાવ કમતી તેનામાં બાકીનાનું જોર પણ કમતી અને જેનામાં તેનો પ્રભાવ વધારે તેનામાં બાકીનાનું જોર પણ વધારે. સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રને નિકટનો સંબંધ છે. સમ્યગ્ જ્ઞાનથી જગતના પદાર્થનું યથાર્થ સ્વરૂપ સમજાય છે. તે સમજાયા પછી તેમાં શ્રદ્ધાન થાય છે. તે થયા પછી જ્ઞેય, હેય અને ઉપાદેયનો તેને બોધ થાય છે. જગતમાં જાણવા લાયક, ત્યાગવા લાયક અને ગ્રહણ કરવા યાને આદરવા લાયક શું છે તેનો તે નિર્ણય કરે છે. ત્યાગવા લાયકનો ત્યાગ કરવો અને તત્વ દ્રષ્ટિથી ફાયદાકારક વસ્તુનો આદર કરવો એ જૈન તત્વજ્ઞાનનો મૂળ પાયો છે. આ વિષયમાં જેટલી શક્તિ કમતી તેટલે અંશે તેનામાં જૈન તત્વજ્ઞાનનો પ્રકાશ થોડો એમ જ્ઞાનીઓનું ફરમાન છે. આપણા ચરિત્ર નાયકનામાં નાની ઉમરથીજ તત્વજ્ઞાનનો પ્રકાશ વધુ પ્રમાણમાં હતો એમ આપણને ખાત્રી થાય છે. બાર વર્ષ ને પાંચ માસની ઉમરે તેમણે દિક્ષા અંગીકાર કરી. તે પહેલાં એક વર્ષ પિતાની સંમતિ મેળવવામાં ગયું, એટલે લગભગ સાડા અગીઆર વર્ષની ઉમરમાં તેમણે વ્યવહારિક કેળવણીની સાથે જૈન પ્રકરણોનો અર્થ સાથે અભ્યાસ કર્યો હતો. વ્યાખ્યાનમાં માહાબળ મુનિનો અધિકાર સાંભળતાં તેમને વૈરાગ્ય થયો અને ચારિત્ર અંગીકાર કરવાની વૃત્તિ થઈ. જો પિતાજી રજા આપે તો ચારિત્ર લેવાની ઈચ્છા શ્રી ઉત્તમવિજયજી ગુરૂ પાસે જણાવી અને તે મહા મહેનતે મેળવી. એ ઉપરથી નાની ઉમરથી તેમનામાં માનસિક બળ કેટલું મજબૂત હતું તે પણ જણાઈ આવે છે. કર્મવાદ અને પૂર્વભવના અભ્યાસ તત્વને અહીં જગ્યા મળે છે.

---

[1] શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રકાશ મંડળ તરફથી ઐતિહાસીક રાસમાળા ભાગ ૧ લાના પૃષ્ઠ ૧૯૩ માં એ રાસની બારમી ઢાલમાં.

સાડા ચૌદ વરસ રહી ઘર વાસે, પછી વ્રત લીધું રે;
વરસ સતાવન પાળિયું, ભલું ચારિત્ર જગત પ્રસિધ્ધુંરે. જિ. ૧૪.

નાની ઉમરમાં પોતાની શક્તિથી તેમણે જ્ઞાન મેળવવાની સાથે સાધુ ધર્મની દિક્ષા અંગીકાર કરી, એ ઉપરથી જૈન માન્યતા પ્રમાણે તેમણે પૂર્વ ભવમાં જ્ઞાન અને ચારિત્ર ઉદય આવી તેનો અભ્યાસ કરેલો હોવો જોઇએ. તે અભ્યાસ અને સારી ભાવનાનુંજ આ પરિણામ છે. આ ભવમાં તેમણે દીર્ઘકાળ જ્ઞાનાભ્યાસની સાથે શુદ્ધ ચારિત્ર પાળ્યું તે ઉપરથી તેઓ નીક્ટભવી થઇ સંપૂર્ણ આત્મ વિકાશ કરી કેવળજ્ઞાન મેળવી મોક્ષપદના અધિકારી થશે એમ આપણે અનુમાન કરી શકીએ.

શ્રી પદ્મવિજયજીને દિક્ષા લેવાના ભાવ થાય છે અને પિતા એક વર્ષ સુધી પરવાનગી આપવાને આનાકાની કરે છે, છતાં નાશ ભાગ કરવા કે કરાવવાની બાજી રચાતી નથી, એ શ્રી ઉત્તમવિજયજી મહારાજની ઉત્તમતાની સાથે ઘણું શીખવાનું છે. સાધુ મહાત્માઓએ તો અધિકાર લાયક અને જીજ્ઞાસુ જીવને સંસારનું સ્વરૂપ સમજાવી તેનામાં વૈરાગ્યનાં બી નાખવાનાં છે અને તેમાંજ તેમની મહત્વતા છે. જીજ્ઞાસુને જો શુદ્ધ રીતે ચારિત્ર લેવાની ઇચ્છા થઇ હોય તો પછી તેને સંસાર બંધનમાં રાખવા કોણ સમર્થ છે? તેને નાશ ભાગ કરવાનું કારણજ નથી. તેની તેવી વૃત્તિની જો તેના અધિકારી સગાઓને ખાત્રી થાય તો રજા આપ્યા સિવાય તેમનો છુટકો થતો નથી, એમ આપણને આ ચરિત્ર વાંચતાં ખાત્રી થાય છે. નાશ ભાગ અને સંતાડવાનો વિધિ કરવામાં કેટલા બધા પાપ સ્થાનકોનો આશ્રય લેવો પડે છે, એ વિચાર કરવા જેવું છે.

નાની ઉમરના દિક્ષીત સાધુઓ, સ્વપર કલ્યાણ કરી શાસનોન્નતિ કરવાને સમર્થ થયા છે એવું આપણને ઇતિહાસ શીખવે છે. વર્તમાનમાં આવી નાની ઉમરના દિક્ષાના પ્રસંગે કે લગ્ન થએલા ગૃહસ્થ યુવાન સ્ત્રીનો ત્યાગ કરી દિક્ષા લેવા તૈયાર થાય છે, તે વખતે જૈન અને જૈનેતર પ્રજા મહા કોલાહલ કરી મુકે છે. તેઓએ જૈન અને જૈનેતર મહા પુરૂષોના ચરિત્રનો અભ્યાસ કરવો જોઇએ. સ્વામી રામતીર્થના નામથી હિંદુસ્તાનનો કેળવાયલો વર્ગ માહીત છે. તેઓએ એમ. એ., ની પદવી મેળવેલી હતી. યુવાન સ્ત્રી અને નાની છોકરી હતી. વૃદ્ધ પિતા હતા. તેમને છોડીને ગૃહ ઉપાધિનો ત્યાગ કરેલો હતો. તેમના જવાથી શું તેમની સ્ત્રીને દુઃખ નહિ થયું હોય? તેઓ અમુક અપેક્ષાએ વ્યવહારથી સમર્થ પુરૂષોની ગણત્રીમાં ગણાય છે, સ્વદેશ અને વિદેશમાં તેમનાં ભાષણોએ ઘણી અસર કરેલી છે. જો તેઓએ સ્વપત્ની અને નાનાં છોકરાંઓનો ત્યાગ કરી વૈદિક દિક્ષા અંગીકાર કરી ન હોત તો આજે તેમને કોણ ઓળખવાનું હતું? મહારાષ્ટ્રમાં રામદાસ સ્વામી નામના ભક્ત શિવાજીના વખતમાં થઇ ગએલા છે. તેઓએ લગ્નનો અડધો વિધિ થતાં નાશી જઇને ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો હતો. આજે મહારાષ્ટ્રમાં તેઓ સમર્થના નામથી પ્રખ્યાત છે. આવા તો ઘણા દાખલાઓ ઇતિહાસથી જણાઇ આવે છે. જેઓને વાસ્તવિક રીતે જ્ઞાન ગર્ભીત વૈરાગ્ય થયો છે. તેઓ સંસારના બંધન અને અજ્ઞાનીઓના વાગ્બાણની ક્યાં પરવા રાખે છે? તેવા સમર્થ પુરૂષો જગતમાં સ્વપર ઉપકાર કરી શકે છે. બાકીના પુદ્‌ગલાનંદી જીવો જગતના ઉદ્ધારનો દાવો કરવા બહાર પડે છે, તેઓ હજારગણો ઉપદેશ આપે તેથી શું વળવાનું છે? કેમકે તેમના ઉપદેશથી તેમની રહેણીકરણી વિપરીત હોય છે. વર્તમાનમાં પરોપદેશે પાંડિત્ય બતાવનારી વ્યક્તિનું ઉભરણ વધેલું છે. પણ નામદાર ગોખલે અને મી. મોહનલાલ કરમચંદ ગાંધી જેવા સ્વાર્થત્યાગીઓની સંખ્યા દેશમાં કેટલી છે? આવા સ્વાર્થત્યાગીઓના ઉપદેશથી જેટલી અસર થાય છે, તેટલી બીજાના ઉપદેશની થાય છે? આ

તેમનો સ્વાર્થત્યાગ એકદેશી છે, અને તેનાથી જ્યારે આટલી અસર થાય છે, તો પછી જૈન મહા મુનિઓ જેવા સર્વ દેશે સ્વાર્થત્યાગીઓ જગતમાં કેટલો બધો ઉપકાર કરવાને સમર્થ થાય તેનો હિસાબ ગણી જોયાથી ખાત્રી થવા જેવું છે. જૈન દર્શન ઉપર ભૂતકાળમાં અન્ય દર્શનવાળાઓ તરફથી હજારો પ્રકારે વિટંબનાઓ લેખાયલી છતાં હજુ સુધી તે પોતાના શુદ્ધ સ્વરૂપમાં કાયમ રહ્યો છે, તે આવા સમર્થ વિદ્વાન અને ત્યાગી મહાત્માઓના પ્રતાપનેજ આભારી છે. જૈનોની સંખ્યા દિવસે દિવસે કમતી થતી જાય છે, તેના કારણનો શોધ કરવાથી આપણને જણાઈ આવે છે કે જૈનોની વસ્તીના પ્રમાણમાં સાધુ સાધ્વીઓની સંખ્યા ઘણી કમતી છે, અને જે સ્થળોએ ઘણા કાળ સુધી મુનિઓનો વિહાર થતો નથી, તે સ્થળના જૈનીઓની શ્રદ્ધામાં ફેરફાર થઇ તેઓ બીજો ધર્મ સ્વીકારે છે. એવા દાખલાઓ એક બે નહિ પણ સેંકડો નિકળે છે. એ ઉપરથી આપણી ખાત્રી થાય છે કે આપણે જૈન પ્રજામાં વધારો કરવો હોય તો મુનિઓની સંખ્યામાં વધારો થવો જોઇએ. જે કામ ગૃહસ્થ વિદ્વાનો ઘણી મહેનત છતાં કરી શકતા નથી, તે કામ મહામુનિઓના એક વચનથી થાય છે. આ વાતની ખાત્રી કોને નથી ? શાસ્ત્રકારોએ યોગ્ય જીવને આઠ વર્ષની ઉમરથી દિક્ષાનો અધીકારી માનેલો છે. આઠ અને તેથી અધિક ઉમરના લાયક, જીજ્ઞાસુ જીવ અને વૈરાગ્યવાન દિક્ષા લેવાની જીજ્ઞાસાવાળો હોય તો તે ઉમરના કારણથી નાલાયક થઈ શકતો નથી.

ચરિત્ર નાયકની લઘુ વયમાં માતા ગુજરી જવાથી માસીની સારસંભાળ નીચે તેમને આવવું પડેલું છે. માસીને ધાર્મિક શિક્ષણના સંસ્કાર થએલા છે. તેનો લાભ તે પોતાના ભાણેજને આપે છે અને શ્રાવકવર્ગને ભણવાયોગ્ય પ્રકરણો મૂળપાઠ શિખવે છે. શિક્ષણની બાબતમાં બે વાતો જાણવા અને ગ્રહણ કરવા જેવી આપણને જણાઈ આવે છે.

અ. સ્ત્રીવર્ગમાં જો શુદ્ધ રીતે ધાર્મિક કેળવણીના સંસ્કાર પડેલા હોય તો તેઓ પોતાની પ્રજાને તેનો લાભ આપે. તેઓ પોતાની પ્રજાને ધાર્મિક શિક્ષણનો જેટલો લાભ આપે તેટલો બોજો સમાજ ઉપરથી તેમની પ્રજાને ધાર્મિક શિક્ષણ આપવાનો ઓછો થાય. ત્યારે આપણે આપણી ભાવી પ્રજામાં કેળવણીનો પ્રસાર કરવો હોય, તેમને નીતિવાન અને સંસ્કારી બનાવવી હોય તો તેમની ભાવી માતાઓ જે હાલમાં બાળ અવસ્થામાં છે. તેમને સારી કેળવણી આપી સારી સંસ્કારી બનાવવી જોઇએ. જો આપણે તેમને સંસ્કારી બનાવીશું તો તે પોતાની પ્રજાને અને પોતાના સહવાસમાં આવનારને સંસ્કારી બનાવ્યા સિવાય રહેશે નહિ. સતી સુભદ્રા જેણે પોતાના શીયળના મહીમાથી ચંપાનગરીનાં બંધ દ્વાર ઉઘાડયાં હતાં તેને તેના પિતાએ જૈન ધર્મનો અભ્યાસ કરાવ્યો હતો, અને તેના જેટલાજ જૈન ધર્મના 'સંસ્કારવાળાની સાથે પરણાવવાનો નિશ્ચય કર્યો હતો. એક પરધર્મિ વિદેશી વ્યાપારી યુવક વેપારાર્થે તેમને ત્યાં આવ્યો. તેણે શેઠનો નિશ્ચય જાણ્યો. એ કન્યા સાથે લગ્ન કરવાની ઇચ્છા થઈ તેથી જૈન ધર્મનો અભ્યાસ કરી તેમાં પાવરધો થયો. તેથી શેઠે તેને કન્યા પરણાવી. થોડા કાળ પછી તે પોતાના દેશ ગયો. સુભદ્રાને પોતાના સ્વસુર પક્ષના તમામ માણસો વિધર્મિ હોવાથી પોતાના અંગીકાર કરેલા વ્રત નિયમનો નિર્વાહ કરવાને ઘણી મુશ્કેલી ઉભી થઇ, પણ તે પોતાના સમ્યક્ પ્રકારના અંગીકાર કરેલા વ્રતોનો નિર્વાહ કરવાને અડગ રહી. આખરે તેણે પોતાના જ્ઞાન અને શીયળ મહીમાથી પોતાના કુટુંબને તો શું પણ આખા નગરને અને નગરના રાજા સુદાંતને જૈન ધર્મની શ્રદ્ધા

કરાવી. એમ એ સતીનું ચરિત્ર વાંચતાં આપણને ખાત્રી થાય છે! કન્યાઓને શુદ્ધ રીતે ધર્મની કેળવણી આપવાનો પ્રયાસ પુરતા જોરથી થવાની ઘણીજ જરૂર છે.

વ. જૈનશાળાઓમાં મૂળપાઠથી જે સૂત્રો શિખવવામાં આવે છે, તે જો અર્થ સાથે શિખવવામાં આવે તો વિશેષ લાભ થાય એવી ચર્ચા ચાલે છે. વાત ખરી છે પણ તે અર્થ શિખવી શકે તેવા લાયક શિક્ષકોની જોગવાઇ ન હોય ત્યાં સુધી મૂળપાઠના શિક્ષણનો ક્રમ બંધ રાખવાનું કારણ નથી. ગોખણુ અને મુખપાઠ કરવાનો કાળ નાની ઉમર છે. નાની ઉમરના બાળકો જેટલી સહેલાઇથી મુખપાઠ કરી શકે છે, તેટલી સહેલાઇથી મોટી ઉમરના કરી શકતા નથી. અર્થનું શિક્ષણ આપનાર શિક્ષકની અછતના લીધે અથવા સૂત્રના અર્થની ધારણા કરી શકે, એવી બુદ્ધિની પરિપક્વતાના અભાવને લીધે, મુખપાઠ કરવાના કાળને નકામો જવા દેવો વ્યાજબી નથી. જો લઘુ વયમાં સૂત્ર મૂળપાઠ થએલા હશે, તો જે વખતે તેમને અર્થનું શિક્ષણ આપવાનો પ્રસંગ આવશે તે વખતે મુખપાઠ કરવાના વખતનો બચાવ થશે એટલુંજ નહિ પણ અર્થ શિખવાનું ઘણું સહેલું થશે.

જૈન શ્વેતાંબરમાં એક મૂર્તિપૂજક અને બીજા નહિ પૂજક એવા બે વિભાગ છે. મૂર્તિપૂજક પુરાણા કાળથી છતાં લુંકાશાહ નામના ઢુંઢકે મૂર્તિ નહિ પૂજવાનો સવાલ ઉભો કરી પોતે જુદા પડ્યા. ત્યારથી ઢુંઢકોનો શરૂવાતનો કાળ છે. વર્તમાનમાં ધાર્મિક સ્વતંત્રતાનો કાળ છે, તેથી પોતાને પસંદ પડે તે ધર્મ પાળવાની છુટ માનવામાં આવે છે. વાત વાસ્તવિક છે, પણ તેટલા ઉપરથી બીજાઓની નિંદા કરવાનો કે બીજાઓ જેને સત્ય માનતા હોય તેમાં આડે આવવાનો તેમને અધિકાર નથી. જ્યારથી તેઓની શરૂવાત થઇ ત્યારથી તેઓ સત્ય શોધવાને બદલે સૂત્રોના વિપરિત અર્થ અને નિંદાની શરૂવાત કરી, તેથી તેમના અને મૂળના અનુયાયી અને ધર્માચાર્યો વચ્ચે વાદવિવાદના પ્રસંગો ઉભા થવા લાગ્યા, તે તે હજુ સુધી કાયમ છે. આપણા ચરિત્ર નાયકને માટે પણ એવા પ્રસંગ ઉભા થયા હતા. ઢુંઢકો જેઓ હાલમાં સ્થાનકવાસી નામને ધારણ કરે છે; તેઓનામાં તપાસ કરતાં ઘણા ભાગે એમ માલમ પડે છે કે તેમને પોતાના ઇષ્ટદેવ જે તિર્થંકર ભગવંત તેમની મૂર્તિનો અભાવ જણાય છે. બાકી બીજા મિથ્યાત્વી દેવોની મૂર્તિની માન્યતા અને પૂજાનો પ્રભાવ ઘણો જણાય છે. એટલુંજ નહિ પણ કેટલેક ઠેકાણે તો એટલે સુધી ચાલે છે કે જૈનેતર પ્રજાના વરઘોડા સરઘસ કે બીજા ગમે તેવા ઉત્સવો થાય, તેથી તેમને અડચણ જેવું જણાતું નથી. પણ મૂર્તિપૂજક જૈનનો ઓચ્છવ કે વરઘોડો તેમના સ્થાનક આગળ થઇને જાય તેટલે તેમને અડચણ થાય છે અને તે નિમિત્તે પછી તોફાન થઈ ઝગડા કોર્ટમાં જાય છે. બન્ને પક્ષોએ નકામા ઝગડા આપસઆપસમાં ન થાય તેને માટે ખાસ સંભાળ રાખવાની છે. દરેક પોતપોતાની માન્યતા માટે ન્યાયપૂર્વક શાંતિથી ચર્ચાઓ ચલાવે કે શાસ્ત્રોથી પોતાની વાત સિદ્ધ કરી બતાવે. પછી ન્યાયી માણસોને જે યોગ્ય લાગે તે અંગીકાર કરે એ વાત જુદી છે. પણ નકામા ઝગડા કરી એક બીજામાં વૈમનસ્ય ઉત્પન્ન કરી સુમાર્ગે ખર્ચવાના નાણાંનો ગેરઉપયોગ કરવો એ જમાનાને અનુસરતું નથી. આખરે સત્ય જય પામે છે એ સિદ્ધાંત ભુલવા જેવો નથી. તારીખ ૧૦–૧૦–૧૫ ના ગુજરાતીમાં હિંદુ યુનિવર્સીટી સંબંધે વિવેચન કરતાં હિંદુ અને મુસલમાન સંબંધે જણાવ્યું છે કે "દેશ હિતૈષીઓએ એ એ કોમના ધર્મના પ્રવાહને પણ ઉદાર ચિત્ત અને અરસપરસની સહનશીલતા અને ક્ષમ્યતાના

માર્ગમાં વહેવડાવી અદ્વૈત સિદ્ધ કરવું એજ કર્તવ્ય છે." આ નિયમનું જૈન સંપ્રદાયમાં ચાલતા તમામ પેટા વિભાગોવાળાઓએ અવલંબન કરવા જેવું છે. જો તેઓ વર્તમાનમાં ચાલતા જમાનામાં આવા નિયમનું અવલંબન નહિ કરે તો દરેકનો પોતાનો ઉદય તો બાજુ ઉપર રહ્યો, પણ આપસ આપસના ઝગડામાં સુદી ગુમાવવાનો વખત આવશે એ ભુલવા જેવું નથી.

સંવત ૧૮૩૮–૩૯ નાં ચોમાસાં પંન્યાસજીનાં લીંબડીમાં થયાં, તેમાં ૩૯ ના ચોમાસાના પર્યુષણમાં ઘણી તપસ્યા થઇ હતી. ૧૦૯ [1]માસખમણ થયાં હતાં અને તેજ પ્રમાણે બીજી તપસ્યા ઘણી થઇ હતી. જેઓના વખતમાં ૧૦૯ માસ ખમણ થાય, તે તેમના ચારિત્ર ને ઉપદેશની મુંગી અસરનુંજ પરિણામ હોવું જોઇએ. એ ઉપરથી તેમના ચારિત્રની છાપ સમાજ ઉપર કેટલી સજ્જડ પડતી તેનું આપણને ભાન થાય છે. તેમનામાં ઉત્કૃષ્ટ પ્રભાવિક શક્તિ ન હોય તો મોટી સંખ્યાની તપસ્યા થવાનો સંભવજ નહિ.

જુદે જુદે ઠેકાણે પંન્યાસજીનાં ચોમાસા થયાં છે. તે દરમ્યાન વ્યાખ્યાનમાં તેઓ સૂત્ર વાંચતા હતા એમ જણાય છે. તેમની આ રીતીનું અનુકરણ કરવા જેવું છે. વર્તમાનમાં એવી પ્રથા જણાય છે કે ચોમાસા દરમ્યાન સભારંજન માટે સિદ્ધાંતિક સૂત્ર નહિ વાંચતાં કથાઓ વાંચવી. સૂત્રની વાંચના માટે સંઘ તરફથી વિનંતિ થતાં શ્રોતાઓની સમજ શક્તિ ઉપર આક્ષેપ મુકવામાં આવે છે. વાત ખરી છે કે સિદ્ધાંતનું રહસ્ય શ્રોતાવર્ગ પૈકી ઘણો ભાગ સમજી શકે તેવો નથી હોતો પણ તેટલા કારણથી સિદ્ધાંત વાંચવાની પ્રથા સમૂળગી બંધ કરવી એ ન્યાય કહેવાય નહિ, કેમકે જે શ્રોતાઓ સિદ્ધાંતની વાત સમજી શકવાની લાયકાતવાળા થયા હશે, તે પણ ગીતાર્થોનાં વ્યાખ્યાન સાંભળીનેજ થએલા. તો પછી નવીન શ્રોતાઓ તૈયાર કરવા એ પણ ખાસ જરૂરનું છે. સિદ્ધાંતનું રહસ્ય જો સમજાવવામાં આવે તો શ્રોતા બીલકુલ નજ સમજે એમ કંઇ હોઇ શકે નહિ. આ વાત તરફ વિદ્વાન મુનિ મહારાજે ધ્યાન આપવા ખાસ વિનંતિ છે.

પંન્યાસજીના હાથથી ઘણે ઠેકાણે પ્રતિષ્ઠાઓ થએલી છે. તેમજ સંઘ પણ ઘણા નિકળ્યા છે. જૈન ધર્મની પ્રભાવના માટે તે સદીમાં તેની જરૂર હશે અને તે પ્રમાણે તે કાળમાં શાસન પ્રભાવના થઇ હતી. વિક્રમની વીશમી સદીમાં સંઘ અને જીન બિંબની પ્રતિષ્ઠાની સાથેજ તત્વજ્ઞાનના ફેલાવાને માટે ભગીરથ પ્રયત્નની જરૂર છે. વર્તમાનકાળ કેવળ શ્રદ્ધાનો નથી, પણ કારણ અને દલીલનો છે. ધર્મનાં ફરમાનો જો કારણ અને દલીલથી સમજાવવામાં આવે તોજ વ્યવહારિક ઉંચી કેળવણી પામેલો વર્ગ માન્ય કરે, નહિ તો નહિ. જૈન દર્શન અનેકાંત છે અને નયની અપેક્ષાસહ જો ફરમાનો સમજાવવામાં આવે તો બીજા દર્શન કરતાં જૈન દર્શન વધુ ફાવી શકે તેમ છે.

---

**કવિ તે આ!**—એવું કહેવાય છે કે માણસને બાળપણથી—અરે, માને ધાવતાં આવડે ત્યારથી—કાવ્યશક્તિનો ઉદ્‌ભવ થાય છે અને ત્હેનો પ્રકાશ સર્વત્ર પ્રસરે છે. મહાન લેખક પોપનો દાખલો આ સૂત્ર અક્ષરશઃ સત્ય ઠેરવી આપે છે. એની કાવ્યશક્તિ તો એ ન્હાનું બાળક હતું અને તોતડું બોલતું ત્યારથી ઝળકી રહી હતી. કહે છે કે એના પિતાએ એને માત્ર કાવ્ય બનાવવા તરફજ બધું લક્ષ આપવા માટે એક વખતે ચાબુક વડે માર્યો હતો. એ વખતે પોપે છેલ્લાં છેલ્લાં કાવ્યમાં વિનંતિ કર્યાનું કહેવાય છે. એણે અંગ્રેજીમાં નીચેના અર્થનું ન્હાનું સ્વયંભૂ તાત્કાલિક કાવ્ય ઉચરી નાંખ્યું હતું :—

કૃપા કરો પિતા વ્હાલા, એક વાર દયા ધરી; લખું ના જીંદગીમાં હું, કાવ્ય એકે હવે ફરી.

---

[1] માસખમણ એટલે એક માસના ઉપવાસ.

# મહારાજા ભવાનંદી.

## શ્રી મહાવીર સ્તુતિ. ( ધન્યાશ્રી. )

ભવભંજન ભગવાન, ભજ મન, ભવભંજન ભગવાન—ટેક.
શાસન નાયક સમરૂં સાહ્યક, વીર મહા મતિમાન—ભજ મન. ૧
ત્રિશલા નંદન સહુ જગવંદન, વંદુ વીર વર્ધમાન. „ ૨
કરૂં સદા શુભ વર્તન પાળી, શાંતિ સુધારસ પાન. „ ૩
ધરૂં હૃદે પ્રભુ ચારિત્ર પરિસહ, જ્ઞાન તપો શુભ ધ્યાન. „ ૪
ગુણ ગ્રાહી થઇ ગુણ ગ્રહું હું, ભજું સદા ભગવાન. „ ૫
જૈન ખરો સુશ્રાવક થઇને, સાધું આતમ કલ્યાણ. „ ૬
શુક્ર ચહે આત્મિક વિશુદ્ધિ, જપે સદા જિન નામ. „ ૭

## પ્રકરણ ૧ લું.

### ભવાનંદી અને તાંજોરી, વાઘીદનો વધ.

એક ગરીબ વાઘરીને ત્યાં ભવાનંદીનો જન્મ થયો. પણ એ જીવે ગત ભવમાં ઉપાર્જન કરેલાં પુણ્યને લીધે સુંદરપુરના મહારાજાની પટરાણીએ ગુપ્ત રીતે મંગાવી લઇ પોતાને કુંવર અવતર્યાનું પ્રસિદ્ધ કર્યું. ભવાનંદી અંતઃપુરના કેદખાનામાં અને પછી ખરાબ સોબતમાં ઉછરી મોટો થયો. મહારાજા ગુજરી જતાં તેણે સુંદરપુરની ગાદી ઉપર મહારાજા તરીકે પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો.

ભવાનંદી પાસે એક તાંજોરથી આવેલી તાંજોરી નામની દાસી હતી. તાંજોરમાં તેનો ધધો વેસ્યાનો હતો. પણ "રાજાએ માની રાણી, છાણાં થાપતી આણી." એમ એ રાજાને ગમી જતાં તેણે તેને પોતાની રાણી બનાવી હતી. એકથી વધારે સ્ત્રીના લોલુપી, વિષય ભોગમાં રચ્યા પચ્યા રહી બળવીર્યને ક્ષીણ કરનારા રાજાઓ રમાના રૂપમાં એવા તો મોહિત થઈ જાય છે કે કશી દીર્ઘદૃષ્ટિ વાપરી શકતા નથી. એક વેશ્યા કે જેનો સ્વભાવ નાનપણથી અનેક પુરૂષો કરવાનો ઘડાઈ ગયો છે તે શું ભવાનંદીનેજ પોતાનો પતિ માની પતિવ્રત પાળવાની હતી? ભવાનંદી તેને કેદખાનામાં રાખે તો પણ શું તેનું ચિત્ત પરપુરૂષ પ્રત્યે ગયા વિના રહે તેમ હતું?

ગઢ લોહાનો ને બંદીખાનું, ચોકી અખંડ જ્યાં લાગ ન ખાનું;
એ તો પતિવ્રત શાનું, શીયળ નિર્મળ નહિ તો.

તાંજોરીએ આ ભવાનંદીને એવો તો લટ્ટ બનાવ્યો હતો કે તેને માટે અંતઃપુરમાં આકરા નિયમો રાજા કરે તેમ નહોતું. તેથી તેને બીજી રાણીઓ કરતાં કંઇક વિશેષ છુટ હતી. ભવાનંદી તેનામાં તદન મુગ્ધ અને પરાધિન થઇ ગયો હતો. પટરાણીના મહેલની જોડાજોડ એક સુંદર રમ્ય આવાસ તેણે તેને રહેવા માટે આપ્યો હતો.

ભવાનંદીના પોતાના અને તેની ગેરહાજરીમાં તેની છબીનાં દર્શન કર્યા વગર તે પાણી પણ પીતી નહિ તો ભોજન તો શેનુંજ કરે? ભવાનંદીને તેણે પોતાનાં આવાં આવાં વતો વડે આંજી દીધો હતો.

**निःसारस्य पदार्थस्य प्रायेणाडंबरो महान् ॥**

( સાર વિનાના ખોટા પદાર્થો ઘણું કરીને ભારે ઢોંગ કરે છે. )

જ્યાં સુધી મહારાજા ભવાનંદીનો એક દિવસનો પણ વિયોગ ન થયો ત્યાં સુધી તો તાંજોરીએ પરપુરૂષ સાથે પ્રેમ કર્યો નહિ અને સ્વલ્પકાળનું પતિવ્રત પાળ્યું.

પરંતુ શું તે કંઇ શુદ્ધ ક્ષત્રીય બીજાની રાજપુત્રી હતી? તેને લાગ મળ્યે તે પોતાની લાલસાને અટકાવે એવી હતી શું? અહા! પરમેશ્વરે આ માયાવી જગતમાં આવી મહામાયાને ઉત્પન્ન કરી ન હોત તો નાના પ્રકારનાં કુતુહલ આપણી નજરે ક્યાંથી પડત અને જગત માયાવી છે એમ કેમ જણાત! અને મહા પરાક્રમી પુરૂષ કરતાં પણ ઇંદ્રિયજીત પુરૂષ ખરો વીર-પરાક્રમી નર કેમ ગણાત? બીજાઓ કહે છે કે શંકરે કામદેવને બાળી નાંખ્યો છે છતાં એ અંગ વિનાનો અનંગ સૌને દુઃખ આપે છે તેનો અર્થ શું? શું તે પુનર્જીવન પામ્યો છે? બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને પણ અનંગે અઘટિત પ્રસંગોમાં ઉતાર્યા છે. જે દેવ કે પ્રભુને અનંગ અઘટિત પ્રસંગોમાં ઉતારી શક્યો નથી તે વિજયવંત પ્રભુને અમારી અનેકશઃ વંદના છે.

**चित्रं किमत्र यदि ते त्रिदशांगनाभि ।**
**नीतं मनागपि मनो न विकार मार्गम् ॥**
**कल्पांत काल मरुता चलिता चलेन ।**
**किं मंदराद्रि शिखरं चलितं कदाचित् ॥**

મેરૂનું શિખર જેમ પવનથી ચલિત થતું નથી તેમ મહાવીરો સ્ત્રીના હાવભાવથી ચલિત થતા નથી. પરંતુ જગતમાં એવા મહાવીરો વિરલજ હોય છે.

આ રાજા ઘણીવાર નિરપરાધી પશુઓનો શિકાર કરવા જતો. "તપેશ્વરી તે રાજેશ્વરી અને રાજેશ્વરી તે નરકેશ્વરી" એ કહેવત રાજાના સબંધમાં આબાદ લાગુ પડે છે. દારૂ માંસનો ઉપયોગ પણ યથેચ્છ રીતે આ રાજા કરતો હતો. કોઇની પાસે ચીજ જોતો તો તે પડાવી લેતો. લુટફાટ પણ કરતો એમ સર્વ અવગુણે સંપન્ન હતો. તે એક વખત શિકારે ગયો ત્યારે તાંજોરીને કહી ગયો હતો કે હું થોડા દિવસ વનમાંજ રહેવાનો છું. પોતાના વિશ્વાસુ વજીર વાઝીદને હમેશની રીત પ્રમાણે પોતાની ગેરહાજરીમાં રાજકાજ ચલાવવાનું સોંપી તે શિકારે ગયો. વાઝીદ ઉપર અમીર ઉમરાવ તથા જનસમૂહનો એટલે રાજા પ્રજાનો સંપૂર્ણ પ્યાર હતો.

સાયંકાળનો સમય થવા આવ્યો હતો ત્યારે રાજકાજથી પરવારી અંતઃપુરની ખબર લેવા વાઝીદ આવ્યો. આ વખતે સારંગીના સુર સાથે કોઇ સ્ત્રીનો મધુર સ્વર તેણે સાંભળ્યો. ગાયન કંઇ અજબ વસ્તુ છે. શ્રવણહૃદયહારી ગાયનથી કોનું ચિત્ત લય પામતું નથી? ગાયન ચિત્તને લય પમાડે છે. ગાયનથી હરણ આસપાસનું ભાન એવું તો ભૂલી જાય છે કે તે શિકારીનો ભોગ થઇ પડે છે. ગાયનથી નાગ ડોલવા માંડે છે અને તેમાં પણ કલકંઠી જ્યારે મધુર સ્વરે કોઈ વાજિંત્રની સાથે સુર મીલાવીને ગાય છે, ત્યારે તો ગાયનની મોહાશ કંઈ ઓરજ આવે છે. ત્યારે માણસો તદ્દન મુગ્ધ બની જાય છે. સાધુ પુરૂષોજ મનોજ્ઞ અમનોજ્ઞ ચીજ પ્રત્યે રાગ દ્વેષ ધરતા નથી, બાકી તો ગાયનમાં કોણ મોહ પામતો નથી?

વાઝીદ ગાયન સાંભળવા લાગ્યો અને ક્યાંથી અવાજ આવે છે તે જોવાને કાન માંડ્યા.

આંખે ઉંચું જોયું. તાંજેરીની અને વાજીદની નજરોનજર એક થઇ. "મળી દ્દષ્ટોદષ્ટ" બન્નેએ એક બીજાના હૃદયને ઘાયલ કર્યું.

સુકુમાર સ્ત્રી જાત. તારી મોહિની અજબ છે. તારાં નેત્રબાણુ હૃદયને વીંધી નાખે છે. તારા હાવભાવ પંડિતની પંડિતાઇને વિસરાવે છે. તારો મુખચંદ્ર મહાપુરૂષને પણ મુગ્ધ બનાવે છે. તારો સુરસકંઠ, તારૂં લાલિત્ય, તારૂં સૌંદર્ય, તારૂં માધુર્ય ઇત્યાદિ પુરૂષને, મહા શૂરવીર પુરૂષને પણ લોથપોથ કરી નાંખે છે.

વાજીદ જેમ તેમ કરીને ઘેર તો પહોંચ્યો પણ જરાએ ચેન પડે નહિ. પથારીમાં પડયો પડયો આમ તેમ પડખું ફેરવ્યાં કરે પણ કાળજાને કોરનારી–તાનને તોડનારી તાંજેરી આંખ આગળ આવીને વારંવાર ઉભી રહેવા લાગી.

મારા રાજાએ તેને રાણી કરી રાખી છે તો મારાથી કેમ કુદૃષ્ટિ થાય? શું હું રાજભક્ત નથી? શું હું હીણી ચાલનો છું? ના. ના, હું હવેથી કદી પણ એ રસ્તે ચાલવાનો નહિ. એમ સુમતિ તેના મનમાં બોલવા લાગી. સુમતિ સાચી હતી.

કુમતિ કહેવા લાગી કે એતો મૂળે વેસ્યા હતી. મારા રાજાએ કાંઇ તેની સાથે વિધિપૂર્વક લગ્ન કર્યાં નથી કે જેથી તે તેની રાણી કહેવાય, એમ તે મનમાંજ પરણવા ને મનમાંજ સંડવા લાગ્યો. અંતે એજ વખતે તો સુમતિએ વિજય મેળવ્યો ને તાંજેરીને મળવાનો વિચાર માંડી વાળ્યો.

તાંજેરીની દશા પણ વાજીદ જેવીજ થઈ હતી. તેના હાથમાંની સારંગી દષ્ટોદષ્ટ મળતાંજ પડી ગઇ હતી. કંઠ ગદગદિત થઇ ગયો હતો અને મન વાજીદને મળવાને તલ પાપડ થઇ ગયું હતું. વાજીદ તો ચાલ્યો ગયો તે પાછો દેખાયોજ નહિ. તેથી તેને વધારે વિરહ વેદના થવા લાગી. અંતે તેણે પોતાની એક પ્રવીણ દાસી દૂતીકર્મ કરવામાં હોશિયાર એવી નિપુણ પરિચારિકાને વાજીદને ઘેર મોકલી.

દૂતીએ આવી તાંજેરીની સર્વ દશા વાજીદને વિદિત કરી. ક્ષણિક સુખને માટે હું નીતિ, આબરૂ અને વિશ્વાસનો ભંગ નહિ કરૂં એમ વાજીદની સુમતિએ મનમાં ઉત્તર આપી દીધો. વાજીદ કંઇ ઉત્તર આપતો નથી એમ જાણી તાંજેરીની કાબેલ દાસીએ મનને વિહ્વલ કરનારી–અંગ વગરના કામને ઉત્તેજન દેનારી મધુર વાતો–તાલાવેલી લાગે એવી વાતો વાજીદને વિશેષ મધુરતાથી કહી બતાવી. અંતે વાજીદ કુમતિને વશ થયો ને કહેવરાવ્યું કે હું આવું છું. દાસીએ ગુપ્ત દ્વારથી આવવા જણાવી એ દ્વાર ઉઘાડું રાખવામાં આવશે એમ કહી પોતાના કાર્યની સફળતાને લીધે આનંદથી તે ઝટઝટ તાંજેરીના મહેલમાં દાખલ થઇ.

નાશવંત સુખને માટે તાંજેરીએ મહેલને શણગાર્યો અને વસ્ત્રાલંકારથી વિભૂષિત થઇ વાજીદની વાટ જોતી બેઠી. વાજીદ આવ્યો, આવ્યો શું પણ ધર્મથીએ ચળ્યો અને તાંજેરીના આગ્રહથી પ્રાતઃકાલ થતાં સુધી ત્યાંજ પડી રહ્યો.

અહા! કામને જીતવો દુર્લભ છે. સુદર્શન શેઠ! તમને ધન્ય છે કે અભયારાણીના આગ્રહને કે ધમકીને ગણકાર્યા સિવાય તમે કામને જીત્યો. અન્ય પ્રતિ નજર કરીએ તો કામ કેવો દુર્જય છે તે સમજી શકાશે. ઇંદ્રે ગૌતમની સ્ત્રી અહલ્યાને ભોગવી, સોમે ગુરૂ પત્નીમાં પુત્ર ઉત્પન્ન કર્યો, પરાશરઋષિ મચ્છીમારની યોજનગંધાપર મોહ પામ્યા, અગસ્તે રોહિણીની ઇચ્છા કરી, પાંડુ રાજા વિષયમાં મૃત્યુ જાણવા છતાં માદ્રીમાં મોહ પામ્યા. આમ કામને મોટા મોટા મુનિવરો પણ જીતી શક્યા નથી. આવાં આવાં દષ્ટાંતો આપી કેટલાક

પોતાનો બચાવ કરે છે પણ તે યોગ્ય નથી. **वरं क्लैव्यं पुंसां न च परकलत्राभिगमनं** ડાહ્યા અને ચતુર જનોએ–મોક્ષની એટલે શાશ્વત સુખની ઇચ્છા રાખનારાઓએ નીતિધર્મને વિસારવો ન જોઇએ.

મનુષ્યો એમ માનતા હોય કે વિષયો ભોગવવાથી એટલે તૃપ્ત કરવાથી–તૃપ્તિથી ખૂટી જાય છે તો તે માનીનતા યથાર્થ નથી. ભોગ ભોગવવાથી કે ભોગવ્યાં કરવાથી લાલસા વૃદ્ધિ પામે છે, તે તો ત્યાગવાથીજ તજાય છે. અગ્નિવર્ણ ને યયાતિનાં અન્ય દૃષ્ટાંત જુઓ. સ્ત્રીથી જરાએ દૂર જવાને તેને ગમતું નહોતું. વિષય એ મહા નાશનું મૂળ છે. ઇંદ્રના શરીરમાં હજારો વ્રણ થયાં, રાવણ અને રાક્ષસોનો નાશ થયો, બ્રહ્માનું મસ્તક ગયું, કીચક માર્યો ગયો. એ બધું શું બતાવે છે! આજની વિક્રમની વીશમી સદીમાં વિષય ભોગથી કેવી પાયમાલી થઇ છે તે જુઓ. સ્ત્રી પુરૂષનાં આયુષ્ય ઓછાં થયાં, બળ તેજ ઉડી ગયાં, પ્રજા નમાલી ને નિસ્તેજ તેમજ વ્યાધિગ્રસ્ત થવા લાગી. ઇસ્પિતાલો ને દવાખાનાં માંદાથી ઉભરાઇ જવા લાગ્યાં, ક્ષય રોગનો વધારો થયો. આ બધું બાલ્યાવસ્થાથીજ વિષય ભોગમાં પશુવૃત્તિથી રચ્યાપચ્યા રહેવાનુંજ ફળ કે બીજું કંઇ? જેણે પોતાનું વીર્ય સાચવ્યું તેણે બધું સાચવ્યું અને જેણે પોતાનું વીર્ય ગુમાવ્યું તેણે બધુંએ ગુમાવ્યું.

વાજીદને તાંજેરીના મહેલમાં પડયું રહેવું તો ગમ્યું, પણ શું એ પાપનું ફળ તાંજેરી, અને વાજીદને મળવાનું કે નહિ મળવાનું? કરેલાં કર્મનું ફળ મળે છેજ. **कडाण कम्माण न मोखअस्थि.** પછી તે ફળ તરત મળે કે અમુક મુદતે મળે, પણ કરેલાં કર્મો ફળ આપ્યા વિના રહેતાંજ નથી.

રાજદરબારમાં રાજાને એકજ સ્ત્રી હોતી નથી. એક પત્ની હોય તો તો તેની ફિકર પણ ઘણીજ ઓછી થાય. શોક્યનું સાલ સ્ત્રીઓને અસહ્ય હોય છે. શોક્યનું કાંસલ કાઢવાને શોક્યો બહુ સાવધ રહે છે. મહારાજા શિકારે ગયા છે છતાં તાંજેરીના મહેલમાં આજે આ શી ધામધુમ છે તે જાણવાની ઇચ્છા ચપળ પટરાણીને થઇ. ગુપ્ત રીતે તજવીજ કરતાં તેને જણાયું કે તાંજેરીને ત્યાં તો વાજીદ વઝીર પધાર્યા છે. પટરાણી વાજીદની વફાદારીને જાણતી હોવાથી તેને બહુ નવાઇ લાગી. તે બોલી ઉઠી કે "વિનાશકાળે વિપરીત બુદ્ધિ."

મંદ મંદ સમીર વાતો હતો, ચંદ્રમા પોતાના સંગેમરમરના તખ્ત ઉપર વિરાજમાન થયો હતો. માંડલિક રાજાની પેઠે અંધારામાં પ્રકાશતા તારાઓ ચંદ્રમા જેવા સાર્વભૌમ રાજાના તેજમાં અંજાઇ ગયા હતા. મહેલ પાસેના નાના હોજમાંના સ્થિર પાણીમાં ચંદ્રનું પ્રતિબિંબ રમણીય દેખાતું હતું. મહેલના ઝરૂખા રૂપા જેવા ચળકતા હતા. કાંગરા અને કળશ ઝળઝળ થઇ રહ્યા હતા. સઘળું સુપાચુપ ને શાંત હતું. શહેર નિદ્રાવશ હતું.

આ શાંત રાત્રિમાં અચાનક મહારાજા ભવાનંદી તાંજેરીના મહેલમાં આવી પહોંચ્યો. પટરાણીએ એક સાંઢણી સ્વાર સાથે પત્ર લખી મહારાજા નંદીને બોલાવ્યો હતો. તેણે તાંજેરીની અને વાજીદની નીતિભ્રષ્ટતા નજરોનજર દેખાડી આપી ને શોક્યને થતા હર્ષની પ્રાપ્તિ કરી.

ઝેર આંખમાં છે. આવી છુટ કોઇ એકલ ડોકલ સાંખી શકે નહિ તો આ ભવાનંદી જેવો નૃપ ચક્રચૂડામણિ કેવી રીતે સાંખી શકે? આ વખતનો ક્રોધ ને ઇર્ષ્યા નાશકારકજ હોય છે. નંદીને રગેરગે ઝેર વ્યાપી ગયું. આ વખતે કશો ઉપદેશ યાદ આવતો નથી કે કામ પણ આવતો નથી. નિવૃત્તિ માર્ગવાળો ભરથરી જેવોજ શાંત સંતોષી માણસ આવી

વખતે સંસાર છોડી ત્યાગી બની જાય પણ આ નંદી મહારાજા કંઇ નિવૃત્તિ માર્ગવાળો નહોતો. તરતજ તેણે ધનુષ્ય બાણ હાથમાં લીધું ને પણછ ઠેઠ કાન સુધી ખેંચી એવા જોરથી બારીએથી એક બાણ વાજીને અને એક બાણ તાંજેરીને માર્યું કે બંનેનાં સોએ વર્ષ પૂરાં થઇ ગયાં.

## પ્રકરણ ૨ જું.

### તપસ્વિનીનો ઉપદેશ.

#### કોઇ પણ જીવની હત્યા ન કરવી.

ભવાનંદી મહારાજા તાંજેરી અને વાજીનો વધ કરી પાછા શિકારે જંગલમાં જતા રહ્યા. પોતાની છાવણીમાં તેઓએ સાતે વ્યસન સેવી શકાય એવી ગોઠવણ રાખી હતી.

द्युतं च मांस च सुरा च वेश्या ।
पापर्द्धि चौर्यं परदार सेवा ॥
एतानि सप्तानि व्यसनानि लोके ।
घोरातिघोरं नरकं नयन्ति ॥

એ મહારાજાનાં કાળાં કર્મોનું કેટલુંક વર્ણન આપવું ? ભવ્ય જીવો તેના દૃષ્ટાંત પરથી કંઇક બોધ મેળવે, સદ્બોધ મેળવે એવા શુભ હેતુથી આજના જમાનાને જાણવા જેવી તેની કેટલીક વૃત્તિનું વિશેષ દિગ્દર્શન અહીં કરાવ્યું છે ને કેટલીક વૃત્તિનો માત્ર ઇસારો કરી તે વાત પડતી મુકી છે.

વસંતઋતુ બેસી ચુકી હતી. ઝાડને નવાં કુંપળો આવી લાગ્યાં હતાં. કોયલ પંચમસુર ઉચારી રહી હતી. આમ્ર મંજરીપરથી આવતો સમીર તાપથી તપ્ત થએલા જનસમૂહને ઠંડક આપતો હતો. પુષ્પરસ પાનથી ભ્રમરવૃંદ મત્ત બની ગુંજારવ કરી રહ્યું હતું. નાના પ્રકારનાં પક્ષીઓ મધુર ગાન કરી રહ્યાં હતાં. ભાતભાતની વેલીઓ વિરહણી સ્ત્રીની માફક પતિરૂપી વૃક્ષોને વળગી પડી હતી. નાના પ્રકારની વનસ્પતિ માણેકચોકની લક્ષ્મીની પેઠે પોતાની ઉન્નત દશાનો વૈભવ પ્રગટ કરી રહી હતી. એ સમે એક તંબુરૂપી મહેલમાં એક કન્યકા મોટા આરસા સામે ઉભી રહી પોતાનું શરીર નિહાળતી હતી. બાલ્યાવસ્થાને હાંકી તેના દેહમાં તારૂણ્યે પોતાનું રાજ્ય સ્થાપી દીધું હતું, કાળા કેશ-ગુંથ્યા વગરના પણ વેણી સરખા વાળેલા કેશ, તદન ચંદ્ર જેવું શ્વેત તો નહિ પણ ચંદ્રમાના કાળા ડાઘને જરા જરા દેખાડતું મુખ, અષ્ટમીના ચંદ્ર જેવું અર્ધગોળ કપાળ, ભરેલા ગાલ, દીપની શગ જેવું નાક, પાકા બિંબ ફળ જેવા હોઠ, કપોત જેવી કોટ, કંદુક જેવા વક્ષસ્થળના અસ્પર્શ અંગો, વગેરે વગેરે શરીરના ભાગો જોઇ તેણે પોતાની બાલ્યાવસ્થામાં કેટલો બધો ફેરફાર થઇ ગયો છે તે જોઇ લીધું. વસંતઋતુમાં ખીલી નીકળતા સૃષ્ટિ સૌંદર્યની પેઠે તેના શરીરની કાંતિ ખીલી નીકળી હતી. તારૂણ્યે તેના શરીરમાં તનમનાટ મચાવી મૂક્યો હતો. પદ્મિનીને લજાવતું પોતાનું મુખકમળ, કુંદકળી સમાન દંતપંક્તિ, મૃગને લજાવનારાં નેત્ર, વાંકી ભ્રકુટી અને હસતા સર્વસખી દેહકાંતિને વારંવાર નિહાળીને તે અરીસામાં જોયાં કરતી હતી. તેવામાં

આમ્રમંજરી મુખમાં લઇ બેઠેલી કોયલડીનો ટહુકો સાંભળતાં તેને પોતાના ધારી રાખેલા પ્રાણનાથનું સ્મરણ થયું.

વાંચનાર! હવે તમને સમજાશે કે ભવાનંદી મહારાજા કોઈ કન્યકાને ક્યાંયથી પોતાની શિકારની છાવણીમાં પોતાના મોજશોખ માટે ઉપાડી લાવ્યા હતા. પણ તે તેમની સાથે કાંઇ વાતચીત કરે તે પહેલાં તો એક કુટણી કોઇ બીજી યુવતીના ખબર આપી ગઇ તેથી તેઓ શિકારને બહાને તે યુવતીના આશ્રમ તરફ એક નાનો તંબુ લઇ ઉપડી ગયા હતા.

આવા નરકગામી નરપશુને આપણે શું કહેવું? શું આવી રીતે વર્તવું એ નૃપનો ધર્મ છે? રાજા કાળનું કારણ છે એ વાત તથા તેઓ કે દેશમાંના મોટા માણસો જે રીતે વર્તશે તે રીતે બીજાઓ વર્તશે એ વાત રાજાઓ કે મોટા માણસો ભૂલી જાય તો એ પણ એક દુર્ભાગ્યજ સમજવું ને?

यद्यदाचरति श्रेष्ठः तत्तदेवेतरे जनाः
सयत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

આપણે રાજાની આવા આવા જુલમની તથા રૈયતને, સગાં કુટુંબીઓને, નિરપરાધીઓને અને ધર્મગુરૂઓને કરેલી બીજી રંજાડોની કથાને પડતી મૂકી તે જે તરફ ગયો છે તે તરફ જઈ તે શું કરવા ત્યાં ગયો છે ને તેનું શું પરિણામ આવે છે તે જોઇએ.

બાલ્યાવસ્થામાં રાજાને પરિચિત મોહના નામની કન્યા નાની વયમાં વિધવા થતાં ધાર્મિકવૃત્તિની એ વિધવાને વૈરાગ્ય વૃત્તિ જાગ્રત થયેલી. વિધવાઓ માટે બે રસ્તા છે: ધાર્મિકજીવન ગાળી વૈધવ્યવ્રત પાળવું અથવા પુનર્લગ્ન કરી ક્ષણિક સુખ ભોગવવું. પહેલો રસ્તો ઉત્તમ છે ને ઉચ્ચ વર્ણની આર્ય વિધવાઓ એ રસ્તોજ ગ્રહણ કરે છે. ઉચ્ચ વર્ણમાં પુનર્લગ્નની ભાવના પ્રચલિત હોય એવું જણાતું નથી. પુરૂષો પણ પોતાની સ્ત્રી મરી જાય તો ફરીથી ન પરણે તો એ વધારે સારૂં છે. સ્ત્રીના પુનર્લગ્નની તરફેણમાં ઉચ્ચ વર્ણ ઉતરે એ તો અસંભવિત જણાય છે ને ઉચ્ચવર્ણની જ્ઞાતિઓ એવા ઠરાવ કરે તે પણ યોગ્ય નથી. પરંતુ બળાત્કારે વૈધવ્ય પળાવવું અને દુરાચાર સેવવા દઇ બાળહત્યાદિ પાપ વહોરવા કરતાં કોઈ એવી વિધવાઓ પુનર્લગ્ન કરી લે તો તેમાં પુણ્ય પાપનો સરવાળો કરતાં–સારાંમાઠાંનો વિચાર કરતાં મને એ વાતને ધિક્કારતું નથી એમ જે એક પક્ષ કહે છે તે વાત દેશકાળ જોતાં વિચારવા જેવી છે. બાકી તો જ્ઞાતિઓ પુનર્લગ્નની છુટ આપે એમ ઇચ્છવું એ તો ઉચ્ચ વર્ણના મોટા પક્ષને ઇષ્ટ જણાતું નથી.

વિધવા થતાં મોહનાનો સંસાર ઉપરથી મોહ ઉતરી ગયો. ધાર્મિક સંસ્કારો જાગ્રત થયા. તે કાળે તે સતી થઈ શકત પણ આત્માનું વિશેષ શ્રેય સાધવા અને જગતનું કલ્યાણ કરવાની વૃત્તિથી તેણે તેમ કર્યું નહિ. યુવાવસ્થામાં આ અસાર સંસારનો ત્યાગ કરી બ્રહ્મચર્ય વ્રત ધારણ કરી તે એક જંગલના મુખડા આગળ નાનો આશ્રમ બાંધી અનાથો, દીનજનો અને થાક્યા પાક્યા કે ભૂલા પડેલા મુસાફરોની સેવા કરવા લાગી.

સર્વ શૃંગાર, સ્વાદિષ્ટ ભોજન અને સાંસારિક વિક્રિયા એ સર્વનો મોહનાએ ત્યાગ કર્યો હતો. યુવાવસ્થામાં માત્ર દીનજનોના કલ્યાણના પ્રયત્નમાં ને ભગવત ભજનમાં લીન થયેલી આ તપસ્વિની અનાથ બચ્ચાંઓને એકઠાં કરી તેમને શિક્ષણ આપતી નિર્ભયતાથી નિર્જન વનમાં રહેતી હતી. શાંત રસ સિવાય કે કરૂણારસ સિવાય બીજા રસોને એ સ્થાનમાં સ્થાન મળ્યું નહોતું. જીવોને અભયદાન દેનારી આ તપસ્વિનીના આશ્રમ પાસે પશુ પક્ષીઓ પણ યથારૂચિ આરામ લેતાં હતાં.

કોઇ પણ જીવને હણુશો માં, હણુશો તો હણાવું પડશે, છેદશો તો છેદાવું પડશે, ભેદશો તો ભેદાવું પડશે. સૌ જીવને શાતા વહાલી છે, અશાતા અળખામણી છે. સૌ જીવને સુખ વહાલું છે, દુઃખ અળખામણું છે માટે સૌને સુખ ઉપજે એમ કરો. એવો તેણે જે ઉપદેશ સાંભળ્યો હતો તે ઉપદેશ એ સૌને આપતી હતી.*

આવી પવિત્ર તપસ્વિનીની યુવાવસ્થાની વાત મહારાજા ભવાનંદીને કાને કુરણીએ નાંખેલી તેથી રાજા એ આશ્રમ તરફ ગયો હતો.

---

* કોઇ પણ જીવની હિંસા ન કરવી એવું ફરમાન સૌ ધર્મમાં છે. જૈન, બૌદ્ધ અને હિંદુ ધર્મમાં તો એ ફરમાન છે પણ ખ્રિસ્તી, મુસલમાન અને પારસી લોકોના ધર્મ પુસ્તકોમાં પણ એવાં ફરમાનો છે.

ખ્રિસ્તિ ધર્મના બાઇબલમાં લખ્યું છે કે Thou shalt not kill તું કોઈ પણ જીવની હત્યા કરીશ માં. વળી તેના ૧ લા જેનીસીસમાં લખ્યું છે કેઃ—

Behold, I have given you every herb bearing seed which is upon the face of all the earth, and every tree in the which is the fruit of a tree yielding seed, to you it shall be for meat. ( Gen. 1,24 )

"પૃથ્વી ઉપર મેં જે વનસ્પતિ તથા ફળ આપ્યાં છે તે તું તારા ખોરાક તરીકે ઉપયોગમાં લેજે."

મુસલમાન ધર્મના કુરાને શરીફમાં સુરા અનઆમ—આયત ૧૪૨ માં ખોદાતાલાએ ફરમાવ્યું છે કેઃ

"વમિનલ અનઆમે હમૂલંતન્ વફર્શા કુલુમિમ્મારજક કુમુલ્લા હો" ખોદાતાલાએ ચોપગાં જનાવરો ભાર ઉપાડવા સરજાવ્યાં છે અને ખાવા માટે ભાજી, પાલો ને ધાન્ય નીપજાવ્યું છે તે ખાઓ.

હજરતઅલી સાહેબે કહ્યું છે કેઃ "ફલાતજ અલુબુતૂન કુમ મકાબરલ હયવાનાત" તું પશુ પક્ષીની કબર તારા પેટમાં કરીશ નહિ.

જરથોસ્ત નામામાં લખ્યું છે કે "બકુશતન નીયારંદકસ કુદરેહ, નમ્વાંગુસ ફંદા કે બાસદ બરેહ" મોટાં ઘરડાં કે બચ્ચાં જેવાં જનાવર કે જીવતાં પ્રાણીને મારવાની સાફ મનાઇ છે. વળી જમીઆદયસ્તના ૫૮ મા બાબમાં લખ્યું છે કેઃ—

એક જીવતાં પ્રાણીનાં તોખમ અથવા ઇંડાને નુકસાન કરનાર તે હોરમજ્દ ( પ્રભુ ) ની વિરૂદ્ધનો અને આહેરમન (સેતાન) ની તરફનો છે.

માંસ ખાવાથી શરીરની આરોગ્યતાને કેટલું બધું નુકસાન થાય તે અને કેવા કેવા નવા નવા રોગો શરીરમાં દાખલ થાય છે ને બુદ્ધિ બગડે છે તે વિષે લંડનના ૧૩ વિદ્વાન દાક્તરોએ જણાવેલો અભિપ્રાય મુંબાઇ જીવદયા પ્રસારક મંડળે પ્રકટ કરેલ છે તે તથા એ મંડળની બીજી બુકો તથા ઇગ્લાંડ, યુરોપ, અમેરિકાની વેજીટેરીયન સોસાયટીનાં પુસ્તકો ને ન્યુસપેપરો કે માસિકો વાંચવાથી સમજાશે.

આપણો જીવ જેવો આપણને વહાલો છે તેવોજ સૌ જીવને પોતાનો જીવ વહાલો છે એ વાત એક બાજુએ રાખી શરીરને લાભાલાભ શેમાં છે, તંદુરસ્તીને વધારે લાભ કર્તા માંસાહાર છે કે વનસ્પતિનો આહાર છે તેનો નિષ્પક્ષપાતપણે વિચાર કરનારને સત્ય શું છે તે સમજાશે.

# काव्य कुंज.

## थवा ना दे असर मन पर.

મળ્યો તવ પત્ર વાચીને, જણાવુ છુ ખરી રીતે;
સ્વય નિજ બ્રહ્મ દૃષ્ટિથી, થવા ના દે અસર મન પર. ૧
શુભાશુભ કલ્પના ખોટી, જરા ના ભાર ધર ત્હેનો,
જગત્ કહેણી ઘણી જૂઠી, થવા ના દે અસર મન પર. ૨
ઘણા મન કલ્પના યોગે, થતાં દુઃખો નહીં તે તું:
બની સાક્ષી સકલ જગનો, થવા ના દે અસર મન પર. ૩
દ્રવે ના તું બળે ના તું, નહીં છેદાય ક્યારે તું;
સ્વભાવે ધર્મ માનીને, થવા ના દે અસર મન પર. ૪
અભિપ્રાયે ન મુઝાવુ, જગતમાં ભ્રાન્તિ સહુ માની;
સ્વય શુદ્ધાત્મમય બોધી, થવા ના દે અસર મન પર. ૫
અરે મુઝાય શા માટે, અસત્ તે નહિ થતું ક્યારે,
ધરી નિશ્ચય ખરો એવો, થવા ના દે અસર મન પર. ૬
ટળે ભ્રાન્તિ મળે શાન્તિ, રહે ના દુઃખના ભડકા,
બુદ્ધચબ્ધિ ધર્મ સેવ્યાથી, સદા આનન્દમય પોતે. ૭

## હૈયાનાં વ્હાલ.

હું તો આપુ આપુ ને ખૂટી જાય રે,
મ્હારા હૈયાના વ્હાલ!
જોયા ત્હેવા મ્હે જાણ્યાં:
હૈયાના જીવન માણ્યાં;
એવા રસીયાને ભૂલ્યા તે શે જાય રે
મ્હારા હૈયાનાં વ્હાલ!
સુમને મકરંદ વમે છે;
ભૃગો એને ય ચૂમે છે,
એ પણ હોયે તેટલા દઇ દે છે રે
એવા હૈયાનાં વ્હાલ!
ચાહ્યાં મ્હે પૂરેપૂરાં:
લાગ્યાં એ તો ય અધુરા;
કો'ને વ્હાલના યે સાગર તે કઇ હોય? રે
અહા! હૈયાના વ્હાલ!

विद्युद्विलास. હંસલ.

## अमारा देशना वीरा.

સદા હૉટેલ વિષે જાવું, ગમે તેવુંજ ત્યાં ખાવું;
ઘટે છે એ ખરૂં એવું, અમારા દેશના વીરા? ૧
નથી કંઈ ધર્મમાં શ્રદ્ધા, અહોનીશ જુઠના ધંધા,
અરે ધંધાજ એ અંધા, અમારા દેશના વીરા. ૨
નથી કંઈ દ્વેષમાં કાચું, કુસંપે ના જરા પાછું,
અરે શું નાણું એ સાચું, અમારા દેશના વીરા? ૩
ગરીબોનું કંઈ કહેવું, જરા ના ધ્યાનમાં લેવું;
ઘટે નહિ આપને એવું, અમારા દેશના વીરા? ૪
ભલે હો રંક કે રાયા, સ્વભૂમિમાંજ એ જાયા;
જરા ના રાખવી માયા, અમારા દેશના વીરા? ૫
નહી પાઈ દેશની દાઝે, કર્યું નહિ ધર્મને કાજે;
અરે શું એ વળી છાજે, અમારા દેશના વીરા? ૬
જુઓ જ્યાં ત્યાં બધે ટંટા, ઉડાવા દારૂના બટા;
અરે છેક આમ શું વંઠયા, અમારા દેશના વીરા. ૭
હજારો દુર્વ્યસન રાખી, થતું છે અંતમાં ખાખી;
કહું શું દુખડાં ભાખી, અમારા દેશના વીરા. ૮
અમારો દેશ અમારો છે, અમારો દેશ પ્યારો છે;
અને વળી ધર્મ પ્યારો છે, અમારા દેશના વીરા. ૯

હરિમંદિર. **હરીલાલ—જાની.**

---

## प्रेमना परिमळ.

( અંક ૩ જાના પૃષ્ટ ૯૩ થી ચાલુ. )

### પ્રકરણ ૪ થું.

**સમ્રાજ્ઞીની ફુલ શય્યા.**

નવ પલ્લવ નવ પરિણિત યુગલો!
રસ ઝરણામાં રસ બસ થાશે!
ચંદ્ર દર્શને——ચન્દ્ર રજનીયે!
ફુલ શય્યા પાસે!

**પાદરાકર.**

ગુલઝારના આ અતિવ દુખની સર્વસ્વ કારણભુત-પોતેજ થઇ? પોતાના પ્રાણસખાને જન્મભર દુઃખસાગરમાં ધકેલી મુકનાર પોતેજ બની—પ્રીય મિત્રના સુખને લુંટી લેનાર પોતેજ બની, આ વિચારે ગુલનારે કેટલાંયે અવિરલ અશ્રુ ઢાળ્યાં, પ્રાણ-જીવન! પ્રાણેશ્વરના વિયોગે હવે અલંકારો શા કામના? એ વિચારે તેણે પોતાના અંગપરના સઘળા અલંકારો

ફેંકી દીધા, કપડાં ફાડી નાંખ્યાં અને માથાના સુન્દર બાલ તોડી નાંખ્યા! છેવટે દીર્ઘ નિઃશ્વાસ નાંખી મુર્છા ખાઇ જમીનપર નિઃશ્ચેષ્ટ પડી. હાય! ગુલનાર! શા માટે તે રાજકુટુંબમાં જન્મી? ગરીબ કુટુંબમાં જન્મી હોત તો કેવી ખુશીથી તે પોતાના પ્રાણેશ્વરને પરણી શકત? કેવાં આનંદમાં પોતાનું જીવન વ્યતીત કરી શકત? હમેશાં અરસ્પરસ અદ્વિતિય-દિવ્ય સુખડાં આપત-લેત? આ ક્ષણભંગુર સંસારમાં પોતાનું આયુષ્ય કેવા આનંદમાં-કેવા વિનોદમાં ગાળી શકત? શા માટે તે સુન્દર થઇ! શા માટે તેને આ અતુલ સૌંદર્ય વિધિએ આપ્યું? શા માટે આ વિશ્વ વિજયી-વિમળ સૌંદર્યની જાતે ભોક્તા બની? નંહિ તો શાહાજહાન બાદશાહ શા માટે તેને પરણવા લલચાત? સુખેથી કુરૂપ બની પોતાના જીવીતેશ્વરને પરણી શકાત? જે રૂપ અને ઐશ્વર્યથી તે મગરૂર બનતી તેજ રૂપ-ઐશ્વર્ય હમણાં તેને ઝેર જેવાં લાગવા માંડયાં. શું પોતે ગુલને ન પરણી શકે? શા માટે દિલ્લીશ્વરને પરણવું? ન પરણે તો? હા! ત્યાં પણ તેને નિરાશાજ જણાઇ. દિલ્લીશ્વરને પરણતાં-પોતાના હૃદયેશ્વર ગુલઝારને પરણે તો તો થઇજ ચુક્યું. પછી શાહ તેના માતા-પિતાને આપ્ત વર્ગમાંથી કોઇનું પણ ડોકું સલામત રહેવા દે ખરા કે? પોતાના વિશાળ મહાલયનો એક કાંકરો પણ તેની જગ્યાએ રહેવા દે ખરા કે? ના! ના! સર્વથા નહિજ. અરે! એટલુંજ નહિ પણ પોતાને ત્રીભૂવનમાંથી શોધી કહાડી પોતાની સાથે જોર જુલમથી પરણ્યા વિના પણ શાહ નજ રહે! અરે! તો પણ પોતાના બાલ્યસખાને પરણવા ગુલ તૈયાર થઇ. ભલે ગમે તે થાવ! ગમે તેટલાં સંકટ ગુજરો! ગમે તે કષ્ટ પોતાનાં માતાપિતાને પડો! પણ શા માટે હું ગુલની ન થાઉં? પણ હાય! કયાં છે? કયાં છે? પોતાનો પ્રાણેશ્વર? કયાં પોતાનો જીવીતેશ્વર? ક્યાં છે તે ગુલનો ગુલઝાર? કોઇ તે પ્રણયભર-સ્મીતભર-ઉલ્લાસપૂર્ણ મુખકમળ પુનઃ બતાવે? ના! ના! અત્યારે તો તે પ્રેમીભ્રમર-પ્રેમના અટપટા માર્ગનો પવાસી કયારનોએ કયાંનો કયાંય નીકળી ગયો હશે? પુનઃ તે દ્રષ્ટિગોચર પણ શાનો થાય? નિરાશાજ. પોતાના જીવનસખાને સુખી કરવા તે બેગમપદ છોડી દેવા-જંગલમાં વસવાના તરંગો કરવા લાગી. અત્યારે તેની નજરમાં પ્રેમ વિનાના રાજ્ય મહેલ કરતાં પ્રેમથી ઉભરાઇ જતી ઝુંપડી વધુ મીઠી લાગવા માંડી. પ્રેમ વિનાનાં વિલાસ વૈભવ, દાસ-દાસીઓ, મેવા મીઠાઇઓ ને સૌભાગ્ય કરતાં પ્રેમ ઝરતા ગુલઝારનો સહવાસ તેને વધુ આનંદકારક જણાવા લાગ્યો. ઓ પ્રેમ! ત્હારી આંખમાં વૈભવ વિલાસો કરતાં ફકીરીની કીંમત લક્ષાવધી ઘણી વધે છે. ત્હારા ભકતો પ્રેમને ખાતર ત્રીભૂવનનાં રાજ્યને, સૌંદર્યભર સુન્દરીઓને, માનાપમાનને, વૈભવ વિલાસને, મેવા મીઠાઇઓને અરે! સાક્ષાત સ્વર્ગને પણ ઠોકરે મારતા વિલંબ લગાડતા નથી. ગુલની પણ અત્યારે આજ દશા છે. તે પોતાના પ્રીયતમને સુખી કરવા અત્યારે ગમે તે કરવા તૈયાર છે. પણ વ્યર્થ! ઓ બિચારી ગુલનાર! શા માટે નાહક વલખાં મારે છે? ત્હારો પ્રીયતમ કોટયાવધિ પ્રયત્નોએ પણ તને દ્રષ્ટિએ પડવાનો નથીજ! ક્યાં છે? ત્હારો ગુલઝાર? જા દિલ્લીશ્વરના વૈભવજ ભર્યા જનાનખાનામાં જા! ને શાહાજહાન બાદશાહની-અરે સમગ્ર ભારતવર્ષની સમ્રાજ્ઞી થા! શહેનશાહે હિંદની હૃદયેશ્વરી થા! "બીચારી ગુલનાર," મટી-"બેગમ્ ગુલનાર". થા! બીચારા ગુલઝારને પોતાનુંજ ફોડી લેવા દે! તેને તેના પ્રારબ્ધને સોંપી દે! ને તું ત્હારા ઉદય થતા પ્રારબ્ધને તાબે થા! . .

ગુલનારે ધડકતી છાતીએ ને છલકાતી આંખોએ, ફક્ત પોતાના માતૃ પિતૃ પ્રેમને ખાતરજ, તેમની આજ્ઞાને તાબે થવાને ખાતરજ, તેમની સહીસલામતીને ખાતરજ, દિલ્લીશ્વરની

બેગમ થવા સારૂ પોતાનું પિતૃગૃહ છોડયું. પોતે જે ભાગ્યશાળી (?) પદપર આરૂઢ થનાર છે તે પદ શુભપ્રદ થવા સારૂં મંગલાશિર્વાદ દેના પોતાનો પ્રાણસખા હૃદયનો મિત્ર હાજર નથી એ જોઇ તેને બહુ લાગ્યું. અને અહિં ગુલઝાર અત્યારે હાજર હોત તો તેના હૃદયની શી દશા હોત ? અત્યારે તેની શી દશા હશે? એ વિચાર તેની સ્મૃતિ સૃષ્ટિમાં આવ્યાથી તે મોટેથી રોઇ પડી. ગુલઝાર! ગુલનારનું પ્રેમળ હૃદય જીવન! પોતાને પ્રાપ્ત થનાર બહુ મૂલ્ય રત્ન, સમ્રાજ્ઞીપદ રૂપી રત્ન કરતાં પણ વધુ મૂલ્યવાન રત્ન હતું! એમ ગુલનારના હૃદયને હવે પ્રતીતિ થઇ. પણ હાય ! ગુલઝાર તું ક્યાં છે? સમ્રાજ્ઞીપદને લાત મારી બિચારી ગુલનાર ત્હારી સહચરી થવાને વલખાં મારે છે! પણ વ્યર્થ.

નિષ્કપટ, સાદી, ભોળી, અલ્લડ બાલિકા ગુલનારને—હું બેગમ થઇશ એ વિચારે જે આનંદ થતો હતો, તેને ઠેકાણે હવે વિષાદ, ચિંતા ને વ્યાકુળતા આવીને બેઠાં હતાં. દિલ્લીશ્વરના જનાનખાનામાં તેણે પ્રવેશ કર્યો તે વખતે તેના મનોરાજ્યમાં કેટલી બધી તરંગ લહરિઓ ઉઠી સમાઈ જતી હતી. ભાવિ ઉદયના વિચારોની સાથેજ ગુલઝારનો તે અશ્રુપૂર્ણ ચ્હેરો તે ગુલનારના સ્મરણમાં આવતાંજ તેનું વદન ફીકકુ પડી જતું. ધીમે ધીમે સમગ્ર ભારતવર્ષના સમ્રાટ સાથેના તેના વિવાહ સમારંભના અપૂર્વ ઠાઠમાઠમાં તેનું મન ગુંથાવા લાગ્યું ને આસ્તે આસ્તે વિષાદપૂર્ણ વાર્તા તેના હૃદયપટ પરથી જરા જરા ખસતી ચાલી. પોતે આ બધા વિલાસ, વૈભવ, રાજમહાલ ને બાદશાહ ખૂદની માલીક બનશે એ વિચારે તેને આનંદ થવા લાગ્યો, પણ બીજીજ પળે પોતાનો પ્રાણથી પણ પ્રીય ગુલઝાર? હાય! તેના વિના તો બધું ફીકકુંજ તો? ક્યાં તે રૂપરાશી, પ્રણયી, તરૂણ ગુલઝાર? અને ક્યાં બુઢ્ઢો થવા આવેલો મરણોન્મુખ શાહ? ક્યાં નમ્ર, સદ્‌ગુણશાળી, પ્રેમાળ, પ્રાણેશ્વર ગુલઝાર ને ક્યાં તુંડમીજાજી, વિષય લાલસુ, કપટી દિલ્લીશ્વર! પણ બિચારી ગુલને કંઇજ સમજણ પડતી નથી? કયું સારૂ ને કયું નરસું? તેને સ્પષ્ટ રીતે જુદુ પાડી શકતી નથી. અરેરે ! ગુલનાર! તેને પોતાના હૃદયમાં થતા આનંદ વા દિલગીરીના ભાવની પણ ક્યાં [illegible]ી! એ ગરીબ પુષ્પ! આ છળ પ્રપંચના આગારરૂપ દિલ્લીશ્વરનું જનાનખાનું, [illegible]ા બાલિકાને નિવસવા યોગ્ય નથી હોં! પણ કંઇ નહિ. " પ્રભુ

કુશળ પુછ્યું. તેના પરથી ઓવારણાં લીધાં, તેના માથા પર થોડું મીઠું ફેરવી આતસ પર નાખ્યું અને તેની સલામતી માટે તેને ઉત્તમ 'શિરાઝી' મદ્યનો એક સુવર્ણ પ્યાલો ભરી આપ્યો. દાસીઓ પવન નાંખવા લાગી અને એક બાંદીએ તેના મ્હોં આગળ રત્નજડિત હુક્કો આણી મુક્યો કે જેની તંબાકુના વાસથી મગજ તર બની જતું હતું. એક સુન્દર તાંબુલ-શિરાઝીપર-ખવરાવી તેને એક મોહક સુવાસીત ફુલહાર પહેરાવી, રોશનઆરા તેના સામે ઉભી રહી. સ્વાગતનો આ અપ્રતિમ અને ઠાઠમાઠવાળો ઠાઠ જોઇ ગુલનાર મુગ્ધ બની રહી.

રાત્રીની શાહી મીજલસ-નાચમુજરા-ને અન્ય વિધી સંપૂર્ણ થવા બાદ જહાનઆરા બેગમને પાસેના ચાંદની દરવાજામાં થઇને, એક બીજા ભવ્ય મહાલયમાં લઇ ગઇ. આ મહાલમાં બારણામાં પેસતાંજ પુષ્પ, પુષ્પ ને પુષ્પ સિવાય કંઇ નજરેજ આવતું નહતું. મોગરો, ગુલાબ, જુઇ, જાઈ, દાવદી, ગુલશબ્બો વિગેરે અનેક જાતિના પુષ્પોથી બારીઓ, બારણાં, બેઠકો ને પલંગો સુદ્ધાંત મઢી લેવામાં આવ્યાં હતાં. ચાલવાના ગાલિચા-પલંગની ચાદરો, ખુરશીઓનાં સુખાસનો ને જ્યાં પગ અગર પીઠ મુકે ત્યાં પુષ્પોજ સીંચિ દેવામાં આવ્યાં હતાં. દિવાનખાનાની સિડી પુષ્પોથી જાણે ઉભરાઇ જતી એક વેલીજ ન હોય તેમ લાગતી હતી. એ સીડી ઉપર થઇને એક સુન્દર સંગેમરમરી હર્મ્યતલ-અગાશી પર જવાતું હતું. આ અગાશીમાં આરામની અનેક સગવડો કરવામાં આવી હતી. પુષ્પોનાં વિવિધ સુખાસનો ત્યાં અધિવેષ્ટિત હતાં. ચંદ્ર પોતાની સર્વે કળાઓ સહિત ત્યાં સંપૂર્ણ ઠાઠમાં પોતાના અગણિત પરિચારક, તારલાઓ સહવર્તમાન ત્યાં પ્રકાશી રહ્યો હતો. મંદમંદ શિતળ, સુવાસિત વાયુ લહરિઓ પણ દિલ્લીશ્વર જેવાના પુષ્પ રાશીમાંથી નિરંકુશ રીત્યા સુવાસનું હરણ કરીને-તે પુષ્પમલિકાઓ સાથે ક્રિડા કરી રહી હતી. અંગને ઠંડક આપવા સાથે મનોહર લાગે તેવો દિપપ્રકાશ, ચંદ્ર તેજને ફીક્કો પાડવા મથી રહ્યો હતો. વિવિધ વાદ્યો બજાવવામાં કુશળ નર્તિકાઓ અદ્ભૂત વસ્ત્રાલંકારમાં મઢાઇ-બેગમના નેત્રના માત્ર ઇશારા અર્થેજ ખોટી થઇ રહેલી હતી. સુવર્ણના ખુમચાઓમાં રત્નજડિત બરણિઓ મધુર "શિરાઝી" થી છલાછલ ભરાઈ રહેલી છે, એમ તે પારદર્શક હોવાથી સ્પષ્ટ જણાતું હતું અને તેમાં તેના સોબતી પ્યાલાંઓ પણ સાથે કુંડાળું વાળી બેઠાં હતાં. ઉત્તમોત્તમ તંબાકુથી ભરેલો બહુમૂલ્ય હુક્કો પણ-નાગ પોતાનું શરીર સંકેલી બેઠો હોય તેમ પોતાની નળી-ફણા પ્રસારી બેઠો હતો, જેનું મુખ પકડી એક બાંદી, બેગમના મુખમાં તે આપવા તેની આજ્ઞાની રાહ જોતી ઉભી હતી.

બાદશાહના આવાગમનની વાટ જોતી સઘળી દાસીઓ-અને પહેરેગીર, મુંગી પણ તુર્દસ્તાની સુન્દર બાંદીઓ, સફ સમારી ત્યાં ઉભી હતી. બેગમ સાહેબને લઇ-શાહજાદી રોશન ત્યાં દાખલ થઈ કે તુર્તજ આ કોમળ-ફોજે પોતાનાં શસ્ત્ર નમાવી તેમને માન આપ્યું. એક સુખાસનપર બેગમ બેઠી અને રોશન સામેની ચતુષ્પદ-પીઠીકાપર અધિષ્ઠિત થઇ, ને અતિશય નમ્રતાથી-પોતાનો કમળના દંડા જેવો સફેદ સુકોમળ હાથ લંબાવી-અંગુલી નિર્દેશથી તે મહાલ બતાવતાં બોલીઃ-"આ મહાલ બેગમ સાહેબાનો છે." અને જરાક મુચ્છી. પણ પોતાના આવાસનું નિરીક્ષણ કરવામાં તલ્લિન બની ગયેલી ગુલે તે ન જોયું. આ અતુલ રૂપ-રાશિ બેગમ પોતાના નિવાસનું નિરીક્ષણ કરવામાં ગુંથાઇ ગઇ હોઇને જરાક વિસ્મય-

તાથી તાળી પાડી દેતાંજ સર્વે સંગીત પરિચારીકાઓ, ગાવા બજાવવામાં ચકચુર બની ગઈ. સંગિત લહરીઓના આવિર્ભાવના મધુર કલરવ શ્રવણ પથપર આવતાંજ, બેગમ પોતાની તંદ્રામાંથી જાગ્રત બની, ત્યાં તો શહેનશાહે આલમની આવતી સ્વારી–નેકી પોકારનારાઓએ જાહેર કરી, કે તુર્તજ શાહજાદી બોલી—.

"બેગમ સાહેબા! રજા છે હવે?"

"પધારો શાહજાદી!" પોતાનું ઝુલ્ફાંવાળું નાજુક સર ઝુકાવતાં–વિકસીત નેત્રે ગુલનાર બોલી: "વળી કોઇ કોઇ વાર શાહજાદી સાહેબા–ગરીબ ગુલને પોતાની મુલાકાતનું માન આપ્યાં કરશેજ."

"બહુજ ખુશીથી–સુલતાના!" એટલું બોલી તે અભિમાની શાહજાદી–માથું નમાવી એક મધુરો લ્હેકો કરી–અદેખાઈ ભરી નજરે ત્યાંથી ચાલી ગઇ, અને ગુલનાર ભાવિ આશા તરંગોમાં ઝુલતી શાહના આગમનની રાહ જોવા લાગી.

આજ સમ્રાજ્ઞીની ફુલ શય્યા હતી—આજ આ રાજવંશી જોડલાની ચંદ્ર દર્શનની "Honey–moon" રાત્રી છે.

તુર્તજ આખા ભારતવર્ષને ધ્રુજાવનાર, ક્રોધી પણ દયાળુ–શહેનશાહ શાહાંજહાન આ પુષ્પમંડપમાં–દાખલ થયો. ઉંચી ઢાકાની શરબતી–બહુમૂલ્ય મલમલનો એક ઝભ્ભો તેણે ધારણ કર્યો હતો. ગુલાબી રંગની ઇજાર તથા રત્ન જડિત મોજડીઓ તેનાં ચરણ-યુગલ દેદીપ્યમાન કરી રહી હતી. તેની શ્વેત દાઢીથી તથા ભવ્ય મુદ્રાથી શોભતુ મસ્તક બહુમૂલ્ય શિરપેચવાળુ એક મંદિલ–કહો કે તાજ–ધારણ કરવા જાણે મગરૂર બની રહ્યું હોય તેમ અક્કડ ને અક્કડજ જણાતું હતું. મંદ ગતિએ શાહ પોતાની નવપરણિત વધુને જોવાના ઉત્સાહમાં આગળ ચાલ્યો આવતાંજ બાંદીઓ–પહેરેગીર–સ્ત્રીઓ ત્યાંથી પલાયન કરી ગઈ. માત્ર એકલી નવી બેગમ–ગુલનાર ત્યાં રહી. બેગમ ન હાલી કે ન ચાલી, ન તે શાહનું સ્વાગત કરી શકી કે ન તે બોલી શકી. આવડા મોટા શાહનું સ્વાગત બિચારી એક સામાન્ય બાલિકા શી રીતે કરી શકે? શાહને જોતાંજ ગુલના હૃદયાકાશમાં ગુલઝાર ધ્રુવના તારા પેઠે પ્રકાશી ઉગ્યો ને તેનું મુખ મ્લાન બની રહ્યું. હાય! પ્રાણેશ્વર તમે અત્યારે ક્યાં છો? આ વિચારમાળા શાહે તોડી. તે બોલ્યો "પ્રીયે! હૃદયેશ્વરી! ચાલો ચંદ્રદર્શન કરીએ! અગાશીપર ચાલો! ત્યાં તમારા થાકેલા જીવને રાહત મળશે! ચાલો હૃદય વલ્લભા! મનોહારીણી! પધારો! એમ બોલી આ સમગ્ર ભારતવર્ષના–કહો કે એક મહાન મુલકના ધણીએ એક વાઘ પોતાના ભક્ષ–બકરાને પકડે તેમ–આ ન્હાની–રૂચિર બાલીકાને પોતે હાથે, તેનો હાથ પકડી અગાસી તરફ લઈ ગયો. અગાસીનો તેમનો વિધિ અમોને ખબર નથી, પણ માત્ર ચંદ્ર ઝોલા ખાતો ખાતો આ વૃદ્ધ–યુવાન દંપતી તરફ જોતા જોતા, જાણે ગુલઝાર ને બાદશાહની સરખામણી કરતો હોય તેમ જણાતું હતું. બીચારી ફુટેલા જીગરની ગુલ! ત્હારા હૃદયની દશા તપાસવા કરતાં શાહ ત્હારા રૂપનુંજ દર્શન કરી કૃતાર્થ થાય છે! આ સુખ કેટલો સમય?!! પ્રભુ જાણે!

અપૂર્ણ.

# बॉर्डींग प्रकरण.

## શ્રી બક્ષિસ ખાતે.

૫-૦-૦ શા. મણીલાલ ગટાભાઈ અમદાવાદ ઠે. નીસા પોળ.
૨૫-૦-૦ મહેતા શાંતિભાઈ જેસંગભાઈ સાણંદ બા૦ બેન સમરત તથા સમુએ ઉપધાન વહ્યાં તે શુભ પ્રસંગ નિમિત્તે પ્રથમ આપવાના કહ્યા હતા તે. હા. આત્મારામ ખેમચંદ.
૧-૪-૦ શા. જેઠાલાલ ચુનીલાલ સાદરા.
૧૦૦-૦-૦ ઝવેરી કકલદાસ ઊમેદચંદ અમદાવાદ ઝવેરી પોળ બા૦ ઊજમણાદિના શુભ પ્રસંગ નિમિત્તે રૂ. ૨૦૦ બસો આપવાના કહ્યા હતા તે પૈકી.
૧૫-૦-૦ શા. મનસુખરામ અનોપચંદ અમદાવાદ ઠે. શેઠ ચીમનલાલ નગીનદાસ બોર્ડીંગ.
૬૦૦-૦-૦ શ્રી મુબાઈના મોતીના કાંટાના ટ્રસ્ટીઓ તરફથી હા. રાવબહાદુર હીરાચંદ નેમચંદભાઈ બા૦ દરમાસે રૂપીઆ દોઢસો લેખે સંવત ૧૯૭૨ ના કારતક-માગશર-પોસ-માહ સુધીના કાયમ આપવાને કહેલા તે મુજબના હા. ઝવેરી ચીમનલાલ સારાભાઈ.
૧-૦-૦ બેન મણી શા. ચુનીલાલ જેચંદની દીકરી ઠે. અમદાવાદ લુહારની પોળ, હા. જેઠાલાલ ઘેહેલાભાઈ.
૧-૦-૦ બાઈ જેકોર શા. ચુનીલાલ જેચંદની વીધવા અમદાવાદ ઠે. લુહારની પોળ હા. જેઠાલાલ ઘેહેલાભાઈ.
૫-૦-૦ શા. મોહનલાલ જીવણલાલ મણુંદ બા. લગ્ન પ્રસંગની ખુશાલીના. હા. કેશવલાલ ત્રીકમલાલ.
૫-૦-૦ શા. શનાભાઈ કાળીદાસ અમદાવાદ જૈન બોર્ડીંગ બા. લગ્ન પ્રસંગની ખુશાલીના આપ્યા તે.

૭૫૮-૪-૦

---

## શ્રીચન્દ્રસિંહસૂરિ જૈન ગ્રન્થમાળા.

આ ગ્રન્થમાળા શ્રીમાન્ શ્રીપૂજ્ય જૈનાચાર્ય ૧૦૦૮ શ્રીબુદ્ધિસિંહસૂરિજીના સદુપદેશથી પ્રગટ કરવામા આવેલ છે. આ ગ્રન્થમાળાના પહેલા અંકમાં અદ્યાપિ પર્યન્ત બહાર નહિ પડેલ, વ્યાખ્યાનમાં અતિ ઉપયોગી અને હરેક ભણ્ડાર તથા હરેક લાયબ્રેરીમાં રાખવા યોગ્ય કવિ શ્રીરૂપચન્દ્ર પ્રણીત પદ્યાત્મક **ગૌતમીય મહાકાવ્ય** પ્રગટ કરવામાં આવેલ છે, આ પુસ્તકની કિંમત આઠ આના રાખવામાં આવેલ છે જે મહાશયોને જોઇએ તે મહાશયોએ નીચેને સરનામેથી મંગાવી લેવું. આ ગ્રન્થમાળામાં નેમિદૂત, પંચકુમારકથા, શ્રીપાલચરિત્ર પ્રાકૃત, ધનાશાલિભદ્ર ચરિત્ર, ઉત્તમકુમાર ચરિત્ર, ઈત્યાદિ ગ્રન્થો પ્રગટ કરવામાં આવશે. શ્વેતામ્બર દિગમ્બર સંવાદ પણ બે આના ટીકીટ મોકલવાથી મળશે.

વ્યવસ્થાપક **"શ્રીચન્દ્રસિંહસૂરિ જૈન ગ્રન્થમાળા."**
ઠે. રામઘાટ જૈન મન્દિર, **બનારસ સિટી.**

# શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળાના-પ્રગટ થયેલ ગ્રન્થો.

| ગ્રન્થાંક. | પૃષ્ઠ. | કીં. રૂ. આ. પા. |
|---|---|---|
| ૦. ભજન સંગ્રહ ભાગ ૧ લો ... | ... ૨૦૮ ... ... | ... ૦—૮—૦ |
| ૧. અધ્યાત્મ વ્યાખ્યાન માળા ... | ... ૨૦૬ ... ... | ... ૦—૪—૦ |
| ૨. ભજન સંગ્રહ ભાગ ૨ જો ... | ... ૩૩૬ ... ... | ... ૦—૮—૦ |
| ૩. ભજન સંગ્રહ ભાગ ૩ જો ... | ... ૨૧૫ ... ... | ... ૦—૮—૦ |
| ૪. સમાધિ સતકમ્ ... ... | ... ૩૪૦ ... ... | ... ૦—૮—૦ |
| ૫. અનુભવ પચ્ચિશી ... ... | ... ૨૪૮ ... ... | ... ૦—૮—૦ |
| ૬. આત્મ પ્રદીપ ... ... | ... ૩૧૫ ... ... | ... ૦—૮—૦ |
| ૭. ભજન સંગ્રહ ભાગ ૪ થો ... | ... ૩૦૪ ... ... | ... ૦—૮—૦ |
| ૮. પરમાત્મદર્શન ... ... | ... ૪૩૨ ... ... | ... ૦—૧૨—૦ |
| ૯. પરમાત્મજ્યોતિ ... ... | ... ૫૦૦ ... ... | ... ૦—૧૨—૦ |
| ૧૦. તત્ત્વબિંદુ ... ... | ... ૨૩૦ ... ... | ... ૦—૪—૦ |
| ૧૧. ગુણાનુરાગ (આવૃત્તિ બીજી)... | ... ૨૪ ... ... | ... ૦—૧—૦ |
| ૧૨. ૧૩. ભજન સંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદિપીકા ... ... | ... ૧૯૦ ... ... | ... ૦—૬—૦ |
| ૧૪. તીર્થયાત્રાનું વિમાન (આવૃત્તિ બીજી) ... | ૬૪ ... ... | ... ૦—૧—૦ |
| ૧૫. અધ્યાત્મ ભજન સંગ્રહ ... | ... ૧૯૦ ... ... | ... ૦—૬—૦ |
| ૧૬. ગુરૂબોધ ... ... ... | ... ૧૭૨ ... ... | ... ૦—૪—૦ |
| ૧૭. તત્ત્વજ્ઞાનદિપિકા* ... | ... ૧૨૪ ... ... | ... ૦—૬—૦ |
| ૧૮. ગહુંલી સંગ્રહ ... ... | ... ૧૧૨ ... ... | ... ૦—૩—૦ |
| ૧૯. શ્રાવક ધર્મ સ્વરૂપ ભાગ ૧ લો (આવૃત્તિ ત્રીજી.) ... | ... ૪૦ ... ... | ... ૦—૧—૦ |
| ૨૦. ,, ,, ભાગ ૨ જો (આવૃત્તિ ત્રીજી) ... | ૪૦ ... ... | ... ૦—૧—૦ |
| ૨૧. ભજન પદસંગ્રહ ભાગ ૬ ઠો... | ... ૨૦૮ ... ... | ... ૦—૧૨—૦ |
| ૨૨. વચનામૃત ... ... | ... ૩૮૮ ... ... | ... ૦—૧૪—૦ |
| ૨૩. યોગદીપક ... ... | ... ૨૬૮ ... ... | ... ૦—૧૪—૦ |
| ૨૪. જૈન ઐતિહાસીક રાસમાળા... | ... ૪૦૮ ... ... | ... ૧—૦—૦ |
| ૨૫. અધ્યાત્મ શાન્તિ (આવૃત્તિ બીજી) · | ... ૧૩૨ ... ... | ... ૦—૩—૦ |
| ૨૬. આનન્દઘન પદસંગ્રહ ભાવાર્થ... | ... ૮૦૮ ... ... | ... ૨—૦—૦ |
| ૨૭. કાવ્યસંગ્રહ ભાગ ૭ મો ... | ... ૧૪૨ ... ... | ... ૦—૮—૦ |
| ૨૮. જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ. | ૯૬ ... ... | ... ૦—૨—૦ |
| ૨૯. કુમારપાળ ચરિત્ર ... ... | ... ૨૮૭ ... ... | ... ૦—૬—૦ |
| ૩૦ થી ૩૪. ગુરૂગીતા ... | ... ૩૦૦ ... ... | ... ૦—૪—૦ |
| ૩૫. ષડ્દ્રવ્ય વિચાર (આવૃત્તિ બીજી) | ... . ... ... | ... ૦—૪—૦ |

* આ નીશાની વાળા ગ્રન્થો શીલક નથી.

**ગ્રન્થો નીચલા સ્થળોથી વેચાણ મળશે.**

૧. અમદાવાદ—જૈન બોર્ડીંગ—ઠે. નાગોરીશરાહ.
૨. મુંબાઇ—મેસર્સ મેઘજી હીરજીની કું.—ઠે. પાયધુણી.
,, શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ—ઠે. ચંપાગલી.
૩. પુના—શા. વીરચંદ કૃષ્ણાજી—ઠે. વેતાલપેઠ.

# ગોદરેજના સેઇફટી કેશ બાક્સો.

આ પેટી ટેબલ ઉપર અથવા કબાટમાં જડવાથી ચોરથી ઉપાડીને લઈ જઇ શકાતી નથી તેમજ સ્ટીલના એક પતરામાંથી અખંડ બનાવેલ હોવાથી અને મજબૂત કળ બેસાડેલ હોવાથી ચોરથી તુટવાની ધાસ્તી રહેતી નથી. મોટી તીજોરીની ગેરહાજરીમા આ પેટી બહુ ઉપયોગી છે.

પેટીનું માપ ૧૪'×૧૦×૬". કીમત રૂ. ૧૮.

"ગારડીઅન" કળાવાળીના (ચારચાવી) „ રૂ. ૨૩.



# ગોદરેજના કબાટમાં જડવાનાં પેટંટ ખાનાં.

આ ખાના કબાટમા સ્ક્રુવતી જડવાથી ચોરથી કાઢી શકાતા નથી, તેમજ સ્ટીલના એક પતરામાથી અખંડ બનાવેલ હોવાથી અને ઘણી મજબુત કળ બેસાડેલ હોવાથી ચોરથી તોડી પણ શકાતાં નથી

નવા કબાટમા લાકડાના ખાનાનો ખરચ બચાવી તેને બદલે આવા લોખંડના ખાના બેસાડવાનો ફાયદો સૌ કોઇ સમજી શકશે

ખાનાનું માપ ૧૪'×૧૨'×૬" કીમત રૂ. ૨૦.

દરેક પ્રદર્શનમા (૧૪ પ્રદર્શન) પહેલાં ઈનામ-સોનાના ચાંદ મળ્યા છે

ગોદરેજ અને બાઈસની કંપની,

શાખાઃ-રીચીરોડ-અમદાવાદ.

શ્રીજૈનશ્વે૦ મૂ૦ પૂ૦ બોર્ડીંગના હિતાર્થે પ્રગટ થતું Registered No B 810

# बुद्धिप्रभा.

( ધાર્મિક–સામાજીક–સાહિત્ય–નૈતિક વિષયોને ચર્ચતું માસિક. )

સંપાદક–મણીલાલ મોહનલાલ પાદરાકર.

पुस्तक ८ मुं ] सप्टेम्बर १९१६. वीर संवत २४४१. [ अंक ६.

## વિષયદર્શન.



શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ તરફથી

પ્રકાશક અને વ્યવસ્થાપક,

શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ.

રૂ નાગોરીશરાહ–અમદાવાદ.

લવાજમ–વર્ષ એકનો રૂ. ૧–૪–૦ (છુટક દર એક નકલના બે આના )

અમદાવાદ શ્રી "સત્યમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

# વિનંતી પત્ર.

## " શ્રીમદ્ દેવચંદ્ર. "

પરમપૂજ્ય મુની મહારાજાઓ તથા જૈનબંધુઓને અવિનય પ્રાર્થના કરવાની કે, શ્રીમદ્ દેવચંદ્રજી મહારાજના બનાવેલા બધા ગ્રંથો એકત્ર કરી તેનું એક મોટું પુસ્તક છપાવવા યોજના ચાલે છે, તેઓશ્રીના બનાવેલા નીચે લખ્યા ગ્રંથો જાણવામાં છે.

| | |
|---|---|
| ૧ આગમસાર. | ૧૦ સ્નાત્ર પૂજા |
| ૨ નયચક્રસાર. | ૧૧ એકવીસપ્રકારી પૂજા. |
| ૩ ચોવીસી. | ૧૨ નવપદની પૂજાના ઉલાળા. |
| ૪ વીસી. | ૧૩ અષ્ટપ્રવચન માતાની સઝાય. |
| ૫ ગતચોવીસી. | ૧૪ પ્રભજનાની સઝાય. |
| ૬ અધ્યાત્મગીતા. | ૧૫ ધ્યાનદીપીકા. |
| ૭ મુનિની પંચભાવના. | ૧૬ સહસ્રકુટનું સ્તવન. |
| ૮ પ્રશ્નોતર | ૧૭ સમકીતની સઝાય. |
| ૯ જ્ઞાનમંજરી ટીકા ( અષ્ટક ઉપર ) | ૧૮ વીરપ્રભુનું દીવાળી સ્તવન. |

આ સિવાય બીજા કોઈ ગ્રંથ-ટીકા-ટબો-સ્તવન-સઝાય આદિ શ્રીમદ્‌ના બનાવેલાં આપના જાણવામાં હોય તો તે અને તેટલી વિગતસહ નીચે સહી કરનારને જણાવી આભારી કરશો એવી આશા છે.

લી સેવક,

**વકીલ મોહનલાલ હીમચંદ.**

મુ. પાદરા. ( ગુજરાત. )

---



---

બુદ્ધિપ્રભા ભેટ—કપડવંજવાળા સદ્ગત શેઠ જમનાદાસ હરખચંદનાં ધર્મશીલ પત્ની બાઈ પરશન જે હમણા થોડા વખત ઉપર પંચત્વ પામ્યાં છે તેમના નામથી જૈનશાળાઓ, જૈન લાઈબ્રેરીઓ, પૂજ્ય મુનિમહારાજાઓ, ગુરૂણીજી મહારાજોને બુદ્ધિપ્રભા માસિક ભેટ મોકલવાને નિમિત્તે રૂ. ૨૫) અમોને આપવામાં આવ્યા છે. તેના માટે તેમના સુપુત્રો શ્રીયુત શેઠ વાડીભાઈ તથા શેઠ કેશવલાલનો ઉપકાર માનીએ છીએ; અને દરેક મુનિમહારાજો વિગેરેને તેનો લાભ લેવા વિનંતીએ છીએ.

---

ભેટ—અત્રેના પ્રતિષ્ઠિત શેઠ લક્ષ્મીચંદ લલ્લુભાઇ સુરદાસ શેઠની પોળવાળાને ત્યાંથી શ્રીમદ્ દેવચંદ્રજી કૃત ચોવીશી દરેક પાઠશાળાઓ, લાયબ્રેરીઓ, અને પૂજ્ય મુનિમહારાજાઓ તથા સાધ્વીજી મહારાજાઓને ભેટ આપવાની છે માટે જેમને ના મળી હોય તેમણે તેમને ત્યાંથી મંગાવી મોકલી આપવામાં આવશે. બહાર ગામથી મંગાવનારે ૦-૧-૦ ટપાલ ખર્ચનો મોકલવો

# बुद्धिप्रभा.

## ( The Light of Reason )

ब्रह्मानन्दविधानके पटुतरं शान्तिप्रहृद्योतकम् ।
सत्यासत्यविवेकदं भवभयभ्रान्तिव्यवच्छेदकम् ॥
मिथ्यामार्गनिवर्तकं विजयतां स्याद्वादधर्मप्रदम् ।
लोके सूर्यसमप्रकाशकमिदं ' बुद्धिप्रभा ' मासिकम् ॥

વર્ષ ૮ મું.]          તા. ૧૫ સપ્ટેમ્બર સને ૧૯૧૬          [અંક ૬ ઠો.

## सांवत्सरिक क्षमापना.

બળે છે બહુ જીગર મારૂં, થતું થરથર હૃદય કંપી,
કર્યો ગુન્હો અરે હારો, ક્ષમા લાવી ખમી લેજે. ૧

જીગરથી હું ચહું માફી, અહાહા દીલ પસ્તાઇ,
ઘણો પસ્તાઉં છુ દીલમા, ક્ષમા લાવી ખમી લેજે ૨

પ્રમાદે પ્રાણુની હાનિ, બને તેથી પ્રમાદીને,
પ્રભો ! તું માફ દે મુજને, ક્ષમા લાવી ખમી લેજે. ૩

નથી આશયથકી ભૂલ, કર્યું મે ચિત્તમા લાવી,
જરા ના વૈરને લાવી, ક્ષમા લાવી ખમી લેજે ૪

તને શાન્તિ મઝાની હો, અહો તવ પન્થમા વહેતા,
દઉં છુ એ ભલી આશી, ક્ષમા લાવી ખમી લેજે ૫

અરે તવ પ્રાણુને હાનિ, નથી ઇચ્છા જરા કરવા,
તથાપિ જે બન્યુ તેને, ક્ષમા લાવી ખમી લેજે ૬

તુને શાન્તિ સદા હોજો, અમારા ધર્મના બાગે,
ચિરાતું બહુ હૃદય બોને, ક્ષમા લાવી ખમી લેજે ૭

મળો શાન્તિ ભરોભવમા, બનુ હાર્ઇ થન્તે મુજથી,
બુદ્ધ્યબ્ધિ બહુ કૃપા લાવી, ક્ષમા લાવી ખમી લેજે ૮

# શ્રાવક નેમિદાસકૃત અધ્યાત્મ રાસમાલા.

( ઉદ્ધારક બુદ્ધિસાગરસૂરિ. )

શ્રી જિનવાણી નિતુ નમી, કીજઇ આતમસુદ્ધિ;
ચિદાનંદ સુખ પામીઇ, મિટઈ અનાદિ અશુદ્ધ. ૧
શુદ્ધાતમ દર્શન વિના, કર્મ ન છૂટઇ કોય;
તેહ કારણ શુદ્ધાતમા, દર્શન કરો થિર હોઇ. ૨
આતમ અનુભવ તરણિ થઈ, મિટઇ મોહ અંધાર;
આપ રૂપમેં ઝલહલૈ, નહિ તસ અંત અપાર. ૩
તિહાં આતમ ત્રિવિધા કહ્યો, બાહિજ[1] અંતર નામ;[2]
પરમાતમ તિહાં તીસરો,[3] સો અનંત ગુણ ધામ. ૪
પુદ્ગલસે રાતો રહે, જાણે એહ નિધાન;
તસ લાભઇ લોભ્યો રહે, બહિરાતમ અભિધાન. ૫

અથ અંતરાત્મા લચ્છનં—

પુદ્ગલ ખલ સંગી પરં, સેવે અવસર દેખિ;
તનુ અશક્તિ જ્યું લાકડી, જ્ઞાન ભેદ પદ લેખિ. ૬

અથ પરમાતમ લચ્છનં—

પ્યારો આપ સરૂપમેં, ન્યારો પુદ્ગલ ખેલિ;
સો પરમાતમ જાણીયે, નહિ જસ ભવકો મેલ. ૭

અથ ચારનિક્ષેપે આત્મસ્થાપના—

નામાતમ બહિરાતમા, થાપન કારણ જેહ;
સો અંતર દ્રવ્યાતમા, પરમાતમ ગુણ ગેહ. ૮
ભાવાતમ સો દેખીઈ, કર્મ અંકે નાચિ;
જો કરુણા ભગવાનકી, ભાવે ભાવ ઉદાસ. ૯

એ રીતિએ ચાર આતમા વિચારતા ઉપાદાન અસાધારણ અપેક્ષા નિમિતે એહીજ ભાવાતમાદિક જાણવા.

હવે આત્મસ્વરૂપ કહે છે—

ચિદાનંદ ચિન્મય સદા, અવિચલ ભાવ અનંત;
નિર્મલ જ્યોતિ નિરંજણો, નિરાલંબ ભગવંત. ૧૦
કંત કમલ પરિ પંકથી, નિઃસંગે નિર્લેપ;
જિહાં વિભાવે દુર્ભાવનો, નહિ લવલેશ લેપ. ૧૧
જ્યું નવનીતથી જલ બલે, તબ ઘૃત પ્રગટ દેખાય,
ત્યું અંતર આતમથકી, પરમાતમ પરકાશ. ૧૨
શુદ્ધાતમ ભાવે રહ્યા, તે પ્રગટી નિર્મલ જ્યોતિ;
તે ત્રિભુવન શિર મુકટમણિ, ગઈ પાપ સવિ છોતિ. ૧૩

નિજ સ્વરૂપે રહતાં થકાં, પર સ્વરૂપકો ભાસ;
સહજ ભાવથી સંપજે, ઔર તે વચન વિલાસ. ૧૪
આતમ દૃષ્ટિ દેખીઇ, પુદ્ગલ ચેતન રૂપ;
પર પરિણતિ હોઇ વેગલી, ન પડે તે ભવકૂપ. ૧૫
આતમ ભાવે સિદ્ધ છે, પરભાવે છે બંધ;
નિજ સ્વરૂપ અવલોકતાં, મિટે અનાદિ સવિ ધંધ. ૧૬
જે જે પુદ્ગલની દશા, તેહની ન ધરે આસ;
શુદ્ધઆતમ અનુભવ ભર્યો, શાશ્વત સુખ વિલાસ. ૧૭
ચેતન લક્ષણ આતમા, સો અનાદિ ગુણ લીન;
પણિ તે પ્રગટે અનુભવે, સમકિત દૃષ્ટિ પીન. ૧૮
મગન ભયો જડ ભાવમેં, તિણિ સાવરણ કહાય;
નિરાવરણ જો સંપજે, તો આપે આપ સમાય. ૧૯
શુદ્ધ દ્રવ્ય શુદ્ધાતમા, વ્યાપક સકલ સ્વભાવ;
શુદ્ધ દ્રવ્ય ગુણ પજ્જવે, મિટે મોહ મદ તાવ. ૨૦
ઇમિ ભાવિત શિવ તત્ત્વ રસ, તે અધ્યાતમ સાર;
તાકી કહું ગુણ વર્ણના, સુણતાં હોઇ સુખકાર. ૨૧

ઇતિ પ્રથમ પીઠબંધ દૂહા.

**અથ અધ્યાતમસારે આત્મદ્રવ્યવર્ણના ચાલ ચોપાયા છન્દ:—**

હવે અધ્યાતમની કહું વાણી, અનુભવ શાંત દશા પહચાણી;
સકલ કર્મનો જય કરવા, નિર્વિકલ્પ વલી ધ્યાન લહેવા. ૧
કર્મ ક્લેશ દાવાનલ નીરં, બધ્યમાન રજકર્મ સમીરં;
ભવજલ પાર લહેવા તીરં, તે અધ્યાતમ ગુણ ગંભીરં. ૨
અધ્યાતમની એહવી ભાષા, સમકિત મૂલ શુદ્ધ સંવર શાખા;
જે નિશ્ચય ગુણને પ્રગટાવે, શુદ્ધ વ્યવહાર થકી તે પાવે. ૩
જે પરમાતમ અનુભવ કરતા, તે હોવે સમતાનો ભરતા;
અનુભવ શાશ્વત સુખ ભોગવતા, ફિર નવિ પામે કર્મકી મમતા. ૪
કર્તા ભોક્તાને સંસર્તા, પરિનિર્વાતા ઇમ ચોવિધિ નિરતા;
આતમ ભેદ લહે સો જ્ઞાતા, દુવિધ જીવ ઇણિ પરિ શુભ વેતા. ૫
અશુદ્ધનયે કર્માદિક કારક, મિથ્યાત્વાદિક હેતુ અવારક;
ભોક્તા સ્વકૃત શુભાશુભ કેરો, પરકૃતભોગે જે નહિ નેરો. ૬
સંસર્તા તિણિથી ચઉગતિમાં, જેહ વિભાવ ધરે નિજમતિમાં;
પરિનિર્વાતા સકલ કર્મ નાશી, સહજ સરૂપ યદા પરકાશી. ૭
રાગદ્વેષ ચિક્કણતા સંગે, કર્મરાશિ રજ આવી વિલગે;
જેહ અનાદિ સંયોગે જાણો, ખીર નીર અયં અગ્નિ પહચાણો. ૮
ભવ્યપણે સામગ્રીયોગે, ટલે તેહ ફિરતા આલોગે;
દ્રવ્ય[1] ભાવ[2] નોકર્મ[3] હઠાવે,[4] સિદ્ધ સરૂપ સદા પ્રગટાવે. ૯

તીવ્ર અનલ યોગે જિમ કંચન, ઉપલભાવ મૂકે લ્યું નિરંજન;
લોલીભૂત પ્રદેશે કર્મ, મર્મ ટલે લહે અનુભવ ધર્મ. ૧૦
જેહ અભવ્ય તે નહિ નિર્વાતા, નો હોઇ તે વલી દર્શન ગ્રાતા;
ભવ્ય અછે પણિ દુર્લભ યોગી, વિણુ કારણ તે નહિં શિવભોગી. ૧૧
સદા નિરંતર નિજગુણ ભોક્તા, કેવલજ્ઞાન દર્શનનો કર્ત્તા;
નિશ્ચય શુદ્ધનયે ઇમ જાણો, તે પરમાતમ ભાવ વખાણો. ૧૨
રાગાદિક અરિ અંશ ન પાવે, આતમધ્યાને જે થિર થાવે;
શુદ્ધ ચેતના લબ્ધિ સુહાવે, તે પરમાતમ બિરુદ ધરાવે. ૧૩
ચેતન આપ સભાવ જવ પાયા, તે ચેતન પરબ્રહ્મ કહાયા;
પરમ પવિત્ર નિજ ધામ બનાયા, જે અતીંદ્રિય સુખ સવાયા. ૧૪
જેહ અસંગ અનંગ ભણીજે, અખય અભંગ અલિંગ મુણીજે;
ચિદાનંદ ભરપૂર વિલાસી, આતમભાવે જે અવિનાશી. ૧૫
નિરૂપાધિક નિરૂપક્રમ ધરમી, આપી અકરમી ધ્યાવે કરમી;
પારંગત પણિ નહી પરભોગી, આપિ અયોગી ધ્યાવે યોગી. ૧૬
અનુભવ ઉપમા જાસ ન પાઇ, અશુદ્ધ ભાવ જેહને નવિ કાઇ;
પરમાનંદ આતમ આરામી, રમે સદા દુવિધા જસ વામી. ૧૭
શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યવ સાધી, સાખી હોય થયો ગુણ હાથી;
અસંખ્ય પ્રદેશી જ્ઞાનનિવેશી, આપિ અલેસી લહે શુભ લેશી. ૧૮
જ્ઞાન દિવાકર પ્રગટ જ્યોતિ, તેહની કીજે દિલમાં ગોતિ;
શુદ્ધાતમ અનુભવ રસકુંડ, એહના ગુણ છે અતુલ પ્રચંડ. ૧૯
શક્તિ અનંત તણો જે આગર, સહજ સભાવ વિરાગ ઉજાગર;
કમલ કોશ જિમ કર્ણિકા ધારે, તિમ યોગી હિયાંબુજ જાણે. ૨૦
ઇમ પરમાતમ કેરૂં રૂપ, જાણે જે કેવલ ચિદ્રૂપ;
જ્ઞાનરૂપ ઘન મહિમા જેહ, પ્રણમે નેમિદાસ પદ તેહ. ૨૧

**અથ છન્દ હાટકી—**

સુણો ભવિયાં ભલિઇ ચોખે ચિત્તે જેહઉ પરમાતમ રૂપ, અવિનાશી ઉત્તમ પરમ પવિત્તહ અવિચલ અતુલ અનૂપ. આંકણી. એ અધ્યાતમ અનુભવ સા તિમ ફલ પામીજે એમ, જે હોઇ શુદ્ધલેસો સમકિત પહિલો ધર્મ કરણનો પ્રેમ. હોઇ મંદ કષાયી ધર્મિ ન માઇ બાઇ પરિ સવિ પ્રાણી, વિણ કારણિ ન તપે કૃતગુણ ન જપે ન વદે અહંકૃત વાણી. ૧ સુણો૦

જે હોઇ ગતરાગી દોસવિરાગી જૂઠઉ તેહ ન બોલે,
તેહનું જે આગમ સકલ સુખાગમ તેહસું હિયડું ખોલે;
તે તત્ત્વ પ્રતીતિ બદ્ધ કરી તે સકલ કરે વ્યવહાર,
જિણિ લહીઇ અક્ષર અજર અમર પદ તેહ ભલો આચાર. ૨
જે જિનની આણા તેહના જાણ તેહસું કરે સખાઇ,
જે આશ્રવધારી અશુદ્ધ આચારી તાકી સંગ ન થાઇ;
વલી વિષય કષાયી મિથ્યા ભાઇ સંગતિ તાસ ન ધ્યાઇ,
જે ત્યાગી ભોગી સેવિતયોગી ગતશોગી ગુણ ગેહ
જે ગરિમાવંત ગુણગુણિ વર્તે શમ અભિલાષી. જેહ. ૩

અગે સુજગીસા ગુણપણુતીમા માર્ગ તણા અનુસારી,
સહજે હોઇ તેહવી સમકિત જેહવી ચાલિ લલિતગુણ ભારી;
નિજ વયણ વિચારી કહે મન ધારી નહી પર આશ ભીખારી,
જે આતમ કાજે નહી મનિ વ્યાજે રહત સદા હુશીયારી. ૪
જે આપદ પામે નહી મનિ દૂમે સત્ત્વપણું નવિ છડે,
ગુણિપદને કામે ન પડે ભામે સજ્જન સગતિ મડે,
નયપથે ચાલે દૂષણ ટાલે ન કરે કબહી અકાજ,
ગુરૂઆણા સંગી કપટ ન લિગી અગીકૃત વહે લાજ. ૫
જસ ધર્મ પિપાસા નહી પરઆશા સમતાગુણ આરાધે,
વલી વિષયદુગંછા નહી ખલ પેચા ગુણિગણ ઇચ્છા સાધે,
જલધર પરિ દાને વરસે અમાનિ પુન ઉપકૃતિ નવિ ઇહે,
આગમપથિ ચાલે નિજવ્રત પાલે અશુભ કર્મથી બીહે. ૬
ઇત્યાદિક બહુગુણ ભાનિત ભૂમિઈ જેહ કરે મડાણ,
ક્ષુદ્રાદિક દોષા નહી તસ પોષા નહી રોષાદિક ઠાણ,
નિજ શુભમતિ ચચુઈ રાજહસ પરિ ખીર નીર સુવિવેક,
કરે તત્ત્વ અતત્ત્વ હ જેહ નિવેચન કરતો ધરતો ટેક. ૭
નહી મતિ મૂઝાણી ધર્મરયણની કરે પરીક્ષા જાણી,
એહવો જે પ્રાણી શીતલ વાણી ધર્મે મતિ રગાણી,
શુદ્ધ લેશે કહીઇ તિણહી જલહિઇ એ અધ્યાતમ સાર,
બીજા સવિ જાણો માયા મમતા કેરા તે ભડાર. ૮
શુદ્ધ હીરો જાચો તેહવો સાચો કાચો નહી કિણિ ભાતિ,
ભ્રમ સશય ટાલી તત્ત્વ નિહાલી શ્રીજિનવયણ વિખ્યાત,
ગત રાગ ને દોસા પૂરણ તોમા મોસા નહી તસ વાચે,
તેહ જ શુદ્ધલેસી તત્ત્વનો દરસી હરસી દરિસણ સાચે. ૯
નહી ભર આસસા પુદ્ગલ ખિસા ધર્મફલાદિક આગે,
અપચ્ચખાણ ઉદયે હોત સહાયે વિરતિ ન વિરતિનો રાગે,
હોઇ તાસ સહાયી ઉદ્યમતાઇ કરે શાસન ઉદ્યોત,
વિધિ ગુણ આરામી અવધિનો વામી સમકિત લિગી હોત ૧૦

અથ ષટ દ્રવ્યનો વિવરો કહીએ છીએ—

હવે બહુવિધ ભેદે નાણ વિનોદે દ્રવ્ય કહ્યા જિનરાજ,
એક જીવ અજીવા તિહાં ધુરિ જીવા તમ લક્ષણ કહું આજ,
ઉપયોગી લક્ષણ સહજ વિચક્ષણ જાસ પ્રદેશ અસખ,
તિહુ કાલિ સત્તા નિજ ગુણ મત્તા યોગી તેહજ દૂખે ૧૧
જીવ દ્રવ્ય અનતા અભવ્ય થકી ગુણ સિદ્ધ અનંતમે ભાગે,
નિજ તનુ પરિમાણે ક્ષેત્રથી જાણો કાલથી છેહ ન લાગે,
જે ભાવિ અરૂપી ફાસ ન ગધ ન નિર્ગુણ અકલ સરૂપ,
ગુણ ચેતના લક્ષણ શુદ્ધાશુદ્ધે ભેદે બહુવિધ રૂપ ૧૨

દ્રવ્યાસ્તિક નયથી ધ્રૌવ્ય કહીજે ગુણ વ્યંજન પર્યાય,
બિહું ભેદે જાણો નિશ્ચય વ્યવહતિ જાસ સભાવ વિભાય;
હોઈ અનંત અનંતાં શુદ્ધાશુદ્ધે ભેદ થકી પરભાવ,
પરિણામી કહી નિજગુણ લહી દર્શન જ્ઞાન સભાવ. ૧૩
કર્ત્તા નિજ ગુણનો શુદ્ધનયે સું નિશ્ચયનયથી હોઇ,
વ્યવહારે કર્ત્તા પુદ્ગલ કર્મા ઉપચારે કરી જોઇ;
મિથ્યાદિક હેતે કર્મ ગ્રહણનું ભવપાકે પરિણામી,
મત્યાદિક કેરો એ ઉપચરિતે અસદ્ભૂતનો કામી. ૧૪
સદ્ભૂતે શુદ્ધે નિશ્ચયનયથી અનુપચરિતથી જેહ,
અવિનાશી અક્ષય નિત્યાનિત્યે જ્ઞાનાદિક ગુણગેહ;
પુદ્ગલથી ન્યારો ઇમ અવધારો ચિદાનંદ ભગવાન,
તે સિદ્ધ સભાવે દ્રવ્ય પ્રભાવે નિજ પર્યાયના ધામ. ૧૫

હવે સંસારી જીવનું લક્ષણ કહે છે તે સંસારી જીવ તે સિદ્ધસ્વરૂપી થાય તે દેખાડે છે.

કહે સંસારી કર્મે ભારી ખીર નીર અય અગ્નિ,
આતમ પ્રદેશે મિલિત રહ્યો ઇમ જેહ અનાદિ અવિગ્ન;
ગતિ જાતિ વિભેદે દુખ સુખ વેદે સકલ કર્મ પર્યાય,
ઇમ બહુત ઉપાધે નિતુ સા પેખે નવિ લેખે શુભ આય. ૧૬
તિહાં આશ્રવ બેહુ કરે અછે પુણ્ય પાપનો બંધ,
રાગાદિક હેતે અશુભ સંકેતે ધરે ધર્મનો ધંધ;
હું કર્ત્તા ભોક્તા ઇમ અભિમાની અ્યાની વયણ ન ધારે,
તે ચિહું ગતિ વાસી હોઇ પર આશી જિહાં નવિ દર્શન ધારે. ૧૭

ઇમ કરતાં માર્ગાનુસારી થઇ ભવ્યત્વ પરિપાકકારી શુભવેલા કહી તિહાં આવ્યે સ્યું હોય તે કહે છે—

શુદ્ધવેલે ચઢીઓ આગમ પઢિઓ મઢિઓ ચરણની શ્રેણિ,
જિમ કંચન ઉપલ પામી અનલ શુદ્ધ હોઇ પરમેણ;
ધ્યાનાનલ યોગે કર્મ વિયોગે પામી કેવલનાણ,
ભવ્યત્વ સભાવે ચરણ પ્રભાવે આપ રૂપ મંડાણ. ૧૮

એતલે જીવદ્રવ્યનું સ્વરૂપ જણાવ્યું, હવે પાંચ અજીવદ્રવ્ય કહે છે—

હવે પંચ અજીવા દવ્વહ જાણો [1]ધર્મા [2]ધર્મા [3]કાશ,
તિમ [4]કાલ અરૂપી તિહું સપ્રદેશી સમય પ્રદેશ ન તાસ;
હવે પુદ્ગલ રૂપી [5]વર્ણાદિકથી તેહ અનંતા જાણો,
દ્વયણુકાદિ કારણ જગ વિસ્તારણ પરમાણું પહિચાણો. ૧૯
વલી લોકાલોકે ગગન આલોકે લોકે ધર્માધર્મ,
વલી પુદ્ગલ જીવા ઇણિ પરિ જાણો સમય સમય ચિત મર્મ.
તે વર્ત્તન લક્ષણ ધર્માધર્માકાશ તિહું એક દ્રવ્ય,
જીવ પુદ્ગલ સમયા ભેદ અનંતા એ તિન્હઇ ઇમ દ્રવ્ય. ૨૦

ઇમ નિત્યાનિત્યે ગુણપર્યાયે દ્રવ્ય તણો લહે મેલ,
સ્યાદ્વાદે સુધા પરખી વિબુધા હરખી ને મતિ ભેલે,
તેહ જ નરનારી નહી અવિકારી લહે અધ્યાતમ સાર,
પરમાતમ સાધે નય ગુણુ બાધે આતમના આધાર. ૨૧

૬૩ ગાથા.

એતલે સંસારી જીવ વિભાવ વાસિત સ્વભાવ પરિણામી દેખાડયો,
અને સિદ્ધ જીવ સ્વભાવ પરિણામી નિઃકલંક અચલ દેખાડયો.

અથ ષટ્દ્રવ્ય વિચારવલી કહે છે ચાલ ચોપાયા છન્દઃ—

ચ્યાર અકર્ત્તા ને દોઈ કર્ત્તા, પંચ અચેતન એક સચેતા,
પાંચ લોક એક લોકાલોકે, કર્ત્તા પુદ્ગલ જીવ વિલોકે. ૧
પંચ અરૂપ એક પુદ્ગલ રૂપી, પરિણામી બેહુ એહી જ ઓપી;
ઘટે વધે છિનુ માહે પુદ્ગલ, વર્ણાદિક ગુણુ વીમ સમગ્ગલ. ૨
પુદ્ગલ જીવ અનાદિ સંયોગે, મિલી રહ્યા ભવમા આભોગે,
તિહાં દોઉ કર્મ કહ્યાં દ્રવ્ય ભાવે, એક પુદ્ગલ ઇક ચિત્ત વિભાવે. ૩
રાગદ્વેષ પરિણામી જીવ, ભાવ કર્મકી લહરિ અતીવ;
તિણુથી દ્રવ્ય કર્મનો મેલ, એ ઉપચરિત અશુદ્ધ નય ખેલ. ૪
વ્યવહારે પુણ્ય બિહુનો કર્ત્તા, તિણિ નોકર્મ તનુ આદિ ધર્ત્તા,
તિહુવિધ કર્મ તણો જે કારક, સંસારે ફિરતા નવિ વારક. ૫
મકલ અશુભ હે તિમિ ધ્યાતી, કર ગુણઠાણુ તણો સઘાતી,
કર્મ સ્થિતિને જાલી અરૂજ્યો, ગ્હે સદા પણિ તત્ત્વ ન બૂઝ્યો. ૬
હું કર્ત્તા હું ભોક્તા માની, મમકારાહંકારે ગ્રાની,
ભૂમિ મિથ્યાતતણો હોઈ ઘોરી, કરે અનાદિ પંચાશ્રવ ચોરી ૭
શુદ્ધ ચેતના સંગિ ન આણે, આપમભાવનો રૂપ ન જાણે,
દર્પણુ મલિને જાઈ જ્યોતિ, રવિ વાદલથી વિગત ઉદ્યોત. ૮
શુભ સામગ્રી કારણુ કબહી, ભવ્યપણે પરિપાકે તબહી,
સહજ ગુણે અથ અન્યનિમિત્તે, ઋજુતા ભાવે સરલ સુચિત્તે. ૯
સંગી પંચેદ્રિયને પજ્જતો, કરણુ અપૂર્વ લગે ભવિ પત્તો;
બંધ અનાદિની સકલ ત્રોડે, અપુનર્બંધક ગુણ તવ જોડે. ૧૦
સકલ કર્મ સ્થિતિ સંકલ ત્રોડી, સાત કર્મ સ્થિતિ રહી એક કોડાકોડી,
પલ્ય અસંખ ભાગ થિતિ ઓછી, મદ મિથ્યાત કષાય અશોચી. ૧૧
ગ્રહી અપૂર્વ કરણનો મોગર, ભાંજે ગ્રંથિ ભેદનો નગર,
અંતર કરણિ ધવલગૃહ પેખે, પ્રથમ સમય સ્થિતિ ઉપસમ લેખે. ૧૨
વચન અગોચર લહે આનંદ, જીતે યોદ્ધા જિમ અરિવૃંદ,
ગ્રીષ્મ તપ્તિ જલ જિમ અમૃત ઘન, સિદ્ધ વાનગી લહે તિમ ભવિ મનિ. ૧૩
ભેદ વિજ્ઞાન જગ્યો ઘટ ભીતરિ, આપકી ચોરી લહે તબ અંતરિ,
નય નિક્ષેપ નિશ્ચય નિહારે, ધુરિ પ્રતીત જિનવચ અનુસારે. ૧૪

મૃગતૃષ્ણા પરિ લહે જગ લીલ, સેવે પણ નહી ભાવ કુશીલ,
વ્રત વ્રતધરતો હોય અનુમોદી, તત્ત્વજ્ઞાન તણો હોઈ વેદી ૧૫
જ્ઞેય ઉપાદેયને વલી હેય, જાણે દ્રવ્ય ભાવના ભેય,
જે ગીતારથ આગમ જાણ, રાખે તાસ વચન સુપ્રમાણ ૧૬
અનુક્રમે દેશવિરતિને ફરસે, સર્વવિરતિ પામી મનિ હરસે
વચન ચોલ બાયાલીસ ભાષા, ભેદે ભાખે જિમ મધુશાખા ૧૭
જ્ઞાન ધ્યાનને તપ આરાધે, દ્રવ્ય ભાવસ્‌ સયમ સાધે
ઉચ ઉંચ શુભ થાનકિ ચઢતો, તિમ તિમ મોહાદિકને નડતો ૧૮
ધ્યાયક ધ્યાન ધ્યેય ગુણ માઝી ગુણશ્રેણે થઇ પ્રીરતિ ઝાઝી
ધર્મ ધ્યાન નિમિત્તે ધ્યાવે, શુકલધ્યાનની જ્યોતિ જગાવે ૧૯
ઘાતીકર્મ સઘળાં પરજાલે કેવલજ્ઞાનતણે અજૂયાલે
લોકાલોક પ્રકાશી હોવે, હુઇ અયોગ પરમપદ જોવ ૨૦
સકલ કર્મ ખયે સિદ્ધે સિદ્ધ સાસત ભાવિ અનત વિશુદ્ધ
અજર અમર અકલક અવિનાશી, ચિદાનદ લખ લીલ વિલાસી ૨૧

સર્વ ગાથા ૮૪ ॥ હવે પરમાતમા તેહીજ પચપરમેષ્ઠિપદરૂપ થાપન દૂહા કહે છે

દેહાતીત શુદ્ધાતમા, અસંખ્યાત પરદેશ
શુદ્ધાનંત ચતુષ્ટયી, સિદ્ધ બુદ્ધ ગતલેશ ૧
શુદ્ધ દ્રવ્ય ગુણ પજ્જવે, કર્ત્તા આપસભાવ
અનુપચરિત નિશ્ચયનયે, ગતભવ સકલવિભાવ ૨
સ્પર્શ નહી પણિ સ્પર્શના અધિક કહી છે તાસ
નહીં દેહાદિક ભાવના, પણિ અવગાહના વાસ ૩
લિખે જેહ પરમાતમા, પરમાતમના ભાવ
ખાયિકભાવે આપમે, પરિણામે પરભાવ ૪
એહવો જે પરમાતમા, તેહીજ છે અરિહત
દ્રવ્ય થકી નિર્બીજ છે, ભાવે શ્રુતિ નુતિ મત ૫
સિદ્ધ સરૂપી એહ છે, આચારિ પણિ એહ
વાચક નય ઉપનય લહી, સાધુ સયલ ગુણગેહ ૬
માર્ગ તે શુદ્ધાતમ તણો, અવિનાશી નિજરૂપિ
સહજ સભાવે સવરી, જ્ઞાનાધાર અનૂપ ૭
સમ્તિ સહાયી ભાવ છે, વીર્ય વિનોદ અનત
ગૌણ મુખ્યની વક્તૃતા, નાવિ લહીયે અત્યત ૮
નિત્ય દ્રવ્યની શક્તિથી, સમ્લ ભાવની વ્યક્તિ
પર્યાયે જે પરિણમે, સમયે જેહ અનિત્ય ૯
નિત્યાનિત્ય પણે રહે દ્રવ્યે નહી પર ભાવ
પરમાતમ સુષમા અછે, ન મિલે દ્વિવિધ ભાવ. ૧૦
એહવા ગુણ સમુદય તણો જે છે પરમાધાર
તેહ તણી જે ચિંતના, તે અધ્યાતમ સાર ૧૧

એહીજ તત્ત્વ નિધાન છે, એહીજ દર્શન સાર;
તિણિ ભવકૂપ જ મૂંડીએ, તે પામે ભવ પાર. ૧૨
ઇણિ ધ્યાને જે લય થયા, તિણિ કાઢી કર્મની કોડિ;
તપ જપ પણિ કિરિયા બહુ, ન કરે એહની હોડિ. ૧૩
ગ્યાન ક્રિયા દોઉ નય મિલી, સાધે મુગતિનો પંથ;
એકનયે જો સાધીઈ, તો હોઇ ભવ પલિ મંથ. ૧૪
જાણે ચરણ ન આદરે, તો પણિ ન લહે પાએ;
જિમ તારૂ જલમાં પડયો, ન તરે વિણુ ક્રિય વારિ. ૧૫
શિક્ષિત નટ પણિ નવિ લહે, વછિત દાન વિણુ નાચ;
તિમ ગ્યાની પણિ વિણુ ક્રિયા, ન લહે મુગતિની વાચ. ૧૬
ગ્યાન વિના કિરિયા કહી, મંડૂક ચૂર્ણ સમાન;
ખજૂયા પરિ તે તગમગે, પામે ભવ અહિઠાણ. ૧૭
અધ્યાતમ તસ જાણીઈ, જે કરે દોઉ પ્રમાણ;
એક એક જે સંગ્રહે, તે સ્યાદવાદ અજાણ. ૧૮
પદ પંચે પરમેષ્ઠિનાં, ભાવે ઇણિ વિધિ જેહ;
તે નરભવ સફલો કરી, પરમભાવ લહે તેહ. ૧૯
એહીજ અક્ષય નિધાન છે, એહીજ સમતા કુંડ;
જિણિ પરમાતમ ઓલખ્યો, લિખ્યો તેણિ બ્રહ્માંડ. ૨૦
એ પરમાતમ તે લહે, જે ભાવિત અણગાર;
નિર્વિકલ્પ આરામમાં, જીવન મુક્તિ પ્રચાર. ૨૧
સાર અછે સવિ શ્રુત તણો, મહામંત્ર નવકાર;
દ્રવ્યભાવથી શુદ્ધ જે, તસ મનિ એ આચાર. ૨૨

**અથ છપ્પય ૩.**

એ અધ્યાતમ ભાવ સાર કરી તેણે જાણ્યો જિણે સુસ્થિત મહારાજ,
દષ્ટિમાં જે પહિચાણ્યો ધર્મબોધ કર તાસ શુદ્ધ રસવતીનો કારક;
કરૂણા દુહિતા તાસ રોરજન* દુખ નિવારક વિમલા જનસુ નેત્ર,
બિહું જ્યોતિ ઝલામલ કીજીઈ તત્ત્વપ્રીતિ કર નીર પાનથી ભવદવ મંજીઈ. ૧
ઇમિ અનુક્રમિ શુદ્ધબોધ યોગથી લહે સદાગમ દિઇ પરમાન્ન વિશેષ,
તેહથી ચરણની સાતિમ ધર્મધ્યાન સમશેર ચઢે ગુણઠાણ સોપાને;
ક્ષપક શ્રેણિ વરગજ તેણિ સવિહુ સમન ઝામે વિવિધ અવંચક યોગથી,
થઈ અયોગ નિર્વૃતિ લહે પરમાનંદ વિલાસસ્ય સદાકાલ અક્ષય રહે. ૨
સવિ ભવિજન એ ધ્યાન પામિને નૃભવ સુધારો ગ્યાનવિમલ ગુરૂ વયણ,
ચિત્તમાંહિ અવધારો શ્રીશ્રીમાલીવંશ રત્નમમ રામજી નંદન;
નેમિદાસ કહે વાણિ લલિત શીતલ જિમ ચંદન શરગ્સમુનિ,
વિધુ વરસ ૧૭૬૫ નો માસ માધવ તૃતીયાદિને એ અધ્યાતમસાર મેં ભણ્યો
ભાવ કરી શુભ મને. ૩ ॥ ગાહા પદ્ધડી ॥

* દીનજન.

દર્શન જ્ઞાન ચરિત્ર તવ ચઉગુણ, જિનસિદ્ધસૂરિ વાચગ મુનિ ગુણી પણ;
નવપદ એકીભાવે માલા, ત્રિપદી સૂત્ર થકી સુવિશાલા. ૧

કલશ—

ઇમ જિનમત આરાધો કાજ સાધો ભવિક નિસુણી ભાવના,
ગુણઠાણિ વાધો સુણો સાધો કરો નિજમતિ પાવના;
અધ્યાતમ ગુણની એહ માલા ભવિક જન કંઠિ ઠવો,
જિમ લહો મંગલ લીલમાલા અચલ અનુભવ અનુભવો. ૯

ઇતિશ્રી અધ્યાતમસારમાલા સંપૂર્ણા; ગ્રંથાગ્રંથ ૨૩૫.

## હવે ગીત લિખીઈ છે—

( વેસર ગઈ રે ગમાઇ માહરે નાન્હડે દેવર પાઇરે; એ દેશી. )

એ અધ્યાતમની વાણી સ્યાદ્વાદે કરી પરમાણી હો લાલ અતિ મીઠી,
શુદ્ધ અનુભવમાં એ દીઠી હો લાલ અતિ મીઠી શિવસુંદરી વરવા ચીઠી. હો લાલ અતિ૦ ૧
ઘટ અંતરિમાંહિ પઇઠી હો લાલ કલિમલ શોધન નઈ પીઠી હો લાલ,
નવિ માને તસ મતિ ધીઠી હો લાલ અતિમીઠી આંચલી;
શ્રીજિનવચનિ મચાણી ગણધરવયણે ગૂંથાણી. હો લાલ અતિ૦ ૨
શ્રુતદેવી એ બ્રહ્માણી ભવદવ શમવાને પાણી. હો લાલ અતિ૦ ૩
દુઃખ તિલ પીલણને ઘાણી નવમા રસમાં રંગાણી. હો લાલ અતિ૦ ૪
જે ભાખી કેવલનાણી, સંપ્રતિ તે પાહિ લિખાણી. હો લાલ અતિ૦ ૫
જે ત્રિભુવન ભાવ કહાણી, નવિ ઉપમા તસ નીસાણી. હો લાલ અતિ૦ ૬
જ્ઞાન દરિસણ ચરિત પિછાણી, સપ્તભંગીઈ જે વિરચાણી. હો લાલ અતિ૦ ૭
ગુરૂ વિનયે જે સમજાણી, અવિનયીની મતિ મુઝાણી. હો લાલ અતિ૦ ૮
ષટ દરિસન નિજ મતિ તાણી, મતિ પરતક્ષિ તે પહિચાણી. હો લાલ અતિ૦ ૯
**જ્ઞાનવિમલ** ગુણ ખાણી, જયવંતી સદા જિનવાણી. હો લાલ અતિ૦ ૧૦

॥ અધ્યાત્મવાણી ગર્ભિત સ્વાધ્યાય: ॥

---

## " बळकळथी जीताय "

સિંહ બળી વનરાજ પણ, કળથી તે પકડાય;
નિશ્ચય છે આ વિશ્વમાં, બળકળથી જીતાય. ૧
બળીયા ગળીયા થઈ જતા, કળા વિના ભટકાય;
બિડીશાવત્ જાણવું, બળકળથી જીતાય. ૨
બળથી અધિક કળા વધે, કળા થકી જીવાય;
વિદ્યા બુદ્ધિ પ્રયુક્તિના, બળકળથી જીતાય. ૩
બળીયાના બે ભાગ છે, કલાતણા ન ગણાય;
સકલાવસ્થામાં અહો, બળકળથી જીતાય. ૪

નિર્બળ કળા વિના જનો, જ્યા ત્યા હારી જાય
જાગી જગમા ચેતન્ને, બળકળથી જીતાય ૫
મરે પ્રમાદે માનવી, જ્યા ત્યા ખત્તા ખાય
કર્મયોગને આદરી, બળકળથી જીતાય ૬
બુદ્ધિબળ વિકસ્યા વિના, પરાશ્રયે જીવાય,
મત્ર યત્રને તત્રના, બળકળથી જીતાય ૭
સમય જમાનો ઓળખી, ધરતા પ્રસગોપાય
સર્વ પ્રસગોમા ખરે, બળકળથી જીતાય ૮
બળકળ સાચો ધર્મ છે, પ્રગતિ જેથી થાય,
બુદ્ધિસાગર વિશ્વમા, બળકળથી જીતાય. ૯

ॐ शान्तिः ३

# माणिभद्रवीर.

**ઉજયિનીમાં શ્રી આનંદવિમલસૂરિનું આવાગમન.**

શ્રી ઉજયિનીમા ગામોગામ નગરને પાવન કરતા શ્રી આનદવિમલ સૂરિ પધાર્યા ઉજયિની બહાર સ્મશાન પાસે એક મદિરના ખૂણે કાર્યોત્સર્ગધ્યાને રહ્યા સ્મશાન પાસે કોઇ વસતુ નહોતુ રાત્રે ભૂત પ્રેત પિશાચોનું જોર વર્તતું હતું ગધર્વ સ્મશાનના ભૂતાવલથી ઉજયિની વગેરેના લોકો જાણીતા હતા ઉજયિનીના લોકોને આ મહા પુરૂષનાં દર્શન થતા તેઓ આનદમગ્ન થયા હજારો મનુષ્યો દર્શનાર્થ આવતા હતા પરતુ આનદવિમલ સૂરિ ધ્યાનમા મગ્ન રહેતા હતા બબે ત્રણ ત્રણ દિવસે ઉજયિનીમા ગોચરી વ્હોરવા જતા હતા જે મહાત્મા સાધુઓના ભક્તો હતા તેઓ તેમને આહારાદિની વિજ્ઞપ્તિ કરતા હતા શ્રી આનદવિમલ સૂરિ પોતાને યોગ્ય આહાર ગ્રહણ કરી વાપરી પાછા પરમાત્મધ્યાનમા આરૂઢ થઇ જતા હતા હજારો ભૂતોના વચ્ચે તેઓ ધ્યાનમા અડગ રહેતા હતા ક્રિયોદ્ધારક તરીકે પ્રસિદ્ધિ પામેલા મહાત્માની ધ્યાન દશા વધતી જતી હતી જૈનધર્મની જાહોજલાલી વર્તાવવા પર ખાસ તેમનું લક્ષ્ય હતું તેમની પાસે જ્ઞાનગોષ્ટી કરનાને અનેક મનુષ્યો ઇચ્છા કરતા હતા અને કલાકોના કલાકો પર્યંત તેમની પાસે બેસી રહેતા હતા પણ તેઓ યોગ્યતા તપાસ્યા વિના કોઇની સાથે બોલતા પણ નહોતા

**માણેકચંદ શેઠનું દર્શનાર્થે આવવું.**

ઉજયિનીમા જૈનધર્મપાલક મહાલક્ષ્મી નામની શ્રાવિકા રહેતી હતી તે ઘણી તપશ્ચર્યાઓ કરતી હતી તેને માણેકચદ નામનો એક બત્રીસ લક્ષણો પુત્ર હતો તે જૈનધર્મી હતો પરતુ તે વખતમા શિથિલાચારના યોગે તેની કોઈ સાધુ પર દૃઢ શ્રદ્ધા નહોતી માણેકચદ એક સદ્ગૃહસ્થ તરીકે પ્રસિદ્ધ હતા તેઓ લક્ષાધિપતિ ગણાતા હતા તેઓ માતૃભક્ત હતા માતાની આજ્ઞાનું પ્રાણ જતા પાવન કરવામા તેમની દૃઢ શ્રદ્ધા હતી

માતા મહાલક્ષ્મી—પ્રિયપુત્ર માણેકચદ, મે સાભળ્યુ છે કે ઉજયિની બહાર જૈન ધર્મના

મહાન્ આચાર્ય શ્રી આનંદવિમલ સૂરિ પધાર્યા છે. તેમને તું ત્યાં જઇ આહાર પાણી માટે વિજ્ઞપ્તિ કર. તેમનાં દર્શન કરી આવ. તે મહા પુરૂષ છે.

માણેકચંદ—માતાજી, મ્હને આચાર્યોપર શ્રદ્ધા નથી. સાધુઓ ઘણા ધ્યાન ધરે છે. તેઓ તેમનું કર્યા કરે. તેમની પાછળ ફરવા માટે વા તેમના દર્શન કરવાની મને રૂચિ નથી.

મહાલક્ષ્મી—પુત્ર, આ તારાં વચન યોગ્ય નથી. મહાસાધુઓની સેવાથી પુણ્યની પ્રાપ્તિ થાય છે અને પુણ્યની પ્રાપ્તિથી પરભવમાં ઉત્તમ અવતારની પ્રાપ્તિ થાય છે. સાધુઓના સમાગમ વિના સાધુઓપર શ્રદ્ધા બેસતી નથી. સાધુઓનાં દર્શન કરવાથી ત્હારો આ ભવમાં ઉત્તમ અવતાર થયો છે તેથી દયા વગેરે ધર્મને પાળવા સમર્થ થયો છે. માટે તું સૂરિજીનાં દર્શન કર અને આહારાર્થે વિજ્ઞપ્તિ કર.

માણેકચંદ—માતાજી, તમારૂં કથન સત્ય છે પરંતુ મને કેમ ધર્મપર રૂચિ થતી નથી તેનું કારણ સમજાતું નથી.

મહાલક્ષ્મી—પુત્ર! શ્રી આનંદવિમલ સૂરિ પાસે ગમન કરી તેનું વિનય સહિત કારણ પુચ્છ! તેઓ ત્હને સારી રીતે સમજાવશે. માતાની ફરજ છે કે પુત્રને ધર્મમાર્ગે પ્રતિ વાળવો. આ વિશ્વમાં જે માતા પોતાના પુત્રને ધર્મે પ્રતિ વાળતી નથી તે પુત્રની દુશ્મન છે માટે તું સૂરિ પાસે જા.

માણેકચંદ—માતાજી, તમારી આજ્ઞા શીર્ષપર ચઢાવું છું અને શ્રી આનંદવિમલ સૂરિજી પાસે જાઉં છું.

મહાલક્ષ્મી—પુત્ર, ત્હને ધન્યવાદ ઘટે છે. માતાની આજ્ઞા માને છે તે પુત્ર ગણાય છે. શ્રી આનંદવિમલ સૂરિ પાસે જવામાં પ્રમાદ ન સેવ-ધર્માચાર્યોથી ધર્મની પ્રાપ્તિ થાય છે. **સાધૂનાં દર્શનં પુણ્યં, તીર્થભૂતાહિ સાધવઃ તીર્થઃ ફલતિ કાલેન સદ્યઃ સાધુ સમાગમઃ ॥** સાધુનું દર્શન પુણ્ય રૂપ છે. જંગમતીર્થ સાધુ છે, સ્થાવર તીર્થ તો પરભવમાં ફળ આપે છે અને સાધુનો સમાગમ તો આ ભવમાં ફળ આપે છે.

માણેકચંદ શેઠ—મનમાં વિચાર કરે છે. મારે આનંદવિમલ સૂરિ પાસે જવું જોઇએ. તેમાં પ્રમાદ કરવાની જરૂર નથી. આજ રાત્રે તેમની પાસે જાઉં.

બરાબર રાત્રીના દશ વાગ્યા હતા. ગંધર્વ સ્મશાન તરફ માણેકચંદ શેઠ જવા લાગ્યા. નગરની બહાર જતાં તેમને ચારે તરફ અંધકાર ભાસવા લાગ્યો. ગંધર્વ સ્મશાનનો માર્ગ લીધો. શીયાળવાં અને ફાવડીઓના શબ્દોથી તેમના કાન બહેર મારી ગયા પરંતુ જરા માત્ર ડર્યા નહિ. ગંધર્વ સ્મશાન પાસે ગયા ત્યાં અનેક ભડકાઓ થતા દેખાવા લાગ્યા. સ્મશાન પાસે મંદિરમાં ગયા. પરંતુ ત્યાં આનંદવિમલ સૂરિ દેખાયા નહિ. દીવો કરીને ચારે તરફ શોધવા લાગ્યા ત્યારે એક ખુણામાં મહા તપસ્વી પુરૂષને દેખ્યા. માણેકચંદ શેઠે વિચાર કર્યો કે મારે તેમની પરીક્ષા લેવી જોઇએ. પોતાની પાસે દીવો હતો તેનાથી આનંદવિમલ સૂરિની દાઢી સળગાવી તેથી દાઢી ભડભડ બળવા લાગી તેથી તેમનું મુખ દાઝયું તો પણ તેઓ ધ્યાનમાં સ્થિર રહેલા દેખાયા.

માણેકચંદના મનમાં ઉપસર્ગ કરવાથી પશ્ચાતાપ થયો અને રોવા લાગ્યા. તુર્ત તેઓ આનંદવિમલ સૂરિના પગે પડયા. શ્રી આનંદવિમલ સૂરિએ કાયોત્સર્ગ પાર્યો અને તેને ધર્મ લાભની આશીશ આપી.

માણેકચંદ—ગુરૂ મહારાજ મારો અપરાધ ક્ષમા કરો. હું આપનો દાસ છું.

આનંદવિમલ સૂરિ—મ્હેં આ શરીરમાં રહેલા આત્માએ સર્વ જીવોને ખમાવ્યા છે. જે થાય છે તે કર્મના અનુસારે થાય છે. કૃત કર્મ ભોગવ્યા વિના છૂટકો થતો નથી. અન્ય જીવો તો નિમિત માત્ર છે. બાકી સ્વકર્મના અનુસારે સુખદુઃખ ભોગવવાં પડે છે. માટે હું તારા ઉપર શા માટે ગુસ્સો કરૂં. હું પણ શરીરમાં રહેલ આત્મા છું. પૂર્વકર્મથી શાતા, અશાતાના સંયોગો મળ્યા કરે છે તેમાં કર્મનો વાંક છે પરંતુ તારા શરીરમાં રહેલા આત્માપર શા માટે ક્રોધ કરૂં? માટે ત્હારા આત્માની સાથે આત્મભાવ હોવાથી સદા સમતા યોગે અને ક્રોધના અભાવે ત્હારા ઉપર ક્ષમાભાવજ છે.

માણેકચંદ—પ્રભો, સાધુઓ સદા ક્ષમાધારક છે. આપના આત્માને ધન્ય છે. પ્રભો આપનાં અમૃતમય વચનો સાંભળીને મ્હને પરમ શાંતિ મળી છે. આપની આશાતના કરવાથી મ્હને જે કર્મ બંધાયું તેમાંથી હું ક્યારે છૂટીશ. હવે મારૂં શું થશે. આપને ઉપસર્ગ કર્યો તેથી જે કર્મબંધ થયો તેને ટાળવાનો ઉપાય બતાવો.

આનંદવિમલ સૂરિ—માણેકચંદ્ર! જૈનધર્મની પ્રાપ્તિથી અને તેની આરાધનાથી કૃતકર્મનો ક્ષય થાય છે. સાધુની આશાતના હેલના ન કરવી જોઇએ. સાધુનો ઉપદેશ સાંભળી આત્મહિત કરવું જોઇએ.

માણેકચંદ—સાહેબ, જૈનધર્મ એટલે શું તેનું સ્વરૂપ સમજાવો કે જેથી તેની આરાધના કરૂં. આપના જેવા પ્રમાણિક આત્માથી જ્ઞાની, ધ્યાની મહાત્માઓનાં વચનપર મ્હને પૂર્ણ શ્રદ્ધા આજ થઈ છે.

આનંદવિમલ સૂરિ—હે ભવ્ય, રાગદ્વેષરહિત જે દેવ હોય છે તે સત્યદેવ છે અને તે દેવ અરિહંત પરમાત્મા છે. કંચન કામિનીના ત્યાગી ગામોગામ વિહાર કરનાર, છ કાયની રક્ષા કરનાર અને તીર્થંકરના વચનના અનુસારે ઉપદેશ દેનાર સમ્યકત્વ દાતા સત્યગુરૂ જાણવા. શ્રીમહાવીર તીર્થંકરનો કથિત જૈનધર્મ એ સત્યધર્મ છે અને તેની આરાધનાથી સકલકર્મનો ક્ષય થાય છે. જૈનધર્માચાર્યો પાસે જવાથી આ પ્રમાણે દેવગુરૂ ધર્મતત્ત્વનું જ્ઞાન થાય છે અને પશ્ચાત્ શ્રદ્ધા થવાથી સમ્યક્ત્વની ઉત્પત્તિ થાય છે.

માણેકચંદ—અન્ય ધર્મો કરતાં જૈનધર્મથી વિશેષ જગતને ફાયદો થાય છે?

આનંદવિમલ સૂરિ—સર્વજ્ઞ કેવલી મહાવીરપ્રભુએ જૈનધર્મનો ઉપદેશ આપ્યો છે. પશુઓ વગેરેની યજ્ઞમાં હિંસા કરીને કેટલાક લોકો પ્રભુની પ્રાપ્તિ થવાનું માને છે. જ્યારે પ્રભુની પ્રાપ્તિ માટે કેટલાક લોકો પશુઓ મારે છે. ત્યારે જૈનધર્મ તો સકલવિશ્વમાં શાંતિ, દયા વગેરે ગુણોને ફેલાવનાર પ્રભુની પેઠે સર્વ જીવોનું ભલું ઇચ્છે છે. દુનિયામાં જે જે ધર્મમાં જે જે કંઇ સત્ય રહેલું છે તે સર્વનો જૈનધર્મમાં સમાવેશ થાય છે માટે જૈનધર્મની આરાધના કરવાથી અન્ય કંઇ બાકી રહેતું નથી—જગતને જૈનધર્મથી અનંતગુણ ફાયદો થયો છે. થાય છે અને ભવિષ્યમાં થશે. વીતરાગ કેવલી વીરપ્રભુનાં વચનો સમાન અન્ય કોઈ વચનો નથી. સત્યવેદોના વેદો ખરેખર વીરપ્રભુનાં આગમો છે તેની જે શ્રદ્ધાપૂર્વક આરાધના કરે છે તે સકલકર્મથી મુક્ત થઈ પરમાત્મા બને છે.

માણેકચંદ—પ્રભો! આપનો મારા ઉપર ઘણો ઉપકાર થયો છે. આપને હું ગુરૂ તરીકે સ્વીકારૂં છું.

માણેકચંદ શેઠે શ્રીઆનંદવિમલ સૂરિ પાસે સમ્યક્ત્વવ્રત અંગીકાર કર્યું. માણેકચંદ શેઠના આગ્રહથી શ્રીઆનંદવિમલ સૂરિ ઉજ્જયિની નગરમાં પધાર્યા. તેમનો ઉપદેશ સાંભળીને સઘળી જાતના વણિકોએ જૈનધર્મ અંગીકાર કર્યો અને દેવગુરૂની પૂજા ભક્તિમાં દૃઢ બન્યા. માળવા

દેશના સર્વે મનુષ્યોપર શ્રીઆનંદવિમલ સૂરિની પ્રભા પડી તેથી ક્રિયા શૈથિલ્ય નષ્ટ થવા લાગ્યું અને હજારો સાધુઓ અને સાધ્વીઓએ વ્રતપાલનમાં આત્મવીર્ય સ્ફોરવ્યું.

શ્રીઆનંદવિમલ સૂરિના શાસનમાં તપાગચ્છના પાંચહજાર સાધુઓ અને દશહજાર સાધ્વીઓ હતી, તેમનામાં શ્રીઆનંદવિમલ સૂરિના ઉપદેશથી ચારિત્રબલની અદ્ભુત સ્ફૂર્તિ આવી અને તેથી ક્રિયોદ્ધાર સારી રીતે થયો.

માણેકચંદ શેઠે શ્રીઆનંદવિમલ સૂરિને અત્યંત આગ્રહ કરી ઉજ્જયિનીમાં ચોમાસુ રાખ્યા તેથી ઉજ્જયિનીમાં સર્વે લોકોનું દયામય જૈન પાળવા પ્રતિ લક્ષ ખેંચાયું. લોકો અનેક પ્રકારની ધર્મક્રિયા કરવા લાગ્યા.

માણેકચંદ શેઠની પેઢી પાલીમાં હતી. ચોમાસુ પૂર્ણ થયા બાદ શ્રીઆનંદવિમલ સૂરિએ મારવાડમાં વિહાર કર્યો અને ત્યાં તપ ધ્યાન બળવડે સર્વે જૈનોને જૈનધર્મમાં અત્યંત રાગી કર્યા. મારવાડમાં સૂર્યથી જેમ અંધકાર નાસે તેમ આનંદવિમલ સૂરિના વિહારથી શિથિલાચાર નષ્ટ થયો. શ્રીઆનંદવિમલ સૂરિએ પાલીના જૈનસંઘની વિનંતિથી પાલીમાં ચોમાસું કર્યું. શ્રીઆનંદવિમલસૂરિએ શત્રુંજય માહાત્માનું વ્યાખ્યાન શરૂ કર્યું. ઉજ્જયિનીથી માણેકચંદ શેઠ પણ સકુટુંબ આવીને પાલીમાં ગુરૂસેવા તથા વ્યાખ્યાન સાંભળવા માટે આવીને રહ્યા. શત્રુંજય માહાત્મ્યનું વ્યાખ્યાન પરિપૂર્ણ શ્રવણ કર્યાબાદ તેમના મનમાં સિદ્ધાચલ તીર્થની યાત્રા કરવાનો પ્રબલ મનોરથ થયો. તેમણે અભિગ્રહ કર્યો કે કાર્તિક સુદિ પૂર્ણિમા પશ્ચાત્ તુર્ત યાત્રા કરવા ગમન કરવું અને યાત્રા કર્યા બાદ છવિગય વાપરવી.

---

# "મ્હારે કરવું શું ?"

"મ્હારે કરવું શું ?"

મ્હારા મિત્ર એક નવીન લેખક હોઇ પોતાના "શાન્તિસદન" ના એક ઓરડામાં, જેને પોતે "સરસ્વતિ-નિવાસ" નામ આપી દીધું છે ત્હેમાં આરામ ખુરશીપર બેઠા બેઠા પોતાનાં લખાણોના ઢગલા તરફ નિરાશાની નમ્ર નજર ફેંકતાં વિચાર કરતા કરતા ઉપરના શબ્દો બોલી ઉઠયા. સદ્ભાગ્યે હું એમને મળવા એ "સરસ્વતિ-નિવાસ" માં દાખલ થતો હતો. ત્યાં અદ્રષ્ટ રહી મ્હેં મ્હારા મિત્રના શબ્દો "મ્હારે કરવું શું ?" સાંભળ્યા. અચાનક ચમકી હું બારણા આગળજ સ્તબ્ધ થઈ ગયો, અને મ્હારા મિત્રનો એકાન્ત બબડાટ સાંભળવા લાગ્યો.

"મ્હારે કરવું શું ?"

"આજ ચાર ચાર વર્ષ થયાં લેખિનીને અથાગ શ્રમ આપ્યો. કાવ્યો લખ્યાં, મીમાંસા ઉપર લેખો લખ્યા, વિજ્ઞાનના વિષય ચીતર્યા, રાજકીય પ્રશ્નો વિચાર્યા, ધાર્મિક લેખો ઘસડી કાઢયા, નવીન પુસ્તકો ઉપર ટીકા લખી ભાષાંતરો કર્યા, અનુવાદો કર્યા ઇત્યાદિ અનેક વિધવિધ પ્રકારનાં લખાણો લખી આ ઢગલો બનાવ્યો છતાં હજુએ હું હતો તેનોજ છું!

"નથી કોઈ મ્હને રસ્તામાં મળતાં "સાહેબજી શ્રીયુત્" કહેતું, કે નથી કોઈ જાહેરસભામાં હાજરી આપવા આમંત્રણ આવતાં. નથી માસિકપત્રોના તંત્રી તરફથી માસિક મફત મળતાં, કે નથી કોઇ મ્હારાં વખાણ જાહેરમાં કરતું. નથી કોઇ મ્હારા લેખો માટે

માગણી કરતું, કે નથી કોઇ મ્હારા લેખોમાંથી ઉતારા કરી સાથે મ્હારૂં નામ જોડી મ્હને લોકમાન્ય બનાવતું !

"જુઓ, હજી ગયે રવિવારેજ મ્હેં એક કાવ્ય લખ્યુ—ભાષાંતર કર્યું. આપણા હિન્દ-રત્ન મહર્ષી બાબુ રવીન્દ્રનાથ ઠાકુરના એક કાવ્યનું ભાષાંતર કર્યું. અહા શી મહર્ષીની ઉચ્ચ ગંભીર શૈલી! મ્હે પણ એમના જેવીજ ઉચ્ચ ગંભીર શૈલી વાપરી ભાષાંતર આકર્ષણીય બનાવ્યું. વાંચ્યું, વંચાવ્યું. ઘણાને પસંદ પડતાં મ્હેં એક માસિકમાં છપાવા મોકલ્યું. આશા તો પૂરેપૂરી હતી કે આ વખતે તો હું જાહેરમાં આવીશ. પણ હાય! અફસોસ! માસિકના તંત્રી લખે છે "ભાષાંતર સારૂં છે અને સ્વીકારવા યોગ્ય છે, પણ અત્યંત સંસ્કૃતમય હોવાથી સ્વીકારી શકાતું નથી." ચાલો! પત્યું!

"મ્હને ચ્હડી રીસ. એટલે મ્હેં એજ કાવ્ય તેજ દિવસે એક દૈનિકના ખાસ અંક માટે મોકલ્યુ. ત્યાં તો એજ કાવ્ય સ્વીકારાયું અને હું બ્હાર પડયો! એટલે પછી મ્હને જરા હિમ્મત આવી. મ્હેં નવું કાવ્ય લખી કાઢ્યુ, અને મહા મહેનતે **'રસિયાં સરંહસ'** નામ આપ્યું. સંતોષ પામી મ્હેં કાવ્ય એક અઠવાડીક પત્રમાં મોકલ્યું. અહા! કેવું હૈયું ધડકતું હતું એ વખતે કે હવે હું પાછો બીજી વાર બહાર પડીશ! પણ તંત્રી તરફથી જવાબજ શેનો આવે! કાવ્ય ગયું Waste-paper basket મહીં! છે હવે મણા!

"તે પછી થોડે દિવસે મ્હારો જન્મ-દિવસ આવ્યો. તે દિવસના ઉત્સાહમાં મ્હેં એક નવીન કાવ્ય રચી કાઢ્યું અને નામ આપ્યુ **'ગુર્જરરાષ્ટ્ર-રમણીને'** નું. પછી ગુર્જરાષ્ટ્રના એક પ્રતિષ્ઠિત અને લોકમાન્ય માસિકમાં છપાવા મોકલ્યુ. મોકલ્યા પછી તંત્રીનો જવાબ પાંચ છ દિવસે આવ્યો અને લખે છે "તમારૂં કાવ્ય મળ્યું છે. કાવ્ય રસિક છે, પરંતુ અમે નવીન લેખકોનાં લખાણો સ્વીકારતા નથી તેથી લાચાર!" ચાલો! કમાયા!

"જ્યાં જ્યાં મ્હારા લેખ મોકલું છુ ત્યાંથી કંઈ નહિ તે કંઇ બ્હાને પણ સાફ ઘસીને 'ના' આવે છે, ત્યારે લોકમાન્ય થવા મ્હારે કરવું શું?"

"મ્હેં ધાર્યું પદ્ય કરતાં ગદ્ય લખું તો તંત્રીઓ સ્વીકારશે. એમ ધારી મીમાંસાનો વિષય પસંદ કર્યો. કાવ્ય તો મનના ઉદ્‌ગાર અને રમતનું કામ! ગદ્ય લખતાં ભેજું ફાટી જાય છે એ હુ જાણતો હતો તેથી અંગ્રેજી તત્વવેત્તાઓ એક પછી એક ઉથલાવવા માંડયા. પ્રથમ એરિસ્ટોટલ લીધો, પછી સાક્રેટીસ વાંચ્યો, પછી પ્લેટો, તે પછી લીધો હ્યુમ, પછી કાંટ, તે પછી બર્ગ્સન, તે પછી નીચે ( nietzche ) એમ જેટલા બને તેટલા તત્વવેત્તાઓનાં લખાણોનો અભ્યાસ કીધો. હવે લેખિની કામ કરવા લાગી. તરત એક લેખ "પ્લેટોની વિશ્વવિદ્યાની વિચારણા" કરીને લખી નાંખ્યો. હું જાતેજ જાણતો હતો કે મ્હારો લેખ મનનીય અને રસિક લખાયો હતો તેથી મ્હેં મુખ્ય માસિકપત્રમાં મોકલ્યો. તંત્રીનો જવાબજ નહિ! એ વાતને થયાં ત્રણ વર્ષ! આજ શું થયું? મ્હારોજ લેખ મ્હારીજ ભાષામાં "વિશ્વવિદ્યા અને પ્લેટો" એ નામથી એજ માસિકમાં રાંભના નામથી છપાયો! થયું તો એમ પણ મ્હારે કરવું શું? કોઇને લખું તો મ્હારૂં માને નહિ; કહેશે 'એ તો ઉગતો લેખક છેઃ અત્યારમાં તે એ એવું લખે? એ તો જુઠ્ઠો ઇત્યાદિ.' નવીન લેખકનાં તે શું આવાંજ ફુટેલાં હાંલ્લાં જેવાં નશીબ હશે વારૂ?

"પછી મ્હેં તો એનોજ નિશ્ચય કર્યો કે પ્હેલાં લેખો લખીને ઢગલો કરવો, અને પછી થઈ રહેશે થવાનુ હશે તે. એમ કરી પ્રત્યેક તત્વવેત્તાના વિચારોનો એક એક રસિક લેખ

લખી નાંખ્યો. પછી બબ્બે તત્વવેત્તાઓના વિચારોની તુલના કરી થોડાક વધારાના લેખો ચીતરી કાઢ્યા. એમ કરતાં કરતાં મીમાંસા વિષે આશરે પચીશ ત્રીસ લેખો મ્હારી પાસે થઇ ગયા—એકે છપાયેલો નહિ!

"મીમાંસાનો વિષય બાજુ મૂકી મ્હેં રાજકીય વિષય હાથમાં લીધો. એ વિષયપર લખવા માંડતા પ્હેલાં મ્હેં હિન્દના મ્હોટા મ્હોટા અગ્રેસરોનાં ભાષણો વાંચી નાંખ્યાં. પછી મુંબાઈ સરકારના વાર્ષિક રીપોર્ટ વાંચી નાંખ્યા. પ્રત્યેક 'ડીપાર્ટમેન્ટ' વિષે આંકડાઓનું તારણ કાઢ્યું. લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટિની સ્થિતિનું સંપૂર્ણ મનનથી અધ્યયન કર્યું. 'સ્થાનિક સ્વરાજ્ય', 'સ્વરાજ્ય ને સામ્રાજ્ય', 'રાષ્ટ્રીયત્વ', 'સમાજની વિરચના' 'રાષ્ટ્રનું ધ્યેય' એવા એવા અનેક પ્રશ્નોનું બારીકીથી અધ્યયન કીધું. પછી એક એક વિષય લઇને તે પર લંબાણથી આંકડાઓ સાથે લેખ લખવા માંડ્યા. એમ કરતાં કરતાં મ્હારી પાસે આશરે પચીશેક લેખો તૈયાર થઈ ગયા. હું મ્હારા લેખોના ઢગ સ્હામું જોઈ આનન્દું—પરંતુ એકે એક અપ્રસિદ્ધ જ!

"મીમાંસાના લેખો પણ જ્યારે પત્રોના તંત્રીઓ સ્વીકારવા નારાજ થયા, ત્યારે મ્હેં ધાર્મિક પ્રશ્નોની પૂઠ પકડી. મ્હારા સમય પહેલાં છપાયેલાં સર્વે ધાર્મિક પુસ્તકો વાંચી નાંખ્યાં. તેમજ કેટલાંક પ્રતિષ્ઠિત માસિકપત્રોના પાછલા પાંચ ૭ વર્ષના અંકો વાંચી ગયો, અને ત્હેમાંથી જેટલા જેટલા ધર્મને લગતા લેખો હાથ લાગ્યા ત્હેનાં મથાળાં ટાંગી લીધાં. પછી પ્રત્યેક મથાળું બદલી એ વિષય પર મ્હારા પોતાના વિચારો દર્શાવી મ્હેં લેખ તૈયાર કરવા માંડ્યા. કંઇ નહિ તોએ લગભગ વીશેક લેખો ધર્મ બાબત મ્હારી પાસે થઇ ગયા હશે. એટલે મ્હેં એક પછી એક લેખ જુદાં જુદાં માસિકોમાં મોકલવાની પ્રવૃત્તિ હાથે ધરી પણ જ્યાં મોકલું ત્યાંથી કાતો લેખ પાછોજ આવે—એમનો એમજ—અથવા તો ધસાઇને સાફ 'ના' આવે, ત્યારે મ્હારે કરવું શું?

"વીચારતાં વીચારતાં એક નવીન વીચાર સુઝ્યો. મ્હેં કહ્યું: 'વાર્તાઓ લખું' પછી એમ થયું કે ચાલુ લાંબી વાર્તા લખવી કે ટુંકી વાર્તા લખવી? વીચાર કરતાં એમજ નિર્ણયપર આવ્યો કે ટુંકી વાર્તા લખવી. તે પરથી 'સ્ત્રી શિક્ષણ', 'સ્ત્રીની ફરજ', 'સ્ત્રીના હક્ક', 'સ્ત્રીનો સ્નેહ' આદિ અનેક રસિક વિષયો ચૂંટી કાઢી એક પછી એક નવી નવી વાર્તાઓ લખવા માંડી. વાર્તા લખવી એટલે પૂછવુંજ શું? જરા જરામાં કુદરતનું વર્ણન, થોડી થોડી વારે નાયક નાયિકાનું વર્ણન વગેરેથી ભરેલાં લંબાણવાળાં વાક્યો મૂકી દેવાથી લેખની ખુબી વધવા લાગી અને લખાણ લાંબું થવા લાગ્યું. સ્હેજ રમત કરતાં કરતાં લગભગ પચાસેક ટુંકી વાર્તાઓ લખી કાઢી. એ બધી છપાય તો બરાબર પચાસ મહિના સુધી મ્હારૂં નામ લોકો સાથે પરિચિત રહે. પણ હાય! છપાયજ શેની એક પણ વાર્તા! બધી પડી રહી છે! આ બન્યો ઢગ એનો! ત્યારે શું વાર્તા પણ તંત્રીઓ નાપસંદ કરતા હશે વારૂ? મ્હારામાં એવું શું હશે કે મ્હારો એક પણ લેખ નહિ સ્વીકારાતો હોય? મ્હારે કરવું શું? એ પાછો સવાલ પડ્યો.

"ત્યારે રા. બા. રમણભાઇ જેવો થાઉં? હાસ્યરસ ખીલવું? હાસ્યજનક કાર્ટુન લખું? એથી તંત્રીઓ મ્હારા લેખ સ્વીકારશે? એમ વીચારતાં એક હાસ્યજનક લેખ લખી કાઢ્યો અને એને 'સાક્ષરની સભા' નું નામ આપ્યું. એમાં આધુનિક ઢોંગી બાંગાં ફુંકતા સાક્ષરોનું દિગ્દર્શન કીધું. લેખ મનનીય અને હાસ્યજનકજ નિવડ્યો. ગમે તે વાંચીને એ

પ્રિય લાગતો, તે છતાં જ્યારે એ મ્હેં એક માસિકમાં મોકલ્યો ત્યારે ત્હેના તંત્રીને કેમ નહિ ગમ્યો હોય વારુ? તંત્રી મ્હને લખે છેઃ "લેખમાં હાસ્યરસ ઉતર્યો છે, પરંતુ સ્વીકારી શકતો નથી." બધાજ જ્યારે આમ નકાર ભણે ત્યારે હું લોકમાન્ય શી રીતે થઇ શકું? મ્હારી શક્તિનો પ્રભાવ લોકને શી રીતે બતાવી શકું? મ્હારા લેખો વિદ્વત્તાભર્યા હોય છતાં છપાય નહિ તો પછી લોક એમાંથી જ્ઞાન શી રીતે સંપાદન કરે? તંત્રીઓ મ્હારામાં શું ખોડ છે તે સૂચવતા હોય તોયે સારૂં કે હું મ્હારી Condescension કરતા હોય તેમ નકાર લખી મોકલે ત્યારે મ્હારે કરવું શું? હું શું ભૂલ કરૂં છું ત્હેનું મ્હને જ્યાં સુધી કોઈ ભાન ન કરાવે ત્યાં સુધી હું સુધરૂં પણ શી રીતે?

"હાસ્યરસના લેખ પણ જ્યારે ન સ્વીકારાતાં પાછા ફરવા લાગ્યા ત્યારે તો હું છેક કંટાળ્યો ને મ્હીડવાયો કે હજી એવું શું બાકી છે કે જેથી તંત્રીઓનાં મન ખુશ થાય અને મ્હને લોકમાન્ય થવાનો સમય પ્રાપ્ત થાય? કાવ્યોઃ તો તે પણ નહિ! મીમાંસાઃ તો તે પણ નહિ! વાર્તાઃ તો તે પણ નહિ! હાસ્યરસઃ તો તે પણ નહિ! રાજકીય લેખોઃ તો તે પણ નહિ! ત્યારે હજી એવું શું બાકી રહ્યું? શું ટીકાકાર થાઉં અને લોકોની અપ્રીતિ મેળવું? શું ચર્ચાપત્રી થાઉં અને લોકોનાં ખાસડાં ખાઉં? અરેરે! મ્હારે કરવું શું?"

એટલામાં બહાર ટપાલીએ બુમ પાડી એટલે રા. ણુ દોડતા દોડતા ટપાલ લઇ આવ્યા. હજી હું અદૃષ્ટ સ્થાનેજ ઉભો હતો. રા. ણુ હર્ષમાં ને હર્ષમાં આવી પાછા ખુરશી પર પડ્યા અને કાગળ વાંચવા લાગ્યા. બે ત્રણ ઘરના ખાનગી કાગળો મનમાં વાંચી રહ્યા, અને ચોથો ઉઘાડી પોતાના લેખો સંબંધી હોવાથી આનંદમાં આવી જોરથી વાંચવા મંડી પડ્યા. હું સાંભળતોજ હતો.

અમદાવાદ, તા. ૨૧-૫-૧૬.

પ્રાણબન્ધુ!

આપનો પત્ર મળ્યો. આપના કહેવા પ્રમાણે હું આપનાં સૂચવેલાં માસિકપત્રોના તંત્રીઓને મળી આવ્યો છું. એઓ કહે છે કે આપના બધા લેખ મળ્યા છે. એક તંત્રી તો એમ પણ કહેતા હતા કે આપે એમને પાંચ છ વિષયો પર જુદા જુદા લેખો મોકલ્યા છે. હું આપની પ્રશંસા નિરર્થક નથી કરતો, પરંતુ એઓનાજ શબ્દોમાં કહું છું કે આપના લેખ મનનીય અને રમણીય છે પરંતુ એઓ કહે છે તેમ આપ 'ગ્રૅજ્યુએટ' નથી. એટલોજ વાંધો છે. આપના પ્રત્યેક લેખ પાછળ આપના નામે સાથે બી. એ. અથવા એમ. એ. કે એવી કોઇ ડીગ્રી લખી શકાત તો આપનો પ્રત્યેક લેખ સ્વીકારવામાં આવત. મ્હને આપને લખવાને એઓએ સૂચવ્યું છે કે આપ પ્રથમ યુનિવર્સિટીની ડીગ્રી મેળવો અને પછી લેખો મોકલવા માંડો એટલે બધા ખુશીથી સ્વીકારશે. એજ

લી. આપનોજ

ચન્દ્ર.

"અરે! આ શું? હું ગ્રૅજ્યુએટ નહિ એટલે મ્હારી પ્રતિષ્ઠા નહિ એમ? શું ગ્રૅજ્યુએટજ લેખ લખી શકે અને હું નહિ? મ્હારામાં શું એઓના જેવી લેખનશક્તિ નથી? જો એઓ જેટલું અને જેવું હું લખી શકું છું તો પછી મ્હારા લેખો ન સ્વીકારવામાં આવે એ ક્યાંનો ન્યાય? શું એઓમાંજ જ્ઞાન હોય અને અમારામાં ન હોય? શું એઓમાંજ લેખનકળા હોય અને અમારામાં ન હોય એમ? શું એઓનાજ લેખ મનનીય હોય અને અમારા

ન હોય એમ ? અમે અમારૂં મગજ તોડી તોડીને મરી જઇએ. અમારૂં Original લખી લખીને ઉંધા વળી જઇએ ત્હેનું કંઇજ નહિ ? અને એઓ માત્ર પારકી ભાષામાંથી ભાષાંતરોજ કરી મોકલે તે છતાં એઓના લેખો સ્વીકારાય એ ક્યાંનો ન્યાય ? વાંચકવૃંદને ગ્રૅન્ડ્યુએટનાં લખાણુ જોઇએ, માસિક-તંત્રીઓને વાંચકવૃંદમાં વધારો જોઇએ માટે શું મ્હારા જેવા ખાડામાં નંખાય ?

"હું તો છું તે છું. હવે મ્હારાથી કંઇ ગ્રૅન્જ્યુએટ બૅન્જ્યુએટ થવાવાનું નથી. માટે હું લોકમાન્ય થાઉં, બધા મ્હને માનની દ્રષ્ટિથી બોલાવે, જ્યાં ત્યાંથી મ્હને આમંત્રણો આવે, મ્હારે માટે અનેક જીવડા તલપે, મ્હારા ઉપર દરેક માસિકના અંકો મફત આવતા થાય, અર્થાત્ હું થોડા સમયમાં જાહેરમાં બહોળી પ્રખ્યાતિ પામું એવું મ્હારે કરવું શું? કોઈ કહેશો ?"

આગળ આવી મ્હેં કહ્યું: "હા, હું કહીશ એ વિષે કોઇ વાર. હાલ તો મ્હને તમારી આત્મકથા લખી આપો. હું મ્હારા માસિકમાં એ લેખ છાપીશ. ત્હેનો જવાબ કોઇ તો આપશેજ. નહિ તો પછી હું રસ્તો બતાવનાર તો છુંજ."

તા૦ ક૦ મારે કરવું શું ? એ લેખના લેખક હમારા મિત્ર રા. ભરતરામ છે. તેમણે પોતાનું નામ અપ્રકટ રાખવા ઇચ્છા દર્શાવી છે. પણ હવે તેમની આજ્ઞા વિનાજ આ સુંદર લેખકનું નામ અપ્રસિદ્ધ રાખી શકતા નથી. ઇતિશમ્. —સંપાદક.

## जीवन-ज्योत जगावो !

(રાગ ભૈરવની ધુન.)

જીવન—જ્યોત જગાવો !
પ્રભુ ! બસ:
જીવન—જ્યોત જગાવો !
જગ—પથમાં પ્રભુ ! તિમિર છવાયું
અંધને માર્ગ બતાવો;
અંગુલી ગ્રહી બસ: દોરી લીયોને
કંટક પન્થ ન લાવો,
પ્રભુ ! બસ:
જીવન—જ્યોત જગાવો !
નિશ દિન કથન ત્હમાઇજ ગાઉં
વિનતિ ઉરે પ્રભુ ! લાવો;
જીવનની ઉચ્ચ આશ પૂરીને
બાંહ્ય ગ્રહીને બચાવો !
પ્રભુ ! બસ:
જીવન—જ્યોત જગાવો !

વિદ્યુદ્વિલાસ. હંસલ.

# સ્ત્રીઓની યુનિવર્સિટી.

સ્ત્રીઓને માટે કૉલેજ સ્થાપવાની ચળવળ ઘણા વખતથી ચાલતી હતી. જ્યાં લગી કૉલેજ સ્થપાઇ નહોતી ત્યાં લગી સ્ત્રીઓની યુનિવર્સિટી નિકળશે એ વિચાર તો સ્વપ્નમાં પણ ક્યાંથી આવી શકે? પણ 'Improbable events happen almost every day' તેમ કૉલેજ કાઢવાનો વિચાર તો હવામાં રહી ગયો ને તે પહેલાં યુનિવર્સિટીની સ્થાપના પણ થઇ.

સમાજ સેવકો તો ઘણા છે, પણ સ્ત્રીને કેળવણી આપી સુધારવી એ સર્વોત્તમ દેશસેવા છે. પ્રો. કર્વેની આ સ્તુત્ય સેવાને માટે સ્ત્રીઓ જેટલો આભાર માને એટલો ઓછો છે.

લૉર્ડ ટેનીસને કહ્યું છે કે 'Oh teach the orphan boy to read; oh teach orphan girl to sew' એટલે છોકરાઓને લખતાં વાંચતાં શિખવવું, પણ છોકરીઓને તો ઘરકામ આવડે એટલે બસ. આપણા દેશમાં પણ માન્યતા હતી, (ને કોણ જાણે હજુ હશે પણ ખરી) કે પુરૂષની શોભા કલમમાં ને સ્ત્રીની શોભા કડછીમાં. છોકરી ગમે તેવી અભણ હોય પણ રાંધતાં આવડે એટલે પૂર્ણ કેળવાયલી ગણાય.

સ્ત્રીનું સમાજમાં શું સ્થાન છે તે જાણ્યા પછી સ્ત્રી કેળવણીની આવશ્યકતા કેટલી બધી છે તે સમજાશે. પરમેશ્વરે તો સ્ત્રી તથા પુરૂષ બન્નેને સરખા હક આપ્યા છે. સ્ત્રી કંઈ પુરૂષની ગુલામ નથી તેમ તેનાથી શ્રેષ્ઠ પણ નથી. પરંતુ અંગ્રેજ લેખક રસ્કીન લખે છે તેમ 'each completes the other and is completed by the other' (અન્યોઅન્ય કેરી ન્યૂનતા પૂરેજ અનુગુણ દંપતિ) આજકાલ પુરૂષો ઉંચા પ્રકારનું જ્ઞાન સંપાદન કરે છે. પોતાના મનને ઉચ્ચ આશયોથી ભરે છે. પુરૂષની સહાયક બનવાને એક વગર કેળવાયલી સ્ત્રી કેવી રીતે પાત્ર થઇ શકે? **कार्येषु मंत्री** બનવાને સ્ત્રીને શિક્ષણ આપવાની ઘણીજ અપેક્ષા છે.

કન્યાઓને નિશાળનું ભણતર પૂરૂં થયા પછી આગળ ભણવાનું મન હોય છે, પણ સ્ત્રીઓની ખાસ જૂદી કૉલેજના અભાવે તેઓને ઘેર બેસવું પડે છે. આથી તેમને વધારે જ્ઞાનનો અનુભવ થતો નથી ને કેટલીએક વાર ભણેલું પણ ભૂલી જાય છે. એવી કન્યાઓને માટે એક કૉલેજ જેવી સંસ્થાની જરૂર હતી. સ્ત્રીની યુનિવર્સિટી સ્થાપીને પ્રો. કર્વેએ આ જરૂર પૂરી પાડી છે.

કેટલાએકનું એમ માનવું છે કે આ યુનિવર્સિટીને લીધે સ્ત્રીઓ બીજી કૉલેજમાં જતી અટકશે, અને આથી જે કંઇ થોડો ઘણો વ્યવહાર સ્ત્રી પુરૂષ વચ્ચે છે તે બંધ થશે. પરંતુ આ બીક પાયા વગરની છે. યુનિવર્સિટી સ્વભાષાદ્વારા શિક્ષણ આપશે. જેઓને કૉલેજમાં પુરૂષોની સાથે એકત્ર ભણવાને વાંધો છે તથા જેને અંગ્રેજી વધારે શિખવાની જરૂર નથી તેને માટે આ યુનિવર્સિટી છે. જેને અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ વધારવો હશે તે તો બીજી કૉલેજોમાંજ જશે.

આ યુનિવર્સિટીનું ધોરણ બીજી આર્ટ્સ કૉલેજોને લગભગ મળતું આવે છે. પદાર્થજ્ઞાન (Physics,) રસાયણશાસ્ત્ર (chemistry) વગેરેનું શિક્ષણ અહિં પણ અપાશે. ફેર માત્ર એટલોજ કે જ્યારે બીજી કૉલેજોમાં અંગ્રેજી દ્વારા શિખવવામાં આવે છે ત્યારે આ યુનિવ-

સિટીમાં સ્વભાષાદ્વારા શિખવવામાં આવશે. સ્ત્રીઓને આવા વિષયો વિષે થોડું ઘણું જાણવાની જરૂર છે. ચંદ્ર સૂર્યનું ગ્રહણ રાહુ ને કેતુના ગળવાથી થાય છે એવી હસવા લાયક માન્યતાઓ આથી દૂર થશે.

આ યુનિવર્સિટીથી એકલી સ્ત્રીઓને નહિ પણ આપણા સાહિત્યને પણ ઘણો લાભ થવાનો સંભવ છે. મુંબઇની યુનિવર્સિટીમાંથી vernacular languages (દેશીભાષા) તો લગભગ કાઢી નાંખવામાં આવી છે. એટલે નિશાળમાં એની કોઇ બહુ દરકાર રાખતા નથી. સ્વભાષાદ્વારા શિક્ષણ આપ્યાથી ખરૂં કહીએ તો આપણા સાહિત્યનો પુનરૂદ્ધાર થશે.

દરેક સાહસિક કાર્યને અંગે મુશ્કેલીઓ તો હોયજ. યુનિવર્સિટીના કાર્યવાહકોને પણ અડચણો પડશે. પહેલી તો એજ કે સ્ત્રીશિક્ષકો મળવા બહુ મુશ્કેલ પડશે. પણ 'nothing venture nothing have' હાથ જોડીને મુશ્કેલીની સ્હામું જોઇને બેસી રહેવા કરતાં એને દૂર કરવી એ વધારે સારૂં છે.

Nothing is perfect under the Sun. એ સૂત્રના આધારે યુનિવર્સીટી પણ પહેલેથી સંપૂર્ણ નહિ હોય પરંતુ કોઇ પણ બાબત પર તેનું પરિણામ જોયા પછી બોલવું એ વધારે સારૂં છે. યુનિવર્સીટીનો જન્મ હજી હમણાંજ થયો છે, ભવિષ્યમાં એને માટે જે જે આશાઓ બાંધવામાં આવી છે તે બધી તે પૂર્ણ કરે તથા સ્ત્રીઓને ઉચ્ચ વિદ્યાનું દાન કરી દેશની ઉત્તમ સેવા બજાવે એજ હમણાં તો ઇચ્છવાનું છે. **હંસા મનુભાઇ મહેતા.**

# जीवन रहस्य.

પ્રથમ લહરી.

**જીવન.**

જે ધર્મ કે ઇશ્વર ગરીબોનાં આંસુ લુછી ન શકે, અજ્ઞાનાંધકારમાં અથડાતાં અજ્ઞાન દેશ સંતાનોને કેળવી ન શકે, અથવા માબાપ વગરનાં નિરાધાર બાળકોના મુખમાં એક રોટલીનો ટુકડો મુકી ન શકે, તેવા ધર્મ કે ઇશ્વરમાં મ્હને શ્રદ્ધા નથી. ગમે તેટલાં ઉમદાધર્મ તત્તો હોય, ગમે તેટલું સુગંધિત તત્વજ્ઞાન હોય, છતાં જ્યાં સુધી તે પુસ્તકોમાંજ છે, અને મુખ પાત્રના ચર્ચાના વિષયરૂપ છે, ત્યાં સુધી હું તેને ધર્મ કહેતો નથી.

*  *  *  *  *

મ્હારો ધર્મ એમ કહેવામાં ત્હમો મગરૂરી લો છો, તે ધર્મને ત્હમો કાર્યમાં મુકો, પ્રભુ ત્હમારૂં કલ્યાણ કરશે. **સ્વામી વિવેકાનંદ.**

દેશના અપવાસી ( ભુખે મરતા ) નારાયણોની અને મહામહેનત કરનાર વિષ્ણુઓની પૂજા કરો. મંદિરો પાછળ લાખો રૂપીઆ ખર્ચી, કીર્તિ મેળવવાની ત્હમારી ઘેલછા હિન્દુ બાન્ધવો, ક્યારે મટશે? ગરીબ હિન્દુ વિદ્યાર્થીઓને ઉપયુક્ત ધંધાઓ શિખવવા માટે વિદેશમાં મોકલો. એટલે તે જ્યારે ત્યાંથી કેળવણી પામીને પાછા ફરશે ત્યારે લોકોને તેઓ પોતાના પગપર ઉભા રહેતાં શીખવશે, તથા તેથી કરીને દેશના હજારો અપવાસી લોકોના પ્રાણનું રક્ષણ થશે. **સ્વામી રામતીર્થ.**

# प्रश्न व्याकरण.

( પાહા-વાગરણ. )

( અંક ૫ માના પૃષ્ટ ૧૦૮ થી ચાલુ. )

ટીકાકાર અભયદેવસૂરિએ આ પ્રસ્તાવનો પોતાની ટીકાના પ્રારંભમાં ઉલ્લેખ કર્યો છે અને જ્ઞાતૃ-ધર્મકથાંગ નામના છઠ્ઠા અંગની શરૂઆતમાં પણ તેનોજ પ્રસ્તાવ કરેલો આપણુને મળી આવે છે. એવી દંતકથા છે કે બધાં અંગો સુધર્મા સ્વામીએ ચંપાનગરીમાં પૂર્ણભદ્ર ચૈત્યમાં પોતાના નિવાસના સમયમાં પોતાના શિષ્ય જંબૂસ્વામીના સંદેહો દૂર કરવાના અર્થે કહેલાં છે. આ વખતે એ યાદ રાખવું ઉપયોગી છે કે પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં ચંપા એ અંગ દેશની રાજધાની તરીકે અતિ પ્રસિદ્ધ થયેલ છે, અને તે દેશનું નામ અને જૈન આગમોનું નામ 'અંગ' એકજ હોય એ સમાન ઘટના પણ લક્ષમાં રાખવા જેવી છે.

આપણે કહી ગયા તેમ પ્રશ્ન વ્યાકરણમાં આસ્રવ અને સંવર સંબંધી અધિકાર છે. અર્ધા ભાગમાં આસ્રવ જણાવ્યો છે-તે આસ્રવ પાંચ પ્રકારનો કહ્યો છે:—હિંસા, મૃષા, અદત્તાદાન, અબ્રહ્મ અને પરિગ્રહ.[1] આ ગ્રંથના પ્રથમના પાંચ અધ્યયનમાં તેમાંના દરેકનો અધિકાર છે, અને તેમાં તેમના સ્વરૂપ, પર્યાયાર્થક નામો, પાલન અને પરિણામનો વિસ્તાર કર્યો છે અને જેઓ તે કરે છે ને તેથી આસ્રવ કરે છે તેઓની તપસીલ આપી છે. બીજા અર્ધા ભાગમાં બીજી બાજુએ સંવરનો અધિકાર છે કે જેના પણ પાંચ પ્રકાર છે:—[2] અહિંસા, સત્ય વચન, દત્તાનુજ્ઞાત, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. અને તે દરેકને માટે એક એમ પાંચ બીજાં અધ્યયન આપેલાં છે કે જેમાં ઉપર પ્રમાણે તેના સ્વરૂપ, પર્યાય, પાલન, પરિણામ તથા તેના પાળનાર મનુષ્યોની તપસીલ આપેલ છે. સર્વ જૈન ગ્રંથોમાં વ્યવસ્થિત પદ્ધતિપૂર્વક સંકલના, અને સૂક્ષ્મ ભેદ પ્રભેદો ખાસ જોવામાં આવે છે અને પ્રશ્ન વ્યાકરણમાં પણ તે પ્રમાણે જોવામાં આવે છે. તેમાં પાંચ પાંચ અધ્યયન જૂદાં પાડી તે દરેક પાંચમાં આસ્રવના પાંચ પ્રકાર ને સંવરના પાંચ પ્રકાર એમ અનુક્રમે ગોઠવ્યાં છે એટલુંજ નહિ પરંતુ આખા ગ્રંથમાં વર્ણનની પદ્ધતિ પણ એકસરખી રાખવામાં આવેલી છે. તે પદ્ધતિ આ પ્રમાણે છે:—દરેક અધ્યયનમાં આસ્રવ કે સંવરનો એકજ પ્રકાર લેવામાં આવ્યો છે અને તે પરના પાંચ મુદ્દા ઉપર વિવેચન કરવામાં આવ્યું છે. આ પાંચ પ્રકારના મુદ્દા આ છે:—(૧) પ્રકારના સ્વરૂપનું વર્ણન, (૨) તે જે નામોથી ઓળખાય છે તે જૂદાં જૂદાં નામો, (૩) જે રીતિએ તેનું આચરણ થાય છે તે, (૪) આવા આચરણથી નિપજતાં ફળો, (૫) તે આચરણ કરનારા જીવો.[3] આવી રીતે પાંચ પાંચ જાતનાં પ્રકારાદિમાં પાંચ એ સંખ્યા પસંદ કરવામાં આવી છે તે પરથી સર થૅામ્સ બ્રાઉનની 'સાઇરસની વાડી' એ નામની કૃતિનું

૧. पंचविहो पन्नत्तो जिणेहिं इह अराहओ अणादीवो हिंसा-मोस-मदत्तं-अबंभ-परिग्गहं चेव—પ્રશ્નવ્યાકરણ અધ્યયન ૧ લું.

૨. एत्तो संवर-दाराइं पंच वोच्छामि आणुपुव्वीए जह भणियाणि भगवया सव्व दुक्ख-विमोक्खणट्ठए। पढमं हुंति अहिंसा, बितियं सतवयणंति पन्नत्तं, दत्तमणु णाय-संवरो बंभचेर-मपरिग्गहत्तं च। પ્રશ્નવ્યાકરણ અધ્યયન ૬ ઠું.

૩. "जारिसओ, जंनाम, जहय कओ, जारिसं फलं दिंति, जेविय करिंति"—પ્રશ્નવ્યાકરણ અધ્યયન ૧ લું.

સ્મરણ થાય છે કે જેમાં એ પાંચની સંખ્યા ઠીક ભાગ ભજવે છે; છતાં પણ આવી કૃત્રિમ પાંચ રીતે ગોઠવવાની પદ્ધતિ સ્વીકારેલી હોવા છતાં જણાવવું પડશે કે સંકલના અને વર્ણનની પદ્ધતિ પ્રશ્નવ્યાકરણમાં જરા પણ તાણીતૂસીને કરેલી કે અસ્વાભાવિક જણાતી નથી.

આસ્રવ—

આસ્રવ અર્થાત્ કર્માગમન પહેલા પાંચ અધ્યયનમાં વર્ણવેલ છે તેની વ્યાખ્યા સ્થાનાંગ નામના ત્રીજા અંગની ટીકામાં એવી આપેલી છે કે જેથી આત્મામાં કર્મો આસ્રવે છે-પ્રવેશે છે તે આસ્રવ-કર્મબંધહેતુ એવો તેમાં ભાવ છે.[1] પ્રશ્નવ્યાકરણની ટીકામાં પણ તેજ રીતે આસ્રવનો વ્યુત્પત્તિ અર્થ આપવામાં આવ્યો છે. "જે પ્રાણાતિપાત વગેરે પાંચથી-કર્મો આત્મામાં સ્રવે છે તે આસ્રવ.[2] આજ મૂલના વ્યુત્પત્તિ અર્થમાં સર્વ જૈન સાહિત્યમાં આસ્રવ શબ્દ વપરાયો છે, અને આજ એક પુરાવાનું સાધન લઇને ડાક્ટર જેકોબીએ પોતાનો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો છે કે બૌદ્ધ ધર્મ પહેલાં જૈનધર્મ વિદ્યમાન હતો. ડાક્ટર જેકોબી જણાવે છે કે "જૈનો અને બૌદ્ધો એ ઘણા શબ્દો એક અર્થમાં વાપર્યા છે, પણ મારા અભિપ્રાય પ્રમાણે તેમાંનો એક શબ્દ બૌદ્ધોએ જૈનો પાસેથી ઉછીનો લીધો છે અને તે આસ્રવ છે કે જેને પાલિ ભાષામાં આસવ કહેવામાં આવે છે. આનો બીજો પર્યાય બૌદ્ધોએ ક્લેશ કર્યો છે કે જેનો અર્થ મનુષ્યના ઇંદ્રિય વિકાર, પાપ, દુષ્ટતા-મલીનતા થાય છે. વ્યુત્પત્તિથી આસ્રવનો અર્થ સ્રવવું થાય છે કે જેને પાપ, દુષ્ટતા, મલીનતાના અર્થમાં વાપરવા માટે શા માટે તેને બૌદ્ધોએ પસંદ કર્યો હશે તે સમજવું કઠિન છે. આલંકારિક અર્થમાં તેને લઇએ તોપણ તેનો અર્થ બૌદ્ધની દ્રષ્ટિએ કેવી રીતે અધમતા, અને પાપ થાય તે સમજવું સહેલ નથી, કારણકે શું સ્રવે છે અને શેમાં સ્રવે છે એ સવાલ ઉભોજ રહે છે પરંતુ જૈન પરિભાષામાં આસ્રવ શબ્દે પોતાનો વ્યુત્પત્તિ અર્થ કાયમ રાખ્યો છે અને તે યથાર્થ રીતે તેમનો ભાવ દર્શાવે છે કારણ કે જૈનતત્વજ્ઞાનમાં આસ્રવનો અર્થ આત્મામાં પુદ્ગલ-કર્મનું સ્રવવું એ થાય છે....આથી આસ્રવ શબ્દનો અક્ષરશઃ અર્થ હતો. કારણકે વસ્તુતઃ એવું કંઇક છે કે જે સ્રવે છે અને તેના ફલ તરીકે દુષ્ટતા કે અધમતા પ્રાપ્ત થાય છે. માટે એ સહેલાઇથી કલ્પી શકાય તેમ છે કે સામાન્ય લોકભાષામાં આસ્રવનો અર્થ તેના વ્યુત્પત્તિ અર્થને કારણે મળી દુષ્ટતા કે અધમતા રૂઢ થયો હોય અને બૌદ્ધોએ પોતાની પરિભાષામાં તે શબ્દ દાખલ કર્યો તે પહેલાં એવુંજ બન્યું. પરંતુ તે શબ્દ તેના વ્યુત્પત્તિ અર્થમાં વપરાયો તે પહેલાં કદી પણ તે રૂઢ અર્થમાં વપરાઇ શકેજ નહિ અને તેથી જૈનોએ જ્યારે તે શબ્દને તેના મૂળ એટલે વ્યુત્પત્તિ અર્થમાં વાપર્યો છે ત્યારે જેઓએ તેને રૂઢ અર્થમાં વાપર્યો તેમણે તે શબ્દ જૈનો પાસેથી ગ્રહણ કર્યો હોવો જોઇએ. આ રીતે આસ્રવ શબ્દનો બૌદ્ધોએ કરેલો ઉપયોગ એ જૈનધર્મ પછી બૌદ્ધ ધર્મ થયો એ પુરવાર કરવાનું એક સાધન છે." (કાશીમાં ૨૯ મી ડીસેંબર ૧૯૧૩ ને દિને પ્રમુખ તરીકે આપેલું ભાષણ.)

અંગોમાં આસ્રવની શું વ્યાખ્યા છે તે જોઈ ઉમાસ્વાતિના તત્વાર્થાધિગમ સૂત્રમાં જણાવ્યું છે કે કાય, વાચા અને મનના કર્મનો કે યોગફલ તે આસ્રવ. (कायवाङ्मनः

---

૧. 'आस्रवन्ति प्रविशन्ति येन कर्माणि आत्मनि इति आस्रवः कर्मबन्धहेतुरिति भावः—સ્થાનાંગ ટીકા.

૨. "आभिविधिना श्रवति कर्म येभ्यस्ते आश्रवाः प्राणातिपातादयः पंच— પ્રશ્નવ્યાકરણ ટીકા.

**कर्मयोगः स आस्रव** તત્ત્વાર્થાધિગમ સૂત્ર ૬, સૂત્રો ૧ અને ૨.) અમૃતચંદ્રસૂરિએ પોતાના તત્ત્વાર્થસાર નામના ગ્રંથમાં ઉક્ત બન્ને સૂત્રોને શ્લોકની એકજ લીટીમાં સંગ્રહિત કરેલ છે (**कायवाङ्मनसां कर्म्म स्मृतो योगः स आस्रवः** તત્ત્વાર્થસાર ૪. ૨.) સ્વામી કાર્તિકેએ પણ એજ વિચાર દર્શાવ્યો છે અને કથેલું છે કે જીવનના પ્રદેશમાં મોહનાં ઉદયથી યા મોહના ઉદય વગર વચન, મન અને શરીરનાં કાર્યોથી થતા યોગને લીધે જે સ્પંદન થાય છે તે આસ્રવ છે.[1] આસ્રવનું સ્વરૂપ સમજાવતાં અમૃતચંદ્રસૂરિએ પ્રસિદ્ધ દૃષ્ટાંત આપ્યું છે કે જેવી રીતે જલ તલાવમાં જૂદાં જૂદાં નાળાંથી ભરાય છે, તેવી રીતે કર્મો આત્મામાં આસ્રવદ્વારા પ્રવેશ કરે છે.[2] જૈનફિલસુફીમાં જીવ યા આત્મા સર્વદા પવિત્ર-અમલિન-શુદ્ધ છે, અને જ્યારે કર્મ કે જે પૌદ્ગલિક છે તે આસ્રવરૂપી દ્વારથી તેમાં દાખલ થાય છે ત્યારે જીવ કર્મ સાથે મિશ્રિત થાય છે અને સંસારમાં ભમે છે. શુદ્ધ આત્મા કર્મથી કદી પણ બંદ્ધ થતો નથી. એવો કોઇ પણ સમય નહોતો કે જ્યારે આત્મા કર્મ સાથે સંબંધમાં પહેલાં પ્રથમ આવ્યો હોય. દેહાત્મા જીવ હમેશાં કર્મ સાથે સંલગ્ન રહેલો છે. બન્નેનો સંયોગ અનાદિથી છે અને તે સંયોગ જ્યારે જીવ શુદ્ધ થઈ મોક્ષ પ્રાપ્ત કરે છે ત્યારે દૂર થાય છે. આથી એ જાણવું અતિ ઉપયોગી છે કે કયાં આસ્રવદ્વારોથી કર્મ જીવમાં પ્રવેશ કરે છે અને કયાં સાધનોથી આ આસ્રવથી અટકાવી શકાય છે. એટલે કે સંવર શું છે. સામાન્ય દૃષ્ટાંત એ છે કે જીવ એ એક નાવ છે કે જેમાં આસ્રવરૂપી છિદ્રો હોય તો કર્મરૂપી જળથી ભરાઇ જાય છે, પરંતુ જો આ છિદ્રો બંધ કરવામાં આવે (સંવર) તો તેમાં જલરૂપી કર્મનું આગમન થવા પામે નહિ. આ પ્રમાણે આસ્રવ અને સંવર બન્નેનુ વર્ણન પ્રશ્નવ્યાકરણમાં છે કે જેથી જીવ કર્મના બંધનથી પરવશ ન થાય, અને તે બંધનોથી દૂર રહેવાનાં સાધનો જાણી શકાય. એક પ્રશ્ન એવો કરવામાં આવે કે 'કેવી રીતે કર્મો કે જે આત્મા સાથે સંલગ્ન થયાં હોય તેને હાંકી કાઢી શકાય?' આનો ઉત્તર અલબત એ આવે કે નિર્જરાથી. નિર્જરાનો અધિકાર પ્રશ્ન વ્યાકરણમાં નથી પરંતુ તે બીજાં અંગોમાં મળી શકે છે. આ નિર્જરાથી બંધાયેલાં કર્મોથી મુક્ત થવાય છે.[3] પ્રશ્ન વ્યાકરણમાં સંવરનો અધિકાર છે કે જેથી બીજાં કર્મો આવતાં અટકાવી શકાય છે.

**સંવર.**

આસ્રવ તત્ત્વનો પ્રતિપક્ષી (**आस्रवप्रतिपक्षभूतः संवरः**—સ્થાનાંગ પ્રથમ અ૦ પરની ટીકા) નો વ્યુત્પત્તિ અર્થ એ છે કે, "*પ્રાણાતિપાત આદિ કર્મ-કારણોનું* જે પરિણામથી સંવરણ-અટકાવ થાય છે તે સંવર છે એટલે કે આસ્રવનો નિરોધ તે સંવર.[4] પ્રશ્ન વ્યાકરણ પરની ટીકામાં એવું જણાવું છે કે જેનાથી આત્મારૂપી તળાવમાં કર્મરૂપી જલનો પ્રવેશ

૧. मणवयणकाय जोया जीवपयेसाण फंदण विसेसा। मोहोदएण जुत्ता विजुदा वि य आसवा हुंति ॥—સ્વામિ કાર્તિકેયાનુપ્રેક્ષા શ્લોક ૮૮.

૨. सरसः सलिलावाहि-द्वार-मत्र जनैर्यथा। तदा स्रवण हेतु त्वादास्रवो व्यपदिश्यते ॥

—તત્ત્વાર્થસાર. ૪. ૩.

૩. "एगा णिज्जरा. સ્થાનાંગ ૧. "निर्जरणं निर्जरा विशरणं परिशटन मित्यर्थः—कर्मक्षयो निर्जरा"—સ્થાનાંગ પ્રથમ અધ્યયન પર ટીકા.

૪. संवियते कर्म्म-कारणं प्राणातिपातादि निरुध्यते येन परिणामेन स संवरः, आस्रव निरोध इत्यर्थः—સ્થાનાંગ અં૦ ૧ પર ટીકા.

પામતાં નિરોધ થાય છે. તે સંવર જેવા કે પ્રાણાતિપાત વિરમણ એટલે અહિંસા વગેરે.[1] ઉમાસ્વાતિ પણ કહે છે કે આસ્રવનો નિરોધ તે સંવર ( **आस्रवनिरोध संवरः**-તત્ત્વાર્થ સૂત્ર ૯. ૧ ) આ વ્યાખ્યા અમૃતચંદ્રસૂરિએ શ્લોકમાં એવી રીતે લખી છે કે '**आस्रवस्य निरोधो यः स जिनैः संवरः स्मृतः**-તત્ત્વાર્થ સાર. ૬. ૨'

**આસ્રવ સંવરના ભેદ.**

હવે આપણે પ્રશ્ન વ્યાકરણમાં આસ્રવ અને સંવરના જે ભેદ કહ્યા છે તે જોઇએ. તે દરેકના પાંચ પ્રકાર સંબંધીનો ઉલ્લેખ થઇ ગયો છે. પ્રશ્ન વ્યાકરણમાં આસ્રવના પાંચ પ્રકાર જે કહ્યા છે તે એ છે કે-(૧) હિંસા. (૨) મૃષા, અનૃત, અસત્ય વચન. (૩) ચૌર્ય, અદત્તાદાન. (૪) અબ્રહ્મ-મૈથુન. (૫) પરિગ્રહ અને આ દરેકના બરાબર પ્રતિપક્ષી ગુણો તે સંવર છે. પરંતુ આ પાંચ આસ્રવ કે જેથી કર્મોનું આગમન થાય છે અને તે કર્મો આવી ન શકે તે માટેનાં સાધનો-સંવરનું સ્વરૂપ ઘણા વિસ્તારથી બીજા જૈન લેખકોએ આપ્યું છે કે જેનો કંઇક ખ્યાલ નીચે આપવામાં આવ્યો છે. પ્રશ્નવ્યાકરણમાં કહેલા પાંચ આસ્રવ અને સંવરને ઉમાસ્વાતિએ પોતાના તત્ત્વાર્થાધિગમ સૂત્રમાં અવ્રત અને વ્રત અનુક્રમે કહેલ છે,[2] પરંતુ તેણે આસ્રવના અનેક ભેદો વર્ણવેલા છે કે જે અભયદેવસૂરિએ પણ સ્વીકારી જણાવેલું છે કે બેતાલીસ પ્રકારના આસ્રવ છે.[3] જેમકે પાંચ ઇંદ્રિય, ચાર કષાય, પાંચ અવ્રત, બાવીસ ક્રિયાઓ, અને ત્રણ યોગમાંથી ઉદ્ભવતા આસ્રવો. આપણે જણાવી ગયા કે પ્રશ્નવ્યાકરણમાં પાંચ અવ્રતજ સ્વીકારેલાં છે અને બીજાના સંબંધમાં કંઇ પણ ઉલ્લેખ નથી, પરંતુ તેના પરના ઉક્ત ટીકાકાર અભયદેવસૂરિ '**इंदिय-कसाय-अव्वय किरियापणचउअपंच पणवीसा जोगा तिंणि चमचे आसवेयाउ बायालत्ति** એ કથનના આધારે ઉપર જણાવેલા બેતાલીસ આસ્રવો જણાવે છે. તેજ ટીકાકાર પ્રશ્નવ્યાકરણની ટીકામાં જણાવે છે કે તેમાં જો કે પાંચ પ્રકારના આસ્રવ સ્વીકારેલા છે, તોપણ બીજી દષ્ટિએ-પ્રકારાંતરે આસ્રવના બેતાલીસ પ્રકાર છે.[4]

પુનઃ બીજી દષ્ટિએ જોઇએ તો આસ્રવના બે મુખ્ય ભેદ પાડેલા છેઃ—દ્રવ્યાસ્રવ અને ભાવાસ્રવ. અભયદેવસૂરિ કહે છે કે જલ પર રહેલા નાવમાં છિદ્ર દ્વારા પાણીનું આવવું તે દ્રવ્યાસ્રવ છે અને જીવોમાં પંચેંદ્રિયાદિ છિદ્ર દ્વારા કર્મ રૂપી જળનું ભરાવું તે ભાવાસ્રવ છે.[5]

---

૧. संव्रियते निरुध्यंते आत्म-तडागे कर्म्मजलं प्रविशत् एभिः इति संवराः, प्राणातिपात विरमणादयः—પ્રશ્નવ્યાકરણ અ૦ ૧ પર ટીકા.

૨. प्रमत्तयोगात्-प्राणव्यपरोपणं हिंसा । असदभिधानमनृतम् । अदत्तादानं स्तेयम् । मैथुनमब्रह्म । मूर्च्छा परिग्रहः । તત્ત્વાર્થસૂત્ર ૬. ૧૩-૧૭. ।हिंसाऽनृतस्तेया ब्रह्मपरिग्रहेभ्यो विरतिर्व्रतम् । તત્ત્વાર્થસૂત્ર ૭. ૧

૩. 'सकषायाकषाययोः साम्परायिकेर्यापथयोः । इन्द्रियकषायाव्रत क्रियाः पंच-चतुः-पंच-पंचविंशति-संख्याः पूर्वस्य भेदाः વગેરે. તત્ત્વાર્થસૂત્ર ૬. ૪. ૫. च न इंद्रियकषायाव्रत क्रिया-योगरूपकभेन पंच-चतु-पंच-पंचविंशति भेदाः-સ્થાનાંગ અ૦ ૧ પર ટીકા.

૪. हिंसादिभेदतः एवं पंचविधः । प्रकारान्तरेण तु द्वि-चत्वारिंशद्विधः-પ્રશ્ન વ્યાકરણ ૧ પર ટીકા.

૫. तदेवमयं द्विचत्वारिंशद्विधो, अथवा द्विविधो द्रव्यभावभेदात्, तत्र द्रव्यास्रवो दजलान्तर्गतनावादो तथाविधपरिणामेन छिद्रैः जलप्रवेशनं, भावास्रवस्तु यज्जीवानां पंचेंद्रियादिछिद्रतः कर्म्मजलसंचय इति ॥—સ્થાનાંગ ટીકા.

# હીંદની આર્થીક સ્થિતિ ને દેશી કારીગરીને ઉત્તેજન.

(ગતાંકથી ચાલુ.)

ત્યારે નાના ગામડામાં શેર બશેર અનાજ ને છ પૈસાને માટે આખો દિવસ વૈતરું કરવાને માટે ઘણા મજૂર મળી આવશે. હવે આપણા દેશના મજૂરોને વિલાયતના મજૂરો સાથે સરખાવીએ તો બન્નેની હાલતમાં ઘણો ફેર પડશે. એ લોકોની રોજી આપણા ઉંચી જાતના કડીઆ, સુતાર, દરજી, લુહાર વગેરે કારીગરો પેદા કરે છે તેના કરતાં ઘણી વધારે હોય છે. વિલાયતના મજૂરો આપણા દેશના મુકાબલે ઘણી સારી સ્થિતિમાં હોય છે. તેમનાં રહેવાનાં મકાન આપણા કરતાં ચઢીઆતાં હોય છે તેઓના ઘરમાં ખુરસી, ટેબલ, રકાબી, ચમચા વગેરે એશઆરામની ચીજો હોય છે તેમાંનું અત્રે કાંઇ પણ આ અભાગીઆ મજૂરોના ઘરમાં હોતું નથી. તેઓ પોતે ને પોતાના કુટુંબને માટે સારાં કપડાં પણ મેળવી શકે છે ત્યારે આપણા કમબખ્ત મજૂરો અને તેમનાં છોકરાં ચીંથરે હાલ ને અર્ધી નગ્ન અવસ્થામાં જોવામાં આવે છે. વિલાયતની કેળવણી મોંઘી હોવા છતાં તેઓ પોતાનાં છોકરાંને ભણાવી શકે છે અને આપણા કંગાલ મજૂરો પોતાનાં છોકરાંને ભણાવવા માટે મહીને બે ચાર પૈસા પણ ખરચી શકતા નથી, કારણ કે તેમના રોટલાનું પણ મહા મુશીબતે પુરૂં કરી શકતા હોય તો ભણાવે ક્યાંથી? વળી આપણા કારીગરોની હાલત સંતોષકારક નથી. આપણા લોકો કહે છે કે કડીઆ સુતાર ગમે તેટલું કમાય તોએ પણ તેમનો જેવારો વધે નહિ એટલે પૈસાદાર થાય નહિ. તેનું કારણ લોકો એમ ધારે છે કે તેઓ હાડ ભાગી પ્રમાણીકપણે કામ નહિ કરતાં વખત ચોરે છે, પણ ખરી સ્થિતિ જુદી હોય છે. તેઓને અત્યારે રોજ એક રૂપીઓ મળે અને મહીનામાં ચાર પાંચ અણોજા (પાખી) આવે ચોમાસામાં કામ મળે નહિ. બીજી ઋતુમાં તડામારી કામ ચાલતાં ન હોય તો દરરોજ કામ ન મળે શરીરની બીમારી હોય. કુટુંબમાં હરકત હોય ત્યારે તેઓ કામપર હાજર ના રહી શકે. વળી આ સાથે ઘણાકોને દારૂનું વ્યસન હોય છે. વળી આખા કુટુંબનું ખર્ચ, ઓજારનું ખર્ચ વગેરે બાદ કરતાં કાંઇ વધે નહિ અને કદાચ કાંઇ વધે ત્યારે છોકરાં છોકરી પરણાવવાં કે મરણ પાછળ વાપરવામાં બચેલું હોય તે પણ તાણી જાય અથવા કરજે નાણાં કાઢી લાવવાનો વખત લાવી મૂકે. આવી રીતે ખેડુત વર્ગની ને કારીગર વર્ગની સ્થિતિ કેટલી કંગાલ છે તે આ ઉપરથી માલમ પડશે.

હવે વ્યાપારી વર્ગ કેવો છે તેની તપાસ કરીએ. વ્યાપારનો મુખ્ય આધાર મેની પેદાશ ને તેના ખપ ઉપર છે. જેમ દેશમાં માલ વધારે ઉત્પન્ન થાય તેમ તેમ માલ દેશાવર જાય તેમ વેપારની તેજી ને આબાદી થાય. જેમ દેશની નીકાશ કરતાં પરદેશી આવતો માલ વધારે તે દેશની આબાદાનીમાં ક્ષીણતા થાય. પછી કદાચ અહીંના આયાત કરનાર થોડા વ્યાપારી લાભ મેળવતા હોય તેથી બધાની સ્થિતિ સારી કહી શકાય નહિ પરંતુ જેઓ દેશની કારીગરીની ચીજોનો વ્યાપાર કરનારા છે તેઓ તો નિર્ધન થતા જાય છે, કારણ કે પરદેશથી આવતી અનેક ભપકા ભરેલી અને દેખીતી સસ્તી ચીજો, આગળ આપણા દેશમાં ઉત્પન્ન થતી ગમે તેટલી ટકાઉ અને સારી હોય, પછી કુલ હીસાબ કરતાં મોંઘી ન હોય તોપણ ખરીદ કરતારને પસંદ પડતી નથી. એ માટે એવી વસ્તુનો વ્યાપાર કમ થતો જાય તેમાં

શું આશ્ચર્ય ? અમદાવાદ જેવા મોટા અગાઉના આબાદ શહેર તરફ નજર કરો. એક વખતે રેશમી ને સલરાઉ કાપડ માટે આખા હિંદમાં મશહૂર હતું એવી ઉંચી કારીગરી વડે તેના વ્યાપારીઓ ને કારીગરો મોજ કરતા હતા. છેક અરબસ્તાન સુધીના વ્યાપારીઓ હજારો રૂપીઆનો કીનખાબ ખરીદ કરતા. તમો અત્યારે તેના કોઈ વેપારીને પુછશો કે ભાઇ ! તમારો ધંધો રોજગાર કેવો ચાલે છે ? ત્યારે ડોકુ ધુણાવી નીસાસો નાખી કહેશે કે, સમા પ્રમાણે એરોજ, વખત બહુ બારીક આવ્યો છે. વેપારમાં કાંઇ તેજી નથી. હાલનાં પાંચ સાત વર્ષ વેપારીના હકમાં ઘણાં ખરાબ ગયાં છે. નફાની વાત તો બાજુએ રહી પણ ઊલટું 'મા મને કોઠીમાંથી કહાડ' એવો વખત આવ્યો છે. જો ખોટમાંથી બચીએ તો જાણે ન્યાલ થયા. સાપે છછુંદર ગળ્યું છે તે નથી ગળી જવાતું કે નથી મૂકી દેવાતું શું કરીએ ? બાપદાદાનું વતન મૂકી ક્યાં જઇએ ? જો દુકાનનું ભાડુ ને રોટલા ખર્ચ પેદા કરીએ તો જાણે ન્યાલ થયા પણ બાઇ અમારા ઉપર દેવકોપ છે. જાણે કે અહીંથી બે ત્રણ લાખનો માલ ગાયકવાડ સરકારને ત્યાં જતો અને બીજા કાઠીઆવાડના દેશી રાજા રજવાડા હજારો રૂપીઆનો માલ લગ્ન પ્રસંગે મંગાવતા અને સાધારણ રીતે ખપત પુષ્કળ થતી. હાલમાં તો ઉલટી અલ્લાને બદલે મલ્લા થાય છે. માલ ઘર જમાઇ રહે ને વ્યાજખાધ પડે. વ્યાપારમાં કાંઇ કસ નહીં ને કાંઇ ભાગી તૂટી ખપત થાય અને નફો બહુ થોડો આવે. માલ ટાઢો પડે તો કેટલીવાર નુકશાન ખમવું પડે વગેરે વગેરે અમારી સ્થિતિ બહુ ખરાબ થઇ ગઈ છે.

હવે જમીનદાર વર્ગની સ્થિતિનો વિચાર કરીએ. આ વર્ગમાં રાજા રજવાડાથી માંડીને તે છેક થોડા વિઘાના માલીક વતનદારોનો પણ સમાવેશ થાય છે. હીંદમાં એવાં રાજ્યો થોડાં છે કે જેમના ખજાના તર હોય. જ્યાં ને ત્યાં સાંભળીએ છીએ કે ફલાણા રાજાને માથે આટલું કરજ છે અને જેઓ ગરાસીઆ ને ગામ ધણી હોય છે તેઓની હાલત સાધારણ વ્યાપારીની હાલત કરતાં ખરાબ હોય છે. તેમને તેમના લેણદારો નીચોવી નાખે છે. તેઓ ગરાસીઆ ઠર્યા એટલે તેમને કેટલીક બાબતમાં ભારે ખરચ કરવા પડે છે તેમનાં મકાન માટીનાં અને ગલીચ સ્થિતિનાં હોય છે. તેમનાં કપડાં જાડી ખાદીનાં ને માદરપાટનાં હોય છે. તેમના ઘરમાં ગરાસીઆને છાજતાં સરસામાન અને દાગીના છાજતાં નથી. તેમને શરીરે પરવાલા ને લાખથી ભરેલા મણકાની માળા અને બહુ તો રૂપાના એક તોડા સિવાય કાંઇ નજરે પડતું નથી. આવા નિર્ધન ગરાસીયા કે જમીનદારો સાથે વિલાયતના જમીનદારો ( Lords ) સાથે આપણે સરખાવીએ તો તેમાં ઘણો ફરક માલમ પડશે. આપણા દેશના જમીનદારો કરતાં તે દેશના મજુરો બહુ સારી હાલતમાં હોય છે. હવે દેશમાં વસ્તી મુસલમાન ને પારસી વર્ગની સ્થિતિ જોઇએ.

મુસલમાન પ્રજા મૂળથીજ વ્યાપારી નહિ હોવાથી અને નોકરીઆત હોવાથી તેઓ પાદશાહત પડી ભાગતા પછી હલકી સ્થિતિમાં આવી પડયા છે. તેઓનો મુખ્ય ધંધો હલકી અને ભારે જાતની નોકરી ઉપર ને સીપાઇગીરી ઉપર વિશેષ છે. વળી મીસો થવાથી વણકરપ્રજા મીલોની નોકરી કરે છે અને ગામડામાં ખેતીવાડીના ધંધામાં વિશેષે કરીને હોય છે. મીયાંભાઇઓ પગારના દિવસની રાહ બહુજ જુએ છે કે ક્યારે પગાર થાય ને આપણે મોજ કરીએ. પગારના દીવસોએ ભાઇસાહેબ એક ઝીણી મલમલનો અંગરખો કરાવાને તૈયાર થઇ જાય છે. નસીબ જોગે તેમના લેણદાર ઉઘરાણી કરવામાં ચૂક કરે તો મીયાંભાઈ બધો પગાર ભોર પાણી કરી દે છે. પોતાની પાસે એક અંગરખો હોવાથી ધોઇને અષાય

નહીં તેથી તે એક સાબુનું ગોળાયું ખરીદ કરી નદીએ જાય છે અને સારી પેઠે સાબુ લગાડી ચોખ્ખું કરે છે. અંગરખું સુકાતાં સુધીમાં ખૂબ ચોળીને નહાય છે ને કતરાવેલા બાલ સાફ કરે છે અને સફરેલું અંગરખું પહેરી નજર કરતાં પોતાના અંગરખા તરફ, જોતાં પોતાને મહેલ પધારે છે. આ પ્રમાણે ઘણાખરા મુસલમાનો ફક્કડાઈ જાળવે છે. આપણે તેમનો રોફ જોઈને મોહ પામવાનો નથી કારણ કે તેમની પૈસા સંબંધી સ્થિતિ બહુજ અસંતોષકારક છે. વોહરા કોમમાં તેથી ઉલટું છે. તેઓ સ્વતંત્રપણે નોકરી કરી પૈસા કમાય છે. તેઓ બીજા કોઈની નોકરી કરતા તેથી તેઓમાંના ઘણાખરાની હાલત સંતોષકારક છે. પારસી કોમની સ્થિતિ મુસલમાનો કરતાં અધમ નથી પણ તેમના કરતાં સારી સ્થિતિમાં છે. તેમાંનો ઘણો ભાગ સરકારી અગર રેલ્વે અગર બીજી ઓફીસોમાં નોકરીમાં હોય છે. પણ તેઓના પોષાકની બાબતમાં બહુ ઉડાઉ ખર્ચો હોય છે, એટલે આથી કરીને તેઓ મંદ સ્થિતિમાં આવી જાય તો ના કહી શકાય નહિ કારણ કે ઘણાખરાઓને આવક કરતાં ઘણો ખર્ચ હોય છે. વળી આ કારણથી તેઓને દીકરીઓના લગ્ન ટાંકણે વરવાળાઓને ઘણા રૂપીઆ આપવા પડે છે કારણ કે તેનું પોષણ સારી રીતે થઈ શકે પણ બધા પૈસાવાળા હોતા નથી તેથી ગરીબોને ઘણું સાલવું પડે છે.

### વ્યાપારનું પડી ભાગવું.

હિંદુસ્તાનની પડતી થવાનાં અનેક કારણોમાં દેશી કારીગરીનું પડી ભાગવું અને વેપાર રોજગારની મંદી એ બે કારણો છે. પરદેશી ચીજોનો અત્રે બહોળો ઉઠાવ એ મુખ્ય કારણ છે. હિંદ ઉપર રાજ્ય કરનારા મહારાજાનું પાયતખ્ત પરદેશમાં હોવાથી તેમના તરફથી ખરચના લાખો રૂપીઆમાંથી હીંદને વ્યાપારની બાબતમાં કુદરતી રીતે લાભ થાય નહિ. વળી હિંદુસ્તાનમાં મોટામાં મોટી નોકરી કરનારાથી તે છેક નાનામાં નાની નોકરી કરનારા અંગ્રેજોને જોઇતી ઘણું કરીને સંસાર ઉપયોગી ચીજો વિલાયતથી ચાલી આવે છે તેથી પણ હીંદના વ્યાપારીઓને લાભ થતો નથી. બાકીનો નોકરીઆત વર્ગ પારસી, હીંદુ, મુસલમાન વર્ગ વિગેરે તેમના ઉપરીઓની સંસારના સાધારણ ઉપયોગમાં પણ એટલી બધી વિલાયતી ચીજો વાપરે છે કે તેથી તેઓ એક જાતનો પોતાના કારીગરોને ગેરઇનસાફ આપે છે. દેશ નિર્ધન થવાનું કારણ દેશી કારીગરીની પડતી છે. પરદેશથી અનેક દેખીતી સસ્તી ચીજોનો પ્રવેશ અને તેનો પુષ્કળ વપરાશ છે. પરદેશમાં બનતી ચીજોનો અત્રે જથ્થાબંધ ઉઠાવ થવાથી દેશમાં પેદા થતી ચીજોનો ખપ બીલકુલ નહિ-સરખો થતો ગયો ને તેનો વ્યાપાર પડી ભાગે તેમાં શું આશ્ચર્ય? હાલમાં થોડી મીલો નીકળવાથી, હીંદમાં સ્વદેશી ચીજોનો પ્રચાર થવાના પ્રયાસો થવાથી કાંઇ જરા પણ તેને જીવન આવ્યું છે. દેશી કારીગરીની ખીલવણી કરવાના બે રસ્તા છે. દેશની કારીગરી વધે ને તેમાં સુધારો થાય તેમ કરવું જોઇએ અને બીજું દેશી કારીગરીથી બનેલા માલનો જેમ બને તેમ વધારે ઉઠાવ થઇ શકે તેમ કરવું જોઇએ. આપણે જાણીએ છીએ કે યંત્રની મદદથી આપણે હાથ મહેનત કરતાં સસ્તું ને થોડી મહેનતે ને થોડી મુદતે માલ તૈયાર થાય છે. હવે યાંત્રિક શક્તિનો ઉપયોગ આ દેશમાં અજાણ્યો નથી. પહેલાના વખતમાં યાંત્રિક શક્તિઓ હતી પણ અનેક આફતોને લીધે આગળ વધવાને બદલે પડી ભાગી. યંત્રના કામમાં પાણી, વાયુ, વરાળની મહા શક્તિઓ વાપરી તેનાથી અદ્ભુત કામ થઇ શકે તેવી શોધો યુરોપવાસીઓએ કાઢી છે. તેમાં દરરોજ તેઓ સુધારો કરતા જાય છે અને તેના બહોળા ઉપયોગથી ઘણો લાભ મેળવે છે. એવા

સંચાઓ વતી અહીંઆં ચીજો થાય તો અત્રે વિલાયતી કરતાં સસ્તી પડે તેમાં નવાઈ ન જો કે હાલમાં કેટલીક જાતના સંચા અત્રે દાખલ થયા છે પણ કેળવણીની ખામી વિલાયતવાળાઓ સાથે હરીફાઇ કરી શકતા નથી. વળી જેમ જેમ જ્યારે જેઓ પુર્ણ જાણ ત્યારે હરીફાઇ પણ કરી શકશે. આપણા દેશમાં એવા શ્રીમંતો બાગ્યેજ થોડા છે કે જેઓ પોતે લાખો રૂપીઆ કહાડી સ્વતંત્રપણે ઉઠાવી શકે. એવા સંચાઓમાં જોખમ ને મહેનત એટલી બધી છે કે કદાપી ધનાઢ્ય લોકો તેને સ્થાપન કરવાના હોય તો પણ તેમની હીંમત ચાલતી નથી. વળી સન ૧૮૬૫-૬૬ થી શેર સટ્ટાના વિનાશ કાળા જુગારે લોકોને એટલા બધા ખીજ- રાવી માર્યા છે કે જે પાયમાલ કરી મૂક્યા છે કે હવે કંપની કહાડી કારખાનાં જમાવવાના કામમાં પૈસા કહાડવાની લોકો બાગ્યેજ હીંમત કરી શકશે. હજારો ભાગીદારો થઈ કંપની કહાડવાનો ધંધો આપણા દેશમાં નવો હતો પણ સટોરીઆ લોકોએ એટલો બધો પાયમાલ કર્યો છે કે જન્મ પામતાંજ મરણ પામવા જેવો છે.

આવાં કારખાનાંઓને આપણા રાજરજવાડાઓ સ્થાપવાનો વિચાર કરે અને કામ ઉપાડે તો બની શકે તેમ છે. તેઓ લાખો રૂપીઆ મોજમજાહમાં અને વડી સરકારને ખુશ કરવામાં ખર્ચે છે તેના કરતાં આવા કામમાં એક પંથ ને દો કાજ જેવું થશે. (અપૂર્ણ.)

શા. ચંદુલાલ ગોકળદાસ—અમદાવાદ.

## માનવાત્મા અને પ્લેટો.

પ્લેટોએ અધ્યાત્મવિદ્યાને આધારે વિધવિધ વિષયોનું સંશોધન કર્યું છે. આત્મા વિષે જણાવતાં પ્લેટો કહે છે કે આત્મા નથી ભિન્નતામય એકાંક કે નથી સ્વતંત્ર અને અસંબદ્ધ વ્યવસાયોની માત્ર અનેકતા; પરંતુ આત્મા 'એક' અને 'અનેક' એ બન્ને છે. સત્યશઃ એ ઐક્ય તો છેજ પરંતુ નથી એ વ્યવસાયોનો સંચય; એ ઐક્યમાં ભિન્ન કાર્યોની અનેકતા સંશોધી શકાય છે. એ વિષે પ્લેટો માત્ર 'ભાગ' અથવા 'જાત' એ શબ્દોમાંજ ટુંકું પતાવી દે છે. આવા 'ભાગ' અથવા 'જાત'ના પાછા ત્રણ પેટાભાગ પડી શકે: એક ભાગ તો જેથી આપણે વિતર્ક કરીએ છીએ તે-અર્થાત્ ગણનાત્મક અથવા સચેતન (National) ભાગ; આપણી શારીરિક જરૂરીઆતોના સંતોષ સાથે સંબંધ ધરાવતી ક્ષુધાત્મક લાલસા જે ભાગને લીધે થાય છે તે બીજો ભાગ-અર્થાત્ ક્ષુધાત્મક ભાગ; ઉન્નત અને ભવ્ય વિકૃતિઓનો બનેલો ત્રીજો ભાગ-કે જેમાં પ્લેટો સુશીલ શૌર્ય અને અધમની અણગમાનો સમાવેશ કરે છે; આથી આ ત્રીજા ભાગને પ્લેટો પ્રાણાત્મક ભાગના નામથી ઓળખાવે છે. પાછળથી પ્લેટોના અનુયાયીઓએ બીજા અને ત્રીજા ભાગનું સંમિશ્રણ કીધું અને જે પ્રમાણે પ્રથમ ભાગને પ્લેટોએ સચેતન ભાગનું નામ આપ્યું હતું તે પ્રમાણે એઓએ આ સંમિશ્રણને 'અચેતન' ભાગનું નામ આપ્યું. માનસિક જીવનમાં આ ત્રણ મુખ્ય ભાગોનું અસ્તિત્વ છે એમ પ્લેટોએ પોતાના 'રીપબ્લીક' નામના ગ્રંથમાં વ્યક્તિગત અધ્યાત્મવિદ્યાના અનુભવને આધારે સિદ્ધ કર્યું છે. પોતાના 'ટીમીઅસ' નામના ગ્રંથમાં પ્લેટોએ ઉપર બતાવેલા ત્રણ ભાગોનું જુદા સ્વરૂપમાં દિગ્દર્શન કરાવ્યું છે. એ પુસ્તકમાં ત્રણ 'ભાગ'ને ત્રણ વિશિષ્ટ આત્માઓ કહ્યા છે: એક તો 'સચેતન આત્મા'—જે અમર હોઈ મગજમાં વાસ કરે છે—બીજા બે 'પ્રાણ' અને

'ક્ષુધા'—જે મર્ત્ય હોઇ ઉરમાં અને ઉદરમાં સ્થાન કરી રહ્યા છે. ઉપર બતાવેલા ત્રણ ભાગો પ્લેટોને અતિ પ્રિય થઈ પડ્યા હોવા જોઇએ, કારણ કે એ વિષે ઉપર બતાવ્યા પ્રમાણે માત્ર 'રીપબ્લીક'માં અને 'ટીમીયસ'માંજ નહિ પરંતુ 'ફીડ્રસ'માં પણ જુદા સ્વરૂપમાં પ્લેટોએ દિગ્દર્શન કરાવ્યું છે. 'ફીડ્રસ'માં પ્લેટો જણાવે છે કે આત્મા માનુષી રથ (ચેતન) છે; હયદ્વય એ રથને દોરે છે—એક હય ભવ્યતર (પ્રાણ) અને બીજો અધમ (ક્ષુધા).

આથી એટલું તો સિદ્ધ થાય છે કે આધુનિક અધ્યાત્મવિદ્યા જે જે સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરે છે તે તે સિદ્ધાન્તોથી પ્લેટોની જાતની અધ્યાત્મવિદ્યા ઘણે અંશે ઐક્ય ધરાવે છે. પ્લેટો પોતાના 'રીપબ્લીક'માં જણાવે છે કે પ્રત્યેક 'ભાગ'ને લગતું 'જીવન' હોય છે અને એ 'જીવન'ને અંગે મુખ્ય આશાઓ, સુખ અને દુઃખ પણ હોય છે.

હવે પ્લેટોની આત્માની ભવિતવ્યતા અને ભવ્યતા વિષેની વિચારણા તપાસીએ. પ્લેટોનાં પુસ્તકોનું બારીક અધ્યયન કરવાથી એટલું તો સાધારણ વાંચકને સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે વ્યક્તિગત આત્માના અમૃતત્વ અને પૂર્વાસ્તિત્વ વિષે પ્લેટો પ્રત્યેક સ્થળે ભાર દઇને મત આપે છે. પરંતુ એટલું સ્પષ્ટ જણાઇ આવતું નથી કે સમસ્ત ત્રિભાગ આત્માને કે માત્ર એના ચેતનાત્મક ભાગોને પ્લેટો પોતાના અમૃતત્વ અને પૂર્વાસ્તિત્વનાં મુખ્ય ગુણો લાગુ પાડે છે. આનું કારણ એ કે કાં તો પ્લેટોની આ બાબતો વિષેની ભાષામાં કાલ્પનિક કથાનું વધતા ઓછા પ્રમાણમાં સંમિશ્રણ થયું હોવું જોઇએ અથવા તો પ્લેટો પોતાની વૃદ્ધાવસ્થામાં પોતાના જુના વિચારો સુધારતો હોવો જોઇએ. પ્લેટોના 'ફીડો' અને 'મેનો' નામનાં બન્ને પુસ્તકોમાં આપણને માલુમ પડે છે કે માત્ર આત્માના પૂર્વાસ્તિત્વ વિષે અને અમૃતત્વ વિષેજ સૂચવ્યું છે; એથી વધારે કાંઇ પણ કથન કર્યું નથી. 'રીપબ્લીક' માં આત્માના અમૃતત્વ વિષે સાધારણ સિદ્ધ કરી આપ્યું છે, પરંતુ તે સાથે એટલું પણ સૂચવ્યું છે કે આત્માની ત્રિભાગમાં કરેલી સમાલોચના માત્ર આત્માની મૂર્તિમત્ અવસ્થાને અંગેજ સત્ય ગણાય; તેમજ આત્મા આખરે 'એક' છે કે 'અનેક' એ પ્રશ્નનો ઉત્તર દેહ સાથેના આત્માના સંબંધથી થતી અસર બાજૂ મૂકતાં વીચારીએ ત્યારેજ આપી શકાય. 'ટીમીયસ'માં સચેતન આત્માને એનાં મર્ત્ય સહચારીઓથી ભિન્ન ગણ્યો છે; આ સહચારીઓ આત્માના દેહ સાથેના સંબંધને અનુકૂલ બનવાનેજ પ્રતિપાદિત કર્યાં છે.

અમૃતતા અને પૂર્વાસ્તિત્વ વિષેની વિચારણા પ્લેટોએ પોતાના 'મેનો' 'ફીડો' 'રીપબ્લીક' અને 'ટીમીયસ' નામના પુસ્તકોમાં જણાવી છે. અમૃત વિષેની સૌથી સરસ અને સચોટ વિચારણા 'ફીડો'માં કરવામાં આવી છે અને તે નીચે પ્રમાણેઃ—(૧) નિદ્રા અને જાગૃતિ, વિસ્તાર અને સંકોચ, અને એવી બીજી રીતિઓનું ગૂઢ નિરીક્ષણ કરતાં એટલું કહી શકાય કે વિશ્વની રીતિઓ સામાન્ય રીતે ચક્રાત્મક હોય છે અર્થાત્ પ્લેટોના પોતાના શબ્દોમાં કહીએ તો એ કે 'વિરોધીઓ' એક બીજાને જન્મ આપે છે અને એકબીજામાંથી જન્મ લે છે. જન્મ અને મરણના 'વિરોધીઓ' વિષે વિચારીએ તો આપણે અનુભવ લેતાં માત્ર ચક્રનું અર્ધજ જોઇએ છીએ—મૃત્યુને માર્ગ આપતા જીવનની મરણની વિધિ; પરંતુ મરેલા જન્મ લે છે એ ઉંધી વિધિના અસ્તિત્વ વિષે કહેવું એ સાદશ્યને આધારે અયોગ્ય ન ગણાય. ખરું જોતાં જ્યાં સુધી આવી ઉંધી વિધિ અસ્તિત્વમાં ન હોય ત્યાં સુધી વિધિનું અંતિમ ભવિષ્ય એ થાય કે જીવન તદ્દન બંધ પડે. આથી હર્બર્ટ સ્પેન્સર પ્રમાણે એ વિચારણા કરતાં પહેલાં પ્લેટોએ એટલું તો માન્ય રાખ્યું હતું કે કુદરતની સર્વે વિધિઓ ચક્રવત્

હોય છે અને અમુક નિયમોને અનુસરીને અસ્તિત્વમાં રહે છે. પ્લેટો કહે છે કે જીવનનું અનસ્તિત્વ અશક્ય છે, પરંતુ આધુનિક મનુષ્ય કહી શકશે કે સમસ્ત વિશ્વનો પણ એજ અંત છે, અર્થાત્ જીવનનું અનસ્તિત્વ અશક્ય નથી. (૨) જ્ઞાની આત્મા અને સત્ય જ્ઞાનના વિષયો વચ્ચેના સાદૃશ્ય વિષે પ્લેટો બીજી સમાનતા દર્શાવે છે. વિજ્ઞાન જે વિચારો ધ્યાનમાં લે છે તે પ્રમાણે આત્મા અદૃશ્ય છે, અમૂર્ત છે, અને ભિન્ન ભાગોમાં ભમ થવાને અશક્તિમાન્ છે; પરંતુ દેહ દૃશ્ય છે, મૂર્ત છે, અને ભિન્ન ભાગોનો બનેલો છે. આથી સ્વાભાવિક રીતે કહી શકાય કે જ્યારે બદલાતા સમસ્ત શારીરિક વિશ્વ પ્રમાણે દેહ પણ નશ્વર છે ત્યારે આત્મા અનશ્વર હોઈ શાશ્વત મનાય છે. ૩ વૈજ્ઞાનિક જ્ઞાન એ માત્ર સત્યની 'સંભારણા'ની રીતિ છે; પૂર્વાસ્તિત્વની સ્થિતિમાં આ સત્યો સાથે મન પરિચયમાં હતુંજ. આ સિદ્ધાંત જો સ્વીકારવામાં આવે તો એથી પૂર્વાસ્તિત્વની વિચારણા સિદ્ધ થાય અને એથી મૃત્યુ પછી અશારીરિક આત્માનું ચાલુ અસ્તિત્વની વિચારણા એટલું તો સિદ્ધ થાયજ. છેલ્લી વિચારણા સત્વવિદ્યા ( Ontology ) ને અવલંબિને છે. આત્મા જાતેજ જીવનનો મુખ્ય હેતુ છે; જ્યાં જ્યાં આત્મા ત્યાં ત્યાં જીવન આથી એરિસ્ટોટલની ભાષામાં કહીએ તો જીવન એ આત્માનું આવશ્યક આભૂષણ છે. માટે 'મૃત આત્મા' એમ કહેવાથી પરસ્પર વિરોધ આવી જાય. એટલે આત્મા અમ્મર છે અને એટલું પણ સ્પષ્ટ છે કે મૃત્યુ કરતાં જે વધુ જીવે તે અનશ્વર છે. ( અપૂર્ણ. )

# बोर्डींग प्रकरण.

### શ્રી બક્ષિસ ખાતે.

૪૫૦—૦—૦ શ્રી મુંબાઇના મોતીના કાંટાના ટ્રસ્ટીઓ તરફથી હ. રાવબહાદુર હીરાચંદ નેમચંદભાઇ બા. દર માસે રૂપીઆ દોઢસો લેખે સંવત ૧૯૭૨ ના ફાગણ, ચૈતર તથા વૈશાક માસ સુધીના હ. ઝવેરી ચમનલાલ સારાભાઇ.

**પર્યુષણ પર્વના તેહેવારના શુભ પ્રસંગે ગામ સાદરાની થએલી ભેટ.**

બોર્ડીંગમાં ભણી ગએલા વિદ્યાર્થી જેઠાલાલ ચુનીલાલ જેઓ હાલ સાદરાની ઇંગ્લીશ સ્કુલમાં હેડમાસ્તર છે તેમના શુભ પ્રયાસને આ મદદ આભારી છે.

૩૭—૮—૦ રા. રા. અમથાભાઈ ત્રીભોવનદાસની વતી ટ્રસ્ટી ડાહ્યાભાઈ હાથીચંદ કાપડીઆ.

| | |
|---|---|
| ૧૫—૦—૦ રા. રા. રણછોડભાઇ છગનલાલ. | ૪—૦—૦ શા. હરજીવનદાસ હેમચંદ કંદોઈ. |
| ૧૫—૦—૦ રા. રા. ફતેહચંદભાઈ રામચંદ વકીલ | ૩—૦—૦ પરીખ વાડીલાલ લલ્લુભાઈ. |
| ૬—૦—૦ રા. રા. નાહાલચંદ લક્ષ્મીચંદ વકીલ | ૩—૦—૦ મોદી જેઠાલાલ ફતેચંદ. |
| ૫—૦—૦ રા. રા. મે. પાનાચંદભાઈ જે. મહેતા. | ૩—૦—૦ બાઈ ગંગા શા જેસંગભાઈ દોલતરામની વિધવા. |
| ૫—૦—૦ શા. ગુલાબચંદ પ્રેમચંદ. | ૩—૦—૦ શા. અમરતલાલ સોમચંદ. |
| ૫—૦—૦ રા. રા. ચંદુલાલ મગનલાલ કારભારી | ૩—૦—૦ મ્હેતા કાન્તીલાલ છગનલાલ. |
| ૫—૦—૦ રા. રા. લક્ષ્મીચંદ નેમચંદ ગોસલીઆ | ૨—૦—૦ શા. સ્વરૂપચંદ હાથીચંદ. |
| ૫—૦—૦ શા. જેઠાલાલ મોતીલાલ ખેડા. | ૨—૦—૦ શા. ઢોલાભાઇ લલ્લુભાઇ. |
| ૫—૦—૦ રા. રા. જેઠાલાલ ચુનીલાલ વકીલ ખેડા. | ૨—૦—૦ શા. સ્વરૂપચંદ ફતેચંદ. |

| | |
|---|---|
| ૨—૦—૦ મોદી ધરમચંદ દેવચંદ | ૧—૦—૦ શા. અમથાભાઇ હકમચંદ. |
| ૨—૦—૦ રા. રા. કેશવજી આર. દોશી ડાક્ટર. | ૧—૦—૦ શા. નાથાલાલ અમથાલાલ. |
| ૨—૦—૦ માસ્તર ત્ર્યંબકલાલ હરગોવનદાસ સંઘવી | ૧—૦—૦ બાઈ વાલી શા. માણેકચંદ હાથીચંદની વિધવા. |
| ૨—૦—૦ શા. પોપટલાલ માનચંદ | ૦—૮—૦ શા. પુરશોતમ રેવાદાસ |
| ૨—૦—૦ દોશી મણીલાલ નાનચંદ | કુલ રૂ. ૧૪૬—૦—૦ સાદરાના. |
| ૨—૦—૦ બાઇ નાની શા. મૂલચંદ ગુલાબચંદની વિધવા. | |
| ૧—૦—૦ રા. રા. ડાહ્યાભાઇ હાથીચંદ કાપડીઆ | ૫૯૬—૦—૦ |
| ૧—૦—૦ શા. સુનીલાલ છગનલાલ | |

૧—૦—૦ રા. રા. સાંકળચંદ ઉતમચંદ ઠે. સુરદાસશેઠની પોળ.
૧—૦—૦ રા. રા. ચીમનલાલ મણીલાલ ઠે. સુરદાસશેઠની પોળ.

# માનપત્ર.

તા. ૨-૧૦-૧૬ નાં રોજ બોર્ડીંગના વિદ્યાર્થીઓએ એકત્ર મળી હૃદયની શુભ લાગણીથી બોર્ડીંગના સુપ્રીન્ટેન્ડન્ટ મી. શંકરલાલ ડાહ્યાભાઇએ બોર્ડીંગની સરવીસ છોડી તે નિમિત્તે દીલગીરી દર્શાવનારૂં તેમજ તેમની આજ સુધી બોર્ડીંગની બજાવેલી સેવા તથા વિદ્યાર્થી બધુંઓ પ્રત્યેનો તેમનો અવિચ્છિન્ન પ્રેમ પ્રદર્શીત કરનારૂં એક માનપત્ર એનાયત કરવાને બોર્ડીંગના મકાનમાં એક મીટીંગ ભરવામાં આવી હતી. આ પ્રસંગાનુસાર સઘળા વિદ્યાર્થી બધુંઓ ( અત્રે ભણતા તેમજ બ્હારગામ ગએલા ) પોતાના ઉત્સાહની લાગણીથી રૂપીઆ એંસી નેવુ જેટલું ફંડ એકત્ર કર્યું હતું. માનપત્ર તથા તે નિમિત્તે કરેલા ખર્ચખુટણ જતાં રૂ. ૩૧) વધેલાની એક પર્સ બોર્ડીંગની મેનેજીંગ કમીટીના પ્રેસીડન્ટ શ્રીયુત શેઠ જગાભાઇ દલપતભાઇ બી. એ. ના શુભ હસ્તે એનાયત કરવામાં આવ્યું હતું. સુપ્રીન્ટેન્ડન્ટ મી. શંકરલાલે તે બાબત સઘળા વિદ્યાર્થી બધુંઓનો આભાર માની રૂ. ૩૧) ની પર્સ તથા તેમાં રૂ ૧૫) નો પદરથી ઉમેરો કરી બોર્ડીંગના લાભાર્થે તેનો ઉપયોગ કરવાનું વિદ્યાર્થી બધુંઓને સુચવ્યું હતું.

આ પ્રસંગે—ઝવેરી ડાહ્યાભાઈ કપુરચંદ, વકીલ વેલચંદભાઈ ઉમેદચંદ મ્હેતા, લક્ષ્મીશંકર હરીશંકર જોશી એમ. એ. તથા કોલેજના પ્રોફેસર સાંકળચંદ વકીલ, વર્ધમાન સ્વરૂપચંદ તથા દોશી પુનમચંદ લલ્લુભાઇ વિગેરે સદ્‌ગૃહસ્થોએ હાજરી આપી હતી. પ્રસંગવશાત્ શ્રીયુત શેઠ જગાભાઈ તથા વકીલ વેલચંદભાઇ તથા સુપ્રીન્ટેન્ડન્ટ મી. શંકરલાલ તથા બોર્ડીંગના વિદ્યાર્થીએ ભાષણ કર્યું હતું. માનપત્રની નકલ નીચે મુજબ હતી:—

*To.*

Mr. Shankerlal Dahyabhai Kapadia.

**Superintendent J. S. M. Boarding,**

**AHMEDABAD.**

Dear Sir,

It is with feelings of deep regret that we, the students of the J. S. M. Boarding have assembled here to bid you a cordial

and yet a sorrowful farewell, as we learn that your connection with the boarding will shortly cease.

It's no exaggeration to say that this institute owes its very existance and all it has to you. At a time when our Jain brothers were quite strangers to such institutions, you evolved out of nothing this beautiful boarding—pride of Gujrat. When this boarding was passing through a severe financial crisis, you saved the situation by your untiring exertions, without which this institute would not have secured the permanence it enjoys. Self-sacrifice has been the characteristic of your career. We can say, without fear of contradiction, that you have, during your stay with us, identified yourself with the interest of the boarding—nay, you have never shrunk to set your self-interest in the back ground, when the boarding required to serve its interest.

Although given to govern us, you have always treated us in a friendly spirit with a smiling face born of genuine love and with that you could achieve more than one could do otherwise.

You have driven deep into our heart love for the country and the religion. You have taught us to soar high and not to waste energies in any direction but our desired goal. Your spotless and loving character has been a land-mark to us in the varied attractions of the busy town of Ahmedabad.

Although we part, the impressions you leave upon our minds will be indelible. Your memory will be more forcible, when the seeds of your noble teachings will fructify in our worldly life, and we shall realize, by their tangible results, their sterling value.

*Your loss to the boarding, Sir, will be irrepairable, but it is* a little consolation to us that you are leaving us for the betterment of your monetory prospects in taking to commerce.

In fine we beg to convey our sincere assurances to you that we shall continue to cherish our memory, as the nobility of your character richly deserves. Requesting you not to forget us and wishing you joy and success on the new sphere of your activity.

We are

Sir,

Yours obediently

Ahmedabad. } **The Students of the J. S. M. Boarding,**

## એક ભયંકર ભૂલ સુધરી!

# હીસ્ટીરીઆનો પરાજય.

---

### અજ્ઞાન અને વ્હેમી લોકોના મગજમાં પેસી ગયેલું ભૂત હવે જીવ લઇને નાઠું.

---

હીસ્ટીરીઆ ( તાણ, વાઈ, ફેફરૂં ) એ દરદની દવા નથી અને એ તો માત્ર ભૂતના ચાળા છે એવું માનનારાની ભૂલ સુધરી ગઇ. અમોએ ઘણા વર્ષના અનુભવથી સેંકડો મનુષ્યોને સાબીત કરી આપ્યું છે કે **હીસ્ટીરીઆ** ભૂત નથી અને તેને માટે રામબાણ ઔષધોના પ્રયોગો અમે કરીએ છીએ.

અમારા અનુભવ અને પ્રયોગોનો લાભ લેવામાં આળસ ત્યજી રીબાયા વગર એક વખત અમારા પ્રયોગોનો અનુભવ કરી ખાતરી કરો અને સગવડનો લાભ લો.

વિશેષ હકીકત માટે રૂબરૂ મળો.

---

**શરીરમાં લોહી અને ધાતુની વૃદ્ધિ કરી સાત્વિક બળની પ્રાપ્તિ માટે**

**શિલાજીત પર્પટી** તો એમ ... જતને

will b... ...hole, when th seeds of y... ... ...ur worldly life, an we shall realize, by then ...ties, their sterling value.

Your loss to the boar... ...ir, will be irrepairable, but it i a little consolation to us that you are leaving us for the betterment of your monetory prospects in taking to commerce.

In fine we beg to convey our sincere assurances to you that we shall continue to cherish our memory, as the nobility of your character richly deserves Requesting you not to forget us and wishing you joy and success on the new sphere of your activity.

We are
Sir,
Yours obediently
The Students of the J. S. M. Boarding,
Ahmedabad.

AHMEDABAD.
27th September 1916

# बुद्धिप्रभा.

## ( The Light of Reason )

ब्रह्मानन्दविधानके पटुतरं शान्तिप्रद्द्योतकम् ।
सत्यासत्यविवेकदं भवभयभ्रान्तिव्यवच्छेदकम् ॥
मिथ्यामार्गनिवर्तकं विजयतां स्याद्वादधर्मप्रदम् ।
लोके सूर्यसमप्रकाशकमिदं ' बुद्धिप्रभा ' मासिकम् ॥

પુસ્તક ૮ મું.] અક્ટોમ્બર, નવેમ્બર, ડીસેમ્બર સને ૧૯૧૬. [અંક ૭-૮-૯ મો.

## नूतन वर्ष.

૧.

—ત્રોટક—

કુસમો શુભ સુંદર સ્વર્ગ તણા,
વિલસે વિલાસી સરસોદરમા,
પ્રિય અંતરની ભિન્ન સકળના,
પ્રફુલ્લો પ્રિય નૂતન આ પળમાં
કુંદન કિરણો રવિ બાળકનાં,
છવરાઇ રહ્યાં મુજ આંગણામાં,
મુજમા પણ તે પ્રભુ દિવ્યતણા,
છલકાવ પ્રફુલ્લ નૂતન ઝરણા.
વિદ્યા ધનની વર વાડી ખીલો,
સુખમા જગમા હરનીશ ઝુલો;
મુજ અંતરનાં સહુ આ વચનો,
જગ નિયંતા પ્રભુ પૂર્ણ કરો.

૨.

—ગઝલ—

નવે આ બેસતે વર્ષ, થજો સર્વે આપ ઉત્કર્ષ,
મળી દુર દેશથી દર્શ, મુબારક હો મુબારક હો.
પરસ્પર દોષ છોડીને, સીંચી સુબોધ વારીને,
ભુલી સર્વે જખ્મ કારીને, મુબારક હો મુબારક હો

પ્રભુમાં દૃષ્ટિને જોડી, જુઠી જંજાળ સકે તોડી,
લઇ પરમાર્થની ગેરી, મુબારક હો મુબારક હો.
સર્વ ઉદ્ગાર આ સારા, ફળો હેતે પ્રભુ માગ.
વદે નિત્યે અર્મો ધારા, મુબારક હો મુબારક હો.

લી. દ્વે ગવરીશંકર વિદ્યારામ.

## अपूर्व अवसर.

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે,
શત્રુ મિત્રપર વર્તે ભાવ સમાનજો;
માયામમતા બંધન સર્વત્ર નાશીને,
ક્યારે કરીશું અનેકાન્તનય ધ્યાનજો. અપૂર્વ. ૧
શુદ્ધભાવમાં રમણ કરીશું ટેકથી,
ષડ દ્રવ્યોનું કરીશું ઉત્તમ જ્ઞાનજો;
અનુભવામૃત આસ્વાદીશુ પ્રેમથી,
સરખાં ગણશું માન અને અપમાન જો. અપૂર્વ. ૨
પિંડસ્થાકદિક ચાર ધ્યાનને ધારીશું,
બાર ભાવના ભાવીશું નિશદીન જો.
સ્થિરોપયોગે શુદ્ધ રમણતા આદરી;
ધ્યાનદશામાં થાશું બહુ લયલીન જો. અપૂર્વ ૩
સર્વ સંગનો ત્યાગ કરીશું જ્ઞાનથી,
બાહ્યોપાધિ જરા નહિ સંબંધ જો;
શરીર વર્તે તોપણ તેથી ભિન્નતા,
કદી ન થશું મોહભાવમાં અંધજો. અપૂર્વ. ૪
શુદ્ધ સનાતન નિર્મળ ચેતન દ્રવ્યનો,
ક્ષાયિક ભાવે કરશુ આવિર્ભાવ જો;
ઐક્યપણું લીનતાને આદરશું કદી,
ગ્રહણ કરીને ઔદાસીન્ય સ્વભાવજો. અપૂર્વ. ૫
પ્રતિ પ્રદેશે અનંત શાશ્વત સુખ છે;
અવિર્ભાવે તેનો કરશું ભોગજો.
બુદ્ધિસાગર પરમ પ્રભુતા સંપ જો;
ક્ષાયિકભાવે સાધો નિજગુણ યોગજો. અપૂર્વ. ૬

—છંદ હરિગીત.—

મસ્તાન હું મનમાં અહો! સ્વાનંદથી ફરતો સદા,
આશા અવનિ આધાર વચ ના આણુનો ઉરમાં કદા;
એ વખત થઈ વિપરીત સુખની વાત સાંભરતી નથી,
જાગ્રત અગર કે સ્વપ્ન આ? તેની ખબર પડતી નથી.

આકાશના ઉંડાણમા નિર્મળ શશિ નિહાળતો,
તારક બધા રૂડા ઉગેને આથમે તે બાળતો,
અદ્ભુત દૈવ ચમત્કૃતિમા મન હવે ટકતું નથી,
જાગ્રત્ અગર કે સ્વપ્ન આ ? તેની ખબર પડતી નથી. ૨
આનન્દમા ઉદ્યાન વેલી વૃક્ષસહ લપટી જતી,
વૃત્તિ વિમળ એ પ્યાર કોણે આપિઓ એમા જતી;
દૃષ્ટિ સુખદ પુષ્પિત પ્યારી વેલીમાં ધાતી નથી,
જાગ્રત્ અગર કે સ્વપ્ન આ ? તેની ખબર પડતી નથી. ૩
નિર્મળ નદી જળ વહન કરતી બેઉ તટ મધ્યે રહી,
નિર્દોષ વનચર પખિ પશુઓ પાન જ્યા કરતાં જઈ;
ત્યાં જાઉં પણ બંધન હૃદયથી કેમ કરિ હઠતું નથી,
જાગ્રત્ અગર કે સ્વપ્ન આ ? તેની ખબર પડતી નથી. ૪
સત્સગ પર હું પ્રેમથી ત્રણ લોક તૃષ્ણા ત્યાજતો,
ભગવત્ ભજન અહનીશ સર્વે કાળમા ભજતો જતો,
આવી પ્રવૃત્તિ દુઃખ દાત્રી શુ થશે માલમ નથી,
જાગ્રત્ અગર કે સ્વપ્ન આ ? તેની ખબર પડતી નથી. ૫
પરમાર્થમાહે મ્હેલ કરતો આણી ઉરમા પ્રીતડી,
આગમ બધાં અવલોકતો રાખી હૃદય શુભ રીતડી;
આવી હવે ઘડી સ્વાર્થની ક્યારે જશે તે ગમ નથી;
જાગ્રત્ અગર કે સ્વપ્ન આ ? તેની ખબર પડતી નથી. ૬
જે—ના—ગમે પળ એક તે આવી અને સન્મુખ ખડુ,
હૃદયે ગમે તે ક્યા ગયુ ? શાન્તિ સમર્પક સુખડુ,
મુઝાય છે ગભરાય છે મન—ચેન ચિત્ત વિષે નથી,
જાગ્રત્ અગર કે સ્વપ્ન આ ? તેની ખબર પડતી નથી. ૭
છે સાભરે મુજ તાત પ્યારો આં સમે પળ પળ વિષે,
નહિ ત્યાગવા છે આશ કોઈ કાળમાં કેને મિશે,
માયાવીની માયા છતા સ્મરવા કદી દેતી નથી,
જાગ્રત્ અગર કે સ્વપ્ન આ ? તેની ખબર પડતી નથી. ૮
મમ માર્ગમા જાતાં મ્હને સબંધિના સંબધ આ,
થૂવર પેઠ આડા પડ્યા જાવાયના પથ બંધ આ;
પ્રિય દેશમા જાવાની ઊર્મી છે છતા હિમ્મત નથી,
જાગ્રત અગર કે સ્વપ્ન આ ? તેની ખબર પડતી નથી. ૯
હો ? સ્વપ્ન પણ જાગ્રત્ પેઠ લાગી પડી વસમી વ્યથા,
કહેવાય ના જન કોઈને લાગે ઘણી દહેલી કથા,
સાગર સમીપે તોય જાતાં વૃત્તિ નદી રહેતી નથી,
જાગ્રત્ અગર કે સ્વપ્ન આ ? તેની ખબર પડતી નથી. ૧૦

વર્ષા થઈ વસુધા ઉપર મૃતિકા કઠીન ભીંજાઈ છે,
આ–વન–લતા પણ સર્વે રૂડા રંગથી રંજાય છે;
એવું છતાં મમહૃદય કંઇ ભીંજાતુ—રંજાતું નથી,
જાગ્રત્ અગર કે સ્વપ્ન આ ? તેની ખબર પડતી નથી. ૧૧
ક્યારે હવે કરશું હૃદયમાં શાન્તિના આવાસને,
ક્યારે અનુભવ પિયુષથી છીપાવશું પીપાસને;
તેની અરે તલભાર માલુમ આજ સાંપડતી નથી,
જાગ્રત્ અગર કે સ્વપ્ન આ ? તેની ખબર પડતી નથી. ૧૨
જેને લઇ ઉધમ કરૂં રાખું અગર મર્યાદને,
પોષક થયાં તે વૈરિ કરૂ હું ક્યાં જઈ ફરિયાદને;
કરવો ઘટે ના ત્યાગ તેનો રાગ પણ સુન્દર નથી,
જાગ્રત્ અગર કે સ્વપ્ન આ ? તેની ખબર પડતી નથી. ૧૩
નેવેથી પડતું પાણિ થરથર પવન બલથી થાય છે,
તદ્વત્ હૃદય મમ દુઃખથી દોલાયમાન જણાય છે;
કરશે કદા નિર્વાત દીપવત્ તેની કળ પડતી નથી,
જાગ્રત્ અગર કે સ્વપ્ન આ ? તેની ખબર પડતી નથી. ૧૪
નિઃસંગ રૂપ તલવાર લઇ ઘૂમીશ અરિ દળમા જઇ,
સહુ શત્રુનો સંહાર કરિ પામીશ સુખ અન્ અરિ થઇ;
પેખીશ પ્રેમ પ્રભા પછી એ ઉર્મિઓ આવે અતી,
જાગ્રત અગર કે સ્વપ્ન આ તેની ખબર પડતી નથી. ૧૫

—ઇતિ–પૂર્ણ–સર્વે જનાઃ સુખિનો ભવન્તુ.

લેખકઃ—સદ્ગુરૂ શ્રી બુદ્ધિસાગરજી મહારાજની કૃપાવડે અજીત સાગર.

## प्रश्न व्याकरण.

### ( પાહા—વાગરણ. )

( અંક ૬ ઠ્ઠાના પાને ૧૮૪ થી અનુસંધાન. )

આ બે મુખ્ય ભેદો તેમ છતાં પાછળથી સૂક્ષ્મ પ્રભેદોમાં વહેચાયા અને આપણે નેમિચંદ્ર સિદ્ધાન્ત ચક્રવર્તિના દ્રવ્ય સંગ્રહમાં એવું જોઇએ છીએ કે જે રાગાદિથી જડકર્મ ઉદ્ભવે છે તે ભાવાસ્રવ છે અને જે જડ કર્મ જીવમાં પ્રવેશ કરે છે તે દ્રવ્યાસ્રવ છે.[1]

[1] आसवदि जेण कम्मं परिणामेणप्पणो स विण्णेओ ।
भावासवो जिणुत्तो कम्मासव णं परो होदि ॥
णाणावरणादीणं जोग्गं जं पुग्गलं समासवदि ।
दव्वासवो सणेओ अणेयभेओ जिणक्खादो ॥

—દ્રવ્યસંગ્રહ ગાથા ૨૯. ૩૧.

આસ્રવના આ બે ભેદ પર જૈન તત્ત્વજ્ઞાનનાં જૂનાં જૂનાં પુસ્તકોમાંથી અસંખ્ય ઉતારા કરી શકાય તેમ છે, પણ આ વિષય પરત્વે વર્ધમાન પુરાણના કર્ત્તા સકલકીર્ત્તિના કથનના એક ઉતારાથી હાલ તુરત આપણે સંતોષ પામીશું. દિગંબર પુરાણોમાં જૈન તત્ત્વજ્ઞાનનાં નવ તત્ત્વોનું કથન છે અને આસ્રવ અને સંવર એ ઉક્ત નવમાંના બે હોવાથી તે સંબંધેનાં અનેક ઉલ્લેખોમાંથી નમુના તરીકે નીચેના શ્લોક લખીએ છીએઃ—

" रागादिदूषितेनैव येन भावेन रागिणां
आस्रवन्त्यत्र कर्म्माणि स भावास्रव एव हि ॥
दुर्भावकलिते जीवे पुद्गलानां य आगमः ।
प्रत्ययैः कर्म्मरूपेण द्रव्यास्रवो मतोऽत्र सः ॥

—વર્ધમાન પુરાણ. ૧૬. ૪૦–૪૧.

રાગાદિથી દૂષિત ભાવથી રાગીઓને જે કર્મો આસ્રવે છે તેજ ભાવાસ્રવ છે અને દુર્ભાવનાવાળા જીવમાં જે પુદ્ગલોનો કર્મરૂપના ફેરફારથી આગમ થાય છે તે દ્રવ્યાસ્રવ છે. આવી રીતે આસ્રવના બે મુખ્ય ભેદ થયા પછી તેના ઘણા પ્રભેદ પછીના ગ્રંથોમાં જોવામાં આવશે. નીચેનો કોઠો દ્રવ્યસંગ્રહ પરથી કરવામાં આવ્યો છે.

આસ્રવ.
- દ્રવ્યાસ્રવ (અનેક પ્રકારના)
- ભાવાસ્રવ
  - મિથ્યાત્વ (૫ પ્રકાર)
  - અવિરતિ (૫ પ્રકાર)
  - પ્રમાદ (૧૫ પ્રકાર)
  - કષાય (૪ પ્રકાર)
  - યોગ (૩ પ્રકાર).

આ કોઠામાંના ભાવાસ્રવ નીચેની પાંચ પ્રકારની અવિરતિજ પ્રશ્ન વ્યાકરણમાં વર્ણવેલ છે. સ્વામિ–કાર્ત્તિકેયાનુ પ્રેક્ષા નામના ગ્રંથમાં જણાવ્યું છે કે **ते असव मुणिज्जसु मिच्छ-जाई अणेयविहा**–ગ. ૮૯–આસ્રવ - મિથ્યાત્વ આદિ અનેક પ્રકારનાં છે એમ તું જાણ. એટલે કે મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, યોગ અને કષાય. આજ દ્રવ્યસંગ્રહમાં ભાવાસ્રવના પ્રભેદ તરીકે જણાવેલા છે.[1] અત્ર ભાવાસ્રવના પ્રભેદ મિથ્યાત્વાદિ કેટલા પ્રકારના છે તે વિસ્તારભયને લીધે જણાવવા યોગ્ય નથી.

આગળ ફુટનોટમાં જણાવ્યું છે કે ઉમા સ્વાતિએ આસ્રવના ભેદ સાંપરાયિક અને ઇર્યાપથી જણાવેલા છે. સાંપરાયિક આસ્રવના પ્રકાર પાંચ ઇંદ્રિયો, ચાર કષાયો, પાંચ અવ્રત અને પચીસ ક્રિયાઓ છે એમ ઉમાસ્વાતિ જણાવે છે અને સાથે એ પણ કથે છે કે પુણ્ય અને પાપ કે જે અનુક્રમે શુભ અને અશુભ કર્મોમાંથી ઉદ્ભવે છે તે પણ આસ્રવના ભેદ છે. આ બે કુંદ કુંદાચાર્યે પણ આસ્રવના ભેદ તરીકે ગણાવેલ છે.[2]

---

૧. દ્રવ્યસંગ્રહ. ગાથા ૨૯–૩૧ પરની ટીકા.

૨. रागो जस्स पसत्थो अणुकंपा–संसिदो ये परिणामो । चित्यणात्थि कलुस्सं पुण्णं जीवस्स आसवदि ॥ " चरिया पमाद बहुला कालुस्सं लोलदा य विसयेसु । परपरितावापवादो पावस्स य आसवं कूणदि ॥–પંચાસ્તિકાય સાર. ગાથા ૧૩૫, ૧૩૯.

આસ્રવના પ્રધાન લક્ષણ માટે મતભેદ નથી, છતાં જુદા જુદા લેખકોએ જૂદી જૂદી પદ્ધતિએ જૂદાં જૂદાં દષ્ટિબિંદુ લઇ આસ્રવના વિષયને ચર્ચ્યો છે. હવે જૈન સાહિત્યમાં સંવરના વિષયને જે રીતે ચર્ચ્યો છે તે પર આવીએ. પ્રશ્ન વ્યાકરણ અને સ્થાનાંગમાંથી સંવરની વ્યાખ્યા આપણે આપી ગયા છીએ. હવે મૂળ ઉક્ત ગ્રંથમાં સંવરના પાંચ પ્રકાર નામે અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આપેલા છે, ત્યારે ત્યાર પછીના ગ્રંથોમાં તે ભેદના અનેક પ્રભેદો ગણાવેલા છેઃ—દાખલા તરીકે અભયદેવસૂરિએ કહેલ છે કે સંવરના પ્રકારોમાં પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, દશ ધર્મ, બાર અનુપ્રેક્ષા, બાવીસ પરિષહ અને પાંચ ચારિત્ર છે.[1] ઉમાસ્વાતિએ પણ સંવરના તેજ ભેદ કહેલા છે [ **स गुप्ति–समिति–धर्म्मानुप्रेक्षा परिषह जय चारित्रै** –તત્ત્વાર્થ સૂત્ર ૯,૧. ] અમૃતચંદ્રસૂરિએ પણ નીચેના શ્લોકમાં તેજ પ્રમાણે કહેલું છેઃ—

**गुप्तिः समितयो धर्म्मः परीषहजयस्तपः ।**
**अनुप्रेक्षाश्च चारित्रं सान्ति संवरहेतवः ॥**

—તત્ત્વાર્થસાર ૬,૩.

સ્વામી કાર્તિકેયે પણ તેવાજ ભેદો સ્વીકાર્યા છે.[2]

સંવર પણ આસ્રવની પેઠે બે મુખ્ય ભેદ નામે દ્રવ્યસંવર અને ભાવસંવરમાં વહેંચવામાં આવેલ છે. અભયદેવસૂરિના કથન પ્રમાણે જલ ઉપરની હોડીમાં જલને આવવા દેનારાં છિદ્રોનું બંધ કરવું તે દ્રવ્યસંવર છે, અને જીવમાં કર્મરૂપી જલ ઇંદ્રિયાદિરૂપી છિદ્રોદ્વારા પ્રવેશ કરતું સમિતિ આદિથી અટકાવવું તે ભાવસંવર છે.[3]

દ્રવ્યસંગ્રહ અને વર્ધમાન પુરાણમાં દ્રવ્યસંવર અને ભાવસંવરથી અનુક્રમે દ્રવ્યાસ્રવ અને ભાવાસ્રવ અને ભાવાસ્રવનો નિરોધ થાય છે એમ જણાવેલું છે.[4] દ્રવ્યસંગ્રહમાં સંવરના સત્તાવન ભેદ પણ પાંચ વધુ સાથે જણાવેલા છે.[5] કે જેનો વિસ્તાર દ્રવ્યસંગ્રહમાં જોવામાં આવશે. તત્ત્વાર્થસૂત્રમાં પણ તે છે કે જેને નીચે પ્રમાણે વહેંચેલ છે.

---

૧. " स च समिति–गुप्ति–धर्म्मानुप्रेक्षा–परीषह–चारित्ररूपः क्रमेण पंच–त्रि–दश–द्वादश द्वाविंशति–पंच–भेदः । आह च 'समिई–गुत्ती–धम्मो–अणुवेह–परीसहा–चरित्तं च सत्ताव (५७)–भेया पणातिगभेयाइ संवरणेत्ति ।

૨. गुत्ती समिदी धम्मो अणुवेक्खा तह परीसहजओ वि । उक्किट्ठंचारित्तं संवरहेदू वि-सेसेण ॥–સ્વામી કાર્તિકેયાનુપ્રેક્ષા ૮, ૯૬.

૩. 'अथवा यद् द्विधा, द्रव्यतो भावतश्च । तत्र द्रव्यतो जलमध्यगत नावादेरनवरत–प्रविशज्जलानां छिद्राणां तथाविधद्रव्येण स्थगनं संवरः । भावतस्तु जीवद्रोण्यामाश्रवद्–कर्म्म जलानामिन्द्रियादि–छिद्राणां समित्यादिना निरोधनं संवर इति ।

૪. चैतन्यपरिणामो यो रागद्वेषातिगो महान् । कर्म्मास्रवनिरोधस्य हेतुः स भावसंवरः ॥ द्रव्यास्रवनिरोधो यः क्रियते येन योगिभिः महाव्रतादि सद्ध्यानै द्रव्याख्यः स मुखावहः ॥

—વર્દ્ધમાન પુરાણ, ૧૬, ૬૭–૬૮.

૫. वदसमिदिगुत्तीओ धम्माणुपेहा परीसहजओ य ।
चारित्तं बहुभेया णायव्वा भावसंवरविसेसा ॥–દ્રવ્યસંગ્રહ ગાથા ૩૫.

સંવર

| ભાવસંવર | | | | | | દ્રવ્યસંવર |
|---|---|---|---|---|---|---|
| વ્રત | સમિતિ | ગુપ્તિ | ધર્મ | અનુપ્રેક્ષા | પરીષહજય | ચારિત્ર |
| (૫ પ્રકાર) | (૫ પ્રકાર) | (૩ પ્રકાર) | (૧૦ પ્રકાર) | (૧૨ પ્રકાર) | (૨૨ પ્રકાર) | (૫ પ્રકાર). |

આમાં પાંચ વ્રત દ્રવ્યસંગ્રહમાં કહેલા છે તે પ્રશ્નવ્યાકરણમાં જણાવેલા સંવરના પાંચ પ્રકાર છે અને એવું બીજા ગ્રંથોમાં જણાવેલું નથી એ ખાસ લક્ષ ખેંચે છે. હવે સંવર ૫ર એટલુંજ કહીશું કે પુણ્ય અને પાપનું આસ્રવ છે તેવીજ રીતે તેની સામે સંવરનું પણ છે.[1]

**પ્રશ્નવ્યાકરણમાં વિવરણ પદ્ધતિ.**

આપણે પ્રશ્નવ્યાકરણમાં આસ્રવ અને સંવરના જુદા ભેદ પાડી દરેકને એક એક લઇ તેને પાંચ ભાગમાં વહેંચ્યા છે એવું અગાઉ જણાવી ગયા છીએ. દાખલા તરીકે કર્તાએ આસ્રવનો પ્રથમ પ્રકાર હિંસા લીધેલ છે. સરખાવો.

" चेदणपरिणामो जो कम्मस्सा सवणिरोहणे हेदु ।
सो भावसंवरो खलु दव्वासवरोहणे अण्णो ॥

—દ્રવ્ય સંગ્રહ ગાથા ૩૪.

પહેલા ભાગમાં હિંસાનો અર્થ કરી તેનાં લક્ષણ આપ્યાં છે. પછી હિંસાની જાતનું વર્ણન વિસ્તારથી કર્યું છે. બીજા ભાગમાં હિંસાના જુદાં જુદાં નામ આપ્યાં છે, કે જેથી શબ્દાંતરથી અર્થમાં ભેદ ન પડે. ત્રીજા ભાગમાં જે જે રીતિથી હિંસા થાય છે તે જેમકે વધ કરવો, ઘાયલ કરવું, લૂલાં કરવું વગેરે આપેલ છે. ચોથા ભાગમાં હિંસક જીવ જે જે શિક્ષા ભોગવે છે તે ગણાવેલ છે, છેલ્લા ભાગમાં હિંસકના જુદા જુદા પ્રકાર પાડેલા છે, જેવા કે શીકારીઓ, વાઘરી, માછીઓ વગેરે કે જેઓ જુદાં જુદાં કારણોથી હિંસા કરે છે.

આ પદ્ધતિપર પ્રશ્નવ્યાકરણમાં આસ્રવ અને સંવરના પ્રકારોનું વર્ણન કરેલું છે. આનો વિષય અને તેમાં મૂકેલાં તત્ત્વો જગતના દરેક ધર્મના પુસ્તકોમાંથી મળી આવશે! બૌદ્ધોના પંચશીલો જૈનોના પાંચ સંવરને મળતાં આવે છે અને ખ્રીસ્તી આજ્ઞાઓ નામે 'તું મારીશ નહિ, તું ચોરી કરીશ નહિ, તું વ્યભિચાર કરીશ નહિ વગેરે સર્વે સંવરના અહિંસા, દત્તાનુયાત, બ્રહ્મચર્ય વગેરેને મળતાં આવે છે.

આ પરથી જણાશે કે પ્રશ્નવ્યાકરણ જીવ કે જે નિશ્ચયે શુદ્ધ છે તે કર્મથી પુદ્ગલ સહિત કેવી રીતે થાય છે તે જણાવી તેમાં ન પડવા માટે સાવધ રાખે છે. હિંસા, અદત્તાદાન, ચૌર્ય, અબ્રહ્મ અને પરિગ્રહથી પુદ્ગલો જીવમાં પ્રવેશ કરી કર્મથી બાંધે છે. આથી દૂર રહેવાને બંધ નથી મુક્ત રહેવા માટે અસત્ય, સ્તેય, મૈથુન, અને પરિગ્રહથી વિરમણ કરવાનું છે.

**જૈનાચાર્યોએ કરેલો વિસ્તાર.**

આ મુખ્ય વિચારો ઉપરાંત તેનો વિસ્તાર જુદી જુદી રીતે જીવ કેમ બદ્ધને મુક્ત થાય છે તે જણાવી બીજા જૈન આચાર્યોએ કરેલો છે. આ સર્વે વિસ્તારનો કોઠો જોવાથી જણાશે કે જૈન આચાર્યોએ કેવી સંભાળથી મનુષ્યોનાં જે જે ક્ષયો શક્ય છે તેમાં સૂક્ષ્મ રીતે ઉતરેલા હતા, અને ધાર્મિક પ્રગતિ કરવા માટે કેવા સુંદર નિયમો ઘડયા હતા.

---

१ जस्स जदा खलु पुण्णं जोगे पावं च नत्थि विरदस्स ।
संवरणं तस्स तदा सुहकदस्स कम्मस्स ॥

—પંચાસ્તિકાય સમયસાર ગાથા ૧૪૩.

આમ પ્રથમ આસ્રવ બે ભેદ નામે ભાવાસ્રવ અને દ્રવ્યાસ્રવમાં વહેંચેલ છે. ભાવાસ્રવ વળી મિથ્યાત્વ (અવિદ્યા), અવિરતિ (વ્રતનો-સંયમનો-અભાવ), પ્રમાદ, કષાય (વિષયી વૃત્તિઓ) અને યોગ (જે બીજામાં સમાવેશ પામતો નથી ને સર્વ વ્યાપાર), આમાં મિથ્યાત્વ પાંચ પ્રકારનું ગણાવેલ છેઃ-(૧) અસત્ છે તે જાણ્યા વગર તેમાં મિથ્યા શ્રદ્ધા રાખવી તે (૨) એ સત્ હશે એવું ધારીને પણ તેમાંથી કયું સત્ છે તેનો નિર્ધાર કર્યા વગર શ્રદ્ધા રાખવી તે, (૩) અસત્ છે એમ જાણ્યા છતાં શ્રદ્ધા રાખવી તે, (૪) કોઇ પણ કાર્યના સત્ કે અસત્ પણા સંબંધી શંકા રાખવી તે, (૫) બીલકુલ શ્રદ્ધા ન રાખવી તે.

અવિરતિના પ્રકાર પાંચ છેઃ—(૧) હિંસા, (૨) અસત્ય, (૩) ચૌર્ય, (૪) મૈથુન, (૫) પરિગ્રહ.

પ્રમાદ ભાવાસ્રવના એક પ્રકાર તરીકે કેટલાક ગ્રંથમાં જણાવ્યો નથી. દાખલા તરીકે નેમિચંદ્ર સિદ્ધાંત ચક્રવર્તિના ગોમટ્ટસારમાં ચારજ નામે મિથ્યાત્વ, અવિરતિ, કષાય, અને યોગજ જણાવેલ છે.[1] પરંતુ દ્રવ્યસંગ્રહકો જે તેજ કર્તાએ રચેલો છે તેમાં આસ્રવના એક પ્રકાર તરીકે પ્રમાદને પણ ગણાવેલ છે. પ્રમાદ વિકથા એટલે નૃપ, રાજ્ય, સ્ત્રી, ભક્ત અન્ન સંબંધી ખરાબ કથા કરવી તે (૨) કષાય નામે ક્રોધ, માન, માયા અને લોભ, (૩) ઇંદ્રિયો પાંચ ઇંદ્રિય નામે સ્પર્શ, રસ, ગંધ, વર્ણ અને શ્રોત્રમાં આસક્તિ. (૪) નિદ્રા અને (૫) રાગ. આમ કષાયના ક્રોધાદિ ચાર ભેદ પાડી તે દરેકના અનંતાનુબંધી આદિ તેની તીવ્રતા ઉપર ભેદ પાડયા છે. નોકષાય નવ છે તે હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા, સ્ત્રીવેદ, પુરૂષવેદ અને નપુંસકવેદ. આ પ્રમાણે યોગના કાયાદિ પાડી તેના પ્રભેદ પાડયા છે.

આજ પ્રમાણે સંવરના ભાવસંવર અને દ્રવ્યસંવર એમ બે ભેદ પાડી ભાવસંવરના પાંચ મુખ્ય ભેદ નામે અહિંસાદિ કહી તે દરેકના જુદા જુદા પ્રભેદો પાડયા છે. આ આસ્રવ અને સંવરના ભેદ પ્રભેદોનો કોઠો આ સાથે રાખ્યો છે તે પરથી જણાશે. આમાં દિગંબર જૈનાચાર્યની કૃતિઓ પર આધાર રાખેલો છે. આ સર્વપરથી જણાશે કે પ્રશ્નવ્યાકરણમાં આસ્રવના હિંસાદિ પાંચ મુખ્ય ભેદનું અને સંવરના અહિંસાદિ પાંચ મુખ્ય ભેદનું વર્ણન છે, અને તેમાં જણાવ્યું છે કે આસ્રવથી જીવ કર્મ બાંધે છે જ્યારે સંવરથી કર્મને દૂર રાખે છે; પરંતુ આ મુખ્ય ભેદોના ઉપભેદ અને તેના ભેદ આદિ વિસ્તાર જૈનાચાર્યોએ અનેક રીતે કર્યો છે.

[આ સાથે જોડેલા કોઠામાંથી જણાશે કે ભેદોપભેદો દિગંબર કૃતિપરથી લીધેલ છે, શ્વેતાંબર દૃષ્ટિએ ક્વચિત્ ફેરફાર છે તે સુજ્ઞ વાચકે વિચારી લેવું.]

ખેતવાડી મેઇનરોડ;
મુંબઈ તા. ૮-૪-૧૬.

અનુવાદક
મોહનલાલ દલીચંદ દેશાઈ.
બી. એ. એલ્ એલ્. બી.

---

૧ मिच्छतं अविरमणं कसाय जोगा य आसवा होंति ।
पण बारस पणुवीसं पण्णरसा होंति तब्भेया ॥

—ગોમટ્ટસાર કર્મકાંડ ગાથા ૭૮૬.

અર્થાત્ આસ્રવના ભેદ મિથ્યાત્વ, અવિરતિ, કષાય, અને યોગ છે કે જે અનુક્રમે પાંચ, બાર, પચીસ અને પંદર ભેદે છે.

**આસ્રવ**

- ભાવાસ્રવ
  - મિથ્યાત્વ
    - ૧ એકાંત મિ.
    - ૨ વિપરીત મિ.
    - ૩ વિનય મિ.
    - ૪ સંશય મિ.
    - ૫ અજ્ઞાન મિ.
  - અવિરતિ
    - ૧ હિંસા
    - ૨ અનૃત
    - ૩ ચૌર્ય
    - ૩ અબ્રહ્મ
    - ૪ પરિગ્રહ
  - પ્રમાદ
    - વિકથા
      - ૧ સ્ત્રીકથા
      - ૨ રાષ્ટ્રકથા
      - ૩ ભોજનકથા
      - ૪ રાજકથા
    - કષાય
      - ૧ ક્રોધ
      - ૨ માન
      - ૩ માયા
      - ૪ લોભ
    - ઇંદ્રિય
      - ૧ સ્પર્શ
      - ૨ રસના
      - ૩ નાસિકા
      - ૪ ચક્ષુ
      - ૫ શ્રોત્ર
    - નિદ્રા
    - રાગ
  - કષાય
    - ક્રોધ
      - ૧ અનંતાનુબંધી
      - ૨ અપ્રત્યાખ્યાનાવરણ
      - ૩ પ્રત્યાખ્યાનાવરણ
      - ૪ સંજ્વલન.
    - માન (૪ ક્રોધના જેવા)
    - માયા (ક્રોધના જેવા ૪)
    - લોભ (ક્રોધના જેવા ૪)
    - નોકષાય (૯ પ્રકાર)
  - યોગ
    - મનોવ્યાપાર
      - સત્ય મનોયોગ
      - અસત્ય મનોયોગ
      - ઉભય મનોયોગ
      - અનુભય મનોયોય
    - વાચનાવ્યાપાર
      - સત્ય વાચનાયોગ
      - અસત્ય, „
      - ઉભય „
      - અનુભય „
    - કાયવ્યાપાર
      - ઔદારિક
      - ઔદારિક મિશ્ર
      - વૈક્રિયક
      - વૈક્રિયકમિશ્ર.
      - આહારક.
      - આહારકમિશ્ર.
      - કાર્મણ.
- દ્રવ્યાસ્રવ

સંવર

- ભાવસંવર
  - વ્રત
    - અહિંસા
    - સત્ય
    - અચૌર્ય
    - બ્રહ્મચર્ય
    - અપરિગ્રહ
  - સમિતિ
    - ઇર્યા
    - ભાષા
    - એષણા
    - આદાનનિક્ષેપ
    - ઉત્સર્ગ
  - ગુપ્તિ
    - કાયગુપ્તિ
    - વાગ્ગુપ્તિ
    - મનોગુપ્તિ
  - ધર્મ
    - ઉત્તમ ક્ષમા
    - ઉત્તમ માર્દવ
    - ઉત્તમ આર્જવ
    - ઉત્તમ સત્ય
    - ઉત્તમ શૌચ
    - ઉત્તમ સંજમ
    - ઉત્તમ તપ
      - બાહ્યતપ
        - અનશન
        - અવમૌદર્ય
        - વૃત્તિપરિસંખ્યાન
        - રસપરિત્યાગ
        - વિવિક્ત-સય્યાસન
        - કાય-ક્લેશ.
      - આભ્યંતર તપ
        - પ્રાયશ્ચિત
        - વિનય
        - વૈયાવૃત્ય
        - સ્વાધ્યાય
        - વ્યુત્સર્ગ
        - ધ્યાન.
    - ઉત્તમ ત્યાગ
    - ઉત્તમ અકિંચન્ય
    - ઉત્તમ બ્રહ્મચર્ય.
  - અનુપ્રેક્ષા
    - અનિત્ય
    - અશરણુ
    - સંસાર
    - એકત્વ
    - અન્યત્વ
    - અશુચિત્વ
    - આસ્રવ
    - સંવર
    - નિર્જરા
    - લોક
    - બોધિદુર્લભ
    - ધર્મ
  - પરિષહજય
    - ૧ ક્ષુધા, ૨ પિપાસા, ૩ શીત, ૪ ઉષ્ણ, ૫ દંશમશક, ૬ નગ્નતા, ૭ અરતિ, ૮ સ્ત્રી, ૯ ચર્યા, ૧૦ નિષધ, ૧૧ સય્યા, ૧૨ આક્રોશ, ૧૩ વધ, ૧૪ યાચના, ૧૫ અલાભ, ૧૬ રોગ, ૧૭ તૃણસ્પર્શ, ૧૮ મલ, ૧૯ સત્કારપુરસ્કાર, ૨૦ પ્રજ્ઞા, ૨૧ અજ્ઞાન, ૨૨ અદર્શન.
  - ચારિત્ર
    - સામાયિક
    - છેદોપસ્થાન
    - પારહાર વિશુદ્ધિ
    - સૂક્ષ્મ સંપરાય
    - યથાખ્યાત.
- દ્રવ્યસંવર.

# માનવાત્મા અને પ્લેટો.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૯૦ થી )

સત્વવિદ્યા ( Ontology ) ને અવલંબિત આ વિચારણામાં એક ખામી છે. ' મૃત આત્મા ' જેવું કંઈ છે જ નહીં એમ આપણે સાબીત કર્યું, પરંતુ એમ ન સિદ્ધ કર્યું કે આત્મા અસ્તિત્વમાં છે અથવા તો દેહના મૃત્યુ પછી કંઈ પણ અસ્તિત્વવાળી વસ્તુ છે. ' રીપબ્લીક ' માં અમૃતત્વની ' અન્ય ' વિચારણા વિષે સૂચવતાં પ્લેટો નીતિની નવીન વિચારણા બહાર પાડે છે, કે જેથી આત્માની અમરતા સિદ્ધ થાય. એ વિચારણા નીચે પ્રમાણે હોય છતાં નષ્ટ થાય એવું કંઇ છે જ નહીં; એ તો માત્ર પોતાનાં ' પાપ 'થી જ નષ્ટ થઈ શકે. દાખલા તરીકે માનુષી દેહ દર્દથી મરી શકે; ખોરાકની અયોગ્યતા જેવાં બીજાં કારણો એને મારી નાંખે ખરાં પરંતુ તે પ્રથમ તો કોઇ દર્દ ઉત્પન્ન કરે, અને એ દર્દ આપણો જીવ લે. આત્માનું ' પાપ ' દુષ્ટતા છે, અને તેથી જો આત્મા નશ્વર હોય તો એના નાશનું મુખ્ય કારણ આ ' પાપ ' હોવું જોઇએ; **આત્મા મરે તો મરે દુષ્ટતાથી** પરંતુ અનુભવથી એમ માલૂમ પડે છે કે દુષ્ટતાથી આત્માનું સજીવત્વ ન્યુનતાને પામતું નથી; ઉલટો અન્ય માનસિક શક્તિને લીધે એમાં વધારો થાય છે; જો આત્માનું ' પાપ ' આત્માને નષ્ટ કરવા શક્તિમાન્ હોઇ શકે તો આપણે એટલું કહી શકીએ કે એ ' પાપ ' પ્રલયને આધીન નથી, અર્થાત્ પાપ અમર છે. ' ફીડો ' પ્રમાણે ' ફીડ્રસ ' માં પણ અમૃતત્વની વિચારણા એક સામાન્ય રકઝકના રૂપમાં આપવામાં આવી છે, ને તે એ કે વિશ્વમાં સર્વ સંચલન અને સાધનનું ' આત્મા ' મૂળ કારણ છે. પ્રત્યેક સંચલન કાં તો આત્મોદ્દગામી હોઇ શકે અથવા તો બહારની સાથના વ્યવહારથી થઇ શકે. તેમજ બહારથી ઉદ્ભૂત સંચલનનું મૂળ કારણ પાછું આગળનું કોઇ આત્મોદ્દગામી અથવા યાદચ્છિક સંચલન હોવું જોઇએ. આત્માને યાદચ્છિક સંચલન હોય છે. માટે જો આત્મા નાશ પામે તો સમસ્ત વિશ્વમાંથી સંચલન નષ્ટ થાય. પ્લેટો આવું સંચલનનું અંતિમ અનસ્તિત્વ સ્વીકારતો નથી, તેથી પ્લેટો કહે છે કે સંચલનનું અંતિમ કારણ જે આત્મા તે અમર છે.

પૂર્વાસ્તિત્વ વિષેની વિચારણા ' મેનો ' માં જોવામાં આવે છે, તેમ જ ' ફીડો ' માં પણ એની સૂચના કરી છે. પ્લેટો મૂળમાં કહે છે કે વૈજ્ઞાનિક જ્ઞાન એટલે આપણા પૂર્વના જ્ઞાનનો સંચય. ઇન્દ્રિયાનુભવ કદાપિ સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરાવી શકતો નથી. અમુક મૂળમાંથી ઉદ્દભવતા આદર્શરૂપ વિચારોનું મનને માત્ર ભાન જ ઇન્દ્રિયાનુભવ કરાવે છે. ' મેનો ' માં સૉક્રેટીસ આ વિષે દાખલો આપે છે. અશિક્ષિત દાસને યોગ્ય પ્રશ્ન પૂછે છે, અને જે સત્યો વિષે એને શિક્ષણ આપવામાં આવ્યું નથી તે વિષે જ્ઞાન પ્રાપ્ત કરે છે. આથી વૈજ્ઞાનિક સત્ય પૂર્વસિદ્ધ છે, અને પ્લેટો એ વિષે એમ કહે છે કે આપણે જેને સાધારણ રીતે વિજ્ઞાનનું ' જ્ઞાન ' કહીએ છીએ તે માત્ર એક રીતિ છે; આત્મા જે સત્યો અજ્ઞાન રીતે જાણતો હતો હેવું એ રીતિને આધારે હેને ભાન આવે છે. આથી દેહમાં રૂપ ધારણ કરવા પ્હેલાં આ પૂર્વસિદ્ધ સત્ય સાથે અસ્તિત્વમાં રહી એ પરિચિત હશે.

' ગોરજીયસ ' ' રીપબ્લીક ' ' ફીડો ' ' ફીડ્રસ ' અને ' ટીમીયસ ' ની મહાન્ કથાઓમાં અમૃતત્વ અને પૂર્વાસ્તિત્વ વિષેના સિદ્ધાન્તોને આધારે પ્લેટોએ આત્માના ભાવિ વિષે

કાલ્પનિક ચિત્રો ચિતર્યા છે. 'ફીડ્રસ' માં આત્માને રથવાહકનું રૂપ આપવામાં આવ્યું છે. રથવાહક બે પાંખવાળા હય (ચેતન અને ક્ષુધા) થી પ્રેરિત થાય છે. એ રથ દેવોની સ્વારીમાં જોડાય છે. સ્વર્ગમાં આક્રમણ કરતાં 'સ્વર્ગ કરતાં ઉચ્ચ સ્થાન' તરફ એઓ જાય છે. ત્યાં શાશ્વત અને અદેહી વિચારો સંપૂર્ણ શુદ્ધતામાં સ્થાન કરી રહે છે. જે આત્મા સંયમ રાખી શકતો નથી તે પૃથ્વીએ પડે છે, 'પાંખ ખુએ છે' અને મર્ત્યદેહમાં રૂપ ધારણ કરે છે; જે દૈવી મહેલમાંથી એ આવ્યો તેનું વિસ્મરણ થાય છે. એની સંભારણા સૌંદર્યથી જગાવી શકાય. સૌંદર્યના સ્નેહને યોગ્ય રીતે પોષવાથી પ્રજ્ઞતાનો સ્નેહ ઉત્પન્ન થાય છે, તેમજ અન્ય ઉચ્ચ અને શુદ્ધ વસ્તુઓનો પણ સ્નેહ પ્રાપ્ત થાય છે; આત્માની 'પાંખો' આ પ્રમાણે ફરીથી આવવા માંડે છે. પૃથ્વીનું એક જીવન પૂરૂં થતાં, દેહનાં સારાં નરસાં પાપનાં પ્રતિફળ પામવાનો સમય પ્રાપ્ત થાય છે, અને એ પૂરૂં થતાં નવીન દેહ-જીવનની પસંદગી થાય છે. પ્રજ્ઞતાના સ્નેહીનું ઉચ્ચ જીવન એક પછી એક એમ ત્રણ વાર જે આત્મા જીવ્યો હોય હેને પાછળથી સ્વર્ગીય વસ્તુઓ સાથે વ્યવહાર રાખવા દેહથી અસંબંધ રાખવામાં આવે છે. અન્યને માટે દશ હજાર વર્ષની યાત્રાની આવશ્યકતા ગણવામાં આવી છે. આ યાત્રા પછી જ આત્મા સંપૂર્ણ 'પાંખ' વાળો થાય છે, અને સ્વર્ગમાં પ્રથમને સ્થાને પ્હોંચે છે. પ્રતિફળનો સમય પૂરો થતાં રૂપધારણ સમયે શું થાય છે તે કહેતાં પ્લેટો મૃતવિશ્વમાંથી એક મૃત મનુષ્યને પાછો બોલાવે છે. ગતજીવનનાં સારાં કૃત્યોનાં સુફળ લઇ પાછા ફરતા કેટલાક આત્માઓ અને પાપના કારાગૃહમાંથી આવતા અન્ય કેટલાક એકત્ર થાય છે, અને એઓને ભાવિના દરબારમાં આણવામાં આવે છે; પછી એઓને અમુક જીવનોની શ્રેણિમાંથી પોતાને ગમતું જીવન સ્વીકારવાની પસંદગી આપવામાં આવે છે. પ્રત્યેક 'જીવન' માં બાહ્ય ભાવિ અને પરિસ્થિતિ શું થશે તે જણાવ્યું હોય છે, પરંતુ સદ્‌ગુણ કયા પ્રમાણમાં સાથે આવશે એ સૂચવ્યું હોતું નથી; સદ્‌ગુણ ભાવિ ઉપર અવલંબિત નથી હોતો પરંતુ આત્માની પરિસ્થિતિ પર આધાર રાખે છે; જે પ્રમાણમાં મનુષ્ય એને માન આપે કે ધિક્કારે તે પ્રમાણમાં એને એ વધતો કે ઓછો પ્રાપ્ત થાય. નવીન 'જીવન' ની પસંદગી વ્યક્તિગત આત્માને સ્વતંત્રતાથી આપવામાં આવે છે. આત્માની રૂચિ અને પ્રકૃતિ પ્રમાણે અને મિમાંસામાંથી અથવા અનુભવથી મેળવેલી પ્રજ્ઞતાના પ્રમાણમાં એઓ પસંદગી કરે છે. એક વખત પસંદગી થયા પછી એ અનન્યથાકરણીય (irrevocable) ગણાય છે. આ રીતે જે આત્માએ માનુષી દેહમાં વાસ કર્યો હોય તે જ આત્મા પોતાના સ્વભાવને આધારે કોઈ પ્રાણીમાં રૂપ ધારણ કરે છે, અથવા એથી ઉલટું જે આત્માએ ગતજીવનમાં પ્રાણીમાં વાસ કર્યો હોય તે આત્મા નવીન જન્મમાં માનુષી દેહમાં વાસ કરે છે.

પુનર્જન્મનો આ સિદ્ધાંત માત્ર 'ફીડ્રો' માં પણ માલૂમ પડે છે એમ નથી. 'ટીમીયસ' માં પણ નર્ક અને પાપમોચન સ્થાન (purgatory) એઓનાં ચિત્રોની અવગણના કરી છે. 'ટીમીયસ' માં હવે પછી મનુષ્ય જન્મ લેનારાના આત્માઓને ઇશ્વરે સૃષ્ટિની પ્રથમરચના વખતે બનાવ્યા હતા. પ્રત્યેકનો અમુક તારો નિર્મ્યો છે; જે નિયમોને આપણું સાંખ્ય અવલંબિત છે તે નિયમો અહીં આત્મા ગ્રહે છે. મુકરર કરેલે સમયે આત્માઓને બી પ્રમાણે પૃથ્વીના અને નક્ષત્રોના ખોળામાં વેરવામાં આવે છે અને ત્યાંથી 'જમીનથી ઉદ્‌ભવેલ મનુષ્ય' પ્રમાણે ઉગે છે. મૃત્યુ પછી જેઓએ દેહમાં સજ્જીવન ગાળ્યું

હોય તેઓ ફરીથી મનુષ્ય-જન્મ ગ્રહણ કરે છે, અને જેઓ તેથી નબત્તર જીવન જીવ્યા હોય તેઓ સ્ત્રી તરીકે અથવા પોતપોતાની ન્યુનતાનાં પ્રમાણમાં ભિન્ન પ્રકારનાં હલકાં પ્રાણીનું રૂપ લે છે.

માનવાત્મા વિષે પ્લેટોના વિચારોનું આપણે ટુંકમાં દિગ્દર્શન કર્યું. એ પરથી એટલું તો સિદ્ધ થઇ શકે છે કે **આત્મા અમર છે દઢ નશ્વર છે.** આત્માના બે ગુણો છેઃ— અમૃતત્વ અને પૂર્વાસ્તિત્વ. પ્લેટોએ એ બન્ને ગુણો સિદ્ધ કરી બતાવ્યા છે. પુનર્જન્મનું અને પ્રતિફળનું પ્લેટોનું કહેલું કેટલું સત્યતાભરેલું છે તે બતાવવું અશક્ય છે, પરંતુ એટલું તો જણાઇ આવે છે કે પ્લેટો પોતે કબુલ કરે છે તેમ પ્લેટોની કથાઓ કાલ્પનિક હોવાથી સત્યાસત્યતાનો દોષ સ્વીકારતી નથી. ટુંકામાં એટલુંજ કે

**જ્યાં જ્યાં આત્માં ત્યાં ત્યાં જીવન:**
**અમૃતત્વ ને પૂર્વાસ્તિત્વ આત્માનાં સુલક્ષણ:**
**ભવ્યતા ને દિવ્યતા જીવનનું તારણ.**

વિદ્યુદ્વિલાસ. હંસલ.*

---

# મહાજન મયુરમિત્ર.

## પ્રકરણ ૧ લું.

### એક પથિક અને પ્રમદા.

જગતમાં સંયોગ વિયોગના દ્વંદ્વનો અભાવ થઇ શકે તેમ નથી. જીવ એકલો આવ્યો છે અને એકલો જશે. પૂર્વભવોના ઋણાનુબંધ સંબંધે તે કુટુંબીઓના સંયોગમાં આવ્યો છે. આ જગત તો એક પ્રવાસસ્થળ છે. કાલે બધાં સાથે મળી આનંદ મંગળ કરતા હતા. પણ મહાશયા મણિલક્ષ્મીના સુખસંદેશથી આજેજ કુટુંબથી છુટા પડી અન્નપૂર્ણા દેવીના આરાધનસ્થળ તરફ પ્રયાણ કરવાનું હતું. સંયોગ તેનો વિયોગ. પુણ્ય પાપ સદા કાળ સાથે રહેવાનું. આવા અનેક તર્ક કરતો કરતો એક પથિક પોતાના કુટુંબીઓની રજા લઇ રસ્તે પડયો.

પ્રાતઃકાળનો પ્રફુલ્લિત સમય હતો. ઉષા દેવીનું દર્શન થઇ ચુકયું હતું. પંખીઓ પ્રભુના ગાનમાં લીન થઇ ગયાં હતાં. રાત્રિનો અંધકારમય પડદો અરૂણના કરકમળથી દૂર હટસેલાતો હતો. મંદશીતલ સમીર વાતો હતો. તેવા સમયમાં એ પથિક ભૂપગઢના સ્ટેશન પર આવ્યો. મૂળાનાં પતીકાં જેવા ત્રણ રૂપ્યક માસ્તર મહાશયના કરકમલમાં મૂકી રાજનગરની મૂલ્યપત્રિકા માગી. માસ્તર કૃપાકાંતિ વગર વિલંબે મૂલ્યપત્રિકા આપીને સમય થઇ ગયેલો હોવાથી શીઘ્રતાથી અગ્નિરથમાં બેસી જવા સસ્નેહ સૂચના આપી. પથિકને

* આ માસિકમાં અત્યાર સુધી 'ભારતભક્ત ભરત'ની સંજ્ઞાથી લખતા રા. ભરતરામ મ્હેતા હવેથી આ 'હંસલ' ની સંજ્ઞાથી અમારા માસિકમાં લેખ લખશે.

તંત્રી.

વગાવવા આવેલા મિત્ર પ્રાણજીવને પ્રાણપોષક જીવનનું અને લક્ષ્મીપ્રસાદે લક્ષ્મીવર્ધક પ્રસાદનું ભાથું સાથે આપ્યું. જગતના પ્રવાસમાં જેની જરૂર છે. તેનું મંગળમય સૂચન એ પ્રમાણે થયું.

સીસોટી વાગી અને અગ્નિરથે અસ્થિગ્રામ તરફ પ્રયાણ કર્યું. રાત્રિનો ઉજાગરો હોવાથી પથિક જરા નિદ્રાવશ થયો. સ્વપ્નમંદિરમાં નવી નવી સૃષ્ટિઓ રચાવા લાગી. અભણ પણ ભણેલીગણેલી, રસશાસ્ત્રથી અજ્ઞાન પણ રસિકા જેવી, હિસાબી કામમાં નિરક્ષર પણ વ્યવહારદક્ષા પત્નીને, શ્રીયુત નાનાલાલ કવિરાજનું આત્મિક વિકાસનું કંઈ ઉંડું ગાન સંભળાવતો હોય તેમ પથિકે ગણગણવા માંડયું કે,

એક જ્વાલા જલે તુજ નેનનમાં, રસજ્યોતિ નિહાળી નમું હું નમું;
એક વીજ ઝલે તુજ નેનનમાં, રસ જ્યોતિ નિહાળી નમું હું નમું.
મધરાતના પો'ર અઘોર હતા, અંધકારના દોરજ ઓર હતા.
તુજ નેનમાં મોર ચકોર હતા, રસજ્યોતિ નિહાળી નમું હું નમું.
અહા વિશ્વનાં દ્વાર ખોલ્યાં ઉઘડ્યાં, અહા ! અવધૂતને અક્ષયોગ મળ્યા;
અહા લોચન લોચન માંહી ઢળ્યાં, રસજ્યોતિ નિહાળી નમું હું નમું.
દગ બાણથી પ્રારબ્ધ લેખ લખ્યો, કંઈ પ્રેમીએ પ્રેમ પથી પરખ્યો;
અહા આત્માએ આત્મનને ઓળખ્યો, રસજ્યોતિ નિહાળી નમું હું નમું.

ગાયન પુરૂં થયું ત્યાં વૃકોદરનું વડું સ્ટેશન આવ્યું. બે અગ્નિરથ ત્યાં એકઠા થયા. સામસામે થતી સીસોટીયોના અવાજથી પથિકની સ્વપ્નસૃષ્ટિ વીખાઇ ગઇ. તે જાગી ઉઠયો. ઉતારૂઓની અદલા બદલી થઇ. પથિક પતરાં વિનાના ખુલ્લા સ્ટેશન પર હવા ખાવા માટે આમતેમ ફરવા લાગ્યો. શેઠજી ! ચા પીશો કે? આવી ઇસ્ટ સ્ટ્રોંગ ચા બીજે કોઇ સ્ટેશને મળશે નહિ. વગેરે પોકારો થવા લાગ્યા. ચા પીવાથી જઠરાગ્નિ મંદ પડી જાય છે, માટે ધારેલાં દ્રવ્યમાં એની મોકળ નહિ રાખેલી હોઇ વિવેકસહિત પથિકે અસ્વીકાર કર્યો. તે બબડયો કે જ્યારથી આ ચા દેશમાં દાખલ થઇ છે, ત્યારથી ચાહ (સ્નેહ—ખરો પ્રેમ) ઓછો થવા લાગ્યો છે. મેમાનગતમાં હવે ચાનો ઉપયોગ છૂટથી કરવામાં આવે છે. મેમાનગત પણ ચાલી ગઇ. આ દોડતાં દોડતાં વાતચીત કરવાની પ્રવૃત્તિની પરાકાષ્ઠાના કાળમાં મેમાનગતને અવકાશ પણ ક્યાં છે ?

વીસલ થઇ ને પથિક પોતાના ડબ્બામાં પેઠો, બારણું બંધ કરીને પોતાની જગાએ બેસવા જાય છે, તો તે સ્થળે પોતાના બીસ્તરાને અઢેલીને એક નવયૌવના બેઠી છે. સ્ત્રી જાતિનું સ્વમાન સાચવવાના અને સ્ત્રીજાતિને સહાય કરવાના સ્વભાવવાળો પથિક જરા દૂર બેઠો. પણ તરતજ યૌવનાએ પીઠ ફેરવી. કંઇક લજ્જાવંત મુખથી પુછ્યું કે આપ ક્યાં સુધી જવાના છો. ને આપ કોણ છો ? આ ડબામાં આપણે બેજ ઉતારૂઓ એ પણ કર્મની વિચિત્ર ઘટના જણાય છે. પથિકે વિનયભાવથી યોગ્ય ઉત્તર આપી પુછ્યું કે સન્નારી ! આપ કોણ છો ? ક્યાં રહો છો ? ને ક્યાં જાઓ છો ? યૌવનાએ ઉત્તર આપ્યો કે મારૂં નામ સૌદામિની છે. હું રાજનગર જાઉં છું. પીયુમનપુરી મારૂં નિવાસ સ્થળ છે. ભવની પોલમાં જડનાથના પડખામાં રહું છું. પથિક જરા મનમાં હસ્યો. હા ! તું પોતે ભવની પોલ—ભવભ્રમણના નિવાસ સ્થળ જેવી જણાય છે ખરી ! ! પણ જડનાથ તે કોણ ? શું તું વૃદ્ધ પતિની પત્ની છું ?

એક બે સ્ટેશન તો એ ડબામાં બીજું કોઈ મનુષ્ય પેઠું નહિ. તે સૌદામિની-વિદ્યુત જેવી સૌદામિની હુસકે હુસકે રડીને પોતાની ઘણીખરી વાત વગર પૂછયે ને વગર ગાછયે દુઃખના ઉદ્‌ગારો કહાડી કહી દેખાડી.

કન્યાવિક્રય! તારા ક્રૂર કદમ આ દેશમાંથી કયારે નાબુદ થશે. બાપડી બિચારી ષોડશ વાર્ષિકી સૌદામિની તે બોંતેર વર્ષના બુઢ્ઢાની પત્ની છે. બે હજાર રૂપિઆની ખાતર આ કોકિલકંઠી, કપોતપોતકી, બુલબુલનાં બચ્ચાં જેવી જ્યેષ્ટિકાને તેના ક્રૂર બાપે ભવિષ્યનો કશો વિચાર કર્યા સિવાય વેચી નાંખી છે. "બ્રાહ્મણી વટલે ત્યારે તરકડાને જાય" એ કહેવત અનુસાર આ કોકિલકંઠી, કળાયેલ મોર જેવી માનીતી એક પાડોશી સાથે પિયર જવાને ભાગી છૂટી હતી. પરંતુ ધારેલે સ્થળે પહોંચે ત્યાર પહેલાં તેને ફોસલાવી જનાર યાર એક સ્થળે સપડાઇ જતાં તે એકલી પડી ગઇ હતી, વાંચનાર! આટલો નાનો ફકરો કન્યાવિક્રય અને વૃદ્ધ વિવાહના હિમાયતીઓ-પાપીઓને અસર નીપજાવનારો નીપજશે તો એ ઘણું છે.

પથિકે સુશિક્ષિતા સૌદામિનીને ઘણી શિખામણ આપી. કરેલાં કર્મ રોઇને કે સહન કરીને પણ ભોગવવાં છે, તો શાન્તિથી ભોગવો. આ ભવ અધર્માચરણને નહિ આચરતાં સદાચારે ચાલવામાંજ પરભવમાં પણ લાભ છે. સુશિક્ષણ લીધું છે, તો બેશક તેની અસર ચારિત્ર પર થવી જોઇએ વગેરે કહી તેને રોતી છાની રાખી.

ધાર્મિક કેળવણીની ગેરહાજરીમાં અપાતું હાલનું સ્ત્રી શિક્ષણ ઘણીવાર સ્ત્રીઓને ઉચ્છૃંખલ બનાવે છે. એ શિક્ષણને લીધે સ્વતંત્રતાને અને સાંસારિક સુખને ચાહનારી સૌદામિનીને પથિકનો ઉપદેશ પત્થર ઉપર પાણી જેવો નીવડયો. તેણે ઉઠીને પથિકના ગળામાં હાથ નાંખ્યો અને બોંતેર વર્ષના બુઢ્ઢાના નામની ચુડી ત્યાંજ ભાગી નાંખી.

પથિકે કહ્યું કેઃ બાઇ! હું કુંવારો નથી પણ પરણેલો છું. મારા ધર્મના સિદ્ધાંત પ્રમાણે મારી પરણેલી સ્ત્રી સિવાય બીજી સ્ત્રી પર હું પત્ની માફક પ્રીતિ કરી શકું નહિ. -

સૌદામિની બોલીઃ તમારો ધર્મ દયામય છે. તો મારા પર દયા કરી મારો હાથ ઝાલો. એકથી વધારે સ્ત્રીઓ કરવાની તમારા ધર્મમાં કયાં મના છે? હવે હું પેલા બુઢ્ઢા ખચ્ચરની સહચારી તો થઇશ નહિ.

પથિક તો આભો બન્યો. વળી આ લપ કયાં વળગી? ઠીક છે અસ્થિગ્રામથી આ ડબામાંથી વંજે માપી જઇશું એમ વિચારી તે ચૂપ રહ્યો.

થાકેલી સૌદામિની પણ શાંત થઇ, અસ્થિગ્રામ સ્ટેશને તેનો સામાન બીજા ડબામાં મુકાવી પથિક પોતાનો સામાન લઇ બીજે બેઠો પરંતુ એ વાત સૌદામિનીના જાણવામાં આવતાં તે જાતે ટંક ઉપાડી પથિકના ડબામાં પથિક પાસે આવી બેઠી. રસિક હતી અને જો યોગ્ય ભરથાર મળ્યો હોત તો બેશક તે એક આદર્શભૂત ગૃહિણી નીવડે તેવી લાગતી હતી. પથિક માટે તેણે ખાવાનું કહાડયું. પથિક તેના વિનય વિવેકથી મોહ પામ્યો. કયો પુરૂષ પ્રમદાના હાવભાવમાં લુબ્ધ થતો નથી. પથિકે પોતાની સાથેનું ખાવાનું કહાડયું ને સૌદામિનીને આપ્યું. એ ભાથામાં પોષક જીવન અને પ્રાસાદિક લક્ષ્મીનો પટ હોવાથી પથિક પાછો જાગ્રત થયો ને મોહને દૂર કરી બોલી ઉઠયો. સૌદામિની! સૌદામિની! તમે હવે પછી.

સ્ત્રીઓના ટોળામા બેસો. આમ છેક નિર્લજ તે થવાનું હશે ખુશી હો કે આપણે હો પણ જેવો તેવોય તોએ જે તમારો પતિ તેજ તમારો પતિ આર્યાને સ્વપ્નમા પણ શુ પતિ સિવાય અન્ય રમણ હોઈ શકે કે? જરા શરમાઓ. કેળવણીને દોષિત બનાવો નહિ.

સૌદામિની ય પુ ઉકળીને બોલી ઉઠી. હવે જાણ્યુ જાણ્યુ તમારૂ ડહાપણ માગ જ્યોને તમારૂં જ્ઞાન ગમતું નથી. તમારા ઉપદેશની મારે જરૂર નથી. શરમાઓ તમે કે એક સોળ વરસની સુંદરી પોતાનો હાથ આપે છે છતાં ગ્રહણ કરતા નથી તમે પુરૂષ છો? પ્રિય પથિક! તમારૂં વિશાલ હૃદય, તમારા ગુલાબી ગાલ, તમારો પ્રિય પ્રતાપ, તમારૂં સુંદર શરીર, તમારી માંસલ ભુજાઓ, સ્ત્રીજાતિ તરફની તમારી સહાનુભૂતિ, તમારી રસિકતા એ સઘળુ નિહાળીને મને ખેદ થાય છે કે મારા પાપી પિતાએ મને તમારી સાથે પરણાવી હોત તો મારૂં-તમારૂં જીવન સુધરી જાત. સૌદામિની એ પ્રમાણે બોલી, પથિક મુગ્ધ બન્યો પણ પ્રભુ કૃપાથી પાછો કેટલીક વારે ઠેકાણે આવ્યો

સૌદામિની! તમે માત્ર સાંસારિક સુખમાંજ સર્વ સુખ માની લો છો. એજ તમારી ભૂલ છે. શાશ્વત સુખને ખરૂં સુખ માનો અને તે શોધો આવા આલપંપાલમા પડો મા ગયે ભવ આવા પ્રપંચ ખેલ્યા હશે તેનુ ફલ કદાચ ભોગવતા હશો તો. થોડી વારમા રાજનગર આવ્યુ. ઘણું સમજાવી સૌદામિનીને તેને ઘેર મોકલી ભવની પોળમા મળી જવા વચન અપાયુ ને બંને છુટા પડ્યા

ભવની પોળમા પેસવાથી ભવભ્રમણ વધશે એમ ધારી વચન પાળવાની ઘણી ઇચ્છા છતાં પથિક મળવા જઇ શક્યો નહિ. થોડા દિવસ પછી "વિધવાવૃદ્ધિ" નામના માસિકમા વાચ્યુ કે પેલી સૌદામિનીનુ સૌભાગ્ય નષ્ટ થયુ છે. આ ખબર વાંચી પથિક બહુ દિલગીર થયો તે એકદમ ભવની પોળ શોધતો શોધતો આવ્યો પણ શહેરમા ભવની પોળજ નમળે ઘણાને પૂછ્યુ પણ બધાએ જવાબ આપ્યો કે રાજનગરમા ભવની પોળ તો નથીજ. વાહ સૌદામિની! ઠેકાણું આપવામાં પણ છેતરપડી કે!

સૌદામિની નિરાધાર થઇ જવાથી તેને મેવામદનની એક બ્રહ્મચારિણી પોતાના આશ્રમમા લઇ ગઇ ત્યાં તેને દાન, શીલ, તપ અને ભાવને લગની એવી સરસ કેળવણી મળી અને એવુ સરસ ચારિત્ર ઘડવામા આવ્યુ કે પુનર્લગ્નની વાતનાવાળી સૌદામિની એક શુદ્ધ બ્રહ્મચારિણી બની ગઇ. સંસ્કાર સારા સંસ્કાર તારી અજબ ખૂબી છે

પથિકે ભવની પોળને બદલે ભાવની પોળની પૂછપાછ કરી ભવની પોળમાં તે દાખલ થયો સૌદામિની હોંસથી તેની સામે આવી બંને મળ્યા પણ ખરા વાચનાર! આ સૌદામિની તે શુ પથિક સાથેની ગેલી પ્રવાસિની હતી તેજ કે? ના તે બદલાઇ ગઈ હતી. ધાર્મિક સંસ્કારની શી ખૂબી છે! વાચક વૃંદ! તમે જરૂર તમારા બાળકોને ધાર્મિક કેળવણી આપજો નહિતર આજની કેળવણી તમારી સંતતિને આર્યજીવનના બંધારણ પ્રમાણે ચાલવા નહિ દે એ ખાસ સમજજો એક સૌદામિનીના આશ્રમમા દાખલ થજો અને જગતના જીવોનું કલ્યાણ કરવા બનતો પ્રયત્ન કરજો.

---

# પ્રકરણ ૨ જું.

## ચારિત્રનું ચણતર અને ચતુરાને ચુંબન.

પથિકના ગતભવ તરફ નજર કરીએ.

વાર કયો હતો તેની બરાબર ખબર નથી, તિથિ અને સાલનીએ ખબર નથી પણ સવારનો સમય હતો એટલું તો યાદ આવે છે. મંદમંદ શીતલ પવન વાતો હતો. સૂર્યનારાયણનો કોમળ પ્રકાશ વાતાયનમાંથી ગુરૂજીની બેઠક પર પડતો હતો. રાત્રીની શાંતિ જતી રહી હતી. ધીમે ધીમે જગતમાં કોલાહલ શરૂ થયો હતો, અને ગુરૂજી શિષ્યાઓની માર્ગપ્રતીક્ષા કરતા કરતા મનમાં કંઇ ગણગણતા હતા.

થોડીવારમાં બારીનાં કાણાંમાં બે નેત્રો તેમને જોતાં હોય એવું જણાયું. ટીકીટીકીને સ્થિર સ્નિગ્ધ દષ્ટિથી જોતાં હોય તેમ જણાયું. ઇર્ષ્યાખોર સ્ત્રીનાં-કોઇ શંકાશીલ સ્ત્રીનાં એ નેત્રો હોય એમ જણાતું હતું. ગુરૂજીની-ગુરૂ ગંગેવની ભવ્ય અને પ્રતાપી પવિત્ર મુખમુદ્રા જોઈએ નેત્રો નીચાં ઢળ્યાં અને અંતે એ કુતૂહલપૂર્ણ બંને નેત્રો ત્યાંથી ખસી ગયાં.

ગુરૂ ગંગેવ એક ગૃહસ્થને ઘેર બે યુવતીઓને ભણાવવા જતા. ચારિત્રનું ચણતર ચણતાં તેમને સારૂં આવડતું. બાળકોને સારી ટેવો પાડવી, સારી સોબતમાં ઉછેરવાં, ભયનો ઉપયોગ કરવો પણ ભય કરતાં માયાનો વિશેષ ઉપયોગ કરવો, ઉત્સાહી અને આનંદી સ્વભાવથી બાળકોમાં ઉત્સાહ અને આનંદ પ્રેરવો, સત્યને ચાહતાં કરવાં, કહેવા કરતાં ઘણું કરી દેખાડવું, ભ્રાતૃભાવનો ને સેવા ધર્મનો મર્મ સમજાવવો એ બધું આ માસ્તર મહાશયને આવડતું હતું. ભણનારી બંને યુવતીઓ-યુવાન બાલાઓ સગપણમાં નણંદ ભાભી થતાં હતાં. ઘણાં ઘરમાં નણંદો ભાભીને સુખે રહેવા દેતી નથી ને નિંદા કરી મેણાં ટોણાં મારી ભાભીને હેરાન કરે છે. આવી અભણ કે ઇર્ષ્યાખોર નણંદ આમાં નહોતી. ધાર્મિક પાઠશાળામાં બંનેએ કેળવણી લીધી હતી. બંનેને બહુ બનતું અને જાણે બંને બેનોજ હોય એમ દેખાઇ આવતું. બંને સમવયસ્કા હતી અને ઉમંગથી સાથે અભ્યાસ કરતી હતી.

બારીના કાણાંમાંથી બે નેત્રો ખસી ગયા પછી થોડીવારે એ અધ્યયનકુટીમાં એક શિષ્યા આવી પહોંચી. "અંદર આવું ગુરૂજી!" એમ વિવેકથી પૂછી માથું નમાવી તેમની પાસે તે ઉભી રહી. ગુરૂ ગંગેવે પૂછ્યું કે કેમ બાઇ! આજે એકલાં છો? સહાધ્યાયી ક્યાં છે? ચતુરાએ જવાબ આપ્યો કે ખાસ કારણસર આવી શક્યાં નથી. અને અમારી ગૃહ લાયબ્રેરી ગોઠવવાનું ગઇ કાલે અધુરૂં રહેલું કાર્ય આજે પુરૂં કરી નાખવાનું છે એમ મને કહ્યું છે.

માસિક મંદવાડને લીધે નણંદ આજે આવ્યાં નહોતાં. ગુરૂ ગંગેવના ઘર પાસે હમણાં હમણાં એક દુરાચારી યુગ્મ આવી વસ્યું હતું. સદાચારી કે ગૃહસ્થના વાસમાં પણ ગમે તેવાં મનુષ્યો વસવાટ કરી શકે ને મકાન વેચાતાં રાખી શકે એ આ સ્વાતંત્ર્યને શોભાવનારા જમાનામાં અનુચિત ગણાતું નથી! ગુરૂ ગંગેવને એમના સંસ્કાર લાગે તેમ નહોતું પરંતુ "અધમ સંગતિ-વંધ્યા રહેતી નથી." કંઇક પુદ્ગલો કાનમાં, આંખમાં ને પછી હૃદયમાં અવ્યવસ્થિત રીતે અજાણે દાખલ થઇ ગયાં હતાં.

"ભાવતું હતું ને વૈદે બતાવ્યું" એવું કંઇક ગુરૂજીને લાગ્યું. ગુરૂ બોલ્યા ઠીક બાઇ! ત્યારે લાઈબ્રેરીનું કામ શરૂ કરો. એમ કહી પોતે પણ ચતુરા સાથે પુસ્તકોનું વર્ગીકરણ કરવા મંડી ગયા. ચતુરાના ચોપડીઓ આપતા હાથના સ્પર્શે આજે ગુરૂજીને ઉન્માદ ઉત્પન્ન કર્યો. કેટલીકવારે ગુરૂ બોલ્યા. "ચતુરા! એક વિનંતિ કરૂં તે સ્વીકારશો?" પ્રેમાર્દ્ર અંતઃકરણથી ગુરૂએ કહ્યું. આવી તક વારંવાર નહિ મળે એમ જણાવી મદોન્મત્ત મનસ્થિતિએ એમ કહેવાને પ્રેરણા કરી.

ચતુરા આજે ગુરૂજીની મુખમુદ્રા જોઇ રહી. ગુરૂએજ તેને સંસ્કારી બનાવી હતી. સમજીને તે બોલી. "ગુરૂજી! આપની વિનંતિ નહિ પણ આજ્ઞા માથે ચડાવી લેવાને હું હમેશાં તત્પર છું કેમકે આપે અત્યાર સુધીમાં કદી પણ અન્યાયાન્વિત આજ્ઞા કરી નથી અને તેથી મને પૂર્ણ ખાત્રી છે કે પિતાતુલ્ય ગુરૂજીની આજ્ઞા સ્વીકારવામાં મને કશો બાધ નહિજ હોય, માટે ખુશીથી કહો.

માસ્તર મનમાં બોલ્યા કે મારા દાર, પાકી અને પહોંચેલી શિષ્યા દેખાય છે. માસ્તરે ચતુરાને ઉત્તર આપ્યો કે નહિ બેન! મારે કંઇ આજ્ઞા કરવાની નથી. ચાલો આપણે આપણું કામ કર્યા કરીએ. માસ્તર મહાશય મનમાં વિચારવા લાગ્યા કે હમણાં હું ચકોર સમાન દૃષ્ટિ ચતુરાના પ્રકાશિત મુખચંદ્રપતિ સ્થિર કરતો જાઉં છું તેનું પરિણામ ઠીક નહિ આવે. હમણાં તો માત્ર તેને એક વહાલભર્યું ચુંબન લેવાનું મને મન થાય છે પણ એ લાલસા કયું અંતિમ પરિણામ લાવશે તેનો મને કશો વિચાર કેમ થતો નથી! સો વરસની નાક કાન કપાયેલી એવી ઘરડી સ્ત્રીના સંગમાં પણ સાધુ પુરૂષે ન રહેવું એવું શાસ્ત્રમાં કહ્યું છે તે શું ખરૂં નથી?

ચતુરા પાંચ વર્ષની હતી ત્યારથી હું તેનો માસ્તર છું. ત્યારે હું તેને વહાલ ભર્યા ચુંબન લેતો અને તેમ કરવામાં જરા પણ અચકાતો નહિ કે મનમાં કશું આવતું નહિ પણ હવે એ સોળ વર્ષની નવજોબન સુંદરી જેવડી થઇ છે અને આજે થોડા દિવસ થયાં તેને ચુંબન લેવાની મને ઇચ્છા ઉત્પન્ન થઇ છે છતાં હું મારી એ ઇચ્છા પ્રદર્શિત કરી શકતો નથી એ શું? ક્યાં બાલ્યકાળનો નિર્દોષ પ્રેમ ને ક્યાં આ અવસ્થાનો કંઇક વિકારમિશ્રિત પ્રેમ! ના. ના, મારે ચુંબન લેવાની શી જરૂર છે? પ્રભુના પ્રેમમય પ્રદેશ પ્રત્યે લઇ જનારા પરમપૂજ્ય સાધુજીનાં ચરણકમળનું ચુંબન એ મારે જરૂરનું છે. મને તો લાગે છે કે હવે તો હું ચતુરાને ભણાવવાનુંજ છોડી દઉં તો ઠીક. નીતિ, આબરૂ અને વિશ્વાસનો ભંગ કરવા જેવી સ્થિતિમાં કદાચ મૂકાઈ જઇશ તો. અરે! મારૂં આગલું મનોબળ ક્યાં જતું રહ્યું. પ્રભુ મને દૃઢ મનોબળ આપ. આમ વિચારી તે પાછો કામે વળગ્યો પણ એકાંત ને અનુકૂળતાએ અને એક બીજાના કોમલ કરના થતા સંઘાતે-સ્પર્શે વળી માસ્તર મહાશયનું મન ડોળી નાંખ્યું. બેન શબ્દ બોલવાને બદલે કહ્યું કે બાઇ ચતુરા! મારી વિનંતિ સ્વીકારીશ. નજીકી ને નાની છે.

ચતુરાએ કહ્યું, ગુરૂજી મેં ક્યારે ના પાડી? ખુશીથી આપ આજ્ઞા કરો.

બાઇ......જરા......નજીક......આવીશ. કાનમાં કહેવું છે. ભીંત સાંભળે તે પણ ઠીક નહિ. તેને પણ કાન હોય છે.

આપ કેમ ધ્રુજતાં ધ્રુજતાં બોલો છો? હમણાં કેટલાક દિવસ થયાં તમારી સ્થિતિ મને સમજાતી નથી. તમે મને લાંબા વખતથી જે ઉત્તમ શિક્ષણ આપ્યું છે ને જે કંઇ

શીખવ્યું છે તેથી પ્રતિકૂલ આજ્ઞા તો આપ કરવાના નથીને? તો પછી શામાટે ધ્રુજો છો? હું જે વિશ્વાસથી અને જે અડગ વૃત્તિથી (એ બધું આપેજ શીખવ્યું છે) આવું છું અને અત્યારે હાજર છું; તેવાજ વિશ્વાસ અને તેવીજ અડગ વૃત્તિથી આજ્ઞા કરો. શા માટે આવી સ્થિતિ ભોગવો છો? કાનમાં કહેવા જેવી કઇ આજ્ઞા છે? એક પવિત્ર અને જાજરમાન સ્ત્રીની ઢબે સુશીલા ચતુરા આ બધું બોલી. માસ્તર મહાશયેજ આ બધા સારા સંસ્કાર હૃદયમાં પાડયા હતા.

આ બધું સાંભળી માસ્તર મહાશય ફરીથી પોતાના કાર્યમાં જોડાયા. મેં પોતેજ તેને આવી બળવતી ને શીલવતી બનાવી છે તો તે હવે મને મહાત કરે તેમાં મારા શિક્ષણનીજ સવાઈ છે એમ વિચાર લાવી ફુલાયા. માસ્તર તદ્દન સદાચારી હતા. દુરાચારની કશી પણ ગલીકુંચી જાણતા નહોતા. મનમાં કહેવા લાગ્યા કે મેં મારા પોતાના નમુનેદાર આચરણથી તેમજ પ્રસંગોને પુસ્તકો દ્વારા બંને બેનોમાં ધાર્મિક અને નૈતિક શિક્ષણનો પાયો એવો તો મજબુત નાખ્યો છે કે તેમાં પાણી ભરે તેમ નથી. છતાં હું પોતે અત્યારે કયા ભાવથી ચુંબન લેવાની ઇચ્છા કરૂં છું! બેશક મને પ્રેમ આવે છે ને તેથી ચુંબન લેવાની ઇચ્છા કરૂં છું. (પણ તે પ્રેમ તદ્દન Love નહિ પણ કંઈક Lust મિશ્રિત પ્રેમ હતો એમ કોણ જાણે કેમ માસ્તર મહાશયને તે વખતે સમજાતું નહોતું!)

વળી ગુરૂ ગંગેવ કામે વળગ્યા. પણ કામમાં તેનો જીવ નહોતો. અનેક કલ્પનાઓ તેના મગજને ગલગલીઆં કરી રહી હતી. પોતાની પાડોશમાં આવેલી વેશ્યા જેવી વનિતાના વિચારવર્તનના આંદોલનોએ તેનાં શાંત મગજનું પરિવર્તન કરી નાંખ્યું હતું. એક કલ્પનાએ તો તેને એવો ઉશ્કેરી મેલ્યો કે તેનું શરીર ધ્રુજવા લાગ્યું. હાથમાંની ચોપડી પડી ગઇ ને ઘણીવાર સુધી જમણો હાથ અંગુલીઓ સહિત ધ્રુજ્યાં કર્યો. સુશીલ ચતુરાના શિરને પકડવા ગયેલો હાથ–ઉપડેલો હાથ આગળ વધી શક્યો નહિ ને તે જ્યાં હતો ત્યાંને ત્યાંજ થોડીવાર સુધી ધ્રુજતોજ રહ્યો.

ગુરૂજીને યાદ આવ્યું કે જ્યારે મારી સ્ત્રી ગુજરી ગઇ ત્યારે સુશીલા ચતુરા ૧૨ વર્ષની હતી. ત્યારે તેના પિતાશ્રીએ મને કહ્યું હતું કે ઇચ્છા હોય તો મારી દીકરી સાથે તમારો વિવાહ કરી આપું, ત્યારે મેં કહ્યું કે ના, ના. મારે તો હવે પરણવું નથી અને જેમ પેલાં માણેકલક્ષ્મીએ સેવાસદનમાં રહી પોતાનું જીવન સેવામંડળને આધિન કર્યું છે એમ હું પણ મારૂં જીવન સેવકસમાજને અર્પણ કરીશ.

આમ કહી મેં આ નાજુક-નમણીને મારા જીવનની ભાગીએણ કરતાં અટકાવી અને આજે માત્ર ચુંબન લેવાને આટલાં બધાં તરફડીયાં મારૂં છું, અહા! મારૂં ગાયેલું ગાનારી, મારૂં કહેલું કરનારી, મારો હુકમ માથે ચઢાવનારી આ સુશીલાને મેં સ્વીકારી હોત તો મારો ગૃહસંસાર કેવો સ્વર્ગ સમાન નીવડયો હોત! આમ અનેક વિચારો મનમાં તરવર્યા કરતા હતા.

પુસ્તકો ગોઠવતાં ગોઠવતાં "ચુમ્બન મીમાંસા" નામનું એક કોઈ પત્ર તરફથી ભેટ અપાયેલું પુસ્તક માસ્તર મહાશયના હાથમાં આવ્યું. માસ્તરે તરત તે સુશીલાને વાંચવા આપ્યું. જે માસ્તર નીતિપોષક પુસ્તકો સિવાય બીજાં કોઈ પુસ્તક પોતાની શિષ્યાને વાંચવા આપતો નહોતો તેણે માત્ર એક ચુંબનની અભિલાષાના માર્ગમાં સરળતા થશે એમ ઇચ્છી સુશીલાને કહ્યું કે હવે ત્યારે આવાં [illegible]

માસ્તરનો એક કલાક પુરો થઈ ગયો હતો છતાં, હજી તેઓ અધ્યયનકુટીમાંથી બહાર નીકળ્યા નહોતા. સુશીલાની જાજ્વલ્યમાનમૂર્તિ-તેની પ્રભા-તેનું ઘડાયેલું ઉત્તમ ચારિત્ર્ય, તે ચારિત્ર્યના ઘડનારને ચુંબન લેવાની તીવ્રવેદના થતી હોવા છતાં ચુંબન લેવું છે એટલો શબ્દ પણ કહેવાની હિંમત કરવા દેતું નહોતું. જરાવારમાં પેલી બારીમાંથી કોઈ સ્ત્રીના માથામાંના તેલની સરસ સુગંધ આવી. બારી પાસે બંગડીનો ખડખડાટ સંભળાયો. પગનો મૃદુરવ સંભળાણો અને સુશીલા તથા માસ્તર બંને છુટાં પડયાં. સુશીલાનું હૃદય કોઇ વેદનાથી ધડકી ઉઠયું હતું કે કેમ તે, વાંચનાર ! મારા જાણવામાં આવ્યું નથી પણ મહાશયનું હૃદય અને આખું શરીર તો સળગી ઉઠયું હતું એવું અનુમાન તો હું કરી શકું છું.

ચુમ્બનમીમાંસામાં કોઇએ સ્થળે સ્થળે નિશાનીઓ કરેલી તેથી તે ભાગો સુશીલાએ પ્રથમ વાંચ્યા અને એ મુગ્ધાએ પોતાની જીંદગીમાં કદી નહિ અનુભવેલા કંઈ કંઈ અનુભવો સ્પષ્ટાસ્પષ્ટ આકારમાં અનુભવ્યા. દહમનોબળની આ બાળાને એવા ભાગો વાંચી કંઈ કહી શકે કે દેખાઈ આવે એવી વેદના થઈ હોય એમ તો ન જણાયું. પણ " અધમ સંગતિ વંધ્યા રહેતી નથી " એ કહેવતે તેના મન પર કંઇક જાદુઇ અસર તો કરી. શું થાય છે તે તો તે કંઈ સમજી શકી નહિ પણ ગઈ કાલની જે સુશીલા તેજ આજની સુશીલા હતી કે કેમ તે તો કંઈક સંશયાત્મક જણાયુ.

આજે એટલે બીજે દિવસે સવારે માસ્તર સાહેબ સુશીલાને ભણાવવા આવ્યા. અધુરૂં રહેલું પુસ્તકશાળાનું કામ આટોપી લઇ પછી ધર્મસંગ્રહ અને તે નીતિસંગ્રહનું શિક્ષણ આગળ ચલાવવાનું હતું. ધાર્મિક કેળવણીવડે બાળકો ઉપર કેવી રીતે સારી અસર નીપજાવી શકાય છે, પોતાનાં ઉચ્ચ વર્તનવડે તેમજ તક મળતાં અપાતું નીતિનું શિક્ષણ કેવું ઉપયોગી નીવડે છે એ બધું માસ્તર મહાશય જાણતાજ હતા. ૧૧ વર્ષ સુધી શિક્ષણ આપી પોતાની શિષ્યાઓને એમણે એવી તો નમુનેદાર બનાવી હતી કે સૌ અનેક જીભે એમની સ્તુતિ કરતા હતા. છતાં હમણાં હમણાં માસ્તર સાહેબની વૃત્તિમાં વિકાર જણાતો હતો. એકાંત બુરી ચીજ છે. સો વરસની ઘરડી ડોશીની સાથે પણ એકાંતમાં ન બેસવું એમ જે સાધુઓ પોકારી પોકારીને કહે છે તે યોગ્યજ છે.

આજે માસ્તર મહાશય કંઇક વધારે આનંદમાં હતા. સુશીલાને ચુંબનમીમાંસામાંથી કંઈક પુછવા ને સમજાવા માંડયું. વાંચનાર! એ બધી વાતો લંબાણથી અહીં લખવાનું મન નથી. ચુંબનના દાક્તરો જે ગેરફાયદા કહે છે તે પણ સુશીલાએ ક્યાંય વાંચેલા કે વંચાતા સાંભળેલા તે કહ્યા. માસ્તર સાહેબે ચુંબનના લાભાલાભ વાતચીત પરથી નહિ જણાય પણ અનુભવથી જણાશે એમ કહી સુશીલા પાસે ચુંબનની માગણી કરી અને અનુભવથી તેનો આનંદ લેવા જણાવ્યું. ધૃષ્ટતાની હદ આવી રહી. સુશીલાને તરતમાં તો કંઈ કંઈ લાલસાઓ ઉદ્ભવી પણ અંતે થોડીવારમાં જ્યાં તેનું મુખ માસ્તર મહાશય પકડવા જાય છે ત્યાં તો તે બોલી ઉઠી કે માસ્તર સાહેબ, તમે અમને શું શીખવ્યું છે તે તો યાદ કરો. તમે અમને એકવાર નહિ પણ અનેક વાર કહ્યું છે ને કર્તવ્યમાં મુકી બતાવ્યું છે કે ગુરૂ તે બાપને ઠેકાણે છે ને શિષ્યાઓ તે દીકરીને ઠેકાણે છે. હું તમારી પુત્રી છું.

સરકારી, સદાચારી, નાનરૂદ, વયમાં પણ વડા, સુશીલ અને સ્નેહાળ માસ્તર આ શબ્દો સાંભળી શરમાયો, મમજાયો અને સાનંદાશ્ચર્યથી પણ જરા ધ્રુજતી જીભે બોલી ઉઠયો

કે; વાહ સુશીલા! મને હવે પછી પણ જે શિષ્યાઓ મળો તે તારા જેવીજ સુશીલા મળજો. ભૂલ્યાને રસ્તે ચડાવનારીજ મળજો. સુશીલાએ ગુરૂદેવને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી કહ્યું કે ગુરૂદેવ એ બધો આપનોજ પ્રતાપ છે. આપે મને જે શિક્ષણ આપ્યું છે તેનુંજ આ પરિણામ છે. પિતાજી કશો શોચ કરશો નહિ. બ્રહ્મા પણ એકવાર ભૂલ ખાઇ ગયા હતા તો આપણે મનુષ્ય તે કોણ માત્ર અને આપણી ભૂલ તે તો માત્ર ચુંબનની, તે નજીવીજ ભૂલ. શોચ નહિ કરશો. હવે ચાલો આપણે આપણું કામ શરૂ કરીએ. ચુંબનની ઇચ્છાથીજ આપણે આપણું કામ બગાડત. ચુંબનની ઇચ્છાથી હવે આપણે અટક્યાં છીએ. ચુંબન એ પ્રેમનું પ્રથમ દર્શન છે. હું નાની હતી ત્યારે તમે મને કાંઈ ઓછાં ચુંબન લીધાં છે? એ વત્સલભાવનું આ ચુંબન હોત તો તમનેમને ભીતિ ને અણવિશ્વાસ કેમ ઉત્પન્ન થાત? એ વત્સલ ભાવ ફરીથી પ્રગટી નીકળે-તેનો ઉદ્રેક થાય ત્યારે ગુરૂજી! ખુશીથી વગર પૂછ્યે ગાછ્યે આ બાલિકાને ચુંબન લઇ લેજો. ધાર્મિક ને નૈતિક આજ્ઞા કરતી વખતે હું તમારી દાસીજ છું.

માસ્તરે કહ્યું; ખરૂં બેન તું સદાયે મારી પુત્રી તરીકે રહે ને આનંદ કર. ખરે પ્રસંગે તેં મને ઉગાર્યો છે. આ બાબત કંઈ બીજા પાપોનાં જેવી મોટી નથી. કેટલીક પ્રજામાં તો ચુંબન લેવામાં કશું વાંધા પડતું ગણાતું નથી છતાં પણ આ નજીવી બાબત વખત જતાં મનોબળને શિથિલ કરી નાંખત. માટે જે થયું તે સારૂં થયું. જેનું છેવટ સારૂં તેનું સૌ સારૂં. તેં ખરા મિત્રનું કામ બજાવ્યું છે. મેઘનાદનો મદ ઉતારનાર લક્ષ્મણ મને અત્યારે યાદ આવે છે. બ્રહ્મચર્યનું તેનું તેજ મને બળ આપે છે. કાળાં અભ્રોને જ્ઞાનપ્રકાશને આચ્છાદન કરવાનું મન થાય પણ જેમ તેને અમુક સંયોગો વીખરી નાંખે તેમ અત્યારે કૃષ્ણ વાદળાંને તેં પીખી નાંખી પ્રકાશને વધારે સ્વચ્છ ને સુંદર બનાવ્યો છે. તેં એક સારા ને સાચા મિત્રનું કામ બજાવ્યું છે. તારૂં નામ સુશીલ-ચતુરા છે-સુશિષ્યા છો. આજથી હું તને એક વધારે નામથી પણ બોલાવીશ. બ્રહ્મચર્યના પુંજને-લક્ષ્મણને જન્મ આપનારી માતા મને યાદ આવે છે. આજથી તને સન્‌મિત્રા કે સત્યમિત્રા ગણીશ.

થોડીવારમાં માસ્તર સાહેબ ઘુંટણભર પડી પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા અને ડોકીઆં કરતા સેતાનને દુરથીજ હાંકી કાઢનાર પ્રભુકૃપાનાં યશોગાન ગુરુશિષ્યા બંને ગાવા લાગ્યાં.

આ વાતને ઘણાં વર્ષ વીતી ગયાં. ગુરૂ શિષ્યાને જુદાં પડયે ઘણો વખત વહી ગયો. ત્યાર પછી એક ગામમાં એ બંને અનાયાસે એકઠાં થઇ ગયાં. રાત્રિનો પ્રસંગ હતો. વરસાદ જોરમાં વરસતો હતો કેટલાક દિવસની એલી થઈ હતી. એક ઘોડેસ્વાર રસ્તો ભૂલી ગયો હતો. ત્રણ દિવસ થયાં પલળતો હતો તેથી હવે તદન ઠીંગરાઇ ગયો હતો. તેને કશું ભાન રહ્યું નહોતું. ઘોડો નીમકહલાલ હતો, કોઇ શહેરથી એક માઇલ દૂર આવેલા આશ્રમમાં એક નાની બંગલી પાસે આવી ઘોડો ઉભો રહ્યો. બંગલીમાંથી એક બાઇએ ઘોડાનો હણહણાટ સાંભળી બહાર જોયું તો કોઈ પરિચિત પુરૂષ દેખાયો. બહાર આવી પણ એ પુરૂષને કશું ભાન નહોતું કે ઘોડા ઉપરથી નીચે ઉતરે. પરપુરૂષને સ્પર્શ કરાય કેમ? અરે આને તો બાથમાં લઇનેજ નીચે ઉતારાય તોજ ઉતરે તેવું હતું. નિહાળી નિહાળીને જોયું તો પોતાનું ચારિત્ર્ય ઘડનાર પોતાનો પિતા માસ્તર મહાશય તેને જણાયો. વિચારોને જવા દઇ કછોટો વાળી તેણે ઠરીને ઠીંગરૂં થઈ ગયેલા માસ્તર મહાશયને બાથમાં લઇ ઘોડા ઉપરથી ઉતારી ઘરમાં સુવાડ્યા. કોલસા સળગાવ્યા, શેક શરૂ કર્યો. અનેક ઉપચારો કરી કેટલાક કલાકે તેને શુદ્ધિમાં આણ્યા. આળસ મરડી આંખ ઉઘાડી માસ્તરે જોયું તો તેને સ્થાનફેર

જણાયો. શરીરે રાઈ ચોળતી એક અબળાને જોઈ તે બોલી ઉઠયો કે કોણ બેન સુશીલા, તું ને હું અહીં ક્યાંથી ? "

સુશીલા બોલી: "માસ્તર સાહેબ! આપનો ઘોડો આપને અહીં લાવ્યો છે. ઘોડા ઉપરથી આપને મેં ઉતાર્યા ને મારા ઘરમાં આણ્યા. ત્રણ દિવસોના વરસાદથી તમારા શરીર ઉપર થયેલી અસર નાબુદ કરવા ઉપાય લીધા. પરપુરૂષને સ્પર્શ ન કરવો એ આપે શીખવ્યા છતાં તમો પિતાને માટે મને ઠીક લાગ્યું તેમ મેં કર્યું છે. "મનુષ્ય સમાજ એક જટિલભ્રમ જાળ છે. ખરે વખતે ખરૂં કાર્ય કરવાનું કોઇને સુઝતું નથી અને અયોગ્ય ઇચ્છા માટે સૌ ઝુરી મરે છે". સત્યમિત્રાએ તો ખરે વખતે ખરૂં કાર્ય કરી લીધું.

માસ્તરે પોતાની બધી હાલહવાલ સ્થિતિ જાણી પોતાને ઉગારનાર સત્યમિત્રાનો ઉપકાર માન્યો અને વહાલથી અનાયાસે ને કંઇ પણ તર્કવિતર્ક વિના ચુંબન લીધું. થોડા દિવસ ત્યાં રહી જ્ઞાનગોષ્ટી કરી વરસાદ બંધ પડયો ત્યારે પોતાના ખડીયામાંથી કેટલીક સોનામહોર કાઢી તે પોતાની પુત્રીરૂપ સુશીલાને પરાણે આપી ઘર તરફ વિદાય થયો.

થોડા દિવસ પછી સુશીલાનો પતિ પરગામથી ઘેર આવ્યો. દૂર રહેતી એક ઇર્ષ્યાખોર સ્ત્રીએ માસ્તરને અને સુશિલાને એકજ ઘરમાં કેટલાક દિવસ સાથે વસેલા જોઈ કેટલીક અણદીઠેલી ને અણસાંભળેલી વાતો કહી તેના પતિના કાન ભંભેર્યા. પતિ એકંદરે ઠીક ભણેલો અને સ્વભાવે ઠીક હતો એમ કહી શકાય પણ તે મૂળે હલકા વર્ણનો અને સારા સંસ્કારનો નહોતો. તેણે સુશીલાનો ખુલાસો માગ્યો. સુશીલાએ અથથી ઇતિ સુધી વિસ્તારીને વાત કરી તોપણ તેના મનમાં કંઇક વહેમ તો રહી ગયો. આનું કારણ સુશીલા ને તેનો પતિ કોણ હતો તે જાણવાથી જણાઇ આવશે.

પ્રભુલાલ શેઠને ત્યાં સુશીલા ઉછરી મોટી થઇ હતી અને પ્રભુલાલ પોતાના વતનમાં નહિ પણ મુંબઇમાં ધંધાધાપા અર્થે બહુ વસતા હોવાથી તેના ઘરની હકીકત તેના વતનમાં ઓછી જાણવામાં હતી. વિઠોબાની જાત્રાએ જતાં પંઢરપુર આશ્રમમાંથી એક ઉતરતા વર્ણની માબાપ વિનાની બાળકી તેના હાથમાં આવી હતી, તેને તેમણે ઉછેરી મોટી કરી હતી. તેને સારા સંસ્કારવાળી અને પોતાની જ્ઞાતિમાં દીપી ઉઠે એવી કરવા તેમણે સારામાં સારા માસ્તરની ગોઠવણ કરી હતી. ગૃહશિક્ષણ ને સંસ્કારી સદાચારી શિક્ષકને લીધે તેનામાં ઉતરતા વર્ણનાં એક પણ લક્ષણ રહ્યાં નહોતાં. તેને સારે ઠેકાણે પરણાવવા પ્રભુલાલ શેઠનો વિચાર હતો પણ તે પહેલાં શેઠ ગુજરી ગયા. સુશીલા એ પાલક પુત્રી હતી એમ દાસીઓને લાગતાં અનાથાશ્રમના એક યુવાન સાથે તેને પરણાવવામાં આવી. આ યુવાન પોતે જાણે સાહેબ લોકનો પુત્ર હોય એવા ડોળમાં રહેતો. પ્રભુલાલ શેઠે જે સંસ્કાર સુશીલાને આપ્યા હતા તે સંસ્કાર સુશીલાના પતિને મળ્યા નહતા. સુશીલા જેમ ઉતરતી વર્ણમાં જન્મી હતી તેમ તેનો પતિ પણ ઉતરતા વર્ણમાંજ જન્મ્યો હતો. ને કંઇક મોટો થયા પછી માબાપ મરી ગયાથી અનાથાશ્રમમાં દાખલ થયો હતો તેથી પોતાના વર્ણની રીતભાતને લક્ષણો યોગ્ય સંસ્કાર વિના કંઈ કંઇ એનામાં રહી ગયા હતા. સુશીલાને આવો વર મળવો જોઇતો નહોતો પણ પૂર્વે કરેલાં કર્મો (પ્રારબ્ધ) તેને ત્યાં ઘસડી ગયાં.

માસ્તર મહાશય સોનામહોરો આપી ગયેલા તેથી સુશીલાએ ઘરની જે સારી ગોઠવણ કરી હતી તે જોઈ રાજી થવાને બદલે સુશીલાનો પતિ બળ્યાં કરતો હતો. તેવામાં ગુરૂજીનો

એક પત્ર સુશીલાપર આવ્યો તે અવિશ્વાસથી તેના પતિએ ફોડયો પણ તે વાંચતાં તેનો વહેમ ટળી ગયો ને પછી પાછું સુશીલાને અને તેને ઠીક ચાલવા લાગ્યું.

વાંચનાર ! હવે આપણે આ વાતનો અંત લાવીએ. સેવાસદનમાં અંતે સુશીલાએ દાખલ થઇ ત્યાં દાખલ થયેલા માસ્તર મહાશયના કાર્યમાં સંપૂર્ણ મદદ આપી. સુમિત્રની ગરજ સારી. લોકોનું કલ્યાણ કરી સેવાને સન્માર્ગે અનેક જીવોને દુર્ગતિમાંથી ઉદ્ધારી આ સદ્‌ગુરૂ અને આ સુશિષ્યાએ ધાર્મિક કેળવણી અને સુનીતિના સંસ્કારથી શું શું થઇ શકે છે તે જગતને બતાવી આપ્યું. **सेवाधर्मः परमगहनो** એ વાક્યને સેવાધર્મઃ પરમ સુલભો કર્તવ્યથી જણાવી અંતે એ બંને સત્પાત્રો બીજી દુનિયામાં કુચ કરી ગયાં. પ્રભુ ! આવાં સત્પાત્રો આ વિશ્વમાં વિશેષ ઉત્પન્ન કરો.

---

## संपत्तिनी उत्पत्तिनां मुख्य कारणो.

મેહેતાજી—આજે આપણે સંપત્તિ ઉત્પન્ન કરનારાં કારણો વિશે વિચાર કરીએ. તેમાં મુખ્ય કારણો તથા ઉપકારણો એવા બે પ્રકાર છે. ઉદ્યોગ અને જમીન વગેરે પ્રકૃતિસિદ્ધ પદાર્થ એ બે મુખ્ય કારણો છે અને અનુભવ સહિત જ્ઞાન, લક્ષપૂર્વક અવલોકન, પ્રકૃતિસિદ્ધ અનુકૂળતા, ઉથલપાથલ કરવાનો સ્વભાવ, લોકોનું શાણપણ તથા સાચવટ, ઉદ્યોગની વહેંચણ અને માલનું રક્ષણ એ સાતને ઉપકારણો સમજવાં. એઓ વિશે એક પછી એક એમ ન બોલતાં, એઓ સંબંધી જે જે પ્રકરણો આવશે તેમાં હું બોલીશ. વારૂ ગોપાળ ! તેં આ બાબતસર કોઇ દિવસ વિચાર કીધો હતો કે ?

ગોપાળ—તે વિચાર શું કરવા કરવો જોઇએ. પદાર્થ માત્ર તો જમીનમાંજ પેદા થાએ છે. ત્યારે સંપત્તિની નિપજનું કારણ જમીનજ દેખાએ છે; તેથી બીજાં કારણોની કાંઇ જરૂર નથી દેખાતી.

મેહેતાજી—ભાઇ, ત્હારા મત પ્રમાણે તો સારી પાકવાળી જમીન અને સારી હવા હોય એટલેજ સંપત્તિ પેદા થાય છે, મહેનત કરવાની જરૂર નહીં; તથા ષડરસ ભરેલી થાળી મોહો આગળ મુકી એટલે ખાધા વગરજ તે અન્ન પેટમાં જાએ છે, એમ નિકળે છે, પણ તેમ નથી. ઉદ્યોગ કરવોજ જોઇએ—જો ઉદ્યોગ ન કીધો, અને જમીન સારી પાકવાળી હોય તો તે માંહેથી શું થવાનું છે ? પણ જો જમીન વહેવારે સારી હોય ને ઉદ્યોગ વધારે હોએ તો તે ઠેકાણે સેંકડો ખેતરો અને બાગ બગીચા થવા માંડશે. અરે આવું શું કરવાને, આપણી પાસેની મહાબળેશ્વરની જમીન જોની ! કેવળ પથ્થરની છે, પણ તેમાંએ, કેટલાક કીડી સરખા ઉદ્યોગી એવા ચિનાઓએ તેમાં થોડા દાહાડા થયાં બટાટા વાવવા માંડયા છે; જે માંહેથી તેઓ પોતાનું ગુજરાત ચલાવે છે, એટલુંજ નહીં, પણ તે માંહેના કેટલાએકોએ તો ગાંઠે સારી પુંજી પણ કીધી છે. હવે આ તો ઘણો હલકો દાખલો છે ખરો; પણ એ ઉપરથી ઉદ્યોગ કીધો હોય તો, સંપત્તિ મેળવવી અશક્ય નથી એવું સિદ્ધ થાએ છે. વળી નીતિનું પણ વચન છે, કે उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी दैवेन देयमिति कापुरुषा वदंति ॥

ઉદ્યોગી પુરૂષને સિંહના સરખો જાણવો; ને તેનેજ લક્ષ્મી મળે છે. જેઓ આળસુ છે તેઓ તો નસિબે કરીનેજ લક્ષ્મી મળે છે, એમ માની હાથ પગ પસારી બેસે છે.

ગોપાળ—તો પછી જમીનની કંઇ જરૂર નથી એમ કહેવાનો તમારો મતલબ છે કે શું?

મેહેતાજી—ત્યારે ભાઇ, હું એમ કેહેતો નથી, પણ તારા બોલવા ઉપરથી સંપત્તિ ઉત્પન્ન કરનાર મુખ્ય કારણ તે જમીન એવું જે નિકળે છે તે તોડવાને હું આટલું બધું બોલ્યો.

ગોપાળ—ત્યારે શું એકલા ઉદ્યોગથી પણ સંપત્તિ ઉત્પન્ન થાય છે કે?

મેહેતાજી—હું એમ કહેતો નથી, પણ સંપત્તિને ઉત્પન્ન કરનારાં કારણો માંહેનાંજ ઉદ્યોગ તથા જમીન એ બે છે એમ કહું છું.

ગોપાળ—વારૂ ત્યારે, જાણે કે એક માણસ ઉદ્યોગી છે અને તેના મનમાં પોતાની મેહેનતનું સાર્થક કરવું એમ આવ્યું, અને પોતાને જોઇએ તેટલી જમીન પણ મળી છે; પરંતુ તેની પાસે હથિઆર નથી ત્યારે તેની મેહેનતનું ફળ શું? સાધન વગર તેની મેહેનત તથા જમીન હોઇને ફલ કંઇ થવાનું નહિ.

મેહેતાજી—જમીન અને ઉદ્યોગ એ બે સંપત્તિને ઉત્પન્ન કરનારાં કારણો. એટલેથીજ કામ થાએ છે એમ નથી, તો બીજું પણ એક કારણ છે. જે વડે મેહેનત કરવી એવા જે હથિઆરરૂપી પદાર્થ તેમનો જમાવ કરવો એ પણ સંપત્તિને ઉત્પન્ન કરનારૂં કારણ છે. તે પદાર્થ ક્યાં કહીશ, તો સાંભળ, કણબી ગણુસર બેસતાંજ ખેતર તૈયાર કરવા માંડે છે; ત્યારે તૈયાર કર્યાની આગમજ કેટલાંક હથિઆર જોઈએ છે વારૂ? એક તો હળ, બળદ, કોદાળી, પાવડા વગેરે હથિઆરો તો પેહેલ વેહેલાં જોઇએ; અને અને તે પણ એકલાં હોઇને ફળ શું? તેની પાસે ચાર મહિનાનું ભાથું જોઇએ; એ પ્રકારે તેની પાસે જ્યારે સઘળી સામગ્રી હોય ત્યારે તેનાથી આગળ ખેતી થાએ. વળી એ સામગ્રી પણ ઉદ્યોગથીજ મળી આવે છે; ત્યારે એ ઉપરથી જોતાં સંપત્તિ ઉત્પન્ન કરનારાં કારણો બે છે, એવું મુકરર થાય છે. તેમાં એક તો ઉદ્યોગ અને બીજા સૃષ્ટિ માંહેલા પદાર્થ ને તેમાં મુખ્યત્વે કરીને જમીન, પાણી, વાયુ વગેરે.

ગોપાળ—ત્યારે સંપત્તિ ઉત્પન્ન કરનારાં કારણોમાં એકલી જમીન આવતી નથી, પણ સૃષ્ટિ માંહેના બીજા પદાર્થ પણ આવતા દેખું.

મેહેતાજી—હા, વનસ્પતિ, ધાતુ વગેરે જે સૃષ્ટિ માંહેના પદાર્થો તેમાંનો જમીન એ પણ એક મુખ્ય પદાર્થ છે. જેવી જમીન સંપત્તિની પેદાશને જરૂરની છે, તેવાજ પાણી વગેરે પદાર્થો પણ જરૂરનાં છે. કોઇ કોઇ દેશ વ્યવહાર વ્યવસ્થા જાણનારા, સંપત્તિને ઉત્પન્ન કરનારાં કારણો ત્રણ છે એમ કેહે છે. તે એવાં કે એક ઉદ્યોગ, બીજું આગળ કહેલી સાધનભૂત સંચિત સામગ્રી અને ત્રીજી પ્રકૃતિ એટલે ઇશ્વરી સત્તા.

ગોપાળ—મહારાજ! સંપત્તિ જે ઉત્પન્ન કરવાની તે તો શિલ્પાદિ વ્યાપારથી ઉત્પન્ન થાય છે, ત્યારે તેમાં પ્રકૃતિનો શો સંબંધ?

મેહેતાજી—શિલ્પાદિને પણ પ્રકૃતિ જોડે સંબંધ છે. સુથાર જ્યારે એક પેટી ઘડવા માંડે છે ત્યારે તે પેટીના અનેક ભાગ પ્રકૃતિના સંબંધવડેજ એક બીજાને વળગી રહ્યાથી જ તે પેટી બને છે. એ કેમ વળગી રેહે છે એમ પુછીશ તો, પદાર્થોનાં કણોએ એક બીજા સાથે વળગી રહેવું એ પ્રકૃતિનોજ ધર્મ છે; ને તે ધર્મને સ્નેહાકર્ષકત્વ કેહે છે. એ જો લાકડાં

વગેરેમાં નહીં હોત તો શિલ્પવ્યાપાર ક્યાંથી થાત ? એ વાસ્તે સંપત્તિ ઉત્પન્ન કરવાને સ્નેહાકર્ષકત્વ, પ્રકાશ, ગર્મી, એઓની મદદ તો જરૂર જોઇએ; અને એજ જો પ્રતિકુળ થયાં તો પછી આપણું કાંઇજ ચાલવાનું નથી.

ગોપાળ—વારૂ ત્યારે ઉદ્યોગ અને બીજું જે પદાર્થોવડે ઉદ્યોગ કરવો તે પદાર્થ, એવાં સંપત્તિને ઉત્પન્ન કરનારાં બે મુખ્ય કારણો છે એમ કહ્યું તો ચાલશે કે નહિ ?

મેહેતાજી—હા, ચાલશે. ભાઈ તને સંપત્તિ ઉત્પન્ન કરનારાં કારણો તો સમજાયાં. હવે આપણે તેઓનાં સ્વરૂપનો વિચાર કરીએ. તેમાં પેહેલ વેહેલો આપણે ઉદ્યોગ લઇએ. વારૂ ગોપાળ ઉદ્યોગ કેટલી તરેહના હોય છે ?

ગોપાળ—ઉદ્યોગ બે તરેહના, એક મનવડે ઉદ્યોગ કરિએ તે અને બીજો શરીરવડે કરિએ તે.

મેહેતાજી—તેં ઘણો સારો જવાબ આપ્યો, કોઈ એક વાત તો એકલી મનની મેહેનતવડેજ થઇ એમ નથી. તેમજ તે એકલી શરીરની મેહેનતવડે થઇ એમ પણ નથી; પણ સઘળાં કામોમાં એ બંને પ્રકારની મેહેનત થોડી કે ઘણી હોય છે. મજુરો જેઓ બોજો ઉપાડે છે, તેમને પણ તે બોજો કેમ ઉંડાવવો, તથા તે ક્યાં લઇ જવો એ વિશે થોડોક પણ મનનો ઉદ્યોગ કરવો પડે છે, તેમજ કોઇ મોટો કાળીદાસના જેવો ભણેલો હોય છે, તેને પણ પોતાના વિચારવડે બનાવેલા ગ્રંથને લખવાની અથવા લખાવવાની શરીરની મહેનત કરવી જોઇએ. અભ્યાસ કરતી વખતે પણ ઘણી તરેહના શરીરવડે ઉદ્યોગ કરવા પડે છે. વાસ્તે સંપત્તિને ઉત્પન્ન કરવાને બંને જાતની મહેનતની જરૂર છે. જેમ આપણે કાતરનાં બે પાનાં જુદાં કીધાં તો એક પાનેથી કંઇજ થવાનું નહિ; તેમજ મન અને શરીરના ઉદ્યોગ વિષે સમજવું.

ગોપાળ—મહારાજ, ઉદ્યોગને પ્રકૃતિની કઇ તમે કહી તેવી જરૂર નથી, એને માટે મારૂં બોલવુંજ મને ખરૂં લાગે છે.

મેહેતાજી—એ વાતનો આગળ વિચાર થશે. હાલ તો એટલુંજ કહું છું કે આ સૃષ્ટિ મહિના વાયુ, પાણી, તેજ, ગરમી વગેરે પ્રકૃતિસિદ્ધ પદાર્થોની જુદી જુદી શક્તિઓજ માણસની બનાવટને અનુકૂળ થઇને તેને સફળ કરે છે. સૃષ્ટિ મહિના પદાર્થ માત્રના જે સાંસિદ્ધિક ધર્મ અને તેમની જુદી જુદી શક્તિઓ મળીને એકલી પ્રકૃતિજ બનેલી છે, એમ સમજવું. હવે જમીન તો જેટલી જોઇએ તેટલી નથી, પણ વાયુ, પાણી, તેજ અને ગરમી એઓ તો જેટલાં જોઇએ તેટલાં ઘણી ખરી જગ્યાઓમાં મળી આવે છે. એ વાસ્તે જે નિયમોના અનુરોધે કરીને જમીનનો વહેવાર ચાલે છે, તેજ અનુરોધવડે આમનો વહેવાર ચાલે છે એમ નથી, પણ જે ઠેકાણે પાણીના પ્રવાહના યોગે કરીને ઘંટીથી લોટ દળાય છે, ત્યાં પાણી કીમતમાં ચડે છે, અને તેજ પ્રમાણે ઇંગ્લાંડ દેશમાં મજ્જનઘંટિકા કરીને એક પાણીમાં ઉતરવાને ઘંટ કર્યો હોય છે, તેમાં બેસીને પાણીને તળીએ ગયા પછી તેમાં બેઠેલા લોકોને પોતાના જીવ બચાવવાને હવા જોઇએ છે ત્યારે, તે, ઘણો ખર્ચ કરીને બનાવેલું એવું એક યંત્ર તે મહિથી હેઠે ઉતારી દેવું પડે છે, તે ઠેકાણે હવાની કીમત ચડે છે.

ગોપાળ—એ તો ઠીક, પણ આગળ કહેલાં કારણોથીજ જ્યારે સંપત્તિ ઉત્પન્ન થાય છે, ત્યારે તે સઘળે ઠેકાણે સરખી કેમ થતી નથી? ગુજરાત પ્રાંતમાં તથા નર્મદા નદીને

કિનારે રાનો છે તે માંહેના જે ગોંડ તથા ભીલ લોક છે તેઓ મહેનત કરે છે; અને સુરત શહેરની આજુબાજુના લોકો પણ ખેતી કરે છે, ત્યારે તેમની અને આમની હાલતમાં આટલો બધો તફાવત કેમ વારૂ ? કે તે ડુંગરના રહેનાર લોકોને તો રાત દાહાડો મહેનત કરતાં પણ પેટપુર અન્ન અને પહેરવા જેટલાં લુગડાં પણ મળતાં નથી અને એઓને તો વા: વા: સુખ મળે છે; ત્યારે એવું કારણ શું ? આ આપણા દેશમાં લોકો મહેનત કરે છે; અને ઈંગ્લાંડ દેશ ( એટલે જ્યાંહાંથી આપણા દેશમાં રાજ્ય ચલાવનારા આવે છે, એ)માં પણ લોકો વેપાર કરે છે; ત્યાંજ આટલો બધો વેપાર, કલાકૌશલ્ય અને વિદ્યા કેમ ? અને આપણા દેશમાં શા વાસ્તે નથી ?

મેહેતાજી—તેં ઘણો સારો સવાલ કર્યો. એણે કરીને તો તેં, અનુભવ સહિત જ્ઞાન વગેરે જે સંપત્તિને ઉત્પન્ન કરનારાં કારણો તે કહેવાને મને યાદ દેવડાવ્યું. અરે ભાઈ, સંપત્તિ ઉત્પન્ન કરવાનાં જે સાધનો છે, તેઓનો સારો ઉપયોગ થયો નહિ, એટલે તે સઘળાં નિષ્ફળ થાય છે. જો કે આપણે બે કસબી લાકડાં ચીરનારા અને બે અનાડી ગડીઓને સારાં હથીઆર આપી તે લાકડાં ચીરવા બેસાડ્યા, તો પેલા કસબીઓ તે કામ સહેજ કરી નાખશે, પણ તે તેવું પેલા અનાડીઓને હાથે થવાનું નહિ; કાં ઘણું તો તેઓને હાથે હથિયારોનો નાશ થઇને તેમની જાતને તેઓ દુઃખ કરી લેશે. એ ઉપરથી ત્હારે પેલા ગોંડ લોકો તથા તેમની આજુબાજુના ખેડુતોની સ્થિતિમાં તફાવત કેમ છે તે સમજવું. એવું અંતર પડવાને બીજાં પણ ઘણાં કારણો છે, પણ તે કહ્યાની અગાઉ હું તને બીજી એક વાત કહું છું, તે એવી કે:—

અસલના વખતથી આપણા હિંદુસ્થાન દેશમાં તરેહ તરેહનાં લુગડાં બનતાં તથા તે બીજા દેશોમાં જતાં, અને સુમારે સન ૧૫૦૦ ઇસવીથી યુરોપિયન લોકો અહિંઆં આવવાં માંડયા ત્યારથી કેટલાંક વર્ષ લગણ જ્યાં સુધી એકલા પોર્ટુગીઝ ( એટલે ફિરંગી ) લોકોજ અહિંઆં આવતા ત્યાંસુધી હિંદુસ્થાનનો વેપાર એકસરખો ચાલતો. પણ આગળ જતાં જ્યારે ઇંગ્લિશ ( એટલે ઇંગ્રેજો ) અહિંઆં આવ્યા, ત્યારે તેઓએ હળવે હળવે અહિંઆંના કાપડના વેપારને તોડવા જેવો ઉદ્યોગ માંડયો. તે એવી રીતે કે અહિંઆંથી રૂ લઇ જવા લાગ્યા, તથા ત્યાં એક મોટી બુદ્ધિવાળો અને નવી યુક્તિઓ શોધી કાઢનારો એવો એક વાટ્સ નામે વિખ્યાત માણસ થયો, તેણે ઘણી જાતના વેપારને કામ લાગે એવો જે વરાળયંત્ર તેમાં ઘણી સારી ગોઠવણી કરીને તેને પૂર્ણતામાં આણ્યો; અને તેમજ આર્ક રેટ વગેરે સાહેબોએ રૂ પીંજીને તેના દોરા વણવાની મોટી કુશલ યુક્તિ કાઢીને શિલ્પકળાનો એટલો તો ઉત્કર્ષ કીધો કે, આજ તે લોકો તો આ દેશ માંહેથી રૂ લઇ જઇને, તેનાં ત્યાં લુગડાં બનાવી, તેમને પાછાં અહિંઆં લાવીને વેચે છે; એવું છતાં પણ અહિંઆંનાં બનેલાં કપડાં કરતાં તે સોંઘાં પડે છે. વાસ્તે તેઓમાં આટલી બધી શક્તિ આવવાને મૂળભૂત કારણ જો કે ઉદ્યોગ છે, તોએ તેની સાથે બીજાં બીજાં સાધનભૂત કારણો પણ છે. ને તે દરેકનો આપણે વિચાર કરવો યોગ્ય છે.

મેં તને સંપત્તિ ઉત્પન્ન કરનારાં કારણો મુખ્યત્વે કરીને કહ્યા ખરાં, પણ તેઓ થકી આપણને વતું વતું ફળ મળવા માટે બીજાં તેઓને લગતાં ઉપકારણો છે, તે આપણે અનુકૂળ કરી લેવાં જોઇએ. આ સઘળાં સંપત્તિ ઉત્પન્ન કરનારાં કારણો જેમ જેમ આપણને સમજાતાં જાય છે, તેમ તેમ આપણી સંપત્તિ ઉત્પન્ન કરવાની શક્તિ વધે છે.

ગોપાળ—મહારાજ, જેવાં તમે સંપત્તિ ઉત્પન્ન કરનારાં કારણો કહ્યાં, તેવાંજ તમે ઉપકારણો પણ કહેશોજ, પણ તે સાંભળી લીધાની આગમજ મને એક શંકા ઉપજી છે તે હું કહું છું-કે તમે તો સંપત્તિને ઉત્પન્ન કરનારાં કારણો ઘણી તરેહનાં કહો છો, પણ મને તો લાગે છે કે, ઉદ્યોગ એજ સંપત્તિને ઉત્પન્ન કરનારૂં કારણ છે, કેમકે સોનું રૂપુંજ લઇએ તો પણ તેને ખાણ માંહેથી ખોદી કહાડીએ ત્યારે તે હાથ લાગે છે; ને એવું છતાં એ સોનું રૂપું મળાનેજ સંપત્તિ નથી, તેમાં કંઈ બીજું પણ જોઇએ છે. વારૂ, ઘર લઇએ તો તેને પણ બંધાવીએ ત્યારે થાય છે. અનાજ વગેરે પણ ખેતી ખાતર કરીએ ત્યારે પેદા થાય છે; અને કસબી કારીગર લોક જેઓ તરેહ તરેહની જણસો બનાવે છે, તેઓને પણ કષ્ટ કરવું પડે છે. એ ઉપરથી આવું સિદ્ધ થાય છે કે, કષ્ટ કરવું એજ સંપત્તિ મેળવવાનો ઉપાય, ને કષ્ટથીજ સઘળી સંપત્તિ પેદા થાય છે.

મેહેતાજી—સંપત્તિ ઉત્પન્ન થવાને કષ્ટ કરવું જોઇએ એ વાત હું કબુલ કરૂં છું. પણ ફક્ત કષ્ટવડેજ સંપત્તિ પેદા થાય છે એવું નથી; કારણકે તું જો, કે જંગલી લોકોને કેટલાં કષ્ટ છે? તેવાં કષ્ટ સારી ખેતી કરનારને પડતાં નથી. એવું છતાં એ જંગલી પાસે સંપત્તિ હોતી નથી, અને ખેડુત પાસે અનાજ વગેરેની સંપત્તિ હોય છે. જંગલી માણસને જે પેટને સારૂ જોઇએ તે મેળવવાને પણ ક્યાં ક્યાં ભટકવું પડે છે; તે ફરવું પણ કેવળ જીવસટાનું હોય છે. ઘણાંજ સાદાં ઘર, બિલકુલ જાડાં પાતળાં આયુદ્ધ અથવા હથિયારો, અને તેવામાં વળી કંઇ બીજું કારણ આવી પડ્યું એટલે અડચણ પડે છે. એવાં એવાં જંગલી લોકોને કષ્ટ પડે છે. તું કહીશ કે સારાં સુધરેલાં માણસોને પણ કષ્ટ કરવું પડે છે; ત્યારે એમ સમજવું કે કષ્ટ તો સઘળાં માણસોની પછવાડે લાગેલુંજ છે; માટે કષ્ટ કરીને નિર્વાહ કરવો એ તો આપણે લખાવીજ લાવ્યા છીએ. એવું છતે જંગલી માણસ જે કષ્ટ કરે છે તેને ફક્ત પેટ જેટલું મળે છે; પણ સારૂં સુધરેલું માણસ જે કષ્ટ કરે છે તેને સંપત્તિ મળે છે.

ગોપાળ—જંગલીની કળાકુશળતા અને ગમત જે કહીએ તે શિકાર, ઝુંપડી બાંધવી, હથિયાર બનાવવાં, અથવા કંઇ સહેજ ઘર ખટલાની ખટપટ કરવી, એ તો તેનાથી ઠીક બનતું નથી; ત્યારે જંગલીને સંપત્તિ તે ક્યાંથી મળે? વળી જંગલી લોકો એટલા તો આળસુ અને અણાણી હોય છે કે, આપણે કોઇનું આળસપણું અથવા મૂર્ખપણું એ વિષે બોલવું હોય તો આપણે તે જંગલી છે એમ કહીએ છીએ; ત્યારે ચપળાઇથી અને હોંસથી મંડીને કરવાનો જે ઉદ્યોગ, અને જે સુધરેલા માણસથી થાય છે તે, તે જંગલી લોકથી ક્યાંથી થવાનો?

મેહેતાજી—ત્યારે ભાઇ રે, અનુભવ સહિત જ્ઞાન અને લક્ષપૂર્વક અવલોકન હોય તોજ સારી રીતે ઉદ્યોગ થઇ શકે. પછી જેવો ઉદ્યોગ કરવો હોય તેવો કર્યો તો તે માંહેથી સંપત્તિ પેદા થાય છે. માટે એવો ઉદ્યોગ જંગલી લોકોમાં વધારવો, તેઓનું આળસ ઉડાડીને તેમને જાગૃત કરીને તેમને ધીરજ આપવી, અને એક સરખી મહેનત કરવાની તેમને ટેવ પડે એવી આશા આપવી; કેમકે માણસનો સ્વભાવ એવો છે કે તેને આળસ સારૂ લાગે, ને ઉદ્યોગ કહ્યો એટલે તો છાતીતોડ કામ કરવું જોઇએ, ને એવી છાતીતોડ મહેનત તો જ્યારે તેવીજ લત લાગે છે ત્યારે થાય છે. સુધરેલા લોકો ઘણા ઉદ્યોગી હોય છે, પણ તે ઉદ્યોગ કરવાની ટેવ તેમને સારી પેઠે શિખ્યાથી પડે છે, કંઇ પોતાની મેળેજ પડતી નથી. તેઓને પેટપુર અન્ન અને અંગ ઢંકાય તેટલાં લુગડાં, એટલાની ઇચ્છા નથી હોતી, પણ અનેક

પ્રકારનાં સુખ અને ઉપભોગ જે નજરે પડે છે તેમની પણ તેઓને ઇચ્છા થાય છે; ત્યારે તે ઇચ્છાની લત લાગ્યાથીજ તેઓ ઘણી મહેનત કરવા લાગે છે. તેઓ કષ્ટ કરે છે, તથા મહેનતવડે પૈસો મેળવે છે ને પછી જેમ જેમ સુખનો અને ભોગનો તેમને સ્વાદ લાગતો જાય છે, તેમ તેમ તેઓ હોંસે કરીને વધારે વધારે મહેનત કરતા જાય છે. એવું જંગલી લોકોથી બનતું નથી. તેને કશાની ગરજ પડી, ને તે તેને તે વખત મળવા જેવું ન હોય તો તે વિશે તે મહેનત કરતો નથી. તેને સારૂં શિખવવાનું નહિ, અને અજ્ઞાન ઘણું તેથી તેની ઇચ્છા ઓછી હોય છે; ઇચ્છા ઉત્પન્ન થવા જેવાં સુખ તેના જોવામાં આવતાંજ નથી. સારી મઝાની મોજો તેની નજરે પડતી નથી. એટલે તેનું મન તે તરફ ક્યાંથી દોડે ? જે તેને ઘણું જરૂરનું હોય છે તેની લતથીજ તે જાગૃત થઇને કામ કરવા લાગે છે; અને ભૂખની પીડા મટી એટલે આગળ કેમ થશે એની ચિંતા ન કરતાં તે સુખે સુએ છે.

ગોપાળ—ત્યારે મહેતાજી, એક તો જંગલી, જંગલી લોકોની ઇચ્છા ઓછી ને તે વળી જીવને હાયવરાળ થયા વગર તૃપ્ત થાય છે, ને એવું સુધરેલા દેશના મહેનતુ લોકોને થતું નથી, કારણકે તેઓની ઇચ્છા ઘણી હોઇ, ને આવક થોડી એટલે સુખ પણ કાનમાં માટે સદરહુ મુજબ જો જંગલી લોકોની હાલત હોય તો તેમને સુખી માનવા.

મેહેતાજી—બિલકુલ અજ્ઞાને કરીને જડબુદ્ધિ તથા ઢોરના જેવી હાલત થઇને ઇચ્છા નહિ એવું થવું તે કંઇ તૃપ્તિ નહિ, ને તેને સુખ પણ કહેવું નહિ. ઘણા જુદા જુદા દેશ ફરી આવ્યાનું વર્તમાન, કોઇ એક કવિએ કાવ્ય રૂપે ઇંગ્રેજીમાં રચ્યું છે. તેમાં એક સારૂં રસાળ વચન છે, જેનું તાત્પર્ય ખરૂં જેવું લાગે છે. તે એવું છે કે કોઇએક વસ્તુની ગરજ પડી છતે મન તે તરફ દોડે છે તેણે કરીને ઇચ્છા પેદા થાય છે, ને પછી તે વસ્તુ મળી એટલે જાણે આનંદનો ઝરોજ મળ્યોતો, એવું મનને થાય છે. વળી બુદ્ધિને જડપણું આવીને ઇચ્છા નહિ જેવી થાય છે તેને તું સુખ માનતો હોય તો તેવું સુખ પણ જંગલી માણસને હમેશાં રહે છે એવું નથી. જંગલી દેશોમાં જઈ આવેલાઓનાં વર્તમાનો વાંચી જોયાં હોય તો એવું નજરે આવે છે કે સુધરેલા દેશના ગામગામતરાના મહેનતુ લોકો જે સંપત્તિ તથા સુખ ભોગવે છે તેવાં સંપત્તિ તથા સુખ પણ, જંગલી લોકોને નથી હોતાં. હવે બીજાં ઉપકારણો કહ્યાની આગમજ માલનું રક્ષણ કરીને જે છેલ્લું ઉપકારણ છે તે તરફ તારૂં ધ્યાન લાગવા માટે હું તનેજ એક સવાલ પુછું છું. વારૂ, ભાઇ, કોઇ સારો સુધરેલો માણસ જંગલી લોકોના ગામમાં જઇને, સારી સમાસ થાય એવી ઝુંપડી કેમ બાંધવી, તથા ચોમાસાના ચાર મહિના સારૂ ખોરાકની તજવીજ કેમ કરી મુકવી, તથા તીરકામઠાં સારાં કેમ બનાવવાં, એવી એવી કામજોગી હીકમતો તેમને એક એકને શિખવવા લાગ્યો તો ત્યાં શું થશે વારૂ ?

ગોપાળ—ત્યાં એવું થશે કે પેલો સુધરેલો માણસ કામ કરવાની જે સારી હિકમતો શિખવશે તેથી કેટલાએકને સુખ થવા માંડશે, ને ગામ માંહેનાં બીજાં માણસો તે જોઇને પોતે પણ તે હિકમતો પ્રમાણે કામ કરવા લાગશે, તેથી હોંસે કરીને ઉદ્યોગ કરવો એવું જ્યાં ત્યાં થવાનું.

મેહેતાજી—પણ તે જંગલી લોકો માંહેથી એકે ઉદ્યોગ કરીને જે મેળવ્યું હોય તે કોઇ આળસુ માણસ સરજોરીથી અથવા દગો કરીને લઇ જાય, અથવા કષ્ટ કરીને ઝુંપડી બાંધી હોય તેમાં પોતે ભરાઇને તે ઝુંપડીના બાંધનારને હાંકી મુકે, અથવા ચોમાસાના દિવસને સારૂ જે અનાજ ભરી મુક્યું હોય તેજ લુંટી લઈ જાય, અથવા સારાં અણીદાર બનાવેલાં તીરો

હોય તેજ લઇને તેની છાતીમાં મારે, એમ થવાનું નહીં કે ? ને એવું જો થવા લાગ્યું તે તે સુંવરાવટજ નાશનું કારણ થશે. પછી તે સુધરાવટ કોણ કરવાનું ? જે કાંઇ મેળવવું તે સુખ ન દેતાં ઉલટું દુઃખમાં નાંખવા લાગે; અને જે આપણી પાસે રહેશે એ પણ મુકરર નહીં એવું જ્યારે લાગવા માંડ્યું, ત્યારે તે મેળવવાનો ઉદ્યોગ પણ કોણ કરશે ?

ગોપાળ—પણ જો માલનો બચાવ થાય એવો કાયદો ઠરાવ્યો તો તેવો અનર્થ થવાનો નહીં.

મેહેતાજી—ખરૂં, પણ ફલાણા માલ ઉપર ફલાણાની સત્તા, એવું પહેલેથી સિદ્ધ થવું જોઇએ, પછી તે સત્તાનું રક્ષણ થાય. દેવે સર્વે વસ્તુઓ પેદા કીધી, ત્યારે તે વસ્તુઓ ઉપર સઘળાં માણસોની સત્તા સરખીજ હોયા છતે, આ માલ તો ફલાણાનો ને આ માલ ફલાણાને. એવું જે ઠર્યું તેનું નામ કાયદો. આ મારૂં, તારૂં નથી, એ રીતે માલ ઉપર સત્તા કરવાની ચાલ લોકોમાં પહેલી અવસ્થા માંહેથીજ પડી ગઇ છે, તે ઉપરથી કોઇને એવું લાગશે કે માલ ઉપર સત્તા કરવી એ મૂળથીજ સિદ્ધ છે, તથા તે કંઇ ઠરાવ કીધાથી નહીં થયું હોય. પણ એમ નથી. કાયદાથી ઠરાવ થતાં સુધી ફલાણી વસ્તુ તો મારી છે, એમ કહેવાનો કોઇનો અધિકાર નથી.

ગોપાળ—જેણે મેહેનત કરીને શિકાર માર્યો, અથવા ઝુંપડી બાંધી, અથવા હથિયારો બનાવ્યાં, તેને પણ તે વસ્તુઓ મારી એમ કહેવાનો અધિકાર નથી કે ? તે વસ્તુઓ કોઇ સરજોરીથી છિનવી લઇ ગયો, તો તે છિનવી લઇ જનારાની સત્તા તે ઉપર થનાર નહીં.

મેહેતાજી—જે માણસે એકાદિ વસ્તુ પોતાની મેહેનતવડે ઉત્પન્ન કીધી તો તે વસ્તુ ઉપર તેની ખરી સત્તા છે એવું નીતિથી સિદ્ધ થાય છે. પણ હરકોઇ વસ્તુને સૃષ્ટિમાંની વસ્તુઓથી જુદી પાડીને આ તો મારી, એવું કહીને તે પોતાને કામે લગાડવાની સત્તા કરવી તે તે કાયદા ઉપરથીજ ઠરે છે.

એ વિશે એક દાખલો—કે એક જમીન હોય તો, તેમાંની આ આટલી જમીન તો મોરારજીની, આ બીજી હરજીની, અને ત્રીજી રતનજીની. આ જમીનો પોતપોતાની પાસે રાખવા વિશે તથા તેમની ઉપજ લેવા વિશે તેઓનીજ સત્તા છે. એઓએ તે પોતાની પાસે રાખવી, વેચવી અથવા અદલબદલ કરવી, જીવતાં કોઇને આપવી અથવા પોતે મુવા ઉપરાંત તે ફલાણા ફલાણાને જવી એવું વસીયતનામામાં લખવું, એવી એવી જે વ્યવસ્થા થવાની તે તે કાયદા ઉપરથીજ થાય છે. એ કાયદો લોકો માને એ સારૂ તેના તોડનારને સજા પણ ઠરાવી હોય છે. હરકોઇ પ્રકારના માલની વ્યવસ્થા અથવા તેનું રક્ષણ એઓ વિશે એવા કાયદા થયા એટલે ફલાણા માલ ઉપર ફલાણાની સત્તા થઇ એમ કહેવાય છે.

ગોપાળ—આ તમારા બોલવાથી મને આશ્ચર્ય લાગે છે; કારણકે માલ પ્રથમથીજ સિદ્ધ છે, કાયદાથી સિદ્ધ થયો નથી, તથા તે દુનિયાની શરૂઆત થઈજ ઉત્પન્ન થયો છે. એવું મારૂં મત છે, ને વળી કોઇક ઠેકાણે મારા વાંચવામાં પણ આવ્યું છે કે અગાઉના મૂળ પુરૂષનાં કુટુંબો ઘણાં થયાં, ત્યારે તે જુદાં થયાં, ને તેઓ બીજે ઠેકાણે વસવા ગયાં, ત્યાં તેઓ પોતાના કલપ* ચરાવા લાગ્યાં, તથા જમીન હાથ કરી બેઠાં, ને તેમને કોઇએ કંઇ હરકત કરી નહી. તથા તે જમીન ઉપર તેઓની સત્તા નથી એવી તેઓ ઉપર કોઇએ ફરિયાદ પણ

* ઢોર-પશુનો સમૂદાય.

કરી નહીં; પછી તેઓ મુવા બાદ તેમનાં છોકરાં પણ તે જમીન પોતાના બાપની છે એવું સમજી, ત્યાંજ વસીને તે ખેડવા લાગ્યાં.

જો આપણે એકાદા ઉજડ બેટમાં પોતાની તરફથી લોકો મોકલીને વસતીએ કરાવીએ તો જે જે માણસને જેટલી જમીનની ગરજ હોય, તેટલી જમીન લઇને તે તે ખેડે; અને પોતપોતાની મિલકતના રક્ષણ સારૂ તો સહુને સરખીજ આશા હોય એટલે એ પ્રમાણે એકમેકનો ઠરાવ થઇને આ માલ ફલાણાનો એવું આપોઆપ સિદ્ધ થશે. કાયદાની ગરજ પડવાની નહીં.

મેહેતાજી—એવો જે ઠરાવ તેનેજ કાયદો સમજવો. પણ આ ઘણોજ અધુરો કાયદો તો ખરો, અને એ જેવું જેનું બળ તેવો તેનો માલ એવું જે વખતમાં હશે. તે વખતમાંજ ચાલુ થયો હશે. તે એવી રીતે કે. જો કોઇએક માણસ બીજાનું ઢોર અથવા તેનાં ફળ લઇ જવા લાગ્યો તો તે બીજો તેને અટકાવ કરે; તે જોરવાળો અને સારો હથિયારબંધ હોય તો તે લઇ જનારને તે ઠાર કરી નાંખે અથવા તેને કહાડી મુકે, અને જોરાવર ન હોય તો પોતે લુટાઇને બેસી રહે. અથવા તેમ નહીં તો પોતાના પાડોશીઓને પોતાની મદદે બોલાવીને તે માલ લઇ જનાર થકી આપણુ સઘળાને ભય છે એમ તેમને દેખાડીને તેનું વેર વાળવાને તેમને ભેળા કરે.

કોઇએ કોઇના ઉપર ઉઠાવ કીધો સતે તેનો બચાવ કરવો, અને પેલા અપરાધીને સજા કરવી એ વિશેના સારા કાયદા ઠરે ત્યારેજ જુલમ બંધ થાય, અને આ મારૂં ખેતર, આ મારૂં ઘર, આ બી હું જમીનમાં નાખું છું, એથી મારૂં અને મારા કુટુંબનું ભાથું પુષ્કળ થશે, અથવા આ ઝાડ હું વાવું છું એનાં ફળ મનેજ મળ્યાં કરશે, ને તે એકઠાં કરીને લઇ જવાની મનેજ સત્તા છે, એવું તે માણસથી ત્યારેજ બોલાય.

ગોપાળ—એવા કાયદાથી જે સારૂં થવાનું તે હવે મારા ધ્યાનમાં સારી પેઠે આવ્યું. ખરે, એ થકીજ માલનું રક્ષણ થવાનું. ત્યારે આવા કાયદા થયાની અગાઉ જે જોરાવર, તે દુર્બળ પાસેથી સર્વે છિનવી લેતા હશે, તથા જેઓની પાસે બચાવ કરવાના ઉપાય નહીં, એવાં જે ઘરડાં માણસ, બૈરાં અને છોકરાં એઓને જે જોરાવર હશે તે લુટતા હશે. તથા તેઓ ઉપર જુલમ કરતા હશે, અને જે ભુખે મરનારા આળસુ અને ઉડાવે, એઓનો જે કોઇ મહેનતુ તથા ઉદ્યોગી હશે તેઓ દ્વેષ કરતા હશે એમાં કંઇ સંદેહ નહી, આ કાયદા વગર એવું થવાનું કે જેઓએ ઘણું કષ્ટ કરીને મેળવ્યું હશે. તેઓનો મેહેનત ન કરનારા નાશ કરશે, ને સાર મધ્યે એટલોજ કે મધમાખીઓએ મેળવેલું મધ માખો ખાય એવું થશે.

મેહેતાજી—હા, રક્ષણ થવું એ મુખ્ય વાત છે. રક્ષણ થયું સતે ઉદ્યોગનો ઉઠાવ થાય છે, તેથી મેહેનત સફળ થાય છે, અને જેવું જેવું રક્ષણ તેવી તેવી લોકોની સુધરાવટ, તેવી તેવી સંપત્તિ અને તેવું તેવુંજ ચારે તરફ સુખ થાય છે.

ગોપાળ—એ સઘળું તો ખરૂં, પણ જમીનના માલ વિશે જે વ્યવસ્થા તમે કહી તે તે ઉપર મને એક શંકા ઉપજી છે. તે એવી કે, તમે કહો છો કે ફલાણાની ફલાણી જમીન, અને ફલાણાની ફલાણી, એ ઠરાવ્યાની આગમજ સઘળા લોકો પાસે જમીન હોય છે, ને તે જમીન ઉપર સઘળાઓનો સરખોજ દાવો હોય છે, ને જમીન–માલની વ્યવસ્થા કરવાનો જે કાયદો તે થઈને ઘણાખરાઓનો દાવો ઉડીને થોડાકનેજ જમીન આપવામાં આવી, ત્યારે તો

એવું થયું કે ઘણા ખરા પાસેથી લઇને થોડાને તવંગર કરવા એ કારણસર તે કાયદો થયો. વારુ, પણ થોડાક જણને તવંગર કરવા સારૂ બીજાઓની પાસેથી છિનવી લેવાની કાયદાની શી સત્તા છે ? કાયદાવડે જો આપણું ઉદારપણું બતાવવું હોય તો પ્રથમતઃ જે વ્યાજબી હોય તે કરીને પછી ઉદારપણું દેખાડવું.

એ શંકા કહિએ તો સ્થાવર માલ વિશે છે, કંઇ બીજા માલ વિશે નથી. ન્યાય પુછશો તો એમ છે કે માણસે પોતાની મેહેનતે કરીને જે જે મેળવ્યું હોય તેનો તેણે મારૂં એમ કહીને સંગ્રહ કરવો. તેણે જે ઘર બાંધ્યું હોય તે, તથા કસબી જે જણસ બનાવી હોય તે તેની પાસે રહેવી જોઇએ, એમ ન કરતાં કાયદાથી કોઈ એકની જમીન તેની પાસેથી કાઢી લઇને કોઈ બીજાને અપાવવી એ તો અનીતિ થવાની તથા બીજાની તે ઉપરની જે સત્તા તે છિનવી લીધી એમ થશે.

મેહેતાજી—તારા મત પ્રમાણે તો એવું નિકળે છે કે જે કોઇ જે સંપત્તિ મેળવે તે તેની પાસે રહેવી જોઇએ, પણ જે સાધને કરીને તે સંપત્તિ મેળવવી તે સાધન તેની પાસે ન જોઇએ. જેમકે તેણે પોતાના ઘરનો ધણી તો થવું, પણ જે જમીન ઉપર તે ઘર બાંધ્યું હોય તે જમીન તેની પાસે ન રહેવી, તેમજ ખેતરમાં પાક થયો તેનું રક્ષણ થઈને તે તેણે લેવો, પણ તે ખેતરનો ધણી થવું નહીં. ત્યારે વાઃ વાઃ એ તો ઘણું સારૂં.

ગોપાળ—તે શંકાની તમે હાંસી કરી તે ઉપરથીજ તમારૂં સમાધાન થયું એવું મને લાગનાર નહીં. વાસ્તે તેમાં શી ચુક છે તે તમે મને દેખાડી આપો. જો તમે કહેશો કે ફલાણી જમીન, ફલાણાનો માલ એવું થયા વગર ઉદ્યોગની ઉઠામણી થવાની નહીં, તો તેનો જવાબ એવો છે કે ઇશ્વરે જમીન પેદા કીધી છે તે ઉપર સઘળાની સત્તા સરખી છે; સબબ તે વેંહેંચવી હોય તો બરોબર વેંહેંચવી, એકને વધારે ને એકને ઓછી એમ વેંહેંચવી નહીં.

મેહેતાજી—કોઇએક મુલકમાં નવી વસ્તી થઇ એટલે ત્યાંની પડતર જમીન ખેડવાને જેઓ ઉમેદવાર હોય છે તેઓને જે જે જમીનના ભાગ તેઓ ખેડતા હોય તેમને ઘણું કરીને ઇનામ પત્રો મળે છે; અને તે મુલક કોઇએ જીતી લીધો, તો તે જીતી લેનાર પોતાની મરજી પ્રમાણે તે જમીનની વેંહેંચણ કરી આપે છે. એવુંજ આ દેશમાં થવું જોઈએ. યુરોપખંડમાં પણ જ્યારે ઉત્તર તરફના મ્લેચ્છ લોકો ભરાયા, ત્યારે તેઓએ ત્યાંની જમીનની વેંહેંચણ કરીને જાગીરનો રિવાજ કાહાડયો.

જમીનની વેંહેંચણ કયા કારણ ઉપરથી થઇ, તથા પ્રથમ તે બરોબર વહેંચી આપી હતી કે એકને ઓછી અને એકને વત્તી એમ આપી હતી, તે બરાબર જણાતું નથી; પણ અગર જો જમીન સરખેસરખી વહેંચી આપી હોય તોપણ તે તેમની તેમજ બરોબર ભાગે લોકો પાસે રેહે એમ થવાનું નહીં.

ગોપાળ—કેટલાએક દેશોમાં જમીનના સરખા ભાગ કરવા એવા કાયદા થયા હતા અને તેઓ મહિથી કેટલેક ઠેકાણે તે કાયદા મુજબ થયું હતું એમ સાંભળ્યામાં આવે છે. યુરોપખંડ માંહેના રોમ શહેરમાં તથા ગ્રીસ દેશ માંહેના સ્પાર્ટા શહેરમાં, જમીનના સરખા ભાગ થવાના ઠરાવ થયા હતા, તે માંહેથી સ્પાર્ટામાં તો ઘણાં વરસ લગણ સરખા ભાગ ચાલ્યા એમ કહેવાય છે, ત્યારે ઉપર મુજબ કેમ નહીં થાય વારૂ ?

મેહેતાજી—તે કાયદાઓથી રોમ શહેરમાં તો કંઇજ થયું નહી, અને સ્પાર્ટા શહેરમાં તો તેથી એમ થયું કે જમીન ભોગવનારા જે લડાયક લોકો હતા તેઓ ત્યાંના ગુલામની પેઠે વર્તનારા માણસો ઉપર જુલમ તથા નિર્દયપણું કરવા લાગ્યા.

એક પાસે વધારે જમીન હોય, ને એક પાસે ઓછી હોય, એ તો જમીન રાખનારની ચાલ ઉપર આધાર રાખે છે. તે જો ઉદ્યોગી, ચતુર, અને કુશળ હોય તો, તેની પાસે જમીન પુષ્કળ થઇને પાક પુષ્કળ આવે છે, ને ઇશ્વરની કૃપાએ કરીને તેની મેહેનત સફળ થાય છે. અને તે જો આળસુ, અવ્યવસ્થિત, અને અજ્ઞાની હોય તો તેની પાસે જમીન થોડી હોઇને તે બગડી જાય છે. એટલે એજ ઇશ્વરની તરફથી તેને તેના અવ્યવસ્થિતપણાનો દંડ એમ સમજવું. એવું છતાં પણ જો, જમીન સર્વે પાસે સરખે ભાગે રહેલી એવું કીધું તો ઇશ્વરની ધારણા કંઇ અને આપણે કરીએ કંઇ એમ થશે, તથા ઉદ્યોગીનું ફળ આળસુને, અને આળસુનો દંડ ઉદ્યોગીને આપ્યા જેવું થશે; સમજ્યો.

ગોપાળ—આળસુને ગરીબી આવે છે એજ તેને સજા એવું તમે કહો છો, પણ ગરીબી આળસથીજ આવે છે એમ નથી. દુઃખ અથવા કંઇ અનર્થ આવી પડે એટલે ઉદ્યોગ ચાલે નહીં, એવું થઇને પણ ગરીબી આવે છે, ને એવે સમયે આળસુને જે દંડ થાય છે તે, ભલા માણસને થવા લાગ્યો તો એ તો, ઘણી કઠણ વાત.

મેહેતાજી—કઠણ તો ખરી, પણ વળી એક છે, કે લોકોની હાલત એકસરખી નથી હોતી; સંસારમાં દુઃખ, સુખ તો આવજા કર્યાંજ કરે છે; પણ તેથી ઘણાંક સારાં કામો કરવાની સંધિ મળે છે. તે એવી કે જે પિડાએલો હોય છે તેના મનમાં તો આ મારે સહન કરી લેવું જોઇએ, એવી ઇશ્વરની ઇચ્છા છે, માટે મારે ધીરજ રાખવી એવો ભાવ ઉત્પન્ન થાય છે; ને જે સારો સુખી હોય છે, તેના મનમાં લોક ઉપર ઉપકાર કરવો, દયા કરવી, ઉદાર થવું અને ધર્મ કરવો એવું આવે છે. જેણે કરીને સંપત્તિનો સારો ઉપભોગ થઇને ઘણો સંતોષ થાય છે, ને એ સંતોષને સર્વેથી સરસ માનવો જોઇએ. જીવોના સુખને સારૂ પ્રકૃતિસિદ્ધ અનુકૂળતાથી જે વસ્તુઓ કરી છે, તે ઉત્પન્ન કરવામાં વત્તું ઓછું ઔદાર્ય દિસે છે ખરૂં; પણ તે આવી રીતે ઓછી વત્તી આપવામાં પણ સારોજ હેતુ છે. કેટલીએક વસ્તુઓ એટલી બધી પેદા કીધી છે કે તે કદી ઓછી થાયજ નહિ. એવાંજ પ્રકાશ અને પાણી એ બે છે. એ તત્ત્વો જેની નજરમાં આવે તેણે લેવાં, ને એમનો ઉપભોગ કરવો એવું છે, પણ એઓ ઉપર આપણી સત્તા હોવી જોઇએ, તથા એ આપણોજ માલ એવાં એમને કરી મૂકવાં એમ મનમાં આવતું નથી. વળી શ્વાસોચ્છ્વાસ લેવાને વાયુ પણ વગર મેહેનતે મળે છે. પણ અનાજ તેમ મળતું નથી, તથા તેને તેમનું તેમજ મોહોમાં નાખ્યું તો તેથી લાગલુંજ શરીરનું પોષણ થતું નથી. અન્ન જો વાયુના જેવું હોત તો તે અથવા તે તેને પેદા કરનારી જમીન એઓને સૃષ્ટિની વસ્તુઓ માંહેથી કોઇએ જુદી પાડીજ નહોત, અને એ માલ એવું કરી લેવાનો કોઇના મનમાં વિચાર આવ્યોજ નહોત.

ગોપાળ—જેવો વાયુ મહેનત વગર મળે છે, તેવુંજ જો અનાજ મળતું હોત તો તે કેટલી આનંદની વાત હતી. પછી મહેનત કરવાની તો ગરજ રહતજ નહિ અને સઘળાંજ માણસ જ્ઞાની થાત, તથા ઇશ્વરે જે સૃષ્ટિ રચી છે તે માંહેના ચમત્કારનો વિચાર કરવો, ને તે જોઇને ખુશ રહેવું એજ કામની પાછળ સઘળા જણ લાગત.

મેહેતાજી—અરે વેપાર વેહેવાર કરવાને પ્રકૃતિસિદ્ધ અનુકૂળતા છે તે તું તેનો વિપરીત અર્થ કરે છે. એ તો એમ છે કે સૃષ્ટિનો જે ક્રમ ચાલતો આવેલો છે તે ધ્યાનમાં રાખીને વિચાર કરવો; ને તેથી જુદા વિચાર તરફ બુદ્ધિ જવા લાગી તો તેમાં ભય છે. વળી એમ છે કે સર્વજ્ઞ એવો જે ઈશ્વર તેણે જે જીવોના પાલનને સારૂ જે વાત નિર્માણ કરી છે, તે ઠીકજ છે; સમજ્યો. તેથી જે જે થાય છે તે તે હિતકારકજ થાય છે. એ સઘળું સમજવાને આપણા જીવને જ્ઞાન નથી. પણ મહેનત કર્યા વગર આપણું કેમ અને શું થશે, એ તો સમજાયા સરખું લાગે છે. અરે, જો અનાજને સારૂ મહેનત કરવી પડત નહિ, તો જ્ઞાની થવું એ તો એક કોરે રહીને સઘળાં માણસ આળસુ, જંગલી અને ઢોર જેવાં બની જાત. પેટની ચિંતા મટી એટલે પછી મહેનત શા સારૂ કરવી? મન, બુદ્ધિ, તથા શક્તિ એઓને શા સારૂ જાગૃત કરવાં? અને મીઠું લાગે એવું જે આળસ તેને શા સારૂ ઉરાડવું? એમ થઈ જાત. જેવી મહેનત કરવી જોઇએ તેવી કર્યા વગર પેટ ભરાવાનું નહિ, એવી જરૂર પડયાથીજ એમ થાય છે કે માણસનું મન, બુદ્ધિ, તથા સર્વે શરીર, શક્તિ, વગેરે સર્વે પહેલ વહેલાં પેટને સારૂ પ્રગટ થાય છે. પણ જો ત્હારા મત પ્રમાણે થયું તો પેટને સારૂ કોઈ ઉદ્યોગ કરવાનું નહિ; કારણ કે આ વાત સિદ્ધજ થયેલી છે કે સઘળાની સત્તા જમીન ઉપર હોય એટલે જે કોઇ, ઉદ્યોગ કરી; બી વાવીને અનાજ ઉત્પન્ન કરશે તે કોઇ એકાદો આળસુ માણસ આવીને કાપી લઇ જવાનો ને ફલાણી જમીન તે ફલાણાનોજ માલ એવું ઠરે ત્યારેજ માણસો જમીનની ખેડ કરવાના સબબ ખેતી થયાની આગમજ ફલાણી જમીન ફલાણાની એવું થવું જરૂરનું છે. કોઈકિનું એવું પણ બોલવું છે કે જમીન પાર વગરની ઘણી હોય, અને તે માંહેથી પાર વગરની પેદાશ થતી હોય તો એ જમીનની ખેતી થવાની નહિ. જેવાં બીજાં તત્ત્વો પુષ્કળ કીધાં છે તેવીજ જમીન કીધી નથી, ને કંઇક થોડી ઘણી ઓછી પેદા કરી છે, એ માણસના સારાનેજ સારૂ છે. જમીન ઓછી પેદા કરવાનું એજ કારણ દેખાય છે, કે તેથી માણસોએ પોતાની દબાઇ રહેલી શક્તિને બહાર કાઢીને તેને ઉદ્યોગે લગાડવી; તથા જન્મીને ફક્ત મરનારાં એવાં ઢોરના જેવી જે તેમની હાલત તેમણે છોડવી; અને સુધરાવટને રસ્તે લાગીને દિવસે દિવસે જ્ઞાનની નવી નવી વાતો સમજી લેવી. એવે રસ્તે માણસ લાગ્યું તો તેનામાં વિવેક વધે છે, તથા અનેક પ્રસંગો જોયાથી તેનું મન પુષ્ટ થાય છે, તે મન પાછું વિપત્તિથી નમ્ર થાય છે; ઈશ્વરની ભક્તિથી મોટું થાય છે, લોકોની સાથે પ્રીતિ વધીને શાંત થાય છે, શાસ્ત્ર, વિદ્યા વગેરેએ કરીને પ્રૌઢ થઇને સારૂં રસિક થાય છે; ને છેવટ તે માણસ અતિશય સુખ પામવાને લાયક થયાનાં ચિન્હો તેનામાં દિસવા લાગે છે.

ગોપાળ—વાઃ ઘણુંજ સારૂં. આપણા જેવાંજ જે બીજાં માણસ તેમના સુખ વિશે તમે સારોજ રસ્તો કહ્યો; એ માર્ગે જવામાં કંઇક ધોકો નથી, ને હું અમસ્તોજ આડફુટા જંગલમાં પેસતો હતો. જમીનની વહેંચણ કીધાથી જે લાભ થાય છે, તે જે તમે કહ્યા, તે વિશે હવે મારે કંઇક શક રહ્યો નથી. લોકોમાં જે મોટા ઉદ્યોગી અને સારા એવાઓ પાસે વધારે જમીન જોઇએ એવું જો તમારૂં મત હોય તો તે ઠીકજ છે. એ થકી, તેઓને વહેંચી આપેલી જે જમીન તે કરતાં વધારે જમીનના તેઓ જલદીજ ધણી થશે, તેમની જમીનનું રક્ષણ થઇને તે તેઓના વારસોને મળશે, તેઓ પાસે જે જમીન રહેશે તો તેની ઘણીજ સારી ખેડ થશે, તથા ઘણું અનાજ પાકશે.

મેહેતાજી—ફલાણી જમીન ફલાણાની એવું ઠરેથી જમીનના ધણીનીજ સંપત્તિ વધે છે એવું નથી; પણ તેની સાથે સઘળા લોકોની સંપત્તિ વધે છે.

સંપત્તિ વધારવાનો ઉપાય જમીનજ છે. તે જેની પાસે હોય તેનાજ હકમાં તેનું રક્ષણ થયું એટલે ઉદ્યોગને જીવ આવે છે, ને જોર વધે છે, એવો વિચાર નવોજ ઉત્પન્ન થયો છે. જંગલી લોકો એમ સમજે છે કે, જમીન ઉપર અમારી સઘળાની સત્તા એક સરખીજ છે, ને એવી સમજણથી તેઓ જમીનનો વહિવટ કરે છે, પણ ફલાણાની ફલાણી ને તેનું રક્ષણ ફલાણાએજ કરવું એમ તેઓમાં નથી. ગામડાંમાંના ખેડુતના માલનું રક્ષણ થાય છે, વાસ્તેજ તેઓ તે જંગલી લોકોના કરતાં સુખી છે.

ગોપાળ—કાયદા થયા થકી માલનું રક્ષણ થાય છે, વાસ્તે કાયદો સર્વેને ઉપયોગી છે, તથા તેથી કંઈ ગેરવાજબી થવાનું નહિ.

મેહેતાજી—નહિ થાયજ, એમાં શું કેહેવું, કોઇ પણ કાયદો હો, પણ તે સર્વેને ઉપયોગી છે કે નહિ, એ ઉપરથીજ તે વાજબી છે કે ગેરવાજબી છે એ સમજવું. માણસ કહ્યું એટલે તેને છુટાપણું ગમે છે, એ તેનો સ્વભાવજ. એવું જે સ્વાભાવિક છુટાપણું તેને અટકાવ કર્યા વગર કોઇપણ કાયદો હોતો નથી. કાયદો આવો અટકાવ કરે છે, સબબ કોઇને તેનો કંટાળો આવતો હશે ખરો, પણ જો કાયદાનો અટકાવ ન હોય તો માણસના જીવનું, માલનું તથા આબરૂનું અને છુટાપણાનું પણ રક્ષણ થવાનું નહિ; એવું માલમ પડ્યું છે. વાસ્તે માણસને પોતાના છુટાપણાનો કોઇક ભાગ કાયદાને આપવો તો પડે છે, પણ તે લઇને તે તેમના બાકીના છુટાપણાને રાખે છે, તથા રક્ષણ થયાથી જે સુખ થાય છે તે પણ રાખે છે. વહેવાર નિયમના જે કાયદા છે તે ઉપર બ્લાકસ્ટોન કરીને એક સાહેબ થઇ ગયો તેણે ટીકા કરી છે, તેમાં એવું લખ્યું છે કે જે કોઇ માણસ દુનિયાદારીમાં આવે છે, તે તેનું આવવું માલ વેચાતો લેવા જેવું છે. તે માલની કીમતને બદલે તેને પોતાના સ્વાભાવિક છુટાપણાનો કંઇક ભાગ આપવો પડે છે, અને લોકોની સાથે વહેવાર કીધાથી જે લાભ થવાના તે મળતર ઉપર ધ્યાન આપીને તેને તે લોકોએ ઠરાવેલા કાયદા પ્રમાણે ચાલવું પડે છે. કેમકે પોતાની મરજીમાં આવે તે પ્રમાણે કરવાને કોઇનો અટકાવ ન જોઇએ એવું સુજ્ઞના મનમાં તો કદી આવવાનું નહિ. એકે મરજીમાં આવે તેમ કરવું ત્યારે પછી બીજાએ તેમ કાં ન કરવું? એમ કરીને સઘળાજ પોતપોતાની મરજી પ્રમાણે કરવા લાગ્યા તો પછી લોકોના કોઇપણ સંસાર સુખનું રક્ષણ થવાનું નહિ. એવું છે વાસ્તે, દેશવ્યવહાર અથવા જનવ્યવહાર સ્વાતંત્ર્ય એટલે લોકોમાંના પ્રત્યેકનું છુટાપણું તે માણસના કરેલા નિયમની અદબમાં રાખવું પડે છે, પણ સદરહુ છુટાપણાને તે અદબ જેટલી જરૂરની છે તેટલીજ રાખી છે.

રૈયત પોતાની મરજીમાં આવે તે પ્રમાણે ચાલવાને મુખ્તિઆર છે; પણ જે બાબતમાં તેમણે હુકમ અથવા મના પાળવી જોઇએ તે બાબતમાંજ તેમને મના જોઇએ એવું જે કાયદાઓમાં લખેલું હોય, તેજ કાયદા લોકોનું છુટાપણું રાખવાને યોગ્ય છે.

ગોપાળ—મહારાજ, ફલાણો ફલાણાનો સ્થાવર માલ એવું ઠરાવનારા કાયદાથી લોકોનું ખોટું થશે, એવી જે મારી શંકા હતી, તે સઘળી તમે મટાડી. હવે સંપત્તિ તથા સુધરાવટ વિશે આપે આપનું બોલવું ચલાવવું.

મેહેતાજી—આપણે હળવે હળવે ચાલવું જોઇએ, કાંકે સુધરાવટનાં પગલાં એક પછી એક એમ હળવે હળવે પડતાં ગયાં છે. માણસની બુદ્ધિનો ઉદય થાય છે, ઉદ્યોગ ચાલવા

માંડે છે, પણ તે સઘળું એક એક પછી અનુક્રમે થાય છે; ને તે ઉદય તથા ઉદ્યોગની ચાલ એટલી તો ધીમી હોય છે કે તે એકાએક કોઈના ધ્યાનમાં આવતી નથી.

એક દેશ માહિંથી લોક જે જે બીજે ઠેકાણે જઇને વસે છે, તે તે ઠેકાણે ઘણું કરીને સુધરેલા દેશ થાય છે. જંગલી લોકો માહિંથીજ દેશ સુધર્યો એવો તે કોઇકજ. અમેરિકા કરીને એક ખંડ છે, તેનો શોધ જ્યારે લાગ્યો, ત્યારે ત્યાંના લોકો જંગલી હાલતમાં માલુમ પડ્યા હતા. તેઓ તમામ શિકારિઓજ હતા. જ્યાં ફરવા હરવાને કશાનો અટકાવ અથવા મનાઇ નહિ એવી પુષ્કળ જમીન જ્યાં સુધી નજરે પડે છે, ત્યાં સુધી સ્થિરતાથી સંસાર કરવો અને ખેતી તરફ પોતાનો વિચાર દોડાવવો એવું મનમાં આવવાનુંજ નહિ. જે મુલકમાં મોટાં મોટાં મેદાનો ઘણાં હોય છે, ત્યાં ઢોર, મેંઢાં પાળીને સંસાર કરવાની ચાલ હોય છે. પણ એવી રીતે સંસાર ચલાવવામાંએ આ વાતની જરૂર છે કે જમીન ઉપર સઘળાની સત્તા બરોબર હોય, તથાપિ ફલાણું ઢોર તે ફલાણાનો માલ એમ નક્કી થવું જોઇએ. એવીજ રીતે સંસાર ચલાવવાની રીત આગળ સિથિઅન કરીને લોક થઇ ગયા તેમનામાં હતી. તેઓ ટાર્ટાર કરીને દેશ છે ત્યાંની મોટી મોટી મેદાન જમીનોમાં રહેતા. હાલના ટાર્ટાર તથા આરબ લોકો તેમના જેવા છે. તેઓ એક ઠેકાણે રહેતા નથી, પણ આગળના યાહુદી લોકોની પેઠે તંબુમાં રહે છે; ને ચારાની સોઇને માટે તેઓ પોતાનાં કળપ સાથે લઇને અહિંઆં તહિંઆં ફરતા ફરે છે.

માણસનો સ્વભાવ એવો છે કે, તેને આળસ સારૂં લાગે છે, તેથી ખેતીની ચાલને જબરી હરકત થાય છે; કેમકે ખેતીના કામમાં સારી માહિતગારી અને શાહાણપણુ જોઇએ છીએ; એટલે એમ કે અનુભવ સહિત જ્ઞાન અને લક્ષપૂર્વક અવલોકન તો જોઇએજ જોઇએ. એક મોસમમાં મેહેનત કીધી તેનું ફળ બીજી મોસમમાં હાંસલ થશેજ, ને ઉપજેલો માલ કોઇ લેશે નહિ તથા તેનું રક્ષણ થઇને તે રહેશે, એવો પક્કો ભરોસો પડ્યો જોઇએ. આપણે એવું ધારિએ કે ઢોર, મેંઢાં પાળીને કેટલાએક જણ પોતાનું રક્ષણ કરતા હતા, ને પછી રેહેતે રેહેતે તે માંહેથી ખેતી કરવાની ચાલ નિકળી, તે એવી કે ઢોર, મેંઢાં પાળનારા લોકોને જ્હાં ત્યાં ભટકતાં ભટકતાં શત્રુ સાથે ગાંઠ પડી, અને આપણું કળપ આપણે ખોઇ બેસીશું, એવું તેમને ભય લાગ્યાથી, આપણે એક ઠેકાણે વસીને રહેવું એવું તેમના મનમાં આવ્યું, તો તે વખત તેઓ જે ઠેકાણે જંગલી જનાવરોનો ભો નહિ હોય તથા કોઇ જંગલી લોકોની આવજા નહિ હોય તેવું ઠેકાણું લક્ષપૂર્વક અવલોકનથી શોધી કાઢશે. કેટલાએક એમ કહે છે કે સિક્રપ્સ કરીને એક જણ થઇ ગયો, તેણે શહેર બાંધવા સારૂ એક ખડક શોધી કહાડ્યો, ને તે ઉપર કિલ્લો બાંધ્યો. ત્યારે માણસનો સ્વભાવ એવો છે કે, પોતાનું રક્ષણ થાય એવું પોતાની પડોસમાં રાજ્ય હોય ત્યાંનું એકાદું સારી રસાળ જમીનવાળું ઠેકાણું નજરે પડ્યું તો ત્યાં તેઓ વસ્તી કરવાના. સિરિઆ કરીને દેશ છે; ત્યાં એક ઠેકાણે વસ્તી ન કરતાં જ્યાં ત્યાં ફરનાર એવા જે લોકો તેઓ વિશે બોલની સાહેબે એવું લખ્યું છે કે, કોઇ એકાદ પ્રાંતમાં સ્વસ્થપણું હોય ને રક્ષણ થવા જેટલું ભાયું હોય, એટલે તે લોકો ત્યાં વસે છે અને પોતાના ધ્યાનમાં આવે એવી રીતે હળવે હળવે સ્થિરપણે સંસાર તથા જમીનની ખેડ કરવાના કસબ તેઓ કરે છે. એ પ્રમાણે વારંવાર થયાં જાય છે એવું લાગે છે. સદરહુ કસબો તેઓ હળવે હળવે શિખતા હશે, ને એથી આપણને ફળ આપે તેવાં ઝાડો વાવતાં આવડે છે, જેથી આપણે આપણું પોષણ થાય એવાં

ઝાડોનો આપણે ફેલાવ કરી શકીએ છીએ, તથા બીઓ પેદા થાય છે, અને ઘણી એક જાતના જનાવરોને માણસમાં રહેવાની આદત પડે એવું કરતાં આવડે છે, એમ તેમના ધ્યાનમાં આવતું હશે; ને એ પ્રમાણે તે લોકોને પોતાનું ગુજરાન ચલાવવાને પૂરી ગવડ થઇ એટલે તેઓનાં છોકરાનું સારૂં પોષણ થાય છે, તેઓનાં કુટુંબો વધે છે તથા ઘડપણમાં તથા બચપણમાં સારી પેઠે રક્ષણ થઇને સંભાળ થાય છે. એ સઘળું લક્ષપૂર્વક અવલોકનથી થાય છે.

એવી અવસ્થામાં તેઓ ખેતીનું કામ વેહેવારીકું જાણતા હશે. પણ ખેતી જેવી કરવી જોઇએ તેવી કરવાની માહિતગારી થવાને ઘણી એક વાતો દૈવયોગથી બની આવવી જોઇએ. જંગલી ધાન્ય કોઇ ઠેકાણે મળ્યું છે, એવું નથી, અને ગ્રીક કરીને જે લોકો થઇ ગયા તેઓ એવું માનતા કે ધાન્ય જે અમોલિક વસ્તુ, તે ઇશ્વરે પોતે જાતે આ પૃથ્વી ઉપર લાવીને તે કેમ ખેડવું તે શિખવ્યું. આથેન્સ, ક્રીટ, સિસિલી, અને મિસર એ સઘળા દેશો અભિમાન ધરાવે છે કે અનાજની ખેડ પહેલ વહેલી તે અમે કરી. ધાન્યની ખેડ કેમ કરવી, એ પ્રગટ કરી આપ્યાનો ઉપકાર દુનિયા ઉપર જેણે કીધો. તેણે કીધો, અથવા તે ખેડની તરેહતને જાહેરાતમાં લાવનારાં સાધનો જે હોય તે હો, પણ લોકના કલ્યાણાર્થે ઘણી ઉપયોગી પડેલી એવી ધાન્યની ખેડ સિવાય બીજી કોઇ તરેહત નથી. ધાન્ય ખેતરમાં લાગેલું હોય છે, ત્યારે તો તે નાજુક દિસે છે; પણ તેને ઉનાળાની ગર્મીનો અથવા શિઆળાની ઠંડીનો વિકાર લાગતો નથી. તે ઘણું કરીને સઘળી હવામાં વધે એવું છે; તે ફક્ત માણસનાજ ખોરાકમાં કામ લાગતું નથી; પણ ઘરખટલાનાં ઘણી એક જાતનાં જનાવરોના ખોરાકને સારૂ પણ કામ આવે છે. અનાજ ઘણાં વરસ રાખ્યું હોય તો રહે છે. એ ઉપર ઘણા દિવસ લગણ ગુજરાન ચલાવી શકાય છે. આગળ આવનાર કાળની બ્હીક લાગતી નથી; ને જે વખતમાં બિલકુલ પાક થતો નથી તે વખતમાં પણ એના યોગે કરીને સુકાળ રેહે છે.

એવું અનાજ સરખું અમોલિક ફળ આપનારૂં જે ઝાડ તેની ખેડને વાસ્તે સારીજ પુંજી હોવી જોઇએ, સ્થાયિક વસ્તી હોવી જોઇએ. આ દેશમાં હોળ વગેરે, જેવાં હાલહવાલ બનાવે છે તેવાંનો કંઇ ઉપયોગ નહિ; ખેતીનાં હથિયારો સારાં હોવાં જોઇએ; ઢોર, ઢાંખર વગેરે જનાવરો જોઇએ; સારાંશ એજ કે, ફલાણો ફલાણાનો માલ એવું દર્યા વગર જે કારખાનાં ઉભાં કરી અથવા ચલાવી શકાતાં નથી, એવાં કારખાનાં ઘેર હોયા વગર, ખેતીના ધંધામાં કોઇનાથી હાથ ઘલાવાનો નહિ. જંગલી લોકો પાસે અનાજ નથી હોતું, જમીનની ખેડ નથી હોતી, ઘર ખટલાના જનાવરો નથી હોતાં, અને હરકોઇ વસ્તુ મળીસકે તે પાછી પેદા કેમ થઇ શકશે, એનો વિચાર ન કરતાં તે વાપરી નાંખીને તેનો નાશ કરી નાખે છે. એવું થવાથી કેવી વાત બની છે તે જુઓ કે જેટલી જમીન ઉપર હાલ લાખો માણસ અને જનાવરો રેહે છે તેટલી જમીન બસેં અથવા ત્રણસેં જંગલી લોકોનું પેટ ભરવાને પુરી પડે કે ન પડે.

ગોપાળ—મહારાજ, હવે આપે જરા વિસામો ખાવો; અહઃ હઃ તમે કેવી અને કેટલી જુદી જુદી કલ્પનાઓ કહી ? એ સાંભળીને હું ચકિત થઇ ગયો છું. એ વાતો આગળ મારા ધ્યાનમાં આવી નહિ, એ મને મોટો ચમત્કાર લાગે છે. આ દુનિયાની સુધરેલી હાલત હમેશ મારી નજરે પડે છે, તેથી લોકોને ઘણી હરકતો તથા અડચણો આવી પડી હશે, તથા શ્રમ લઇને, ક્રમે કરીને ઉદ્યોગ કરવા પડ્યા હશે, ત્યારેજ આવી પૂર્ણ સ્થિતિ પ્રાપ્ત થઇ હશે, એ તો મારા ધ્યાનમાં આવતુંજ નથી.

મેહેતાજી—પાછલી સ્થિતિના કરતાં માત્ર આ સ્થિતિ પૂર્ણ, બાકી તો પૂર્ણ સ્થિતિ હજી દૂરજ છે એવું લાગે છે. તારા પણ બોલવામાં એવુંજ સિદ્ધ થયું કે લોકોને દેખીને જીવને ખોટું લાગે એવી તેમની દશા છે; પણ એ બાબતમાં તારૂં બોલવું સઘળું કબુલ કરવા જેવું નથી. હશે, હાલના કાયદા છે તે કેવા છે, તેઓ લોકોની સ્થિતિ સારી કરે તેવા છે કે નરસી કરે તેવા છે, એનોજ આપણે વિચાર કરતાં બેસવું નહિ; પણ સંપત્તિની અને સુધરાવટની ચાલ પડીને હાલની સ્થિતિમાં તેઓ કેમ આવ્યા એનો શોધ કરતાં જવું, .

ગોપાળ—ફલાણો ફલાણાનો માલ, એવો કાયદો થયા ઉપરથી કેવાં કેવાં મોટાં કામો થાય છે, તે મને લાગે છે કે હવે મને સાફ સમજાવવા લાગ્યું. આ કાયદાથી જંગલી લોકોનું એક ઠેકાણે ન રહેતાં અહીંયા ત્યાં ભટકવું થાય છે તે બંધ પડે છે, માણસો સ્થિર-પણે સંસાર કરવા માંડે છે, પોતાને અંગે એક સરખી મેહેનત કરવાની ટેવ પાડી લે છે, શાહાણા થાય છે, લાંબી નજર પહોંચાડીને વહેવાર કરે છે, ખેડ કરીને પૃથ્વી કેમ શોભાવવી, કામ લાયક જુદાં જુદાં જનાવરોની જાતિઓ કેમ વધારવી, શરીરને પુષ્ટ કરનારી વનસ્પતિ, તથા ઝાડો વગેરેનો વધારો શી રીતે કરવો, એ વાતો લોકોની સમજમાં આવવા માંડે છે. સારાંશ એજ કે પેટ ભરવાનો ભંડોળ ઘણોજ વધારવાની શક્તિ તેઓમાં આવે છે; તેણે કરીને એવું થાય છે કે જેમાં થોડાંક ઝુંપડાં અને થોડી સરખી વસ્તી હોય તેવા મુલકનો એક મોટો આબરદાર દેશ બનાવતાં આવડે છે. એ સઘળાં અનુભવ સહિત જ્ઞાન વગેરે ઉપકારણોનાં ફળ સમજવાં. હવે બાકીનાં જે ઉપકરણો છે તે આપે કહેવાં; તથા કેટલેક ક્રમ છોડીને શા વાસ્તે કહ્યાં, તે પણ કહેવું.

મેહેતાજી—અરે ભાઇ, સંવાદરૂપી ગ્રંથમાં ધારેલો ગ્રંથ ક્યાંથી રહે. શિષ્યનાં જેવા જેવા સવાલ અથવા શંકા થતી જાય, તે ક્રમ પ્રમાણે કહેવું પડે છે. તથા સફાઇ કરવી પડે છે. વળી જે જે બાબતનો જ્યાં સંબંધ લાગતો હશે. તે ઠેકાણે તે હું તને કહીશ, એવું મેં તને સુચવીજ મુક્યું છે, તોપણ એ માલનું રક્ષણ જે છેલ્લું ઉપકારણ તે આગળથીજ કહ્યું, એથી તારા મનમાં શંકા પેદા થઇ હશે, તો સાંભળ. ઉદ્યોગ અને તેથી થએલો માલ, તથા તે માલનું રક્ષણ, તેમજ અનાજ વગેરે માલ જે જમીન ઉપર થાય છે તે જમીન વગેરેનો એક બીજા સાથે એવો તો સંબંધ છે કે, તેઓ માંહેની એકાદી વાત નિકળી એટલે તેની સાથે સંબંધ રાખનારાં એવાં જે બીજાં પ્રકરણો, તે કહ્યા વગર સમજણ પડતી નથી. હોય તેનું કંઇ નહિં, પણ માલનું રક્ષણ, અને તેમજ ઉદ્યોગની વેહેંચણ એ બે મોટી બાબતો તો હજી કહેવાનીજ છે. હાલ તો એ વગરનાં જે બીજાં ઉપકારણો રહ્યાં છે, તે થોડાકમાં કહીને આ સંવાદ પૂરો કરૂં છું. પણ આટલું તું સારી પેઠે નજરમાં રાખ કે સંપત્તિ ઉત્પન્ન કરનારાં મુખ્ય કારણોની વ્યાપ્તિ એવી તો છે કે આ સંપત્તિ શાસ્ત્રના ઘણું કરીને સર્વે ભાગ એણે કરીને વ્યાપિત થએલા છે. સબબ, તે થોડાં ઘણાં આગળ વારે વારે આવ્યાંજ કરશે.

ગોપાળ—ઘણું સારૂં. મારી શંકાની સારી સફાઇ થઇ. મહારાજ ! હવે જે કહેવાનાં છે તે જેમ આપની મરજીમાં આવે તે પ્રમાણે આપે કહેવાં.

મેહેતાજી—બીજાં બે ઉપકારણો કહ્યાની આગમજ પ્રકૃતિસિદ્ધ અનુકૂળતા વિશે ફરીથી થોડુંક કહું છું. સારો દેશ, સુપીક જમીન, તનદુરસ્ત રાખે એવી હવા એ સર્વે હોય છે, એટલે માણસને ઉદ્યોગ કરવાની હુશિઆરી આવે છે, ને સંપત્તિ વધે છે. હિંદુ લોક, ચિનાઇ લોક, મિસર લોક, ને તેવાજ આ એશિઆખંડની પશ્ચિમ તરફના ફિનિશિઆ પ્રાંતના લોક, એઓ

અસલના વખતમાં ઘણા પ્રખ્યાત થઈ ગયા; એ લોકોમાં કલા કૌશલ્યનું જ્ઞાન પ્રગટ થઇને તેઓ બુદ્ધિમાન થયા, વગેરે જે સુધારો તેમનામાં અગાઉથી થયો, તેનું કારણ સુપીક જમીન વગેરે પ્રકૃતિસિદ્ધ અનુકૂળતાજ છે. આપણી તરફ હવા ગરમ, તેથી કરીને લોકોના શરીરમાં થોડુંક આળસ તથા પોસ્તીપણું રહે છે. એવું છતાંએ, આપણા હિંદુસ્થાન માંહેના સુપીક પ્રાંત માંહેના લોકો શા સારૂ ઉદ્યોગી છે, ને તેવા પહાડી પ્રાંતો માંહેના લોકો નથી ? જુઓ, કે સાતપુડા પહાડ માંહેના ગોંડ તથા ભીલ લોકો, અને બાગલાણ માંહેલા જંગલી લોક, એઓને સુધારાનો વા પણ વાયો નથી. વારૂ ગોપાળ ! સારી જમીન તથા સારી હવા એઓના જેવું બીજું સંપત્તિને ઉપજવામાં શું શું જોઇએ ?

ગોપાળ—મને લાગે છે કે ખાણના કોયલા, લોઢું, ત્રાંબું વિગેરે ધાતુ, સારાં બંદરો મોટી મોટી નદીઓ વિગેરે, સંપત્તિ ઉત્પત્તિને કામનાં છે.

મેહેતાજી—હા, આગળ કહેલા પ્રકારની પ્રકૃતિસિદ્ધ અનુકૂળતા જે દેશોમાં હોય છે, ત્યાં મોટા મોટા વેપાર વણજ કરવાને ઘણુંજ સુગમ પડે છે, ને તેથી સંપત્તિનો વધારો પણ થાય છે. ખાણના કોયલા, લોઢું વિગેરેનો વ્યવહારમાં જે ઉપયોગ છે તેને વિશે તો શું કહું ? અહિંઆં મુંબઇમાંજ જો, કે જે તે યંત્રમાં કોયલ અને જ્યાં ત્યાં લોઢા તથા આગબોટો વિગેરે વાહક ચાલુ યંત્રો, તે સઘળાં એ ખાણના કોયલાથી ચાલે છે. પણ એવી પ્રકૃતિ સિદ્ધ અનુકુળતા છતાંએ ઉથલપાથલ કરવાનો સ્વભાવ લોકોમાં નહીં હોય, તો સંપત્તિની ઉત્પત્તિ તેવી થવાની નહિ.

ગોપાળ—ક્યાંથી થાય ? અનેક વેપાર ધંધા તો કર્યાજ જોઇએ. એક તદબીર પેશ ન ગઈ તો બીજી કીધી જોઇએ, હીંમત ધરવી જોઇએ, એક ધંધામાં ઠીક ન પડ્યું, તો તો તેટલામાંજ અવસાન છોડીને બેસી ન રહેવું જોઇએ. સારાંશ, એક નહિ તો બીજો પણ ધંધો કરવો, એવો, જે દેશમાં લોકોનો સ્વભાવ હોય તે દેશ માતબર થાય. એવીજ ઉથલપાથલ કરવાનો સ્વભાવ અહિંઆના વાણિઆ, મારવાડી, તથા પારસી લોકોમાં છે, સબબ તેઓ-નામાં મોટા મોટા વેપારીઓ તથા સાહુકારો હોય છે.

મેહેતાજી—હા, તેઓનો સ્વભાવ કંઇક તેવો છે ખરો; પણ ઉથલપાથલ કરનારા કહો એટલે યુરોપિયન લોકોથી અવધિ, કે જેઓનો ઉદ્યોગ તેવો અને છાતી પણ તેવીજ—નહિ તે હિકમત શોધી કહાડવી, નહિ તે દેશ શોધી કહાડવા અને જેણે કરીને વેપાર સુગમ થાય તેવું કરવું એજ જેઓનો ઉદ્દેશ. જો કે કેવી છાતી ચલાવીને તેઓએ તરીને માર્ગે હિંદુસ્થા-નમાં આવવાનો રસ્તો શોધી કાઢ્યો ? ( એ વાત સઘળા પોર્ટુગીઝ લોકોની ખબર ઉપરથી સમજાશે. ) ને ત્યાર પછી પોર્ટુગીઝ તથા વલંદા લોકોએ આ દેશમાં આવીને ફક્ત રાજ્ય જ કીધું નહિ; પણ જેમાં લાખો રૂપિઆની ભાંજફોડ એવા મોટા મોટા વેપાર ખેડયા. પણ હાલમાં તો અંગ્રેજ લોકોના જેવા ઊથલપાથલ કરનારા બીજા થોડાજ તથા તેઓએ કેટલા મુલક લીધા છે. ક્યાં ક્યાં વેપાર ચલાવ્યો છે, અને શી શી કળા વિદ્યા કાઢતા ગયા છે, તેના વર્ણનનો તો પારજ ક્યાંથી ? વળી આગબોટ આગની ગાડી બનાવવાનો ઉદ્યોગ કહો એટલે તે કેટલો મહાભારત ! એ લોકોનું ધ્યાન એક સરખું ઉદ્યોગ ઉપરજ રહે છે; એમના જેવા બીજા જોવા જશો તો અમેરિકાખંડ માંહે સ્વતંત્ર સંસ્થાન કરીને દેશ છે, ત્યાંના લોકો છે. તેઓ મૂળથીજ અંગ્રેજોના દેશના, પણ હાલ સ્વતંત્ર થયા છે.

ગોપાળ—મહારાજ, મને લાગે છે કે ઉથલપાથલ કરવાનો જે સ્વભાવ, એ સર્વથી સારો ગુણ છે; એણે કરીનેજ સઘળી સંપત્તિ મળી આવશે.

મેહેતાજી—તે ગુણ સર્વ કરતાં સરસ ખરો, પણ તે શાહાણપણ તથા સાચવટ એ ગુણોથી શોભે છે, વાસ્તે એકલો ઉથલપાથલ કરવાનો સ્વભાવ હોય તે કંઇ કામનો નહિ. જે વહેવાર કરવો હોય તે વિશેનું જ્ઞાન હોવું જોઇએ, અને જેઓની સાથે વહેવાર કરવાનો તેમની જોડે વાદ ન પડે, અને તેમાં આપણી પત રહે એવી સચાઇ જરૂર હોવી જોઇએ. હરકોઇ કામમાં અને ધંધામાં, લોકો જેમ જેમ હુશિયાર અને પૂરી સમજના હોય છે, તેમ તેમ તેઓના હાથથી તે કામ સારી રીતે તથા થોડી મહેનતે થાય છે; ને તેવું ગેરમાહિતી વાળાથી બનતું નથી. સબબ કળા વિદ્યા વગેરેનો અને તેનોજ ચતુરાઇ વગેરેનો સઘળે ઠેકાણે પ્રસાર થયો જોઇએ. વળી જો કે વગર ભણેલા શિલ્પી વેપારી લોકોમાં કદાપિ કોઇ સ્વભાવથી ચપળ હોય, ને કામ કરવાની હથોટી તેને હાથ આવી ગઇ હોય, તો પણ જેને ઉત્તમ શિક્ષા મળી હોય અને જે સારી માહિતગારીથી કામ કરનારો તેને તે પોહોંચવાનો નહી. આપણે અહીંઆંના કસબો, કારીગરીઓ, શિલ્પકામો અને યંત્ર વગેરે સાધનો જુઓ, અને તેજ યુરોપિયન લોકોનાં પણ જુઓ, તો તેમાં અને આમાં આસ્માન જમીનનો ફેર પડશે, વાસ્તે જે ઠેકાણે જ્ઞાન અને શાહાણપણ છે ત્યાંજ વ્યવહારનૈપુણ્ય વસે છે.

ગોપાળ—સંપત્તિની પ્રાપ્તિને માટે લોકોમાં શાહાણપણ પણ જરૂર જોઇએ, એ વિશે તો મારી ખાતરી થઇ. પણ વારુ, સાચાઇનોએ એવોજ ઉપયોગ છે કે?

મેહેતાજી—હા! અરે ભાઇ, ફક્ત અજ્ઞાની, જુઠા હાથવડે કામ કરનારાથી અથવા અટકળથી અથવા અંધપરંપરાથી વહેવાર કરનારને હાથથી શું થવાનું છે? ઘણીજ સારી રીતે કામ બની આવે એવી મરજી હોય, ત્યારે તો શિલ્પી અને વેહેવારી લોકોમાં, શાસ્ત્રો જાણીને મેળવેલું જ્ઞાન, ને તે પણ પાછું અનુભવસિદ્ધ યુક્તિ અને પ્રમાણિકપણું એઓથી યુક્ત હોવું જોઇએ. ઉદ્યમી વેપારી લોકોનું શું પ્રમાણ? તેઓ બોલે એક અને કરે એક, એવી તો ઘણું કરીને આપણા મુલકમાં લોકોની સમજ હોય છે. ફલાણી વસ્તુ બે દહાડામાં આપીશ તેને ચાર દિવસ લગાડે અથવા તે નઠારી અને ઓછી કીંમતની આપે. એવી લોકોની સ્થિતિ હોવાથી લોકોમાં સાચવટ રહી નથી, એવું સાબીત થાય છે, અને તે સંપત્તિના વધારાને ઉલટું ધોકો પોહોંચાડે તેવું છે. અપ્રામાણિકપણાથી ઘણું અનહિત થાય છે. સાધારણ મજુર લોકો ઉપર મોટા મોટા પગારના નિગેદાર રાખવા પડે છે. લોકોમાં જો અપ્રામાણિકપણું ન હોત તો હજારો રૂપિઆનો કોર્ટનો ખરચ અને તેમજ સિબંદી, ફોજ, ચોકી, પહેરા વગેરેનો ખરચ લાગત નહિ.

યુરોપખંડમાં ઘણા દેશોમાં વેપાર ચાલે છે, ત્યાં પણ કોઇ કોઇ જગોએ સાચવટના માણસો ન હોવાના સબબથી વેપારમાં ઘણી અડચણ પડે છે. એકવાર એક અંગ્રેજ સાહુકારે એક જીનસ બહાર મોકલવામાં જુઠાપણું કીધાને લીધે, બીજા સઘળા દેશોમાં તેની શાખ બુડી ને તેની તે જીનસોનો વેપાર પણ ડુબ્યો. જો સઘળા દેશોમાં સાચવટ એકસરખી હોત તો વેપાર, વહેવાર, એ સંઘળું એક સરખું ચાલત.

મિસ્તર બાબેજ કરીને એક ઇંગ્રેજીમાં ગ્રંથકર્તા થઇ ગયો. તે એક શહેરના પ્રમાણિકપણા વિશે એવું લખે છે કે તે શહેરમાં દરરોજ લાખો રૂપિઆની જીનસોની ખરીદી અને વકરો થાય છે, પણ કોઇ કોઇને લખી આપતું નથી, તથા કોઇ કોઇની પાસે લખી લેતું

નથી. લડાઇ ચાલતી હતી ત્યારે અંગ્રેજ લોકો જોડે વેપાર કરવો નહીં, એવો ફ્રેંચ લોકોમાં ઠરાવ થયો; એવું થયા પછી ઇંગ્રેજી લોકોની તેણી પાસના મુલકમાં એક આડત હતી, ત્યારે બહાર ખબર ન પડતાં, ફક્ત અક્ષરની ઓળખ ઉપરથી વગર નામે તથા વગર સહીએ વહેવાર ચાલે, એવો બંને તરફથી બંદોબસ્ત થયા ઉપરથી, અક્ષરની ઓળખ એજ કોઇ પ્રમાણુ એમ માનીને બેધડક લાખો રૂપિઆનો વહેવાર ચલાવવામાં આવ્યો. હવે તે માંહેથી જો કોઈ લોક અપ્રામાણિક થઇને ચાલેલા વહેવારને હરકત કરત અથવા તે ઉઘાડો પડત તો મોટો અનર્થ થઇને ઘણા જીવની હાનિ થાત.

ગોપાળ—વાઃ એવું નામ તે સાચવટ. શાહાણપણ અને સાચવટ એઓનો વેહેવાર કેટલોક ઉપયોગી કહેવો ! એ બે ગુણ એ બે આંખો છે, એ નહોઇ ને ફક્ત ઉથલપાથલ કરવાનો જે સ્વભાવ તે આંધળા માણસના અંગ બળ જેવો જાણવો. હવે જે કહેવાનું રહ્યું તેનો આવતી કાલે આરંભ કરવો.

---

# तरुलता अथवा आदर्श स्नेह !

" અરેરે ! પ્રભુ ! હેં મ્હને આવી અભાગી શાને સરજાવી હશે ? " તરૂલતાના અંતઃકરણના હૃદયભેદક ઉદ્‌ગારો એકાએક બહાર નીકળી પડયા.

તરૂલતા જ્યાં હતી તે એક અતિ રમણીય ઉદ્યાન હતું. સુગંધિત પુષ્પપરાગની અતિ શીતલ પરિમળ સર્વત્ર વ્હેણી રહી હતી. વનવાયુ અતિ મન્દ મન્દ વાતો હતો. અખિલ કુન્જઘટામાં નાનાવિધ પક્ષીગણો પોતાના મધુર કણ્ઠમાંથી મૃદુગાનનું રસીયું ઝરણું સતત વ્હેવા દેતાં હતાં. મોરમયુરી આદી થનગન નાચી રહ્યાં હતાં, અને મંજુ શબ્દથી સર્વત્ર માધુર્યનું સિંચન કરતાં હતાં. એકંદરે એ ઉદ્યાનમાં રમણીયતાનો સ્થાયી વાસ હતો. વચ્ચે એક ન્હાનો ફુવારો હતો અને ત્હેની આસપાસ ગોળાકારમાં રેતીવાળી જગ્યા હતી. ત્યાં ત્રણ બેસવાની બાંકો હતી અને ત્હેમાંની એક ઉપર તરૂલતા ઉપરના ઉદ્‌ગારો કાઢતી સૂતી હતી.

પોતાનું આલય એ ઉદ્યાનમાંજ હતું. પરંતુ માતપિતા અન્ય સ્થળે ગયાં હોવાથી અને ઘરમાં તરૂલતા સિવાય અન્ય ગૃહસ્થ મનુષ્ય નહીં હોવાથી માત્ર પ્રફુલ્લિત કરવાના ઇરાદાથી તરૂલતા આમ બ્હાર બાગમાં આવી હતી. એકાંત સર્વદા મનને ચગડોળે ચઢાવે છે એ શબ્દશઃ સત્ય છે અને તેજ પ્રમાણે તરૂલતાનું મન અત્યારે વિચારના વમળમાં ચગડોળે ચઢ્યું હતું.

તરૂલતા સૂતી હતી તે થોડીવારે બેઠી થઇ અને મન ગભરાયેલું હોય તેમ આસપાસ બ્હાવરી બનીને નજર કરવા લાગી. છાતી ધબકવા લાગી અને ઉંચી નીચી થવા લાગી. એકાએક ઉઠી અને ગાંડા પ્રમાણે દોડી ફુવારામાંથી નીકળતા પાણીને બાઝવા ગઇ. બાઝતાં બાઝતાં બોલી " કોણ તુંજ કે ? મ્હને આમ સમક્ષ સતાવનાર તુંજ માતા કે ? ;ના, તું નહીં; તું માતા નહીં. ત્યારે તું કોણ ? મ્હારો કૃતઘ્ની પિતા ? હા, બસ; ઓ ઘાતકી ક્રૂર પિતા ! તેં શું ધાર્યું છે ? ઓહ ! હેં ! પણ આ તો પાણી છે પિતા નથી ! ત્યારે શું પાણીની ઉપયોગિતા તેટલીજ પિતાની ખરી ? ના, નહીંજ ! હેં ! ત્યારે મ્હેં શાથી આ

ઉપમા આપી? છટ, ગાંડીજ છે! પણ આ શું? તું કોણ છે? તું તો પાણી પણ નહીં ને પિતા પણ નહીં! ત્યારે કોણ? મ્હારી માતા! ઓ માતા! માતા! દયાળુ છતાં, પિતાની અંધ મતિથી હોરાતી નિર્દોષી માતા! તું પણ અયોગ્ય મ્હારે મન તું તો તણખલાને તોલે! હેં! પણ હું શું આ માતાને કહું છું? ના, એ તો માતા પણ નથી! પાછો એનો એ જલ-પ્રવાહજ નીકળ્યો! અરેરે! ક્યાં કાંઇએ છે? મ્હારી સ્હામે ક્યાં માતા કે પિતા કે પાણી કાંઇએ છે? ત્યારે ફુવારાનું પાણી ઉડતું બંધ થયું? હા, તો શું મ્હારૂં જીવન પણ એકાએક એમજ પૂરૂં થશે? મ્હારી વ્હાલી વ્હાલી આશાઓ શું હું નહીં પરિપૂર્ણ કરી શકું? ના, ના, બસ મ્હારી સર્વે આશાઓ ફળિભૂત થાય એમ મ્હારે આચરવું એવી પ્રતિજ્ઞા લઉં છું. ઓ! ઓ મોરમયૂરી ત્હમે શું કામ કૂદો છો? મ્હારા ગાંડપણને હસો છો કે મ્હારાં સંકલ્પને સાફલ્ય ઇચ્છો છો? હો તે હો પણ હાલ તો ત્હમેજ સુખી છો. હેં! કે હું સુખી? ના, ના, હું સુખી નહીં. હું શાની સુખી? માતાપિતાના કૃતઘ્ની દાબથી રીબાતી હુસકે હુસકે નિઃસાસા નાંખતી અબળા તે શાની સુખી? નહીં, બસ; અલ્યા ઓ, ત્હમેજ સુખી હો! કૂદો કૂદો પ્રભુનાં સુખી બાળકો કૂદો, ત્હમારૂં ટુંક જીવન આમ આનંદમાં ભોગવી લ્યો. મ્હને એ સર્વે ખારૂં લાગે છે. અહા! પણ હું કોને કહું છું? આસપાસ કોઇ સાંભળશે તો મ્હને કેવી ગણશે? મ્હને શું કહેશે? હશે, મ્હારે કોઇની શી દરકાર? આ જગતજ મિથ્યા છે તો ત્હેની શી ગણના? નહીંજ, બસ ત્યારે મ્હારાથી બને તેમ હું ત્વરાથી મ્હારૂં કાર્ય સાધીશ. સમય અતિ ચંચલ અને વેગવત્ છે તો થાઉં સજ્જ અને સાધું મ્હારૂં કાર્ય. ઓ આકાશગામી ચન્દ્ર! મ્હારૂં ગાન મ્હારી પ્રાર્થના સાંભળી લે! મ્હને મ્હારાં કાર્યમાં સહાય થા! હું—"

આ પ્રમાણે બોલે છે એટલામાં બ્હારથી તરૂલતાનો નોકર શશી આવ્યો. અને તરૂલતાને આ પ્રમાણે ગાંડા ભાષ્ક એકલી એકલી રોતી રોતી બોલતી સાંભળીને અને જોઇને સ્તબ્ધ થઇ ગયો; તરતજ બુમ પાડી "તરૂ બ્હેન! બ્હાર આપને મળવા કોઇ આવ્યું છે. અહીં મોકલું?"

તરૂ એકદમ ચમકી અને શશી સ્હામું જોયું. થોડીવારે શુદ્ધિમાં આવી બોલી "હેં! શું કહ્યું? કોઇ મ્હને મળવા માગે છે? વારૂ, જા એને અહીં મોકલ."

શશી ગયો. તરૂલતા વિચારમાં પડી "વળી અત્યારે મ્હને આવે આવે સમયે મળવા કોણ નવરૂં પડયું હશે જે?"

થોડીવારે પેલો મળવા આવેલો તરૂણ યુવક તરૂલતા સમીપ આવી ઉભો અને એક નજરે નિરખવા લાગ્યો. મીંચેલે નયનથી તનભાન વિનાની તરૂલતાને આવેલા યુવકનું ભાન ન્હોતું તે જોઇને પેલો યુવક ધીમે પગલે પાગલે પાસે ગયો અને જમણો હાથ ઝાલ્યો.

તરૂલતાના અંગમાં એકદમ સૈદામિનીનો ચમકાર થયો હોય તેમ એ ઝબકી અને આંખો ઉઘાડી સ્હામું જોયું તો પોતાના માતાપિતાએ પોતાના પતિ તરીકે ધારી રાખેલો પોતાને મન કચરા સરખો ઇન્દુકાન્ત જોયો. હાથ રકાઝક કરતાં છોડવ્યો, છુટયો અને છુટતાંની સાથેજ એકદમ "અરે! ઓહ! ઇન્દ્ર–પ્રિય ઇન્દ્ર–અરેરે!" કહીને બેભાન અવસ્થામાં ચતીપાટ જમીનપર પડી. પાસેનો ફુવારો ચાલુ કરી પાણી લઇ ઇન્દુકાન્તે તરૂલતાના મ્હોંપર પાણી છાંટયું અને બેઠી કીધી. થોડીવારે ભાન આવતાં તરૂ એકદમ ચમકી ઉઠી અને ધુત-

કારી કાઢી આધી ઉભી રહી બોલવા લાગી "અરે પાપીયા! નીચ, નફફટ! તું અહીં શા સારૂ આવ્યો?"

"ત્હારો હાથ માગવા."

"મ્હારે ત્હારો હાથ નથી જોઇતો."

"બસ: ત્હારાં માતાપિતા મ્હને આપે છે."

"ઘેર ગયાં મ્હારાં મૂર્ખા માતાપિતા."

"તે કાંઇ ચાલે નહીં."

"એની મેજે ચાલશે. મ્હારી મરજી નથી."

"ત્હારી સત્તા નથી."

"ત્હારી પણ હિંમત નથી."

"ત્હને અહીંથી ઉંચકી જઇશ."

"મ્હને અડકવાની કોઇની હિંમત નથી."

"જોજે પસ્તાશે."

"જોઉં છું કે કેમ અડકે છે."

"લે ત્યારે જોઉં છુ કે ત્હારી મદદે કોણ આવે છે."

"ખબરદાર જો મ્હને હાથ પણ અડકાડ્યો છે તો. કોણ છે? અલ્યા શેશી અહીં આવ."

તરૂલતાની બૂમ સાંભળીને શેશી દોડતો દોડતો ત્યાં આવ્યો. તરૂલતાએ હુકમ કર્યો. "ચાલ આ નીચને મ્હારી નજર આગળથી દૂર કર. ઝટ બ્હાર કાઢ. સાંભળ અલ્યા ઇન્દુ! જો તું હવે પછીથી મ્હારી સમીપ આવ્યો છે તો યાદ રાખજે કે તારૂં એક પણ હાડકું સમું નહીં રહે. ચાલ નીકળ મ્હારા ઘરમાંથી." એમ કહી તરૂએ પોતાનું મ્હોં એની સામેથી ફેરવી દીધું. ઇન્દુ તિરસ્કારમય દૃષ્ટિ નાંખતો બબડતો બબડતો ચાલ્યો ગયો.

આ તરફ તરૂલતાની ચિત્તવૃત્તિ ફરીથી અસ્થિર થઇ અને ગાંડપણમાં બબડવા લાગી. "વ્હાલા! તમે ક્યાં હશો? આવે સંકટને સમયે મ્હને છોડી ત્હમે ક્યાં સુખમાં વસતા હશો? ત્હમે કહો છો.

"ત્યજી વ્હાલી ત્યજી માતા,
"ત્યજ્યાં વ્હાલાં તજ્યો ભ્રાતા;
"વને સરિતા સમી સારી,
"હવે સુખી હો ગતિ મ્હારી."

સરિતા તો સાગરને પણ અંતે મળે છે—સાગરમાંજ ભળે છે—તમને તો તે પણ પ્રિય નથી—રૂચતું નથી શું? વળી તમે શીખવો છો.

"નથી માનવ તણી જાતે,
"રહ્યો સમભાવ કો વાતે;
"હ્રુમા રહી ના કઇ આશા,
"જગત છે માત્ર નિરાશા."

ઇન્દ્ર! પ્રિયતમ ઇન્દ્ર! તમને આમજ લાગ્યું? જગત નિરાશામયજ છે એ માન્ય છે

તો પણ મ્હારામાં શો વાંક નિહાળ્યો ? માનવ જાતમા ત્હમે કહો છો તેમ સમભાવ રહ્યો નથી છતાં પણ હું તમારી સાથ સમભાવથી નથી વર્તી ? શુ આવીજ મ્હારા પ્રત્યેની તમારી લાગણી ?

" જગત મિથ્યા તણે કાજે,
" જીવી દુઃખી ના થવું છાજે;
" રહું બસ હું અરણ્યેને,
" જીવન ગાળું સદા સુખે."

અરણ્યમાં વાસ કરી સુખે જીવન ગાળવા એકલપેટા થવા શાથી ઇચ્છા થઇ ? કે સાથે રહેત તો દ્વિધા આનંદ ન થાત ? " એક કરતા બે ભલા " એ સૂત્ર શું તમને યાદ ન આવ્યું ? યાદ આવ્યું હોય તોયે તમે શાને સભારીને વર્તો ? હશે. વળી તમે ઉપદેશ આપો છો કે—

" ઉરે છે લાગણી મ્હારે,
" સુખી કરવાની 'વ્હાલી'ને;
" છતાં એ ક્રૂર માબાપે,
" કીધો છે દૂર હા ! આપે."

એટલે ક્રૂર માતાપિતાને લીધે મ્હને આપે આમ અણધારી તરછોડી અને લાગણી છતાં દાદ ન દીધી ? હશે, ઇન્દ્ર, પ્રિય ઇન્દ્ર ! ઇશ ઇચ્છા સમર્થ છે. આપ્યું એ ભોગવીશ. આપ્યું એ સહીશ. વિધિનું ધાર્યું થવા દઇશ. પણ વ્હાલા ઇન્દ્ર ! દૂર છતાં સમીપજ છો. ક્રૂર છતાં કોમળજ છો; કારણ તમે અહીંથી દૂર વસો છો પરંતુ તમારી રમ્ય મૂર્તિ મ્હારા અંતરમાં નિરન્તર રમ્યાં કરે છે. વળી એકલી અકેલી મૂકી ચાલ્યા જઈ ક્રૂર થયા છતાં હું કોમલ ગણું છું, કારણ મ્હારામાં તેને લીધે નવીનજ ભાવના જાગૃત થઇ છે અને મ્હારા હૃદયને તમારા જેવુંજ કોમળ કરી દીધું છે. બસ હવે વ્હાલા ઇન્દ્ર ! એ—"

એકાંત વાક્ય અધુરૂં રહ્યું. માતાપિતાએ બૂમ પાડી. " કેમ તરૂ ! અત્યારે ઇન્દુભાઇને અમે તારી પાસે ખાસ મોકલ્યા હતા તે મળ્યા હતા કે નહિં ? શું વાતચીત થઈ ?

તરુલતા ચમકી જાગૃત છતાં નિદ્રાવશ થયેલા જેવી ભાનવિનાની બાળા એકાએક જાગૃત અવસ્થામાં આવી. પોતાને માતાપિતાએ બોલાવી એમ જાણી મનમાં દુભાઇ પરંતુ જવાબ દીધો.

" કેમ શું છે ? હું એકલી પડી પડી મ્હારા વ્હાલાં પુષ્પો અને જળ સાથે ગોષ્ટિ-વિનોદ કરતી હતી તે તમને ન ગમ્યું કે વચ્ચે પડી મ્હને બોલાવી ? "

તરુણી કામી ન થઇઃ વિચારમાળાના મણકા એકદમ ગણાયા અને અત્યાર સુધી જે પોતે એકાંતમાં બોલતી હતી તેનુ ભાન આવ્યુ અને લાગ્યુ કે માતાપિતાએ સર્વ સાંભળ્યું હશે. પણ કાંઈ પણ વ્હેમ પડયો છે એવું જણાવ્યા વિના આગળ ચલાવ્યું.

" હા, તે તમારા મિસ્ટર ઇન્દુકાન્ત અહીં ડાહ્યા થઇને આવ્યા હતા ખરા પણ મ્હેં તરછોડી કાઢયો છે અને મ્હારી સમીપથી સદાને માટે અર્ધચન્દ્ર આપી દૂર કીધો છે. કેમ તેને અહીં મોકલવાનું શુ પ્રયોજન હતું વારૂ ? "

તરૂનો પિતા આ સાંભળી સ્તબ્ધ થઇ ગયો. પુત્રીને આવા 'રૂપમાં બદલાઇ ગયેલી જોઇને વિસ્મય પામ્યો, પરંતુ ઘુંટડો ગળી ગયો; અને ધીમેથી બોલ્યોઃ " તરૂ ! તરૂ ! આ શું ? તને આજે એકદમ શું થઇ ગયું છે ? તને યાદ નથી કે એ ઇન્દુભાઇને તારા ભવિષ્યના સ્વામિ તરીકે તારી સાથે જોડવાના છે ? "

તરૂલતા ઝબકી બેબાકળી થઇ ગઇ, પરંતુ રોષમાં આવી બોલીઃ " શું કહો છો પિતાજી ? ઇન્દુ મ્હારો સ્વામી ? હાય ! ઓહ ! પિતાજી ! ઓ કૃતઘ્ની પિતાજી ! યાદ રાખજેઃ એ કદી બનવાનું નથી. જેને મ્હારૂં હૃદય સોપ્યું છે તે મ્હારો ઇન્દ્ર અન્ય સ્થળે તમારાં જેવાંજ ક્રૂર માતાપિતાના દુઃખનો ભોગ થઇ પડેલો અરણ્યવાસી થઇ દેહનું કલ્યાણ સાધે છે. 'હૃદય જ્યાં હોમ્યું ત્યાંજ હોમ્યુ ' એ મ્હારૂ સૂત્ર છે અને તે પ્રમાણેજ વર્તીશ. મ્હારે હવે પરણવું નથી. એક તો પરણ્યાનું સુખજ કાચું અને તેમાં પછી પાછળથી રંડાવું. ઓહ ! એ ક્યાંનો ન્યાય ? બસઃ મ્હારી જીંદગી મ્હેં એકનેજ સોપી છે. મ્હારૂં હૃદય મ્હેં એકમાંજ હોમ્યું છે. હવે નહીં બને તે નહીંજ બને. આ સર્વે યત્નો મિથ્યા છે. અનર્થભર્યાં ફાંફાં છે. હું એકની બે નહીં થાઉં. શા માટે મ્હને આમ પજવતા હશો વારૂ ? મ્હેં કાંઇ તમારૂં બગાડયું છે ? હું તો મ્હારી મેળે મ્હારી મોજમાં આવે છે તેમ વર્તું છુ અને એટલું જોઉં છું કે કોઇને હાનિ થાય નહિ. પછી મ્હારી વચમાં પડવાની આપને શી પડી છે ? "

પુત્રીને આ પ્રમાણે એકાએક વિકૃત અવસ્થામાં આવેલી જોઇ પિતાના મનમાં ઓછું આવ્યું; પરંતુ દઢતા સમીપ કોમલતા પણ નિરૂપાય થાય તેમ તેને એક શબ્દ પણ કહ્યા વિના નિરાશાના નિઃશ્વાસો નાંખતાં નાંખતાં શયનગૃહમાં ચાલ્યાં ગયાં.

( ૨ )

તરૂલતાનાં માતપિતા ખરેખર ક્રૂર અને મૂર્ખજ હતાં. પોતાની પુત્રીના આવા વિકૃત આચરણથી કંટાળો આવ્યો હતો પરંતુ લાચાર હતાં. પુત્રીની ઉમ્મર પુખ્ત થઇ હતી અને તે સ્વતંત્રતાને લાયક થઇ હતી. એ વિકરાળ યુગલ સર્વદા પુત્રીને અલગ રાખી વાર્તાવિનોદ કરતું હતું. આની તરૂલતાને ચોક્કસ માહિતી હતી અને તેથી સર્વે પોતાને વિદિત થાય એ હેતુથી શેશીને પોતાની તરફ ખેંચી લીધો હતો. શેશીને માસિક અમુક રકમ ઇનામમાં મળતી અને તેથી એ લક્ષ્મીની લાલચમાં શેશીનો મનભ્રમર લપટાઇ ગયો હતો અને મુગ્ધ બન્યો હતો; આથી પ્રમાણીકપણાનો ઉચ્ચ સદ્ગુણ બાજુએ મૂકી અસત્યતાના અને ચોરીના દુર્ગુણનું સ્થાન એ શેશી થઇ પડયો હતો.

ઉપર જણાવેલા બનાવને બીજા દીવસથી પુત્રીના ખંડમાં માતપિતાએ કે માતપિતાના ખંડમાં પુત્રીએ જરા પણ પગસચાર કર્યો નહોતો. પુત્રીના આવા આચરણથી માતપિતાને અતિશય લાગી આવ્યાથી ગમગીનીમાં આખો દીવસ જતો હતો. સાયંકાળનો સમય થાય અને દિવાનખાનામાં તરૂનાં માતપિતા હમેશ નિરાશાની વાતો કરતાં. પરંતુ ' તડનું ફંડ ' કરી દેવાનું કેમે સુઝે નહિ. તરૂ પોતાના ખંડમાંજ બેસી રહે અને એનો સમય પણ દુઃખનાં સભારણાંમાં વ્યતીત થતો.

આમ વસ્તુસ્થિતિ ચાલવા માંડી. માતાપિતા સ્થિતિ છેડો કેમે આણે નહિ અને તે છતાં વિચારમાં ને વિચારમાં બળ્યાં કરે. આથી બન્નેનાં શરીર લીન-થઇ જવા માંડયાં. થોડો સમય વીત્યા પછી એમના મનમા આવ્યુ કે ગમે તેમ પણ આનો અંત આણવો. એક

દીવસ સાંજે જ્યારે તરૂ પોતાના ખંડમાં હતી અને દીવાનખાનામાં માત્ર માતાપિતાજ હતાં ત્યારે તેઓએ વાત શરૂ કરી. શેશી બાર ઉભો ઉભો છાનો માનો સાંભળતો હતો. તરૂના પિતાએ બાત ઉપાડતાં કહ્યું:—

"પ્રિયે આપણું જીવન હવે નિરર્થક છે."

"કેમ ?"

"કારણ એજ કે આપણા નશીબમાં ઇશ્વરે એકજ સંતાન આપ્યું અને તે પણ પુત્રી, પુત્ર નહિ ! એટલુંજ નહિ પણ તે પુત્રી અત્યારે આપણી વિરૂદ્ધ થઇ બેઠી છે. આપણો વીચાર ઇન્દુભાઇને તરૂ સાથે પરણાવવાનો છે ત્યારે તરૂને તે પસંદ નથી. આપણે એમને તરૂને મળવા મોકલ્યા ત્યારે તરૂએ એમને ધીક્કારી કાઢયા. આપણે પૂછ્યું ત્યારે કેવા ઉચ્ચ સ્વરથી વાત કરતી હતી ? બસ હવે તો મ્હને કાંઇજ સુઝતું નથી. શું કરવું તેના વિચારમાં મ્હારો સમય વ્યર્થ વહી જાય છે, અને શરીર દિનપ્રતિદિન લીન થતું જાય છે. મ્હારૂં તો માનવું એમજ છે કે પુત્રીને સુખે ઠેકાણે પાડ્યા પહેલાંજ મ્હારૂં જીવન પુરૂં થશે. આને આ બળાપામાં મ્હારો દેહ કોઇ દીવસ એકાએક ભોગ થઇ પડશે."

"વ્હાલા એવું બોલશો નહિ. એમ નિરાશ થઇ બેઠાથી આપણું શું ઉધડે ? હું ચપળ અને દગાબાજ છું. અત્યારેજ તરૂને અહીં બોલાવી મંગાવું છું. ઇન્દુભાઇ પણ અત્યારે આવવાનું મ્હને કહેતા હતા એટલે તરૂ બેઠી હશે એવામાં ઇન્દુભાઇ આવશે તો તરૂથી ચાલ્યા નહિ જવાય. પછી તરતજ આપણે નક્કી કરી દઇશું. પછી તરૂનું શું ચાલશે ? કેમ લુચ્ચાઇ ઠીક શોધી કાઢી કે નહિ ? અમે સ્ત્રીજન તે આવી બાબતોમાં પાછાં પડીએ ? કેમ શો વીચાર કર્યો ?

"મ્હારૂં મગજ તો હવે જરા પણ કામ કરતું નથી. તમને જે સુઝે તે કરો. પણ એટલું યાદ રાખજો કે કાંઇ અનર્થભર્યું થયું તો મ્હારા જીવનની આશા વ્યર્થ છે."

"કાંઇ નહિ થાય. જો જો તો ખરા બધુંએ સારૂં પાર ઉતરશે. અલ્યા શેશી આમ આવ."

શેશી જાણે જાણતોજ નથી તેમ ગભરાતો આવી હાથ જોડી ઉભો "જી."

"જા, તરૂ બ્હેનને કહે કે તમને સાહેબ હમણાંને હમણાં દીવાનખાનામાં બોલાવે છે. કાંઇ અગત્યનું કામ છે. વધારે વખત નહિ લાગે."

શેશી બ્હેલો બ્હેલો તરૂલતાના ખંડમાં ગયો અને પાછળથી બારણું બંધ કર્યું. પછી ધીમેથી તરૂ પાસે જઇ કહ્યું:—

"તમને સાહેબ બોલાવે છે."

તરૂલતા આ વખતે ઓરડામાં આમ તેમ ફરતી ફરતી કાંઇક સામગ્રીઓ એકઠી કરતી હતી, તે શું હતી તે શેશી કાંઇ સમજ્યો નહિ અને પૂછવાની તસ્દી લીધી પણ નહિ. તરૂલાએ પૂછ્યું:—

"અલ્યા ખરેખર કહેજે માતાપિતા સિવાય બહાર કોઇ બીજું આવ્યું છે ?"

"ના જી: પણ બ્હેન, તે દીવસે તમારી પાસે જે માણસ આવ્યા હતા અને જેને તમે મ્હારી પાસે બહાર કઢાવ્યા હતા તે ઇન્દુભાઇજ કે નહિ ?"

"હા હા, તેનું શું છે પાછું ?"

"તે અત્યારે તમે બ્હાર આવો તે પછી આવવાના છે અને તમારૂં બધું નક્કી થઇ જવાનું છે એમ વાતો થતી હતી. તેથી મ્હને બોલાવવા મોકલ્યો છે."

"એમ; જા ત્યારે કહે તારા સાહેબને કે હું તો નથી આવતી અને નથીજ આવવાની." એમ બોલી તરલતા બે હાથમાં માથું નાંખી આરામ ખુરશી પર પડી. શેશી બ્હાર ગયો અને દીવાનખાનામાં આવી જવાબ દીધો:—

"સાહેબ, તરૂ બ્હેન આવવાની ના કહે છે."

"કેમ?"

"કોણ જાણે સાહેબ."

શેશી વધારે લપ્પન છપ્પન કર્યા વિના મુંગે મ્હોડે બ્હાર જઇ સંતાઇ ગયો. પતિપત્નિ એક બીજા સ્હામું જોઇ રહ્યાં. હવે માતામાં શૂર ચઢ્યું હોય એમ લાગ્યું. પોતાના ધણીને દીવાનખાનામાં શોકગ્રસ્ત બેસી રહેવા દઇ પોતે ઉઠી અને તરૂના ખંડભણી દોડતી દોડતી ગઇ. બારણાને ધક્કો મારી ઉઘાડે તે પહેલાં લુચ્ચાઇથી બારણે કાન દઇ સાંભળવા ઉભી તો અંદરથી હુસકાંનો અવાજ અને કાંઇક શબ્દો ભાંગ્યા તુટ્યા કાને પડ્યા. એટલે વિચાર કરી બારણું ધીમેથી ઉઘાડ્યું. બારણું ભુલમાં ઉઘાડું રહી ગયું હતું તેથી અવાજ થયા વિના ઉઘડ્યું. જુએ છે તો કાંઇ નવીનજ રચના થઇ રહી હતી!

તરલતા કાંઇ વિચિત્ર કામમાં રોકાઇ હતી. સ્હામે એક પાટીયા પર કાગળ ચોંટાડી તે પર પાસે પડેલી રંગની પેટીમાંથી રંગ લઇ પોતાના ઇન્દ્રનું મુખારવિંદ ચીતરતી હતી! હાથની ઝડપ ઘણી હોવાથી થોડાં સમયમાંજ પોતાના પ્રિયતમનું મ્હોં ચીતરી રાખ્યું હતું અને તે પર પીંછી મારતી મારતી તરલતા એકાંતજ છે એમ ધારી બારણું બંધજ છે એવી ભ્રમણામાં રહી ઉદ્ગાર કાઢતી હતી. માતા સર્વ મુંગે મ્હોડે સાંભળતી હતી.

"ત્યજી વ્હાલી ત્યજ્યાં માતા,
"ત્યજ્યાં વ્હાલાં ત્યજ્યા ભ્રાતા;
"વને સરિતા સખી સારી,
"હવે સુખી હો ગતી મ્હારી!"

"ઇન્દ્ર! પ્રિય ઇન્દ્ર! આ તમારી રીત હોય? મ્હારૂં દુઃખ હજી પણ તમે નથી સમજી શકતા? પ્રિય હું ત્હમારે માટે ઝુરી ઝુરી મરૂં છું. ત્યારે તમને મ્હારે માટે લેશ માત્ર પણ લાગણી નથી? તમે કહો છો તેમ તમારાં માતાપિતા ક્રૂર હશે પરંતુ મ્હારાં માતાપિતા એવાંજ બલ્કે એથી પણ વધુ ક્રૂર છે એવી તમને ખબર ન્હોતી? શું ના કહો છો? ના, ના તમારૂં મ્હોંજ 'હા' કહે છે. ત્યારે જો એવી ખબર હતીજ તો મ્હને રીબાવી રીબાવી મારી નાંખવા જેવી કરવાનું શું સુઝ્યું? તમે તો સુખે રહો છો પણ મ્હારા પર દુઃખનાં વાદળો એક પછી એક આવ્યાં કરે છે. અત્યારે વળી નવીનજ વાદળ આવી ચઢ્યું છે. વ્હાલા પ્રિય હું તમને મ્હારૂં હૃદય આપી ચૂકી છું એ સર્વ વિદિત છે છતાં મ્હારાં માતાપિતાએ હમણાંજ મ્હારૂં વેવીશાળ પેલા ઇન્દુકા સાથે કરવા બોલાવી હતી."

માતા તો છક્જ થઇ ગઇ. જ્યાં હતી ત્યાંજ એક ચિત્તે ઉભી રહી અને એ વાતની તરૂને શી રીતે ખબર પડી એના વિચારમાં પડી ગઇ. એકાન્ત ગાન તો વાધ્યુંજ:—

"બોલો વ્હાલા ઇન્દ્ર! પ્રિયતમ ઇન્દ્ર! કહો તમારી સંમતિ છે? ના, નથી. મ્હને

એ યોગ્યજ છે અને હું એ જાણતીજ હતી તેથી મ્હેં 'ના' કહેવડાવી છે. ઇન્દ્ર! ઓ ઇન્દ્ર! તમારી તરૂ હવે એકની બે નથી થવાની. મ્હારી ટેક તમે રાખજો હોં! મ્હારે માટે તમને લાગણી છે એ સિદ્ધ છે કારણ તમેજ તમારા પત્રમાં લખ્યું છે કે—

" ઉરે છે લાગણી મ્હારે,
" સુખી————"

અરે! આ શું? ઇન્દ્ર! ભૂલી ગઇ! કડી મગજમાંથી ગઇ! પણ તમે તો પૂરી કહો? આમ શું શુંકમુક સરખા બેસી રહ્યા છો? મ્હોડેથી મ્હોડેથી બોલો તો ખરા? આ કડી હું ભૂલી ગઇ છુ તે પૂરી તો કરતા નથી. વાહ! નહિજ બોલો? ત્યારે લ્યો હું તમારો પત્ર જ લઇ આવું એટલે તેમાંથી અક્ષરશઃ ખરી કડી જડશે."

એમ કહી તરૂલતાએ પીંછી હાથમાંથી નીચે મુકી અને ઉઠી; પોતાના કબાટ તરફ ચાલવા જાય છે તો સ્હામે પોતાની માતાને ઉભેલી જોઇ! એક ક્ષણ સુધી બન્ને એકી નજરે એક બીજા સ્હામુ જોતાં સ્તબ્ધ થઇ ગયાં. માતા ડોકું હલાવતી હતી. તેણે તરતજ પૂછ્યું:—

"કેમ તરૂ? આ શું ચાલતું હતું? અને આ કોનું ચીત્ર આ પ્રમાણે સ્હામે ચીતરી રાખ્યું છે? તેની સાથે શાં વાતો ચાલતી હતી? પત્ર ક્યાં છે? બોલાવું ત્હારા બાપને?"

"હા, હા, તે બોલાવશો તેથી હું બ્હી જવાની છું શું? મ્હેં તમને એકવાર નહિ પણ સત્તરશેં વાર કહી દીધું છે કે હું નથી પરણવાની તે નથીજ પરણવાની, તો પછી શામાટે મ્હને અત્યારે બોલાવી હતી? મ્હારૂં ચોકઠું બેસાડવાનેજ કે નહિ? સાચું બોલજો."

માતાના મુખપર છાયા છવાઇ રહી. વદન મ્લાન થઇ ગયું સંવાદ વાધ્યોઃ—

"માતા, આ ચીત્ર મ્હારા હૃદયાધાર મ્હારા એકના એક પ્રાણ ઇન્દ્રકાન્તનું છે. મ્હારી સમક્ષ હરઘડી એ રમ્ય ભાત રમ્યાં કરતી હતી અને તેને લીધે મ્હારૂં મન અન્ય સ્થળે કામ કરી શકતું નહતું. અત્યારે એ ચીત્ર મનમાથી કાઢી ચીતરી કાઢ્યું એટલે હવે જ્યારે જ્યારે યાદ આવશે ત્યારે ત્યારે ત્હેની સાથે વાત કરીશ."

"તરૂ, તરૂ, સંભાળીને બોલજે હોં! એ તારૂં ચીત્ર અત્યારે છે ને બે મીનીટમાં ક્યાંનું ક્યાં રદ થઇ જશે. મોકલી દઇશ નહીં તો તારા રગનુ પાત્રજ ઢોળી દઇશ એ ઉપર કે ચિત્ર હતું નહતું થઇ જશે. માટે ડાહી થઇ મ્હને એ ચીત્ર સોંપી દે. ચાલ ઝટ કર. મ્હારો હુકમ એકદમ ઉઠાવ. ચાલ એ ચિત્ર અને તારો કાગળ લઇ દિવાનખાનામાં."

"માતા, માતા, દયા કરો, મ્હારી પ્રિયમાં પ્રિય વસ્તુ આ ચીત્ર સિવાય જે કાંઇ આ ઓરડામાં હોય તે લઇ જવા તમને હક છે પણ આ મ્હારા મનની મૂર્ત્તિ મ્હારા જીવનનું જીવન આ ચીત્ર બસ મ્હારી પાસે છે તેમનું તેમ રહેવા દો. એટલુ એ દીન અભાગણીનું માન્ય રાખો. કહેતાં હો તો હુ તમારી સાથે દીવાનખાનામાં આવું. મ્હને હરકત નથી ચાલો."

એમ કહી તરૂલતાએ ચાતુર્યથી વાત ઉડાવી અને માતાને ઠંડા શબ્દથી મનાવી ઉતાવળથી પોતાની સાથે લઇ ઓરડામાથી બ્હાર આવી નજર ચૂકાવી ઓરડાને પોતાનું વિચિત્ર તાળું મારી દીધું. ક્રૂર માતા અને દીન પુત્રી આ પ્રમાણે દીવાનખાનામાં દાખલ થયાં.

દાખલ થતાંજ તરૂની દૃષ્ટિ પોતાના વેરી ઇન્દુ પર પડી. તેવીજ ઇન્દુની દૃષ્ટિ તરૂલતા પર પડી. તરૂલતાએ કટાક્ષ એવી મારી કે ઇન્દુને નીચું જોવું પડ્યું. માતાએ ઇન્દુને આવકાર આપ્યો એ જોઇ તરૂ મનમાં દુભાઇ પરંતુ શબ્દોચ્ચાર કર્યા વિના સર્વે તમાસો જોયાં

કીધો. ઇન્દુ પાસે તરૂની માતા અને પિતા બન્ને બેઠાં પરંતુ તરૂ તો એક ખુરશીપર બેસી આડું મ્હોં કરી જોઇ રહી. માતાએ પાસે બોલાવી પણ ન ગઇ. સંવાદ શરૂ થયો.

"કેમ ઇન્દુભાઈ તમારો વીચાર શો છે ? આ તરૂને હું તેડી લાવી છું. લ્યો હવે અત્યારેજ સર્વે પતાવી દઇએ."

"હા પણ તમારી પુત્રી ક્યાં માને છે ? જુઓને એની ઉદ્ધતાઈ તે આપણી સાથે એને બોલવાનું પણ નથી ગમતું."

"તેમાં આપણે શું ? આ એના બાપની સંમતિ થઇ ગઇ કે કરી દઇએ વિધિ એમાં એ ન્હાની છોકરીનું શું ચાલવાનું છે ?"

હવે તરૂલતાથી મુગા બેસી રહેવાયું નહિ. બહુ સાંભળ્યું પણ આ વાક્યથી એના મનમાં ઝલકારો થયો હોય એમ લાગ્યું, અને રોષમાં આવી બોલી.

"જો જો માતપિતા આ તમારૂં કાર્ય સફળ નાહ થાય. ઉલટું સુખમાં દુઃખ આવી પડવાનો વખત આવશે. માટે ચેતીને પગલું ભરજો. મ્હારૂં મ્હોં તમને કહી કહીને દુઃખી ગયુ છે તે છતાં આ પ્રમાણે મ્હને દુઃખના ખાડામાં જાણી જોઇને ફેંકવા તૈયાર થયાં છો તેમાં માલ નથી. મ્હને ફેંકવા જતાં ક્યાંક હુંજ બચી જઇશ, તમને ધક્કા લાગશે અને તમે પોતેજ ખાડામાં ઝંપલાવી પડશો એ જાણતાં નથી. પછી એ ખાડામાંથી બ્હાર આવવાનો વખત આવવાનો નથી; એ ખચ્ચિત ધ્યાનમાં રાખજો. અમારાં કુમળાં દિલને તમારે લેશ માત્ર પણ દુભવવાં ન જોઇએ ત્યારે તમે ઉલટું દુઃખરૂપી ખંજર ઘાતકી થઇને ભોંકવા તૈયાર થયાં છો. અન્ય પુરૂષ સમીપ તમારી ઘરડાંઓની લાજ અમારે જુવાનોએ રાખવી જોઇએ એ વીચારને આધારે આમન્યા રાખી વધુ બોલતી નથી. માટે ટુંકામાંજ સાર સમજી આ બધી નાહક અર્થ વિનાની વાત જવા દો અને મ્હને મ્હારૂં કર્યું ભોગવવા દો. મ્હારી ખાત્રી છે કે હું તમારી એકની એક પુત્રી હોવાથી મ્હારી વર્તણૂક તમને દુભશે પરંતુ લાચાર છું કે એ તમારી કૃતિ છે મ્હારૂ નશીબ અણધાર્યું સરજાયુ છે અને જે વર્તણૂક મ્હારી હાલ તમે જુઓ છો તે યોગ્ય અને સુખનું સાધન છે. માટે આ બધી લપન છપન મૂકી અન્ય કાર્યમાં મન પરોવો અને પેલા એકલપેટા લેભાગુ ઇન્દુડાને અહીંથી રજા આપો નહીં તો સાંભળશે મ્હારે મ્હોડે કાંઇ વધારાનું."

આ પ્રમાણે બોલી ઇન્દુ તરફ તિરસ્કારમય દૃષ્ટિ નાંખી તરૂ પોતાના ખંડ ભણી ચાલી ગઇ. ત્રણે જણ, જોઈ રહ્યાં પણ ત્રણમાંથી એકથી પણ બોલાયું નહીં. ઇન્દુ મનમાં અતિશય બળવા લાગ્યો અને એમાંને એમાં રીતરીવાજનું ભાન ભૂલીને રજા માંગ્યા વિના ચાલતો થયો. આ બનાવથી પોતાની આશાઓ ધીમે ધીમે છોડી દીધી. હવેથી તરૂને ઘેર પગ મૂકવો બધ કીધો અને "ગરજ સરી એટલે વૈદ વેરી" તેમ ગરજ હતી ત્યાં સુધી તરૂનું અને તરૂનાં માતપિતાનું સારૂં બોલતો પણ હવે નિરાશથી બધાનું ભુંડું બોલવા મંડ્યો થોડા સમય રહી ઇન્દુ અન્ય સ્થળે પરણ્યો અને સાદું (prosaic) જીવન ગાળવા લાગ્યો.

તરૂનાં માતપિતા પણ આ બિનાથી અજાયબ થઈ ગયાં અને સમજી ગયાં કે પુત્રીને હવે પોતાનું કહ્યું માને એમ મનાવવી એ અશક્ય હતું. પરંતુ એવી સ્થિતીમાં તેઓ દીવસ કાઢવા લાગ્યાં. (અપૂર્ણ)

# सामायिक स्फुरण

**પાટણની પ્રભુતા તે મજયતિ અને મહેરામણજીની ચર્ચા સંબંધે ભાઈબંધ ગુજરાતીની જોવાએલી ઉદાર ભાવના.**

વખતના વહેવા સાથે જૈન પ્રજામાં પ્રાચિન અને નૂતન જૈન સાહિત્ય પ્રકાશમા લાવવાના પ્રયત્નો વધતા જાય છે તેમ બીજી તરફથી જૈનેતર પ્રજાના હાથથી પ્રગટ થતા સાહિત્ય તરફ જૈન પ્રજાનુ લક્ષ ખેચાયું છે એટલુ જ નહિ પરતુ તેના પ્રવર્તનમા જોવાતા વિચારભેદ સામે યોગ્યાયોગ્યના નિર્ણય માટે ઘટિત વિચારની આપ લે પણ થવા લાગી છે એ સર્વે સાહિત્ય પ્રત્યેની વધતી જતી રુચીનુ આનંદદાયક ચિન્હ છે તેથી પણ વધારે સંતોષકારક એ છે કે આવી ચર્ચામા ધર્માંધ કદાગ્રહ બુદ્ધિનો ઉપયોગ ન કરતા વિચાર બુદ્ધિએ તેનુ તોલન કરવાના પ્રસગો પણ જૈન વિદ્વાનો તરફથી લેવાય છે કે જે ન્યાય યુક્ત સશોધક બુદ્ધિ તત્વશોધન માટે બહુ કિમતી લેખાશે

'પાટણની પ્રભુતા' નામનો ગ્રથ ભાઇબધ ગુજરાતી પત્રે ભેટ તરીકે બહાર મુકવા પછી તેમા જતિને જમદૂત તરીકે કાર્ય કરતો બતાવવાથી જૈન પ્રજામા મોટો ખળભળાટ થઇ રહ્યો છે એટલુ જ નહિ પણ તે સામે ચાપતા ઉપાયો લેવાને સૂચન કરતા એટલા પત્રોનો ઢગ અમારી ઓફિસમા થઇ જવા પામ્યો હતો કે તે સઘળાને પ્રગટ કરી પત્રોના કોલમોના કોલમો રોકવા અને તે રીતે આ ચર્ચાને ગભીર સ્થિતિએ જતી જોવી તે અમને દુરસ્ત ન જણાતા તે વિષય માટે તેમજ 'વીસમી સદી'માં પ્રગટ થએલ 'પ્રવીણ સાગર' નું અવતરણ 'યતી અને મહેરામણજી'ના લેખમા રહેલા અસબધ વિચારો માટે અમે ભાઇબધ 'ગુજરાતી'નુ ધ્યાન ખેચી તેટલાથી સતોષકારક સમાધાન ખેચવાની આશા રાખી હતી અને અમને જણાવવાને આનદ થાય છે કે ભાઇબધ ગુજરાતીના અધિપતી શ્રીમાન્ મણીલાલ ઇચ્છારામ દેશાઈએ ( Private ) પત્રદ્વારા આ બને વિષય માટે પોતાના ગ્હેલા ઉદારભાવો જણાવવાની ઉદારતા કરી છે અગર જો કે આ પત્ર ખાનગી છે, છતા તેમના વિચારની વિશાળતા જોતા તેને બહાર મુકવાથી આતર મત ભેદો અને ધર્મના વિચાર ભેદ દૂર થઇ હિદી પ્રજામા રાષ્ટ્રય ઐક્ય વધવાને પ્રસગ મળશે અને આપણા સમાજમા ઉઠેલ કોલાહલ આટલેથી શાત થશે તેમ માની તે અક્ષરશ પ્રગટ કરવાનુ સાહસ કર્યુ દુરસ્ત ધાર્યું છે

શ્રીમન્ મણીલાલ ભાઇ લખે છે કે —

" પાટણની પ્રભુતાના સબધમા આપે ધ્યાન ખેચ્યુ તેથી આભાર થયો.++ મારા સ્વર્ગસ્થ પિતાશ્રીએ દેશ સેવા કરી શકાય એ હેતુથી ગુજરાતીની ભેટ તરીકે પ્રતિવર્ષે ઐતિહાસિક નવલ કથા આપવાનો ઠરાવ કર્યો કે જેથી પ્રાચિન ઇતિહાસનુ લોકોને ભાન થાય–જાગૃતિ થાય ગુજરાતિઓના સબધમા ઐતિહાસીક દૃષ્ટિએ અને જાતિય ભાવનાની દૃષ્ટિએ ઘણો હલકો અભિપ્રાય છે, ગુજરાતીઓની સારી બાજુ દર્શાવવાને ' પાટણની પ્રભુતા ' લખાઈ, તેમા કોઇ પણ ધર્મ વિરુદ્ધ કે કોઇ વિરૂધ કઇ પણ લખાય તેની ખાસ સભાળ રખાઇ હતી, છતાં તમારા કહેવા પ્રમાણે જૈન કોમમા બહુ ખળભળાટ થયો છે એ જાણી મને દિલગીરી થાય છે 'પાટણની પ્રભુતા'મા જૈન ધર્મના કયા સૂત્રનુ ખડન કર્યું

છે તે મને જણાતું નથી, જૈન ધર્મની કોઇ પાત્રે નિંદા કરી નથી, પાત્રો જૈન છે. અને તેજ જો વાંધા પડતું હોય તો તે એક આશ્ચર્યકારક ઘટના છે. એરીતે મુસલમાનો બીજી નવલ કથાઓના સંબંધમાં પણ વાંધો શા માટે કાઢી ન શકે ? આમ જો વાંધો કાઢવામાં આવે તો દેશ સેવામાં ઐતિહાસિક જાગૃતિનું કાર્ય નિરવિઘ્ને થઇ શકે ખરૂં ? એક કે બે પાત્રો જૈન, મુસલમાન, ખ્રીસ્તી કે વૈશ્નવ કે શૈવ હોય અને તેને હાથે ધારો કે કોઇ ઇષ્ટ કે અનિષ્ટ કાર્યો થાય, તો શું તેથી એક આ ધર્મ કે આખી કોમનું અપમાન કરવાનો હેતુ રાખ્યો છે એમ આક્ષેપ મૂકવો વ્યાજબી છે ? જ્યારે પાટણની પ્રભુતા મેં સાંઘંત વાંચી ત્યારે પ્રથમ તો મારા મનમાં જૈનોની પ્રભુતાનું ચિત્ર છે એવો ભાવ આવ્યો હતો અને હજીપણ હું તેમજ માનું છું. માત્ર દીલગીરી એટલી જ છે કે જૈનોમાંના કેટલાક swallow makes a summer એ કહેવત સત્ય માને છે.

'વીસમી સદી' માં પ્રગટ થએલા લેખમાં મારા સ્વર્ગસ્થ પિતાએ પોતાનો સંશય દર્શાવેલો છે તે છતાં જૈન પત્રના અંકમાં આપે તેમની પર આક્ષેપ કર્યો છે. કદાચ આપના લક્ષમાં તે ન હોય. મારા સ્વર્ગસ્થ પિતાની પાસે ભાટો, ચારણો, કથાનકો વિગેરે આવતા; તેઓ જે વાતો કહેતા તેનો તેઓ ઉતારો કરતા; તેવી વાતોમાંની એકનો આ વાત માત્ર ઉતારો છે. એ વાતનો ઉપયોગ સત્યમાન કરવો હોય તો પ્રવિણસાગરમાં કહી શકાતે.

મારે પુનઃ કહેવાની જરૂર નથી કે જૈન ભાઇઓને માટે કોઇ પણ રીતે હલકા પાડવાની લેખકની તેમ જ મારી વૃત્તિ હતી જ નહિ અને હશે પણ નહિ. બ્રાહ્મણ, વૈશ્ય કે જૈન કોઇ પણ હો, ગુજરાતી પત્ર ઐતિહાસીક દ્રષ્ટિએ પ્રાચિન વસ્તુની યાદ આપી ગુજરાતીઓને રાજદ્વારી ઉન્નતિજ ઇચ્છે છે."

ભાઇબંધ 'ગુજરાતી'ના તંત્રીવર્યની આ ભાવના શુદ્ધ અને સમાજ ઉન્નતિના વિચાર પોષક છે તે દ્રષ્ટિએ જોતાં ઇચ્છવા જોગ છે કે જૈનસમાજ આ ગ્રંથ પ્રત્યેની ઉદાસિનતા દૂર કરશે અને ભાઇબંધ 'ગુજરાતી' પુનઃ પ્રસંગે આવા ચર્ચાસ્પદ વિચારોને તિલાંજલી આપશે.

પ્રસંગોપાત કહેવું જોઇએ કે પાટણની પ્રભુતાના મુળ લેખકે એક લંબાણ પત્રથી જણાવ્યું છે કે ગુર્જ્જર ગીરાનું ગૌરવ જૈન પ્રજાના હાથે કેટલું ઉત્તમ રીતે જળવાયું છે તે બતાવવાના હેતુથી આ ઐતિહાસીક વિષય શરૂ કર્યો છે. અને તે વાત હવેપછીના તેમના તેવાજ બીજા ભાગોમાં જોવાશે., આ હકીકતપર આપણે વિશ્વાસથી રાહ જોવી હિતાવહ છે. અને અમને વિશ્વાસ છે કે ગુજરાતના ઇતિહાસમાં મહારાજા કુમારપાળ વગેરે રાજાઓ શીલગુણસૂરિ, હેમચંદ્રાચાર્ય આદિ મહાત્માએ જે કિમતી ફાળો અર્પેલ છે તે બહાર લાવવાને તક લેશે.

**લીંબડીમાં બોર્ડીંગની યોજના.**

કેળવણી એ વર્તમાન જમાનાનું જીવન છે. એમ જ્યારે લોકોને ખાત્રી થવા લાગી છે ત્યારે કેળવણી એટલી તો મોંઘી અને વિસ્તૃત (કહો કે અઘરી શૈલીએ) થતી જાય છે કે તે પ્રાપ્ત કરવાને સામાન્ય વર્ગને બહુ મુશ્કેલ થઇ પડયું છે અને બીજી તરફથી દેશના મોટા ભાગની આવક ખર્ચની સ્થિતિ તથા મોંઘવારીનો વિચાર કરતાં યોગ્ય તેમજ કુશાગ્ર બુદ્ધિનાં સંતાનોને તેવા ખર્ચને પહોંચી વળવાની સાનુકૂળતાના અભાવે જ્યાંના ત્યાં અર્ધદગ્ધ સ્થિતિમાં ગ્રામ્ય જીવન ગાળતાં રાખવાં પડે છે.

આવા સંકડામણ વચ્ચે બોર્ડીંગ એ આવા ઉત્સાહી યુવકોને આવકારદાયક, આશ્વાસન સ્થાન થઇ પડે છે અને તેથી દરેક નાનાં ગામોની આસપાસના મુખ્ય ગામોમાં કે જ્યાં શિક્ષણસ્થાનોની ઠીક અનુકૂળતા હોય તેવા દરેક સ્થળોએ બોર્ડીંગો ( નિવાસગૃહો ) સ્થાપવાની જરૂર છે કે જેથી આસપાસના ગામોના બાળકો પોતાના નાના ગામડામાં પ્રાથમિક શિક્ષણ લઇ ગોંધાઇ ન રહેતાં નજીકના સ્થળે પોતાનો અભ્યાસ વધારી શકે.

આ યોજનાની વધારે ફત્તેહનો આધાર તેવા દરેક વિભાગોના ગામોએ મળી માંહોમાંહે ફંડ ઉભું કરીને તેમજ જ્ઞાતિના કે સંઘના જમણો તેમજ ઉજમણા મહોત્સવાદિ પ્રસંગો પર યોગ્ય કર નાખીને આત્મબળે નભવા ઉપર છે પરંતુ તે પ્રસંગ પ્રાપ્ત થવા પામે તે દરમિયાન શ્રીમંત સમાજે તેવા ઉછરતા બાળકોને આધારભૂત થવામાં મહદ્‌પુણ્યે તેમજ સમાજસેવા છે.

હાલમાં વીજાપુરમાં ઉજમણા પ્રસંગે શેઠ મગનલાલ કંકુચંદે પોતાના ચાલતા નિવાસગૃહને સંગીન કરવાને સારો ફાળો ટ્રસ્ટડીડ મારફત સોંપવા પછી જાણવાને સંતોષ થાય છે કે લીંબડીમાં મહા સુદી ૫ ના રોજ ' શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડીંગ હાઉસ ' ખોલવાને નક્કી થયું છે. તેમ તેમાં દાખલ થવા ઇચ્છનારને અરજી કરવાને થએલ સૂચના ઉપરથી જાણી શકાયું છે. તો તેમના આ ઉપયોગી સેવા--ધર્મ માટે ધન્યવાદ આપતાં ઇચ્છીશું કે અમરેલી, ગોંડળ, જામનગર, વઢવાણ આદિ કાઠિયાવાડના તેમજ ગુજરાત અને હિંદના દરેક ભાગોના તેવાં નાનાંમોટાં શહેરો પણ પોતાના જીલ્લામાટે બોર્ડીંગ હાઉસો ખોલવાને મન પર લેશે.

*જૈન.*

---

# सारी स्त्री केळवणी उपर देशोन्नतीनो आधार छे.

---

સ્ત્રી કેળવણી આપવાની જરૂર વીશે હવે લોકોમાં બે મત નથી પણ કેવા પ્રકારની આપવી જોઇએ તે વીશે તો બેમત હવે જોવામાં આવે છે. સ્ત્રી પુરૂષના સમાન હક સ્વીકારવામાં બાધ ન હોય પણ સ્ત્રી પુરૂષનાં કામ આ સંસારમાં સમાન છે એમ શું સ્વીકારી લેવાય તેમ છે કે? ના ! ના ! સ્ત્રી તથા પુરૂષનાં બંનેનાં કામ જુદાં છે અને તેથીજ તે બંનેની કેળવણી પણ જુદા પ્રકારની હોવીજ જોઇએ. સ્ત્રીઓને પુરૂષ બનાવનારી કેળવણી આ દેશને માટે તો જરૂરની નથી સ્ત્રીના સ્ત્રીત્વને ખીલવનારી, ઘરકામ સારી રીતે કરકસરથી કરી શકવાની ટેવ પાડનારી, બાળબચ્ચાં સારી રીતે ઉછેરી શકે તેવી, વડીલોનો વીનય સાચવી તેમની યથા સમયે યોગ્ય સેવા કરી શકે તેવી સતીત્વનું રક્ષણ કરવામાં દઢતાનું બળ ઉમેરનારી, ગૃહવ્યવસ્થા સારી રીતે સુઘડતાથી રાખી શકે તેવી અને એક આદર્શ ગૃહીણી થઇ શકે તેવી કેળવણી આપવી જોઇએ. ફેશનેબલ કપડા પહેરી છેલછબીલાઇથી ગમે ત્યાં ગમે તેની સાથે ફરવાની ટેવ પાડનારી, અણઘટતાં ખરચ કરી ઉડાઉ

બનાવનારી, વડીલો પ્રત્યે વીવેક, વીનય અને વ્હાલ રાખવાને બદલે વહેમી ઘરકાં દચર કહી ધીક્કારી તેનાથી જલદી જુદા પડવાને લલચાવનારી કે આર્યાવૃતની સ્ત્રીઓને નહી છાજતી ટેવ પાડનારી કેળવણી તે સ્ત્રીઓને નહી આપવી જોઇએ એમ કહેવામાં લગભગ સઘળાઓ શામેલ થવાના.

સ્ત્રીઓને ગુલામ ગણનારા, પગનું ખાસડું માનનારા મરયાદીત રીતે વડીલોની સાથે પણ તેને બહાર હરવા ફરવા જવા દેવાની ના પાડનારા પુરૂષો જેમ ધીક્કારને પાત્ર છે તેમ પતીને પ્રેમથી નહી ભજવનારી તેમજ ગૃહીણીના ધરમો નહી બજાવનારી સ્ત્રી પણ ધીક્કારને પાત્ર છે.

આટલા ટુંક વીવેચન પછી સ્ત્રીઓને કેવા પ્રકારની કેળવણી આપવી જોઇએ તે વાંચનાર સમજી શકશેજ. સ્ત્રીઓને ઇંગ્રેજી ભણાવી કોલેજમાં કેળવણી આપી બી. એ. એમ. એ. બનાવવાની અભ્યાસની ઘેલછા ઉત્પન્ન થવા લાગી છે તે યોગ્ય નથી દેશી ભાષાદ્વારા સારા સારા વીષયો શીખવવામાં આવે તો તેથી વધારે લાભ થાય. કોઇપણ રીતે સ્ત્રી કેળવણીનો પ્રસાર કરવાની ઘણીજ જરૂર છે. સ્ત્રીઓ સુધર્યા વીના કદી પણ સંસાર સુધરે તેમ નથી. સંસારરૂપી ગાડાને જોડેલા બે બળદોમાંનો એક પુરવમાં ને એક પશ્ચીમમાં ચાલે તો એ ગાડું ઉંધુંજ પડવાનું. માટે સ્ત્રી કેળવણીનો પ્રકાર થવાને અનેક પ્રયત્નો થવાની જરૂર છે અને એટલાજ માટે કેળવાયેલી સ્ત્રીઓ ભણેલી સ્ત્રીઓની ખાસ ફરજ છે કે તેણે એવી સારી રીતે ચાલવું જોઇએ ને સદવર્તનશાળી થવું જોઇએ કે લોકોને તેનું જોઇને પોતાની પુત્રીઓને કેળવણી આપવાનો ઉત્સાહ વધે. ભણેલી સ્ત્રીઓ ઉપર એ- એક મોટો બોજો છે જો તેના આચરણથી લોકોનાં મન સ્ત્રી કેળવણી તરફ ધીક્કાર ઉત્પન્ન કરે તો સ્ત્રી કેળવણીને ભારે ધોકો પહોંચે. નવરાશના વખતમાં સીવણ, ગુંથણ વગેરે સ્ત્રીઓ પોતાને યોગ્ય કામ કરી શકે અને ધર્મ નીતીના ગ્રંથો વાંચે એવી ટેવ પણ કન્યા શીક્ષણદ્વારા પડવી જોઇએ.

કેટલેક સ્થળે તેમને અગ્રેજી કેળવણી આપવાની શરૂઆતની સ્કુલો સ્થાપવામાં આવી છે ત્યાં સુનીતિવાન અને અનુભવી સ્ત્રી શીક્ષકો, તથા પુરૂષ શીક્ષકો રાખી કામ લેવામાં આવે એ પસંદ કરવા જેવું છે, હલકી વર્ણની જુવાન શિક્ષીકાઓ કે જુવાન પુરૂષો કરતાં ઉચ્ચ વરણની સ્ત્રી શિક્ષકને કરેલ પાકી ઉમરના પુરૂષ શીક્ષકો એવી સ્કુલોમાં સારૂં કામ કરી શકે ધર્મના સંસ્કાર વીનાનાં સ્ત્રી કે પુરૂષ શીક્ષકો બહુ સીધું કરે એમ સ્વીકારી શકાતું નથી. કેળવણી ખાતાના નાનાથી તે મોટા સુધીનાં સર્વ શિક્ષકો જ્યાં સુનિતીવાન છે ત્યાં દેશોન્નતિનો સમય દુર નથી એમ નકી સમજવું.

લી૦ શ્રી કેળવણીના સાચો હીમાયતી.

---

# हुन्नर उद्योगो अने हींदीओनी कुशळता.

હીંદમાં હુન્નર ઉદ્યોગની ખીલવણી કરવાના સંબંધમાં તપાસ ચલાવવાને ના૦ સરકારે જે હીંદી ઉદ્યોગીક કમીશન નીમ્યું છે, તે કમિશન સમક્ષ મેસર્સ તાતા કંપનીના સાકચી ખાતેનાં લોખંડના કારખાનાના મેનેજરે આપેલી જુબાની ઉપરથી માલુમ પડે છે કે એ કારખાનું કેવું દેશ હીતકારી કામ બજાવે છે. કમીશનના પ્રમુખે પોતાના અનુભવ ઉપરથી ખુલ્લાં મને કબુલ રાખ્યું હતું કે હીંદીઓને જો ઘટતી સંભાળ નીચે તાલીમ આપવામાં આવે તો તેઓ કોઈપણ ઉદ્યોગ ચલાવવાને લાયક છે, અને ચોકસ જાતના ઉદ્યોગો યુરોપીયનો કે અમેરીકનો જ ચલાવી શકે તેવી માન્યતા જે એક વખત ધરાવવામાં આવતી હતી તે કલ્પીત છે એમ સાકચી ખાતેના હીંદી કામદારો તરફથી બજાવવામાં આવતાં જુદાજુદા પ્રકારના સખ્ત અને બારીક કામો ઉપરથી જોવાને બને છે. સાકચી ખાતેના કારખાનાના મેનેજરની જુબાની તે બીનાને ટકો આપે છે. કે હીંદીઓને કેળવતા રહી યુરોપીયન કામદારોને ઓછા કરવામાં અને હીંદીઓને તેમની જગ્યાએ રોકવામાં આવતા જાય છે, અને વધારે ખુશાલી ભરેલી બીના એ છે કે એવા ફેરફારનું પરિણામ કામની ઉત્પતી ઉપર કશી માઠી અસર કરતી નથી પણ તેથી કામ સારૂં જ થવા પામ્યું છે. આવું જે ઉચું પરિણામ આવ્યું છે તેનું કારણ એ છે કે કામદારોને સારાં રહેઠાણો અને પુરતો ખોરાક મળી શકે એવા લવાજમ આપવાની જેમ ગોઠવણ રાખવામાં આવે છે તેમ તેમને લખતાં વાંચતાં અને ગણતાં અને સાથે અંગ્રેજી ભણાવવાની સગવડ કરવામાં આવી છે તથા તે ઉપરાંત જે કોઇ ખાસ અભ્યાસ તરફ તેમની વલણ જણાય છે તે અભ્યાસ તરફ તેમને વાંચવાનું ઉત્તેજન આપવામાં આવે છે. આ કારખાનાની ખુબી એ છે કે તેના કામદારોનો મોટો જથો ખેતી કરનાર અભણ કામદારોમાંથી મેળવવામાં આવ્યો હતો, છતાં તેવા કામદારોની ઉપર પ્રમાણે જતન લેવાથી તેઓ મુશ્કેલ ગણાતા ઉદ્યોગ ચલાવવાને લાયક નીવડ્યા છે. હીંદીઓની હમેશની તકરાર એજ છે કે તેઓને પોતાનું પાણી બતાવવાની તક આપ્યા વગર અમુક કામો તેમનાથી બની શકે જ નહીં એવી વાતો તેમને અન્યાય કરનારી છે, સાકચી ખાતેનાં કારખાનાના મેનેજરની જુબાનીનો બીજો અગત્યનો ભાગ એ કારખાનાને ખરની ઉદ્યોગો માટેની કેળવણી કેવાં ધોરણે આપવી જોઇએ તે સંબંધી છે. મેનેજર જણાવે છે કે યુનીવરસીટીની કેળવણીને આ દેશમાં જોઇએ તે કરતાં વધારે અગત્ય આપવામાં આવે છે. હું ખાતરીથી માનું છું કે સારી કેળવણીની જરૂર છે, પણ એક સારો અને ઉપયોગી કામદાર બનવા માટે એક આસામીએ યુનીવરસીટીમાં જવાની જરૂર નથી. જે હીંદી ઉદ્યોગોમાં પડવા માંગતો હોય તેણે આશરે પંદર કે સોળમે વરસે શાળા છોડીને જે ઉદ્યોગ તેને ગમતો હોય તેને લગતાં કોઇ કારખાનામાં શીખાઉ થવા કામદાર તરીકે ચોકસ મુદત સુધી રહેવું જોઇએ. અને દરમ્યાન ફુરસદને વખતે શાળાનો અભ્યાસ પણ તેણે આગળ વધારવો તથા શીખાઉ તરીકેની મુદત પુરી થતાં જો તેનાથી બની શકે તો બે ત્રણ વરસ યુરોપના કોઇ કારખાનામાં ગાળવાં અને તેમ કરવાથી યુરોપીયનોના જેવીજ ઉંચી લાયકાત તે મેળવવા પામશે. આ જુબાની એક અગત્યની બીના ઉપર આપણું ધ્યાન ખેંચે છે. યુનીવરસીટીની ઉંચી કેળવણી તરફ ઘણા ઉદાર વીચાર નહીં ધરાવનારા કેટલાકો તરફથી ખેતી, વેપાર અને ઉદ્યોગોને લગતા અભ્યા-

વાની જરૂર છે. અંગ્રેજી ભાષા શીખવા માટે સારી સારી ચોપડીઓ વંચાવી, અને અંગ્રેજીમાં બોલવા ચાલવા માટે ડીબેટીંગ કલાસ રાખવો જોઇએ. અંગ્રેજી ભાષા શીખવા માટે બીજા આડા વિષયો હરકત સમાન છે. સ્ત્રી કેળવણી માટે મધ્યમ વર્ગનો અભ્યાસક્રમ રાખવો જોઇએ. પુના ખાતે અમોએ મહાવીદ્યાલય ખોલ્યું છે, તેમાં પ્રાથમીક કેળવણીથી લઇને મેટ્રીક સુધીની કેળવણી અપાય છે. ત્યાં માતૃ ભાષાદ્વારે ગૃહ શીક્ષણ આરોગ્ય તથા શારીરીક વીગેરે સંબંધી શીક્ષણ અપાય છે. સ્ત્રીઓને આ જમાનામાં ઉંચી કેળવણીની ખાસ જરૂર છે. આ કામ માટે અમોએ અત્યાર સુધીમાં રૂ૦ ૪૬૦૦૦ જે સઘળા મધ્યમ અને નીચ વર્ગના લોકો પાસેથી ભેગા કર્યા છે.

---

# વિદ્યાર્થી સમક્ષ જાહેર ભાષણ.

મુંબઇ શ્રી મહાવીર જૈન વીદ્યાલયના વિદ્યાર્થીઓની સમક્ષ દોશી કુંવરજી આણંદજીએ ગઇ તા. ૯-૧૨-૧૬ના રોજ ભાષણ આપતાં તેમણે જણાવ્યું કે હું ખાસ નવીન કહેવાનો છું એમ નથી પરંતુ અનુભવનો ખ્યાલ તમને પ્રતીતિપૂર્વક થાય તે માટે કાંઇ કહેવું પ્રાસંગિક ધારૂં છું. તમારૂં અત્યારે વિદ્યાર્થીજીવન છે. વિદ્યાર્થીઅવસ્થા આખા જીવનપર્યંત ચાલવી જોઇએ અને હું મારી જાતને એક વિદ્યાર્થી જ ગણું છું. નિશાળ કે કોલેજ છોડવાથી વિદ્યાર્થીજીવન બંધ થવું ન જોઇએ.

મનુષ્ય મનુષ્યત્વમાં કયારે આવે છે તે સમજવાની જરૂર છે. ભક્ષ્યાભક્ષ્ય પેયાપેય અને કૃત્યાકૃત્યનો વિવેક આવે ત્યારે પ્રાણીને મનુષ્ય કહેવાય છે. ત્યાં સુધી પશુમાં અને તેનામાં કાંઇ તફાવત રહેતો નથી. કૃત્યાકૃત્યમાં તો બહુધા કોઇ જાતિ કે વ્યક્તિના વિચારે અને ઉપદેશમાં ફેર પડતો નથી. ક્ષમા, નિષ્કપટવૃત્તિ, સરળતા, પરદારાનિષેધ આદિ અનેક કૃત્ય અને અકૃત્યના સંબધમાં સર્વનો વિચાર ઘણેખરે સરખો હોય છે. પેયાપેય ભક્ષ્યાભક્ષ્યના વિચારમાં કદાચ તફાવત પડે છે. દરેક મનુષ્યે પોતાનું કૃત્ય શું છે તે સમજવાની અને તેને ખ્યાલમાં રાખી સચ્ચરિત્રવાન થવું એ તેની ખાસ ફરજ છે. દરેક પ્રાણી ધનવાન થવાને સરજાયેલો હોતો નથી, ચારિત્રવાન થવામાં પ્રયાસ પણ કરવો પડતો નથી. એ વાત કદાચ વિચિત્ર લાગશે પણ સત્ય વાતને સત્ય કહેવામાં મહેનત કે પ્રયાસ પડતો નથી. સચ્ચારિત્રવાળા થવામાં નીતિપૂર્વક વર્તનની પ્રથમ આવશ્ક છે, અને તેમાં પ્રગતિ કરતાં ધર્મની આવશ્યકતા છે. નીતિપરાયણ મનુષ્ય જ ધર્મી હોવાને અને કહેવડાવવાને યોગ્ય છે. ધર્મી તરીકે કહેવરાવવાનો હક ઉન્માર્ગગામીને કે અનીતિને રસ્તે ચાલનારને કાઇપણ નથી. ધર્મ એટલે ફરજ અને તેનો વિશેષ અર્થ કરીએ તો તેના બે ભાગ થાય છે. એક જ્ઞાન અને બીજી ક્રિયા આ બન્ને ચક્ર વગર વાહન ચાલી શકતું નથી.

સમાન્ય ધર્મ ગૃહસ્થને અંગે કહેવામાં આવેલ છે. અને વિશેષ ધર્મ ત્યારપછી આગળ વધતા આવે છે. તમે માર્ગાનુસારીના શરૂઆતના ગુણો વિચારશો તો નીતિના માર્ગને એ

કેટલો અવકાશ આપે છે. એ તમારા વિચારમાં આવી જશે. સામાન્ય ધર્મને પુષ્ટિ આપે તેવા વહેવારને આદરવો તે ઉચિત છે.

કેટલાક ગુણુ બીજના, કેટલાક જમીનના, કેટલાક વૃષ્ટિના અને કેટલાક આજુબાજુના સંયોગોનાં છે તેમ ગુણુ માટે સમજવું. સરળતા, દયા, વત્સલતા એ જમીનનાં ગુણુ છે. એટલે હૃદયમાં હૃદયની આર્દ્રતા હોય તેને વધારે લાભ થાય છે. એની જમીન એટલી સારી રહે છે કે એમાં બીજા ગુણો ખેંચાઇને આવે છે. બીજો ગુણુ દાક્ષિણ્યનો છે. પોતાના કાર્ય કે વખતનો ભોગ આપી પરકાર્ય તત્પરતાને વાસ્તવિક દાક્ષિણ્ય સમજવું. એ પણ જમીનનો ગુણુ છે બહુ અગત્યનો છે.

કેટલાક વાક્યો ખાસ લક્ષમાં રાખવા યોગ્ય છે.

૧ તમે તમારા માત પિતા અથવા વડીલની આજ્ઞા ઉઠાવવા તત્પર રહેજો. ૨ તમે નિરંતર સદાચરણી થવા પ્રયત્ન કરજો. ૩ જેની સહાયથી તમે સારી સ્થિતિએ પહોંચો તેને તમે ભૂલી ન જશો. ૪ તમારા પ્રત્યે જેમણે ઉચ્ચ આશાઓ બાંધી છે તે પૂર્ણ કરવા અહર્નિશ તત્પર રહેજો. ૫ તમે તમારા અધ્યાપકો પ્રત્યે ભક્તિભાવ રાખજો. (વિનયથી વિદ્યા પ્રાપ્ત થાય છે એ વચન. ૬ તમારા સહાધ્યાયીઓને પ્રત્યે પ્રેમભાવ રાખશો. માણાણુપણાને અહિં અભ્યાસ શરૂ કરી દેજો. ૭ તમને જે સાધનો મળ્યા છે-તેથી-અને અહીંથી અભ્યાસ પૂરો કર્યા પછી જૈનધર્મનું તાત્વીક જ્ઞાન મેળવવા પૂરતા સાધનો મેળવ્યા કરજો. (તમને જણાશે કે મહત્વવાળો જૈનધર્મ છે. અન્યત્ર એવી વિશાળતા કદી જોશો નહિ. અને તેમાં કોઈ પ્રકારનો ભિન્નભાવ જોવામાં આવતો નથી. ૮ તમારી પોતાની કૃતિ સારી માઠી છે તે સમજવા માટે વિચક્ષણતા મેળવજો. ૯ વેપારી પોતાના લાભ નુકશાનનો સરવાળો દીવાળીએ મૂકે છે તેમ તમે તમારૂં પોતાનું સરવૈયું મૂકી શકો તેવી સ્થિતિમાં રહેજો અને તેને માટે ખાસ સંભાળ રાખજો. ૧૦ તમે નિડર થજો પરંતુ વ્યવહાર દૃષ્ટિએ પરમેશ્વરનો અને વાસ્તવિક દૃષ્ટિએ તમારા આત્માનો ભય રાખજો.

આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે.

૧૧ તમને નાસ્તિક કહે તેથી ડરશો નહિ પણુ નાસ્તિક થશો નહિ. શંકા કહેલી ખોટી માનીને ન કરવી, પણ આશય હેતુ સમજવા ગમે તેટલી શંકા કરવી અને સમાધાન પુછવા. શંકાના કારણથી કોઈ નાસ્તિક કહે તે ડરશો નહિ. પણ ખોટી વાત કરવાની ઇહા રાખશો નહિ. ૧૨ તમે સ્વતંત્ર થજો, સ્વતંત્ર વિચારવાળા થજો, પરંતુ સ્વચ્છંદી ન થશો. ૧૩ તમે સહાધ્યાયી કે ત્યાર પછી વ્યાપારી કે અધિકારીની સ્પર્ધા જરૂર કરજો. ઇર્ષ્યા કરશો નહિ. ૧૪ તમે ડાહ્યા થશો પણ દોઢડાહ્યા ન થજો. (આ સાદી બાબત છે પણ બહુ અગત્યની છે) અનુભવથી અને ઠોકરથીજ આ બાબતની અક્કલ આવશે. ૧૫ તમે કૃતજ્ઞ થશો પણ કૃતઘ્ન ન થજો. એની પ્રવૃતિ અને અર્થ બહુ સુક્ષ્મ રીતે વિચારવા યોગ્ય છે. આત્મભોગ આપવાની ઘણી જરૂરીઆત છે. બનતો આત્મભોગ આપી તમારા કુટુંબનો કોમનો અને દેશનો ઉદય કરવામાં સાધનભૂત થવા વિચાર કરશો. સાદી પણ ઉપયોગી વાત કરી છે તે વિચારશો, આશા રાખું છું કે આ વાતને તદ્દન ભુલી ન જશો.

# संसार सुधारानी समीक्षा.

( રા. રા. સંઘવી. )

અમદાવાદમાં આસો માસની આખરનું અઠવાડિયું કોન્ફરન્સો અને અને ચર્ચાઓથી ભરપૂર પસાર થયું છે. તેમાં ટેમ્પરન્સની કોન્ફરન્સ, કેળવણીની કોન્ફરન્સ, સંસારસુધારા કોન્ફરન્સ અને પ્રાંતિક (પોલીટિકલ) કોન્ફરન્સ; તથા દિવાળીના અઠવાડિયામાં થયેલી કેળવણી કોન્ફરન્સની સાથે સંબંધ ધરાવનાર તેમજ સંસારસુધારાની સાથે પણ સગાઇ ધરાવનાર સ્ત્રીકેળવણી સંબંધી ચર્ચા, તે પહેલાના અઠવાડિયામાં થઇ હતી; આમ આખો આશ્વિન કૃષ્ણ પક્ષ ચર્ચાઓ અને કોન્ફરન્સો, તથા ભાષણોના નિર્ઘોષ વચ્ચે વ્યતીત થયો છે. છાપાઓ (વર્તમાનપત્રો) તે પધળાની તાજેતાજી નોંધો લઇ ચૂક્યાં છે; અને વચ્ચે હવે કેટલોક સમય તે હિલચાલો વિષે ઉપજેલા વિચારો પચાવવાને અને આરામ લેવાને જનસમુદાયને મળી ચૂક્યો છે. હવે તે ચર્ચાઓ, ભાષણો અને કોન્ફરન્સોની પ્રવૃત્તિનું સિંહાવલોકન અથવા સમીક્ષા કરવી, એ આનંદ તેમજ બોધ આપે તેવું છે, તેમ તે આપણી ભાવી પ્રવૃત્તિની દિશાની રેખા આંકવામાં ઉપયોગી થઇ પડે તેવું છે.

જો કે દરેક કોન્ફરન્સની હિલચાલને ઉત્પન્ન કરનાર આગેવાનોએ પોતપોતાની કોન્ફરન્સને અસાધારણ મહત્વની સમજી તે તે કોન્ફરન્સનો મહિમા વધારવાને પોતાથી બનતું બધું જોર વાપરી દીધું છે, તોપણ વિવેકપૂર્વક અવલોકન અને વિચાર કરનારને તો એકલી રાજકીય પ્રાંતિક કોન્ફરન્સજ કોન્ફરન્સ એ નામને યોગ્ય જણાશે. બાકીની બધી કોન્ફરન્સોની પ્રવૃત્તિયો તે પણ જો કે આ પ્રાંતના મોટા ગણાતા પુરુષોના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી, અને તેમાં દેખાવ બધો કોન્ફરન્સના જેવોજ કરવામાં આવતો હતો તો પણ તે કોન્ફરન્સોમાં આત્મા ન હતો. તે કોન્ફરન્સો તે તરંગી વ્યક્તિયોની બનેલી સ્પષ્ટ સત્યે જણાતી હતી. તે ઇતર કોન્ફરન્સો જો કે રાજકીય પ્રાંતિક કોન્ફરન્સના મહિમાની છાયા પોતા ઉપર લેવાને કોલાહલ કરતી જણાતી હતી, તો પણ તેઓમાં તે સમષ્ટિ રૂપ વિરાટાત્માની પ્રભા જણાતી નહોતી કે જે પ્રભા રાજકીય પ્રાંતિક કોન્ફરન્સમાં વિરાજતી હતી. જો આ ઠેકાણે આપણે ઉપમાનો ઉપયોગ કરીએ તો પ્રાંતિક રાજકીય કોન્ફરન્સ તે વિધિપૂર્વક અને શ્રદ્ધાયુક્ત કરાતા બ્રહ્મભોજનના જેવી ઓજસ્વી અને પવિત્ર જણાતી હતી. કેળવણી કોન્ફરન્સ તે બ્રહ્મભોજન થઇ રહ્યા પછી ઇતર વગર નોતરેલા અન્નાર્થી ક્ષુધાર્ત, યાચક બ્રાહ્મણો, જમવા માટે બુમો પાડતા બ્રાહ્મણો જેવી જણાતી હતી. ટેમ્પરન્સ કોન્ફરન્સ તે કુતરાં અને કાગડાને હાંકવાને રહેલા નાપિત અને વસવાયાં જેમાં આખરે જમવાનાં હકદાર ગણાય તેવાં પાછળથી જમનારના કોલાહલ જેવી જણાતી હતી. અને સંસારસુધારા કોન્ફરન્સ તે મનુષ્યથી ઇતર... અને એઠાં પતરાળામાંથી એઠવાડ લઇ જ્યાં ત્યાં એઠવાડ ઉડાડનાર પણ પાંખો હોવાથી બધાને માથે ભમનાર, અને સર્વેના તિરસ્કારને પાત્ર પરસ્પર અફળાતાં કાગડાં અને સમળીઓ જેવાં પક્ષીઓના કાંગારોળ અને ઉડાઉડ જેવી જણાતી હતી. બીજી કોન્ફરન્સોમાં પણ જ્યાં સંસારસુધારારૂપ કાગડાએ એઠવાડ ઉડાડેલો ત્યાં ત્યાં અભોપ્યતા અને અરુચિના અંશો જણાતા હતા.

સઘળી કૉન્ફરન્સો અને તે પહેલાં થયેલી ચર્ચાઓ અને ભાષણો ઉપરથી તત્વસાર એ નિકળી આવે છે કે, કહેવાતો સંસારસુધારો હિંદમાં અસ્થાને છે, મિથ્યા પ્રવૃત્તિ છે. આ કથનનાં કારણો વાચક વર્ગ આગળ હું નીચે પ્રમાણે રજુ કરૂં છું:–

કેળવણી કૉન્ફરન્સ તે એવી હકીકત શોધીને રાજકીય પ્રાંતિક કૉન્ફરન્સ આગળ રજુ કરે છે કે જેથી પ્રજાની કેળવણીમાં જે ખામી હોય અથવા કેળવણી ખાતામાં જે ખામી હોય તે દૂર કરવાને માટે રાજકીય કૉન્ફરન્સ નામદાર સરકાર આગળ માગણી કરવા તથા દલીલ કરવા સમર્થ થાય. આખી પ્રજાને કેળવણી મળે અને કેળવણી જોઇએ તેવી મળે તેથી પ્રજા અને રાજા બંને સુખી થાય, કેળવણીથી સંપત્તિ વધે, વિષયવાસનાનું જંગલીપણું ઓછું થાય અને મન ઉપર કાબુ રાખી શકાય, તથા સારાસાર વિવેક આવે, અને પોતાનાં પ્રજાત્વ અને બીજાઓના પ્રજાત્વનાં સ્વરૂપલક્ષણ સમજાય. સુધારાનું ખરૂં કામ તો કેળવણી કરશેજ. તેમજ ટેમ્પરન્સ એટલે વ્યસન અને અભક્ષ્યનો નિષેધ પણ કેળવણીથી–જો કેળવણી વાસ્તવે મળી હશે તો–થશે. એટલે કેળવણી કૉન્ફરન્સ એ વગર નોતરેલો પણ બ્રાહ્મણ છે. તે પ્રાંતિક રાજકીય પરિષદ્ (કૉન્ફરન્સ)ના ઉદ્દેશની દિશામાંજ મદદ કરે છે. આને પણ સંસારસુધારા પરિષદ્ રૂપ કાગડો પોલીટીકસના ઉચ્છિષ્ટ અને નકામા ભાગ રૂપ એંઠવાડ ઉડાડીને કોઇ કોઈ અંશે સ્ત્રી–કેળવણી અને પુરૂષ–કેળવણીની બાબતોમાં અનર્થકારક અંશોથી ભ્રષ્ટ કરે છે. તેથી આ કેળવણી કૉન્ફરન્સને પણ પાકશાળામાં રહેલા શુદ્ધ બ્રાહ્મણો વેગળેથીજ પીરસવા યોગ્ય ધારે છે. આટલી અરૂચિ અને અસંભાવનાને પાત્ર બિચારી કેળવણી પણ કહેવાતા સુધારકોના સંસર્ગથીજ થાય છે–કેળવણી વગોવાય છે.

ટેમ્પરન્સ કૉન્ફરન્સ મદ્યમાંસનો નિષેધ કરે છે, તે વ્યસન અને હિંસા તથા અભક્ષ્ય રૂપ કાગડાને–કુતરાંને હાંકે છે, પણ તે હાંકવું ધર્મબુદ્ધિને અભાવે જોઇએ તેવું સફળ થતું નથી. તેથી સુધારકંમન્યોની કુતર્કમય છૂટ અથવા મુનસફી અને ઉપયોગિતાની દલીલો રૂપ કાગડા ખોટી પોલિટિક્સ (રાજનીતિ)નો એંઠવાડ ઉડાડી આ ટેમ્પરન્સ કૉન્ફરન્સને પણ એંઠી કરે છે. તોપણ નામદાર સરકારની આબકારી નીતિ વિષે બોલવાની માહિતી અને આંકડા તથા હકીકત વગેરે રાજકીય કૉન્ફરન્સને પૂરા પાડવાની સેવા આ ટેમ્પરન્સ કૉન્ફરન્સ બજાવે છે. તો તે પણ કાંઇક ઉપયોગી છે. તેથી પાટે બેસીને કાગડા કુતરાં હાંકનાર પગી અને નાપિત વગેરે મનુષ્યોની ઉપમા આ ટેમ્પરન્સ કૉન્ફરન્સને માટે બંધબેસતી છે.

પણ હવે જુઓ પેલી સોસીયલ રીફૉર્મ–સંસારસુધારા કૉન્ફરન્સ પોલીટીકલ પ્રોવિન્સીઅલ કૉન્ફરન્સની સાથે શો સંબંધ ધરાવે છે? કાંઇજ નહિ. તોપણ તેના આગેવાનોએ હમેશ એવુંજ રણસિંગુ મોઘમ ને મોઘમ ફુંક્યાં કરે છે કે, જ્યાં લગી આપણા લોકો "સંસારસુધારણા" નહિ કરે ત્યાં લગી આપણા લોકોની ઉન્નતિ થવાની નથી. જો પોલીટિકલ હિલચાલમાં સમજવું અને ભાગ લેવો એનેજ સુધારકંમન્યો ઉન્નતિ સમજતા હોય તો તેવી રીત્યે તો જેઓ સુધારકંમન્ય નથી હોતા તેઓ પણ તેવી પોલીટિકલ હિલચાલોની બાબતમાં સમજે પણ છે અને ભાગ પણ લે છે. તેમાં વળી સુધારક કહેવાતા ડફાંસીઓ અને લાગ સાધુઓ કરતાં પણ જુના વિચારના પણ ભણેલા અને નહિ ભણેલા પણ પોલીટિકલ હિલચાલોના સંસ્કાર પામેલા, જુના વિચારના માણસો પોલીટિકલ હિલચાલોની બાબતમાં સારી પેઠે સમજે છે અને ભાગ પણ લે છે–એટલુંજ નહિ પણ ધન વગેરેની

મદદ કરી ભોગ પણ સુધારકંમન્યો કરતાં વધારે આપે છે. તેની સાથે જેઓ સંસારસુધારક વર્ગમાં ગણાતા નથી તેઓમાં એક પ્રકારની અંતઃકરણની અધિક ઉદારતા માલમ પડે છે. તેના કરતાં ઉલટી પ્રકારની મનની સાંકડી વૃત્તિ સંસારસુધારાના હિમાયતીઓમાં માલમ પડે છે. કોઇ પણ લોકોપયોગી રાષ્ટ્રિય કાર્યમાં પૈસાનો ભોગ તથા બીજો ભોગ જુના વિચારના માણસો સુધારકંમન્યો કરતાં ઘણોજ વધારે આપે છે, તે છતાં કારભારનો ડોઇઓ પોતાનાજ હાથમાં એકહથ્થુ રીતે રાખવાની ખટપટ અને પ્રપંચો કરતા સંસારસુધારાના હિમાયતીઓ નજરે પડે છે. છતાં પણ આ વિષયમાં જુના વિચારના માણસો રસાકસી કે અદેખાઇ કરી દેશના કાર્યનો મામલો બગાડવા ઉપર આવતા નથી. પણ સંસારસુધારાના પક્ષના માણસો આવી જુના પક્ષની ભલમનસાઇનો લાભ લેઇ પોતાના હાથમાં ડોઇ લેઇને ઉછરતા છોકરાઓ આગળ પોતાનો મહિમા બતાવી પોતાના ધર્મદ્રોહી અને પ્રજાત્વનો નાશ કરનાર વિચારો પોતાની સ્વદેશ સેવકની પેહને ઓઠે રહી પ્રસારવાની યુક્તિઓ રચે છે. આ વાર્તા હવે જુના વિચારના પક્ષની નજરે અધિક ચઢતી જાય છે, અને તેથી હવે એવો પ્રસંગ નજીકજ કદી આવે કે દેશહિતની બાબતોમાં પણ સંસારસુધારાના હિમાયતીઓની હાજરી, એ એક વિક્ષેપનું કારણ થઈ પડે. જો આમ થાય તો તેમાં હવે જુના પક્ષનો વાંક ગણાશે નહિ. પણ "સંસારસુધારકો"ની 'ઘીલ્લીઓમાં જમવું અને પાંચ પાટલા નાંખીને જમવું' એવી પોલીસીનો દોષ ગણાશે. અને હવે જુના પક્ષના મનુષ્યોને એ પણ પ્રત્યક્ષ સમજાતું જાય છે કે કોન્ફરન્સ અને કોંગ્રેસ જેવી રાષ્ટ્રીય હિલચાલમાં "સંસાર સુધારકો" જે ભાગ લે છે તે કોન્ફરન્સ અને કોંગ્રેસની પવિત્ર વેદી ઉપર નષ્ટભ્રષ્ટ "સંસારસુધારા"ને નામે પૂજાતા પ્રેતની ઉપાસના કરવાના હેતુથીજ. આ કારણે જો કાંઇ વિશેષ ખળભળાટ હવે ઉત્પન્ન થાય તો તેનો દોષ તે સુધારકંમન્યો અને તેમના લાગવગમાં વણાતા રાષ્ટ્રીય હિલચાલોના આગેવાનોનેજ માથે રહેશે. "સંસારસુધારા"ના અનુયાયીઓ તે વસ્તુતઃ પોતાનાજ અનુચિત હવસોને માટે નિકળેલી બંડખોર ધૃષ્ટ વ્યક્તિયો છે, અને તેઓમાં પ્રજાકીય તત્વને એટલે સ્વરૂપલક્ષણને નષ્ટભ્રષ્ટ કરનાર વ્યક્તિયો છે. તેઓની હાજરી એ સમષ્ટિ પ્રજાનાં દુર્ભાગ્ય છે, અને તેમને પ્રાધાન્ય કે માન્યતા કોઇ પણ કારણથી આપવી, એ રાષ્ટ્રીય હિલચાલોને જોખમમાં ઉતારવા બરોબર છે, એમ એ હિલચાલોના આગેવાનોએ લક્ષમાં રાખવાનો સમય પાસે આવ્યો છે. મી૦ બસુના બિલને પ્રસંગે પ્રજાની લાગણી સર્વેએ જોઇ છે; અને એવાં અડપલાં ફરીને કરવાની પણ ઇચ્છા "સુધારકંમન્યો"ની પ્રકટ જણાય છે. તો આનાં પરિણામ રાષ્ટ્રીય હિલચાલોમાં કોઇ જ્વાળામુખી ઉત્પન્ન કરે તો તેનો દોષ અને સ્વચ્છંદી ઉદ્ધત વ્યક્તિયોનો છે, એમ રાષ્ટ્રીય હિલચાલોના આગેવાનોએ પૂરેપૂરૂં ધ્યાનમાં રાખવું જોઇએ છે. હિંદી જનસમાજ ધર્મનો ઉપમર્દ કદી સહન કરી શકશેજ નહિ, એ વાત પ્રત્યેક હિંદીઓ ધ્યાન બહાર કોઇ પણ કારણથી રહેવા દેવી જોઈતી નથી.

"સંસારસુધારા"ના જે ઉદ્દેશો છે તે કેવા છે ? આનો તપાસ સૌથી પહેલો કરવો ઘટે છે. વર્ણાશ્રમનો નાશ કરવો અને તેમ ન બની શકે તો તે ઉદ્દેશ ધ્યાનમાં રાખીને વર્ણાશ્રમના નાશને માટે સડક નાંખવાનું કામ કરવું. વૈધવ્ય વ્રત વગેરે જે સદ્ગુણો આખી જાતિગત ધર્માચરણ છે, તેને તોડીને વ્યક્તિગત મુનસફી ઉપર આણી મૂકવા. કન્યાઓને અયોગ્ય ઉમર લગી કુંવારી રાખવી, સ્ત્રી કેળવણી અયોગ્ય રીતે વધારી દેવી અને સ્ત્રીપુર-

પનો અયોગ્ય રીતે સમાનાધિકાર કરીને તેઓની વચ્ચેની મર્યાદાનો અને પ્રેમનો નાશ કરવો તથા ઉપરના ઉદ્દેશો સિદ્ધ થાય તેમ નામદાર સરકારની ધારાસભા દ્વારા કાયદા ઘડાવી તથા કોર્ટો દ્વારા તેવા ફેંસલા કરાવીને હિંદુ ધર્મશાસ્ત્રના નિયમો ઉપર છીની મારવી. કેળવણી-ખાતામાં પણ એવાંજ બીજ રોપવાં. આવા તો એ "સંસારસુધારા"ના ઉદ્દેશો છે.

આ ઉદ્દેશો ભારતવર્ષની હિંદુ પ્રજાનું હિત કરનાર કે અહિત કરનાર છે, એ બાબતનો વિચાર એક બાજુએ હમણાં રહેવા દઇએ, તોપણ તે ઉદ્દેશોની ભારતવર્ષમાં જરૂર શી છે? તે પ્રશ્નનોજ વિચાર કરીએ તોપણ આપણને સહજ માલમ પડશે કે, એવા ઉદ્દેશોવાળો "સંસારસુધારો" એ આ દેશમાં અસ્થાને છે. સર્વ પ્રકારની ઉન્નતિનાં કારણ તો વિદ્યા, કળા, ઉદ્યોગ, શારીરબળ અને મનોબળ તથા અધ્યાત્મબળ છે; અને તે પ્રાપ્ત કરવાની અનુકૂળતા તો ભારતવર્ષની સંસારપદ્ધતિમાં સૌ કરતાં અધિક અંશે છે. પણ તે સંસારપદ્ધતિનો યોગ્ય રીતે ઉપયોગ કરવાને બદલે તેમાં સુધારો કરવાને નામે બગાડો કરવાથી તો શી ઉન્નતિ થવાની છે? જો કદી એવા સંસારસુધારામાંજ લાડવો રહ્યો હોય તો જેઓ "સંસારસુધારા" માં નમુના તરીકે માનવામાં આવે છે તેઓએ કોઇ પણ પ્રકારની ઉન્નતિ કેટલી અને કેવી રીતે સાધી છે તેનો ઉંડા ઉતરી વિચાર કરવામાં આવશે તો જણાશે કે એ "સંસારસુધારા" માં ઉન્નતિનું કાંઈ મૂળ રહ્યું નથી, પણ અમુક સુધારકમન્ય વ્યક્તિ કોઇ અમુક સંજોગોની વચ્ચે અમુક પદવી, પ્રતિષ્ઠા કે પૈસા પામેલી હોય તે ઉપરથી ઉપલક વિચાર કરનાર કોઇ એમ માને અથવા મનાવે કે, "સંસારસુધારો" ઉન્નતિ કરનાર છે તો તે કેવળ ખોટું અને મૂર્ખાઇભરેલું છે. તેની સાથે "સંસારસુધારક" તરીકે બહાર પડેલા માણસો તેઓના "સંસાર-સુધારા"ના સિદ્ધાંતોનો અમલ કરતાં કેટલા મૂર્ખ બન્યા છે અને દુઃખી થયા છે, તે પણ અવલોકન કરવામાં આવે તો માણસને સમજાય કે, "સંસારસુધારો" એ ઉન્નતિને બદલે વિશેષતઃ અવનતિજ કરે છે. પણ તેવી સુધારક વ્યક્તિઓ "ગધેડે બેઠા તો કે સવારી મળી" એમ માનીને પોતે પડયા છતાં ટંગડી ઉંચી રાખે અને તેમના અંધશ્રદ્ધાળુ ઉપાસકો તેમાં તેમનો મહિમા માને તો તેમને વારવા માટે કોઇ નવરૂં બેઠું નથી. ભારતવર્ષે હજારો વર્ષનો અનુભવ કરીને પોતાની ગૃહવ્યવસ્થા બાંધી છે, તેમાં "સંસારસુધારા"નું ઓષડ ખાવાનું કરવું એ તો સાજી કાયામાં ભૂત ઘાલવા જેવું છે?

ગૃહ વ્યવસ્થામાં દેશકાળ વગેરેના પ્રભાવથી કોઇ કોઇ બાબતમાં કાંઇ કાંઇ ફરક પડી ગયો છે, એ વાત ખરી. પણ એ ફરક પણ તે દેશકાળ વગેરે સ્થિતિ સુધરતી જાય છે, તેમ તેમ નિકળી જતો જાય છે; અને ભારતવર્ષના હિંદુઓની ગૃહવ્યવસ્થાનું મૂળ અને થડ તો એવાં મજબુત અને સજીવન છે કે, તે તો મેરૂ સમાન અડગ અને સુવર્ણમય છે. એટલુંજ નહી પણ એનાં ડાળાં પાંખડાં વિવિધ પ્રકારનાં હોવા છતાં તેમાં એકવાકયતા અને વાસ્તવ સ્વતંત્રતા છે; જ્યારે હાલના કહેવાતા સુધારકોમાં તેમના પોતાનાજ હાથ પગ તેમને અટવાળે આવે છે. તેમણે યોજેલાં સાધનો જે ફળો ઉપજાવે છે, તે તેમણે મારેલી ફીકયતોને જુઠી સાબીત કરી આપે છે, એમના બાંધેલા અડસટ્ટાને શેખશલ્લીના તરંગ જેવા ઠરાવે છે, એમનાં બોલો વદતો વ્યાઘાતવાળા થઇ પડે છે, તેઓના વિચાર અને વ્યવહાર પરસ્પર અથડાઇ પડે છે. આ બધાની ઉપર ઉપહાસપાત્રતાની ધજા તો એ ફરકે છે કે, તેઓ પોતાનાં સંસારસુધારાના કેવળ મૂર્ખાઇ ભરેલા અને વિનાશકારક વિચારોનાં તેમજ

તેની ભૂલભરેલી ભજવણીનો બચાવ કેવળ મિથ્યાભિમાની આંધળા છતાં દેખવાનો ડોળ કરનાર જીવરામ ભટ્ટની પેઠે કરે છે. આ ઉપરાંત વળી એ સંસારસુધારકોને તેમની વેતરણ કરનાર કોઇ તેમની યોગ્યતા પ્રમાણે મળે છે અને તેમનાં "અઢાડ વાંકાં" બતાવી આપે છે, ત્યારે તેઓ સભ્યમન્યતાનો ડોળ કરીને મ્હલાવરાવવાની મા જેવો તો ચટકો ચઢાવે છે, અને બીજાઓને અસભ્ય ઠરાવવાને તેમના ચાપલુસીઆ વકીલ મંડળને પ્રજાસમૂહ પાસે ન્યાય લેવાને જુઠા પુરાવા અને જુઠી દલીલો કરવાને જ્યાં ત્યાં હાજર કરી દે છે. ભવતુ! પણ સત્ય તો આખરે સત્યરૂપે તરી આવે છે, અને સુધારક પક્ષનું ખોટાઇ તો તેમનાજ મુખ્ય મહારથીઓ અને સારથીઓના મુખેજ નિકળી આવે છે. આના થોડાક દાખલા વાચકવર્ગને લક્ષમાં રાખવા માટે, અને સંસાર સુધારાના હિમાયતીઓ અને તેમના અનુયાયીઓ પણ કૃપા કરીને તેપરથી કાંઇ બોધ લઇ પાછું વાળી જુએ, તો તેમને માટે પણ નીચે ટાંકીએ છીએઃ-

(૧) જુનો મર્યાદા સ્થાપકવર્ગ પ્રથમથી કહેતો હતો, કે સ્ત્રીઓ અને પુરૂષોએ ભેગા ભણવાંથી સ્કુલોમાં અમર્યાદા થવાનો સંભવ છે, તેમાં સ્ત્રીઓને ઝીકાવવી એ સારૂં નથી. કેમકે તેથી સ્ત્રીપુરૂષો બંનેના હિત ને હાનિનો સંભવ છે. આ કહેવું સુધારકો હસી કાઢતા, વિદ્યાવૃદ્ધિની હિમાયતના મુજાવર બની બીજાને દબડાવતા. પણ આ ફેરી કેળવણી કોન્ફરન્સની પૂર્વે હિલચાલ તરીકે થયેલી સ્ત્રી કેળવણી સંબંધી ચર્ચામાં ગુજરાતમાં સુધારક કહેવાતા સૈન્યના હાલના સેનાપતિ રાવ બહાદૂર ઓનરેબલ રમણભાઇ મહીપતરામ નીલકંઠે મુક્તકંઠે કહ્યું છે કે કેળવાયલા લોકો બારણે સ્ત્રીઓ પ્રત્યે માનની વાતો કરે છે અને ભાષણો કરે છે, પણ કોલેજોમાં ભણતી યુવતીઓ પ્રત્યે યુવક વિદ્યાર્થીઓ અસભ્ય વર્તણુક નહિ છાજે તેવી ચલાવે છે, માટે સ્ત્રીઓ સારૂ સ્કુલો અને કોલેજો જુદીજ હોવી જોઇએ.

કેટલાક વર્ષો ઉપર "ભ્રમણચંદ્ર"ના લેખકે તે પુસ્તકમાં પ્રજાને ચેતવણી આપવા આવોજ પ્રસંગ પ્રકારાંતરે કરડાકી કરીને ઘણી મનોહર રીતે ચીતર્યો હતો. તે વખતે બધાય સુધારકંમન્યોએ તેના લેખક પ્રત્યે સભ્યમન્યતા ભરેલા હુમલા પોતપોતાને ફાવે તેમ પરાણે અને ખોટી રીતે અંગત અર્થો કાઢી કાઢીને પણ કર્યા હતા. એટલુંજ નહિ પણ "ભ્રમણચન્દ્ર"ના લેખકના પક્ષમાં બોલનાર મને પણ સુધારકમન્યોએ તેમની મરજી પ્રમાણે વરૂણીમાં લીધો હતો, અને આર્યમન્યોને તો હજુ પણ "ભ્રમણચંદ્ર"ના લોકપ્રિય નામથી આંચકીજ થઇ આવે છે. પરંતુ ન્યાયી જગત્ હવે ઘણા સંતોષથી પ્રત્યક્ષ જોશે કે જે ખામી હાલની શિક્ષણ પદ્ધતિને અંગે ભ્રમણચંદ્રના લેખકે ચિત્રી હતી, તેજ પ્રકારનો પોકાર સ્ત્રી કેળવણી અને સંસાર સુધારાના ગુજરાતી પંચના શેઠ માનવંતા રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ બી. એ. એલ એલ. બી. ના પ્રમાણરૂપ મુખમાંથી નિકળ્યા છે. એટલુંજ નહિ પણ સંસાર સુધારાના સાથની જોડે પોતાનો હાથ મેળવી ચાલનાર બીજા ગ્રેજ્યુએટ એલ એલ. બી. સદ્‌ગૃહસ્થે સ્ત્રી ઇન્સપેક્ટરો રાખવાની દરખાસ્ત મૂકતાં સ્ત્રી કેળવણી વિષેની ચર્ચામાં સ્પષ્ટ રીતે કહ્યું હતું કેઃ-"કોલેજોમાં યુવકો યુવતી વિદ્યાર્થીઓ પ્રત્યે કાંઇ અસભ્ય ચેષ્ટા કે ભાવ કરે, તે તો જાણે "ગધા પચ્ચીસી"માં ગણાય, પણ ઇન્સપેક્ટરો, સ્કુલ મિસ્ટ્રેસો ઉપર અથવા મોટી ઉંમરની છોકરીઓ પર અસભ્ય દૃષ્ટિ કરે છે, એ તો બહુજ ધિક્કારને પાત્ર છે. બહુ વિવેચન ન કરતાં મર્યાદા જાળવી સંક્ષેપમાં હું કહું છું, કે આવાં દાખલા બનેલા છે. તેથીજ હું આ દરખાસ્ત કરૂં છું."

(૨) હાલની કેળવણીથી સ્ત્રીઓમાં યોગ્ય ગુણો આવવાના નથી. પણ ઉલટા અનેક અવગુણો અને દુર્ગુણો ઉત્પન્ન થવાનો પાકો ભય છે–એવો મત સ્વતંત્ર રીતે વિચાર કરનાર જુના પક્ષના મનુષ્યોનો હતો. તેની હાંસી અને કરડાકી સુધારકો અચ્છી તરફથી કરતા, એટલુંજ નહિ પણ એવો મત દર્શાવનારને તેઓ કેળવણીને નામે અકાવતા પણ ખરા.

પણ સ્ત્રી કેળવણી સંબંધી ચર્ચાના પ્રસંગે પારસી ગ્રેજ્યુએટ સુવક મી૦ ચાયવાળાએ સિંહ ગર્જના કરીને જણાવ્યું હતું કે, નવી સ્ત્રી કેળવણીથી પારસી કોમને બેહદ નુકસાન થયું છે, તેના કરતાં તો તે સ્ત્રીઓ અભણ રહી હોત; તો પણ અમારી કોમનું અને દેશનું વધારે બહેતર થતે.

સુધારક કહેવાતા વર્ગના સાહિત્યને અગાડી પાડનાર ગ્રેજ્યુએટ પ્રો: બલવંતરાય ક. ઠાકોરે પણ મી૦ ચાયવાળાના જેવોજ પ્રહાર સ્ત્રી કેળવણીનાં હાલ થયેલાં પરિણામ ઉપર કર્યો હતો.

આથી સ્પષ્ટજ થયું છે કે, સંસાર સુધારાના હિમાયતીઓની પ્રવૃત્તિ તેમજ જે કોઇ પ્રવૃત્તિમાં તેઓમાંનો કોઇ હખોશ લાકડી કરતો હોય, તે પ્રવૃત્તિ સારાં ફળ ઉપજાવી શકી નથી; એ પ્રયોગ પુરસ્પર સિદ્ધ થાય છે.

(૩) ફિમેલ ટ્રેનીંગ કોલેજના વડા શિક્ષક મી૦ ગટુલાલ ગોપીલાલ બી. એ. સ્ત્રી કેળવણી સંબંધી ચર્ચામાં મહેતીજીઓ સંબંધે બોલતા હતા. ત્યારે તેમણે કહ્યું હતું કે, ઉચ્ચવર્ણની સ્ત્રીઓ મહેતીજીઓનું કામ શિખવા તેમજ મહેતીજીઓ તરીકે નોકરી કરવા આગળ પડતી નથી, તે શોચનીય છે.

મી૦ ગટુલાલ પોતે નીચ કે ઉંચ વર્ણનો તફાવત રોટી બેટીના વ્યવહારમાં પણ નહી ગણવાના સિદ્ધાંતના હિમાયતી છે અને તે સિદ્ધાંતનો અમલ કરવાને મેદાનમાં પહેલા વીરનર હોવાનો સુધારક મંડળમાં હક્ક ધરાવે છે, તે છતાં પણ તેમના મનમાં ઉચ્ચવર્ણની ઘણી સ્ત્રીઓ મહેતીજીઓ થાય એવી આકાંક્ષા અને નીચવર્ણની ઘણી સ્ત્રીઓ મહેતીજીઓ ઘણી થાય છે તે વિષે કાંઇક ઉતરતો ભાવ સ્પષ્ટ થાય છે, તેનું શું કારણ ? સંસારસુધારાના હિમાતીઓનો કાંતો કાંઇ પોતાનું ધોરણ કે ધડોજ નથી, અથવા તો તેઓનું વર્તન કાંતો તેમના અંતર્યામી વિરૂદ્ધ છે, કે કાંતો સંસારસુધારાની વાસ્તવ નિષ્ફળતા છે.

(૪) સંસારસુધારા પરિષદમાં વિધવાપુનર્લગ્ન વિષે ઠરાવ મૂકવામાં આવ્યો, ત્યારે તેની વિરૂદ્ધ બોલવાને ત્યાં માણસો ઇચ્છતા હતા, પણ તેમને બોલવા દીધા નહી. વળી કોઇ ડેલીગેટેજ તે ઠરાવ વિરૂદ્ધ સ્પષ્ટ મત દર્શાવ્યો હતો; તેમજ મી૦ ગાંધી જેવા સુપ્રસિદ્ધ સુધારકે પણ વિધવા વિવાહના વિરૂદ્ધ પોતાના વિચારો મક્કમપણે પણ વિનયથી જણાવ્યા હતા, તે છતાં સંસારસુધારાની મદિરાથી ઉન્મત્ત થઈ ગયેલા આજકાલના એક કે બે જુવાનીઆએ તેમને પોઇંટ ઓફ ઓર્ડરનું નમાલું બહાનું કાઢીને બોલતાં અટકાવ્યા હતા. આ બધું શું સૂચવે છે ?

સુધારાની હોડીમાં અનેક કાણાં, મોટા ભગદાળા જોવાં છે. સુધારામાં યોજના, નકશો કે માપ કશુંએ નથી. સુધારાની કમર ભાંગેલી છે, ટાંટિયા એક બીજા સાથે અથડાય છે, અને સુધારો ચક્કર ખાઇને ગટરમાં પડેલો હોવા છતાં છાકટાની પેઠે ગમે તેમ લવે છે અને

ચેષ્ટા કરે છે. સુધારાનું મગજ ચક્કર ખાતું હોવાથી પોતાની પ્રગતિ આકાશ થતી થતી જુવે છે, અને પ્રાચીન મર્યાદાનો લોપ થઇ ગયેલો જુએ છે; કેમકે સુધારાની પોતાની ચેતના ડૂબતી જાય છે.

(૫) કેળવણી પરિષદના પ્રમુખ સાહેબ ઓનરેબલ મીં૰ સેતલવાડ કેળવણી સંબંધે બોલતાં—"નિષ્કલંક" શિક્ષકો વગેરે નીમવાની ભલામણનો ઇસારો કરે છે. વાત ખરી છે કે કેળવણી ખાતામાં નિષ્કલંક મનુષ્યોની નિમણુકો થાય, તો તેથી તે ખાતાની વિશ્વસનીયતા વધે પણ ખરી તેમાં પણ તેવી વિશ્વસનીયતાથી સ્ત્રી કેળવણીના હિતમાં ઘણો ફાયદો થાય તથા ઉચ્ચવર્ણની મહેતીજીઓ વગેરે વધારે સંખ્યામાં ઉત્પન્ન થાય, પણ " નિષ્કલંક" કહેવું કોને તેના નિર્ણયનેજ સંસારસુધારાની કહેવાતી પ્રવૃત્તિએ ધૂમાડાના ગોટેગોટામાં ઢાંકી દીધો છે.

ઇંગ્રેજી રાજ્યમાં કાયદા પ્રમાણે પ્રથમ દર્શને સર્વે કોઇ નિષ્કલંકજ મનાય છે. તેમાં પણ સુધારાની સભ્યંમન્યતા તો પ્રત્યક્ષ સકલંકતાને પણ નિષ્કલંક બનાવવાનું જાદું જાણે છે. આપણા દેશની પ્રજાનો મોટો ભાગ અરે લગભગ સઘળો ભાગ પોતપોતાની નાતજાતની મર્યાદાનું બંધન પાળવામાં નિષ્કલંકતા માને છે—અને હું ધારૂં છું કે, તેમનું એ માનવું વ્યાજબી પણ છે. વળી જેઓ નાતજાતની મર્યાદા છોડી આહાર વિહાર કરે છે, તેઓને લગભગ સર્વે ભારતવાસીઓ કલંકિત માને છે. આ વાત ખરા મધ્યાહ્ન જેવી ખુલ્લી છે. તે છતાં બધરકુડોમાં અને હોટેલોમાં અને ગમે ત્યાં ખાનારપીનાર યથેચ્છાહારીઓ અને યથેચ્છવિહારીઓ તો પ્રતિષ્ઠાનાં પૂતળાં અને આગળ પડતાં એન્જીનો ગણાય છે. પ્રજાનો વગર કેળવાયલો કહેવાતો ભાગ કેળવાયલા કહેવાતા ભાગ કરતાં હિન્દુ પ્રજા તરીકેનાં પોતાનાં સ્વરૂપ લક્ષણ વધારે સારી રીતે સમજે છે. ફક્ત પશ્ચિમની પદ્ધતિ પ્રમાણે કામ કરવાની રીતિથી એ અભણ કહેવાતા આપણા દેશી બંધુઓ અજાણ્યા હોવાથી આપણને ભણેલા કહેવાતા મનુષ્યોને પ્રજાને નામે કરાતાં કામકાજમાં આગળ પડતો ભાગ લેવા દે છે પણ તેની સાથે તેઓ સારી પેઠે સમજે છે, કે પ્રજાને નામે અને પ્રજાના હિતને નામે આપણે ભણેલા આગેવાનો ક્યાં ક્યાં આપણા ઘરની કપોલ કલ્પનાઓ ઉમેરી આપણા તરંગની ખાતર પ્રજાવર્ગને અવળે રસ્તે દોરવાનો અને આપણે બાંધેલા પક્ષની થોડીક વ્યક્તિઓની રૂચિને પ્રાધાન્ય આપી પ્રજાને નામે આખું કોળું દાળમાં ચલાવવાની લુચ્ચાઈ રમીએ છીએ. તેમાં પણ જેઓ ભણેલા છતાં સ્વરૂપ ભૂલેલા નથી, તેઓ તો ઘણી બારીક રીતે સુધારકંમન્યોની આંટીઓ ઘુંટીઓ અને પ્રપંચ જાળોનું સ્વરૂપ સમજે છે. દેશના રોગ મટાડનાર વૈદ્યો તરીકે સુધારકોએ થોડાક સમય તો પોતાનો દંભ ઠીક નભાવ્યો. પણ હવે તેમની બિનઆવડત અને ઉટવૈદું જનસમાજ જાણી ગયા છે, તેથી સ્વરૂપ ભૂલેલા વાણા વંઠયા અને વરણ્યાઓએ બાંધેલી વ્યાખ્યા પ્રમાણેની "નિષ્કલંકતા"થી આકર્ષાઇ લોકો ઠગાય તેવો સમય હવે દૂર થતો જાય છે. તેથી નાતજાતના નિયમોને તોડી તેમાં કૃતાર્થતા માનનાર અથવા તેની હિમાયતો કરનાર મનુષ્યો કેળવણી ખાતામાં હશે, ત્યાં લગી તેમની પાસે કોઇ પણ હિન્દુ પોતાનાં બાળક બાળકીઓને વિશ્રબ્ધતાથી ભણવાને મૂકતાં ખચકાશે, એવો સમય હવે સુધારકંમન્યોએ હાથે કરીને આણ્યો છે. કેળવણી ખાતામાં નાતજાતની મર્યાદા તોડી નાતબહાર થયેલા શિક્ષકો અને શિક્ષિકાઓ હશે, ત્યાંસુધી ઉચ્ચવર્ણની સન્નારીઓ મહેતીજીઓ

થવાને આગળ પડવાની નથી. કેળવણીના નામથી આકર્ષાઇને તથા પોતાની અંગત જરૂરીયાતને લીધે કોઇ કોઇ ઠગાય છે અથવા તો દુઃખે પાપે આંખમીંચામણી કરી એવા કલંકિત શિક્ષક શિક્ષિકાઓના સંસર્ગમાં પોતે આવે છે, અથવા પોતાનાં બચ્ચાંઓને મૂકે છે પણ તેથી હિંદુ જનસમાજ કેળવણીખાતા ઉપર માનની કે વિશ્વાસની નજરે જોશે, એમ માનવું એ તો ધુમાડાના બાચકા ભરવા બરોબરજ છે. કેમકે એવાં નાતજાત બહાર થયેલાં અથવા તો નાતબહાર થવા યોગ્ય પણ કેટલાંક કારણથી નાતમાં વિંઢાળવાં પડતાં શિક્ષક શિક્ષિકાઓને ભણેલા સુધારક મન્યો નિષ્કલંક સમજે છે, પણ જેઓ ભણેલા છતાં મર્યાદારક્ષક વર્ગનાં છે, અને જેઓ અભણ છતાં પણ પોતાના સ્વરૂપ લક્ષણમાં કાયમ છે, તેઓ તો એવાં શિક્ષક શિક્ષકાઓને ખુલ્લે ખજાને "કલંકિત" ચારિત્રવાળાંજ ગણે છે; અને યથાર્થ વિચાર કરતાં જનસમુદાયનો એ મત ખોટો નથી, એમ મારે ન્યાયને ખાતર કહેવું પડે છે.

જ્યાં લગી પુરૂષોની સાથે એક ધૂસરીએ રહી હાલંહાલી કરનારી ટાપટિપણો અને ચાપચીપિયણો કેળવણી ખાતાંમાં હશે, ત્યાં લગી આર્યમર્યાદાની અંદર રહેનાર અતિશૂદ્રો પણ એ કેળવણીખાતા પ્રત્યે માનની નજરથી જોનાર નથી. તેમજ લોક અણચાલ્યે અથવા અજ્ઞાનથીજ એ ખાતામાં પોતાની બાળકીઓને મોકલશે, અને જેમ બને તેમ ગંદા નજરૂમાંથી માણસ જલદી બારણે નિકળી જાય છે; તેમ તે શાળાઓમાંથી પોતાની બાળકીઓને ઉઠાડી લેશે.

છોકરીઓની સ્કુલો અને કોલેજોમાં પણ પોતાના છોકરાઓને મોકલતાં હવે કેટલાંક સમજુ અને વિચારશીલ વિદ્યાને ચહાનારાં માતાપિતાનાં હૃદય ધ્રુજે છે. કેમકે કલબો અને બધરહુડોમાં વટાળ કરવાનો અને સ્વચ્છંદ અનાચાર કરવાનો પવન ફેલાવનાર શેતાનો હોય છે—એ વાત હવે ધીમે ધીમે જનસમાજમાં બહાર ફેલાતી જાય છે. પ્રોફેસરો અને પ્રિન્સિપાલો પણ ખુદ એવા વિચારોના હોય છે—એ વાત લોકો જાણતા જશે, તેમ તેમ કેળવણી ખાતું અવિશ્વાસને પાત્ર થતું જશેજ, એમાં કાંઇ શંકા કરવા જેવું નથીજ. સંસારસુધારો એ કોમળ કુમારિકા સરસ્વતી દેવીના મંદિરમાં પણ રણક્ષેત્રની દેવી કાલિકાનું આવાહન કરશે, અને મર્યાદાપ્રિય હિંદુ પ્રજાને નષ્ટભ્રષ્ટ ઉચ્છંખલો સાથે બાથબથ્થાં કરવાની જરૂર પાડશે. એવો સમય નજદીક છે એવા ભણકારા મને વાગે છે. તેથી કેળવણીખાતામાં "નિષ્કલંક" મનુષ્યોની યોજના સંબંધમાં કેળવણી પરિષદના ઓનરેબલ પ્રમુખસાહેબે કરેલી સૂચનાનો અમલ થવા સંસારસુધારોજ, અશક્યતા નહિ તો દુષ્કરતા ઉત્પન્ન કરશે. વસ્તુતઃ જોતાં હાલ જે પવનવાળી વ્યક્તિયો કેળવણીખાતામાં છે, તેવી વ્યક્તિઓ આરંભમાંજ તે ખાતામાં હોત, તો કદી પણ એ ખાતું ચાલતજ નહિ, પણ બ્રહ્મણ્ય મર્યાદાશીળ દરેલ મહેતાજીઓને લીધેજ એ ખાતું ચાલ્યું; પણ હવે જે વ્યક્તિયો એ ખાતામાં સ્વચ્છંદ પ્રકૃતિ અને પ્રવૃત્તિવાળી ઉપજતી થાય છે—એ તો એ ખાતાના આખરી જમાનાના ફિરસ્તા છે.

(૬) સંસારસુધારા પરિષદના પ્રમુખ સાહેબ ઓનરબલ પ્રોફેસર પરાંજપે જેઓ પુના ફરગ્યુસન કોલેજ જેવી અસાધારણ મહિમાવાળી કોલેજના પ્રિન્સીપાલ છે, તેઓના પ્રસ્તાવના રૂપ "મોરલીના કોમ્પ્રોમાઇસ"ના ભાષણથી માંડીને તેમના પ્રમુખ તરીકે મહાભાષણ તથા ઉપસંહાર લગીમાં ભારતવાસી-શ્રોતમંડળ અરૂચિનોજ ભાવ દર્શાવતું હતું. તેમના સ્વચ્છંદ

વિચારો સર્વે કોઇને નાપસંદજ પડયા છે. થોડીક વાહીવંટી વટલેલી વ્યક્તિયોજ એ ભાષણથી કાળ ઉનાળામાં ખિલતા જવાસાની શોભાથી વિકસતી હતી. બાકી બધે ઉજડ ખંખ જેવી શૂન્યતા જણાતી હતી. "મોરલીના કોમ્પ્રોમાઇસ" વિષયના ભાષણમાં પ્રમુખ તરીકે બિરાજેલા પ્રો. સાહેબ આનંદશંકરભાઇ જેવા સંસારસુધારકોને વડાર કરવાનેજ માટે સનાતન હિંદુ ધર્મના ટોળામાં રહેલા મહોદાર સૌજન્યશાળી વિદ્વાનને પણ ઓન. પ્રો. પરાંજપે સાહેબના ભાષણમાં જે ખામી જણાઇ હતી. તે પ્રો. આનંદશંકરભાઇએ જો કે અત્યંત કોમળ મુખમલમાં લપેટીને દર્શાવી હતી, તોપણ તે જોઇએ તેટલી સ્પષ્ટ હતી તેમ ઓન. પ્રો. પરાંજપે સાહેબના સંસારસુધારા પરિષદના પ્રમુખ તરીકેના મહાભાષણમાં શ્રીયુત મોહનલાલ કર્મચંદ ગાંધી જેવા એકડમલ્લ અતિવર્ણાશ્રમી શાંત વીરનરે પણ સ્પષ્ટ કહ્યું હતું કે;–ઓન. પ્રો. પરાંજપે સાહેબના વિચારો એવા છે કે, કાં તો તે પૂર્ણ સંયમી પુરૂષને છાજે કે કાંતો પૂર્ણ સ્વચ્છંદી માણસને છાજે. શ્રી ગાંધીજી જેવા મહિમાશાળી પુરૂષના આ ફટકાના સામે સ્વચ્છંદી શબ્દનો સારો અર્થ પણ થાય છે, એમ કહી પોતાનું મન ઓન. પ્રો. પરાંજપેએ વાળ્યું હતું; ત્યારે કોઇ કોઇ છિછરલા યુવક સુધારક મન્યોએ શ્રીમાન ગાંધીજીને આઉટ ઓફ ઓર્ડર કહીને બેસાડી દીધા હતા. પણ આજકાલના ઉગતા યુવકોને ભાનજ નથી, કે તે તેમની "સંસારસુધારા પરિષદ" જ આ ભારતવર્ષમાં આઉટ ઓફ ઓર્ડર અર્થાત્ નિર્ણીત ક્રમ બહાર છે. બીજા સર્વે સુધારક હોવાનો દાવો કરનારને પણ મે. પરાંજપે સાહેબનું ભાષણ વિપ્લાવક જણાયું હતું અને સર્વે અસંતોષ દર્શાવતા હતા.

પણ આ સ્થળે મારે કહેવું જોઇએ કે, ઓન. પ્રો. પરાંજપે સાહેબના વિચારથી સુધારકોએ તો ચમકવું જોઇએજ નહિ. આમાં ઓન. પ્રો. પરાંજપેનો દોષ કે ખામી છેજ નહિ. જે દોષ છે, તે "સંસારસુધારાની હિલચાલનો અને તેથી ઉપજેલા વાતાવરણનોજ છે. ઓન. પ્રો. પરાંજપેને પણ ટપી જશે. એવાં ફળ "સંસારસુધારા" ના વિષવૃક્ષને આવશે. ઓન. પરાંજપે તો સ્થુલ શુષ્ક નીતિમાં પણ દૃઢ છે, પરંતુ "સંસારસુધારા" એવી વ્યક્તિયો ઉપજાવી છે અને સંખ્યાબંધ ઉપજાવશે કે જેઓ ખુલ્લે બજારે દુર્ગુણ અને દુરાચાર કરશે, અને તેનો બચાવ ઉચ્ચક તત્વજ્ઞાનવડે કરીને વાંકી મુછે રાખશે. માટે વિવેકી સજ્જનોએ એવી દશા થતાં પહેલાં "સંસારસુધારા" ની ઉંડી અને પ્રાણઘાતક ખાઇમાં પડતા પહેલાં સંસારસુધારાના ક્ષેત્રમાં ધસેલા અગ્રતમ મહાવીર યાહોમ કરીને ફત્તેહને માટે ફાળ મારનાર કવિશ્રી નર્મદાશંકરે પોતાના અનુભવી વૃદ્ધ હસ્તે ઉંચી ધરેલી લાલ ઝુંડીને (ધર્મ વિચાર") જોઇ ભયની સૂચનાથી ચેતીને પાછા વળવું, એવી મારી નમ્રતાપૂર્વક બંધુ ભાવે "સુધારકો" ને પણ વિનંતી છે.

# Necessity of Chawls for the poor and Middle Class Jains in Bombay.

Sir,—with a view to revive the interest of the Jain Public on the above subject I venture to take this opportunity of writing a few lines, as I have noticed with regret that this import

tant question has not met with that sympathetic consideration among the wealthy Jains residing in Bombay as it deserves. Bombay the Urbs Prima in Indis, has over twenty thousand Jain residents. The first step towards the moral and social welfare of a community is necessarily the housing problem for its humbler classes without which it is futile to preach sanitation and look for any material advancement. Cheap and Sanitary dwellings, besides appreciably diminishing the high percentage of death rate, should tend to lighten the burden of living which is becoming dearer and dearer as time passes, as a great portion of the income is spent for rents, which might have been possibly saved to meet unforeseen difficulties such as sickness &c. It must be recognised that plague, cholera, consumption and a host of other diseases are directly the outcome of insanitary dwellings and surroundings. The following statistical figures of the mortality returns from the Annual Report of the Health Department of the Bombay Municipalty for the year ending 31st March 1916 show how frightful and terrible is the death rate among Jains in the City of Bombay as compared with that of other communities and that for the whole City of Bombay which is 24.17 per thousand in the year under reference:—

| Race. | Population. | Total No. of deaths. | % of death rate per 1000. | % of death rate per 1000 from plague. | of Infant mortality per 1000. |
|---|---|---|---|---|---|
| Jains ... ... | 20450 | 890 | 43.49 | 2.50 | 752.20 |
| Brahmins ... | 53656 | 972 | 18.11 | .48 | 535.58 |
| Parsees ... | 50931 | 959 | 18.81 | .13 | 153.28 |
| Mahomedans — | 179346 | 5531 | 30.83 | .49 | 335.61 |

The Jain community is blessed with some wealthiest men in its fold and is it to their credit not to come to the rescue of their humbler brethern when the clarion voice of duty bids them to aid those that are in need? The Honorary Secretary of the Jain Association of India, speaking on the low rented sanitary

chawls, gave out before the General Annual Meeting of that Body so far back as January last that in these days of progress and civilization no orations or writings are needed to show innumerable advantages to the poor amongst our community by such sanitary but low-rented chawls, but I would ask my friend if he is in a position to show me any philanthropic Jain who has come forward with his benevolence to mitigate the grievance in this direction till now. Of course one drop does not make an ocean, but I *might very well say that where "there is a will, there is* a way". Hence I have to again and again draw the kind attention of those who are blessed with means to come forward and *dip their hands deep in their pocket to make this long-felt want* a reality and thus remove the reproach that may be attributed to them before God for their apathy and indifference when they had power to lend a helping hand, and to do full justice to the question under consideration. I once more desire to invite attention of the *Jain Public* te make substantial and all possible efforts with regard to Housing poor Jains in Bombay on sound lines and with great earnestness.

**N. B. Shah.**

---

# विजापुर उर्फे विद्यापुरमां उजमणानी शुभ मांगलिक क्रिया अने ते प्रसंगे–ज्ञान दान–केळवणीने उत्तेजन.

---

વિજાપુર એ ગુજરાતમાં સુપ્રસિદ્ધ ગામ છે. તત્રેના શેઠ. મગનલાલ કંકુચંદ તરફથી કારતક વદ ૫ થી વદ ૧૩ સુધી ઉજમણાનો મહોત્સવ કરવામાં આવ્યો હતો. તેમજ શાંતિ સ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું. આ પ્રસંગે ગામને વાવટા તોરણ વિગેરેથી સુશોભિત શણગારવામાં આવ્યું હતું. અમદાવાદથી ખાસ બેન્ડો મંગાવવામાં આવ્યાં હતાં. તેમજ પાલણપુરથી હાથી તેમજ માણસેથી રથ વિગેરે લાવવામાં આવ્યો હતો. વરઘોડાની આથી અપૂર્વ શોભા બની હતી. ઉજમણાનાં દર્શન કરવા તેમજ વરઘોડો જોવા વિજાપુરનાં આસપાસના ગામનાં ઘણાં માણસો એકત્ર મળ્યાં હતાં. લગભગ બધાં મળી આશરે આઠેક હજાર આદમીની મેદની મળી હતી, શેઠ શ્રી મગનલાલ તરફથી વદ ૧૧ તથા વદ ૧૨ ના દિવસે બે સ્વામીવાત્સલ્યો જમાડવામાં આવ્યાં હતાં. અમદાવાદ, સુરત, આકોલા, પાલણપુર, મુંબાઇ, પાંદરા વિગેરે શેઠશ્રીના સંબંધી કેટલાક શ્રીમાન શેઠીઆ વિગેરેએ હાજરી આપી હતી. અમદા-

વાદથી ખાસ કરી શ્રીયુત્ શેઠ જગાભાઇ દલપતભાઇએ હાજરી આપી હતી. પૂજ્યપાદ યોગનિષ્ઠ આચાર્ય બુદ્ધિસાગર સૂરિજી તત્રે બિરાજતા હોવાથી તેમના વંદનાર્થે આ પ્રસંગને અનુસરી ઘણા સદ્ગૃસ્થો એકઠા થયા હતા. પૂજ્યપાદ ગુરૂશ્રીના પ્રભાવથી અને શેઠશ્રીના પુણ્યે સર્વે ધાર્મિક માંગલિક ક્રિયાએ નિર્વિઘ્ને પસાર થઇ હતી. શેઠશ્રીના મિત્રો તેમજ ગામના પોતાના જ્ઞાતિના બંધુએએ આ પ્રસંગે શેઠશ્રીને ઘણી સ્હાયતા આપી હતી. આ પ્રસંગે નોંધ લેવા જેવી બીના બની છે. અને તેના માટે પૂજ્યપાદ ગુરૂશ્રી બુદ્ધિસાગર સૂરિજીને ઘણો ધન્યવાદ ઘટે છે. શેઠશ્રીને ઘણા વખતથી ઉજમણું પુરવાની તીવ્ર ઇચ્છા હતી. અને તેમની ઇચ્છા તૃપ્તિથી તેઓને અપૂર્વ આનંદ થયો છે. તેની સાથે તેઓ કેળવણી જેવા વિશાળ અને જમાનાનુસાર અનિવાર્ય જરૂરવાળા ક્ષેત્રને ભૂલી ગયા નથી. તેથી તેની આ સ્થળે નોંધ લેતાં અમોને અનહદ આનંદ થાય છે. તેઓએ આ શુભ પ્રસંગની યાદગીરી નિમિતભુત રૂ. ૩૦૦૦) જેવી ઉદાર રકમ પોતાની શક્તિ અનુસાર તત્રેની બોર્ડીંગને અર્પણ કરી વિજાપુરના વતનીએ પર અપૂર્વ ઉપકાર કર્યો છે. આ સિવાય રૂ. ૧૦૦૦) એવી સરતથી આપ્યા છે કે આ રૂપીઆનો પ્રથમ લાભ પોતાની જ્ઞાતિના જૈન વિદ્યાર્થીએ કે જેઓ આ બોર્ડીંગમાં રહી ભણતા હોય તેમને આપવો અને જો પોતાની જ્ઞાતિના જૈન વિદ્યાર્થીએ ના હોય તો કોઇ પણ જૈન વિદ્યાર્થી કે જે આ બોર્ડીંગમાં રહી ભણતો હોય તેને આપવો. આ મુજબ નીચે પ્રમાણે પણ જે મદદ બોર્ડીંગને મળી છે તેની વ્યવસ્થા કરવાની છે માટે તે જ્ઞાતિના તેમજ અન્ય જૈન બંધુઓને તે બોર્ડીંગનો લાભ લેવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે. આ શેઠશ્રીએ આ વખતે કેળવણીને મદદ આપી છે તેમ નથી, પરંતુ તેમના જીવનનો ઇતિહાસ તપાસતાં તેઓ વખતો વખત પુસ્તક પ્રસિદ્ધિ અર્થે તેમજ ગરીબ વિદ્યાર્થીઓને સ્કોલરશીપ અર્થે ખર્ચ કરતા આવ્યા છે. તેઓ જીવે ઉદાર તેમજ વેપારમાં ઘણા કુશળ છે. તેઓએ વેપારમાં જેમ પેદા કર્યું છે તેમ પોતાની શક્તિ અનુસાર ખરચી પણ જાણ્યું છે. તેમના વિચારો જૈનસમાજની ઉન્નતિ માટે ઘણા છે. તેમના સ્હેજ પરિચયમાં જે આવ્યું હશે તેને તે જલ્દીથી સમજાયું હશે: અત્યારે પોતાની જઇફ અવસ્થા છે. છતાં પણ તેમની સદ્કાર્યમાં સદ્બુદ્ધિ જોઇ આનંદ ઉપજે છે. રા. રા. લલ્લુભાઇ કરમચંદ દલાલના નામથી અત્યારે જૈનકોમ ઘણી પરિચીત છે. મુંબાઇમાં જે આ બંધુ આપણી સમાજના હિતાર્થે સમાજની જાગૃતિ અર્થે પોતાના આત્માનો ભોગ આપી રહ્યા છે તેના માટે જૈનકોમે શેઠ શ્રીયુતનો ઉપકાર માનવો ઘટે છે. શેઠશ્રીએ તેમને પોતાના પુત્રવત્ પાલ્યા છે. અને અત્યારે તેમને ઉન્નત સ્થિતિએ મૂકયો છે અને તેમને જૈન કોમના લાભાર્થે કામ કરવા દરેક પ્રસંગે પોતે છૂટ આપતા હતા તેમ કેટલોક વખત પદરના પૈસા પણ તે નિમિત્તે આપતા. આવા એક ઉદાર અને પુણ્યશીલ પુરૂષને નિહાળી અમોને અપૂર્વ આનંદ થાય છે. પોતે જો કે ઝાઝા કેળવાયલા નથી તોપણુ તેઓના ઉત્તમ વિચારો અને જૈનકોમના ભલાને માટે લાગણીના શબ્દો કેટલીક વખત બહુ મનનનીય હોય છે. તેમનું કુટુંબ વિદ્યાપુરમાં ઘણું નામીચું છે. તેમના કુટુંબના વડેરાઓએ ગામના નાતના ભલાને માટે ઘણાં કામ કર્યાં છે. શેઠે ગામની અંદર એક સારી પોતાના બાઈ તરફથી ધર્મશાળા બાંધી છે. તેમજ તેમના પ્રયાસથી એક જૈનશાળા પણ ચાલતી હતી તેમાં બોર્ડીંગ જેવી એક અગત્યની સંસ્થાને કાયમ કરી તેમનાં સદ્કાર્યોની પુષ્પમાળામાં મણકો ઉમેરી તે જૈનસમાજના હિતાર્થે તે માળા સમર્પણ કરી છે. તેમની પોતાની નાતમાં ગામમાં ઘણી

પ્રતિષ્ઠા છે. તેટલુંજ નહિ પરંતુ શ્રીમંત સરકાર ગાયકવાડ સરકારના રાજ્યમાં પણ તેઓનો ઘણો સારો મોભો છે. તેમજ રાજ્યના મુખ્ય અમલદારો વણિકર સુબા સાહેબ વિગેરે સાથે તેમને સારો સંબંધ છે. રાજ્યનો વિદ્યાધિકારી વર્ગ પણ તેમને ઘણી સારી રીતે પીછાણે છે. શ્રીમંત સરકાર ગાયકવાડ સરકારે પણ તેમના નામથી ચાલતી બોર્ડીંગને સારૂં પ્રોત્સાહન આપ્યું છે તેજ તે રાજ્યની ઉદારતાનો આદર્શભૂત દાખલો છે. પોતાની રૈયતના એક મોભાદાર માણસના નામથી ચાલતી જાહેર સંસ્થાને રાજ્ય તરફથી ઘણી સારી મદદ મળે તે એક રાજ્યકર્ત્તાનો કેળવણી જેવા અત્યારે અગત્યના વિષય પરત્વેનો અપૂર્વ ચાહ બતાવી આપે છે. શ્રીમંત સરકારનો પોતાના રાજ્યમાં ફરજીઆત કેળવણીનો કાયદો તેજ તેમનો તે પરત્વેનો અપૂર્વ ચાહ સુચવે છે. અને તે કાયદો ભવિષ્યમાં તેમની પ્રજાને ઘણો આશિર્વાદ રૂપ થઇ પડશે. એ નિર્વિવાદ અને નિઃશંક છે. અમુક પોતાની વ્યક્તિની ઉન્નતિ અર્થે દરેક શેઠીઆ શુભ કાર્ય કરે તે સ્વાભાવિક છે. પરંતુ આ શેઠે તો જે કાર્ય કર્યું છે તે ઘણુંજ અભિવંદનીય છે કારણ કે તેમને આ બોર્ડીંગને જે મદદ આપી છે તે સાર્વજનિક શુભ કાર્યને મદદ આપી છે. આથી તેમની કિર્તીમાં અપૂર્વ વધારો થયો છે. તેમના કુટુંબીઓ સારી સ્થિતિમાં છે. તેમજ રા. રા. લલ્લુભાઇ જેવા તેમના પુત્રવત્ કેળવણીના ચુસ્ત-હિમાયતી છે તો અમોને આશા છે કે શેઠશ્રીના આ શુભ કાર્યને તેઓ સાંગાપાંગ ઉતારશે. તેના નિભાવને માટે જો કે તેને મદદ મળી છે. છતાં આ સ્થળે કહેવાની જરૂર છે કે તેને એક સારા હવા અજવાળાવાળા સુઘડ મકાનની ખાસ આવશ્યકતા છે આ માટે શ્રીમંત સ-રકાર ગાયકવાડ સરકારે, તેમના સંબંધીઓએ, મિત્રોએ, ગામના અગ્રજનોએ ખાસ લક્ષ્ય આપવાનું છે. તે સિવાય તે સંસ્થાને પૂર્ણતા નથી; માટે આ માટે સર્વે ઉપરના સદ્‌ગૃહસ્થોનું તે માટે ધ્યાન ખેંચુ છું. દેશને માટે અત્યારે કેળવણીનો પૂર્ણ પ્રચાર કરવાની જરૂર છે ને આવી સંસ્થાઓ તેને પૂર્ણાપૂર્ણ ટેકો આપનારી છે. તો આશા છે કે ઉપરના દરેક બંધુઓ અને રાજ્યના નેતાઓએ તે બાબત પૂર્ણ લક્ષ આપવાની જરૂર છે. શ્રીમંત સર-કારની પોતાની પ્રજા માટે અપૂર્વ લાગણી, ચાહ, અને તેમની પ્રજાનાં કલ્યાણનાં કામો અ-પાર છે. તે કલ્યાણના પરમાર્થનાં શુભ કાર્યોમાંથી શ્રીમંત સરકાર આ સંસ્થાને સ્હાયમાં ઉ-મેરો કરી પોતાનો અપૂર્વ ઉપકાર દર્શાવશે એવી આશા છે. શેઠ શ્રીયુતને આ પરોપકારના કાર્યને લીધે ગામના અગ્રજનો તરફથી એક માનપત્ર આપવામાં આવ્યું છે. જેની નકલ આ સ્થળે રજુ કરી છે. તે ઉપરથી આ સંસ્થાના હેવાલની રૂપરેખા વાચકવૃંદને સમજાશે. શેઠ શ્રીયુતનો અભ્યુદય થાઓ, અને તેઓ દિર્ઘાયુષી રહો અને પરમાત્મા કૃપાએ તેમની દરેક મનોવાંછના પાર પડો. તથા તેમની દયાળુ વૃત્તિ, પરમાર્થ પરાયણતા, ધર્મનિષ્ઠા સદા સતેજ રહો અને પરમાર્થનાં ઘણાં કાર્ય તેમના હાથે થાઓ એવું ઇચ્છીએ છીએ. માનપત્ર આપવાના શુભ માંગલીક દિવસે જે જે સદ્‌ગૃહસ્થો તરફથી વિજાપુરના વિદ્યાર્થીઓના લાભાર્થે જે જે મદદો મળી છે તેનાં નામ વિગેરેની હકીકત આ નીચે દર્શાવવામાં આવી છે.—

**માનપત્રના મેળાવડામાં જૈન સ્કોલરશિપની રકમમાં મદદ આપનારના નામની યાદી:—**

| | | | |
|---|---|---|---|
| ૧૨૫) | દલાલ લલ્લુભાઈ કરમચંદ મુંબઇ | દરવર્ષે ૨૫) | મુજબ પાંચ વર્ષના. |
| ૫૫) | રા. રા. વિરચંદ કૃષ્ણાજી પુના | દા. ૧૧) | પાંચ વર્ષના. |
| ૫૫) | રા. રા. શા. દલપત પ્રેમચંદ અમદાવાદ. | દા. ૧૧) | પાંચ વર્ષના. |
| ૫૫) | રા. રા. શા. મોહનલાલ ચુનીલાલની કંપની. મુંબઇ. | દા. ૧૧) | ૫) |
| ૫૫) | રા. રા. શા. ગુલાબચંદ નગીનદાસ અમદાવાદ. | દા. ૧૧) | ૫) |
| ૨૫) | રા. રા. વકીલ મોહનલાલ હેમચંદ પાદરા. | દા. ૫) | ૫) |
| ૧૫) | રા. રા. શા. ડોસલભાઇ હાથીભાઇ અમનગર. | દા. ૫) | ૩) |
| ૧૫) | રા. રા. શા. ગોકળદાસ વિશ્વનાથ હડાસણ. | દા. ૫) | ૩) |
| ૧૫) | રા. રા. શા. પરસુરામ જેઠીરામ. | દા. ૫) | ૩) |
| ૧૫) | રા. રા. શા. લખમીચંદ મુંબઇ. | દા. ૫) | ૩) |
| ૧૦) | રા. રા. શા. અંબારામ જેચંદ વડસમા. | દા. ૫) | ૨) |
| ૪૪૦) | | | |

**બોર્ડીંગ હાઉસને મદદ આપનારનાં નામ.**

| | | | |
|---|---|---|---|
| ૩૩) | રા. રા. શા. કેસવજી ગોવીંદજી મુંબઈ. | દરવર્ષે ૧૧) | ૩ વર્ષ માટે. |
| ૩૩) | રા. રા. શા. કુંવરજી ઝીણાભાઈ ખાનગામ. | દા. ૧૧) | ૩) |
| ૩૩) | રા. રા. શા. કરસનદાસ ગોવીંદજી મુંબઇ. | દા. ૧૧) | ૩) |
| ૨૫) | રા. રા. શા. મુળચંદ ઇચ્છારામ. | દા. ૫) | ૩) |
| ૫) | રા. રા. ભટ લીલાધર જગજીવન વિજાપુર. | | ૧) |
| ૨૫) | રા. રા. વકીલ વીરપાલ વર્ધમાન વિજાપુર. | દા. ૫) | ૫) |
| ૨૫) | એ. કે. પ્રેમચંદ મુંબઈ. | | એક વર્ષ. |
| ૧૭૯) | | | |

---

## સદ્‌ગુણાલંકૃત સન્માન વિભૂષિત—

# શેઠ મગનલાલ કંકુચંદ.

**મુ. વિજાપુર.**

---

અમો શ્રી વિજાપુર નિવાસી અમારા અંતઃકરણથી આપના પ્રત્યે કુદરતી રીતે ઉત્પન્ન થતા પ્રેમ તથા ઉપકારની નીશાની દાખલ—અત્રેના આપે સ્થાપેલા વિદ્યા સહાયક વસતિ ગૃહના વિદ્યાર્થીઓ તરફથી—આ અભિનંદન પત્ર અર્પણ કરીએ છીએ તે સ્વીકારી આભારી કરશો.

આપે તા. ૨૫–૩–૧૯૧૨ ના રોજ વિજાપુરમાં વિદ્યા સહાયક વસતિ ગૃહ ઉઘાડી પરગામના વિદ્યાર્થીઓને તેમના વિદ્યાભ્યાસમાં સરળતા કરી આપી હરેક પ્રકારની અનુકુળતા કરી આપી છે એથી આપનો તેમના ઉપરના અનહદ ઉપકાર થયો છે. આ સંસ્થામાં તેમને

સામાન્ય નૈતિક અને વ્યવહારિક કેળવણી આપવામાં આવે છે, એટલુંજ નહીં પણ તેમનો ખર્ચની વ્યવસ્થા એવી વિવેકસર કરવામાં આવે છે કે બીજી આવી સંસ્થાઓ કરતાં અહીં ભોજન ખર્ચ ઓછું આવે છે. અંગ્રેજી શાળાના હેડ માસ્તર **રા. રા. કાળીદાસ ચુનીલાલ કિનખાપવાળા**ની આપે આ સંસ્થાના સુપરિન્ટેન્ડેન્ટ તરીકે કરેલી પસંદગી ઘણી ઉત્તમ નીવડી છે અને તેથી આ સંસ્થાની ચારે તરફ ફેલાએલી કીર્તિને માટે વિદ્યાર્થીઓ, તેમના વડીલો તથા અત્રેની પ્રજા આપને ધન્યવાદ આપે છે.

આ ઉજમણાના શુભ પ્રસંગની યાદગીરી માટે આપે શાસ્ત્ર વિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ મહાત્મા **શ્રીમદ્ બુદ્ધિસાગરજી સુરિજી** કે જેઓની આ જન્મભૂમિ છે તેઓશ્રીના સદ્ઉપદેશને પ્રેરણાથી રૂ. ૩૦૦૦) ત્રણ હજારના વ્યાજના રૂ. ૧૮૦) એક સો એંશી દરવર્ષે આ સંસ્થાના કાયમના વિભાગ માટે તથા રૂ. ૧૦૦૦) ના વ્યાજમાંથી જૈન વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આપવા બદલ ટ્રસ્ટડીડ કરવા ઇચ્છા દર્શાવી વિદ્યાદાન તરફ અપૂર્વ પ્રેમ બતલાવી આપનું નામ અમર કર્યું છે. આપના તરફથી બાદરવાડીમાં જૈન સ્ત્રીઓને ધાર્મિક કેળવણી આપવા માટેનો એક વર્ગ કેટલાંક વર્ષથી ચાલુ કરવામાં આવ્યો છે; આ ઉપરાંત પરોપકાર્થે બીજી ઘણી સખાવતો આપના તરફથી થયેલી સુપ્રસિદ્ધ છે.

સ્વપરાક્રમથી પ્રમાણિકપણે એક બાહોશ વ્યાપારી તરીકે નામ કાઢી લક્ષ્મી પ્રાપ્ત કરી તેનો સદ્માર્ગે વ્યય કરો છો તેથી વિજાપુરની પ્રજાને ઘણો હર્ષ થાય છે.

**गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः।** આ મહાન વાક્યની સત્યતા આપના ગુણોએ બતાવી આપી છે. આપ સ્વભાવે શાન્ત પ્રકૃતિના છો, આપની અતિ તીવ્ર સંસ્કારી ઉચ્ચ બુદ્ધિ છે. આપની સાદાઈ ને ભલાઇ દાનાઇ વ્યાપારી આલમમાં વિખ્યાત છે.

આપણાં નેક નામદાર પ્રતાપિ શ્રીમંત સરકાર ગાયકવાડ **સયાજીરાવ મહારાજા સાહેબ** જેમણે પોતાના રાજ્યમાં કેળવણીની અભિવૃદ્ધિ કરી છે તેમની સરકાર તરફથી આ સંસ્થાને દર માસે રૂ. ૧૦) દસની મદદ મળે છે તે જાણી તે રાજ્યપિતાનો અંતઃકરણ પૂર્વક આભાર માનવાની તક આ પ્રસંગે વિજાપુરની પ્રજા હાથ ધરે છે.

આપની પેઠે આપના કુંટુંબીઓ તથા સ્નેહીઓ આ સંસ્થા તરફ પોતાની સહાનુભૂતિ દર્શાવી પ્રસંગોપાત મદદ કરતા રહી આપના નામને ઓર દીપાવશે એવી આશા રાખીએ છીએ. છેવટે અત્રેના એક જૈન અગ્રેસર, નેતા અને દેશહિતચિંતક અને ભૂષણરૂપ શહેરી તરીકે આપ હજુપણ વધારે ધન મેળવી આ સંસ્થાને માટે સારૂં હવા અજવાળાવાળું સુશોભિત મકાન બંધાવી આપવાનો તેમજ જૈન કોમના ભલા માટે કાળજી રાખવાનો યશ પ્રાપ્ત કરી અખંડ સુખાનંદ ભોગવી દીર્ઘાયુષી થાઓ એવી શુભ વાંચ્છના પ્રદર્શિત કરી વિરમીએ છીએ.

વિજાપુર તા. ૨૦-૧૧-૧૯૧૬.

લી૦ આપના અમો છીએ.

**શેઠ ભીખાભાઈ લલ્લુભાઈ** — **દોસી મોહનલાલ જેઠાભાઇ**
**દોસી ચુનીલાલ દલસુખભાઈ** — **શા. બેચરદાસ પુરશોત્તમદાસ**
**વકીલ માધવરાવ સખારામ** — **વકીલ વીરપાલ વર્ધમાન, શેઠ.**

# શ્રી વિજાપુર-શેઠ મગનલાલ કંકુચંદના ત્યાં ઉદ્યાપન મહોત્સવ પ્રસંગે માનપત્ર આપવા સમયે-ગવાયલાં ગીતો.

( સં. ૧૯૭૩ કારતક વદિ ૧૦ ને સોમ તા. ૨૦-૧૧-૧૬. )

શુભ કીર્તિ કમાઇ, રહી જગ છાઇ, શેઠ મગનલાલ ભાઇ;—
પુનમચંદ્ર પરે સુખ ઉજ્જવલ, કીધું ગુણ બહુ પાઇ,
જીવદયાધારક દુઃખવારક, લીધી પ્રતિષ્ઠા વધાઇ રે. શુભ. ૧
વિજાપુર અજવાળ્યું ધર્મનું, ઉઝમણું કરી બેશ,
સાર્વજનિક શુભ બોર્ડિંગ સ્થાપી, પામો સુખડાં હમેશ રે; શુભ. ૨
પશુવધ થાતા તે અટકાવ્યા, દેવી આગળ જેહ;
આસપાસના ગામોમાંહિ, આસો અષ્ટમી તેહરે; શુભ. ૩
જૈનધર્મની શોભા વધારી, જૈનોને કરી સહાય,
સ્વધર્મી સગપણ દિલ ધાર્યું, ભક્તિ હૃદય છલકાય રે; શુભ. ૪
નાત જાતમાં નામ દીપાવ્યું, દીપાવ્યું નિજ કુળ,
જૈન કોમમાં મશહુર થઇને, કીધું નામ અમૂલ્ય રે, શુભ. ૫
શુભ દાન દીધાં કે ભાવે, હજી દેવા તૈયાર,
ભાવીમાં શુભ કાર્યો કરો બહુ, થાઓ જય જયકાર રે; શુભ. ૬
લક્ષ્મી લીલા પામો બહુલી, વધશો દિન દિન નૂર,
વંશ પરંપર વૃદ્ધિ થાઓ, આશીઃથી ભરપૂર રે; શુભ. ૭
ધન્ય માતાને ધન્ય પિતાજી, જેના પુત્ર સુજાણ,
વિજાપુર દીપાવ્યું ગુણથી, તેજે શોભે ભાણરે; શુભ. ૮
બીજચંદ્રને અમ્મરવેલી, પેઠે વધો જગમાંહિ,
માન પાન સન્માન વધો બહુ, પડો ન પાછા ક્યાંહિ રે; શુભ. ૯
પુણ્યનું ભાથું બાંધો પુરૂં, કરી ધર્મનાં કાજ,
શાસન દેવો સહાય કરો સહુ, રાખો અવિચળ લાજ રે; શુભ. ૧૦
શુભ કાર્યો થાઓ શુભ હસ્તે, ચઢતી કળાએ સાર,
જૈન-દેવ-ગુરૂ-ધર્મની સેવા, પામો ભવોદધિપાર રે; શુભ. ૧૧
વિજાપુરમાં વિદ્યા વધારો, કંકુચંદ સુત શૂર,
**બુદ્ધિસાગર** ગુરૂની કૃપાથી, સુખ સંપત્તિ ભરપૂર રે; શુભ. ૧૨
આશીઃ સંતો આપતા એવી, કરો ધર્મનાં કામ,
વિદ્યાર્થીઓ વિનવીએ અમે, રહેજો અવિચળ નામ રે; શુભ. ૧૩

# मोटां घरनी स्त्रीओए लेवो जोइतो धडो.

આપણા દેશની સામાન્ય શ્રીમંતોની સ્ત્રીઓ ઘર સંસારના કામકાજને તિલાંજલી આપી એશઆરામમાંજ દિવસો પસાર કરવામાં શ્રીમંતાઈ માને છે, તેઓનું ધ્યાન નામદાર શેહેનશાહ બાનુની સાથે એક ઉમરાવજાદીને થયેલી નીચલી વાતચીત તરફ ખેંચવામાં આવે છે. એમ કહેવાય છે કે એક દહાડો નવાં શેહેનશાહ બાનુ મેરીને એક ઉમરાવજાદી મળવા આવી. વાતચીત દરમ્યાન તે ઉમરાવજાદી બોલી કે થોડા દિવસ થયાં મારી વ્હાલી પુત્રી સુસ્ત જેવી પડી રહે છે આજે મેં તેનાં કપડાં ઉચાં કરી જોયું તો તેના શરીર ઉપર કેટલાક ફટકા તથા ઉઝરડા જેવું જણાયું.

"શરીર ઉપર ફટકા અને ઉઝરડા–તે કેમ બને? સવારે તેને નવરાવતી વેળાએ તમે તે જોયા હતા કે?" શહેનશાહબાનુએ આતુરતાથી સવાલ કર્યો.

"નહિ, નવરાવવા–ધોવરાવવાનું કામ તો આયા કરે છે." ઉમરાવજાદીએ ઠંડે કલેજે જવાબ દીધો.

"આયા?! ત્યારે શું સઘળો આધાર તમે આયા ઉપરજ રાખો છો? મારાં પોતાનાં બચ્ચાંઓની તો હું પોતેજ સંભાળ રાખું છું." શહેનશાહબાનુએ કહ્યું.

"ત્યારે શું તમે તમારાં બચ્ચાંઓને નવરાવતી વેળાએ જાતે હાજર રહો છો"? ઉમરાવજાદીએ શંકા કરી.

"શું હાજર? હું પોતેજ તેમને સ્નાન કરાવું છું. દરરોજ સવારે હું પોતેજ તેમને કપડાં પહેરાવું છું." સમજ્યાં? આ છેલ્લા શબ્દો મહારાણી મેરીએ ઘણા જુસ્સાથી ઉચ્ચાર્યા હતા. આથી ઉમરાવજાદીના અંતઃકરણ ઉપર ઉંડી અસર થઇ. આમાંથી આપણા શ્રીમંતોની પરાશ્રયી સ્ત્રીઓ કાંઇ બોધ લેશે એવી આશા છે.

# रडवा कुटवानो निंद्य रिवाज.

આપણા ભારત વર્ષમાં રડવા કુટવાનો જે નિંધ રિવાજ ઘર ઘાલી રહ્યો છે તે નિંધ રિવાજને અંત્રેના દશાશ્રીમાળી ગ્નાતિજનોએ પોતાની ગ્નાતિમાંથી ઘણે ભાગે નાબુત કર્યો છે. તેની નોંધ લેતાં આનંદ પ્રદર્શીત થાય છે. તેને માટે ગ્નાતિના મુખ્ય નેતાઓને તેમજ સમસ્ત ગ્નાતિજનોને ધન્યવાદ ઘટે છે. તે રિવાજનું હજુ ઘણું નિઃદર્શન ઘણે સ્થળે અને ઘણી ગ્નાતિઓમાં થાય છે. તે બહુ શોચનિય છે. જ્યારે આપણું આર્ય શાસ્ત્ર–ધર્મનું શાસ્ત્ર ઉપદેશ કરેછે કે **गतं न शोचामि** (ગએલાનો શોચ કરવો નહિ.) ત્યારે આપણી ભારત ભગીનીઓ, આર્ય અબળાઓ તે સૂત્ર ઉપર કાળી ભ્રમર જેવી શાહીનો કુચડો ફેરવે છે તેનાથી બીજી કઇ ખેદની વાત છે. એ તો સ્વાભાવિક છે કે મરનારના સ્વજનને પોતાના ઇષ્ટ સ્નેહી સંબંધીના ચિરવિરહને માટે અત્યંત દુઃખ થાય છે પરંતુ તેવું બધાંને દુઃખ થતું હોય તે અસંભવિત છે. દુઃખીને દિલાસાની જરૂર છે. પરંતુ અગ્નિમાં ઘીની પેઠે–દાઝ્યા ઉપર ડામની પેઠે મરણ વિરહીને દુઃખમાં દુઃખ કરવું એ શું આર્ય કહેવાતાને યોગ્ય છે? દુઃખમાં ઉમેરો કરીનેજ સ્નેહ બજાવવાનો છે? બળતાને બાળવો એ અધમ કૃત્ય શાસ્ત્રથીજ ગણાય છે તો પછી સ્નેહી સંબંધીનું રોતાના ભેગા રડવાનું કામ છે કે તેને કોઇ પણ રીતનો દિલાસો આ-

પવાનું કામ છે? કોઇ કહેશે કે એ તો વ્યવહાર સાચવવો જોઇએ. તો કહેવું પડે છે કે, વ્યવહાર તે સાચો હોવો જોઇએ કે દંભ ભરેલો દાંભિક હોવો જોઇએ. કારણ કે મરનારના સંબંધીને જે લાગણી થઈ આવે છે, રોવું આવે છે તેવું અન્ય વ્યવહાર સાચવનારને થતું નથી છતાં છાતી કુટી ભાગવી. રોતાને રડવા લાગવું; મોં વાળવું અને સામાને દુઃખ વધુ સંભારી આપી દુઃખ આપવું એ શું આર્ય અબળાઓની ફરજ છે? વળી ઉભા રહી ભર બજારે ઉઘાડી છાતી મુકી છાતી કુટી ભાગવી. ઉંચા ઉંચા હાથ કરી જાણે મરનાર સ્વર્ગમાં ગયો તે મને પણ સાથે સ્વર્ગમાં લઇ જાવ એવી રીતે હાથ ઉંચા કરી છાતી કુટવી એ શું વાસ્તવિક છે? વૃદ્ધ બૈરીઓએ-રાંડીરાંડ બૈરીઓએ તો ઉલટી ધર્મ શાસ્ત્ર પ્રમાણે છોટી બૈરીઓ કરતાં વધારે શરમ મરજાદનું રક્ષણ કરવું જોઇએ તેના બદલે ઉઘાડી છાતીએ ભર બજારે કુટે છે એ શું ઓછું શરમાવનારૂં અને લજ્જાસ્પદ છે? છાતી કુટવાથી જે વૈદિક નિયમો પ્રમાણે હાર્દને નુકશાન થાય છે તેથી શું આર્ય અબળાઓ અજાણ હશે? વધારે ખેદની વાત એ છે કે છોકરી પરણી ત્યારથીજ રોવા કુટવાની અમુલ્ય કળાનો તેને અભ્યાસ કરાવવામાં આવે છે. ત્યારે કહેવું પડે છે કે શું ભારતવર્ષમાં અન્ય કળાઓનો નાશ થયો છે કે તેજ કળાનું છોકરીઓને અધ્યયન કરાવવામાં આવે છે. શું તે ૬૪ કળાઓમાં રોવા કુટવાની કળાનો સમાવેશ થતો હશે? જો તેમ હોય તો તેના હિમાયતીઓ પત્રદ્વારા પ્રસિદ્ધ કરી જન સમાજ ઉપર ઉપકાર કરશે. જેવું કાર્ય તેવું ફળ આઘાત તેવો પ્રત્યાઘાત. Law of action and reaction રોવા કુટવાની કળાથી તેનું ફળ પણ રોવાનુંજ મળે એ સ્વાભાવિક છે. કયો ધર્મ કે એવી કઇ શુશિક્ષિત વ્યક્તિ આ બાબતને અનુમોદન આપતી હશે? માટે આર્ય બ્હેનોએ આ નિંદ્ય રિવાજને જડમુળથી ઉખેડી નાખવો જોઇએ. તે તેમની પ્રથમની ફરજ છે. જે જે જ્ઞાતિઓએ તેનું ઉન્મૂલન કર્યું છે તેમને ધન્યવાદ ઘટે છે. અને જે જે જ્ઞાતોમાં તે રિવાજ પ્રચલિત હોય તેમને તે દુષ્ટ રિવાજને નાબુત કરવો જોઇએ. કોઇ જીંદગીનો અમરપટો લઇ જન્મતું નથી તેમ કોઇની જીંદગી રજીષ્ટર થયેલી નથી. સૌ જાયું તે જવાનું છે. પુષ્પ ખીલે છે અને કરમાય છે. સૂર્યનો ઉદય થાય છે તેમ અસ્ત થાય છે. વાદળાં ચઢે છે અને વિખરાય છે. એમ આ સંસારની ઘટમાળ પણ ચાલ્યા કરે છે. જ્ઞાનિઓ કહે છે કે સંસાર એ ઝેરના લાડુ છે. આવું તેવું વિચિત્ર સ્વરૂપ છે. દરેકને સુખ દુઃખ પૂર્વ ભવકૃત કર્મ પ્રમાણે ભોગવવાં પડે છે. માટે દુઃખ એ પણ સ્વભાવિક છે ને સુખ એ પણ સ્વભાવિક છે. માટે દુઃખીને દિલાસો આપવાને બદલે દુઃખીને દરરોજ મોંવાળી છાતીઓ કુટી દુઃખનું સ્મરણ કરાવવું એ કોઇ પણ રીતે ઉચિત નથી. તેને ધર્મશાસ્ત્ર પાપ ગણે છે. **ઇષ્ટ વિયોગ અને અનિષ્ટ સંયોગ** એ સ્વભાવિક છે. માટે તેવા પ્રસગે દુઃખીને દિલાસો આપવાને બદલે તેને દુઃખથી તપવવું, તેને તેના દુઃખનું પુનઃ પુનઃ સ્મરણ કરાવવું તેને **આર્તધ્યાન** શાસ્ત્રકાર ગણે છે. માટે તે આર્તધ્યાન જેમ નાબુદ થાય અને તે દુષ્ટ રિવાજ બંધ થાય તેના માટે હું આર્ય બ્હેનોનું ધ્યાન ખેચું છું, આ રિવાજ બંધ કરવાને જેઓ પ્રયત્ન કરશે તેઓ અત્યંત પૂણ્ય ઉપાર્જન કરશે. માટે અમારા કેળવાયેલા બંધુઓને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે દરેક બંધુ આ નિંદ્ય પ્રચલિત રિવાજને નાબુત કરવા પોતાની કમર કશી અને જન સમુહ ઉપર ઉપકાર કરશે. લી૦

સમાજ સેવક,

---

# પ્રભુ-પ્રાર્થના.

ૐ શ્રી પરમદેવ પરમાત્મા, ઓંકારરૂપ કરૂણાસાગર, કૃપાનિધાન, દ્વાદશ ગુણ વિરાજમાન, અષ્ટાદશ દોષ રહિત, શાન્તરાગ, રૂચિમય, કેવલજ્ઞાન દિવાકર, નરેંદ્રદેવેંદ્રવંદિત જગદીશ, અરિહંત ભગવાનને અમારો સમ્યગ્જ્ઞાન પૂર્વક નમસ્કાર થાઓ.

હે પરમ કૃપાળ જગદ્બંધુ પરમાત્મા આપ અનંત જ્ઞાનાદિક ગુણે કરી સહિત છો. ભવ્ય પ્રાણીરૂપ કમળ અજ્ઞાન અંધકારમાં બીડાઇ ગએલાને વિકસ્વર કરવાને સૂર્ય સમાન છો. સંસારમાં બુડતા પ્રાણીને તારવાને ઝાઝ સમાન છો. સંસાર અટવીમાં પરિભ્રમણ કરનાર અમ સરખા પ્રાણીને તારવાને આપ સાર્થવાહ તુલ્ય છો. સત્ય અસત્ય, નિત્ય અનિત્ય, ધર્મ અધર્મ, માર્ગ કુમાર્ગ દર્શાવી ખરો રસ્તો બતાવનાર છો. આપ નિર્વિકારી નિરાધારી, નિરાલખી, અશરણી, નિરૂપાધિક, અજ, અવિનાશી, અચળ, અચ્છેદ, અભેદ, અક્ષય, અશરીરી, અનાવગાહી છો. કર્મ બંધનથી મુક્ત છો. અમે વિષરૂપ વિષયાદિકના ભોગી થતા આત્મિકગુણરૂપ પ્રાણનો નાશ કરનાર છીએ, આપ આત્મગુણના ભોગી છો. અમારી તથા આપની મૂળ સત્તા તથા મૂળરૂપ એક છે; પણ અમે કર્મ રોગ રૂપી ઉપાધિ સહિત છીએ ને આપે કર્મ ઉપાધિ જ્ઞાનરૂપી વજ્રેકરી ચુરણ કરી નાંખીને પોતાનું મૂળરૂપ પ્રગટ કીધું છે. આપ સર્વજ્ઞ છો, સર્વદર્શી છો, સ્વભાવમાં લીન છો.અમે પરભાવના ભોગી છીએ, અમે સંસારની ક્રિયા કરવાથી જુગારી છીએ અને પોતાની ઋદ્ધિ મુકીને પુદ્ગલની ઋદ્ધિમાં લીન છીએ, તેના ગ્રાહક છીએ તેથી ચોર છીએ, આપ પોતાની ચીજના ભોગી છો. અમે કુમતીને વશ પડ્યા છીએ તેથી વ્યભિચારી છીએ. આપ પોતાની સુમતી સ્ત્રીના ભોગી છો તેથી મહા શિળવાન છો. અમે અનેક જીવનો ઘાત કરીને પુદ્ગળના ભોગી છીએ તેથી આહેડી છીએ. આપ સર્વ જીવના રક્ષક છો તેથી મહા કૃપાળ છો. અમે ક્રોધાગ્નિથી બળી રહ્યા છીએ. આપે ક્ષમારૂપી પાણીથી સર્વ ક્રોધાદિક અગ્નિ શમાવી છે. અમને લોભ વિષધર ડસ્યો છે. આપે નિર્લોભતા રૂપી બુટીથી લોભરૂપી વિષનો નાશ કર્યો છે. આપે માનરૂપી પર્વતોને નમ્રતારૂપી વજ્રેકરી ચુર્ણ કર્યા છે, સરળતા રૂપી કોદાળીથી કપટરૂપી માયાને મૂળથી નિકંદન કરી છે.

હે પરમાત્મા ક્યારે હું પોતાના સ્વભાવમાં રમીશ. મ્હારે ને તમારે ઘણો અંતર પડ્યો છે. અજ્ઞાન રૂપી મ્હોટા ડુંગર વચમાં પડ્યા છે. તે દિવસ, તે ઘડી અને તે પળને ધન્ય છે કે જે દિવસે અમે જ્ઞાનરૂપી વજ્રે કરી અજ્ઞાનને ચુરણ કરીશું.

હે પુરૂષોત્તમ પરમધામ નિવાસી, સકલજ્ઞાન વ્યાપક, ચતુઃષષ્ઠિ દેવેન્દ્ર પૂજ્ય પરમાત્મા, ધન્ય છે તારા આત્માને કે જે અનંત જ્ઞાન દર્શન ચારિત્ર દાન લાભ ભોગોપભોગ વીર્ય અનંત અવ્યાબાધ સ્થિર સુખમાં મગ્ન થઇ રહ્યો છે. ધિક્કાર છે અમારા આત્માને કે જે રતિ સંતાપરૂપ સ્ત્રીના અનલ કમળદળ કટાક્ષથી લીન થઇ કિંપાકના ફળ જેવા અસ્થિર શબ્દ રૂપ, રસ, ગંધ, સ્પર્શ રૂપી પુદ્ગલિક સુખમાં મગ્ન થઇ જન્મ મરણ સંતાપ રૂપ દારૂણ ચપેટાના દુઃખને સુખ માની સહન કરી રહ્યો છે.

હે પવિત્ર પરમજ્ઞાનધારી, જેમ પંખી અખૂટ સમુદ્રમાંથી ચાંચ બોળી પોતાના આત્માને તૃપ્ત કરે છે પણ તેથી કરીને સમુદ્રમાંથી કાંઇ પાણી ઓછું થતું નથી તેમ હે દીના-

નાથ તારા અખૂટ જ્ઞાન સમુદ્રમાંથી અમ સરખા દીન અનાથને એક લવ આપ કે જેથી કરીને અમે તારા દર્શન રૂપ અમૃતમાં તૃપ્ત થઇ તારા ધ્યાનમાં લીન થઇએ.

હે શરણ દાયક અજ્ઞાનતિમિરભાસ્કર વિષય કષાય રૂપ રાક્ષસના ભયથી શરણ રાખનાર તું એક છે, પરપુદ્‍ગલથી ન્યારો છે, વળી નિશ્ચયનયે કરી શુદ્ધ છે, એવા હે સ્વયં બુદ્ધ અમારા આત્માને ચિંતામણી સમાન જૈનધર્મની શ્રદ્ધાની મતિ આપી તેનો પય પાણીના મેળાપની માફક તારા સ્વરૂપની સાથે સંલગ્ન કર.

હે દુર્વાર સંસારવિકારવૈદ્ય આ સંસારને વિષે અમારો જન્મ, જરા, મરણાદિક રોગ હરણ કરવાને તારૂં નામરૂપી ઔષધ એવું સમર્થ છે કે તેનું શ્રવણ થતાંજ અનિષ્ટ સંયોગ વિયોગાદિકનાં દુઃખ વિસરે છે, અને વળી મનમાં પરમસુખ સમૂહના કલ્લોલ પ્રગટે છે. તો તે ઔષધ કરશે તેના રોગ કેમ નહિ મટે! મટશેજ.

હે પરમાનંદકારી અર્હન્ત દેવ તારૂં નામ જગજ્જીવોને પરમ આધારભૂત છે, હે કલ્યાણકારી જ્ઞાનકળાનિધાન ચિદાનંદ અરૂપી તુંજ નિત્ય છે બીજું સર્વ અનિત્ય છે.

**માસ્તર હીંમતલાલ મગનલાલ.**

---

# સદ્‍બોધ.

( લેખકઃ—સદ્‍ગત દીલખુશ જી. શાહ ),

**ખરો કૃપણ તે આનું નામ!**

એક કૃપણ વાણીઆને સાત છોકરાં હતાં તેમાં એક નાના છોકરાને તાણ આવવાથી મરી ગયું, તેને બાળવા સારૂ લાકડાં લેવાને માટે એક લાકડાં વેચનારની દુકાને ગયો, અને એક બે ત્રણ વરસના છોકરાને બાળવાનાં લાકડાંની શી કીંમત પડશે તે વેપારીને પૂછ્યું.

લાકડાવાળો—તમે નાના સારૂ લઈ જાઓ કે મોટા સારૂં પણ દરેક મુડદા દીઠ રૂપીઓ એક પડશે.

કૃપણઃ—એક રૂપીઆનું નામ સાંભળી છોકરાના મૃત્યુનું દુઃખ ભુલી જઇ વિચારમાં પડ્યો ને વેપારી પ્રત્યે તિરસ્કાર કરીને બોલી ઉઠ્યો કે અરે લોભી વેપારી "એક નાના છોકરાને બાળવાના લાકડાને માટે બધો એક રૂપીઓ. ભલા માણસ કાંઇક તો ઓછું કર કે જેથી તારે આંગણે ફરીને આવવાનું મન થાય, અમે તે કિયા એક વખતના ઘરાક છીએ હજુ તો મારે છ છોકરાં હયાત છે, તેથી ઘણી વખત તારી દુકાને આવવું પડશે, માટે સુંઘો બાળવાત ભૂખે ન મરે એવું રાખશો તો વારે વારે અમારા બીજા છોકરાઓને માટે પણ બળતણ લેવા તમારે ત્યાંજ આવીશું."

* * * * * * *

**શિક્ષક અને વિદ્યાર્થી.**

**શિક્ષકઃ**—કેમ અલ્યા, હરીલાલ હમણાં તું છગન સાથે શું વાત કરતો હતો!

**હરીલાલઃ**—જી સાહેબ!

**શિક્ષકઃ**—બોલ, તેના સાથે તું શું બોલ્યો હતો?

હરીલાલ:—અહીંઆં આવ, હું તને કહું !

શિક્ષક:—શું, અહીંઆં આવ હું તને કહું ! લુચ્ચા, હરામી તું બહુજ બદમાસ છે, ચાલ નિશાળમાંથી બહાર જા. મને પણ એ અદબીથી બોલાવે છે.

હરીલાલ:—પણ સાહેબ, તેમાં મારો વાંક શો ? મને છગને પુછ્યું કે, હરીલાલ તું કયો પાઠ વાંચે છે, ત્યારે મેં કહ્યું કે, "તું અહીંઆં આવ હું તને કહું.

(તુરત માસ્તર ઠંડા પડી ગયા.)

* * * * * * *

## અવિનયી છોકરો.

બાપ:—છોકરા ! તારી આંખ ક્યારે ઉઘડશે ? અત્યારે મારી વૃદ્ધાવસ્થા—

છોકરો:—(વચ્ચેજ) બાપા તમારી મીંચાશે ને તરતજ મારી ઉઘડશે.

* * * * * * *

## રોગી ને ડૉક્ટર.

રોગી:—કેમ ડૉક્ટર સાહેબ ? ફલાણી બાટલીમાં ઝેર છે, અને ફલાણી બાટલીમાં બીજી દવા છે એ જો બાટલીપર લખ્યું ન હોય તો કેમ કરીને ઓળખવું ?

ડૉક્ટર:—અરે તારી અક્કલ ? મુર્ખા એટલુંએ જાણતો નથી કે શું ? તે ઓળખવાને માટે પી જોવું એટલે થયું. જો તરત મરણ થાય તો સમજવું કે તે ઝેર હતું (સ્વર્ગમાં જઇનેજ !) અને જીવતા રહ્યા તો જાણવું કે સાદી દવાજ તે હતી !

* * * * * * *

## સમજુ છોકરો.

બાપ, મા, અને નાનાં તથા મોટાં છોકરાં સર્વે ખાવાને માટે બેઠાં હતાં તેમાં રસીકલાલ ઘણો તોફાની હતો તેથી તેની માએ હુકમ કીધો કે:—"રસીક તારે ખાતાં ખાતાં એક પણ શબ્દ બિલકુલ બોલવો નહિ. નહી તો આજે લાવેલાં દાડમ તથા બહાર ગરમ થતું મસાલાનું દુધ તને જરાએ આપીશ નહિ રસીકે દાડમ ખાવાની લાલચે વારૂ કીધું એટલે સર્વે ખાવાનું શરૂ કર્યું. એવામાં રસીકની નજર બહાર જવાથી બોલ્યો કે:—"મા એકજ બોલ બોલું કે ?"

માએ આંખો કાઢી ગુસ્સાથી કહ્યું કે:—"ખબરદાર પાછો બોલ્યો કે ચૂપ રહે ?"

રસીક આ સાંભળી બિચારો ધાકનો માર્યો મુંગો બેસી રહ્યો, ખાઇ રહ્યા પછી માએ પૂછ્યું:—"રસીક બોલ જોઇએ તું ખાતાં ખાતાં શું કહેવા જતો તો ?"

ત્યારે રસીક બોલ્યો કે:—"હું તો એમ કહેવા કરતો હતો કે, "આ બહાર દુધ ગરમ કરવા મુક્યું હતું ને તે કૂતરો પી જાય છે ! માટે તેને તમો કાઢી મૂકો પરંતુ તમોએ મને જરાએ બોલવા ન દીધોને ? તેથી ધાર્યું કે જો અઇના ના કીધા ઉપર હું કદાચીત બોલીશ તો મને દાડમ મલશે નહિ.

× × × × × × ×

## બાપ અને છોકરો.

બાપ:—છોકરા તારામાં આટલી બધી કુટેવો ક્યાંથી આવી ? અમે તો તને કદી પણ શીખવતા નથી.

**છોકરો:**—હા બાપા ખરી વાત છે! જો તમારી કુટેવો અમોને શીખવી દીધી હોત તો પછી તમારામાંથી ઓછી થઇ જાતને!

**બાપ:**—( મરતાં મરતાં ) છોકરા! મને બહુજ ખોટું લાગે છે કે, મેં આટલી બધી મહેનત કરીને મેળવેલા પૈસા તારા હાથમાં આવશે.

**છોકરો:**—( ઉડાઉ હોવાથી ) બાપા એની તમે જરાય ચિન્તા કરશો નહિ એ પૈસાને કાંઇ લાંબો વખત હું મારા હાથમાં રોકી રાખવાનો નથીજ!

× × × × × × ×

## શેઠને ભિખારી.

સહવારના પહોરમાં પોતાના આંગણે એક ભિખારીને માગતો જોઇ,—

**શેઠ:**—જોને? સવારમાં ઉઠયા કે લાગ્યા ભીખ માગવા. અરે હાડકાના હરામીઓ! તમે લોકો કાંઇ ધંધો કરીને કેમ કમાઇ ખાતા નથી? હરામનું માગી માગીને ખાવુંજ મીઠું લાગે છે કે શું?

**ભીખારી:**—શેઠ? તમે કોઇવાર ભીખ માગેલી છે ખરી કે, જેવી હોય તેવી ખરી વાત કહી દેજો હો કે?

**શેઠ:**—અલ્યા મૂર્ખા? મારે તે ભીખ શા કારણે માગવી પડે? મેં આજ સુધીમાં કોઇ વખત ભીખ માગી નથી, અને હવે પછી માગવાનો પણ નથી.

**ભીખારી:**—જ્યારે તમે ભીખ માગી નથી, ત્યારે એ ધંધો વગર મહેનતનો છે, એમ શા ઉપરથી કહો છો, અને તમને કહેવાનો અધિકારજ શો છે? કારણ કે, એ બાબતનો તમોએ હજુ અનુભવ મેળવ્યો નથી છતાં વગર મહેનતનો ધંધો કહો છો તે ખોટું છે. માટે પ્રથમ તમે તેમાં અનુભવ મેળવો અને પછી કહેજો કે, એ ધંધો મહેનતનો છે કે વગર મહેનતનો?

× × × × × × ×

## બાઇની ચતુરાઇ.

**સિપાઇ:**—અરે બાઇ! આ રસ્તેથી એક પુરૂષ અને એક સ્ત્રીને ઘોડા ગાડીમાં બેસીને જતાં જોયાં કે?

**બાઇ:**—હા જમાદાર સાહેબ?

**સિપાઇ:**—ગાડીના ઘોડા કેવા રંગના હતા?

**બાઇ:**—ભાઇ ગાડી તો એટલી ઝડપથી ચાલી ગઇ કે જેથી ઘોડાનો રંગ કેવો હતો તે મારાથી જોવાયું નહિ. પરન્તુ ગાડીમાં બેઠેલી બાઇના મોઢા ઉપર શીળીનાં ચાઠાં તથા તેના કપાળમાં કંકુનો ચાંદલો ફક્ત મારી નજરે પડયો હતો.

**સિપાઇ:**—ધન્ય છે બાઇ? તારા જેવી પણ નજરવાળી કોઇકજ હશે.

* * * * *

## માયાળુ માતા.

એક મીયાંને રાત્રે પહેરો ભરતાં કોઇ બદમાસે ગોળી મારી તે બરાબર કપાળમાં વાગવાથી તુરત મરી ગયો, ત્યારે ગામના લોકો તે મડદાને લઇ ઘેર આવ્યા. તે વખત કપાળ

પરનો જખમ જોઇને તેની મા હર્ષભેર બોલી ઉઠી કે "ખુદાને બડી ખેરકી કે મેરે લડકેકી આંખ બચ ગઇ, જરા ગોળી નીચુમે લગા હોત તો બિચારે કું આંખ બિલકુલ ફુટ જાયગી" જીવ ગયો તેની તો ખીખીને ફીકરજ નથી. આ જોઇને ગામના લોકને હસવું આવ્યું.

## મિથ્યાભિમાની ઠાકોર.

એકવાર કોઇ ઠાકોર ચોરે આવીને બેઠા હશે, ત્યારે તેમના છોકરાએ આવી નીચે પ્રમાણે કહ્યું.

છોકરો:—બાપુ, બાપુ, ચાલોને કોદલપુરના રાજાજી આવ્યા છે.

ઠાકોર:—ક્યાં છે? ક્યાં છે?

છોકરો:—કલાલ ઘાટપર ઉભા છે.

ઠાકોર:—કેટલીવાર રહેનાર છે?

છોકરો:—મળવું હોય તો ચાલો, નહિ તો થોડીવાર પછી શીતળપુર જશે.

ઠાકોર:—કોઈ સાથે છે કે?

છોકરો:—ના કોઇ નથી.

ઠાકોર:—ઘાસીઆ કોટવાળને કહે કે મૂળજી મહેતાને બોલાવી લાવે, હું હાલ આવું છું.

બાપ દિકરા વચ્ચેની ઉપરની વાતચિત્ત સાંભળી પાસે બેઠેલા સર્વ લોક અચંબો પામ્યા. અને વિચારવા લાગ્યા કે આ ઠાકોરની આબરૂ તો સારી જણાય છે. કે રાજાઓ જેવા તેમને ઘેર આવીને મળવા બોલાવે છે. અને વળી ઠાકોર પણ પોતાને ઘેર મહેતાને રાખતા જણાય છે, પરન્તુ આ વાત ચિત્તની ખરી ખૂબી કોઇના જાણવામાં આવી નહિ. તેની ખરી મતલબ આ નીચે મુજબ છે.

પ્રથમ છોકરે આવીને કહ્યું કે;—કોદલપુરના રાજાજી આવ્યા છે એટલે કે ઘેરે કોદરાનો રોટલો કર્યો છે. ઠાકોરે કહ્યું કે—ક્યાં છે, ત્યારે છોકરાએ જવાબમાં જણાવ્યું કે કલાલ ઘાટ પર છે એટલે કલેઢામાં છે. ઠાકોરે પછી પુછ્યું કે તે કેટલીવાર રહેનાર છે, એટલે કે કલેઢામાં ક્યાં સુધી રહેશે? ત્યારે છોકરે જવાબ દીધો કે, થોડીવાર રહી શિતળપુર જશે એટલે ઠંડા થઇ જશે. એ સાંભળી ઠાકોરે પુછ્યું કે, સાથે કોઇ છે કે, એનો અર્થ એવો છે કે, રોટલા સાથે ખાવાનું કાંઈ છે કે? તેના જવાબમાં છોકરે કહ્યું કે, કાંઈ નથી. ત્યારે ઠાકોરે કહ્યું કે, ઘાસીઆ કોટવાળને કહે કે, મૂળજી મહેતાને બોલાવી લાવે. તેની મતલબ એવી હતી કે, ઘાસની એક પૂળી લેઇ જા અને બજારમાંથી મૂળો લઇ આવ કે રોટલા સાથે ખાવામાં આવે. આવી, બોલીમાં ચતુરાઇ અને મિથ્યાભિમાન ઠાકોરનામાં ભરાયેલ હતું, વાંચકો સમજ્યા કે? હજુ પણ આવા ઘણા રજપૂતો હિન્દુસ્તાનમાં હયાત છે કે, જેઓના ઘરમાં હાંડલાં કુસ્તી કરતાં હોય અને ખાવાના પણ સાંસા પડતા હોય છતાં અભિમાનમાં તણાઇ જતા હોય છે.

### ખરા કંજુસો તે આનું નામ ?

૧. આલાબામા ગામમાં રહેતો એક કંજુસ પોતાના ઘરના દરેક માણસને બારીક અક્ષરે લખવાનું કહે છે કે, જેથી શાહી થોડી ખપે,

૨, જ્યોર્જીઆમાં રહતો એક કંજુસ દરરાત્રે પોતાનું ઘડીઆળ બંધ રાખે છે કે, રખેને તેમાંના સાંચા વહેલા ઘસાઇ જાય.

૩. લુઇસીઆનામાં રહેતો એક કંજુસ પોતાના કુવામાંથી કાડેલું પાણી પોતાની તરસ કરતાં પણ ઓછું પીએ છે કે રખેને કુવામાંથી પાણી ઘટી જાય; અને વળી કોઇ કોઇ વખત તો પાડોશીના કુવામાંથી પાણી ચોરી લાવે છે, અને કહે છે કે બચ્યું એ બાપનું !!

### મુગલ શહેનશાહ અકબરના વખતમાં હિંદુસ્થાનના ચાલતા બજાર ભાવ.

લાહોરનું **"પતન"** પત્ર જણાવે છે કે;—અકબરના વખતમાં હિંદુસ્થાનના બજાર ભાવ નીચે મુજબ હતા. એક મણ ઘઉંના રૂ. ૦–૪–૬, જવના રૂ. ૦–૩–૨, બાજરીના રૂ. ૦–૩–૫, ચોખાના રૂ. ૦–૮–૦, મઠની દાળના રૂ. ૦–૪–૩, મગની દાળના રૂ. ૦–૭–૨, ખાંડના રૂ. ૧–૬–૦. ડુંગળીના રૂ. ૦–૨–૫, ઘીના રૂ. ૨–૧૦–૧, તેલના રૂ. ૦–૧૦–૦, અને હળદરના રૂ. ૦–૪–૦. આ ભાવ ૮૦ તોલા પ્રમાણે શેરના ઘણું કરીને હોવા જોઇએ. "કેટલા બધા સસ્તા ભાવ."

### નવાઈભરી અજાયબીઓ.

(૧) નવસાર તથા કપુરને વાટી હાથે લેપ કરીને હાથમાં દેવતાના અંગારા લઇએ તો પણ બળીએ નહિ.

(૨) ખાંડને કલોરા પોટાશ સાથે મેળવી રાખી પછી એ ખાંડપર ઉંચા ગંધકનો તેજાબ; છાંટવાથી તુરત ખાંડનો ભડકો થાય છે.

(૩) નાગરવેલનાં પાન હાથમાં ચોળીને મસળવાથી ગ્યાસલેટની વાસ તુરત હાથથી દૂર થાય છે.

(૪) ડુંગરીના રસથી કાગળ પર લખીએ તો તે અક્ષરો કોઇનાથી દેખાશે નહિ. પરન્તુ તે કાગળને જરા દેવતાપર તપાવવાથી કેશરી રંગના અક્ષરો ઉઠી નીકળશે.

(૫) સમુદ્રફેણ અને રાળને વાટી ધોળા આકડાના ફુલના રસમાં નાંખી તેમાં કપડું બોળી નાંખી તે કપડું પહેરવાથી ગમે તેવા વરસાદમાં પણ ભીંજાશે નહિ.

(૬) ચનોખડીઓનાં પાનાં ચાવીને પછી ઉપર માટી બાંધી હોય તો તે માટી ખાતાં સાંકર જેવી ગળી લાગે.

(૭) હડતાળ, સિંદુર, મનસીલ અને ગંધકને સમભાગે લઇ વાટીને લુગડાપર ચોપડી તે લુગડું રાત્રે અંધારામાં ઓઢીને ફરવાથી માણસ અગ્નિ જેવો દેખાશે.

(૮) ટંકણખાર તથા હળદરને વાટી તેમાં દીવેટ બોળીને તે દીવો સળગાવે તો તેની જ્યોત કેશર જેવી દેખાય.

(૯) લુગડાની અંદર જુવારની નરમ પોટલી બાંધી ચુનાની ભઠ્ઠી નીચે જમીનમાં દાટી રાખવી. એક વખત ચુનાની ભઠ્ઠી પાકી ગયા પછી તે જુવારને કાઢી લાવવી. આ જુવારને પાણીનો હાથ લગાડતાંજ તુરત ધાણી થઈ જાય છે. (કાલીદાસ.)

# उजमणानी अपूर्व शोभा.

શેઠ મણિભાઇ દલપતભાઇના ભવ્ય નવીન મકાનમાં ઉજમણાની દીવ્ય રચના કરવામાં આવી છે, જે જોવા શહેરમાંથી સંખ્યાબંધ માણસોની દરરોજ ગરદી નજરે પડે છે. ઉજમણાની બેઠક, સામાન ગોઠવવાની ખુબી, સુશોભીત સામાન તેમજ સર્વ સ્થળે ઇલેક્ટ્રીક રંગ બેરંગી લાલ પીળા પોપટી વિગેરે રંગાના લાઇટાની રચના તેમજ મકાનનું સુંદીરપણું એ ઉજમણાની શાભામાં અપાર આનંદ આપે છે. વચ્ચોવચ્ચ ભગવંતની ચોમુખ પ્રતિમા અને ચાંદીનું સુંદીર સમોસરણ ચક્ષુને અનહદ આનંદકારી અને હેરત પમાડે તેવું છે. સમોસરણની અંદર પણ શુસોભિત રમકડાં વિગેરે મુકવામાં આવેલ છે. ઉજમણામાં અવલોકન કરતાં જણાય છે કે ચંદરવા, છોડ, પુંઠીઆંમાં પૈસાનો વધુ વ્યય ન કરતાં પુસ્તક પાંનામાં તેમજ સાધુ મુનિ મહારાજ તેમજ દેવળોમાં ખપ આવે તેવા સામાન વિગેરે તરફ વધુ લક્ષ્ય આપવામાં આવ્યું છે તે સ્તુત્ય છે. શેઠ મણીભાઇનું કુટુંબ આખી જૈન આલમમાં મશહુર છે તેમજ ધર્મનિષ્ઠપણાને માટે પણ વિખ્યાત છે. તેમના કુટુંબ તરફથી આવાં આવાં સેંકડો ધર્મનાં કાર્યો કરવામાં આવ્યાં છે અને આવે છે. અમો આ સ્થળે કહેવાની રજા લઇએ છીએ કે જેવી રીતે શ્રીદેવીની શેઠશ્રી મણીભાઇના ઉપર સંપૂર્ણ કૃપા છે તેવી રીતે ભાગ્યદેવીએ પણ તેમના ઉપર સંપૂર્ણ અનુગ્રહ કર્યો છે. અને તેથી કરી અમો આશા રાખીએ છીએ કે તેઓ જૈનકોમના ભલાને માટે પોતાની શક્તિ અનુસાર પ્રયાસ કરશે અને તેમના કુટુંબે મેળવેલી જાહોજલાલીમાં વૃદ્ધિ કરશે, કારણ કે અત્યારે જૈનકોમમાં કેટલાંક ઘરો ઘણી નિરાધાર સ્થિતિ ભોગવે છે તો તેમના ઉદ્ધારાર્થે પોતે પોતાથી બનતું કરશે. તેઓશ્રી શેઠ આણંદજી કલ્યાણજીની આપણી મહાન્ સંસ્થાના પણ અગ્ર ગણાતા કાર્યવાહક છે. તેમજ ત્રણ મીલોના માલીક છે તો અમોને સંપૂર્ણ આશા છે કે તેઓ જૈન કોમના ભલાને માટે જે ધારશે તે કરી શકશે. આ સ્થળે એટલું કહેવાની આવશ્યકતા ધારૂં છું કે શ્રીયુત શેઠ મણીભાઇ આવા ધર્મ ઉદ્યોતનના કામોની સાથે પોતાના જ્ઞાતીબંધુના ભલાને માટે યોજનાઓ યોજશે. તેમનાં વયોવૃદ્ધ માતુશ્રી ગંગાબાઇ એક મહાન પુણ્યશાળી બાઇ છે. તેમના નામથી અત્રે એક જૈન કન્યાશાળાની સંસ્થા ચાલે છે તે સારા પાયા પર ચાલે છે. તેમજ તે સંસ્થાને માટે એક દીવ્ય મકાન પણ કરાવી આપવામાં આવ્યું છે. આ એક જૈન કોમ ઉપર વૃદ્ધ વડીલ માતાનો તેમજ તેમાં સહાનુભુતિ માટે તેમના પુત્રોનો જૈનકોમ ઉપર અપૂર્વ ઉપકાર થયો છે. અત્યારના જમાના મુજબ આવી રીતની **કેળવણીની સંસ્થાઓ, બોર્ડીંગો, પાઠશાળાઓ અને નિરૂદ્યમીને ધંધે લગાડવા, ઉદ્યમ શાળાઓની જરૂર છે.** અને અમો આશા રાખીએ છીએ કે આપણી કોમના નેતાઓ ધર્મની આવી બાબતો પર જમાનાનુસાર વધુ લક્ષ્ય આપશે. Haman mercy **મનુષ્ય દયા** એજ અત્યારે આ જમાનાનુસાર વધુ ઉપયોગી છે અને તેજ દરેક બંધુઓનો જમાનાનુસાર સુદ્રા લેખ થવો જોઇએ. માટે તે તરફ જૈન બંધુઓનું લક્ષ્ય ખેંચું છું.

* * * *

નિષ્દોષ પણ નહોતો. વધારામાં તેઓ ગંભીર, વિશ્વાસુ અને નીતિજ્ઞ હતા. તેમના ઉચ્ચ જીવનથી તેમણે સારી ખ્યાતિ મેળવી છે. પોતે દીર્ઘ દષ્ટિવાળા અને પ્રમાણીક હોવાથી ઘણા સ્નેહી સંબંધીઓએ તેમને પોતાના વીલમાં ટ્રસ્ટી તરીકે નીમ્યા હતા. તેમજ કાર્યકુશળ હોવાથી આપણી અત્રેની કેટલીક ધાર્મિક સંસ્થાઓમાં તેમને મેંબર, સેક્રેટરી વગેરે હોદ્દા ઉપર નીમવામાં આવ્યા હતા. તેમના અવસાનથી જૈનકોમે એક શાંત પણ ઉત્સાહી અને સંગીન કામ કરનાર અને એક પરોપકારશીલ પુરૂષ ગુમાવ્યો છે. પોતે જે જે કામ કરતા તે કેવળ પરમાર્થની ખાતરજ કરતા હતા. દુનીઆમાં પોતાની કીર્તિ વધારવા કે કીર્તિનાં બણગાં ફુંકાવવા તે કાંઇ કરતા નહિ. આ બતાવી આપે છે કે તેઓ એક આત્માર્થી પુરૂષ હતા. ધર્મદઢતા અને શ્રદ્ધાળુપણાનો પણ તેમનામાં ગુણ હતો. પોતાનો વકીલાતનો ધંધો, બહોળો વ્યવસાય હતો, તો પણ તેઓ દેવપૂજન હમેશાં નિયમ તરીકે કરતા હતા.

તેમના અવસાનની દીલગીરી દર્શાવવા તા. ૯-૧૧-૧૬ ના રોજ આ બોર્ડિંગની મેનેજીંગ કમીટીની મીટીંગ મળી હતી. અને બોર્ડીંગના પ્રેસીડેન્ટ રા. રા. શ્રીયુત શેઠ જગાભાઇ દલપતભાઇની સહીથી તેમના કુટુંબ ઉપર મીટીંગના ઠરાવની નકલ તથા દીલાસા પત્ર મોકલી આપવામાં આવ્યાં હતાં. ઠરાવની નકલ નીચે મુજબ છે.

" રા. રા. મોહનલાલ ગોકળદાસ શાહનું સંવત ૧૯૭૩ ના કારતક શુદ ૧૪ તા. ૮-૧૧-૧૯૧૬ નારોજ કવખતનું મરણ થયું છે. તેઓ આ સંસ્થા સ્થાપન થઇ ત્યારથી તેના ઓનરરી સેક્રેટરી હતા. અને આ સંસ્થાનું કામ છેવટ સુધી પોતાના અમુલ્ય વખતનો ભોગ આપી તનમનથી કરતા હતા. તેઓની નરમ તબીયતમાં પણ આ સંસ્થાને તેઓ ભૂલ્યા ન હતા. અને તેનું કામકાજ તીવ્ર લાગણીથી સંભાળતા હતા. તેમના અવસાનથી આ સંસ્થાને ભારે ખોટ ગઇ છે. અને તેની નોંધ આ કમીટી ઘણી દીલગીરી સાથે લે છે."

ઉપરના ઠરાવની નકલ મર્હુમના કુટુંબ તરફ મોકલવા આ કમીટી પ્રમુખ સાહેબને ભલામણ કરે છે.

આ સિવાય પાનસર વગેરેની કમીટીઓ તરફથી પણ તેમના મરણ માટે મીટીંગ ભરી દીલગીરી દર્શાવવામાં આવી હતી.

લેખકને તેમનો ધાડો પરિચય હતો તે ઉપરથી કહી શકે છે કે તેઓ એક સાચા દીલના સ્પષ્ટવક્તા અને પ્રમાણિક સદ્‌ગૃહસ્થ હતા. તેમના કુટુંબને દિલાસો મળો અને તેમના આત્માને અવિચળ શાંતિ મળો એવું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું. એજ.

**શંકરલાલ ડાહ્યાભાઇ કાપડીઆ.**

---

# बोर्डींग प्रकरण.

બોર્ડીંગના સુપ્રીન્ટેન્ડન્ટ મી. શંકરલાલ ડાહ્યાભાઇએ બોર્ડીંગનો ચાર્જ છોડયાંથી તેમની જગાએ સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે મી. છગનલાલ ચુનીલાલ મ્હેતા નિમાયા છે. જેઓએ પાલીતાણે જૈન બાળાશ્રમમાં આશરે ત્રણ વર્ષ સુધી મેનેજર તરીકે કામ કર્યું છે તેમજ ઇંગ્લીશ સ્કુલના શિક્ષક તરીકે જેમણે ઘણો બહોળો અનુભવ મેળવ્યો છે.

આ સંસ્થાના ઓનરરી સેક્રેટરી રા. રા. વકીલ મોહનલાલ ગોકળદાસ બી. એ. એલ. એલ. બી. ગુદસ્ત થવાથી તેમની જગાએ રા. રા. વકીલ છોટાલાલ કાળીદાસ નિમાયા છે.

રા. રા. કકલદાસ ઉમેદચંદ ઝવેરી, અમદાવાદ ઝવેરીપોળ. રૂ. ૨૦૦) આપવા કહેલા તે પૈકી પ્રથમ રૂ. ૧૦૦) આપેલા તે જતાં બાકીના રૂ. ૧૦૦) આપ્યા શ્રી બક્ષિસ ખાતે તા. ૧૦-૧૦-૧૬.

રા. રા. વાડીલાલ છગનલાલ ઠે. ઘાંચીની પોળ અમદાવાદ. બક્ષિસ ખાતે હ. સોમચંદભાઇ રૂ. ૧૦) અંકે દશ તા. ૧૨-૧૦-૧૬.

રા. રા. ગગુભાઇ દોલતભાઇ બક્ષિસ ખાતે રૂ. ૪, તા. ૧૫-૧૦-૧૬.

શેઠ સારાભાઇ ડાહ્યાભાઇ શેઠની પોળ હાથીખાને અમદાવાદ, બાબતે વિદ્યાર્થીઓને કેરીઓ દર વર્ષે આપે છે તે રૂ. ૧૦) તા. ૧૮-૧૦-૧૬.

રા. રા. વાડીલાલ મગનલાલ છીદરીઓવાળા ઠે. પાંચકુવા કાપડ બજાર અમદાવાદ બક્ષિસ ખાતે રૂ. ૨) હા. મનસુખરામ અનોપચંદ તા. ૩૧-૧૦-૧૬.

રા. રા. ત્રીકમલાલ ખુશાલદાસ વિગેરે દેવશાના પાડે હા. પોતે. રૂ. ૭૫ બક્ષિસ ખાતે તા. ૭-૧૧-૧૬.

રા. રા. શેઠ દોલતચંદ ઝવેરચંદ ઝવેરી અમદાવાદ દોશીવાડાની પોળ મહારાજશ્રી પન્યાશજી મહારાજશ્રી આનંદ શતારજીએ ચતુર્માસ બદલતાં તે પ્રસંગે બક્ષિસ ખાતે રૂ.૩૦૦ તા. ૧૨-૧૧-૧૬.

રા. રા. મોહનલાલ હેમચંદ દયાળ વાઘેણની પોળ અમદાવાદ હ. કેશવલાલ ઘેલાભાઇ શેઠ રૂ. ૧૮) બક્ષિસ ખાતે તા. ૨૦-૧૧-૧૬.

બાઇ દેવકોર તે ઝવેરી દોલતચંદ ઝવેરચંદની વિધવા બાઇ હ. મગનલાલ દલસુખરામ બક્ષિસ ખાતે રૂ. ૨૫) દોશીવાડાની પોળ અમદાવાદ તા. ૨૦-૧૧-૧૬.

રા. રા. લલુભાઇ તારાચંદ સ્કુલ માસ્તર ચિતોડા મહીકાંઠા બક્ષિસ ખાતે રૂ. ૧) તા. ૨૭-૧૧-૧૬.

## જમણ.

અત્રેના સુપ્રસિદ્ધ શેઠ. મણીભાઈ દલપતભાઇને ત્યાં ઉજમણના શુભ માંગલિક પ્રસંગે બોર્ડીંગના વિદ્યાર્થીઓને જમણ આપવામાં આવ્યું હતું.

---

# पुस्तकोनी पहोंच अने अवलोकन.

**સુમતિ અને ચારિત્રરાજનો** સુખદાયક સંવાદ. યોજક શાંતમૂર્તિ મુનિમહારાજશ્રી વૃદ્ધિચંદ્રજીના શિષ્ય મુનિરાજશ્રી કપૂરવિજયજી મહારાજ. છપાવી પ્રસિદ્ધ કર્તા શેઠ જેઠાભાઇ પુંજાભાઈ. મૂલ્ય અમૂલ્ય આ લઘુ પુસ્તકમાં કેટલાંક સ્તવનો ઉપરાંત સુમતિ અને ચારિત્રરાજનો સંવાદ તથા ચોકશકો અને ઉપદેશ તરંગિણીમાંથી ઉદ્દભવેલા પ્રશ્નોત્તરો આપી પુસ્તકને વાંચવા લાયક બનાવ્યું છે. છેવટે જીવદયા તથા અનુકંપાદાન વિષે પણ યોગ્ય કહેવા માં

આવ્યું છે. મુનિરાજશ્રી કપૂરવિજયજી મહારાજની કસાયલી કલમથી લખાયેલો સંવાદ ખાસ વાંચવાની સૌને ભલામણ કરીએ છીએ.

**પરલોકપ્રકાશ** મૂળ લેખિકા સ્વ. બેન નવલબાઇ પોપટલાલ કેવળચંદ, વિસ્તારથી લખનાર પોપટલાલ કેવળચંદ શાહ. રડવા કુટવાનો હાનિકારક રીવાજ દૂર કરી બેસણાંમાં વાંચવા માટે આ પુસ્તક બનાવ્યું છે. ૧૮ ફોર્મનું આ પુસ્તક મૃત્યુ સુધારસ અને શોકશમન એ બે ભાગમાં વહેંચાયલું છે. પુસ્તક વાંચવા જેવું ને રસિક બનાવ્યું છે. પહેલી આવૃત્તિ બધી મફત વહેંચાઇ ગઈ છે ને બીજી આવૃત્તિ ઘણી માગણી આવવાથી ફરીથી છપાય છે તેમ લેખક જણાવે છે. ટપાલ ખર્ચ ઇ૦ માટે બે આનાની ટીકીટ માગણી કરનારે લખનારને લીંમડા પોળ, મું. અમદાવાદને સરનામે મોકલવાથી પ્રગટ થયે તેમને મોકલવામાં આવશે.

---

## काव्यकुंज.

### પ્રભુને હાથ બાજી છે.

ફુલ્યો ફાલ્યો ફરે છે શું બધુ છે જ્યાં એ રાજી છે,
કરૂં હું, હું કરે છે શું પ્રભુને હાથ બાજી છે.
કનકવરણી રૂડી કાયા પરંતુ કારમી માયા,
થતો માંદો તું હાન્હાયા, પ્રભુને હાથ બાજી છે.
ચણાવ્યા મ્હેલને મેડી, દિપાવ્યાં કારીગર તેડી,
પલકમાં આગ દે ફેડી, પ્રભુને હાથ બાજી છે.
કરોડોની કરી મૂડી, કંઇકને મારીને ઝુડી;
લૂંટાતાં લ્હાય દિલ ઉડી, પ્રભુને હાથ બાજી છે.
બી. એ. એમ. એ. થઇ મ્હાલે કંઇકને દાદ ના આલે;
કરી દે મૂર્ખ શું માલે પ્રભુને હાથ બાજી છે.
સુતા પુત્રો ગણી ત્હારા, ગણે તું પ્રાણથી પ્યારા;
મરતાં બધ સૌ વ્હારાં પ્રભુને હાથ બાજી છે.
મુકી દે મોહને માયા, ભજી લે વિશ્વના રાયા;
**વિનય** એની મીઠી છાયા પ્રભુને હાથ બાજી છે.

"વિનય."

### फक्त आरामनी कफनी.

જીગરમાં જ્યોતની જ્વાળા, અરે ! સળગી ઉઠી ભાઇ !
ભલે પાણી તણા પંપો; મુકો નહિ બુઝવાની તે !
પડેલા ઘા બધા ઉંડા, કીધો ગમખ્વાર છે મુજને !
ભલે પટ્ટા મલમના પણ, રૂઝાવાના હવે નહિ તે !

લાગ્યા. વિદ્યા, શિક્ષણ અને સભ્યતા વાધવાથી આ વિચારમાં પણ પરિવર્તન થયું. રાજા કેવલ દયા, દાક્ષિણ્ય જ્ઞાન આદિ ગુણોનો આદર્શ પુરૂષ મનાવા લાગ્યો. રાજ-ભક્તિનો અર્થ પણ બદલાયો. પ્હેલાં રાજભક્તિનો અર્થ રાજાની આજ્ઞાનું પાલન એવો કરવામાં આવતો હતો. ધર્માધર્મના વિચારની કંઇ પણ આવશ્યકતા ન્હોતી. તે પછી એવો અર્થ ગણાવા લાગ્યો કે પ્રજા રાજાને આધીન રહે છે; આથી રાજાના સમાન અને આદરના જે નિયમ ચાલતા આવ્યા છે ત્હેને અનુસરી પ્રજાએ વ્યવહાર કરવો જોઇએ.

જ્યારે ઇંગ્લંડમાં રાજાને ગાદીએથી ઉઠાડી બીજા રાજાને ગાદીએ બેસાડવાની રૂઢિ પ્રચલિત થઈ ત્યારે એમ માનવામાં આવતું કે રાજાનો અધિકાર પ્રજાથી પ્રાપ્ત થાય છે; પ્રજાની ઇચ્છાનુસાર વર્તન રાખવું એ રાજાનું કર્તવ્ય છે. એટલે રાજા કેવલ સન્માન અને આદરનું પાત્ર થઇ ગયો. રાજ્ય પ્રબન્ધ સંબંધી એનો અધિકાર ઓછો થયો. રાજ્યશાસન સંબંધી કાર્યોમાં પ્રજાનો પ્રતિનિધી પણ અધિકાર-સમ્પન્ન ગણાવા લાગ્યો. વખત જતાં આ વિચારમાં પણ પરિવર્તન થયું. જે રાજ્ય પ્રબન્ધમાં મનુષ્યની સ્વતંત્રતાને ધક્કો ન લાગે એ રાજ્ય પ્રબન્ધ સારો ગણાવા લાગ્યો. કોઇ મનુષ્ય એવું કામ કરી ન શકે કે જેથી બીજાની સ્વતન્ત્રતામાં વાંધો આવે અથવા બીજાને કોઈ પણ પ્રકારની હાનિ થાય. સાદા શબ્દોમાં કહીએ તો પ્રથમ વિચાર અનુસાર "અધીનતા" ( In bordination )નો સંબંધ રાજાની ઇચ્છાથી હતો અને નવીન વિચારો અનુસાર પ્રજાની ઇચ્છાથી સારાંસ એ કે રાજ્ય પ્રબન્ધમાં "અધીનતા"નો સ્વીકાર કરવો એ એક અત્યાવશ્યક ગણાવા લાગ્યું.

પૂર્વોક્ત વિચાર અવશ્ય પરસ્પર વિરોધી છે, પરન્તુ એમાં કંઇક સત્યાંશ છે. આ સર્વ વિચારોનો વ્યાપક આધાર અધીનતા છે અને સર્વ વિચારોમાં કોઇ કોઇ રૂપે પણ અંતર્ગત છે. આથી સિદ્ધ થાય છે કે અસત્ય માનવામાં આવતા વિચારોમાં સત્યનો અંશ પણ નથી રહેતો કિન્તુ ધ્યાન દેવાથી સત્ય નિર્ણયનો માર્ગ પણ જ્ઞાત થઇ શકે છે. આ માર્ગ આ છે.

એક પ્રકારના જેટલા વિચાર હોય એ સર્વેની પ્રથમ પરસ્પર તુલના કરવી. જે વિચાર પરસ્પર વિરોધી હોય એને બાજુએ રાખવા બાકીના વિચારોમાં જે વાત વ્યાપક હોય એને હુંઢી' અને નિયમ-સંજ્ઞા આપવી. અર્થાત્ જે અંશ સર્વ વિચારોમાં એકસો અડગો રહે ગ્રહણ કરવો અને એને કોઇ વિશેષ નામ અથવા સંજ્ઞા નિયત કરવી. જે વિચાર પરસ્પર વિરોધ હોય ત્હેના સત્ય-નિર્ણયમાં આ નિયમથી ઘણી સહાયતા મળશે. પોતાના અને અન્ય પક્ષના સિદ્ધાન્તોના વિચારમાં પણ આથી ઘણી સહાયતા મળી શકશે. એ દ્વારા સત્યનો નિર્ણય થઇ જશે. આ પ્રમાણે નિયમાનુસાર ચાલવાથી માલુમ પડશે કે આપણો જે દૃઢ વિશ્વાસ છે તે પણ સર્વથા સત્ય નથી, અને દિપક્ષીનો જે સિદ્ધાન્ત અથવા વિશ્વાસ છે તે પણ અસત્ત નથી; પરન્તુ સત્યનો અંશ એમાં પણ અવશ્ય છે.

ગૂઢ વિચારણા કરવાથી માલૂમ પડશે કે ધર્મ (Religion) અને વિજ્ઞાન (Science) એ ઉભયમાં દીર્ઘકાલથી પરસ્પર વિરોધ ચાલતો આવ્યો છે. આ વિરોધનો નિર્ણય ઉપરોક્ત નિયમ દ્વારા કરવો જોઇએ. આથી માલુમ પડશે કે નાના પ્રકારના જે મત અથવા સંપ્રદાય દીર્ઘકાલથી ચાલતા આવ્યા છે અને ચાલતા રહેશે એ સર્વેમાં પણ કંઇ ને કંઇ સત્યનો અંશ અવસ્ય છેજ. પ્રત્યેક મતમાં સત્યનો અંશ છે પરન્તુ એ અસત્યના આડમ્બરમાં છુપાઇ રહે છે, સર્વ મત ધર્માચાર્યોએ અથવા પૂજારીઓએ ચલાવ્યા અને ત્હેજ કપોલ-કલ્પિત છે

એમ કહેવું ઠીક ન ગણાય. સંસારના સર્વ દેશોમાં અને સર્વ મનુષ્ય જાતીઓમાં ધાર્મિક વિશ્વાસ અંતર્ગત છે જો એમ પૂછવામાં આવે કે આમ હોવાનું શું પ્રયોજન તો તેના બે ઉત્તર છે. પ્રથમ તો એ કે જેમ ક્ષુધા, તૃષા આદિ ઇંદ્રિઓના ધર્મ મનુષ્યમાં જન્મથીજ અંતર્ગત છે તેવીજ રીતે આ ધાર્મિક વિશ્વાસ પણ જન્મથી ઉત્પન્ન થાય છે. બીજો ઉત્તર એ કે આ વિશ્વાસ જન્મથી નથી ઉત્પન્ન થતો પરંતુ વિચાર ક્રમથી શનૈઃ શનૈઃ ઉત્પન્ન થાય છે. આપણા પુર્વજો એમ માનતા હતા કે જેવી રીતે ઇશ્વરે મનુષ્યને ઇન્દ્રિઓના ધર્મ આપ્યા તેવીજ રીતે આ ધાર્મિક વિશ્વાસ પણ આપ્યો હતો. આ કારણથી મનુષ્ય ધર્માવલમ્બન કરે છે. આ પ્રથમ ઉત્તરનું ઉદાહરણ થયું. જો બીજો ઉત્તર માન્ય ગણાય તો એવા એવા પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે ધાર્મિક વિશ્વાસ કેમ ઉત્પન્ન થયો? આ વિશ્વાસથી કઇ પ્રયોજન–સિદ્ધિ થાય છે? આ સંબંધમાં સૂક્ષ્મ વિચાર કરતાં નિશ્ચય થાય છે કે ધાર્મિક વિશ્વાસની ઉત્પત્તિ મનુષ્યજાતિના હિત સાથે સંબંધ ધરાવે છે અને આ વિશ્વાસ મનુષ્યજાતિના હિત માટે ઉપયોગી પણ છે. બન્ને ઉત્તરોથી એટલું સિદ્ધ થાય છે કે મનુષ્યજાતિમાં ધાર્મિક વિશ્વાસ પૂર્વકાલથી ચાલતો આવ્યો છે. આવા વિશ્વાસનો અનાદર કરવો એ કેવળ અનુચિત છે.

હવે વિજ્ઞાન ( Science ) તરફ નજર નાંખીએ. સંસારના ઘણાખરા વ્યાપક નિયમ વિજ્ઞાનથી સિદ્ધ થયા છે. વિજ્ઞાનથી દિનપ્રતિદિન એવા આવિષ્કાર થતા જાય છે કે જે મનુષ્યજાતિને માટે બહુ ઉપયોગી છે. એમ કહેવું કેવળ અનુચિત છે કે વિજ્ઞાન કંઇ નથી, એ ધાર્મિક વિશ્વાસનો વિરોધી છે. જો ધર્મવિષયક વિચારોમાં સત્યનો અંશ સ્વીકારવામાં આવે તો શું વૈજ્ઞાનિક વિચારોમાં સત્યાંશ ન હોઇ શકે? સત્ય–સંબંધમાં વિજ્ઞાનનું ગૌરવ તો એથી પણ અધિક છે. જો વિજ્ઞાનશાસ્ત્ર ધર્મને કપોલ–કલ્પિત માની એનો તિરસ્કાર કરે અને ધર્મશાસ્ત્ર વિજ્ઞાનને વિરોધી જાણી છોડી દે તો મહાન્ અનર્થ થાય. બન્ને પક્ષોમાં સત્ય છે. જ્યારે બન્ને પક્ષોમાં સત્ય છે તો પછી બન્નેમાં ઐક્યનો પણ સંભવ છે. કારણકે બે સત્યાત્મક પદાર્થ કદી વિરોધી ન હોઈ શકે. કેવળ ધર્મ ઇશ્વરે બનાવ્યો છે અને ધર્મ સત્ય છે; વિજ્ઞાન અસુરોએ નિર્માણ કર્યો છે અને અસત્ય છે એમ કહેવું એ કેવળ મૂર્ખતા છે. એ બન્નેમાં વિરોધનાં ગમે તેટલાં ચિન્હ હો; વાસ્તવમાં એ બન્ને એક છે. એ બન્નેનું ઐક્ય ગુપ્ત છે. બન્ને પક્ષવાળાઓએ ઉદાર–હૃદય થઇ વિચાર કરવો જોઇએ. પરસ્પરના સિદ્ધાન્તોનો તિરસ્કાર કરવો ન જોઇએ. જો સાચા દિલથી ચેષ્ટા કરવામાં આવે તો બન્નેના સમીકરણનો માર્ગ અવશ્ય નીકળી આવશે.

હવે એ જોવાનું કે એવી કઇ બાબતો છે કે જેથી ધર્મ અને વિજ્ઞાનમાં ઐક્ય સ્થાપિત થઇ શકે. એ તથ્ય સિદ્ધાન્તનો નિર્ણય કરવામાં એટલું ધ્યાનમાં રાખવાનું કે સિદ્ધાન્ત એવા ચૂંટી કાઢવા કે જે અખંડનીય હોય, અવિચલ હોય, જેથી પરસ્પરનો વિરોધ મટી જાય અને જેથી બન્નેમાં સંધિ થઇ જાય. આ સિદ્ધાન્ત સત્યના એવા આધાર પર નિશ્ચિત થવો જોઇએ કે બન્ને પક્ષવાળા એ માન્ય કરે. કોઇ પક્ષને કંઇ સંદેહ ન રહે; બન્નેનું પૂર્ણ સમાધાન થાય. ધર્મથી સત્યનો એવો અંશ શોધી કાઢવો જોઇએ કે વિજ્ઞાનશાસ્ત્રના અભાવમાં પણ અચલ રહે. તેજ પ્રમાણે વિજ્ઞાનશાસ્ત્રથી પણ એવો અંશ ખોળી કાઢવો જોઇએ કે જે ધર્મના અભાવમાં પણ નિરંતર વિદ્યમાન રહે. અર્થાત્ સિદ્ધાન્ત એવો હોવો જોઇએ કે જેને માનવા બન્ને પક્ષ બાધ્ય ગણાય; અતએવ જે બન્નેમાં ઐક્યની સ્થાપના કરી શકે.

જો એવો સિદ્ધાન્ત જ્ઞાત થાય તો એટલું બતાવવાનું રહે કે એકજ સત્ય વસ્તુને વિજ્ઞાન અને ધર્મના પૃથક્ પૃથક્ રૂપમાં કેમ બતાવી, જેનું કારણ ધર્મ અને વિજ્ઞાનમાં પરસ્પર વિરોધ થઇ ગયો.

જો ધર્મ અને વિજ્ઞાનનો મેળ શક્ય હોય તો એ એવા નિયમના આશ્રયથી થઇ શકે કે જે બન્નેમાં સમાનતાથી વ્યાપક હોય. જો કોઇ એમ ચાહે કે ધર્મની જે અનેક રીતિઓ અથવા શાખાઓ પ્રચલિત છે તેના આધાર પર વિજ્ઞાનનો મેળ થઇ જાય તો એ અસંભવ છે. એવું પણ જો કોઇ ચાહે કે વિજ્ઞાનના જે અનેક આવિષ્કાર થયા છે હેના આધાર પર ધર્મનો મેળ થઇ જાય, તો એ પણ અસમ્ભવ છે. મેળનો આધાર કેવળ બન્નેમાં વ્યાપક જે નિયમ હોય હેના પર છે. આથી હવે એ વિચારવાનું કે ધર્મ અને વિજ્ઞાનના અંતિમ વિચાર કયા કયા છે, એ કઇ રીતે સ્થિર થયા છે અને એમાં પરસ્પર ઐક્યનો કેટલો અંશ છે.

**(૨) ધર્મવિષયક અંતિમ વિચાર** (Ultimate Religios ideas).

એવી ઘણી માનસિક કલ્પનાઓ છે કે જેનું અનુમાન ન્યાયશાસ્ત્ર દ્વારા તો થઇ શકે છે પરન્તુ જે વસ્તુઓની આ કલ્પનાઓ છે એવું સ્પષ્ટ જ્ઞાન નથી થઇ શકતું. વિચાર કરતાં કરતાં એવા પદાર્થોના અનુમાન સુધી પહોંચી શકાય છે કે જેનું અનુમાનથી સિદ્ધ થવું તો સંભવ છે, પરંતુ એનું ચિંતન—એનું વિશેષ જ્ઞાન અસંભવ છે. અર્થાત્ એ કેવું છે એ જોઇએ એવું જાણી શકાતું નથી. દાખલો લઇએઃ—

દેવદત્ત નામનો એક મનુષ્ય છે. એની સાથે તમારી મિત્રતા છે. તમને દેવદત્તનો પૂરો પરિચય છે. દેવદત્તને કુટુંબ પણ છે. તમારો જેટલો પરિચય દેવદત્ત સાથે છે તેટલોજ તેના કુટુંબ સાથે નથી. એનાથી પણ ઓછો દેવદત્તના અનુયાયીઓ સાથે છે. એથી પણ ઓછો દેવદત્તની જાતી સાથે છે. એથી પણ ઓછો મનુષ્યજાતિ સાથે કે જેમાં દેવદત્તનો જન્મ થયો છે. એથી પણ ઓછો પ્રાણી—સમુદાય સાથે કે જેમાં મનુષ્ય, પશુ, પક્ષી ઇત્યાદિ સર્વનો સમાવેશ થાય છે. આવી રીતે જેમ જેમ પરિચય—પરિધિ ઘટતી જાય તેમ તેમ આ ચીજોનું જ્ઞાન પણ ઓછું થતું જાય. અનુમાનથી તમે જીવધારીઓની શ્રેણી સુધી તો પહોંચ્યા, પરંતુ એનું સ્પષ્ટ જ્ઞાન કંઇ પણ ન થયું. બીજા શબ્દોમાં કહીએ તો જેટલું સ્પષ્ટ જ્ઞાન તમને દેવદત્તનું છે એટલું એના કુટુંબીઓનું નથી, અને જેટલું કુટુંબીઓનું છે તેટલું એની જાતિનું નથી. એ પ્રમાણે જેમ જેમ તમે આગળ વધતા જાઓ તેમ તેમ જ્ઞાન ઓછું થતું જાય, એટલે સુધી કે જ્યારે કેવળ જીવધારીઓનાં પણ વિચાર રહી ગયા ત્યારે સ્પષ્ટ જ્ઞાન કંઇ પણ ન રહ્યું. કેવળ સંકેતથીજ આ કલ્પનાની ઉત્પત્તિ થઇ. સંકેત એ કે જેઓમાં જીવ છે એ સર્વે એક છે. એથી અતિરિક્ત અને કંઇ ગુણવિશેષનું જ્ઞાન તમને ન થયું.

આ પ્રમાણે કલ્પના કરો કે તમે એક નારંગી જોઇ એટલે એના રૂપનું અને એના અન્ય ગુણોનું પણ તમને સ્પષ્ટ જ્ઞાન થઇ ગયું. પરન્તુ નારંગી જેવી અન્યાન્ય ગોળ વસ્તુઓનો વિચાર કરતાં કરતાં જ્યારે તમે અનુમાન કરો કે પૃથ્વી પણ ગોળ છે ત્યારે તમારો વિચાર અનુમાનજ રહી ગયો. પૃથ્વિનો ગોળો યથાર્થમાં કેવો છે એ વિષેનું સ્પષ્ટ જ્ઞાન તમને થયું નહિ. કારણકે એ એટલી બધી મોટી વસ્તુ છે કે બુદ્ધિ એનો ગ્રહણ કરી શકતી નથી. જેટલું સ્પષ્ટ જ્ઞાન નારંગીનું થયું તેટલું સ્પષ્ટ જ્ઞાન પૃથ્વિનું નથી થઇ શકતું. આ કલ્પના ગોળાઇના સંકેતથી થઇ. એનો આધાર એક માત્ર ગોળાઇ છે. (અપૂર્ણ.)

# શ્રી મહાવીર જૈન વિદ્યાલયમાં ધાર્મિક પરીક્ષા.

આ વિદ્યાલયમાં દરરોજ એક કલાક ધાર્મિક શિક્ષણ આપવામાં આવે છે તેની પરીક્ષા શ્રીયુત સુરચંદભાઇ બદામી બી. એ. એલ. એલ. બી. જેઓ વલસાડના સબજડજ છે તેમણે લીધી હતી. તેનાં પ્રશ્નપત્રો આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તે ઉપરથી જણાશે કે એ વિદ્યાલયમાં ધાર્મિક અભ્યાસ સારો ચાલે છે. પ્રશ્નપત્રો સખ્તાઇથી જોયા છતાં માત્ર એકજ વિદ્યાર્થી નાપાસ થયેલ છે એ એમ બતાવી આપે છે કે વિદ્યાર્થીઓને આ અભ્યાસ ભારે પડતો નથી અને પંડિત વ્રજલાલજી આ અભ્યાસ કરાવવામાં જે સ્વાર્પણ કરી રહ્યા છે તે સ્વાર્પણ સફળતાને પ્રાપ્ત થયેલ છે.

અમને ઑનરરી સેક્રેટરી શ્રીયુત મોતીચંદ ગિરધરલાલ કાપડીઆએ પ્રશ્નપત્ર તથા પાસ થયેલ વિદ્યાર્થીઓનાં નામો લખી મોકલવાની જેમ મહેરબાની કરી છે તેમ તેઓ આ પત્રમાં શાહ મોહનલાલ હાથીભાઇનો તથા કાપડીયા નરોત્તમ ચુનીલાલનો ઉત્તર પણ પ્રગટ થવા મોકલી આભારી કરશે.

## સીનીયર કલાસના વિદ્યાર્થીઓ.

| નામ. | માર્ક્સ. |
|---|---|
| શાહ મોહનલાલ હાથીભાઇ | ૭૩ |
| શાહ ચીમનલાલ દલસુખભાઇ | ૭૦ |
| શાહ છગનલાલ નાનચંદ | ૬૯ |
| શાહ અંબાલાલ ચત્રભુજ | ૬૬ |
| પરીખ ચીમનલાલ મોતીલાલ | ૬૪ |
| મહેતા દલપતભાઇ વીઠ્ઠલદાસ | ૬૨ |
| શાહ ઓધવજી ધનજી | ૬૦ |
| શાહ ચુનીલાલ જીવરાજ | ૬૦ |
| શાહ અંબાલાલ માણેકચંદ | ૫૭ |
| શાહ મોહનલાલ હેમચંદ | ૫૬ |
| જસાણી રતીલાલ માણેકચંદ | ૪૯ |
| શાહ ગોવિંદજી ઉજમશી | ૪૭ |

## જુનીયર કલાસના વિદ્યાર્થીઓ.

| નામ. | માર્ક્સ, |
|---|---|
| કાપડીઆ નરોતમ ચુનીલાલ | ૭૦ |
| કાપડીઆ ત્રીભોવનદાસ છોટાલાલ | ૬૯ |
| શાહ નગીનચંદ જગજીવનદાસ | ૬૪ |
| શાહ દીપચંદ જીવણ | ૬૨ |
| શાહ ખીમચંદ ઝવેરચંદ | ૬૧ |
| સંઘવી મોતીલાલ છગનલાલ | ૫૯ |
| શાહ મયાભાઇ ઠાકરશી | ૫૯ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| કોઠારી રતીલાલ અમરચંદ | ... | ... | ... | ... | ૫૭ |
| દોશી અમૃતલાલ મોતીચંદ | ... | ... | ... | ... | ૫૬ |
| શાહ દલસુખભાઇ મહીજીભાઇ | ... | ... | ... | ... | ૫૬ |
| દોશી સાંકળચંદ હકમચંદ | ... | ... | ... | ... | ૫૩ |
| શેઠ ચીમનલાલ ચુનીલાલ | ... | ... | ... | ... | ૫૩ |
| મહેતા મનજીભાઇ ધરમશી | ... | ... | ... | ... | ૫૧ |
| પરીખ ભાઇલાલ બેચરદાસ | ... | ... | ... | ... | ૪૬ |
| મોદી મોતીલાલ મગનલાલ | ... | ... | ... | ... | ૪૪ |
| ચીનાઇ જગમોહનદાસ કલ્યાણજી | ... | ... | ... | ... | ૨૭ |

## Mahavira Jaina Vidyalaya.

EXAMINATION IN RELIGIOUS COURSE.

Examiner—SURCHANDRA P. BADAMI Esqr. B. A., L. L. B.

*( 24th December 19th, 7 to 9 p. m. )*

| | | |
|---|---|---|
| Senior Class | Tatvarthadhigama-Adhyayas | 5-6 & 7 |
| Junior Class | ,, | 1-2 & 5 |
| Both Classes | Gnanasara Ashtakas | 1-2 & 3 |

N. B. The answers to be written in English as far as possible.

### QUESTIONS.

FOR SENIOR CLASS ONLY.

1. Are following statements Correct ? Give reasons and cite authorities in support of your answers.
   (*a*) A soul which pervaded the body of an elephant can be contained in the body of an ant.
   (*b*) The piece of **Pudgal** we saw yesterday had no smell.
   (*c*) The sinful man struck in the eyes of that **Kevali** and made him blind. But as he was a **Kevali**, he could know and see everything in spite of the loss of his eyes and so suffered no inconvenience.
   (*d*) Five hundred pupils of that **Kevali** were put to much torture in his very presence and so he became red with anger and cursed the torturer.
   (*e*) One does not acpuire any karma after attaining **Moksha**.
2. (*a*) Explain the following, giving context :

परस्परोपग्रहो जीवानाम् ।
निःशीलव्रतत्वं च सर्वेषाम् ।
व्रतशीलेषु पञ्च पञ्च यथाक्रमम् ।
अनुग्रहार्थं स्वस्यातिसर्गो दानम् ।
नारकदेवेभ्यो न मानुषदैवानि ।

(*b*) How does **Jiva** acquire मनुष्यत्व and उच्चगोत्र? cite the **Sutras** you rely upon. 20

3. Write short explanatory notes on ;—
(1) सत्, (2) नित्य, (3) परिणाम, (4) सांपरायिक, (5) भावना, (6) अतिचार, and (7) बन्ध.

## FOR JUNIOR CLASS ONLY.

1. Are following statements correct? Give reasons and cite authorities to support of your answers.
   (*a*) A soul which pervaded the body of an elephant can be contained in the body of an ant.
   (*b*) Our Lord **Mahavira** was possessed of all five sorts of Knowledge Mentioned in the **Sastras**.
   (*c*) After death the soul of that man kept hovering in the air for several days till it was propitiated by funeral oblations.
   (*d*) In this world as well as in Heavens and Hells exist beings of all the three sexes.
   (*e*) The period of **Ayushya** of those Munis was shortened by torture they were put to. They suffered the torture with an even mind, attained **Shukladhyana**, became **Antakrit Kevalis** and got **Moksha**. 20

2. (*a*) Define and fully explain.
   सम्यग्दर्शन. Why दर्शन is placed before ज्ञान?
   (*b*) Distinguish beween.
   (1) प्रत्यक्षप्रमाण and परोक्षप्रमाण (2) प्रमाण, नय and नयाभास.
   Give illustrations. 20

3. Write short explanatory notes on :—
   (1) भाव, (2) शरीर, (3) विग्रहगति, (4) जन्म, (5) सत्, (6) नित्य, and (7) परिणाम. 20

## FOR BOTH CLASSES.

4. Write an essay on द्रव्य with special reference to its definition, sub-divisions, and their particular or distinguishing natures. 20

5. Translate the following.

(*a*)

अपूर्णः पूर्णतामेति पूर्यमाणस्तु हीयते पूर्णानन्द स्वभावोऽयं जनदद्भूतदायकः ॥
परस्वत्वकृतोन्माथा भूनाथा न्यूनतेक्षिणः । स्वस्वत्वसुखपूर्णस्य न्यूनता न हरेरपि ॥
यस्य ज्ञानसुधासिन्धुपरब्रह्मणि मग्नता । विषयान्तरसंचारस्तस्य हालाहलोपमः ॥
स्वभावसुखमग्नस्य जगत्तत्वावलोकिनः । कर्तृत्वं नान्यभावानां साक्षित्वमवशिष्यते ॥
अन्तर्गतं महाशल्यमस्थैर्यं यदि नोद्धृतम् । क्रियौषधस्य को दोषस्तदागुणप्रयच्छतः ॥
स्थिरता वाङ्मनःकायैर्येषामंगांगितां गता । योगिनः समशीलास्ते ग्रामेरण्ये दिवा निशि ॥

(*b*) Explein the following:—

पूर्ण, मग्न, स्थिर, तेजोलेस्या and कृष्णपक्ष.

---

# आचार्यश्री बुद्धिसागरजीना प्रमुखपणा हेठळ श्रीयुत महाराणीशंकर शर्मानुं भाषण.

ગઇ તા. ૩૧ મીએ શ્રી જૈન વિસા ઓસવાલ મિત્રમંડળ તરફથી શ્રીયુત મહારાણીશંકર શર્માએ કેળવણી ઉપર જાહેર ભાષણ આપ્યું હતું. આચાર્યશ્રી બુદ્ધિસાગરજી પ્રમુખસ્થાને બીરાજ્યા હતા. ભાષણકર્ત્તાએ જણાવ્યું કે કેળવણીનો વિષય ઘણો મ્હોટો છે અને તે ઉપર ઘણું લખાઇ ગયું છે અને ઘણા વકતાઓએ વિવેચન કરેલું છે. માટે અત્રે તો તેના એકજ અંગને ચર્ચવું ઠીક છે. કેળવણી હાલ જે ઉદ્દેશથી આપવામાં આવે છે તે ઘણી સંકુચિત છે. કેળવણી કાંઇ જન્મ પછી કે અમુક ઉમ્મરે પહોંચ્યા પછી, કૉલેજમાં કે સ્કુલમાં મળે છે એટલુંજ નહિ પણ તે તો ઘોડીઆમાંથીજ શરૂ થાય છે. માટે જો માતાઓ કેળવાયેલી હશે તો તેઓના છોકરાઓ સુશિક્ષિત બની દેશની આબાદીમાં પોતાનો હીસ્સો પૂર્ણ રીતે આપી શકશે. માતા તે હજાર શિક્ષકો કરતાં પણ બાળકો ઉપર વધુ અસર કરે છે. બાળપણમાં મળેલા સંસ્કારો જીવનના છેક અંત સુધી ટકી શકે છે. માટે તે જેમ બને તેમ દૃઢ અને મજબુત થવા જોઇએ. જર્મન તત્વવેત્તા નીત્સે અને હિંદના મહાન્ ઋષિઓએ પણ જણાવેલું છે કે સાધારણ મનુષ્ય કરતાં ઉંચી કોટીએ પહોંચવા માટે ખાસ કરીને તેવા સંસ્કારોની જરૂર છે. કુદરતે આપેલા દરેક અવયવોને પણ બરાબર કેળવવા માટે તેના યોગ્ય સાધનો બાળકોને આપવા ખાસ પ્રયાસ થવો જોઇએ. એકલી ચોપડીઓ વાંચે કે ચોપડી-

ઓના કીડા બને કાંઈ ખરી કેળવણી પ્રાપ્ત થતી નથી; પણ સારું ચારિત્ર બનાવી ઉત્તમ ભાવનાઓ જાગૃત કરીએ ત્યારેજ ખરી કેળવણી મળી ગણી શકાય. આધુનિક કેળવણી ઘણી ખર્ચાળ અને દંભી છે. આપણી પહેલાંની શિક્ષણપદ્ધતિ સાદી અને સરલ હતી. ગુરૂકુળો કાઢવાથી કેળવણીના કેટલાક હેતુઓ પાર પડી શકે તેમ છે. આપણા અસલના ગુરૂકુળો સમાનભાવ, સમદૃષ્ટિ, ઉચ્ચ ભાવનાઓ અને સહનશિળતા જેવા મહાન ગુણો પ્રાપ્ત કરવાનાં મથકો હતાં. જૈનો જો પોતાની કોમને માટે કેળવણીના પ્રયાસો ચાલુ કરશે તો ઘણુંજ યોગ્ય અને વખાણવા લાયક ગણી શકાશે.

ત્યારબાદ વિષયને પુષ્ટિ આપતાં પન્યાસજી અજીતસાગરે જણાવ્યું કે બ્રહ્મચર્યની ખાસ જરૂર છે. તેથી જ્ઞાનતંતુઓ બહુ મજબુત બને છે અને સારી રીતે કેળવણી લઇ શકાય છે. મહાત્માઓને પગલે ચાલી તેઓના આચારવિચારને ગ્રહણ કરવાથી આપણી ભાવનાઓ ઉચ્ચ બને છે.

ત્યારબાદ પ્રમુખ સાહેબે વિષયની સમાલોચના કરતાં જણાવ્યું કે હાલમાં બે જાતની કેળવણીની પદ્ધતિઓ માલૂમ પડે છે અને તે બન્ને વચ્ચે ઘણોજ અંતર છે. એક તો આપણી કેળવણી પદ્ધતિ અને બીજી પાશ્ચાત્ય દેશની કેળવણી પદ્ધતિ. એક મોટો સવાલ એ છે કે બેમાંથી કઇ દેશને વધુ લાભ કરી શકે તેમ છે. કે બેનું મિશ્રણ કરી એક નવી પદ્ધતિ યોજવી કે જેથી હિંદ ગુમાવેલી પોતાની કીર્તિ પાછી મેળવી શકે. આ સવાલ ઉપર ઘણી ચર્ચાઓ હાલમાં ચાલી રહી છે. છેવટમાં પ્રમુખે આવી રીતના ભાષણોથી અને ઉત્સાહી મંડળથી કોમસેવા કેટલી થઇ શકે છે તે ઉપર ટુંક વિવેચન કર્યું હતું.

**માનપત્રનો મેળાવડો:**—શેઠ મોહનલાલ લલ્લુભાઇને નામદાર સરકાર તરફથી મળેલા રાવસાહેબના ઇલકાબની ખુશાલીમાં અત્રે જૈનતત્ત્વવિવેચક સભા તરફથી શેઠ હઠીસિંહની વાડીમાં એક ગંજાવર મેળાવડો ભરી માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું.

---

# वर्त्तनमां दया.

(રચનાર: શ્રીયુત પોપટલાલ કેવળચંદ શાહ રાજકોટવાળા.)

(ઇતિહાસની આરસી સાહી, મેં જોયું માંહી—એ રાગ.)

એક દિન સબક્તગીન, ગયો હતો શિકારે;
ગ્રહી હરણનું બચ્ચું એક, જતો હતો ઘર જ્યારે. ૧

પણ એ બચ્ચાંની માત, હરિણી દીન જેવી;
જાણે માગતી હોય દયા, પડી પાછળ તેવી. ૨

જોઇ સઘળું સબક્તગીનને, કરૂણા આવી;
છોડયું બચ્ચું, દુઆ લેતાં, થયો ભૂપ તે ભાવિ. ૩

દીધું જગડુશાહે દાન, પનરોતર કાળે;
ઉગર્યા કંઇ લાખો જીવ, એને આધારે. ૪

પોષ્યા રાયથી રંક સહુ, સમાન ગણી તેણે;
શુભ દાખવી હોંશે સત્ય, જીવદયા જેણે. ૫

સર શીલીપ સીડની વીર, પડયો રણમાં જ્યારે;
લોહી વહેતાં તે બનીઓજ, તૃષાતુર ત્યાં ભારે. ૬

જળ ભરતાં મુખ, પડીજ દૃષ્ટિ વીરપરે;
દીધું જળ તેણે, છોડી પ્રાણ, વીરને તેજ પળે. ૭

સેવા ધર્મ કરી ઇચ્છવું, સુખી હો સૌ કોઇએ;
દયા શબ્દોમાં નહિ માત્ર, પણ કૃતિમાં જોઇએ. ૮

સ્વાતી "નવીન ગરબાવળી"માંથી

---

# एवा दिवसो !!

---

### ગરબી.

એવા દિવસો વ્હાલાં! ક્યારે આવશે,
રમતાં આપણ રસિયાં રસની કુંજજો;
લેતાં, દેતાં લ્હાણુ અનેરી જીવનમાં,
રસ રેલવતા રસિયાં ધરીને વ્હાલજો;
એવા દિવસો વ્હાલાં! ક્યારે આવશે.

સ્મિત અનેરાં વિલસી રે'તાં મુખડે,
"જોયું ન હોયે કો'દિન જગની માંયજો;
એવું એવું કૈંક આંખલડીમા દીસતું,
જેથી વ્હાલાં' બનતાં ઘેલાં તુરજો;
એવા દિવસો વ્હાલાં! ક્યારે આવશે.

પલકે પલકે દર્શન કરતાં પ્રેમથી,
તોપણ છીપતી ના દર્શનની પ્યાસજો;
નયનો આગળ રે'તી મૂર્તિ પ્રેમની,
'પ્રેમવિલાસી' કે' વ્હાલાં! ધરી પ્રેમજો;
એવા દિવસો વ્હાલાં! ક્યારે આવશે.

દેવાતજ—પ્રેમમંદિર. } "પ્રેમ વિલાસી."

પોષ્યા રાયથી રંક સહુ, સમાન ગણી તેણે,
શુભ દાખવી હોશે સત્ય, જીવદયા જેણે. ૫
સર ફીલીપ સીડની વીર, પડયો રણમાં જ્યારે;
લોહી વહેતા તે બનીઓજ, તૃષાતુર ત્યા ભારે. ૬
જળ ભરતા મુખ, પડીજ દૃષ્ટિ વીરપરે,
દીધુ જળ તેણે, છોડી પ્રાણ, વીરને તેજ પળે. ૭
સેવા ધર્મ કરી ઇચ્છવુ, સુખી હો સૌ કોઇએ,
દયા શબ્દોમાં નહિ માત્ર, પણ કૃતિમા જોઇએ ૮

રચાતી "નવીન ગરબાવળી"માંથી

# એવા દિવસો !!

**ગરબી.**

એવા દિવસો વ્હાલા ! ક્યારે આવશે,
રમતાં આપણ રસિયાં રસની કુંજજો,
લેતા, દેતા લ્હાણુ અનેરી જીવનમાં,
રસ રેલવતા રસિયાં ધરીને વ્હાલજો;
એવા દિવસો વ્હાલા ! ક્યારે આવશે.

સ્મિત અનેરા વિલસી રે'તા મુખડે,
"જોયુ ન હોયે કો'દિન જગની માયજો.
એવુ એવું ...

*Registered No. B. 876*

શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ તરફથી પ્રકટ થતું માસિક પત્ર.

# बुद्धिप्रभा.

દેશ, સમાજ, ધર્મ વગેરે જૈન અને જૈનેતર સાહિત્યથી વિભૂષિત.

पुस्तक ९ मुं.] जुलाई १९१७. वीर संवत २४४३. [अंक १.

તંત્રી,
રા. મણિલાલ મોહનલાલ પાદરાકર.

વ્યવસ્થાપક.
રા. કેશવ હ. શેઠ.

## વિષયદર્શન.



શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ તરફથી
પ્રકાશક,
રા. શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ.
અમદાવાદ.

લવાજમ-વર્ષ એકનો રૂ. ૧-૪-૦ (છુટક દર એક નકલના બે આના.)

# આ માસિકના નિયમો વિગેરે.

૧ આ માસિકમાં આવતાં લખાણો પૈકી જૈનેતર લેખકોના લેખો સામાજિક દૃષ્ટિએ લખાયલા સમજવા.

૨ રાજકીય લેખો, ધાર્મિક ઝગડો ઉત્પન્ન કરાવે તેવા લેખો કે ચર્ચાપત્રો તથા નિર્જીવ કવિતાઓને માટે આ માસિક નથી. તેમજ અસ્પષ્ટ, કાગળની બન્ને બાજૂ ખીચો-ખીચ લખાયલા, પેન્સીલથી લખેલા કે તેવી જાતના લેખો પર લક્ષ નહિ અપાય.

૩ સારા અને સાર્વજનિક હિત જળવાય તેવા, વિશાળ દૃષ્ટિયે લખાયલા લેખોને યોગ્ય ન્યાય મળશે.

૪ નહિ સ્વીકારાયલા લેખો પાછા મંગાવનારે પોષ્ટેજ મોકલવું.

૫ તખલ્લુસ ( ઉપનામ ) ધરાવનારાઓએ અમારી અંગત જાણ માટે ખરૂં અને પુરૂં નામ જણાવવું.

૬ માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ પોષ્ટેજ સાથે હોય છે. ભેટ અને વિ. પી. ખર્ચ જૂદો. અને લવાજમ અગાઉથીજ વસૂલ કરવામાં આવે છે.

૭ નવા વર્ષની શરૂઆત જુલાઇ મહિનાથી થાય છે. પાછળથી ગ્રાહક થનારને શિલિકમાં હોય ત્યાં સુધી પાછલા અંકો પૂરા પાડવામાં આવે છે. અને ગ્રાહક તરીકેનું નામ જુલાઇથી નોંધાય છે. તેમ નહિ કરવા ઇચ્છનાર જ્યારથી ગ્રાહક થાય ત્યારથી જૂનાઇ સુધીના અંકો જેટલુ લવાજમ તેની કનેથી વસૂલ કરવામાં આવે છે.

૮ જે અંક ન મળે, તે માટે અમારૂં ધ્યાન, ત્યાર પછીનો બીજો અંક રવાને થાય ત્યાર પછી ખેંચવું.

૧૦ વિશેષ ખુલાસા માટે ઑફિસના શિરનામે પત્રવ્યવહાર કરવો.

વ્યવસ્થાપક.

## જાહેરખબર છપાવનારાઓ માટેના ભાવ.

| પ્રકાર. | વર્ષ રૂ. | એક માસ રૂ. |
|---|---|---|
| ૧ આખું પૃષ્ટ | ૩૫ | ૬ |
| ૨ અર્ધું પૃષ્ટ | ૨૦ | ૪ |
| ૩ ૫ા પૃષ્ટ | ૧૨ | ૩ |
| ૪ પાંચ લીટી | ૭ | ૨ |

૫ હેન્ડબીલ વહેંચામણી—એકવાર માટે રૂ. ૭

પૂરા પગના ભાવ માટે વ્યવસ્થાપક પર પત્રવ્યવહાર કરવો.

આ માસિક સંબંધી સઘળો પત્રવ્યવહાર નીચેના શિરનામે કરવો.

શંકરલાલ ડાહ્યાભાઇ કાપડીઆ.

બુદ્ધિપ્રભા ઑફિસ-ચંપાપોળ, અમદાવાદ.

# बुद्धिप्रभा.

દેશ, સમાજ, ધર્મ વગેરે જૈન અને જૈનેતર
સાહિત્યથી વિભૂષિત.

પુસ્તક ૯ મું.] જુલાઈ સને ૧૯૧૭. [પ્રથમ અંક.


## गुरुदेव ने चरणे !

ગઝલ.

દયાસિંધુ ! કૃપાસિંધુ ! પ્રભો ! પરમાર્થી ! ગુરૂદેવા !
અકારણુ વિશ્વના બંધુ ! ચરણમાં કોટિ વન્દન હો !
મહા અજ્ઞાન અંધારૂ છવાયુ દેહ મન્દિરમાં
પ્રભો ! આત્મા ઉજાળો છો ગુરૂજી ! કોટિ વન્દન હો !
અનાદિ કાળથી જીવડો વિપથ-ગામી, ગુરૂજી ! છે,
ગ્રહી, સત્જ્ઞાનના પંથે ! મુકી દો, ઓ ગુરૂદેવા !
અલૌકિક આત્મશકિતમાંઃ નથી વિશ્વાસ પામરને
ઉઘાડો નેત્ર અંજનથી, પ્રભો ! ગુરૂદેવ ! વન્દન હો !
નથી મન માંકડુ મ્હારૂ જરા ઠરતું પ્રભૂ પથમાં
ભટકતુ-ભાગતું કંઈ કંઈ ! ઠરાવો, દેવ વન્દન હો !
નથી શ્રદ્ધા, નથી ભક્તિ, નથી સેવા જીગર જાગી
બનાવો શુદ્ધ આત્માર્થી ! દયાસિંધુ ! ગુરૂદેવા !
હજી હું-તું નથી જાતું, સ્વરૂપ મ્હારૂ ન સ્હમજાતું
ચરણુ લયલીન ના થાતું ! હૃદય રસ પુરજ્યો દેવા !
ગુરૂજી આ નવા-વર્ષે ! ચહું આશિષ—ઉત્કર્ષે !
પ્રભા-મણિ-કાન્તિ વિસ્તરજ્યો ! બુદ્ધયબ્ધિ ! દેવ ! ગુરૂદેવા.

તંત્રી.

## નવાવર્ષની નોંધ.



આ માસિક લાડકોડમાં ઉછરીને હવે નવા લેબાસમાં તેના અખંડ આંકવાળા નવમા વર્ષમાં પ્રવેશ કરે છે. અને અપ–ટુ–ડેઇટ ઢબે જન્મેલાં માસિકોની પરાકાષ્ઠાએ પહોંચેલી પ્રવૃત્તિના આ સમયમાં આ બાલ માસિક પણ તેની વય, અનુકૂળતા, લવાજમ અને સ્થિતિ અનુસાર પોતાનું સ્થાન મક્કમપણે જાળવી, પોતાના ઉત્કર્ષમાં પ્રગતિ પામે છે તેમ પામશે Labour of Love સ્વિકૃત સેવાના વૃતને સ્વિકારી–નિઃસ્વાર્થ બુદ્ધિથી–એક પરોપકારી સંસ્થાના હિતાર્થે પ્રકટ થતા આ માસિક માટે સતત્ મહેનત કરનાર તેના ચાલકો, એક પાઇની પણ આશા વિના અનેક ઉપાધિઓ અને ટીકાઓને ન ગણકારતાં દ્રઢ શ્રદ્ધા પૂર્વક તેનું જીવન ટકાવ્યે જાય છે; અને ચાલુ વર્ષથી તેના જીવનમાં નવીન જ્યોત ભરી જન સમાજની વધુ સારી સેવા બજાવવાને યોગ્ય કરી, તેને ત્હેના ગુણિયલ વાચકના કરકમળમાં સાદર કરતાં તેના નિયામકોને આનંદ જ થાય છે.

માસિક પ્રત્યેના પૂરા આઠ વર્ષના અનુભવ પછી જણાવવું પડે છે કે જૈનકોમની ધાર્મિક–સામાજિક અને આર્થિક સ્થિતિ હજી જોઇએ તેવી સંતોષકારક થઇ નથી. મિથ્યા વહેમો, અદેખાઈ, મ્હારૂ–ત્હારૂ, હજી ઓછાં થયાં નથી. સ્વાર્થ અને કલેશ હજુ જોરમાં છે. લક્ષ્મી પ્રાપ્તિની લાલસા, સેવાને સ્થાન લેવા દેતી નથી. હિન્દની અર્ધી દોલત પોતાના હાથમાંથી પસાર કરનાર વ્હેપારી જૈનકોમના નબિરાઓ નોકરી તરફથી વ્હેપાર–ઉધોગ ને કળાકૌશલ્ય તરફ નઝર નાંખતા નથી. દાનવીર ગણાતી જૈનકોમ અશાંતિમાં રહેવા અનિષ્ટકારક "અ" નું દાન કરી શકતી નથી. ઉન્નત–ઉપયોગી–ધાર્મિક–અને સેવા દ્રષ્ટિએ જીવન ગાળવાના મહાન્ મંત્રો સાધ્ય થઈ શક્યા નથી. ત્રણે ફીરકાઓમાં સંપની ભાવના હજી જાગવાનાં ચિન્હો બરાબર જણાતાં નથી. સાધુ મહારાજાઓ, જૈનકોમન્સ (સામાન્ય) અને લૉર્ડઝ (અમીરો)નાં ભેજાંઓમાંથી મ્હારૂ–ત્હારૂ એ શબ્દ હજી સૂકાઇ ગયો નથી. સાધુ મહારાજોની પોથીઓ, પેટીઓ, કબાટો, ભંડારો અને દાબડામાં ઉધાઈ ખાધું અપ્રસિદ્ધ પણ અણમોલ જૈન સાહિત્ય પ્રકાશમાં લાવવાના યોગ્ય પ્રયાસો હજી સેવાતા નથી.

મહાન્‌વિગ્રહથી–અનેક ઘણા વધી ગયેલા કાગળના ભાવ ને મોંઘવારીના સમયમાં માત્ર એક રૂપિયા જેટલા નજીવા લવાજમમાં–ચાર ફૂર્મા જેટલું સંગીન

સર્વોપયોગી અને નિર્દોષ રસપૂર્ણ-વાંચન-આ માસિકે પૂરૂં પાડયું છે તે કહેવાની જરૂર નથી. ગતવર્ષે ગુરૂમહારાજ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરિશ્વરજીની લેખીનીએ ખરેખર વન્દનીય સેવા બજાવી છે. ત્હેમની ધર્મ ને તત્વજ્ઞાન તથા પ્રાચીન જૈન સાહિત્યના વિવિધ રંગપુરતી તથા ગઝલ કવ્વાલીઓ આલેખતી કલમ-પીછીથી કોણ અજ્ઞાત્ છે હવે ! ઉપરાંત-તત્વજ્ઞાન, ઇતિહાસ, વ્યાકરણ, જીવનચરિત્ર, વાર્તાઓ, કાવ્ય-આદિ સુન્દર વિષયોપર પોતાની કલમો ચલાવનાર નીચેના સજ્જનોનો આ સ્થળે આભાર માની આ વર્ષમાં પણ તેવીજ જનસેવા અર્પવા વિનંતિ છે.

પન્યાસજી અજીતસાગરજી રા. વકીલ નંદલાલ લલ્લુભાઈ, રા. વકીલ મોહનલાલ હીમચંદ, રા. પોપટલાલ, કે. શાહ. એમના ધાર્મિક તત્વજ્ઞાનના લેખો, શ્રીયુત્ મોહનલાલ-દ-દેશાઈ, બી. એ. એલ્‌એલ. બી. શ્રીમાન્ ઠઠ્ઠાજી, એમ. એ. શ્રીમાન્ વિભાકર. શ્રીમાન્ સંઘવી. રા. મણીલાલ ન. દોસી. બી. એ. રા. લલિત રા. હંસલ તે વડોદરા-ચન્દ્રપ્રકાશવાળા રા. ભરતરામ, રા. કેશવ હ. શેઠ. રા. લક્ષ્મિશંકર જોશી. એમ. એ., રા. વૈરાટી, રા. પ્રેમવિલાસી, રા. શંકરલાલ કાપડીઆ, રા. વિનય (તે ભાઇ મોતીલાલ લલુભાઈ નાનાભાઈ). રા. જીજ્ઞાસુ, રા. હરિલાલ ત્રિકમલાલ જાની, રા. રમાકાન્ત તથા રા. વાસન્તેય. વગેરે પુરૂષ લેખકો તથા વિદૂષિ કર્તવ્યપરાયણ બ્હેન શ્રીમતી સૌ. શારદાગૌરી મહેતા બી. એ. શ્રીમતી સૌ. બ્હેન હંસા બહેન મનુભાઇ મહેતા. શ્રીમતી સૌ. હરિઇચ્છા બ્હેન પ્રાણલાલ બક્ષિ, એમનો આ સ્થળે ખરાં હૃદયથી ઉપકાર માનીએ છીએ.

આ માસિકની પ્રગતિ-નવા વર્ષ માટેનું રેખા દર્શન તથા લખાણ શૈલી કદ વગેરે માટે ગતવર્ષના છેલ્લા અંકમાં સૌ પ્રદર્શીત કર્યું છે એટલે હવે વિશેષ કહેવાનું રહેતું નથી. આવા મોંઘવારીના સમયમાં કેવળ સોલ આના જેવા નજીવા લવાજમમાં લેખોની વિવિધ વાનીઓથી માસિક ઉત્તમ લેખો અને પુરતા લવાજમથી પોષાતુંજ રાખવાની અમારા કદરદાન ગ્રાહકો અને વાંચકોને નમ્ર ભલામણ કરીએ છીએ. આ વર્ષે થોડા વખત પછી એક ધુરંધર સમર્થ વિદ્વાનની કલમથી આલેખાયલું ઉત્તમ પુસ્તક ભેટ આપવાનો વિચાર લગભગ નક્કી થયો છે. તે વિષે હવે પછી જણાવીશું. પરમશ્રુત શ્રીમદ્ દેવચંદ્રજી કૃત અપ્રસિદ્ધ જૈન સાહિત્ય અમને છાપવા માટે રા. રા. વકીલ મોહનલાલ હેમચંદે મોકલાવી આપ્યું છે અને આવતા અંકથી તે ક્રમેક્રમે પ્રસિદ્ધ થશેજ.

છેવટ, નોંધ પૂરી કરતા પહેલાં ગુર્જર સાહિત્યના પરમ પોષક સ્વ૦ **રણજિતરામ**ભાઇ અને ભારતવર્ષના સુવર્ણ સૂર્યરૂપ ડૉ. દાદાભાઈના દેહોત્સર્ગની, અંતઃકરણના ઉંડા ખેદ સાથે સ્મૃતિ તાજી કરાવતાં કલમ કંપે છે. એ બન્ને મહાપુરૂષો વિષે વર્તમાનપત્રો વગેરેમાં પૂષ્કળ લખાઈ ગયું છે. તેઓનાં મહાન કર્તવ્યોએ તેઓનું નામ શાશ્વત કર્યું છે. અમે અમારી નબળી-પોચી કલમમાં વિશેષ શું લખી શકીશું ? પરમાત્મા તે ઉભય પુણ્યાત્માઓને અખંડ શાન્તિ આપે અને તેઓના દિવ્ય પ્રકાશમાં ભળેલું પ્રભુતાપૂર્ણ નૂર ભારતવર્ષના આત્માને ઉજ્વલ રાખે એટલીજ અભ્યર્થનામાં અમને સંતોષ છે.

તંત્રી.

कौमी प्रश्न

# जैन गुरुकुल.



નોમાં જૈન ગુરૂકુલ સંબંધી વિચારોનો પ્રવાહ વહ્યા કરે છે. દિગંબરોમાં જૈન ગુરૂકુલની સ્થાપના થઈ છે. આર્યસમાજીઓમાં ગુરૂકુલોની સ્થાપના થઇ છે. સનાતનીઓમાં ગુરૂકુલની સ્થાપના થઇ છે. જૈન શ્વેતાંબર કોમમાં પાલીતાણામાં ગુરૂકુલ પ્રગટયાના સમાચાર બહાર આવ્યા છે; ગુરૂકુલ સંબંધી અમારા નીચે પ્રમાણે વિચારો છે. વિદ્યાર્થીઓને વીશ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પળાવવાનો નિશ્ચય કરવો. આઠ વર્ષના વિદ્યાર્થીઓને ગુરૂકુલમાં દાખલ કરવા. કારણ કે તેથી મોટી ઉમરના બાલકોમાં અશુદ્ધ વિચારવિચારનો પ્રવેશ થએલો હોય છે. ગુરૂકુલમાં સંસ્કૃત ભાષાનાં ધાર્મિક પુસ્તકોનો મુખ્યતાએ અભ્યાસ કરાવવો જોઇએ. આંગ્લ વગેરે ભાષાનો પણ અભ્યાસ કરાવવો જોઇએ. ૮ વર્ષથી તે એકવીશ વર્ષ સુધી વિદ્યાર્થીને રાખવો જોઇએ. આર્યસમાજ ગુરૂકુલના આર્યસાક્ષર પંડિતોની પેઠે જૈન ગુરૂકુલમાં જૈન ધર્મના પંડિતોને અભ્યાસ માટે રાખવા જોઇએ અને તે પ્રતિષ્ઠિત હોવા જોઇએ. ગુરૂકુલના વિદ્યાર્થિયોને કસરત વગેરેની વ્યાયામ કેળવણી આપવી જોઇએ. ગુરૂકુલના વિદ્યાર્થિયોનો ગુરૂકુલના સ્થાનમાં અભ્યાસ થાય એવી વ્યવસ્થા કરવી જોઇએ. જૈન બોર્ડિંગમા જૈન ધર્મની તાલીમ લેનારા જૈન વિદ્યાર્થીઓમાં ધર્મનું જ્ઞાન હોતું નથી તેવું ગુરૂકુલના વિદ્યાર્થીઓમાં પરિણામ ન આવવું જોઇએ. આર્યસમાજી ગુરૂકુલના વિદ્યાર્થીની સ્પર્ધામાં જૈન ગુરૂકુલનો વિદ્યાર્થી ચઢે એવી અભ્યાસની વ્યવસ્થા ન થાય ત્યાં સુધી ગુરૂકુલની કેળવણી નામ માત્રની જાણવી. જૈન ગુરૂકુલના વિદ્યાર્થીઓને સર્વ પ્રકારની હુન્નરકળાની કેળવણી આપવી જોઇએ. આર્યસમાજી ગુરૂકુલમાં જેમ વિદ્યાર્થીઓ વેદવિદ્યામાં પારંગત બને છે, તેમ જૈન વિદ્યાર્થીઓ પણ જૈન શાસ્ત્રોમાં પારંગત બને એવી રીતે અભ્યાસક્રમની ગોઠવણ થવી જોઇએ. જૈન ધર્મ સંબંધી પૂર્ણ શ્રદ્ધા જો વિદ્યાર્થિયોમાં અને તેના શિક્ષકોમાં ન હોય તો જૈન ગુરૂકુલથી વિશેષ ફાયદો નથી. અમદાવાદ, મુંબાઈ વગેરે સ્થાનોમાં જૈન બોર્ડિંગોમાં વિદ્યાર્થીઓ ભણીને બહાર પડે છે પરંતુ જૈન ધર્મનાં તત્ત્વોનું અન્ય ધર્મોનાં તત્ત્વો કરતાં વિશેષ સત્ય બતા-

થવા હજી કોઈ વિદ્યાર્થીએ પરાક્રમ કરી બતાવ્યું નથી. જૈન ગુરૂકુળથી ગુરૂકુલના વિદ્યાર્થીઓને ધાર્મિક શિક્ષણ આપવાની વ્યવસ્થા થાય તો જૈન વિદ્યાર્થિયોમાં ધર્મશ્રદ્ધા અચળ પ્રગટી શકશે. જૈન ગુરૂકુલમાંથી જૈન ધર્મનો પ્રચાર કરનારા તથા વ્યાપાર વગેરેથી આજીવિકા કરનારા મહા કર્મયોગીઓ પ્રગટાવી શકાય એવી દૃષ્ટિએ જૈન વિદ્યાર્થિયોને કેળવણીનો અભ્યાસ કરાવવો જોઇએ. સાધુઓ અને સાધ્વીઓનાં ગુરૂકુલો સ્થાપવાં જોઇએ. કાશીની પાઠશાળાના પંડિત વિદ્યાર્થિયો કરતાં વ્યાવહારિક તથા ધાર્મિક કેળવણીમાં પાલીતાણા જૈન ગુરૂકુલના વિદ્યાર્થિયો વીશ બાવીશ વર્ષ પર્યંત અભ્યાસ કરીને ઉચ્ચ વિદ્વાન્ ચારિત્રશાળી બને એવી વ્યવસ્થા કરવા માટે જૈન ગુરૂઓનું અને જૈન ગૃહસ્થોનું એક મંડલ નીમી ચોક્કસ ઠરાવો પસાર કરી તે પ્રમાણે વિદ્યાભ્યાસ કરાવવો જોઇએ. ગુરૂકુલ સંબંધી આપણા જૈન લેખકો પોતપોતાના વિચારોને બુદ્ધિપ્રભા માસિકમાં પ્રકટ કરવા મોકલશે તો તેઓના વિચારોને પ્રકટ કરવામાં આવશે અને ગુરૂકુલના અભ્યાસ વગેરે સંબંધી સ્વતંત્રપણે વિચારો પ્રકટાવવા માટે તેઓને ધન્યવાદ આપવામાં આવશે. હરિદ્વાર ગુરૂકુલ, હરિદ્વાર સનાતન ઋષિકુલ, ટાગોરનું શાંતિનિકેતન આશ્રમ, તેના શિક્ષકો, ખાવાપીવાની વ્યવસ્થા, પઠનપાઠનની વ્યવસ્થા તેના પ્રોફેસરોના અનુભવો વગેરેનું જ્ઞાન કરીને પાલીતાણા જૈન ગુરૂકુલમાં સુધારોવધારો કરવો જોઇએ.

જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરિશ્વરજી.

---

## વણીઆનો કજીઓ.

" કજીઓ નામ કુહાડા સરખું " વણીઆને મન વ્હાલું !
કજીઆથી પણ વણીઆનું મ્હોં કાજળ જેવું કાળું ! ૧
જીવતર એળાં ખાશે, ધાશે વણીઆ ! અંતર આળું !
ચેળા હજુયે નથી વહી કર " કજીઆનું મ્હોં કાળું " ૨
કકડતી તલ—તેલ કઢામાં પડતો તૃજને ભાળું !
કજીયે 'ભજીયાં તળાય,' વણ ! તુજ "કજીઆનું મ્હોં કાળું" ૩
કજીઆળાં પુતળાંને મન સૌ આંખ છતાં અન્ધારૂં !
વણીયો ના માને તો કજીયે વણીયાનું મ્હોં બાળું ? ૪
શાણા હોય તે સમજી, કજીયે મૌન ધરે મરમાળું !
બડાઈખોર બકબક કરી રહેશે: " કજીયાનું મ્હોં કાળું. " ૫
કગ્ગો " કા—કા " કરતો શોધે સ્થળ—જે છિદ્રોવાળું !
ચાંચે પાડે નવાં છિદ્ર એ " કજીઆનું મ્હોં કાળું. " ૬
કગ્ગાનું કે શ્વાન તણું મ્હોં સદાય વિષ....વાળું,
નવ ગજથી વંદન ઓ મ્હોં ને, અખંડ જે કજીઆળું. ૭
ભાન વિના ભસતાં સહુ ધ્યાન ન દેવું, હોઇ દયાળુ,
ગંધાતા વણીઆની ગન્ધથી " કજીઆનું મ્હોં કાળું. " ૮
છપ્પન કોટિ જાદવની જડ કજીએ ઉખડી ભાળું !
લોક સમાં શાં કઠોર જીવન ! " કજીઆનું મ્હોં કાળું ! "

હૃદયી.

# जीव रक्षानी उत्तम रीत.



પ્રથમના વખતમાં વિશેષે કરીને રાજા મહારાજાઓના રાજવંશોમાં અને હાલના વખતમાં ક્વચિત્ ક્વચિત્ દેશવિજય, પુત્રપ્રસવ, રાજ્યઅધિરોહણ અને વર્ષગાંઠ વગેરે ખાસ ખુશાલીના દિવસે અથવા કોઇ એક ધર્મ પર્વ પ્રસંગે બંધીવાનોને છોડી દેવાનો—બંધન મુક્ત કરી દેવાનો અથવા પ્રજાને ઋણ મુક્ત કરવાનો દયાળુ રીવાજ પ્રચલિત હતો અને અત્યારે પણ અલ્પાંશે તે દેખાય છે. જ્યારે જૈનોનું સામ્રાજ્ય વર્તતું હતું, તેમનામાં સમર્થ રાજા અમાત્ય અને શ્રેષ્ઠી જનો વિદ્યમાન હતા, તેમજ ઉત્તમ જ્ઞાન, વૈરાગ્ય અને પ્રતાપ યુક્ત આચાર્યાદિક ધર્મનાયકો ધર્મ ઉપદેશ આપી તેમને સત્ય માર્ગે દોરતા હતા ત્યારેજ અહિંસા અથવા દયાનો ધ્વજ બરાબર ફરકતો હતો. સંપ્રતિ, વિક્રમાદિત્ય, બાહડ, કુમારપાળ, વિમળશાહ, વસ્તુપાળ, તેજપાળ, જગડુશા, પેઠડશા, જેવા અનેકાનેક પુરૂષ રત્નોએ આર્યસુહસ્તીસૂરી સિદ્ધસેન દિવાકર, હેમચંદ્ર આચાર્ય પ્રમુખ મહા પ્રતાપશાળી આચાર્યોના સદુપદેશથી શાસનની ભારે પ્રભાવના કરી હતી. તેમાં પણ આચાર્યશ્રીના હિત ઉપદેશથી પ્રતિબોધ પામીને કુમારપાળ મહારાજાએ, સ્વપર અનેક દેશોમાં જીવોને જે અભયદાન આપી દયા ધર્મને દીપાવ્યો હતો, તેતો ખરેખર અવધિરૂપજ લેખવા યોગ્ય છે. છેવટમાં પણ શ્રીમાન્ હીરવિજયસૂરીશ્વરે અકબર બાદશાહને પ્રતિબોધી જે ઉપકાર કર્યો છે, તે પણ અવર્ણનીય દાખલારૂપ છે. અત્યારે તેવા અધિકાર, લક્ષ્મી અને પ્રતાપની ખામીથી તે સંબંધમા જે કંઇ થાય છે તે નહિ જેવો પામર પ્રયત્ન થાય છે. તેથીજ સાપ ગયા ને લીસોટા રહ્યા એમ કહેવાય છે. સંક્ષેપમાં આટલું દિગ્દર્શન કરાવી નિવેદન કરવાની રજા લઉં છું કે, અત્યારે આપણામાં પ્રથમની જેમ પુત્રપ્રસવ કે વર્ષગાંઠ જેવા ખુશાલીના દિવસે બંધીવાનોને બંધીખાનામાંથી અને નિજ બંધુઓને પોતાના ઋણ ( કરજ ) માંથી મુક્ત કરવા ભાગ્યેજ કશી દરકાર કરવામાં આવે છે. ફક્ત અત્યારે એવા શુભ પ્રસંગે અથવા પર્યુષણ જેવા પવિત્ર પર્વ દિવસે જે કંઇ જોવામાં કે કરવામાં આવે છે તે એટલુંજ કે બહુતો થોડા ઘણાં રાંક ભીખારી-

ઓને કંઇ ખાવા પીવાનું આપવામાં આવે છે અથવા કસાઇની પાસેથી થોડાં-એક પશુ કે પંખીઓને છોડાવવામાં આવે છે. તે પણ કેવી રીતે? એનું સ્પષ્ટીકરણ કરવાની ખાસ જરૂર છે. આપણે તે તપાસી જોવાનું છે કે કસાઇ લોકો પાસે જઇ તેમની પાસેથી, મેં માગ્યા દામ આપી જીવ છોડાવવાની જે રૂઢિ અત્યારે ચાલુ થયેલી છે તે આયંદે આપણને તેમજ જાનવરોને બંનેને કે એકને પણ લાભદાયક—હિતકારક કે સુખકારી છે કે નહિ? અને જો તેમ નજ હોય તો પછી તે રૂઢિને ગમે તેમ પણ વળગીજ રહેવું કે તેને તજી દેવી-? અને ભવિષ્યમાં આપણને અને અન્ય જીવને પણ લાભ—હિત-સુખ કરે એવી રીતિ—નીતિ—આદરવા આપણી બુદ્ધિનો ઉપયોગ કરવો કે નહિ? પ્રથમતો આપણા ભાઇઓ પર્યુષણ જેવા પર્વ દિવસે ઠેકાણે ઠેકાણે કસાઈ લોક પાસેથી જાનવર છોડાવે છે એવી વાત જગજાહેર થઈ જવાથી કસાઇ લોકો પોતાનો ધંધો ધીકતો ( વધારે જોશથી ) ચલાવવા એવે પ્રસંગે ઠામઠામથી જે જાનવરો તદ્દન નબળાં-નકામાં મરણની અણી ઉપર આવી રહેલાં રોગી, અપંગ કે ચારાપાણીના અભાવે દુઃખી થઇ રહ્યાં હોય તેમને તેમના ધણી પાસેથી સાચું ખોટું સમજાવી—મફત અથવા નજીવી કિંમત આપી કે તેવા કામ કરી આપનાર દલાલ પાસે અપાવી એકઠાં કરે છે, અને તે બધાંને જાણે મારવા માટેજ તૈયાર રાખ્યાં હોય એવો દેખાવ બતાવે છે. તેમને બધાંને નહિતો થોડાંકને છોડાવવા આપણા લોકો પૈસાનું ઉઘરાણું કરીને કસાઈ-વાડે જાય છે ત્યારે કસાઇ લોકો તક આવેલી જોઇ તેમાંના દરેકનાં મન-માન્યાં નાણાં આપવા જણાવે છે. તે પ્રમાણે આપીને, પ્રથમથી એકઠાં કરી રાખેલાં ગમે તેવાં જાનવરોમાંથી થોડાંએકને છોડવવામાં આવે છે. અને બાકીનાનું તો જે થતું હોય તેજ થવા પામે છે, પણ પહેલા કસાઇઓને અપા-યેલાં નાણાંનો શો ઉપયોગ થાય છે? તેનો કશો વિચાર સરખો કરવામાં આવે છે? તે કસાઇઓ મળેલા પુષ્કળ પૈસા વતી ઘણા જાનવરો મનગમતી રીતે ખરીદી પોતાનો પાપવ્યાપાર વધારતા જાય છે. એવું તેમને ઉત્તેજન મળે છે. તેવું ઉત્તેજન તેમને ન મળે અને આપણા પૈસાથી જેટલા વધારે જાનવરોનો વધ થતો હોય તે અટકે એમ કરવું આપણને જરૂરનું નથી શું? લાભા લાભનો વિચાર કરી આયંદે સ્વપર જીવને લાભ-હિત-સુખ થાય તેજ માર્ગ ગ્રહણ કરવા આપણે લક્ષ રાખવાની જરૂર છે. ચાર જીવને બચાવવા જતાં આપણાજ પૈસાથી આયંદે ઘણાઘણા જીવોનો નાશ થાય એતો વ્યાજબી નજ લેખાય. ત્યારે કોઇ પ્રશ્ન કરે કે અમારે જીવ છોડાવવા નહિ શું? અલબત શક્તિજ હોય તો કસા-ઇને ત્યાં કપાવા જતા ગધળાંને બચાવી લેવાં એટલે કસાઇને ત્યાં જવા નજ પામે તેમ તેમને બચાવી લેવાં. પણ કસાઇને ઉત્તેજન આપવા જેવું તો નજ થવું જોઇએ.

અત્યારે ઠેકાણે ઠેકાણે કસાઇખાનાં થયેલાં કે થતાં દેખાય છે તેમાં જાનવરો નિર્દયપણે કપાય છે. તેનો સર્વનો તમે અટકાવ શી રીતે કરી શકશો. ? તેટલા પૈસા ખર્ચવાની અને તેમનું મન મનાવવાની તમારી તાકાત છે ? જો નજ હોયતો પછી જેટલા પૈસા ગરીબ અને દુઃખી જાનવરોના બચાવ માટે તમે ઉઘરાવી એકઠા કરો તે સઘળા પૈસા જીવદયા પ્રસારક મંડળ મુંબઇ, પ્રાણી રક્ષક સંસ્થા-ધૂલીયા, વગરે સ્થલે આપો કે જ્યાં થોડા પૈસાથી ઘણા જીવોનો બચાવ થાય. એટલુંજ નહિ પણ માંસ ખાનારા રાજી ખુશીથી માંસ ખાવાનુંજ છોડીદે એવો સચોટ ઉપદેશ સર્વત્ર ફેલાવવાનો પ્રબંધ અનેક રીતે જ્યાં કરવામાં આવે અને જ્યાં તેવી મદદની પણ જરૂર હોય. જે સંસ્થાઓ કેવળ જીવદયાના પ્રસાર માટેજ, નિઃસ્વાર્થ પણે કામ કરતી હોય તેનેજ બનતી સઘળી મદદ એક સરખી રીતે હોંશથી આપવામાં આવે, તો તે સંસ્થાઓ તેમના ધારેલા કાર્યમાં બહુજ ફતેહમંદીથી આગળ વધી શકે એ વાત નિઃસંદેહ છે. પરંતુ મ્હને કહેવા દો કે આ કામ કેવળ જૈનોનેજ કરવાનું છે એમ નથી પણ દરેક આસ્તિક હિન્દુને કરવાનું હોવાથી સહુએ તેવા કાર્યમાં બનતી મદદ આપવી જોઇએ. તેમાંજ તેમની શોભા રહેલી છે. પરંતુ દરેક ખુશાલીના દિવસે તેમજ પર્યુષણ જેવા પવિત્ર દિવસે સઘળા જૈન બંધુઓ તેમજ બ્હેનોએ નહિ વિસરી જવા જેવી એક અગત્યની ફરજ તરફ ખાસ લક્ષ દેવા યોગ્ય છે. તે એ છે કે ઉક્ત જાનવરો કરતાં અનંત ગણી પુન્યાઇથી મનુષ્ય જન્મ, આર્યદેશ, ઉત્તમકુળ અને બુદ્ધિ બળસાથે શુદ્ધદેવ ગુરૂધર્મની સેવા કરવાની સારી સામગ્રીવાળી ઉમદા તક પામ્યા છતાં, ઉત્તમ પ્રકારની વ્યાવહારિક નૈતિક અને ધાર્મિક કેળવણીના અભાવે સીદાતા સાધર્મીભાઈ બ્હેનો તરફ જેવી ઉદાર લાગણી બતાવીને તેમનો તન-મન-ધનથી ઉદ્ધાર કરવો જોઇએ તેવી ઉદાર લાગણી બતાવવા હવે ઉપેક્ષા કે દુર્લક્ષ નહિ કરતાં સંપૂર્ણ કાળજી અને દીલસોજી રાખવા તત્પર થવું જોઇએ. વીતરાગ પ્રભુના શાસનમાં બધાં સગપણ કરતાં, સાધર્મીનું સગપણ ઘણુંજ ચઢીયાતું કહ્યું છે, તે હવે જમાનાને ઓળખી સુજ્ઞ શ્રીમંતોએ સિદ્ધ કરી બતાવવું જોઇએ. માનપાનની લખલૂંટમાં ખર્ચાતા નાણાં હવે યોગ્ય દિશામાં ખર્ચીને બીજા મુગ્ધ શ્રીમંતોનું પણ તે તરફ લક્ષ ખેંચવું જોઇએ. સ્વધર્મી બંધુઓ સર્વ વાતે સુખી હશે તો તેઓ ધર્મને ટકાવી રાખશે અને દીપાવી પણ શકશે. તેથી તેમનોજ સર્વ રીતે ઉદ્ધાર કરવા, કમર કશી ઉદાર શ્રીમંતોએ, તન-મન-ધનનો બહોળો ભોગ આપવો જોઇએ. એમ કરવાથી પુષ્કળ પુન્યકમાણી કરી શકાશે અને યશ ડંકો પણ વાગશે, તેમજ તેથી કઇક બીજા ભાઇબ્હેનો પણ ઉત્તમ માર્ગે પળી ઉભયલોકમાં સુખી થશે, હવે તો આવાં શાસન હિતનાં કાર્યમાં પાછી પાની કરવી નહિજ જોઇએ.

મુનિશ્રી કર્પુરવિજયજી.

**સાહિત્ય.**

# आपणां प्राचीन विद्यालयोः

These kind of schools, is not a foreign invention, but they were most popular in every part of India, in ancient time.

—*Lord Curzon.*



ડૉ. સર જગદીશચન્દ્ર બોઝને એક બે વર્ષ ઉપર યૂરોપ અને અમેરિકાની વિશિષ્ઠ વિદ્યાપીઠો તરફથી, પરદેશી "પોસ્ટ ગ્રૅજ્યુએટ" છાત્રોને વિજ્ઞાન વિષયક નવી શોધોને લગતું શિક્ષણ આપવા માટે પોતાની પ્રયોગશાળામાં દાખલ કરવાની અરજીઓ મળેલી, તે ઉપરથી આપણે શામાટે ન ઇચ્છવું કે, જે પાશ્ચાત્યો એમ માને છે કે હિન્દ ભૂતકાળમાં કદાચ સુધરેલું હશે પણ હાલ તો તેમાં નકલીયાતપણું છે, અને અસલીયાત જેવું કંઇ પણ નથી, એવી તેઓની ધારણા ખોટી છે. તેઓ જ્યારે એમ કહેવા જેટલી હદ ઉપર ઉતરે કે, સુધરેલા દેશોના વિદ્યાર્થીઓ હિન્દ ખાતે આવી શિક્ષણ ન લે ત્યાં સુધી તેઓનું જ્ઞાન અપૂર્ણ રહેશે, તો એવો ખ્યાલ આપણને આપણી ઉન્નતિ કરવા સારૂ પ્રોત્સાહિત બનાવવા યોગ્ય નથી? નામદાર સરકારે તથા આપણા દેશના શ્રીમાનોએ ડૉ. બોઝને મોકલેલી અરજીઓ ઉપરથી આપણે ત્યા એવી એક યુનિવર્સિટિ સ્થાપવા માટે સહાય્ય આપવી જોઇએ કે જ્યાં તેઓના જેવા વિદ્વાન વડાની દેખરેખ હેઠળ દેશી પરદેશી વિદ્યાર્થીઓ, જેઓને હાલનાં રેલ્વે જેવાં સાધનોને અભાવે છેક દૂરથી વિકટ મુસાફરીઓ કરીને આવવું પડતું હતું. તેઓ અધ્યયનો કરી આપણી દેશી વિદ્યાઓ તથા હુન્નરકળાઓ પોતાના દેશો પ્રતિ લઇ જતા અને ત્હેને વધુ ખીલવીને પોતાના દેશનીજ તે વિદ્યા અને કલાઓ હોય તેવાં રૂપાંતરો આપતા. અસંબદ્ધ અને છૂટીછવાઇ વાતોમાંથી સત્યનું સત્વ ખેંચી કહાડવાની હિન્દીઓની ઉચ્ચ શક્તિને લીધે હિન્દનો ઉદય સત્વર થશે અને તે પોતાની અસલ ઉન્નતિ નજદિકનાં ભવિષ્યમાં પ્રાપ્ત કરશે એવી દૃઢ આશા રાખવા આપણને કારણ છે. પ્રાચીન હિન્દમાં–તક્ષશીલા, નાલન્દા અને કૉન્જીવરમ, વગેરે સ્થળે પુરાતન સમયમાં મ્હોટી વિદ્યાપીઠો હતી. પ્રાચીન તક્ષશીલા જે હાલનાં રાવલપિંડી નગરની નજીકમાં આવેલું છે, અને

જ્યાં પુરાતન વસ્તુઓની શોધખોળને ખાતાંનો વડો ચલાવે છે, ત્યાંનું વિશ્વ-વિદ્યાલય એક વખતે ઘણી ઉંચી પાયરીપર હતું. હજારો વિદ્યાર્થીઓ દૂરનાં દેશો-માંથી ત્યાં અધ્યયનાર્થે આવતા હતા, જ્યાં તેઓને અનેક જાતની વિદ્યાકળા અને શાસ્ત્રો શીખવવામાં આવતાં હતાં. આ ઘણા સમય પહેલાંની વાત થઈ, પણ નાલન્દા ખાતેની વિદ્યાપીઠ ઈસ્વીસનની આઠમી સદી સૂધી વિદ્યમાન હતી. તે વિશ્વવિદ્યાલય હાલના બિહાર પ્રાન્તમાં હતું. બ્રહ્મદેશ, ચીન, તિબેટ અને તુર્કસ્થાન વગેરે દેશો જેટલે દૂરથી વિદ્યાર્થીઓ ત્યાં શિક્ષણ લેવા આવતા હતા. મજકુર વિદ્યાલય શેહેરથી દૂર એક રમણીય ઉપવનમાં આવેલું હતું. ત્યાંનાં કુદરતી દશ્યો અત્યંત મનોહર તથા કુદરતના સર્જનહાર પિતાની દિવ્ય અલૌ-કિક શક્તિઓનું પ્રત્યક્ષ ભાન કરાવનારાં હતાં. ત્યાંના ઉસ્તાદો અને શિક્ષકો ચોક્કસ વિષયોમાં પારંગત ( experts ) હતા, ત્યાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની સંખ્યા કદાચ આપણને આશ્ચર્યમાં ગરકાવ કરી નાંખશે, પણ તે વિષે હવે કશો શક રહ્યો નથી કે તે લગભગ દશ હજાર જેટલી હતી. તે સદીમાં અત્રે મુસાફરી માટે આવનાર ચીના મુસાફર હ્યુ-અન-સંગ પોતાના હિન્દની મુસા-ફરીને લગતા પુસ્તકમાં તે વિષે સાક્ષી આપે છે. કદાચ ત્હેનું વચન અતિશ-યોક્તિ ભરેલું લાગતું હોય તો કવિકુલભૂષણ કાલિદાસ, જે ઈ. સનની પહેલી સદીમાં થઇ ગયેલો માનવામાં આવે છે તેનો હવાલો આપણે આપીશું. તેના ‘ અભિજ્ઞાન શાકુંતલ ’ નાટકના પહેલા અંકમાં જ્યારે રાજા દુષ્યંત કણ્વઋષિના આશ્રમે મૃગની પાછળ શિકારે જાય છે, ત્યારે તે આશ્રમ નિવાસી એક વાન-પ્રસ્થાશ્રમી મજકુર રાજાને તે કાર્ય કરતો અટકાવે છે અને તેમ કરતાં તે વૈખા-નસ રાજાને કહે છે કે “ આ આશ્રમ કુલપતિ કણ્વનો છે ” મજકુર “કુલપતિ” શબ્દની વ્યાખ્યા જ્યાં આપવામાં આવી છે ત્યાં જણાવવામાં આવ્યું છે કે,

मुनीनां दशसाहस्त्रं योन्नदानादि पोपणात् ।
अध्यावयति विप्रर्षिरसौ कुलपतिः स्मृतः ॥

“ જે વિપ્રર્ષિ દશ હજાર મુનિઓ-વિદ્યાર્થીઓને અન્નવસ્ત્રો સાથે શિક્ષણ આપે છે તેને કુલપતિ જાણવો. ” ઉપલી વ્યાખ્યા પુરાણોક્ત હોવાથી પૌરાણિક કાળમાં પણ આપણા દેશોમાં કુલપતિઓ હોવા જોઇએ એમ સિદ્ધ થાય છે. નાલન્દા વિશ્વવિદ્યાલય પણ એવા કોઇ કુલપતિની ફરજો બજાવતા કોઇ બૌદ્ધગુરૂને હસ્તક હોય તો તે અસંભવિત નથી, કારણ કે ત્યાં વિદ્યાર્થીઓને શિક્ષણ આપવા ઉપરાંત તેઓ માટે ત્યાં રહેવાનો તથા ખાવાપીવાનો અને વસ્ત્રાદિનો પણ પ્રબંધ કરવામાં આવ્યો હતો. આ વિશ્વવિદ્યાલયમાંથી શિક્ષણ લઈ બહાર પડતા વિદ્યાર્થીઓ પોતાનાં જીવનને સંસારોપયોગી કામોમાં વ્યતીત કરતા હતા તથા ધર્મપ્રચાર પણ કરતા હતા. એમ માનવામાં આવે છે કે બૌદ્ધધર્મ જે અમેરિકાના ગૅક્સિકો

દેશ લગી વ્યાપ્ત થયો હતો તેનું આવાં વિશ્વવિદ્યાલયો પણ એક સંગીન કારણ હતું. મજકુર વિદ્યાલયનું કામ ઘણું નિયમિત રીતે ચાલતું હતું. બ્રાહ્મમુહૂર્તમાં ઉઠવું, નિત્યકર્મ કરવું, ભોજન લેવું, અધ્યયન કરવું, કસરત કરવી, સૂવું વગેરે કાર્યો નિયમિત રીતે કરવામાં આવતાં હતાં. મજકુર વિદ્યાલયનો આ નિયમ હતો કે જેને જે વિષયમાં પારંગત થવું હોય ત્હેને તે વિષયમાં થવા દેતા. અધ્યયન વખતે તે પોતાના શિક્ષક પાસે પોતાનો પાઠ લેવા જતો હતો. છૂટીના દિવસોમાં શિક્ષકો અને શિષ્યો પગે ચાલીને લાંબી મુસાફરીઓ કરતા હતા અને તીર્થસ્થાન, નગરો, પર્વતો, ખીણો વગેરેના અવલોકનથી પોતાનાં જ્ઞાન તથા બુદ્ધિની વૃદ્ધિ તથા ખીલવણી કરતા હતા. આવાં સ્થળોની લેવામાં આવેલી મુલાકાત ઉપરથી અને પોતે કેટલીક વસ્તુઓ સિદ્ધ કરવા ઉપરથી જો ડૉ. જગદીશચન્દ્રને એવી પ્રેરણા થઈ હોય કે હિન્દ પોતાની અસલ ઉન્નતિ પ્રાપ્ત કરવાની સાથે અગાઉનાં જેવાં મહાન્ સરસ્વતિ-મન્દિરો ધરાવી પાશ્ચાત્ય વિજ્ઞાનવિશારદ વિદ્વાનોનાં બાલકોને અત્રે જ્ઞાન અપાતું થાય તો તેઓની તે મહત્વાકાંક્ષા તેઓ જેવા એક વિદ્વાન્ વૈજ્ઞાનિકની ઉંડી દેશભક્તિનું નિર્મળ પ્રતિબિંબજ પાડે છે. હિન્દના ભાવિ ઉત્કર્ષની આશાના ઉદ્ગારો કહાડતાં ડૉ. બોઝ કહે છે કે, " અત્રે એક એવું સરસ્વતિ મન્દિર સ્થાપન થશે કે, જ્યાં સંસારનાં બંધનોને કાપી નાંખી શિક્ષકો સત્યની શોધ ચાલુ ચલાવશે અને પોતાનું કામ પોતાના શિષ્યોને હસ્તક સોંપીને પોતાના શરીરનો ત્યાગ કરશે, કારણ કે તેઓના આશયો એક સન્યાસીના આશયોને મળતા છે. અને હિન્દજ એક એવો દેશ છે કે જ્યાં વિજ્ઞાન અને ધર્મ વચ્ચે વિરુદ્ધતા હોવા છતાં જ્ઞાનજ ધર્મ લેખાય છે!"

રા. જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર.

## શુષ્ક જીવન કેમ ખીલે?

દ્રુત વિલંબિત.

અચળતા પ્રિય! ના જગમાં કહીં, જીવન શુષ્ક બને ઘડીમાં વળી;
વહીં જતું ટુંકું આયુષ્ય સત્વર, મનનું સર્વ રહે મનમાં ખરે! ૧
નહિ જગે સુખ સર્વ ગ્રહાય છે, પ્રભુની મીઠી દયા ન પમાય છે;
પ્રભુની ગેબી કલા ન કળાય છે, નહિ અહીં! નહિ ત્યાંય વસાય છે! ૨
હૃદયનો ધ્વનિ એક કહે કંઈ, સુકૃત તું જગમાં કરજે અતિ;
કમલ જેમ બહુ વિકસે-ખીલે, હૃદય તેમ સદા વિકસાવજે. ૩
સુકૃત શ્રી પ્રભુ ખાતર કો દિને, જીવનવેલ લીલીજ બનાવશે;
ભલું કરો નિત્ય તો નર, તેથી સૌ, મનની શાંતિ અહીં તહીં પામશો. ૪

રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

प्रजाकीय प्रकरण-

# हिन्दुस्तानने आदर्श रूप केनेडा.



કેનેડા વિષે હિન્દુસ્તાનને ઘણું જાણવાનું છે. "રૂડીયાર્ડ કીપ્લીંગ" ના ગ્રંથોથી જે હિન્દીવાનો જાણીતા છે તેઓએ તેનું "અવર લેડી ઓફ ધી સ્નોઝ" નામનું કાવ્ય વાંચ્યું હશેજ. સાહિત્યની દ્દષ્ટિયે તે કાવ્ય ગમેતેવું હોય; પણ ખરૂં જોતાં આ કાવ્યમાં કેનેડાની અખબર તુલના થઇ નથી. સાહિત્યના માત્ર આ ટૂંકા કાવ્ય ઉપરથી કેનેડા વિષે કંઈ પણ મત બાંધવો એ ઉચિત નથી. કીપ્લીંગના ગ્રંથો બાદ કરીએ તો હિન્દુસ્તાનમા વંચાતાં પુસ્તકો પૈકી કેનેડા વિષે કંઇ પણ ઇતિહાસ વંચાતો માલૂમ પડતો નથી. અને એ દેશ સંબંધી હિંદુસ્તાનનાં ચોપાનીયાંમાં પણ કંઈ છાપવામાં આવતું નથી. શાળાઓનાં પુસ્તકોમાં, ઇતિહાસોમાં, ભૂગોળોમાં, એ દેશનાં સાધન તેમજ ત્યાંની પ્રજા સંબંધી માત્ર દિગ્દર્શનજ થયેલ હોય છે. આ વર્ણનોમાંથી માત્ર ઘણી થોડીજ ખબર મળી શકે છે. અગાઉ કેનેડામાં ગયેલા હિન્દીવાનોના પ્રવાસો અને અનુભવોનાં હિન્દુસ્તાનમાં બહાર પડેલાં જાહેરનામાથી આ દેશનું ધ્યાન ખેંચાયું હતું તોપણ આવાં લખાણોમાંથી તે દેશના લોકો અને રીતભાત સંબંધી કંઈ પણ જાણી શકાય નહિ. કેનેડા પ્રદેશ ખેતીમાં, વનમાં ફળમાં, ધાતુઓમાં વગેરેમાં ઘણો ધનવાન છે. ત્યાં ઊન્નતિ પામેલાં સ્ત્રીપુરૂષોની વસ્તી બહોળી છે. અને જોકે તેનો ઇતિહાસ ઘણો જૂનો નથી છતાં ત્યાં હિન્દુસ્તાન વાસ્તે ઘણા અનુકરણીય પાઠો છે. અને પ્રસ્તુત લેખ લખવાનો ઉદ્દેશ પણ આ સંબંધી કંઇક પ્રસ્તાવ કરવાનો છે.

કોઈ નવો પુરૂષ જ્યારે કેનેડામાં પહેલવહેલો જાય છે ત્યારે તેના કેનેડીયન ભાઇઓને તે ઘણો ખેદ ઉપજાવે છે. પાશ્ચાત્ય દેશના વ્યવહારોની વસ્તુસ્થિતિથી અજ્ઞાન હોવાથી તે કેનેડીયન સંસ્થાઓને અમેરીકન સંસ્થાઓ તરીકે સ્વીકારે છે કારણકે તે એમ માને છે કે, કેનેડાના લોકો અમેરીકાના દ્વિપકલ્પમાં રહે છે તેથી જેવા તેઓ અમેરીકાના રહેવાસીઓ છે તેવાજ યુનાયટેડ સ્ટેટસના પણ છે. પણ તેની આ પ્રકારની ગંભીર ભૂલ થોડા વખતમાં તેને માલૂમ પડે છે ને તે સમજે છે કે યુનાઇટેડસ્ટેટસના વતનીઓ પોતાને ત્યાંના રહેવાસીઓ કહે વસવવાને બદલે પોતાને 'અમેરીકન' તરીકે ઓળખાવે છે અને આ

પ્રમાણે પોતાની તેમજ પ્રજાકીય પૃથક્-હયાતી જાળવી રાખવા માટે 'અમેરીકન' કહેવાને બદલે ' કેનેડીઅન ' સંજ્ઞા ધારણ કરવાની કેનેડાના રહેવાસીઓને ફરજ પડી છે.

અને તેઓને તોફાની-જંગલી (Yankee) કહે તો ઘણું ખોટું લાગે છે. કેનેડીયનો સ્વદેશાભિમાની હોય છે. તેઓ પોતાના દેશને ઘણા વફાદાર હોય છે, અને પોતાની ભૂમિના સાહિત્યમાં તેઓને અપૂર્વ વિશ્વાસ હોય છે અને તેમના દેશના ભવિષ્યની મહત્તા માટે એવી પ્રશંસા તેઓ કરે છે કે સાંભળનારને અજાયબી લાગ્યા સિવાય રહેતી નથી. એમનું ગૌરવ પુરૂષાર્થથી પરિપૂર્ણ હોય છે અને પ્રત્યેક કેનેડીયનમાં નવું બળ નવો જુસ્સો અને નવું ચેતન તે ભૂમિ આપે છે. ઘણીવાર લોકોને કદાચ કેટલીકવાર ખત્તા ખાવા પડે છે, પણ તેઓને એટલો તો ન્યાય આપવો જોઈએ કે તેમની સ્વદેશ પ્રત્યેની પ્રીતિનો જુસ્સો આડંબરી અને ઉપરછલ્લો હોતો નથી. કેટલીકવાર એવી નોંધ પણ લેવાયલી છે કે, સ્વદેશાભિમાનની લાગણીથી ઘણી વખત કેનેડીઅનો અને અમેરીકનો વચ્ચે ઝપાઝપી થએલી ! આવા પ્રસંગો કેનેડીઅન ઉપર સ્વામીત્વપણું ધરાવનાર અમેરીકનની ધમકીથી બનેલા છે. કેનેડીઅનની સ્વદેશ પ્રીતિ એ ઉપરટપકાની લાગણી નથી પણ તેના અંતરની સાચી ભાવનાથી ઊભરાતી લાગણી છે અને તેના આત્મા સાથે તે લાગણી વખણાયલી હોય છે—બલ્કે તે તેનો એક અંશ હોય છે. કેનેડામાંના દેશાભિમાનનો અમુક અર્થ થાય છે. આ પ્રકારના ખરા જુસ્સાથી ઘણા વિતર્કોનો સમૂળો નાશ થયો છે. આ પ્રકારના સ્વદેશાભિમાનથી કેનેડામાં વસેલા અંગ્રેજને ઇંગ્લેંડને પોતાના વતન તરીકે સ્વીકારવું ગમતું નથી. અને કદાચ તે પ્રમાણે સ્વીકારે તો તે ટીકાને પાત્ર થાય છે. કેનેડામાં વસનાર અંગ્રેજ ઈંગ્લેંડને પોતાના જુના વતન તરીકે ઓળખે છે તે દેશ પ્રત્યે પોતાની સારી લાગણી ધરાવે છે પરંતુ કેનેડાજ પોતાનો દેશ હોય તેમ તેઓ હવે માનતા થયા છે તેથી તેની એકચિત્તાભક્તિ કેનેડાનેજ અર્પણ કરવામાં આવે છે. જેઓ—અંગ્રેજો અથવા અન્ય દેશની પ્રજા—પોતાની જન્મભૂમિને જૂનું વતન કહેવું અને કેનેડાને તેમનું હાલનું અને ભવિષ્યનું વતન કહેવું એવો જુસ્સો બતાવી શકતા નથી તેઓની ગણના એક સભ્ય કેનેડીઅન તરીકે થતી નથી અને તેઓ 'એન. જી.' ( N G )ની સંજ્ઞાથી ઓળખાય છે.

આવા લોકો જીવન સારી રીતે શી રીતે ગાળવું એટલુંજ માત્ર સમજી શકે છે અને કેનેડામાં માત્ર થોડાંજ વર્ષ રહીને પોતાની જન્મભૂમિમાં પાછા ફરે છે અને કેનેડામાંથી પ્રાપ્ત કરેલી સંપત્તિને ભોગવવા પાછા ફરે છે.

આથી એમ નથી સમજવાનું કે, કેનેડીયન સ્વદેશાભિમાન ઇંગ્રેજી અથવા

બ્રિટીશ રાજ્ય સાથેના સંબંધો તોડી નાખવા માગે છે. ઉલટું, કેનેડીઅનો બ્રિટીશ રાજ્યને વફાદાર છે. ટૂંકમાં કેનેડીઅન પોતાના દેશનો પ્રથમ વિચાર કરે છે. સ્વદેશ-કલ્યાણનો વિચાર પ્રથમ થાય છે અને પછી અન્યનો.

અમેરીકાનો ઉદય થવાનું મૂળ કારણ આ જુસ્સો છે. આ (સ્પીરીટ) ના ઉપર કેનેડાનું ભવિષ્ય બંધાયુ છે. પોતાના વ્યાપારના ઉદયમાટેની ઇંગ્લેંડની અપરિમિત અભિલાષાને કેનેડીયન જુસ્સો (Spirit) પ્રતિબંધરૂપ થઇ પડયો છે. કેનેડાની વૃદ્ધિ અટકાવીને ઇંગ્લેંડ પોતાના વ્યાપારમાં મુખ્ય બનાવવા ઘણા પ્રયત્નો કર્યા છે પણ કેનેડા તેમ કરવા દે એમ નથી. ઇંગ્લેંડની જો આ પોતાની ઇચ્છા ફળિભૂત થાય તો હિન્દુસ્થાનની માફક કાચો પદાર્થ જેવો કે અનાજ, માંસ, ચામડાં વગેરે ઉત્પન્ન કરવા તરીકે કેનેડા રહેશે અને ઇંગ્લેંડના શાહુકારો તથા મજુરીઆત વર્ગને પુરૂ પાડવા રોકાશે. આ કાચા પદાર્થને ઇંગ્લેંડમાં પકવ બનાવવામાં આવશે. ને તેથી ત્યાંના કારીગરો વ્યાપારીઓ, દલાલો, શાહુકારો અને પેઢીઓવાળા કેનેડાની વૃદ્ધિને અટકાવીને રૂષ્ટપુષ્ટ બનશે. કેનેડા આ સમજે છે અને તેથી મૃતપ્રાય સ્થિતિએ આવવા ચ્હાતું નથીજ. કેનેડીયનો આવેશમાં આવીને પ્રતિજ્ઞાપૂર્વક કહે છે કે ગમે તે જાતના દુશ્મનોની લૂંટમાંથી પણ અમે અમારા દેશનું સંરક્ષણ કરીશું; અમારા જુના દેશની પ્રીતિથી અમે કાંઇ કેનેડા કે જે અમારૂં ગૌરવ અને અમારી ભવિષ્યની આશા છે તેના ભોગે બીજા દેશની ઊન્નતિ થવા દેશું નહિ. કેનેડીયનમાં આવો જુસ્સો આવેલો છે તેથી તે કેનેડા અને ઇંગ્લેંડ બન્ને માટે ઇચ્છવા જોગ છે. કેનેડાની વૃદ્ધિમાં કાંઇ પણ ઉમેરવું તેવા સંતોષમાં ઇંગ્લાંડનું ખરૂં ગૌરવ હોવું જોઇએ. કેનેડાને નીચો નમાવીને અન્ય પ્રજાના પલ્લામાં સર્વોપરી ગણાવાની ઇંગ્લેંડની આ તીવ્રેચ્છાના આ પ્રશંસનીય અને અજીત જુસ્સાથી સુધારો થતો જાય છે અને તે ઇચ્છા દબાતી પણ જાય છે. કેનેડાનો આ જુસ્સો સુભાગ્યશાળી અને ધન્યપાત્ર છે. આવા સ્વતંત્ર ભાવ અને સ્વદેશાભિમાનના પ્રતાપવડેજ કેનેડા ઘણીજ ત્વરાથી આગળ ને આગળ વધ્યા જાય છે. સ્વદેશ તેમજ વિદેશનો વ્યાપાર બાહોળો થતો જાય છે અને અનાજના ભંડારોની પણ ઊથલપાથલ થાય છે. ઘઊં, બાજરી, જવ અને દાણા તથા ઘાસ વગેરેનો નિકાસ સારા પ્રમાણમાં વૃદ્ધિંગત થાય છે, કેનેડાની ધાતુ, ફળફળાદિને વધારે ધ્યાન આપવામાં આવે છે, તેમજ ઊત્સાહ તથા શૌર્યથી તેનું સંશોધન કરવામાં આવે છે. અને દરેક પ્રકારની બનાવટનાં કારખાનાં દેશમાં સ્થાપવામાં આવેલાં છે. અને તેનો વિકાસ એકદમ થવા માંડયો છે. સરોવરો, ધોધો, નદીઓ, તથા ઝરાઓના જુસ્સા (force) ની મદદથી ફેકટરીઓ વગેરે ચલાવવામાં આવે છે. દરેક જાતની શાખાઓમાં કેનેડીયનો આગળ ધપીને પગપેસારો કરતા જાય છે. દરેક જાતનો બીગાડ ખાળવા પ્રયત્ન કરે છે. અને ઊછરતી પ્રજા

સાધનોનો વિકાસ કરે, વ્યાપાર વધારે ઊદ્યોગ હુન્નરને ખીલવે અને ખાણો, જંગલો તથા ફળદ્રુપ વૃક્ષો અને ક્ષેત્રોમાંથી વધારે પ્રાપ્તિ કરી શકે તેને માટે તેઓ દરેક જાતની સગવડ અને વ્યવસ્થા પૂરી પાડવા પ્રયત્ન કરે છે.

કેનેડાના લોકની પ્રગતિ ઘણી જગજાહેર છે. કેનેડીયન ઘણા સાવધાન હોય છે અને ભાગ્ય ઊપર આધાર રાખી બેસી રહેનાર નથી. અમુક બાબત હાથમાં લીધા પહેલાં તેઓ તે ઊપર સારી પેઠે મનન કર્યા કરે છે. કેનેડીયન અમેરીકન જેટલા ધાંધલીયા હોતા નથી. કેનેડાનો વેપારી વર્ગ શાન્તિથી અને ધાંધળ મચાવ્યા વગર કામ કર્યા જાય છે, તોપણ પ્રગતિ અને સાહસ ખેડવાનો જુસ્સો કેનેડાનો દીપી આવે છે. આ બન્ને ગુણો ત્યાંના વાતાવરણમાંજ જોવામાં આવે છે એટલુંજ નહિ પરંતુ દરેકની નસેનસમાં રમી રહેલા હોય છે. અર્વાચીન કાળનો ખરો અંકુર કેનેડામાં ઝળહળી રહ્યો છે. તે પ્રાન્તમાં અને તેના વાતાવરણમાં જેવો થાય છે તે સારા વાસ્તે થાય છે. કેનેડીયનો સુધારણા ઉપર ઘેલા થઇ ગયા છે ( તેની પાછળજ મંડયા રહ્યા છે ). ગદ્ધા વેતરૂ ઓછું કરવા અને દરેક જાતની સગવડ થઇ પડે તેવાં દરેક જાતનાં હાલના જમાનાનાં યન્ત્રોથી તેમનાં ઘરો શોભાવવા માટે, તેઓની પ્રથમ અને ઊંડી ઇચ્છા હોય છે. આગળ પડતા પ્રદેશને છાજતી સઘળી સગવડો તેઓ વાંચ્છે છે. કેનેડીયનના ઘરનો એક તબેલો તે હિંદુસ્થાનના એક પ્રસિદ્ધ ઘર કરતાં વધારે સ્વચ્છ હોય છે. તેવા તબેલામાં ઈલેકટ્રીક લાઇટ કરવામાં આવે છે.

વિદ્યાર્થીઓના શિક્ષણ માટે પૂરી પાડેલી સગવડોમાં પણ પ્રગતિ માલુમ પડે છે, ત્યાંની સરકાર તથા ત્યાંના લોકોએ શિક્ષણ પદ્ધતિ સારી તેમજ ઊપયોગી બનાવવા પ્રયાસ કર્યો છે. કૉલેજો અને તેને અંગેનાં મકાનો યુનિવર્સીટી ( આખી દુનીયામાં શ્રેષ્ઠ ગણાતી ) સ્થાપવામાં આવ્યાં છે. દેશના જુદા જુદા ભાગોમાં ઇન્જીનીયરીંગ શીખવવાની ખેતીવાડી અને વિવિધ હુન્નરકળા શીખવાની નિશાળો પણ સ્થાપવામાં આવી છે અને એક કીનારેથી બીજા કીનારા સુધી પ્રાથમિક અને મોટી નિશાળો, તથા વણાટ કામ, સુથાર કામ, ગુંથવાનું વગેરે શીખવવાની નિશાળો પણ ખુલ્લી મુકવામાં આવી છે. પ્રાથમિક શિક્ષણ ફરજીયાત છે. થોડાં ઝુંપડાવાળા ગામોમાં પણ નિશાળો સ્થાપવામાં આવેલી છે. કેનેડાના જુદા જુદા પ્રાન્તોની કેળવણી આપવાની પદ્ધતિઓની પૂર્ણ તપાસ કર્યા પછી માલુમ પડશે કે દુનિયામાં કોઇ પણ સ્થળે મુકાબલો ન થાય તેવી કેળવણીની સગવડો ટુંકી મુદતમાં ત્યાંના બાળ બાળીકાઓને પ્રાપ્ત થશે. કેળવણી આપનારને તથા તેઓના ઊપરીઓને જે અડચણો નડે છે તે પણ અભ્યાસ કરવાલાયક છે. કેનેડાના લોકો વિવિધ દેશમાંના વસાયત તરીકે ગણાય છે અને ત્યાં વર્ણ, ધર્મ, જાતિ, રંગના ઘણા ભેદો\માલુમ પડે છે. " કેનેડીયનો " આ શબ્દથી

ભિન્ન ભિન્ન જાતીની વસાયતનો તુરતજ ખ્યાલ આવશે. જેમ ખાદું શાક બોલતાં અંદરની તમામ લીલોતરીનો ખ્યાલ આવે છે. તેમ " કેનેડીયનો " એ નામથી અંગ્રેજો, ફ્રેન્ચો, જર્મનો, સ્વીડન લોકો, નોર્વેયનો, ક્રીશ્ચીયનો, એન્ટી ક્રીશ્ચીયનો, પ્રોટેસ્ટંટો, કેથોલીકો, ફ્રી થીંકરો, નાસ્તીકો તેમજ આસ્તીકો વગેરે બીજા ઘણાના સમૂહનો ખ્યાલ તુરત આવશે. થોડા વખત ઉપર ફ્રેન્ચ અને ઇંગ્લીશ કેનેડીયનો એક બીજાનાં ગળાં કાપતા હતા. આજે પણ કેનેડીયનોના આ ઉભય પક્ષમાં ઈર્ષ્યા અને ઝેર માલુમ પડે છે, આ ભિન્ન ભાવો ઘણાજ ડહાપણથી અને એકનિષ્ઠાથી દૂર કરવામાં આવ્યા છે.

ત્યાંની કેળવણી ત્યાંના બાળકોને એમ શીખવે છે કે " તમારા ભિન્ન ભાવોને દૂર કરીને તમારા સમાન દેશ માટે તમારે ગૌરવ રાખવું જોઇએ અને તમારા સામાન્ય હિતને માટે સરખો સ્વાર્થ બતાવવો જોઇએ. જેથી દરેક જાતના લોક વચ્ચે ઐક્ય થાય. દરેક કેનેડીયનના મ્હોંએ " અમારો દેશ દુનિયામાં સર્વોત્કૃષ્ટ છે " એવા શબ્દો સાંભળવામાં આવે છે*

રા. ચુનીલાલ આર. પરિખ, બી. એ.

---

## માતૃભાષાનું મહત્વ.

" મન જેટલે અંશે પોતાને માટે વાચા પ્રાપ્ત કરે છે તેટલેજ અંશે સંવર્દ્ધન પામે છે; પરભાષા દ્વારા એ પ્રાપ્ત થઈ શકે જ નહિ. માતાના ખોળામાં રમતાં જે ભાષા શીખાય, તેમાંજ આપણું લાગણી, ભાવના, અને વિચારમય જીવન બંધારણ પામે છે. જો કોઈ બાળક કદાપિ એકજ વખતે બે ભાષાઓમાં સરખી રીતે ઉછરી શકે, તો તેટલી તેને હાનિજ છે. તેનું માનસિક તથા આત્મિક સંવર્દ્ધન એથી બેવડાશે નહિ પણ અર્ધું થઈ જશે. + + આ પ્રમાણે શબ્દોને જીવંત કરવાને તેમને જીવનની સાથે તન્મય કરી નાખવા જોઈએ, અને જેમ આપણાં બે જીવન નથી પણ એકજ છે, તેમ ભાષા પણ એકજ હોઈ શકે. માટે જે જે ઇતર ભાષાઓ આપણે પ્રાપ્ત કરીએ તે આ સ્વભાષાના સંબંધમાં ગૌણમાત્ર હોઇ શકે."

" પ્રો. લોરી. "
( શિક્ષણનો ઇતિહાસ. )

---

* આ મહત્તનો લેખ આવતા અંકમાં પૂર્ણ થશે.

एक स्केच.

# देशी पुतळांने कंठेः—



ભૂમિ તેના ઉદરમાં અઢળક ધનભંડાર છૂપાવી રાખે છે, રત્નાકર તેના ઉંડાણુમાં મબલખ રત્નો રાખી મૂકે છે—અને સ્વયં તેનો સદુપયોગ થતો નથી. તેના ઉલટા અનુકરણે, દેશના કેટલાક ધનિકો તેમનાં ધનને,વિદ્વાનો તેમના જ્ઞાનને અને બળવાનો તેમની શક્તિને,કૃપણુતાથી ત્રિજોરીમાં, મગજમાં અને અંગમાં-અનુક્રમે-જેઓ કેવળ ભરીજ મૂકે છે અને તેનો દેશહિતાર્થે સદુપયોગ પોતે કરી શકતા નથી કે કરાવી શકતા નથી, કરવાનું કહેતા નથી કે કરવા દેતા નથી તેમને, તેમજ—

જેઓ દેશમાં છે પણ દેશના નથી, ટાપટીપથી શણગારેલાં નાટકનાં પુતળાં પેઠે રહેનાર જેઓ દેહનાજ અભિમાની છે ને દેશ પ્રત્યે માન જેઓ ધરાવતા નથી જેઓ "નનામા" નથી, પણ નામવાળા છે છતાં "નામના" વગરના હોઇ "નામનાં" જીવનેજ જીવવાને જેઓનો અવતાર છે, તેમને, તેમજ—

ડાર્વિનના શબ્દોમાં "માનવીના પૂર્વજ" કોઈ કપિનું મ્હોં, તેને ચણા ખવડાવતાં પહોળું થઈ જાય છે તેમ, અનેક પ્રકારના ઉપભોગનું ન્હોતરૂં આવતાં જેમનાં મ્હોં, અંગના ઉઘડતા દરવાજા પેઠ પહોળાં થઇ જાય છે અને ઉપભોગને બદલે આત્મભોગ કે દેશહિતાર્થે ઈચ્છાભોગનું તેડું આવતાં જેમનું મ્હોં નેપાળો કે ઓળિયો ગળવા જેવું, કે એરંડિયું પીધા જેવું કટાણું થઈ જાય છે તેમને, તેમજ—

ખાનપાનનેજ ખાતર જેમનાં જીવન સરજાયલાં છે, મરવાને આળસેજ જેઓ જીવી રહ્યા છે, અર્પણુ થતી વસ્તુઓને સ્વીકારવામાં સંપૂર્ણ ઉદાર અને સ્વાર્પણુ-કરવામાં એટલાજ જેઓ કૃપણુ છે, તેમને, તેમજ—

કવીશ્વર દલપતરામની કવિતા "વાડામાંથી પાડું એક, છૂટું થઈને નાઠું છેક" જેવી ગાવામાં જેઓ ગરકાવ થાય છે અને તેજ કવિની 'સ્વદેશ પ્રીતિ' વાળી કવિતા જેવાં દેશ ગીત ગાવાં જેને કડવાં ઝેર જેવાં લાગે છે તેવાં ચેતનવંતાં આપણાં દેશી ( વિલાયતી માલ જેવાં વિદેશી નહિ ) પુતળાંને નીચેનું* Parody કાવ્ય કેવળ નિષ્કામવૃત્તિથી અર્પણુ કરવામાં આવે છે:—

* Parody એટલે પરિહાસમય અનુકરણ: એકાદ ગંભીર વિષયના ભાવ, શબ્દો શૈલી કે વાક્યની નકલ તદ્દન ભિન્ન–ઉતરતી કોટિના વર્ણનમાં થાય અને એ રીતે મૂળ લેખનું ગાંભીર્ય, રૂપાન્તરે લઘુતામાં ફેરવાઇ જાય તે Parodyનો પ્રકાર થયેલો ગણાય છે. એજ નિયમે કવીશ્વર દલપતરામની સ્વદેશ પ્રીતિ નામની કવિતા સ્વદેહ પ્રીતિમાં ફેરવાયથી છે.

## "સ્વદેહ પ્રીતિ."

૧

ભલી ભાર્ત્તભૂમિ વિષે રોજ રહેતો,
હશે કો બીચારો નથી જેહ કહેતોઃ—
"ભલો "દેહ" મારો ભલી "ભૂમી" મારી,
મને પ્રાણથી નિત્ય છે એહ પ્યારી."

૨

હશે "ઋષિ" કો મારતો ભૂમિ ભારે,
નથી "દેહ"ની દાઝ દીલે લગારે;
સદા "શુષ્ક" હૈયું રહે વજ્ર જેવું,
અમારે બીજાં શું નહિ લેવું દેવું.

૩

અહો હો, મહા હું બહુ લક્ષ્મીવાળો,
વડો વૈભવી, રાજવી ને રૂપાળો;
"ભરૂં" પેટ તે કાગ-કીડા પ્રમાણે,
ભલે ના અમોને વિવેકી વખાણે.

૪

"સ્વદેહી" છતાં "દેહી"નાં દુઃખ ટાળે,
હજારો જનોને સદા જેહ પાળે;
વળી લોક-કલ્યાણમાં લાભ લેખે,
પૂરા પ્રેમથી કોણ તેનેજ પેખે?

૫

"નહિ" વિદ્વતા "વાપરૂં" દેશ-દાઝે,
"નહિ" "વાપરૂ" પાઈ "આ લોક" "કાજે;"
"નહિ" કામ "માંડુ" સ્વદેશાભિમાની,
ગુજારૂં તથાપિ સુખે ઝિંદગાની.

૬

"વિદેહે" વસું તો ઘણો કાળ ગાળી,
"સ્વદેહે" બનીને મહા લક્ષ્મીશાળી;
નીચોવી સંબંધી સગાં લેઉં ભાવે,
અને આવી રીતે ભલે મૃત્યુ આવે.

રા. કેશવ હ. શેઠ.

વાર્તા પ્રસંગ.







રિબાળાને છોકરૂં છૈયું નથી; અને તે તાલેવંતને ઘેર પરણી હતી એટલે કામ પણ બહુજ ઓછું કરવાનું હતું. એનો પતિ છે, પણ એના કહ્યામાં નથી. પોતે ગૃહિણી પદ પામી છે પણ એના પતિનું મન જીતી શકી નથી: કહો કે એના પતિએ નજર પણ નાંખી નથી.

જ્યારે તાજાંજ લગ્ન થયાં હતા ત્યારે ગિરિબાળાનો પતિ ગોપીનાથ કોલેજમાં ભણતો હતો; પણ ઘરનાં ન જાણે એમ કોલેજમાંથી છટકી જઈને ગિરિબાળાને મળવા–એની સાથે રહેવાના આનંદ ભોગવવા, ગોપીનાથ આવતો. અને ગિરિબાળા સાસરે રહેતી હતી છતાં એ ગોપીનાથ સુગંધી નોટપેપર ઉપર કાગળ લખીને છુપી રીતે ગિરિબાળાને પ્હોંચાડાવતો: તેમજ મારા ઉપર પ્રેમ નથી એમ ગિરિબાળાના જવાબથી અતિશય હર્ષિત થતો.

એવામાં ગોપીનાથના પિતા મૃત્યુ પામ્યા, એટલે બાપિકી સઘળી મિલકતનો વારસ એ થયો. અને જેમ હમેશાં બનતું આવ્યું છે તેમ એને ફોલીખાવાને તાળી મિત્રો–શેરીમિત્રો એકઠા થયા: એક સાકરના કટકાની આસપાસ કીડીઓ ઉભરાય તેમ. અને હવેથી પોતાની સ્ત્રીથી ગોપીનાથ ધીરે ધીરે દૂર થતો ગયો: અને આડે રસ્તે ચઢવા લાગ્યો.

ચાર જણમાં પોતાની શેઠાઈ બતાવવી: અને એમ લોકો પર સરસાઇ ભોગવવાની લાલચમાંથી બહુ થોડાજ બચી ગયા છે. પાંચ પચીસ હાજી હા કહેનારા કોઈ કમઅક્કલ પણ માલદાર શેઠને મળી જાય તો પણ એવા ખુશામતીઆ લીલા વનના સૂડા જેવા લુચ્ચાઓમાં પણ શેઠાઇ બતાવવામા ઓર આનંદ મળે છે. ગોપીનાથ દહાડે દહાડે એવી શેઠાઈ બતાવવા લાગ્યો અને હંમેશા લખ લુટ ખર્ચ કરીને પેલા ખુશામતીઆઓની વાહ વાહ લેવા લાગ્યો. અને એ વાહ વાહ જેમ જેમ મળતી ગઇ તેમ તેમ તેને જાળવી રાખવાને રોજ રોજ એવું ને એટલું બલ્કે વધારે વધારે ખરચમાં ઉતરવા લાગ્યો.

એ દરમિયાન બિચારી ગિરિબાળા વયે જુવાન હોવાથી એકાંત જીવન ગાળતી હતી અને અજાવગરના રાજા જેવી પોતાની જાતને માનતી હતી. તે જાણતી હતી કે પુરૂષ-હૃદયને જીતી લેવાની શક્તિ તેનામાં છે, પણ જીતાવાને કયા પુરૂષનું હૃદય ત્યાં હતું ?

ગિરિબાળાની દાસીનું નામ સુધા હતું. એ છોકરીને નાચતાં તથા ગાતાં આવડતું: અને ગીતો જોડી કહાડતાં પણ આવડતું હતું. કોઇ કોઇ દહાડે પોતાની શેઠાણીને, દિલગીર હૃદયે કહેતી પણ ખરી કે તમારા જેવી સુંદર શેઠાણી આવા મૂર્ખના હાથમાં ક્યાંથી આવી? પોતાના સૌંદર્યનાં વખાણ સાંભળીને ગિરિબાલાને અંતરમાં ઘણો આનંદ થતો પણ તે બ્હાર કશું જણાવતી ન હોતી. એને બદલે જ્યારે જ્યારે સુધા એ પ્રમાણે વખાણ કરવા લાગતી ત્યારે ત્યારે–ગિરિબાલા! તું જુઠું બોલે છે એમ કહેતી. એટલે સુધા સમ ખાઇને કહેતી કે તે જે કહે છે તે તદ્દન ખરૂંજ કહે છે. પણ સમ ખાવાની જરૂરજ શી હતી? ગિરિબાલા મનમાં પોતાની સુંદરતાનો પ્રભાવ સમજતી હતી.

સુધા એક ગાયન ગાતી તેનો ભાવાર્થ એવો હતો કે, તારા પગને તળીએ હું તારો ગુલામ છું એમ લખવા દે. એ સાંભળી ગિરિબાળાના મનમાં થતું કે એના પગની પાનીઓ એટલી બધી સુંદર હતી કે પુરૂષનાં જીતાયેલાં હૃદય ઉપર પ્રમાણે ત્યાં લખે તો એમાં કાંઈ નવાઇ જેવું ન હતું.

પણ ગોપીનાથ જે સ્ત્રીનો ગુલામ થઇ રહ્યો હતો તેનું નામ લવંગા હતું. એ જાતે એક ‘ એકટ્રેસ ’ હતી, અને પ્રેમમાં નિષ્ફળ થવાથી મૂર્છા પામતી સ્ત્રીનો “ પાર્ટ ” એવો તો ભજવી શકતી હતી કે ગોપીનાથનું ચિત્ત લલચાયું હતું. હજુ ગોપીનાથ એની સ્ત્રીની કાબુમાંથી છેકજ ગયો નહોતો ત્યાં સુધી લવંગાની અપૂર્વ અભિનય કળાનાં વખાણ પતિને મોંઢથી ગિરીબાલાએ સાંભળ્યાં હતાં. અને એ ઉપરથી રંગ–ભૂમિપર એને જોવાની ઉત્કંઠા ગિરિબાલાને થઇ હતી. પણ આપણા હિંદુસંસારમાં સ્ત્રીઓ ભાગ્યેજ નાટકમાં લઇ જવામાં આવે છે એટલે ગોપીનાથે પત્નીને પોતાની સાથે નાટક જોવા લઈ જવા ચોખ્ખી ના પાડી.

એ ઉપરથી ગિરિબાળાએ ગાંઠના પૈસા ખર્ચીને સુધાને એના અત્યંત વખણાએલા “ પાર્ટ ”માં, લવંગાને જોવા મોકલી. પણ જ્યારે સુધાએ લવંગાની એકટીંગ–હાવભાવ વિષે પોતાની શેઠાણી આગળ વાત કરી ત્યારે ગોપીનાથને મ્હોંએથી જે વખાણ સાંભળ્યાં હતાં તે તો દૂર રહ્યાં પણ લવંગા કાંઇ ખરા હાવભાવ કરતી નથી પણ ચાળા ચેષ્ટા વધારે કરે છે એમ ગિરિબાળાએ સાંભળ્યું.

પણ આખરે લવંગાનું આકર્ષણ વધવાથી ગોપીનાથ ગિરિબાળાને છોડીને જતો રહ્યો. એટલે ગિરિબાળાને સુધાની વાતમાં શંકા પડવા લાગી. તોએ પણ સુધાએ તો પોતાનોજ કક્કો ખરો કર્યો અને વધારામાં ઉમેર્યું કે લવંગા કલેડાના બુધાજેવી ઉજળી છે! પણ ગિરિબાળાને હજુ ખાતરી ન થઇ એટલે એના મનનું પૂરે પુરૂં સમાધાન કરવાને માટે પોતે જાતેજ નાટકમાં જવાનો નિશ્ચય કર્યો.

મનુષ્ય સ્વભાવ એવો વિચિત્ર છે કે જે બાબતની ના કહી હોય તે કરવામાં ઑર આનંદ મળે છે. કાંઇક આવોજ આનંદ અનુભવતી ગિરિબાળા નાટકમાં ગઇ. ગઇ તો ખરી પણ ત્યાં ગયા પછીએ એની બીક ઓછી થઇ નહિઃ પણ

એજ બીકે તેણે જે જે ત્યાં જોયું તેમાં અપૂર્વ સુંદરતા આણી. ચારે બાજુએ નજર કરતાં આંખો નાંખે એવા દીવા, હારમોનિયમનો મીઠો સૂર અને ચિત્રેલો સુંદર પડદો જોઇને પોતે કોઈ બીજીજ સૃષ્ટિમાં આવી ના-હોય, એમ તેને લાગ્યું.

ત્રણ ઘંટડી વાગી એટલે પડદો ઉપડયો, થીએટરનો ઘોંઘાટ ઓછો થવા લાગ્યો. રંગભૂમિને છેડે બળતા દીવા વધારે પ્રકાશિત થયા. એકાએક ઘોર અંધારામાંથી ધીરે ધીરે અજવાળામાં આવતી વૃંદાવનની ગોપીઓ જણાઈ અને ગાયન ગાતી ગાતી રાસ રમવો શરૂ કર્યો. વચ્ચે વચ્ચે પ્રક્ષકોની તાળીઓ પડતી હતી તેથી આખું થીએટર ગાજી ઉઠતું હતું. ગિરિબાળાનું આખું શરીર ધ્રુજતું હતું; એના હૃદયના ધબકારા આટલા ઘોંઘાટમાં એ પણ સાંભળી શકાતા હતા. અને એક પળવાર સુધી પોતે સ્ત્રીજાત હોવાથી થીએટરમાં ન અવાય એવાં બંધનો આ સંગીત ભૂમિમાં ભૂલી ગઈ.

પણ સુધા વારે ઘડીએ રખેને કોઇ દેખશે એ બીકથી વ્હેલા વ્હેલા ઘેર જવાનું આવીને કહી જતી. પણ ગિરિબાળા એના પર જરાએ ધ્યાન આપતી નહિ કેમકે હવે એની બધી બીક ટળી ગઇ હતી.

નાટક આગળ ચાલ્યું. કૃષ્ણએ રાધાનું અપમાન કર્યું છે અને રાધા એનાથી રિસાઇને બેઠી છે. કૃષ્ણ એને હાથ જોડીને વિનવે છે, અને પગે પડવા જાય છે; પણ કાંઈ વળતું નથી. ગિરિબાળાના હૃદયના ધબકારા વધ્યા. એને મનમાં લાગ્યું કે પોતાની સ્થિતિ રાધાના જેવી જ હતી. અને પોતાનું માન સાચવી રાખવા જેટલી સત્તા તેનામાં હતી. સ્ત્રીની સુંદરતાનો પ્રભાવ કેટલો હોય છે એ એણે સાંભળ્યું હતું પણ આજે તો એ પ્રત્યક્ષ જણાયો. આખરે નાટક પૂરૂ થયું અને લોકો વેરાઈ જવા લાગ્યા, પણ ગિરિબાળા વિચારમાં ઊંડી ઉતરી પડી હોય એમ સૂનમૂન બેસી રહિ. ઘેર જવાનું છે તે વાત વિસરી ગઈ. ફરીથી પડદો ઉપડવાની વાટ જોતી બેસી રહીઃ એને લાગ્યું કે કૃષ્ણનું રાધાએ અપમાન કર્યું એ દેખાવ ચાલુ જ રહે તો કેવું સારૂં ! પણ એવામાં સુધા જશે એમ જણાવ્યું.

ગિરિબાળા ઘેર આવી ત્યારે ઘણું મોડું થઇ ગયું હતું. એના ઓરડાના અંધારામાં એક ઘાસલેટનો દીવો ઝાંખો બળતો હતો. અત્યારે એ ઓરડો તેને ઉદાસ અને શાંત લાગતો હતો. એના પલંગની મચ્છરદાનીનું લુગડું બારીમાંથી આવતા પવનમાં ફડ ફડ થતું હતું. આખી દુનિયા અકારી ભાસવા લાગી.

આજથી ગિરિબાળાએ દર શનીવારે નાટકમાં જવાનું રાખ્યું. પણ પ્હેલે જ દિવસે થીએટરમાં દાખલ થઇ ત્યારે જે આકર્ષણ હતું તે અત્યારે નહોતું. કાળા વર્ણની એકટ્રેસો સફેદો ચોળીને આવતી, તે જાણતી અને એમના હાવ-ભાવ ખોટા છે એમ દહાડે દહાડે લાગ્યા છતા નાટકમાં જવાની ટેવ છુટી નહિ. પડદો ઉપડતાંની સાથે જ પોતાની જીંદગી રૂપી કેદખાનાનું દ્વાર ઉઘડતું એને

લાગતું અને રંગભૂમિ એ એક પ્રકારની અજબજ દુનિયા છે ને એ દુનિયામાં પોતે એક શાણી તરીકે કેમ ન રહે એમ લાગ્યું.

જ્યારે પ્હેલીજ વાર પોતાના પતિને ઓડિઅન્સમાં બેઠેલો ને અમુક એક્ટ્રેસને જોઇને તાળીઓ પાડતો અને આફ્રીન થઇ જતો જોયો ત્યારે એને તેના ઉપર અત્યંત ધિક્કાર ઉપજ્યો. અને એના મનમાં એ દિવસ ક્યારે આવે કે ત્યારે હું શાધાની માફક એને પગે પડાવું એમ થયું. પણ એ દિવસ તો આઘો ને આઘો જ જતો, કેમકે ધીમે ધીમે ગોપીનાથે ઘેર આવવાનું પણ બંધ કર્યું અને અનીતિના ખાડામાં દહાડે દહાડે વધારે ઉંડો ઉતરતો ગયો.

એક દહાડો સંધ્યા કાળે, આકાશમાં પૂર્ણિમાનો ચંદ્ર ઉગ્યો હતો તે વખતે ગિરિબાળા સફેદ સાડી પ્હેરીને અગાશીમાં બેઠી હતી. હમેશાં પોતાનાં ઘણાં ઘરેણાં પ્હેરીને આ પ્રમાણે બેસવાની એને ટેવ પડી હતી. આ ઘરેણાં પ્હેરવાથી પોતાના સૌંદર્યમાં વધારો થતો હતો એમ ખાતરી હતી અને તેથી એ સૌંદર્યના ભાનથી દારૂના માફક એને નિશો ચઢતો હતો: અને એથી વસંતઋતુમાં સર્વાંગ ખીલેલો વેલો મંદ મંદ વ્હેતા વાયુમાં આખો ડોલે એમ તેનું આખું શરીર ડોલતું-રોમાંચ અનુભવતું. હાથે હીરાની બંગડીઓ, ગળાંમાં હીરાનો હાર, અને મોતીનો કંઠો, અને આંગળીએ હિરાની વીંટી. સુધા એના પગ આગળ બેઠી બેઠી આનંદથી એની સુંદરતાનાં વખાણ કરતી હતી ને કહેતી હતી કે પોતે એક પુરૂષ હોત તો આવા પગ આગળ પોતાનું જીવન અર્પણ કરત.

સુધાએ ધીમે ધીમે એક ગાયન શરૂ કર્યું અને ધીમે ધીમે રાત પડી. ઘરમાં બધાંએ વાળુ કરી લીધું અને પથારીવશ થવા માંડયું. એટલામાં કોણ જાણે કયાંથી દારૂની નિશામાં ચકચુર બનેલો અને કપડામાંથી સેન્ટની સુગંધી ઠ્હેવડાવતો ગોપીનાથ ત્યાં આવ્યો. ને એને જોયો કે તરત જ સુધા મોં ઉપર પોતાનું લુગડું ઢાંકી દઇને ત્યાંથી નાસી ગઇ.

ગિરિબાળાએ ધાર્યું કે જે દિવસની રાહ જોઇને એ બેઠી હતી તે દિવસ છેવટે આવી પ્હોંચ્યો હતો. એટલે પોતે મ્હોં ફેરવીને ચુપ બેસી રહી.

પણ એણે જે નાટક ભજવવા માંડયું હતું-વિચાર રાખતી હતી-તેનો પડદો નજ ઉપડયો. એના પ્રિયતમના મુખમાંથી વિનવતું ગીત નજ નીકળ્યું પણ નરમ ગાયનને બદલે ગોપીનાથનો કઠોર અવાજ સંભળાયો: લાવ, તારી કુંચીઓ કયાં છે ?

રાત્રીના મંદ મંદ વાતા પવનમાં ગિરિબાળાના નાગફેણ શા કાળા વાળ ઉડતા હતા અને આઘે આઘેથી સુગંધી ખેંચી લાવતા હતા. એક વાળની લટ ગિરિબાળાના ગાલ પર અથડાઇ અને તેની બધી મગરૂબી ઉડી ગઇ. "મારી વાત સાંભળો તો બધી કુંચીઓ તમને આપું" એટલું જ બોલી.

"મારાથી રોકાવાય એમ નથી. ચાલ, કુંચીઓ લાવ."

ગિરિબાળા બોલીઃ હું તમને કુંચીઓએ આપું અને ત્રીજોરીમાં છે તે બધું આપું પણ એટલી સરત કરો કે તમારે મને મુકીને ન જવું.

"એમ બને નહિ. મારે ઘણી ઉતાવળનું કામ છે. તે જવું જ જોઇએ. ત્યારે તો કુંચીઓ નહિ મળે."

ગોપીનાથ કુંચીઓ શોધવા લાગ્યો. કબાટનાં, ટેબલનાં ખાનાં ઉઘાડી જોવા લાગ્યો; પેટીઓ ફંફોસી જોઇ, પથારી તળે, તકીઆ નીચે બધે જોયું પણ કુંચીઓ જડી નહિ. એટલીવાર ગિરિબાળા બારી આગળ પૂતળાની માફક હાલ્યા ચાલ્યા બોલ્યા વગર એકી ટસે જોતી ઉભી રહી હતી. ગુસ્સાથી આખું શરીર તપી ગયું છે જેનું, એવો ગોપીનાથ ઘાંટો પાડી બોલ્યોઃ ચાલ કુંચીઓ લાવ નહિ તો પસ્તાઇશ.

ગિરિબાળા ચુપજ રહિ એટલે ગોપીનાથે ભીંત સરસી એને દબાવી એના હાથ પગને ગળામાંથી બંગડીઓ વગેરે ખેંચી કાઢયાં. અને જતાં જતાં એક લાત મારી ત્યાંથી ચાલ્યો ગયો.

ઘરમાંથી કોઇ આ બનાવ જોવાને જાગી ઉઠયું નહિ. પડોશમાંથી કોઇને પણ એની ખબર પડી નહિ—માત્ર ચંદ્રનુ અજવાળું પ્હેલાનાં જેવુંજ શાંત રહ્યું. અને એ વખતે જે શાંતિ પ્રસરી રહી હતી તે એવા પ્રકારની હતી કે તે વખતે ચીરાએલાં હ્રદય કોઇ દહાડો રૂઝાતાં નથીઃ છુટાં થએલાં અંતર એકઠાં થતાં નથી.

બીજે દહાડે સવારમાં ગિરિબાળા પોતાને પિયર જવાનું કહી ત્યાંથી નિકળી. ગોપીનાથ તે વખતે કયાં હતો તેની કોઇને ખબર નહોતી અને ઘરમાં બીજું કોઇ એનાથી મોટું ન હોવાથી, એને કોઇ રોકી શકયું નહિ.

૨

જે થીએટરમાં ગોપીનાથ વારે વારે નાટક જોવા જતો ત્યાં "મનોરમા" નામના નાટકનું 'રીહર્સલ' થતું હતું. મનોરમાનો પાર્ટ લવંગાએ લીધો હતો અને 'ઓડીઅન્સ'માં બેઠો બેઠો ગોપીનાથ પોતાની માનીતી એકટ્રેસને તાળીઓ પાડીને શાબાશી આપતો." રીહર્સલ"માં આમ ઘોંઘાટ કરતો હતો તેથી મેનેજરને ગમતું ન હતું પણ ગોપીનાથનો ખરાબ સ્વભાવ જાણતો હોવાથી કાંઈ બોલ્યો નહિ. પણ એક દહાડો થીએટરમાં એક 'એકટ્રેસ'ને અટકચાળુ કર્યું તેથી પોલીસને હાથે તેને હાંકી મુકાવડાવ્યો.

ગોપીનાથે, હવે, એનું વેર લેવાનો નિશ્ચય કર્યો. અને જે દહાડે ઘણો મોટો ખર્ચ કરીને અને મોટી મોટી જાહેર ખબરો આપીને, "મનોરમા"નો ખેલ પડવાનો હતો અને લોકોની ઠઠ ભારે જામી હતી તેજ દહાડે લવંગાને ઉપાડીને ગોપીનાથ પલાયનમઃ કરી ગયો. મેનેજરને ઘણું લાગ્યું પણ કરે શું? તે દહાડો પડતો મુકવો પડયો પણ બીજે દહાડે કોઇ નવી એકટ્રેસને લવંગાને બદલે આણીને મનોરમાનો પાર્ટ લેવડાવ્યો; છતાં એ ખેલ પૂરો થયો ત્યાં સુધી એના મનમાં બીક રહેતી હતી કે એ નવી એકટ્રેસ ફતેહમંદ નહિ નિવડે.

પણ આ એકટ્રેસ નવી હતી છતાં એ લવંગા કરતાં ચઢી ગઈ. અને ગોપીનાથે જ્યારે એ વાત જાણી ત્યારે એને આ નવી એકટ્રેસ જોવાની ઇચ્છા થઈ.

નાટકનું વસ્તુ આ પ્રમાણે હતું:-શરૂઆતમાં મનોરમા પોતાના પતિના ઘરમાં એકલી, અને કોઇ દરકાર નથી રાખતું જેની, એવી પડેલી હોય છે. નાટકના અંતમાં એનો પતિ એને છોડીને ચાલ્યો જાય છે અને પતિનું પ્રથમનું લગ્ન છુપાવીને એક લક્ષાધિપતિની કન્યાને પરણે છે. પણ જ્યારે પતિ-પત્ની એકાંતમાં મળે છે ત્યારે પેલા પતિને પોતાની આગલી સ્ત્રી મનોરમાજ પોતાની નવી પત્ની તરીકે આવે છે એમ માલુમ પડે છે. અને અત્યારે પ્હેલાના જેવી સાધારણ દેખાવની નથી પણ અપૂર્વ સૌદર્યવાળી જણાય છે. એનું કારણ એમ હતું કે મનોરમા જ્યારે નાની હતી ત્યારે એને કોઈ ઉપાડી ગયું હતું અને છેક ગરીબાઇમાં ઉછરી હતી. પણ મોટી થઇને લગ્ન કર્યું ત્યાર પછી એના બાપને ખોળ કરતાં એની પુત્રી જડી આવી. અને એથી પોતાની દીકરીનું એવું ઉપર પ્રમાણે ફરીથી ધામધુમથી પોતાને ઘેર લગ્ન કર્યું. નાટકના છેલ્લા પ્રવેશમાં પેલો પતિ પોતાની સ્ત્રીની માફી માગતો હતો અને પેલી ઘુમટો દૂર કરીને એની આગળ ઉભી હતી એવામાં 'ઓડીઅન્સ'માં કાંઇ ખળભળાટ થતો જણાયો. જ્યાં સુધી મનોરમા ઘુમટો તાણીને ઉભી રહી હતી ત્યાં સુધી ગોપીનાથ શાંત બેસી રહ્યો. પણ જ્યારે લગ્નક્રિયા પૂરી થઇ અને લગ્નના લુગડામાં સજ્જ થઇને પોતાના પતિની મુલાકાતે હસતે મુખડે અને શરમાળ મ્હેરે હાજર થઈ; જે વખતે એના મ્હોં પરથી લુગડાંની આડ ખસી ગઇ અને એની અપૂર્વ સુંદરતામાં શોભતી, હાથીની માફક ડોલતી, છાતી કાઢીને રંગભૂમિ ઉપર હાજર થઇ; અને તે વખતની એની અનન્ય એકટીંગ-હાવભાવ જોઇને લોકોએ ખૂશી થઇને એને તાળીઓથી વધાવી લીધી, અને તે વખતે પોતાને મળતા આટલા બધા માનથી અભિમાની થએલી "મનોરમા" એ ગોપીનાથ તરફ કટાક્ષથી જોયું. અને તાળીઓના ગડગડાટ, સમુદ્રનામોજાંની માફક ઉપરાઉપરી આવવા લાગ્યા.

પણ, ગોપીનાથ એક ગાંડાની માફક આંખ્યો ફાડીને જોઈ રહ્યો: 'કોણ, ગિરિબાલા?' કહિને રંગભૂમિ તરફ ધસ્યો; પણ લોકોએ "કોણ છે એ? એને પોલિસને સોંપો" એમ બૂમ પાડી. પોલિસે એને હાથ ઝાલી બ્હાર કાઢવા માંડયો પણ બ્હાર જતાં જતાં ઘસડાતાં ઘસડાતાં એ બોલતો હતો કે "હું એ રાં....નો જીવ લઇશ." અને રંગભૂમિપર ધીમે ધીમે ડ્રોપસીન પડવા લાગ્યો.+

રા. બાબુરાવ ગણપતરાવ ઠાકોર. બી.એ.

+ સર રવીન્દ્રનાથ ઠાકરના લેખનો ઇંગ્રેજી પરથી અનુવાદ.

જીવનરેખા.

# શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ.

## (એક આદર્શ રાજ્યકર્ત્તા.)



"હું ધારૂં છું કે સમાજની સેવા કરવી એ એક મનુષ્યને માટે સર્વોત્તમ કાર્ય છે, અને એજ મારા જીવનનો ઉદ્દેશ છે. જો હું તેમાં ફત્તેહમંદ થયો હોઉં તો તેજ મને મોટામાં મોટું ફળ (ઈનામ) છે. હું તમને ખાત્રી આપું છું કે તમારા ભલા માટે લાગણી અને પ્રેમ મારા કરતાં વધારે બીજા કોઇને નહિ હોય, અને ઇશ્વર જો મને વધુ આયુષ્ય આપશે તો તમારા ભલાને માટે મારો અનુભવ આથી પણ વધારે ફાયદો કરવા શક્તિમાન્ થશે."

*શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ.

પ્રત્યેક દેશમાં જુદે જુદે કાળે જુદાં જુદાં મહત્વનાં કાર્યો કરવા માટે મહા પુરૂષો જન્મે છે. દેશની પ્રજાનું રક્ષણ કરવા માટે, તથા તેની શારીરિક, માનસિક અને આર્થિક ઉન્નતિ કરવાને માટે જન્મે છે. મહાપુરૂષમાં મહાન્ શક્તિ, ઉચ્ચ મનોવૃત્તિ, સ્વાર્થત્યાગ, સ્વાત્મભોગ, અને સઘળા વૈભવ વિલાસનો ત્યાગ એ મુખ્ય ગુણો હોય છે. આવા ગુણોથી વેષ્ટિત જે પુરૂષ હોય છે, તે કાળના કાળ પર્યંત દેશની પ્રજામાં વંદનીય અને પૂજનીય થઈ પડે છે. શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડનું નામ એક આદર્શ અને અનુકરણીય રાજ્યકર્ત્તા તરીકે ગુજરાત ઉપરાંત આખા હિંદમા જાણીતું છે, એટલુંજ નહિ પણ આખી દુનિયાના સર્વ સુધરેલા દેશોમાં તે નામદારના રાજ્યકાર્યભારનાં એકી અવાજે વખાણ થાય છે. રાજ્યની લગામ પોતાના હાથમા લીધી ત્યારથી શ્રીમંતે રાજ્યકીય બાબતોનો બહુજ બારીકાઇથી અને ખંતથી અભ્યાસ આરંભ્યો હતો. ખાવા પીવાની, વસ્ત્રાલંકારની કે રાજવંશી આડંબરની જરા પણ દરકાર કર્યા વગર શ્રીમંતે જમીન મેહેસુલ અને બીજી ઉપજ સંબંધી બારીક બાબતોનો અભ્યાસ કરવામા, પ્રજાના જાનમાલની સલામતીના ઉપાયો યોજવામા, ન્યાય આપવાની બાબતમા, કાયદા પસાર કરવામાં, અને કેળવણી, પ્રજાની સુખાકારી

* શ્રીમંતની ગોલ્ડન જ્યુબિલી પ્રસંગે વડોદરા મ્યુનીસીપલ કારપોરેશને શ્રીમંતને આપેલા માનપત્રના પ્રત્યુત્તરમા શ્રીમંતે કરેલા ભાષણમાથી ઉતારો

તથા એવાં બીજાં લોકોપયોગી કામમાં, પોતાની સઘળી શક્તિઓને દોરવી. નિયમિત ઉંઘનો વખત બાદ કરતાં બીજો બધો વખત સરકારી તુમારો વાંચી મનન કરવામાં અને અમલદારોને ખુલાસા પૂછવામાં તે નામદાર રોકતા. અને ક્રમે ક્રમે સુધારા વધારા દાખલ કરી રાજ્યને એવી તો અનુકરણીય ઉચ્ચ પંક્તિમાં લાવી મુક્યું છે કે આ સુધિ ઉપરના સુધરેલા દેશો પણ તેથી આશ્ચર્યચકિત થાય છે. જુદા જુદા દેશોનાં રાજતંત્ર કેવી રીતે ચાલે છે તથા ત્યાંની પ્રજા વધારે સુખી કેમ દેખાય છે, વગેરે બાબતો શોધી કાઢવામાં પરદેશની મુસાફરીમાં શ્રીમંતનું લક્ષ રોકાતું હતું. અને ત્યાંના દેશોના રાજ્યતંત્રમાં જે સારૂં ધોરણ દેખાય તે ગ્રહણ કરી પોતાના રાજ્યમાં તે દાખલ કરી વ્યાપાર, ઉદ્યોગ, વિદ્યા અને હુન્નરની ખીલવણી કરી રાજ્યને ઉચ્ચ પંક્તિમાં લાવી મુકયું છે. શ્રીમંતે કરેલાં લોકોપયોગી કામમાં મુખ્યત્વે કલાભવનની સ્થાપના, મ્યુઝીઅમ એટલે સંગ્રહસ્થાન, શ્રી સયાજીસરોવર, પબ્લીકપાર્ક (કમાટી બાગ), આર્ટસ અને પીકચર ગૅલેરી, બરોડા બૅન્ક, મૉડલફાર્મ, વૉટરવર્કસ, વીજળીક રોશની, રેલવે, કૉલેજ, હાઇસ્કુલ, ન્યાયમંદિર, દવાખાનાં, ગાંડાઓને માટે આશ્રય, સેનેટોરિયમ, જ્યુબિલીબાગ, બરોડાસેન્ટ્રલ લાયબ્રેરી સંસ્થા*, ટ્રામ, સાહિત્યપ્રવૃત્તિ તથા અનેક સાર્વજનિક મકાનો તથા સંસ્થાઓ અને કામો વગેરે છે. તથા લોકોપયોગી સુધારા વધારામાં મુખ્યત્વે સૅનીટેશન ખાતાની સ્થાપના, અધિકારોની વેહેંચણી કરનારૂ કમીશન, કેળવણી કમીશન, ધારાસભાની સ્થાપના (લેજીસ્લેટિવ કાઉન્સીલ), કારોબારી સભાની સ્થાપના (એક્ઝિક્યુટિવ કાઉન્સીલ), 'સ્વરાજ્ય' કે પંચાયતોની સ્થાપના, પ્રાથમિક ફરજીયાત તથા મફત કેળવણી, મુલકી તથા ન્યાયખાતાઓને જુદાં પાડવા, જુના બોજારૂપ વેરાઓ નાબુદ કર્યા તે, અંત્યજ સ્કૂલોની સ્થાપના તથા બોર્ડિંગો, જકાતની માફી વગેરે છે તથા સાંસારિક સુધારાને માટે ઘડેલા કાયદાઓમાં મુખ્યત્વે હિંદુ વિધવાવિવાહ નિબંધ, પ્રાથમિક કેળવણીનો નિબંધ, બાળલગ્ન પ્રતિબંધક નિબંધ, બાળ સંરક્ષક નિબંધ, હિંદુ પુરોહિતો સંબંધી નિબંધ વગેરે અનેક કાયદાઓ છે. એ પ્રમાણે સંક્ષિપ્તમાં આદર્શ નૃપતિ શ્રીમંત મહારાજાશ્રીની યશસ્વી કારકીર્દીની કિંચિત્ રૂપરેખા દર્શાવી છે જે અન્ય રાજ્યકર્ત્તાઓને આદર્શરૂપ થઇ પડશે. આવા પરોપકારી, પ્રજાપાલક રાજ્યપિતા દીર્ઘાયુષ્ય પામો !

રા. ત્રિભોવનદાસ દલપતભાઇ શાહ, બી. એ. એલ એલ. બી.

---

* (બરોડા સેન્ટ્રલ લાયબ્રેરી—એક આદર્શ પુસ્તકાલય એ વિષયપર લંબાણ વિવેચન હવે પછી પ્રસિદ્ધ કરશું)

તંત્રી.

# श्रीमान् मोहनलाल सांकळचंद फोजदारनुं संक्षेप जीवन.

શ્રીમાન્ મોહનલાલ સાંકળચંદ ફોજદાર એમનું અતિ ખેદજનક અવસાન ૧૯મી જૂનના રોજ કાઠીયાવાડના જેતપુર મુકામે થયું છે. મર્હુમ દયાળુ, શાંત અને સજ્જન હતા, અને ત્હેમના કેટલાક ખાસ પ્રશસ્ત સદ્‌ગુણોને લીધે ત્હેમનું જીવન અત્રે એવા ઉદ્દેશથી આપવામાં આવે છે કે, તેમાંથી ગુણી વાંચક ગ્રાહકને ઘણું શીખવાનું અને પોતાના જીવનમાં નવું પ્રાણબળ ભરવાનું મળે.

મર્હુમનો જન્મ અમદાવાદમાં ખાડીયામાં સંવત્ ૧૯૨૧ ના આસો વદી ૧ના રોજ થયો હતો. ત્હેમના પિતાશ્રી અમદાવાદમાં પોલીસ ખાતામાં નોકર હોઈ, બાલ્યાવસ્થામાં તેમનાં માતુશ્રી પરલોકવાસી થવાથી તેમના પિતાએજ તેમને લાડેપાડમાં ઉછેરી વિદ્યાભ્યાસ કરાવ્યો હતો. મેટ્રિક પર્યંત અભ્યાસ થવા પછી, ત્હેમનું લગ્ન અમદાવાદના વકીલ હીરાચંદ પિતાંબરદાસ જેવા પ્રતિષ્ઠિત ગર્ભ-શ્રીમંત ખાનદાનના પુત્રી બ્હેન નાથીબ્હેન સાથે કરવામાં આવ્યું હતું. અઢાર વર્ષની ઉમ્મરે તેમણે પોતાના પિતાનીજ–પોલીસ લાઈનની નોકરી સ્વિકારી, અને પોતાની બાહોશીથી ધૈર્ય, હિમ્મત, અને દ્રઢ નિશ્ચય એ સદ્‌ગુણત્રિપુટી પ્રાપ્ત કરી. પોલીસ ખાતામાં રહી ભાગ્યેજ કોઈ મનુષ્ય સદાચારી ને નીતિવાન રહી શકે, પણ પૂર્વ પુણ્યના ઉદયથી અને સત્સમાગમના લીધે મર્હુમનામાં ઉપરોક્ત ગુણો ખીલી નીકળ્યા હતા. બાહોશીથી કામ કરતાં તેઓએ પોતાના દેશી અને યૂરો-પિયન ઉપરી સાહેબોને સંતુષ્ઠ કરવા ઉપરાંત, જાત મહેનત, હિમ્મત, સાહસ અને ખંતીલી ટેવોથી તેમને ઘણા પ્રસન્ન કર્યા હતા, અને માત્ર પોલીસખાતાની એક સામાન્ય જગ્યા પરથી ત્હેમણે પોતાના ગુણો વડેજ પોલીસ ઈન્સપેક્ટર અને સુપ્રિન્ટેન્ડેન્ટ જેવી જોખમદારીની મોટી જગ્યા મેળવી હતી. ના. સરકારની એક નિષ્ઠા અને બાહોશીથી નોકરી કરવાથી જેતપુરના ના. ઠાકોર સાહેબે સંતુષ્ઠ થઈ પોતાના રાજ્ય માટે તેમની નોકરી ના. સરકાર પાસે ઉછીની માગી, અને સર-કારે પણ મર્હુમની સેવાની કદર કરી તે આપી. અને આમ મર્હુમ કાઠીયાવાડના જેતપુર જેવા સારા રાજ્યમાં પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ જેવી માનવંતી જગ્યાએ પોતાની ફરજ બજાવતાં આખર સુધી રહ્યા, અને રજવાડો તેમના પર આફ્રીન થયો હતો એમ કહીશું તો ચાલશે.

આ પ્રમાણે આઠ રોજ મંદવાડ ભોગવી મર્હુમે પોતાની જીવનકળા સંકેલી લીધી. મીઠા મોરલાએ પોતાના મીઠા ટહુકા–કેકારવ બંધ કર્યા, ને પોતાનાં પગલાં અમરભૂમિ પ્રતિ કર્યા ને પોતાની પાછળના પરિવારને રોતો કકળતો મૂક્યો.

જન્મથીજ ઉચ્ચ સંસ્કાર પામેલાં, ધાર્મિક વૃત્તિવાળાં સમજુ નાથીબ્હેને, જો કે પતિના ચીર વિરહથી અતિ શોકે વ્યાકુળ હોવા છતાં પણ–ધીરજ ને

મર્હુમના ખાસ ગુણો પૈકી સ્પષ્ટવક્તાપણાનો ગુણ અનુકરણિય હતો.

મર્હુમ આગમોદય સમિતી, શ્રી જૈનધર્મ પ્રસારક સભા આદિ સંસ્થાઓના મેમ્બર હોઇ અન્ય ધાર્મિક સામાજીક સંસ્થાઓને મદદ કરતા હતા.

મર્હુમને પાંચ પુત્રો અને એક પુત્રી છે. જ્યેષ્ઠ ચીમનલાલ સુશિક્ષિત હોઈ વકીલ બ્રધર્સ નામની ધીકતી પેઢી ચલાવે છે. બીજા રતીલાલ એલ. એમ એન્ડ એસ. થઈ લોકપ્રિય થઈ બેચરદાસ દવાખાનામાં ઇનચાર્જ છે. ત્રીજા નન્દુભાઇ કૉલેજમાં છે તથા બીજા બે ભણે છે. તેમની પુત્રીને અમદાવાદમાંજ પરણાવી છે.

મર્હુમના આત્માને શાંતિ મળો.

તંત્રી.

## मरहुम शेठ वाडीलाल जमनादास.

કપડવણજના વતની, સુપ્રસિદ્ધ શેઠ વાડીલાલ જમનાદાસ ' ટાઇફડ ' નામના તાવથી દુઃખદ્ બીમારી ભોગવી છેવટ, ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે ચાલુ વર્ષના અષાડ સુદિ ૪ ને દિવસે અવસાન પામ્યા છે. આ માઠા સમાચારની નોંધ લેતાં અમારૂં હૃદય ભરાઈ આવે છે. એ યુવાન વિધવા, બે પુત્ર, બે પુત્રીઓ, તથા એક બન્ધુ અને બ્હેનનું બહોળું કુટમ્બ રોતું મૂકી તેઓ પંચત્વ પામ્યા છે. તેમના અકાળ મૃત્યુથી કેવળ કુટુમ્બનેજ નહિ પણ જ્ઞાતિ સમસ્તને એક અસાધારણ, અને લાંબી મુદત ન પૂરાય તેવી ખોટ પડી છે. વિશેષ દિલગીરી અમને થવાનું મુખ્ય કારણ તો એ છે કે તેઓ જ્ઞાતિના ભાવિ જીવનમાં ઉજળી આશા પૂરનાર, એક ગર્ભ-શ્રીમંત દાના અને પરોપકારી નર હતા. સંવત્ ૧૯૩૯ ના આસો વદિ દશમે તેઓનો જન્મ થયો હતો. તેમના પિતાનું નામ જમનાદાસ અને માતાનું નામ જશકોર હતું. તેમના પિતાશ્રીની પ્રભુતા અને ખાનદાની કૌટુમ્બિક જીવન વિષે ગયા વર્ષના માસિક અંકમાં લેવાયલી નોંધ ઉપરથી વાચકોને તેમના જીવન પ્રવાહનો ખ્યાલ આવ્યા સિવાય નહિંજ રહે. પોતે ઉત્તમ ફળના દાતા તરીકે આજન્મે સર્વ માન્ય થાય તેવો પ્રસંગ પ્રાપ્ત થતા પૂર્વેજ તેમનું અવસાન થયું તે અમને વિશેષ સાલે છે, જો કે તેમનામાં એવા મહદ્‌ગુણો સારા પ્રમાણમાં હતા. પણ તેનો પૂરેપૂરો લાભ લેવાય તે પૂર્વે આ ફાનિ દુનિયાને ત્યજી તેઓ ચાલ્યા ગયા છે, અને હવે તો તેઓના ગુણોનુંજ સ્મરણ સંક્ષેપ રૂપમાં કરવાનું આપણા હાથમાં રહ્યું છે. શેઠ વાડીલાલના એક ભાઇ રા. શંકરલાલ વીસ વર્ષની વયે દેવલોક પામ્યા હતા. અને તેમના બીજા ભાઇ રા. કેશવલાલ હયાત છે. પિતા ગુજરી ગયેલા હતા, અને શેઠ વાડીલાલ પણ અવસાન પામ્યા. તેથી પોતાના ધીકતા ધંધાનો સઘળો બોજો શેઠ કેશવલાલને માથેજ આવી પડયો છે. પણ સ્વભાવે તેઓ ઉદાર, શાંત, વેપારી કુનેહવાળા અને મિલનસાર હોવાથી



મહુંમ શેઠ, વાડીલાલ જમનાદાસ-કપડવણજ.

જન્મ સં. ૧૯૩૯ ના આશો વદ ૧૦] [મરણ સં. ૧૯૭૩ ના અસાડ સુદ ૪.

Krishna Press Bombay 4.

તેઓ સફળતાથી વ્યાપારી પ્રવૃત્તિયોમાં પસાર થશે એવી આશા ધરાય છે. શેઠ વાડીલાલનું પ્રથમ લગ્ન કપડવણજના જાણીતા રા. મગનભાઈ કાળીદાસનાં દીકરી બ્હેન પ્રધાન વેરે થયું હતું. અને તેમને પેટ આઠ વર્ષનો શિશુ બાળક–રમણ–નામે છે. તેઓનું બીજીવાર લગ્ન મશહુર શેઠ મણિભાઈ શામળભાઈનાં દીકરી બ્હેન ચંપા સાથે થયું હતું. અને તેમનાથી ભાઇ બાબુસાહેબ નામે એક પુત્ર, તથા બે દીકરીઓ છે. તેમનાં બ્હેનનું નામ મોતીકોર છે. મરહુમના પિતાશ્રી ગુદરત થયા ત્યારથી સઘળો વ્યાપારીક બોજો તેમને શિર પડયો હતો. ધમધોકાર ચાલતો બહોળો વેપાર તેઓ, હિમ્મત, કર્તવ્યદક્ષતા, ઔદાર્ય, શાંતિ અને પ્રમાણિક વૃત્તિથી ઘણી સારી રીતે ખીલવી શક્યા હતા.

સમતા અથવા સમષ્ટિ ભાવનાનો ગુણ તેઓનામા પ્રાધાન્યપદે હતો. આજ્ઞાપાલનના ગુણથી તેઓ ઘણા લોકમાન્ય નિવડ્યા હતા. વડીલો પ્રત્યેની નમ્રતા અને સેવાવૃત્તિ તથા દેવપૂજનની ભાવના પ્રશંસાપાત્ર હતી. મરહુમ પોતે કપડવણજની મ્યુનિસિપાલિટિના કમિશનર હતા. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના તેઓ પ્રતિનિધિ હતા. ગર્ભશ્રીમંત વિખ્યાત શેઠાણી માણેકના વીલના તેઓ ટ્રસ્ટી નિમાયલા હતા. અને જાણીતી ઘણી વેપારી પેઢીઓમા તેમજ કપડવણજમાં સમસ્ત પ્રજાનાં હૃદય તેમણે માયાળુ સ્વભાવથી જીતી લીધાં હતાં. તેઓનું પૂરૂં જીવન આ પ્રસંગે ને આ કલમ તો લખવા અસમર્થ છે કેવળ સંક્ષેપમાં મરહુમના ગાઢ પરિચયના પ્રબળે યત્કિંચિત રૂપરેખા જે દોરી છે તેમાંથી ગ્રહણ કરવા યોગ્ય ગુણો વાચકો ગ્રહણ કરશે એવી આશા છે, છેવટ તેઓના આત્માને શાશ્વત શાંતિ મળે તેવી પ્રાર્થના સાથે વિરમીશું.

રા. શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ.

---

## निवेदन.

ગયા અંકમા જણાવ્યા પ્રમાણે નવમા–નવા–વર્ષનો પહેલો અંક પ્રસિદ્ધ થાય છે. આ અંક વિષે જે કંઈ બે બોલ લખવાના હતા તે જૂના ગ્રાહકોએ પાછલા અંકમાં વાંચ્યા હશેજ. નવા ગ્રાહકો અને વાચકો તેમજ લેખકો માટે આ અંકજ નિવેદનની ગરજ સારશે. ઉપરાત જૈનેતરની યથાશક્તિ પણ સંતોષકારક સેવા આ માસિક બજાવશેજ એવી ખાતરી આપનારી નોંધ તંત્રીજી તરફથી આ અંકમાં લખાઇ છે તે ધ્યાનપૂર્વક વાંચવાની નમ્ર ભલામણ છે.

જૂના ગ્રાહકો ઉપરાંત ગ્રાહકો થઇ શકે તેવા કદરદાન ગૃહસ્થો અને બહેનો ઉપર આ અંક મોકલીએ છીએ. તે એવી આશાથી કે પોતે ગ્રાહક તરીકે નામ નંધાવવાનો વેળાસર પત્ર લખશે. અથવા ગ્રાહક તરીકે ન રહેવું હોય તો તેવા હેતુનો પણ પત્ર મળશે. કશો પણ જવાબ નહિ મળે તેવાઓનાં નામ ગ્રાહકના

રજીષ્ટર પત્રકમાં નોંધાયલાં કાયમ રાખી હવે પછી વિ. પી. થાય તે સ્વીકારી લેવામાં આવશે એમ અમે ઉમેદ રાખીશું.

આ માસિક શક્ય તેટલી સારી સેવા બજાવનારૂં નિવડે તેટલા માટે આવતા-બીજા-અંકથી ઇનામી વિષયોની યોજના શરૂ કરવા વિચાર છે. સ્વતંત્રતાથી અને એટલીજ નિખાલસ વૃત્તિથી, સાહિત્ય સમાલોચના કરનાર વિદ્વાનો માટેનું કોલમ ખુલ્લું મૂકવામાં આવશે. જૈન અને જૈનેતર સૃષ્ટિમાં બનતા નોંધ લેવા યોગ્ય, કેટલાક સમાચારો અને દેશની હાલની હિલચાલનું ટિપ્પણ પણ પ્રસિદ્ધ કરતા રહેવાની અમને અપેક્ષા છે.

મહેરબાનીની રાહે લેખો મેળવવાની આશાથી પ્રતિષ્ઠિત લેખકો પર આ અંક મોકલાય છે, ધંધાધારીને તેમની જાહેરાત આપવાનું આ સાધન સારૂં છે તેની ખાતરી માટે તેઓના પર આ અંક મોકલાય છે, જાણીતા ગૃહસ્થો આ માસિકના ગ્રાહક થાય તેવી આશાથી તેમના પર આ અંક મોકલીએ છીએ, અને પત્રકારો બદલામાં પોતાના પત્રો અમને મોકલે તેવી ઈચ્છાથી તેમના પર આ અંક મોકલવાની શરૂઆત કરીએ છીએ. ઉપરાંત જે માગશે તેને અરધા આનાની ટીકીટ મળવાથી નમૂના દાખલ અંક મોકલી આપવાની અમે છૂટ રાખી છે. તો તે ઉપર સૌએ ધ્યાન આપવાની અરજ ગુજારીએ છીએ.

વ્યવસ્થાપક.

## साहित्य स्वीकार.

બદલામાં અમને નીચેનાં પત્રો મળ્યાં છે તેની ઉપકાર સાથે નોંધ લઈએ છીએ. સવિસ્તર નોંધ હવે પછી લેવાશેજ.

(૧) શ્રાવિકા-ભાવનગર, (૨) કચ્છી જૈનમિત્ર (મુંબઈ) (૩) જૈન (ભાવનગર) (૪) જૈનશાસન (ભાવનગર) (૫) જૈન કૉન્ફરન્સ હેરલ્ડ (મુંબઇ) (૬) દિગંબર જૈન (સુરત) (૭) જૈનધર્મપ્રકાશ (ભાવનગર) (૮) બુદ્ધિપ્રકાશ (અમદાવાદ) (૯) સુન્દરી સુબોધ (અમદાવાદ) (૧૦) સાહિત્ય (વડોદરા) (૧૧) ચંદ્રપ્રકાશ (વડોદરા) (૧૨) ધનવન્તરી (વીસનગર) (૧૩) બાલશિક્ષક (વડોદરા) (૧૪) જીજ્ઞાસુ (ભાવનગર) (૧૫) ખેતી અને સહકાર્ય ત્રિમાસિક-વડોદરા રાજ્યના ડીપાર્ટમેંટ ઑફ કોમર્સ તરફથી તંત્રી રા. પાદરાકર.

પુસ્તકો:—

**નીતિમય જીવન**-લેખક પન્યાસજી કેશરવિજયજી ગણિ અમદાવાદ. કિમ્મત રૂ. ૦-૬-૦.

**ચંદ્રચુડામણિ**-"જૈનશાસન" પત્રની ભેટ ભાવનગર. કિમ્મત રૂ. ૧-૦-૦.

**નવજીવન**-(નિબંધોનો સંગ્રહ-બીજી આવૃત્તિ) લેખક અને પ્રકાશક રા. મણિલાલ મોહનલાલ પાદરાકર મું. પાદરા. કિમ્મત રૂ. ૧-૦-૦.

**પ્રેમપ્રભાવ**-લેખક રા. તારાચંદ્ર પોપટલાલ અડાલજા એલ. એલ. ટી. એમ. વડોદરા-કિમ્મત રૂ. ૧-૦-૦.

અભિનન્દન—અત્રેના સુપ્રસિદ્ધ, અનુભવી, બાહોશ, વિદ્વાન યુવાન જૈન વૈદ્યરાજ (પેથાપુર નિવાસી) શ્રીમાન ચંદુલાલ મગનલાલ એઓ શ્રીમંત ગાયકવાડ સરકાર એમના વડોદરા રાજ્ય તરફથી લેવાતી સંસ્કૃત વૈદકશાસ્ત્રની અતિકઠિન ત્રણે પરીક્ષામાં ઉંચે નંબરે ઉત્તીર્ણ (પાસ) હોઇ તેમને શ્રીમંત સરકાર તરફથી પારિતોષિક (ઇનામ) પણ આપવામાં આવ્યું છે. હમો હમારા આ યુવાન વૈદ્યરાજને અંતઃકરણપૂર્વક અભિનન્દન આપીએ છીએ, અને તેમની ઝળકતી કારકીર્દી ઇચ્છવા સાથે હમારી જૈન કોમમાં એવા અનેક પદવીધરો પાકો એવું ઇચ્છીએ છીએ. ઉક્ત જૈન બંધુનું જીવન ચરિત્ર તેમના ફોટા સાથે આવતા અંકમાં વિસ્તારથી આપવામાં આવશે.

તંત્રી.

---

જૈન પ્રજા માટે એક નિર્ભય અને ભરૂસાપાત્ર ઠેકાણું !



# કે જ્યાં અગાડી



અપટુડેટ ફેશનના

# સોનાના! મશીન પૉલીસ દાગીનાઓ

## ની સેંકડો ફેશનોનો મોટો જથ્થો તૈયાર રહે છે.

અને નિર્ભય રીતે તદ્દનજ ચોખ્ખું અને સફાઈબંધ ફેન્સી કામ ઘરાકોના સોનાનું કીફાયત મજુરીથી ઘણીજ ઝડપથી વાયદેસર અને બનાવી આપવામાં આવે છે.

તૈયાર દાગીનાઓની **મજુરી કાપી** નાણા પાછાં આપવાની **લેખીત ગેરંટી** મળે છે.

ઈંગ્લીશ જવેલરી, રોલ્ડગોલ્ડ જવેલરી, અને ચાંદીની સેંકડે ફેશનેબલ ચીજોનો જંગી સ્ટોક તૈયાર રહે છે. ખાસ વિલાયતથી આવેલા બીલીયાન કટના હીરાઓ, માણેક, પાના વિગેરે ઝવેરાતનું કામ ઘરાકો અને વહેપારીઓનું સગવડ પડતી રીતે કરીએ છીએ.

## રૉયલ જ્વેલરી માર્ટ.

### પ્રોપ્રાયટર—ઝવેરી મુળચંદ આશારામ વૈરાટી

રીચીરોડ—અમદાવાદ.

અમદાવાદ ધી "ડાયમંડ જ્યુબીલી પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

*Registered No. B. 876.*

# बुद्धिप्रभा.

દેશ, સમાજ, ધર્મ વગેરે જૈન અને જૈનેતર સાહિત્યથી વિભૂષિત.

पुस्तक ९ मुं.] ऑगष्ट १९१७. वीरसंवत २४४३. [अंक २.

તંત્રી, વ્યવસ્થાપક.

રા. મણિલાલ મોહનલાલ પાદરાકર. રા. કેશવ હ. શેઠ.

## વિષયદર્શન.



શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ તરફથી

પ્રગટકર્તા,

રા. શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ.

અમદાવાદ.

લવાજમ-વર્ષ એકનો રૂ. ૧-૪-૦. છુટક દર એક નકલના બે આના.

# આ માસિકના નિયમો વગેરે.

૧ આ માસિકમાં આવતાં લખાણો પૈકી જૈનેતર લેખકોના લેખો સામાજિક દૃષ્ટિએ લખાયલા સમજવા.

૨ રાજકીય લેખો, ધાર્મિક ઝગડો ઉત્પન્ન કરાવે તેવા લેખો કે ચર્ચાપત્રો તથા નિર્જીવ કવિતાઓને માટે આ માસિક નથી. તેમજ અસ્પષ્ટ, કાગળની બન્ને બાજૂ ખીચો-ખીચ લખાયલા, પેન્સીલથી લખેલા કે તેવી જાતના લેખો પર લક્ષ નહિ અપાય.

૩ સારા અને સાર્વજનિક હિત જળવાય તેવા, વિશાળ દૃષ્ટિએ લખાયલા લેખોને યોગ્ય ન્યાય મળશે.

૪ નહિ સ્વીકારાયલા લેખો પાછા મંગાવનારે પોસ્ટેજ મોકલવું.

૫ તખલ્લુસ ( ઉપનામ ) ધરાવનારાઓએ અમારી અંગત જાણ માટે ખરૂં અને પૂરૂં નામ જણાવવું.

૬ માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ પોસ્ટેજ સાથે હોય છે. ભેટ અને વિ. પી. ખર્ચ જૂદો. અને લવાજમ અગાઉથીજ વસૂલ કરવામાં આવે છે.

૭ નવા વર્ષની શરૂઆત જુલાઇ મહિનાથી થાય છે. પાછળથી ગ્રાહક થનારને શિલિકમાં હોય ત્યાં સુધી પાછલા અંકો પૂરા પાડવામાં આવે છે. અને ગ્રાહક તરીકેનું નામ જુલાઇથી નોંધાય છે. તેમ નહિ કરવા ઇચ્છનાર જ્યારથી ગ્રાહક થાય ત્યારથી જૂલાઇ સુધીના અંકો જેટલું લવાજમ તેની કનેથી વસૂલ કરવામાં આવે છે.

૮ જે અંક ન મળે, તે માટે અમારૂં ધ્યાન, ત્યાર પછીનો બીજો અંક રવાને થાય ત્યાર પછી ખેંચવું.

૯ વિશેષ ખુલાસા માટે ઑફિસના શિરનામે પત્રવ્યવહાર કરવો.

૧૦ સહી વાળાં લેખોની જવાબદારી લેખના લેખકનેજ શિર સમજવી.

વ્યવસ્થાપક.



આ માસિક સંબંધી સઘળો પત્રવ્યવહાર નીચેના શિરનામે કરવો.


શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ.

બુદ્ધિપ્રભા ઑફિસ-ચંગપોળ, અમદાવાદ.

# બુદ્ધિપ્રભા.

દેશ, સમાજ, ધર્મ વગેરે જૈન અને જૈનેતર
સાહિત્યથી વિભૂષિત.

પુસ્તક ૯ મું.] ઓગસ્ટ સને ૧૯૧૭. [અંક ૨ જો.


## जैन तत्वज्ञानी श्रीमद् देवचंद्रजीनुं प्राचीन अप्रसिद्ध जैन साहित्य.

श्रीमद् बाहुजिन स्तवन.+

बाहुजिणंद दयामयी, वर्तमान भगवान प्रभुजी,
महाविदेहे विचरता, केवल ज्ञान निधान, प्रभुजी. बाहु ॥ १ ॥

ॐ હવે ત્રીજા વિહરમાન પશ્ચિમ—જંબુદ્વીપનેવિષે વચ્છવિજય સૂસિમા નગરી, સુગ્રીવ રાજા, વિજયામાતા પુત્ર. મોહની રાણીના ભરતાર હિરણ લાંછન, શ્રી બાહુ સ્વામીને જે દયા નીપની છે તે દિખાડે છે, અને પ્રભુને સ્તવે છે. શ્રી બાહુ સ્વામી દયામયી છે. ઇહાં યથાર્થ જ્ઞાન કરવાને દયાંનું તથા અહિંસાનું સ્વરૂપ કહીએ છીએ. જે કોઇને હણવો નહિં તે અહિંસા કહીએ. તે વિભાવપરિણતિએ પરિણમીને જે આત્મગુણનો હણવો તે ભાવ હિંસા. અને ગુણી તથા જ્ઞાનાદિક ગુણને અનુયાયી વીર્ય ઉપયોગ કરતાં આત્મગુણ હણાયજ નહિં. તે ભાવ અહિંસા. તથા જે આત્માના જ્ઞાનાદિક ગુણ આશ્રવથી હણાતા જાણીને તે આશ્રવથી ટાલીને આત્માને સંવરને વિષે પરિણમવું તે ભાવ દયા જાણવી. તથા કોઇ પરજીવના દશ પ્રાણ ન હણવા તે દ્રવ્ય અહિંસા. અને કોઇના દ્રવ્ય પ્રાણ હણાતા ઉગારવા તે દ્રવ્યદયા, એનું સ્વરૂપ વિશેષાવશ્યકે ચતુર્થ ગણધરવાદથી જોજ્યો. તથા શ્રી હરિભદ્રસૂરિકૃત અહિંસાષ્ટકથી તથા ઓઘનિર્યુક્તિથી જોજ્યો. ઇહાં દયા અહિંસાનો એકપણો તે કારણે કાર્યોપચાર

+ આ સ્તવન શ્રીમદ્ દેવચંદ્રજીએ રચેલું હોઇ તેઓના સમયની ગુર્જર ભાષા પ્રમાણેજ અમે પ્રસિદ્ધ કરીએ છીએ. અને તે ઉપરનો અર્થ પણ તેઓશ્રીએજ ભરેલો છે.

માટે છે, દયા તે અહિંસાનો કારણ છે. અહિંસા તે કાર્ય છે. સ્વપરના જ્ઞાનાદિક ગુણ ન હણવા એ ભાવ અહિંસા. એ ધર્મ યતઃ "એસ ધમ્મે ધ્રુવે નીતિએ" ઇત્યાદિક આગમ વચન છે. તે શ્રી બાહુ જીન કહેતાં વીતરાગના ઇંદ્ર પુષ્ટોપગારી માટે તીર્થંકર તે પરમદયામયી છે. આત્માની દયા સંપૂર્ણ કરી છે, પરની સંપૂર્ણ દયા ઉપદિશે છે. વર્તમાનકાળે વિચરતા ભવ્યજીવોને દેશનામૃતે સિંચતા મહાવિદેહક્ષેત્રે તેહિ કેવળ-જે સકલ લોકાલોકનાં ભાવ જેહથી પ્રત્યક્ષ પરસહાય વિના એક સમયે જાણે તે કેવળ જ્ઞાનના નિધાન છે. એવા શ્રી બાહુજીન છે તે પરમદયાલ છે.

द्रव्यथकी छकायने, न हणे जेह लगार प्रभुजी,

*भावदया परिणामनो, एहिज छे व्यवहार. प्रभुजी. बाहु ॥२॥*

દ્રવ્યથી છ કાય. ૧. પૃથ્વીકાય. ૨. અપ્પકાય. ૩. તેઉકાય. ૪. વાઉકાય. ૫. વનસ્પતિકાય. ૬. ત્રસકાય. ને નહણે જેથી અરિહંત લિગાર અંસમાત્રપિણ. ઈહાં કાંઇ પૂછસ્યે જે કેવલીના પગથી પારેવાના બચ્ચાં પ્રમુખ હણાયે છે. તો ન હણે કિમ કહો છો ? તેનો ઉત્તર જે શ્રી ભગવતીસૂત્રે કેવલીના પગથી પારેવા પ્રમુખનાં બચ્ચાં હણાય પિણ તેહને ઇરીયાવહી કહી પણ હિંસા ન કહી તે માટે ન હણે ઇમ કહયો. જે છઠ્ઠે ગુણ ઠાણે મુનિને પ્રાણાતિપાતિકી ક્રિયા ઉતરી છે તો કેવલીને કિમ હોવે ? સ્યા માટે જે ભાવદયા આત્મગુણનો રખવાલવો તેના ધણી જે ઉત્તમ ગુણી નિગ્રંથાદિક તેહનો એ વ્યવહાર કહેતાં પ્રવર્તન છે, જે જેમાં જેહવા ગુણ હુવે તેહનો આચરણ પ્રવર્તન પિણ તેહવોજ હવે, જે પોતે સાહુકાર હવે તેહનો દેશ ચાલી પિણ સમી હવે. જેહનો લાંઠીયો હવે તેહનો દેશ ચાલી પિણ વાંકી હુવે, એ દૃષ્ટાંતે જે પરમેશ્વર ભાવદયા પરિણામે પરણમ્યા છે તેહનો વિહાર પણ છકાયને રાખવાનોજ હવે ઇમ જાણવો. એ દ્રવ્ય દયારૂપ પ્રથમ ભેદ કહ્યો.

रुपअनुत्तर देवथी, अनंत गुणो अभिराम प्रभुजी,

जोतां पिण जग जीवने, न वधे विषय विराम, प्रभुजी. बाहु. ३.

બીજા સરાગી જીવનો રૂપ હુવે તે ઘણા જીવને વિકારનો તથા સંસારી

कर्म उदय जिनराजनो, भविजन धर्म सहाय, प्रभुजी,
नामादिक संभारतां, मिथ्या दोष विलाय, प्रभुजी. वाहु. ४.

વલી ત્રીજી દયા કહે છે. હે દેવાધિદેવ જીનરાજ તુમ્હારો કર્મનો ઉદય, જે તીર્થંકર નામ કર્મનો ઉદય તથા ભાષા વર્ગણાનો ઉદય પ્રમુખ તે જગત્રયના ભવ્ય જીવને ધર્મનો સહાય્યનો કારણ થાય છે. उक्तं चावश्यकनिर्युक्तौ, तंच कहं वेइज्जइ अगिलाए धम्मदेसणया, ઇત્યાદિ ભાષાને સાંભળવે ઘણા જીવ ધર્મ પામે. અતિશય મહિમા દેખીને ઘણા જીવને વિસ્મય સર્વોત્તમ પણો ભાસે. તે અતિશયનો સ્વરૂપ પ્રથમચ્યાર અતિશય સહજના જન્મના છે. ઇગ્યાર ઘનઘાતી કર્મક્ષય થયા પછી ઉદય થાય છે; ઓગણીસ અતિશય દેવતા ગુણરાગી થકો જગ-જીવની ભાવ કરૂણા માટે કરે છે. એ ચોત્રીસ અતિશય, પાંત્રીસ વચનાતિશય એવં તીર્થંકર નામકર્મનો ઔદયિક વિપાક છે. પિણ ભવ્ય જીવને ધર્મ પમાડવાનો કારણ થાય છે. જેહથી ઘણા જીવ સંસાર સમુદ્ર મધ્યે પડતાં ઉગરે છે. તિણે એ ત્રીજો દયાવંતપણો તથા તુમ્હારા નામાદિક ઇતિલે નામ નિક્ષેપ સંભારતાં મિથ્યાત્વ દોષ વિલય જાયે. तथा चागमः महाफलं खलुतहारूवाणं अरिहंताणं भगवताणं नामगोअस्स विसवणया किमंगपुण अभिगमण वंदण नमंसणाए અહીંનામ સાંભળ્યાનો મહા ફલ છે. ઇમ કહ્યો. થાપનાની ભક્તિનો આલાવો, શ્રીરાયપસેણીએ हिआए सुहाए खेमाए निस्सेससाए आणुगामियत्ताए भविस्सइ. તથા પ્રશ્ન વ્યાકરણે પ્રથમ સંવરદ્વારે દયાના નામ કહ્યા છે તે મધ્યે "पूजापजा" (?) એ નામ દયાનો કહ્યો છે. તથા ત્રીજે સવરદ્વારે ચૈત્યનો વૈયાવચ્ચ નિર્જરાના અર્થી હવે તે કરે. ઈહાં ચૈત્યનો અર્થ જ્ઞાન કરે તે ખોટો બોલે છે. જ્ઞાનનો વિનય થાય પિણ વૈયાવચ્ચ ન થાય તે માટે ચૈત્યશબ્દે જીન પ્રતિમા છે. વલી ભગવતી સૂત્રે ચમર અધિકારે સૌધર્મ ઇંદ્રે અરિહંત તથા અરિહંત પ્રતિમાની આશાતના એક કહી છે તથા કરેમિભંતે સામાઇયં એ શબ્દ ઉચ્ચરતાં "ભંતે" થાપનાનો સંબોધન છે. તથા અંગચૂલીયા સૂત્રે કહ્યો છે જે ગુણીની થાપના ગુણી સમાન ત્રેવડવી. તથા દ્રવ્યનિક્ષેપો જંબૂદ્વીપપન્નત્તી મધ્યે નિર્વાણ કલ્યાણ કે શ્રી રૂષભદેવના શરીરને નવરાવી ચંદન વિલેપન કરી ફૂલ ચઢાવી ઘરેણા પહિરાવીને શક્રસ્તવ કર્યો છે. તથા ઉવવાઇસૂત્રે अप्पे गइया वंदणवत्तियाए अप्पेगइया पूअण वत्तियाए એ પાઠે ફૂલની પૂજા તે ગવેષી છે. તથા नंदीसूत्रे तिलोक महिय पूइएहिं अरिहंते पम्मजाए ઇત્યાદી પાઠ જોવો. તથા ભાવ નિક્ષેપોપરમ દેવલાદિ ગુણમયી શ્રી અરિહંતની સેવના વંદણ નમન ધ્યાન તે ચ્યાર નિક્ષેપા જે નામ અરિહંત, થાપના અરિહંત, દ્રવ્ય અરિહંત, ભાવ અરિહંતને સંભારતાં મિથ્યાત્વ કુશ્રદ્ધાદિક દોષ વિલાય કહેતાં જાય. હે પ્રભુજી તારા નામાદિકપિણ પરજીવને આત્મગુણના કારણ છે. ઇતલે તો પિણ દયાનાજ હેતુ છે એ ચોથો દયાપણો છે.

आतम गुण अविराधना, भाव दया भंडार प्रभुजी
क्षायिक गुण पर्यायमे, नवि पर धर्म प्रचार. प्रभुजी ॥बाहु०॥५॥

એ સર્વ ઉપગારીપણે પરજીવના હિતરૂપ, દ્રવ્યભાવપર દયાવંતપણો દાખ્યો. પિણ જે પોતાના આત્મમધ્યે અહિંસકપણો નિપનો છે. તે દયાવંતપણો ઓળખાવે છે. તિહાંજે અનાદિ સંસારી જીવ પરાનુયાયી ક્ષયોપશમી ઉપયોગ વીર્યને પ્રવર્તને સ્વગુણઅનંતતાને આવરણ કરતો હતો. તે આત્મગુણ હિંસા હતી. તથા પોતાના ગુણ, પુદ્ગલ લેવે ભોગવવે પ્રવર્તાવતાં આત્મગુણ વિરાધના થતી હતી. તે હે શ્રી બાહુ સ્વામી હિવે તુમે તુમ્હારા કારણ ગુણ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય દાન, લાભ, ભોગ, ઉપભોગ, કર્તાપણો, ભોક્તાપણો, જ્ઞાયકપણો, ગ્રાહકપણો, વ્યાપકપણો, રક્ષકપણો પ્રમુખ સર્વે સ્વરૂપાનુયાયી સાધકત્વ સ્વરૂપ, કર્ત્તા સ્વરૂપ, જ્ઞાતા સ્વરૂપ, ગ્રાહક સ્વરૂપ, ભોક્તા સ્વરૂપ, રક્ષક સ્વરૂપાશ્રયી સ્વરૂપ તન્મયતાદિપણો થયે, સર્વ આત્મગુણના અવિરાધક થયા. તે માટે સ્વરૂપનો સર્વથા નિરાવરણપણે રહિવો, જે આત્માના ગુણને વિરાધવા નહિં. એ ભાવ દયા છે. તેના તુમ્હે હે પ્રભુજી! હે પરમેશ્વર! પરમાત્મા! તુમ્હે ભંડાર છો. ઇતલે સ્વસ્વરૂપને નિર્મળપણે રાખી રહ્યા છો. એહજ ભાવ દયા છે. તેના ભંડાર છોજી. તેનો કારણ કહે છે જે ક્ષાયિક નિરાવરણ જે ગુણ કેવળ જ્ઞાનાદિક પર્યાય ... વેદૃત્વાદિક તેહમેં હિવે, પરધર્મ જે પુદ્ગલ રાગાદિ જે પરધર્મ રાગાદિક તેહનો પ્રચાર કહતાં. પ્રવેશ નવિ કહતાં નથી, જે ક્ષયોપશમી ગુણ તે કદાચિત શક્તિન્યૂનતા માટે પરાનુયાયી થાયે. તે સાધનચક્રે સાચવ્યાજ રહે. પરં ક્ષાયિક ભાવી જે ગુણ તે જે સ્વશક્તિની સંપૂર્ણતાયે, સ્વકાર્ય કરે, પરંપરાનુયાયી થાયે જ નહિ. એહજ પરમ સ્વરૂપ અવિરાધકતા સાદિ અનંત ભાગે નિપની, તે પરમ અહિંસા નિપની છે. એ ચારિત્ર ગુણની પરણતિ છે. તે કર્તૃત્વપણાને બળે પ્રવર્તે છે. તે માટેકરી નીપની. હિવેપિણ સમયે સમયે કરેજ છે. તે માટે એક રીતે થાય. તે દયા કહી છે તે એ પાંચમેં બોલે સ્વરૂપ અવિરાધક રૂપ ભાવ દયાના પાત્ર છોજી.

સર્વ જીવે, સર્વ આગમ મધ્યે એહવા ભાવ દયા અરૂપી આત્મપરણુતિ તે ધર્મ સરદહીવો. અરૂપી ધર્મેજ અરૂપી પરમાનંદ નીપજે. એ ધારવો. તથા શ્રી ભગવતી સૂત્રે आया सामाईय એ પાઠ તથા શ્રી વિશેષાવશ્યક મધ્યે जोवो गुण पडिवन्नो नयस्स दव्वट्ठियस्स सामाईयं, आत्मगुणस्वधर्म प्रवृत्तिः तस्याबाधकतो अहिंसा, इति व्याख्यानात् તથા ધર્મ સંગ્રહણ્યાં नाम ठवणा दव्व पखित्ते काले तहेव भावेय एसोखलु धम्मणिक्खेवो छव्विहो होई. એ ગાથાની પ્રથમ સંક્ષેપ વ્યાખ્યા પહિલાં કરીને પછી વિસ્તર વાચનાએ स्वगुणपर्यायाधार

त्वं द्रव्यत्वं तस्य परसंगित्वमेवाधर्मः पंक्ति? रथ न्यायात् अधर्म एव हिंसा એ આ-સયે તેહનો ન કરવો તે અહિંસા એ આસયે ગાથા સૂત્રે કહે છે.

गुण गुण परिणति परिणमे, बाधक भाव विहीन. प्रभुजी

द्रव्य असंगी अन्यनो, शुद्ध अहिंसक पीन. प्रभुजी ॥वाहु०॥६॥

તથા ગુણ જે જ્ઞાનાદિક તે ગુણની પરિણતિ જાણવાદિક સ્વસ્વકાર્યે પરિણમે ગુણ પરિણતિનો બાધક ભાવ જે આવરણ તેહથી વિહીન કહેતાં રહિત એટલે નિવારણ ગુણ પરિણામ તેહજ સ્વસ્વકાર્ય કરે તે નિરાવરણ ગુણ થયો તે શાથી થયો? જે કારણે દ્રવ્યઆત્મા અન્યનો અસંગી થયો તિવારે ગુણ નિરાવરણ થયો એહજ દ્રવ્યને અહિંસકપણો નિપનો. તથા શ્રીપંચવસ્તુ ટીકાયામ્, हेतुभ्योऽभिनवकर्मग्रहणं हिंसा तन्निवृत्तिः अहिंसा તથા શ્રી વિશેષાવશ્યકે ભગવતી સૂત્રે એહવા અધિકાર અનેક છે, જે મિથ્યાત્વ અવિરતિ, કષાય, યોગ એ ચાર ભાવ સંસાર કહ્યા છે, તે માટે સકલ પ્રદેશ સકલ ભાવ ધર્મ, અન્ય જે પર ભાવ તેહનો અસંગી સર્વ સંગ રહિતપણો તે દ્રવ્ય અહિંસકપણો નિપજે છે તે માટે તેહથી રહિત તે દ્રવ્ય અહિંસક કહીયેજી, પરસંગી આત્માને હિંસક દાખે છે. એ શુદ્ધ ઉત્સર્ગનયે અહિંસકપણો પીન કહેતાં પુષ્ટ છે. યોગ કહ્યા છે, તે અસત્યપણો કાંઇ બાહ્યપણે સાધન રીતે નથી. પરં ઉત્સર્ગે જે ન ઘટે. શબ્દ દ્રવ્ય શ્રુતાવલંબી ઉપયોગ તે ઇહાં ઉલો છે. તે માટે અસત્ય વચનયોગ કહ્યો છે. તથા શ્રી ભગવતીસૂત્રે સૂક્ષ્મસંપરાય ગુણઠાણે સંપરાયકી ક્રિયા છે, તે માટે उस्सत्तंरीयत्ति એ પાઠ છે એ પિણ વસ્તુ ધર્મ આશ્રયી છે. તે માટે અક્ષયાવગાહના થઈ એક મોટો આત્મધર્મ પ્રગટ્યો. તે માટે ક્ષેત્ર જે અવગાહના ચલપણે આત્મા હણતો હતો તે અચલપણે થયો એ ક્ષેત્ર અહિંસકપણો, આત્માને વિષે નીપનો, ઇમ ભાવવો. ઇહાં કોઇ પુછસ્યે જે ક્ષેત્રને સંકોચ દુઃખ આત્માને કિમ મનાયે? તિહાં ઉત્તર જે સિદ્ધપણે અવગાહના રહિતે પિણ નાની મોટી છે પિણ હવે સિદ્ધને નાની મોટી અવગાહના કરવી નથી. તે માટે ઇમ કહ્યો છે.

उत्पाद व्ययध्रुवपणे, सहजे परणति थाय प्रभुजी।

छेदन योजनता नहिं, वस्तु स्वभाव समाय, प्रभुजी ॥ वाहू ॥ ८ ॥

હિવે-ભાવનાયે કાલધર્મની શુદ્ધતા કહે છે. કાલધર્મલક્ષણ, ધર્મસંગ્રહણીયે કહીયે છે. जवत्तणादि रूवोकालो दव्वस्सचेव पज्जाओ सोचेव तउधम्मो कालस्स चजस्सजोए તથા તત્ત્વાર્થે વિશેષાવશ્યકે પંચાસ્તિકાયની વર્તના તેહનેજ કાલપણો કહ્યો છે તથા અનુયોગદ્વાર સૂત્રે પિણ કહ્યો છે जे कि मेदं भंते अद्धा समयत्तिवुच्चति गोयमा जीवाचेव अजीवाचेव તિહાંપિણ જીવ અજીવની વર્તના તે કાલ તથા સ્વદ્રવ્ય સ્વક્ષેત્ર સ્વકાલ સ્વભાવત્વેન સ્યાત્ અસ્તિ એ પદ સમતિ-તથા રત્નાકરાવતારિકા માંયે છે એ અસ્તિપણો તે સ્વધર્મેજ હવે. પરધર્મનો

અસ્તિપણો તે દ્રવ્યનું ધર્મ નહિ. તે માટે કાલ ઉત્પાદ વ્યયરૂપ વર્તના તે સ્વધર્મ છે. આત્માના વિશેષ પર્યાયાસ્તિમયી પરિણમણ છે. તે ઉત્પાદ તથા વ્યય તથા ધ્રુવપણે જે આત્મા પરિણમે તેહને સહેજે પરિણમે છે. ઇતલે ઉત્પાદ વ્યય તે કોઇને પર નિમિત્તે થતો નથી. તે માટે સહેજે એ પરિણતિ થાય છે. સંયોગીભાવનો વ્યય તે છેદન કર્યો થાય છે અને ઉત્પાદ તે કોઈ યોજન કહતાં કોઇકને જોરે થાય છે, અને આત્મગુણનો ઉત્પાદ તે પરભાવની યોજના વિના થાય છે. એ ઉત્પાદ વસ્તુ સ્વભાવે સમાય છે. વસ્તુ ધર્મે સમાય છે. એ કાલ પરિણતિ સર્વ દ્રવ્યની કિવારે હણાતી નથી. તે વસ્તુપણું તિમહિજ પરણમે છે. તે વસ્તુધર્મે દિખાડવા માટે કહ્યો છે. તથા ગુણની વર્તના તે ગુણાવરક કર્મરોધે છે. તે તો રોધકપણો હિંસા છે તે નિરાવરણ અવસ્થાયે પ્રાગ્ભાવી વર્તના તે હિવે હણાતી નથી. તે માટે એહને અહિંસક વર્તના કહીએ. તે નીપની છે. હે પરમેશ્વર પરમદયાલ તુમ્હે સ્વદયા સંપૂર્ણ નીપજાવી છે શ્રી યશોવિજયોપાધ્યાયે નિજદયા પરદયાનો સ્વરૂપ **ઉપદશ રહસ્યમે** વર્ણવ્યો છે. તે જોજ્યો. નિજદયા વિણ કહો પર દયા હવે કવણ પ્રકારે એ વચનને અધિકારનો આશય પિણ એહજ છે.

गुणपर्याय अनंतता, कारक परिणति तेम, प्रभुजी ।
निज निज परिणति परिणमें, भाव अहिंसक एम, प्रभुजी. ॥वा.॥९॥

હવે ભાવધર્મની અહિંસકતા કહે છે. તથા શ્રી ભગવતી સૂત્રે भावउणं जीवें अणंता नाण पज्जवा । अणंता दंसण पज्जवा, अणंता चारित्त पज्जवा अणंता अगुरुलघु पज्जवा. ઇત્યાદિ બંધાધિકારે તથા भावजीवः उत्तराध्ययन निर्युक्तौ, जीवाजीव विभक्ति ને વિષે જોઈ લેજ્યો. नवरं तद्व्यतिरिक्तश्च जीव द्रव्यं द्रव्यजीवः उच्यते इति प्रक्रमः तु विशेषद्योतकः रुचिरियं न कदाचित्त पर्याय वियुक्तं द्रव्यं तथापि च यदाताद्दियुक्ततया विवक्ष्यते तदातद्द्रव्य प्राधान्यतो द्रव्य जीवो भावेतु दशविध एव परिणामः कर्मक्षय क्षयोपशमोदयापेक्ष परिणति रूपो भावजीवः इति ३ प शांतिचार्दि वैतालटीका પાઠ છે તથા ધર્મ સંગ્રહણીને વિષે तस्सेव धम्मववे नियपरववे हिं अत्थिनत्थिवे भिन्न पवत्ति निमित्तं तम्हातत्तंअणेगंतो १ એ ભાવધર્મ તથા શ્રી દશવૈકાલિક નિર્યુક્તિ અહિંસાના છ નિક્ષેપા કર્યા છે તેહની ટીકા મધ્યે પાઠ છે જે स्वगुणावाधः अहिंसा 'वस्तु वृत्या अन्यातत् कारणत्वाद् हिंसा' ઇત્યાદિ તે માટે જે ગુણ જ્ઞાનાદિક પર્યાય अवन्ने 'अगंधे' ઇત્યાદિ. તથા કારક કર્તા ૧ કર્મ ૨ કરણ ૩ સંપ્રદાન ૪ અપાદાન ૫ આધાર એ છો ૬ તે ગુણપર્યાય તો અનાદિ કાલના અવરાણા પડયા છે તથા જે વીર્ય ચેતનના ક્ષયોપશમી થઈ તે પરાનુયાયીપણે પ્રવર્તતા સ્વગુણાવરણરૂપ કાર્ય કરવે સ્વગુણ પ્રવૃત્તિ ઘાતરૂપ સ્વહિંસા કરે છે તે, હે, નાથ તુમ્હે સ્વકીય સર્વ ગુણ પ્રગટ કરવે વલી સ્વરૂપ પ્રવર્તન કરવે તે

હિંસકપણો નિવારીને સ્વભાવ ધર્મના અહિંસક થયા છો. તથા કારકખટની પરણુતિ અવરાતી નથી, પિણુ અનાદિકાલની સંગાંગીપણે પરકર્ત્તાપણે થયાથી આત્માવિભાવકર્તા, કાર્ય, કારણ, સંપ્રદાન, અપાદાન, વિભાવ પરિણમનરૂપ પરાનુયાયી ક્ષયોપશમ તે અભિનવાશ્રવ પરિણુતિ વૃદ્ધિ તે લાભરૂપ સ્વશક્તિ રોકવારૂપ તે હાણિ તે આત્મક્ષેત્રે પરભાવ ગ્રાહકતાપર ભાવ ભોગ્યતા રક્ષણતાદિકપણે આધારકારક, ઇમ છ કારક હિંસક થયા છે. સંસારી જીવ તે તુમ્હારા ખટકારક સાધનપણે કરી પછી કેવલ જ્ઞાનાદિક ગુણ પ્રવૃતિપણે પ્રવર્ત્તાવ્યો તે કર્ત્તાપણો, કાર્ય, કરણ, સંપ્રદાન, અપાદાન, આધાર, સર્વજ્ઞતાદિક ગુણ પ્રવૃત્તિ તે ઉપગરણ તે ભાસનતાદિ લાભ તે પરભાવ સન્મુખ ન ધસવો તે સ્વરૂપ રક્ષણતા તે એ છ કારક સ્વગુણ કાર્ય કરવારૂપ પરિણતે પરણમ્યા એહજ ભાવ અહિંસકતા નીપની. તે ભાવ અહિંસા અધ્વસા, પણો નીપનો. એહજ સ્વધર્મ નીપનો. ઇતલે આત્મગુણ આત્મપર્યાય તથા આત્માનાકારક તે સર્વ અનંતા પરણામકત્તાદિ શેષ ધર્મ તે સર્વ નિજ નિજ કહેતાં પોતાપોતાની જાણગ છે. તથા દેખવો તથા રમણ આનંદાદિક પરિણત પરણમે છે. તે હિજભાવ અહિંસકપણો છે. ઇતલે જે દ્રવ્યનો ભાવ અહિંસક થયો તેહના દ્રવ્યક્ષેત્રકાલ નિયમા અહિંસક થાય. તે, હે, શ્રી બાહુસ્વામી તુમ્હારો ભાવધર્મ તુમ્હે હણતા નથી અને પર કોઇ હણી શકે નહી એ અહિંસકતા જે સાધ્યમાં હતી તે તુમ્હારે નીપની છે. ઇતલે તુમ્હે, પરમ અહિંસક છો અને હિંસકતાના કારણ છોજી એ રીતે ભાવ અહિંસકતા નીપની છે. તે અહિંસકપણો સર્વને ધ્યેય છે. શ્રી જિનરાજ તુમ્હારો અહિંસક પણો જે જીવ અવલંબીને તન્મયી થાયે-તેહનો પોતાનો પરમ અહિંસકપણો નીપજે તે માટે તુમ્હે પરમ આધાર છો. ભવ્યજીવનાપરમ ઉપગારી છો દયાલ છો સરણભૂત છોજી. ૯

एम अहिंसकतामयी, दीठो तूं जिनराज प्रभुजी;

रक्षक निज पर जीवनो, तारण तरण जिहाज, प्रभुजी ॥ वा० ॥ १० ॥

એમ કહતાં એ રીતે સર્વ ગુણે સર્વ પ્રર્યાયે ઉપાદાનપણે નિમિત્તપણે ઉપગારીપણે આધારપણે ઉપદેશપણે અતિશયાદિક ઉદીકપણે હે વીતરાગ તુમ્હે પરમ દયાલ છો. તે હે પ્રભુજી મેં મિથ્યાત્વ અસંયમની ગાઢતાએ અનાદિકાલ સ્વરૂપાવૃતપણે ભવ ભટકતાં આત્મધર્મ ઉછેદીપણે પ્રવર્તતાં તુમ્હ સમાન તત્વી દેવ પેર ભાવનો અકર્ત્તા અભોક્તા તે કિવારે દીઠો નહતો. ઇતલે ઉપયોગ ગોચર કર્યો નહતો. તિ હવણાં કોઇક ગિર સરિદુપલ ઘોલના ન્યાયે શ્રી વીતરાગ આગમ શ્રવણ યથાર્થ ભાસક ગુરૂ ઉપગારે હે જીનરાજ તાહરો સ્વરૂપાનંદીપણો તત્વોપગારીપણો એ અવસરે ભાસનગોચર થયો તેં માહરે આજ પરમ કલ્યાણ થયો. ને માટે હે શ્રી જીનરાજ તુમ્હે રક્ષક છો. નિજ કહતાં સ્વધર્મનો તથા કારણપણે પરજીવના પિણ રક્ષક છો. તે માટે નિમિત્ત કારણને કર્ત્તાપણાને આ-

શેપે તારણ કહેતાં, પરજીવના તારવાના કારણ છો. અને પોતે તર્યા છો. તે માટે જિહાજની ઉપમા છે તુમ્હને હે દેવ. ૧૦.

परमातम परमेसरु, भाव दया दातार, प्रभुजी;
सेवो ध्यावो एहने, देवचंद्र सुखकार. प्रभुजी. ॥ या० ॥ ११ ॥

પૂર્ણાનંદીપણા માટે સ્વસત્તા આગુભાવ માટે સકલ ગુણ અનવછિન્ન સ્વભાવ ભોગીપણે હે પ્રભૂજી, તુમ્હે પરમાત્મા છો. ઉત્કૃષ્ટ આત્મા છો. વળી સમસ્ત સ્વશક્તિ ગુણપર્યાયરૂપ સ્વાધીનપણા માટે પરમેશ્વર છો. વળી શુદ્ધોપદેશક, તત્ત્વધર્મ દેશકપણાથી, સ્વધર્મ રાખવારૂપ ભાવદયાના દાતાર છો. એહવા પરમાત્મા પરમ પુરૂપ નિરામય નિરદ્વંદ્વ નિસ્સંગ, નિસ્સહાય, નિર્મલ, નિઃપ્રયાસ, આત્માનંદભોગી શ્રીબાહુ વિહરમાન તીર્થંકર પ્રતે સેવો. તેહની આજ્ઞા પ્રમાણપણે પ્રવર્ત્તો, ધ્યાવો. તે બાહુ સ્વામી સ્વરૂપ સંપદા ઉપગાર સંપદા અતિશય સંપદા મધ્યે તન્મય ઉપયોગી થાવો. એ બાહુ સ્વામી કહેવા છે. દેવ જે ચ્યાર નિકાયના દેવતા તેહના ચંદ્ર જે ઇંદ્રાદિક તેહને આત્મિક સુખના કરણહાર છો અથવા સ્તુતિ કર્ત્તા યે દેવચંદ્ર નામે પ્રભુ ગુણ રસિક તેહને સુખના કરણહાર છો. ઈતલે જે નિરનુષ્ટાનપણે શ્રી વીતરાગ સેવના કરે તે પરમ અવ્યાબાધ સુખ વરે મહાનંદ પામે. નિરસંગાનંદી થાયે. એ શ્રી નિસ્સંગ શ્રી બાહુ સ્વામીની સ્તવના ભાવદયારૂપ પરમ કરૂણારૂપ કહી છે. ૧૧.

ઇતિશ્રી બાહુજીન સ્તવનં શ્રી આદીશ્વર જીનપ્રસાદાત્ ॥

(સંગ્રાહક–વકીલ મોહનલાલ હીમચંદ–પાદરા.)

---

## "પ્રતિમા."

(હરિગીત.)

પાષાણની કહી નીંદતા, છો નીંદકો તુજને ભલે;
જડવત ગણી કો ચિત્ર રૂપે, નીંદતા તોયે ભલે.
હો છો ભલે તું કાષ્ટની, વેલુ તણી કે ધાતુની;
આકર્ષતી અમ દીલને, આનંદને રેલાવતી.
અમ અંધને તું આરીસો, રૂપ ગુણને દર્શાવતી;
ભુલા પડેલા આત્મને, નીજ પંથમાં દોરાવતી.
શ્રદ્ધા સુધાના પાનથી, તું ચિત્તને ચમકાવતી;
વિસ્મૃત થયેલા ભાવને, તુજ દર્શથી ઉભરાવતી.
અમ શત્રુને સંહારનારી, વીર તું, મહાવીર છે;
શ્રદ્ધા તણી અમ નાવને, દોહી જનારી દેવ છે.
પુજુ ઘણા હું સ્નેહથી, અંતિમ મારગ શીવ છે;
ચિન્તામણી પારસતણી, પ્રતિમા ખરે દીવ્ય છે. "Kallian"

સાહિત્ય.

# साहित्य परिषद् भावना.

રા. ભાનુ.




જરાતી સાહિત્ય પરિષદ્ આજ બાર વર્ષ થયાં મળે છે, આવતે વર્ષે એના આરંભનો સમય છે, તેથી કરીને એ વિષય ઉપર અત્યારે કાંઇક વિચાર કરીએ તો તે અસ્થાને તથા અકાળે નહિ ગણાય. આ વિચાર કરતાં પહેલાં અત્યાર સુધીમાં મળેલી પરિષદોની સમાલોચના પ્રથમ કરવી આવશ્યક છે. ગૂજરાતમાં કેળવણીનો પ્રચાર થએલો હતો. એ કેળવાયેલા વર્ગમાંથી કેટલાકોએ લેખો દ્વારા, પુસ્તકો દ્વારા કાંઈ સાહિત્યનું કામ કર્યું હતું. એ વર્ગ આંગળીના વેઢે ગણાય એવો છે છતાં જે જમાનામાં ગૂજરાતને જેવાં સાહિત્યની આવશ્યકતા હતી તે સાહિત્ય પૂરૂં પાડવાને તેમણે યથાશક્તિ તથા યથામતિ કર્યું હતું. લોકોમાં સાધારણ સમજ એવી છે કે ગૂજરાતી એટલે વેપારી અને ગૂજરાતી હિંદુ એટલા બધા વાણીઆ. આ સ્થિતિ કહો કે આ અપવાદ હજી તેમને માથે છે જ. ઘણે સ્થળે એજ ઉપનામ કહેવાતું સાંભળીએ છીએ. એમાં કહેનારનો જરા પણ દોષ નથી. આપણા ગૂજરાતીઓ પછી ગમે તે જાતિના હોય તો પણ તે હિંદુસ્તાનમાં તો શું પરંતુ હિંદુસ્તાનની બહાર એજ અર્થે નાના નાના ગામડાંઓમાં મળી આવે છે, અને એથીજ આ સામાન્ય કહેતી થઈ છે. આથી વાણીયો વેપાર કરશે કે સાહિત્યનું કામ કરશે ? વેપાર કર્યાથી તો પાંચ પૈસાની પ્રાપ્તિ થાય, પણ સાહિત્ય ઉભું કરવામાં, પુસ્તકો રચી પ્રસિદ્ધ કરવામાં તો પાંચ પૈસાનો ઘસારો લાગે. એમાં લાભ શો ? આ ધંધો કર્યાથી પાંચ પૈસા ઘરમાં લાવવાને બદલે પાંચ પૈસા ઘરમાંથી જાય એવો ધંધો વાણીયો કરે ? આવા વણિક સ્વભાવને લીધે સાહિત્યની વૃદ્ધિ થવામાં અથવા કરવામાં તેનું મન એટલું બધું પ્રેરાયલું નહિ. ગૂજરાતની આ સ્થિતિ હતી પરંતુ ગૂજરાતમાં અંગ્રેજી કેળવણી શરૂ થઇ ત્યારથી અત્યાર સુધીમાં કેટલાક સુશિક્ષિત ગૂજરાતી ભાઇઓએ આપણી ભાષા તથા આપણું સાહિત્ય કેળવવા પ્રયત્ન કર્યો છે, એટલુંજ નહિ પણ સોગન ખાવા જેવું સંગીન કર્યું છે. કેળવણીનો પ્રચાર આખા ગૂજરાતમાં થયો છતાં તેમાં તે પ્રમાણમાં વૃદ્ધિ થતી નથી એવું સર્વના મનમાં હતું. સુશિક્ષિત વર્ગ બંગાળી અને મરાઠી સાહિત્ય સાથે પોતાનું સાહિત્ય સરખાવતો ત્યારે તેને એમજ જણાતું કે ગૂજ-

રાતી સાહિત્યની વૃદ્ધિ પ્રમાણમાં કાંઇજ નથી. તો પછી ગુજરાતી સાહિત્યની સ્થિતિ અન્ય ભાષાના સાહિત્યની સરખામણીમાં ઉતરે તેમાં તો શું આશ્ચર્ય ? આવી પરિસ્થિતિમાં ગુજરાતના ખુદ પાટનગર અમદાવાદમાં સને ૧૯૦૫ માં સ્વર્ગસ્થ રા. રણજીતરામ વાવાભાઈ મહેતા જેણે અમદાવાદ આવી સાહિત્ય સભા સ્થાપી યુવાન વર્ગમાં સાહિત્યનું નવું જીવન, નવું રક્ત રેડી એને ઉત્સાહી કર્યો હતો તેણે સભાના સભાસદો સાથે સંમેલન વિષે મસલત ચલાવી, અને આ નૂતન વિચાર સભાના સાહિત્યપ્રેમી પ્રમુખ. રા. બા. રમણભાઈ મહિપતરામને કહ્યો. રા. બા. રમણભાઈએ એ વિચારને વધાવી લીધો, ને એમની સહાયતાથી સાહિત્ય પરિષદ્ અમદાવાદમાં ભરવાનો વિચાર નક્કી થયો. વિદ્વાનોને, તથા એ દિશામાં કાર્ય કરનારા સાહિત્ય પ્રેમી પુરૂષોને નિમંત્રણ થયાં, ને પરિષદ્નો કાર્યક્રમ ઘડાયો. એ કાર્યક્રમ બહુ વિશાળ નહોતો. પરિષદ્નું ક્ષેત્ર પણ વિશાલ નહોતું બાંધ્યું. એટલું તો નિર્વિવાદ છે કે કોઇ પણ કાર્ય નવું આરમ્ભવામાં આવે ત્યારે સમાજ તે વધાવી લેશે કે તેની અવગણના કરી તેની કાર્યસિદ્ધિમાં અનેક પ્રકારના વિઘ્નો નાંખશે એવો વિચાર તેના નેતાઓને સ્વાભાવિક આવે. આવી પરિસ્થિતિમાં અમદાવાદની પ્રથમ પરિષદ્ના વિષયોની યોજના થઈ હતી; જેમ જેમ નૂતન વિચાર વિદ્વાન વર્ગે તેમજ યુવાન વર્ગે વધાવી લીધો તેમ તેમ યુવક વર્ગને તેથી પ્રોત્સાહન મળ્યું. સદ્ભાગ્યે પરિષદના પ્રમુખની પસંદગી ગુજરાતના તે વખતના વિદ્વાન સાક્ષર રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીની થઇ. તે સાથે સત્કાર મંડળના પ્રમુખ તરીખે ગુજરાતના સુપ્રસિદ્ધ માર્ક ટ્વૈન (Mark Twain) નિયત થયા. આ બે વિદ્વાન સાક્ષરોની પસંદગીથી પરિણામ એવું સારૂં આવ્યું કે પરિષદના મંડપમાંજ આ પ્રમાણે વર્ષે બે વર્ષે આપણે મળતા રહીએ અને સમાજના, કેળવણીના, સાહિત્યના, ભાષાના વગેરે જુદા જુદા વિષયો ઉપર ભાષણો કરી એક બીજાના વિચારોની આપ લે કરતા રહીએ તો બેશક ઘણો લાભ થાય, એટલુંજ નહિ પણ મરાઠી અને બંગાળી ભાષાની સરખામણીમાં આપણું ગુજરાતી સાહિત્ય જે નિર્માલ્ય સ્થિતિએ છે, કીચડમાં દટાએલું છે એવો જે આરોપ તેને માથે છે તે આરોપ, આપણે બધા જોડાઇ એકત્ર જોર કરી કીચડમાંથી તેને બહાર કાઢી દૂર કરીએ તો ગુજરાતી સાહિત્યનો ઉદ્ધાર થાય ખરો, આવા આવા ધ્વનિ કાને કાન ફરવા લાગ્યા.

ત્રણ દિવસમાં પરિષદ્નું કાર્ય સંપૂર્ણ થયું-એકત્ર થયેલા સૌ સૌને ઘેર ગયા. સ્મશાન ભૂમિપર ગયેલાને જેમ સ્મશાનવૈરાગ્ય આવે છે, ને તે પાછા ઘેર ગયા પછી માયામાં લપટાઇ જાય છે તેમ આ પરિષદમાં એકત્ર થયેલાઓને પરિષદ્ ઝનુન આવેલું તે ઘેર જતાં ઝનુન ઉતરી ગયું અને સર્વ કોઈ પોતાના કામકાજમાં એવા ગુંથાઇ ગયા કે સાહિત્ય પ્રત્યે જે થોડું કાર્ય કરવાની ઇચ્છા

થયેલી તે ઈચ્છા ઈચ્છાને ઠેકાણે રહી; એટલામાં બે વર્ષ નીકળી ગયાં ને બીજી પરિષદ્ના સમારંભના ચળવળનો ઘંટ કાને પડવા લાગ્યો, એટલે ઉંઘ ઉડી અને જાગૃતિ આવી.

બીજી પરિષદ્ના કાર્યવાહકોમાં રા. રા. હિંમતલાલ અંજારિયા જોડાયાથી કાઠિયાવાડી વર્ગ પણ સામેલ થયો. પરિષદ્નું સ્થળ મુંબાઇ હતું એટલે પછી એમાં શી ન્યૂનતા રહે! નવા નવા વિચારોને પોષનારૂં સ્થળ મુંબાઇજ છે. મુંબાઇમાં તળ ગૂજરાતના, કાઠિયાવાડના લોકો એટલુંજ નહિ, પણ ગૂજરાતી ભાષા બોલનારી તમામ પ્રજાના પ્રતિનિધિઓ વસતા હોવાથી, તથા મ્હોટા ન્હાના તમામની મદદથી નેતાઓનો ઉત્સાહ વધ્યો. આમૂખ વિશાળ આલેખાયો. સાહિત્યનું ક્ષેત્ર માત્ર ભાષા, સાહિત્ય, કલા, નાટક વગેરેના શુદ્ધ સાહિત્યના સંકૂચિત અર્થમાં નહિ રાખતાં વિશાલ રખાયું અને એમાં વિજ્ઞાન આદિ ઈતર વિષયોનો ઝીણી નજરેથી વિચાર કરી તે તે વિષયોપર લેખો મગાવાયા. આ પ્રમાણે વિષયોની યાદી વિશાળ અને સર્વ દેશી હતી. પરિષદ્ના પ્રમુખ પણ ગૂજરાતના સમર્થ ભાષા શાસ્ત્રી રા. રા. કેશવલાલ ધ્રુવ નિમાયા, અને સતકાર મંડળના પ્રમુખ તરીખે પ્રસિધ્ધ સાહિત્ય પ્રેમી શેઠ સાહેબ પુરૂષોત્તમ વિશ્રામ માવજી પસંદ થયા. સોનું અને સુગંધ બે એકત્ર થયાં. પારસીઓ, મારવાડીઓ, કચ્છીયો વગેરે તમામ ગૂજરાતી બોલતી પ્રજાની રગમાં નવું રકત રેડાયું, ને ચારે તરફ ઉત્સાહ ઉત્સાહ વ્યાપી રહ્યો. પરિષદ્ના પ્રમુખ રા. ધ્રુવે સાહિત્ય ઉપર વિદ્વતા ભર્યું ભાષણ આપ્યું, અને શેઠ સાહેબે મહેમાનોની સારી આગતાસ્વાગતા કરી. આ નવા જીવનથી પરિષદ્નું કાર્ય સંગીન પાયાપર આવેલું સમજાયું. આ પરિષદ્માં સ્વર્ગસ્થ ગોવર્ધનરામભાઈના સ્મારકની યોજના થઈ પણ દિલગીરીની વાત છે કે તે યોજના કોઇ કારણસર બંધ પડી. આપણે ગુજરાતી ભાઈઓને માથે આરંભે શૂરા હોવાનું જે આળ છે તેજ ખરૂં પડયું. કાર્યારંભ સમયે જે ઉત્સાહ અને ઉમંગ હોય છે તે કાર્ય સમાપ્તિ પછી નથી હોતા. કદિ આ શૂરાતન દશમે ભાગે પણ આપણામાં રહેતું હોય તો બબ્બે વર્ષે મળી, આનંદ કરી ઘેર પાછા વળીયે ત્યાર પછી કાંઈક કાર્ય કરીએ, કાંઈક કર્ત્તવ્યપરાયણતા આપણામાં જાગૃત રહે અને આપણે કર્ત્તવ્યનિષ્ઠ બની કાંઇક કાર્ય કરવા પ્રત્યે પ્રેરાઇયે, તથા કાંકરે કાંકરે પાળ બાંધી આપણી સ્થિતિ સૂધારી શકીયે.

જોતજોતામાં ને વાતમાં ને વાતમાં બે વર્ષ વીતી ગયાં, અને ત્રીજી પરિષદ્ ભરવાનો સમય આવી પહોંચ્યો. આ વખતે કાઠિયાવાડે બીડું ઝડપ્યું ને રાજકોટ મુકામે તે ભરવાને નક્કી થયું. આ પરિષદ્ માટે લોકોમાં કાંઈક અનાસ્થા જન્મ પામેલી જોવામાં આવેલી હતી. પત્રવ્યવહાર થતાં સર્વ સ્થળેથી એવાજ નિરાશાજનક પ્રત્યુત્તરો મળવા લાગ્યા કે પરિષદ્ સાંગોપાંગ પાર ઉત-

રહે, કે કેમ એવી શંકા નેતાઓને થઇ, પરંતુ યૂતકવર્ગ ઉત્સાહી હતો. વર્તમાનપત્રોમાં ખૂબ ચર્ચા ચાલી હતી. વાંધાઓમાં મુખ્ય વાંધો એ જણાતો હતો કે આ પ્રમાણે બબે વર્ષે મળી પૈસાનો વ્યય કરી લાભ શો મેળવ્યો છે? ઉલટું આપણે ખાઇ પી આનંદ કરી બે ત્રણ દિવસોમાં હજારો રૂપિયાના ફના ફાતિયાં કરીએ છીએ! પણ તેનું પરિણામ શું? વાણિયો વાણિયાને વિચારે ગયો. આવા વિચારો અમને તો બહુ અનુકૂળ લાગ્યા. એક પક્ષે જોતાં તે ઘણા સારા હતા. કારણ કે પરિષદ્ના કાર્યવાહકોને એટલું તો સમજાયું કે પ્રજા કાંઇ સંગીન કાર્ય જોવાની ઇચ્છા રાખે છે, એટલુંજ નહિ પણ જ્યાં સુધી આપણે એવું કાર્ય બતાવીશું નહિ ત્યાંસૂધી સમાજ સહાયતા મળવી મુશ્કેલ છે. આથી કરીને ત્રીજી સાહિત્ય પરિષદ્ના કાર્યવાહકોએ પોતાનો દૃષ્ટિકોણ બદલ્યો, અને કાંઇ સંગીન કાર્ય કરવા તરફ પ્રવૃત્તિ રાખી. આ વિચારે એ પરિષદ્ના નેતાઓએ પરિષદ્ની યાદી વિચારપૂર્વક ઘડી, ને તે સાથે પ્રદર્શન ભર્યું અને તેમાં જૂનું અને નવું સાહિત્ય, શિલાલેખો, તામ્રપત્રો આદિ પ્રદર્શિત કરી પરિષદ્ને નવું ચેતન આપ્યું એટલુંજ નહિ પણ કાઠિયાવાડના રાજા રજવાડા સમક્ષ સાહિત્ય પરિષદ્ના કર્તાનો મહત્વનો પ્રશ્ન મૂકી એક સારી રકમ ઉઘરાવી ભંડોળ મંડળ સ્થાપ્યું તથા સરકારના અંગ્રેજ અમલદારો પાસેથી સાહિત્યના વિષય ઉપર નિબંધને માટે ચંદ્રક મેળવ્યો. આ પરિષદ્માં વિશેષ તેજ તથા બલ હતાં તેનું કારણ તો સત્કાર આપનારાં પોતે રાષ્ટ્રના ખાનદાન કુટુંબનાં રાણી હતાં. તેમણે મનન કરવા યોગ્ય ભાષણ આપી સર્વનાં મન હરી લીધાં, ને પરિષદ્ પ્રતિ જે ભાવ હતો તે દ્વિગુણ કર્યો. પરિષદ્ના પ્રમુખ પણ દી. બા. અંબાલાલ સાકરલાલ હતા, ને તેમણે પણ સમયોચિત ભાષણ કર્યું હતું. અલબત્ત એમની આ પસંદગીથી કેટલાક વિદ્વાનો નારાજ થયા હતા, પણ સુભાગ્યે તે નારાજી તેમની તે પરિષદ્ પૂરતી હતી એમ જણાયું છે. પરિષદ્નું આ કાર્ય કાંઇ નાનું સુનું નહોતું. વળી પરિષદ્નો દૃષ્ટિકોણ થોડો ઘણો બદલાયો હતો એમાંજ સર્વસ્વ હતું. આ અવ્યવસ્થિત સ્થિતિને વ્યવસ્થિત કરી, પરિષદ્નો જે અર્થ પણ જાણતા નહતા તે અર્થ સમજતા થયા એટલુંજ નહિ પણ એ સાથે જોડાયા, અને નિરાશાવાદીઓને આશાવાદી કીધા. કહો ! આ કાર્ય કાંઈ ઓછું થયું છે?

ચોથી પરિષદ્ આ પછી ત્રણ વર્ષે વડોદરે મળી. એ પરિષદે પણ સારૂં કાર્ય કર્યું છે, એવું એના પ્રસિદ્ધ થયેલા અહેવાલ પરથી સમજાય છે. ગૂર્જર નરેશ શ્રીમંત સરકાર મહારાજા સાહેબના આશ્રય નીચે આ સમારંભ થાય તેમાં ન્યૂનતા શેની જણાય! રાજા પોતેજ યજમાન એટલે પરિષદ્ના અને તેના સેવકોના આતિથ્યમાં શું પૂછવું! વિશેષ ખુદ શ્રીમંત મહારાજા સાહેબે સાહિત્યની અભિવૃદ્ધિ માટે બે લાખ રૂપિયાની રકમ જૂદી કાઢી આપવા જાહેર કર્યું ત્યારે સર્વનો આનંદ સમાતો નહતો. ત્રીજી અને ચોથી પરિષદે પ્રજાને

પ્રત્યક્ષ બતાવ્યું કે આપણામાં કર્મવીર પુરૂષો હોયતો તેને સાહાય્ય આપવા વાળા દાતા તો છે.

પાંચમી પરિષદ્ સુરત મુકામે આ પછી ત્રણ વર્ષે એકત્ર થઇ હતી. સુરતી લાલાઓ જાગૃત થયા. પરિષદો બબ્બે ત્રણ ત્રણ વર્ષે મળે છે, પણ કાંઈ સંગીન કાર્ય કરતી નથી એવો જે દોષ એને માથે છે તે આપણે દૂર કરવો, બધાયે કર્યું તે કરતાં આપણે કાંઈ નવીન પણ સંગીન કરવું એ વિચારે કાર્ય આરમ્ભાયું. કોલેજના હાઇસ્કૂલના, કન્યાશાળાના, ટ્રેનિંગ કોલેજના વિદ્યાર્થીઓ પાસે નક્કી કરેલા વિષયો ઉપર નિબંધો મંગાવ્યા ને જે સારા જણાયા તેના લેખકને સારૂં પારિતોષિક આપ્યું. સાથે સાથે જૂનાં પુસ્તકો, હસ્તલેખો, શિલાલેખો વગેરેનું પ્રદર્શન ભર્યું અને ચિત્રકલાને પણ ઉત્તેજન આપ્યું. આ ઇનામી નિબંધોથી નવા નવા યુવકોએ પરિષદ્‌ની કંઠી બંધાવી.

સુરતની ભૂમિ કુરૂક્ષેત્રની ભૂમિ છે. આપણી રાષ્ટ્રીય સભા સુરત મૂકામે ભરાતાં તે છિન્નભિન્ન થઇ હતી તેમ આ પરિષદ્ પણ પૂરેપૂરી ભાંગી તો નહિ પરંતુ ભૂમિનો ભાવ તેના પર ભજવાયો. પ્રમુખ વિદ્વાન સાક્ષર રા. રા. નરસિંહરાવ હતા, તેમણે પરિષદ્‌ની એક બેઠકમાં જૂદા વિષય ઉપર વિચાર કરવા પ્રમુખપદ ઉપપ્રમુખને આપી પોતે બીજે સ્થળે પ્રમુખપદ લીધું. આનું પરિણામ એ આવ્યું કે વ્યવસ્થિત રીતે ચાલતા કામમાં અવ્યવસ્થિતતાયે પ્રવેશ કર્યો. લોકો ઉઠી ઉઠીને ચાલતા થયા, ને મંડપમાં ગોટાળો જણાયો. પરંતુ આ છેલ્લે દિવસે થયું હતું એટલે લોકો નારાજ થયેલા તે બબડતા ઘેર ગયા, ખાધું પીધું ને ભૂલી ગયા.

પરિષદ્‌ની આ સમાલોચના પરથી જણાશે કે ગૂજરાતના છેક દક્ષિણ પ્રાન્ત મુંબાઈ અને ઉત્તર છેડા ઉપર રાજકોટ, મધ્યમાં અમદાવાદ, વડોદરા અને સુરત મળી બાર વર્ષમાં પાંચ પરિષદો થઈ છે. તેણે શું કાર્ય કર્યું છે એમ કોઇ પૂછશે તો હું હિમ્મતથી કહીશ કે જેને પરિષદ્ શબ્દના અર્થની ખબર નહોતી એવા વર્ગને પરિષદ્‌ની ભાવના સમજાવી, લોકમત કેળવ્યો, નવા નવા યૂવકવર્ગની રગોમાં નવજીવનનું રક્ત રેડયું, સાહિત્યપ્રેમ કે સાહિત્ય પ્રવૃત્તિનું બીજ રોપ્યું. આ પ્રવૃત્તિને અંગે વર્ત્તમાનપત્રોમાં, માસિકોમાં નવા નવા વિષયો ઉપર લેખ લખાયા જાય છે, પુસ્તકો રચાયાં જાય છે એજ માતૃભાષા પ્રત્યે બની શકે તેટલી સેવાનું ફલ કાંઇ ઓછું છે ? પરંતુ પ્રશ્ન એજ અત્રે ઉદ્ભવે છે કે આપણે આ પ્રમાણે ક્યાં સૂધી વહેવું ? પાંચ વર્ષનો એક યુગ થયો એ યુગમાં ગૂજરાતનાં મોટાં મોટાં શહેરોએ તેને આમંત્રી વધાવી લીધી છે, સમાજને સાહિત્ય પરિષદ્‌ના ઉદ્દેશથી વાકેફ કરી છે, તથા પ્રજામાં બહુ નહિ તો થોડું પણ પ્રોત્સાહન આપ્યું છે. હવે જાગૃતિનો પ્રશ્ન રહ્યો નથી. હવે તો નર્મદે કહ્યું છે તેમ સાહિત્ય ક્ષેત્રમાં

સૌ ચલો જીતવા જંગ, બ્યુગલો વાગે,
યા હોમ કરીને પડો, ફત્તેહ છે આગે.

અત્યાર સુધીમાં પરિષદ્‌ની ભૂમિકા ચણી તૈયાર કરી છે તો હવે પછી તે ઉપર સંગીન પ્રકારનું ચણતર ચણવાનું છે. એ ચણતર કેવું હોવું જોઇએ તે વિષે કાંઇક વિચાર કરવાનો રહેશે. અત્યારે આપણે તો શ્રી ભગવાને અર્જુનને જેમ કહ્યું હતું કે ફળની આશા રાખ્યા વિના તું તારે કર્મ કર્યા કર તેમ આપણે પણ કર્ત્તવ્યનિષ્ઠ થઈ કર્મ કરવા તરફ વળવાનું છે. એજ દિક્ષા.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।

* * *

## આ લેખ ઉપરથી ઉપજતા વિચારો.

શ્રીયુત્ સાક્ષર શ્રી ભાનુએ સાહિત્ય ભાવના માટે ઉપયોગી વિચારો દર્શાવ્યા છે અને સાહિત્ય, વસંત વગેરે માસિકોમાં આવા લેખો ખાસ ચર્ચાવાનોજ આ પ્રસંગ છે. જૈનોના ગુર્જર પ્રાચીન સાહિત્યને બહાર લાવવા ગુર્જર ભાષાના બ્રાહ્મણ સાક્ષરો કંઈ પણ મોટી ઉદારતા દર્શાવતા નથી. ગુજરાતી સાહિત્ય પરિષદ્ જાણે હિંદુ ધર્મીઓનીજ હોય એવો દેખાવ થાય છે. ગુજરાતી સાહિત્ય પરિષદે ગુજરાતી ભાષાના પ્રચાર માટે સંગીન ઉપાયો લેવાયા નથી. પ્રમુખની પદવીની ધમાલ પશ્ચાત્ ભર ઉંઘ જેવી સાહિત્ય પરિષદ્‌ની દશા દેખાય છે. બેચાર વિદ્વાનોના માન માટે બધી ધમાલ થતી હોય એવું જણાય છે. પારસી, મુસલમાન, જૈન વગેરેમાંથી પ્રમુખ ચુંટાતો નથી. અથવા તેમને સહભાગી ગણવામાં પણ મન્દતા દેખાય છે—લી. જૈન.

---

## મ્હાલો મ્હને થોડું ભલે મ્હાલો પરંતુ સર્વદા.*

( હરિગીત. )

આવે વસંતઋતુ યદા, કોયલ મધુરૂં ગાય છેઃ
જાતાં વસન્ત ઋતુ અહા, મૂંગી બની સન્તાય છે !
એવા મ્હને ગમતા નથી, ટહુકાર થોડા સમયના;
મ્હાલો મ્હને થોડું ભલે, મ્હાલો પરંતુ સર્વદા ! ૧

સુન્દર પ્રભાતે બાગમાં પુષ્પો અનેરાં ખીલતાંઃ
ખીલી અને ય ખરી જતાં, દિનમા હતાં ન હતાં થતાંઃ
એવૂં મ્હને મ્હાશો નહિ, ક્ષણજીવી ઉભરે સ્નેહના;
મ્હાલો મ્હને થોડું ભલે, મ્હાલો પરંતુ સર્વદા ! ૨

ઉડાયઃ
તા. ૧૯–૭–૧૭. જનાર્દન ન્હા. પ્રભાસ્કર.

*શ્રીયુત ચન્દ્રશંકર પંડ્યાનું અનુકરણ.

# आंसुडां.

( રાગ: કાલિંગડાની ધૂન. )

આંસુડાં નેને ન્હડયાં, નેને ન્હડયાં ! ટેક.

સુણ્યાં સૂઝયાં ચંદ્રા સમાન નેન રે,
આંસુડાં નેને ન્હડયાં, નેને ન્હડયાં ! ૧

પડયાં વાગ્યાં બધિર કને કે'ણુ રે,
આંસુડાં નેને ન્હડયાં, નેને ન્હડયાં ! ૨

લીધા દીધા ન સૂક્ષ્મ સ્નેહ સાર રે,
આંસુડાં નેને ન્હડયાં, નેને ન્હડયાં ! ૩

થાક્યાં પાક્યાં તે ઉર થયાં ક્ષાર રે,
આંસુડાં નેને ન્હડયાં, નેને ન્હડયાં ! ૪

સર્યાં પૂર્યાં ન સ્નેહ-વેણુ સર્વ રે,
આંસુડાં નેને ન્હડયાં, નેને ન્હડયાં ! ૫

પડયાં ઝૂક્યાં નિરાશમાંહી પર્વ રે,
આંસુડાં નેને ન્હડયાં, નેને ન્હડયાં ! ૬

સૂનાં સૂનાં બનાવ્યા સ્નેહ-કુંજ રે,
આંસુડાં નેને ન્હડયાં, નેને ન્હડયાં ! ૭

છાનાં છાનાં તો સ્નેહ-ગીત ગુંજ ! રે,
આંસુડાં નેને ન્હડયાં, નેને ન્હડયાં ! ૮

સીધા સાધ્યા ન દીધ સ્નેહ-બોલ રે,
આંસુડાં નેને ન્હડયાં, નેને ન્હડયાં ! ૯

સીઝયા વીંધ્યા તે આત્મ રે અબોલ રે,
આંસુડાં નેને ન્હડયાં, નેને ન્હડયાં ! ૧૦

ધાયાં ધીક્યાં અંગાર થકી ઉર રે,
આંસુડાં નેને ન્હડયાં, નેને ન્હડયાં ! ૧૧

શમ્યાં થાક્યાં ઉલ્લાસ કેરા પૂર રે,
આંસુડાં નેને ન્હડયાં, નેને ન્હડયાં ! ૧૨

રહ્યું રાખ્યું ન ઉર-દુઃખ જાય રે,
આંસુડાં નેને ન્હડયાં, નેને ન્હડયાં ! ૧૩

ગળ્યાં ખાળ્યાં તે આંસુ ના ખળાય રે,
આંસુડાં નેને ન્હડયાં, નેને ન્હડયાં ! ૧૪

બળ્યાં બાળ્યાં તે ઉર બોલી જાય રે,
આંસુડાં નેને ન્હડયાં. નેને ન્હડયાં ! ૧૫

ઉન્હાં ઉન્હાં આંસુડે નેન ન્હાય રે,
આંસુડાં નેને ન્હડયાં, નેને ન્હડયાં ! ૧૬

વિદ્યુદ્વિલાસ, વડોદરા.
તા. ૨૮-૬-૧૭.

હંસલ.

સંસાર સુધારો.

# પુરુષ અને સ્ત્રી.

પુરુષ અને સ્ત્રીનાં સ્વરૂપ શાં છે, અને તેમનો પરસ્પર સંબંધ કેવા પ્રકારનો છે, એ સંબંધી સત્ય હજી આપણા દેશમાં અને બીજા દેશોમાં થોડાજ માણસો જાણે છે; અને કેળવણીની યોજનાઓમાં પણ તેથી ઘણી ખામી રહે છે.

સ્ત્રી અને પુરુષ વચ્ચેના ભેદો તાત્વિક અને અગણિત છે. એકની બીજાની સાથે સંયુક્ત થવાની યોગ્યતાનો આધાર એ ભેદો ઉપર છે.

દુનિયામાં જેમ નવ જીવન વધતું જશે, તેમ એ ભેદો વધતો જશે; અને તે એટલા માટે, કે સંયોગ વધારે ગાઢ થઈ શકે, અને અમર સંયોગ માટે વધારે તૈયારી થાય.

પુરુષ અને સ્ત્રી એક નથી, તેમ સમાન પણ નથી. ટેકરી અને ખીણની વચ્ચે સમાનતા હોઈ શકે નહીં. ખીણ ઈમારતો અને હૃદયોથી ભરપૂર હોય છે, અને વાડીઓ તથા મોલાતની સમૃદ્ધિ તેની શોભા વધારે છે. ટેકરીને ખીણ ઉપરના દેખાવો હોય છે, અને તેઓ પણ સાર્વજનિક લાભમાં હિસ્સો આપે છે. અહિં પૂર્ણતાને દરેક પગલે અસમાનતા છે. પુરુષ અને સ્ત્રી કશામાં સમાન નથી, અને કશામાં અસમાન નથી, પણ દરેક વાતમાં પરસ્પરની ખામી પૂરી કરનાર છે.

આ ઝમાનો સ્વતંત્રતાનો છે, એટલે સ્ત્રીઓનાં હૃદયો હાલ સ્વતંત્રતાની તૃષાથી ઉછળવા લાગ્યાં છે. તેમના રાજકીય હકો અને કેળવણી સંબંધી હકોની હવે ના પડાય તેમ નથી. અત્યારે તો વ્યવહારના ઘણા ધંધાઓમાં સ્ત્રીઓને દાખલ થવાની છૂટ નથી; પણ સ્ત્રીજાતિ ઉપર પુરુષની એવી આપખુદ સત્તા લાંબો વખત ચાલવાની નથી.

કયા ધંધાઓ સ્ત્રીઓને ફાવશે અને કયા નહીં ફાવે, એ સ્ત્રીઓ પોતેજ પ્રયોગથી અને અનુભવથી જાણી લેશે. એટલું તો સ્પષ્ટ છે, કે સ્ત્રીની શક્તિઓ પુરુષના જેવીજ છે. સ્ત્રી કોઈ પણ કલામાં કે શાસ્ત્રમાં પ્રવેશ કરી શકે; સિંહાસન ઉપર બેસી શકે; સેનાઓનું ઉપરીપણું કરી શકે; છટાદાર ભાષણ આપી શકે; ઉત્કૃષ્ટ સાહિત્ય લખી શકે; વૈદ્ય કરીકે દવા આપી શકે અને વાઢકાપ કરી શકે; ધર્માસનમાં ઉપદેશ આપી શકે; અને દૈવી સંદેશાને ગ્રહણ કરી શકે. સંક્ષેપમાં, તે તમામ બાબત કરી શકે. જે કાંઈ કરવાનો તેને પુરતો સ્નેહ હોય, તે તે કરી શકે. અને તમામ વિષયોમાં પુરુષની બુદ્ધિએ જે સત્યો પ્રગટ કર્યા છે, તે કરતાં કંઈક જુદી ખૂબીનાં સત્યો સ્ત્રીની હૃદયપ્રધાન બુદ્ધિ બતાવી શકે.

ભવિષ્યમાં સ્ત્રીની પદવી સુધરશે, અને તે પુરુષને હાલના કરતાં વધારે મદદગાર થશે, એમાં કશો શક નથી. દરમિયાન અત્યારે તો ઉપરથી ઉતરતી સ્વતંત્રતાનો દુરુપયોગ પણ ઘણી વાતોમાં જોઈ શકાય છે. ખુલ્લી અનીતિની વાત તો આપણે બાજુએ મૂકીએ. છતાં સારી સ્થિતિની સ્ત્રીઓ પોતાના પતિની ગેરહાજરીમાં પણ મેજબાનીઓ આપે છે, અને છૂટનો આનંદ અનુભવે છે. તમામ સમાજની રહેણીકરણી ઘણી રીતે ફરી જશે, એવાં સૂચનો દેખાય છે.*

*બ્રિટિશ અને હિન્દી વિક્રમ. તા. ૧૭-૭-૧૭ના અંકમાંથી અવતરણ.

कोमी प्रश्न.

# केळवणी संबंधी स्थिति अने जैन एज्युकेशन बोर्डनी फरज.

લેખકઃ—રા. નરોતમ બી. શાહ.



થોડા વખત ઉપર જૈન કોમની સમક્ષ તંદુરસ્તીના નિયમે અને દ્રષ્ટિએ વિચાર કરતાં જૈન કોમની અંદર કેળવણી તરફ વિશેષ લક્ષ જન સમૂહનું દોરાવા લાગ્યું છે તે જણાવ્યા પછી હાલ મુંબઈ ઇલાકામાં સાર્વજનિક કેળવણીની દ્રષ્ટિથી વિચારતાં કોમની તે સંબંધી કેવી સ્થિતિ છે તે દર્શાવવાનો આ લેખનો હેતુ છે તેમજ તે સંબંધમાં મુંબઇ ઇલાકાના કેળવણી ખાતા તરફથી બહાર પડતા રિપોર્ટ ઉપર અવલોકન કરતા જૈનો તે તરફ વધારે લક્ષ આપવાને કોશિષો કરે તે સારૂ આ-લેખ લખવામાં આવ્યો છે. કેળવણીની ખરી સ્થિતિ શું છે તે ઉપર જૈન એજ્યુકેશન બોર્ડના સભાસદોનું ધ્યાન ખેંચાય અને કાંઇ પણ વ્યવહારૂ પગલાં ભરવામાં આવે તે સારૂ ગોઠવણ કરે તે વ્યાજબી ગણાશે. કારણ કે સરકાર તરફથી બહાર પડતા આવા રિપોર્ટો પ્રાયઃ અંગ્રેજી ભાષામાં છપાતા હોવાથી, તેમજ કોમનો મોટો ભાગ વેપારી વર્ગનો હોવાથી અને થોડો ભાગ અંગ્રેજી ભાષાથી બેનસીબ હોવાના સબબથી, અને કેળવાએલ તરીકે જાહેર હીલચાલમાં ભાગ લેનારાઓ પણ ગણ્યા ગાંઠ્યા હોવાથી, કેળવણીની ખરી સ્થિતિ શું છે તે આવા રિપોર્ટોનું અવલોકન કરી જનસમૂહ સંમૂખ રજુ કરવા ભાગ્યેજ કાળજી રાખતો હોય છે તેથી કોમની કેળવણી સંબંધી સ્થિતિ શું છે તેથી પ્રાયઃ જઈન કોમનો મોટો જનસમુહ તદન અજાણ્યો રહે છે. છેલા ૧૯૧૫ ની સાલના મુંબઈ ઇલાકાના કેળવણી ખાતા તરફથી બહાર પડેલા રિપોર્ટ ઉપરથી માલુમ પડે છે કે મુંબઇ ઇલાકામાં ૨૫૬૫૪ ની સંખ્યા બ્રીટીશ વિભાગોના શહેરો અને ગામડાઓની છે-અને તેર માઇલે એક સ્કુલનું પ્રમાણ આવતું હોવાથી ૯૨૬૭ શહેરોની અંદર સ્કુલો છે અને લગભગ ૧૬૩૮૪ શહેરો અને ગામોમાં સ્કુલોનું નામ પણ નથી અને શિક્ષણ લેનાર કુલે વિદ્યાર્થીઓની સંખ્યા ૭૫૪૬૨૨ ની છે. મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાનો ઉપલો રિપોર્ટ જોવાથી આવા હાલના પ્રગતિમય સમયમાં પણ આવી રીતે એકલા મુંબઇ ઇલાકાનીજ કેળવણી સંબંધી સ્થિતિ છે તેવે વખતે દરેક

કોમ તરફથી પોતાની કોમમાં કેળવણી સંબંધી કેવી પ્રગતિ છે તે જો તપાસવામાં આવે તો ઘણું જાણવાનું બની શકે તેમ છે. મુંબઇ ઇલાકામાં શિક્ષણ લેતા જૈન વિદ્યાર્થીઓની સંખ્યા ૧૯૮૦૦ ની છે. પ્રાથમિક કેળવણીમાં ૧૭૦૬૪, માધ્યમિક કેળવણીમાં ૨૨૩૫, ખાનગી સ્કુલોમાં ૨૫૯ અને કોલેજોમાં શિક્ષણ લેતા વિદ્યાર્થીઓની સંખ્યા ૨૪૨ ની છે. આ પ્રમાણે આંકડાઓ જોવાથી માલુમ પડશે કે ૧૭૬૦૪ જૈન વિદ્યાર્થીઓ પ્રાથમિક કેળવણી લે છે. માધ્યમિક કેળવણીમાં ફક્ત ૨૨૩૫ જૈન વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે તો આવી રીતે શરૂઆતની પ્રાથમિક કેળવણી લીધા પછી આવડી મોટી સંખ્યા કેળવણી લેતાં કેમ અટકી જાય છે તે લાગતા વળગતાએ ખાસ તપાસ કરાવવાની જરૂર છે. કારણ કે કેળવણીનું ધોરણ આવી રીતે ઓછા પ્રમાણનું રહેશે તો કોમને ઉચ્ચ દરજ્જે આવવાને હજુ કેટલો વખત લાગશે તે વિચારવા જેવું છે. તે ઉપરાંત ઉંચી કેળવણી લેતા જૈન વિદ્યાર્થીઓની સંખ્યા તરફ જોઇએ છીએ ત્યારે ખેદ ઉત્પન્ન થયા વિના રહેતો નથી. કારણ કે ફક્ત ૨૪૨ જૈન વિદ્યાર્થીઓજ કોલેજોમાં શિક્ષણ લે છે. આ બાબત ધ્યાનમાં લઇએ અને જો કેળવણીને આગળ વધારવા સારૂ ઘટતા ઉપાયો કેળવાએલા વર્ગ તરફથી જલ્દીથી લેવામાં નહિ આવે તો કેળવણીને માટે નજીકના ભવિષ્યમાં સારી આશા રાખવી તે ફોકટ છે. જૈન એજ્યુકેશન બોર્ડ તરફથી હાલમાં કેટલુંક પ્રગતિમય કાર્ય કરવામાં આવે છે પરંતુ તેના કાર્યનો સરવાળો મુઠીભર વિદ્યાર્થીઓને અમુક ઇનામો અને હરીફાઇની પરીક્ષામાંજ સમાઇ જતો હોય તો તેથી કાંઇ કાર્યસાધક પરિણામ શું આવશે તે પણ વિચારવા જેવું છે. સતર હજાર જૈન વિદ્યાર્થીઓ પ્રાથમિક કેળવણીનું શિક્ષણ લે છે. અને આશરે પંદર હજાર વિદ્યાર્થીઓ ( Secondary ) માધ્યમિક શિક્ષણ લેતાજ અટકી જાય છે તેનાં કારણો અને તે અટકાવવાને ઉપાયો શોધવા તે જૈન એજ્યુકેશન બોર્ડનું પહેલું કર્તવ્ય છે.

દરેક પ્રાંતોમાં નિમાયેલ પ્રાંતીક ઓન. સેક્રેટરીઓના નામોની હારમાળા તરફ નજર કરીએ છીએ ત્યારે કોઇ પણ વ્યક્તિને આશ્ચર્ય થયા વિના રહેશે નહિ કે તેઓ કેટલું બધું કાર્ય કરતા હશે પરંતુ તેઓની ખરી ફરજ તો એ છે કે શિક્ષણ લેતા પ્રાથમિક કેળવણીના વિદ્યાર્થીઓ આગળ શિક્ષણ લેતા કેમ અટકી જાય છે તે જન સમાજની નજર ઉપર લાવી દરેક પ્રાંતોમાં તે કેમ અટકાવી શકાય વગેરે બાબતો સુચનાઓ કરવી જોઇએ. મુંબઈ ઇલાકામાં પચીસ હજાર શહેરોમાં લગભગ સોળ હજારમાં તો સ્કુલોનું નામ પણ નથી એવી સામાન્ય સ્થિતિ ઇલાકાની કેળવણીને લગતી છે તેવે વખતે દરેક કોમ તરફથી જો પોતાની કોમની કેળવણીની સ્થિતિ તરફ લક્ષ આપવામાં આવે તો કોમનો વિદ્યાર્થીવર્ગ કયાં કારણોને લીધે, કેળવણી લેતા બેનસીબ રહે છે તે કેમ

સંમુખ રજુ કરી શકાય અને આવી રીતે દરેક પ્રાંતવાર શિક્ષણ લેતા વિદ્યાર્થીઓના અટકી જવાનાં મુખ્ય કારણો અને તેને અટકાવવા ઉપાયો શોધી કાઢવામાં ન આવે ત્યાં સુધી જૈનકોમ કેળવણીમાં આગળ વધે છે તે કહેવું ગેરવ્યાજબી છે. સને ૧૯૧૧ ની સાલનો વસ્તીપત્રકનો છેલો રિપોર્ટ અને તેની અંદર જૈનોની કેળવણી સંબંધી સ્થિતિને લગતા આંકડાઓ જોતાં માલુમ પડે છે કે ગુજરાતમાં દરહજારે પુરૂષે ૭૪૫ જૈનો લખી વાંચી શકે છે જ્યારે દક્ષીણ વિભાગમાં કર્ણાટકમાં દરહજાર પુરૂષે ફક્ત ૧૮૮ જૈનોજ લખી વાંચી શકે છે. આવી મુંબઈ ઈલાકાની કેળવણીને લગતી સ્થિતિ જોતાં અને તે સંબંધી તે ખાતાનો અમલદાર વસ્તીપત્રકમાં જણાવે છે કે "The Jain in the Karnatak is distinguishable both in appearance and dress from the local cultivators and the comparatively low ratio of litracy is due to racial causes" આ ઉપરથી જૈન એજ્યુકેશન બોર્ડ જેવા ખાતાની ખાસ ફરજ છે કે "Racial Causes" કયાં કયાં છે તે શોધી કાઢવાં જોઈએ કે જેથી કરીને કેળવણી લેતા અટકી જતા જૈન વિદ્યાર્થીઓનું આવડું મોટું પ્રમાણ આવે છે તે જનસમાજ સંમુખ રજુ કરી શકાય. આવી બાબતો ઉપર ધ્યાન આપવામાં આવે તે માટે ઉપાયો યોજવા કાંઈ પણ પ્રયાસ કરવામાં આવશે તોજ વ્યાજબી ગણાશે.

## જૈન કોમમાં સ્ત્રી કેળવણી સંબંધી સ્થિતિ.

જેના ઉપર દેશનો, કોમનો અને આખી જ્ઞાતિની ઉન્નતિનો આધાર છે તેવા વર્ગની કેળવણીની સ્થિતિ તરફ કોમ તરફથી ગમે તેટલા પ્રયાસો કરવામાં આવતા છતાં હજુ પણ આટલા બધા અજાણ્યા છીએ કે તેની ખરી સ્થિતિ શું છે તે જાણી શકતા નથી. અને તેવે વખતે સરકારી રિપોર્ટો આપણા આધાર ભૂત થઈ પડે છે. છેલ્લા વસ્તીપત્રક ઉપરથી માલુમ પડે છે કે મુંબઈ ઈલાકામાં ગુજરાતમાં દરહજારે ૧૫૪ સ્ત્રીઓ જૈન કોમમાં લખી વાંચી શકે છે. અને દક્ષીણ વિભાગમાં દરહજારે ૭ ફક્ત (સાત) સ્ત્રીઓ લખી વાંચી શકે છે. જ્યાં સુધી આટલે દરજ્જે સ્ત્રી કેળવણીની ખામી છે તેવે વખતે જ્ઞાતિ ઉન્નતિનો વિચાર કેવી રીતે પાર પાડી શકાય તે પણ વિચારવા જેવું છે. સ્ત્રીઓ સુશિક્ષિત થાય તેવી ભાવનાને સિદ્ધાંત તરીકે સાબીત કરવા સારૂ ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે. અને જ્યાં સુધી આ બાબત કોમના કેળવાયેલ વર્ગ તરફથી લક્ષ આપવામાં નહિ આવે ત્યાં સુધી કોમની ઉન્નતિ થવી મુશ્કેલ છે. જ્યારે નામદાર સરકાર તરફથી સ્ત્રીઓ ઉંચ કેળવણી લેવાને લલચાય તે સારૂ સ્કોલરશીપો સ્થાપવામાં આવે છે અને બીજી તરફ પ્રોફેસર કર્વે જેવા ગૃહસ્થ તરફથી સ્ત્રી કેળવણીની ઉન્નતિ થાય તે સારૂ પ્રયત્ન કરી સ્ત્રીઓ માટે યુનીવરસીટી સ્થાપવા નક્કી કરવામાં આવ્યું છે ત્યારે જૈન જેવી સમજુ કોમમાં પણ લખી વાંચી શકે

તેવી સ્ત્રીઓનું કેળવણીને લગતું પ્રમાણુ ઉપર પ્રમાણે કેટલું બધું ઓછું આવે છે તે જનસમાજ સહેલાઇથી જોઇ શકશે. દક્ષીણ વિભાગમાં સ્ત્રી કેળવણી જેવું કાંઇ છેજ-નહિ એમ ખુલ્લુ દેખાઈ આવે છે. ગુજરાતમાં ઘણું સામાન્ય પ્રમાણુ આવે છે. આવી સ્થિતિ સુધારવા સારૂ જૈન એજ્યુકેશન બોર્ડ કાંઈ પણુ ન કરી શકે ? વળી કોમની અંદર બાળલગ્ન, નાની ઉમરમાં થતા લગ્નો આદી પ્રસંગોને લીધે, એકજ સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં ફેરફાર થતા, હજુ તો ગૃહિણી તરીકેની ફરજો સમજવાને ભાગ્યેજ લાયકાત મેળવી હોય છે તેવે પ્રસંગે કર્મસંજોગે અનુકૂળતાનો અભાવ હોય તો જે કાંઇ પણુ શિક્ષણુ જૈન બહેનોએ શરૂઆતમાં લીધું હોય છે તે પણુ નીરૂપયોગી થઇ પડે છે, અને આવી મુશ્કેલીમાંથી સ્ત્રી વર્ગ દુર થાય અને તેમની સામાન્ય સામાજિક સ્થિતિ કોઈ પણ પ્રકારે સુધરે તેવા હેતુથી પ્રેરાઇ હાલ તુરત મુંબઇ શહેરમાં સ્ત્રીઓને ઘેર બેઠા મફત વાંચનનો લાભ આપવા સારૂ, મુની શ્રી મોહનલાલજી જૈન સ્ન્ટ્રલ લાઇબ્રેરી મારફતે કેટલાક ઉદારચીત ગૃહસ્થોની મદદથી ટ્રાવેલીંગ લાઇબ્રેરી યાને ફરતા પુસ્તકાલયની પેટીઓ દરેક માળે માળે અને ચાલીએ ફેરવવા સારૂ પ્રયાસ કરવામાં આવ્યો હતો. પરંતુ ખેદની વાત છે કે આવા ઉચ્ચ આશયથી રજુ કરવામાં આવેલી યોજનાથી પણ જેવો જોઇએ તેવો વાંચનનો લાભ લેવાઇ શકાતો નથી; કારણુ કે આવા કાર્યમાં અમુક સ્વયંસેવકો જ્યાં સુધી આત્મભોગ આપવા બહાર પડે નહિ ત્યાં સુધી આવા કાર્યોની મુશ્કેલી દુર થઈ શકતી નથી. જો આ બાબત હજુ પણ લક્ષ આપવામાં આવે તો ખરેખર કોમના એક અજ્ઞાન વર્ગને આપણે અંધકારના પડદામાંથી બહાર લાવી ઘણું અજવાળું પાડી શકીએ તેમ છે. જો અમુક સ્ત્રીઓ મફત વાંચનનો લાભ લેશે અને તેના ફાયદાઓ સમજતી થશે તો બીજી બહેનોને આ બાબત લક્ષ ખેંચવાને સારી મહેનત કરશે તેથી થોડું ઘણું લીધેલું શિક્ષણુ પણ ટકાવી રાખવા સારૂ આ યોજના સૌથી ઉત્તમ છે તેમ માનતાં જરાએ અટકી શકાતું નથી. મુંબઇ શહેર એકલાજ માટે નહિ પરંતુ દરેક શહેરમાં પણ આ યોજના આદરણીય થશે. કારણુ કે બહુજ ઓછા ખર્ચથી મોટો લાભ આપનારી આ યોજના છે. આશ્ચર્ય જેવું છે કે લોક લક્ષ આ બાબત તરફ હજુ સુધી ખેંચાયલ નથી ! તો તે બાબત જરૂર કેળવણીને અંગે રસ લેનાર દરેક વિદ્વાન બંધુઓને સુચના કરવામાં આવે છે કે આ બાબત પોતાથી બની શકે તેટલો પ્રયાસ કરવો જોઇએ.

## જૈનોના કેળવણીને લગતા આંકડાઓ વસ્તીપત્રકમાં જુદા મેળવવાની જરૂરીઆત.

જૈન કોમની વસ્તી જોતાં, આ આંકડાઓ જુદા જુદા પ્રાંતવાર મેળવવાની જરૂરીઆત છે; કારણુ કે આખા હીંદુસ્તાનની આપણી કેળવણી સંબંધી સ્થિતિ [illegible]

ણીની ખામી છે અને તે કેવી રીતે દૂર થઇ શકે તે સારૂ ઉપાયો યોજવા સારૂ પણ અગત્યના છે, દિલગીરીની વાત છે કે અત્યાર સુધી કરવામાં આવેલ પ્રયાસનું શુભ પરિણામ આવ્યું નથી. અને તેનાં કારણો તરીકે મને તો એમજ લાગે છે કે આપણે જેવી રીતે જોઇએ તેવી રીતની અરજ સરકારને ગુજારવામાં પછાત હોવાનુંજ છે. હિંદુસ્તાનની પારસી કોમ જેની વસ્તી ફક્ત એંસી હજાર છે તેને માટે જુદા જુદા કોલમો મેળવી શકાય છે ત્યારે જૈન કોમ તેનો કરતાં બાર ગણી વધારે વસ્તી ધરાવતાં છતાં તેને સારૂ કાંઇ પણ ન બની શકે તે વ્યાજબી લાગતું નથી. આ બાબત કેળવણીને લગતા જુદા જુદા આંકડાઓ વસ્તીપત્રકમાં મેળવવા સારૂ સને ૧૯૦૩ ની સાલમાં જૈન દીગંબર પ્રાંતિક સભાના પ્રેસીડેન્ટ તરફથી એક અરજી કરી પ્રયાસ કરવામાં આવ્યો હતો ત્યાર પછી સને ૧૯૧૪ ના રોજ મુંબઇની જૈન એસોસીશન ઓફ ઇન્ડીઆ તરફથી એક અરજી કરી મુંબઇ સરકારના કેળવણી ખાતાના અમલદારનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું અને તે અમલદાર તરફથી તા. ૯ મી અકટોબર ૧૯૧૪ ના રોજ જવાબ આપવામાં આવ્યો હતો કે પ્રાથમિક, માધ્યમિક, ખાનગી સ્કુલો અને કોલેજોમાં શીખતા જૈન વિદ્યાર્થીઓના આંકડા આપ્યા સિવાય વિશેષ તેનાથી કાંઇ થઇ શકે તેમ નથી. તે ઉપરાંત જણાવ્યું હતું કે જે જાતની માહિતી આપવામાં આવે છે તે હિંદી સરકાર મરજી અનુસાર આપવામાં આવતી હોવાથી છેવટે નીચે પ્રમાણે જવાબ આપવામાં આવ્યો હતો. "The form of the table is prescribed by the Government of India and it rests with them to revise it if they think fit." ઉપર પ્રમાણે જૈન એસોસીએશન ઓફ ઇન્ડીઆને જવાબ મળ્યાને ત્રણ વર્ષ થવા આવ્યાં પરંતુ દિલગીરીની વાત છે કે કાંઇ પણ આગળ પ્રયાસ કરવામાં આવ્યો નથી? આવી મોભાદાર સંસ્થાએ એક કામ હાથમાં લીધા પછી છેવટ સુધી તેનો નિર્ણય લાવવાની કોશિષોમાંજ તેની ફતેહનો આધાર છે. હાલમાં સાંભળવામાં આવ્યું છે કે આ બાબત જૈન એજ્યુકેશન બોર્ડ તરફથી જુદા જુદા કોલમો સરકારી રિપોર્ટમાં આવે તે સારૂ પ્રયાસ કરવામાં આવનાર છે તો આવી રીતે જુદી જુદી સંસ્થાઓ તરફથી એકજ બાબતસર, સરકારી ખાતામાં પત્ર વ્યવહાર કરવામાં આવે તેના કરતાં જે સંસ્થા તરફથી શરૂઆતમાંજ કાંઇ પણ પ્રયાસ કરવામાં આવ્યો હોય તેની મારફતેજ કાર્ય હાથ ધરવામાં આવે તો ધારેલું કાર્ય જલ્દીથી પાર પોડવા ઘણોજ સંભવ છે. છેવટે આ લેખમાં જણાવેલ સૂચનાઓ તરફ કેળવણીને લગતા કાર્યમાં હિલચાલ કરનારાનું લક્ષ ખેંચાય અને તેમાં દર્શાવેલી હાજતો દૂર કરવા સારૂ પોતાથી બનતો ફાળો આપી વ્યાવહારિક રીતે કાર્ય કરી બતાવવાને ઉત્તેજીત થાય એમ ઇચ્છી આ ટુંક લેખ સમાપ્ત કરૂં છું.

## स्वीकार अने अभिप्राय.

**જૈન હિતેચ્છુ.** ( જુનઃ ૧૯૧૭–મુંબઇ. )

રા. ભાઈ વાડીલાલના સતત્ અને સ્તુત્ય પ્રયત્નથી સ્થપાયલા 'સંયુક્ત જૈન વિદ્યાર્થીગૃહ' ને લગતી ઉપયોગી માહિતી પુરી પાડતો ૩૦૦ પૃષ્ટનો આ દળદાર સચિત્ર માસિક અંક જૈન અને જૈનેતર સંગીન લેખોથી ભરપૂર છે. તેમાંથી વાચકો જો ચતુર હોય તો ઘણો સાર ખેંચી શકે તેમ છે.

**શ્રાવિકા.** ( જુલાઈઃ ૧૯૧૭–ભાવનગર. )

અપ–ટુ–ડેઈટ હવે તૈયાર થતા આ સચિત્ર માસિકનું ગેટ્–અપ આકર્ષક અને ખર્ચાળ છે. લેખ પસંદગી ઠીક થાય છે. ચિત્રોમાં સ્વ. ડૉ- દાદાભાઇ અને મિસિસ એનિબિસંટ ઉપરાંત નિર્દોષ પંખીડાંની ભક્તિવાળા કાવ્યને લગતાં બે ચિત્ર અને વિધવા પાસે વશ કરાવવા મળેલા નાતના પટેલીઆઓનું ચિત્ર ઘણાં સુન્દર છે.

**મુનિ.** ( શ્રાવણઃ સં. ૧૯૭૩, બોદવડ–પૂર્વ ખાનદેશ. )

રંગીન આર્ટ પેપરના ડીબાચા સાથે હિન્દી ભાષામાં આ માસિક નિયમિત પ્રસિદ્ધ થાય છે. તેના સંપાદક શ્યામલાલ ગુપ્ત છે. પોષ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૨)≈ છે. લેખો વાંચવા યોગ્ય હોય છે.

**દિગંબર જૈન.** ( અષાઢ–શ્રાવણઃ સંવત્ ૧૯૭૩. સુરત. )

માસિક લગભગ હિન્દી લેખોથી તૈયાર થાય છે તે વિશેષ આદરની વાત છે. શ્રી ઋષભ નિર્વાણ અને શ્રી વીરનિર્વાણ સંબંધી લેખો ખાસ ધ્યાન ખેંચે છે.

**જૈનધર્મપ્રકાશ.** ( શ્રાવણઃ સંવત ૧૯૭૩, ભાવનગર. )

પ્રશમરતિ પ્રકરણ, શ્રાવક તથા સમાજસેવા વગેરે લેખો સારા લખાયા છે.

**સાહિત્ય.** ( ઓગષ્ટઃ ૧૯૧૭, વડોદરા. )

નિયમિત અને લોકપ્રિય, આ સસ્તા લવાજમમાં બહોળું વાચન પૂરું પાડતા સાહિત્યના ઓગષ્ટ મહિનાના અંકમાં જીવજંતુ સાથે માણસનો સંબંધ અને સ્વ. દાદાભાઇના અવસાનને લગતી તંત્રીજીએ લીધેલી ટુંકી પણ મુદ્દાઓથી ભરપૂર નોંધ ખાસ ધ્યાન ખેંચે છે. ચર્ચાપત્રો લેવાની અને અભિપ્રાય આપવાની સાહિત્યના વિદ્વાન તંત્રીની સમાનતા અને નિખાલસવૃત્તિ અન્ય પત્રકારોને દૃષ્ટાંતરૂપ છે.

**ચન્દ્રપ્રકાશ.** ( ઑગષ્ટ-૧૯૧૭, વડોદરા. )

આ માસિકના તંત્રી અને વ્યવસ્થાપક બન્ને નવા છે અને ગુજરાતના માનનીય વિદ્વાનો છે. તેઓના તંત્ર તળે આ માસિક જ્યારથી ચાલવા માંડયું છે ત્યારથી તે નવા અવતારમાં આવી નવા સ્વરૂપે દર્શન દે છે. માસિક નિયમિત પ્રકટ થાય છે અને લેખની ઉત્તમ પસંદગીથી તે લોકપ્રિયતા સાથે બહોળો ફેલાવો પામતું જાય છે એ સંતોષની વાત છે. આ અંકમાં જીવન અને સાહિત્ય, ભારતમાં રાષ્ટ્ર ભાષાની આવશ્યકતા, નિસર્ગ ભક્ત વગેરે લેખો વિશેષ આકર્ષક છે. ગુર્જર સાહિત્યમાં નાટય સાહિત્ય ઘણું નથી અને તે અરસામાં રા. ભાઇ ભરતરામે તે વિષય હાથમાં લીધેલો જોઇ આનંદ થાય છે.

**જિજ્ઞાસુ.** ( શ્રાવણ: સંવત ૧૯૭૩, ભાવનગર. )

આઠ આના જેટલા સસ્તા વાર્ષિક લવાજમમાં આ માસિક સારી જન સેવા બજાવી રહ્યું છે. ઘરમાંથી અને શાળામાંથી શારીરિક શિક્ષા બંધ કરો, યુદ્ધ વગેરે લેખો કસાયલી કલમથી લખાયા છે.

કચ્છી જૈનમિત્ર, વ્યાયામ, વિશાશ્રીમાળી વગેરે માસિકોની પહોંચ ઉપકાર સાથે સ્વીકારીએ છીએ. અભિપ્રાય આવતા અંકમાં.



**નીતિમય જીવન**—લેખક, પન્યાસજી કેશરવિજયજી ગણિ. પ્રકાશક, શા. સોમચંદ ભગવાનદાસ અમદાવાદ. કિમ્મત ૬ આના. રોયલ સોળપેજી સાડાસાત ફૉર્મ, પાકું પૂઠું. ગ્લેજ કાગળ.

આ પુસ્તક પન્યાસજી કેશરવિજયજી ગણિ, જ્યારે સન ૧૯૭૦ માં રાજકોટ મુકામે ચાતુર્માસ ગાળતા હતા, તે અરસામાં તેઓના હાથે તૈયાર થયેલું હતું. નીતિનું રહસ્ય જણાવતાં લેખકે અનેક વ્યવહારૂ માર્ગો વિષે વાસ્તવિક ઉલ્લેખ કર્યો છે. ન્યાયથી ધન મેળવવા બાબત, શિષ્ટાચાર પ્રશંસા વિષે, સરખા કુળાચાર સાથે વિવાહ સંબંધી, પાપ-ભીરૂ વિષે, પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણેની રહેણી-કરણી વિષે, વગેરે કુલ ૩૫ ગુણરૂપ નીતિમય જીવનને ધારણ કરનાર મનુષ્ય સમ્યક્દર્શનપૂર્વક ગૃહસ્થ ધર્મનાં વ્રતો ધારણ કરવાને યોગ્ય થાય તેવા આશયની વિષય ગૂંથણીવડે પુસ્તક તૈયાર થએલું છે. અને તે ઉત્તેજનને પાત્ર છે.

**જિનભક્તિ આદર્શ**—લેખક શા. કુંવરજી આણંદજી, પ્રકાશક કાપડ-માર્કિટ, વેપારી જૈન મંડળ તરફથી શા. માણેકલાલ નાનજી મુંબઇ. ડેમી આઠપેજી, સારા ગ્લેજ કાગળના ત્રણ ફૌર્મની આ ન્હાની ચોપડીની પ્રસિદ્ધિનો મૂળ આશય આ છેઃ—

" પૂજક પૂજન સે બને પૂજ્ય બરાબર ધાર;
પૂજા ફળ પૂજા કરે પામે ભવોદધિ પાર. "

ઉપરાંત ભક્તિને મિષે થતી આશાતનાઓ અને જિનરાજભક્તિ વિષે બહુ સુન્દર રીતે વર્ણન થએલું છે. આ પ્રકારનાં ન્હાનાં ન્હાનાં પેમ્ફલેટ્સ્ પ્રસિદ્ધ થાય એ ઇચ્છવા જોગ છે.

**મુંબઈ ઈલાકાની**—જૈન વસ્તીમાં પ્રાંતવાર આવતું મરણ પ્રમાણ અને જૈન કોમના નેતાઓની ફરજ. લેખક અને પ્રકાશક રા. નરોત્તમદાસ ભગવાનદાસ શાહ. મુંબઈ. ડેમી સાઈઝ બે ફોર્મ.

નિબંધ ઘણો સારો છે અને તે મહેનતપૂર્વક તૈયાર થએલો હોઈ પ્રત્યેકને વાંચવા યોગ્ય છે. આ માસિકમાં તેને પુનઃ પ્રસિદ્ધ કરવાની અમને અપેક્ષા રહે છે એજ તેની ઉત્તમતાની પ્રતીતિ છે.

**ચન્દ્રચૂડ**—( મરાઠી ઉપરથી અનુવાદ. ) અનુવાદક રા. ચન્દ્રશંકર કરૂણાશંકર દ્વિવેદીઃ ભાવનગર. પ્રકાશક "જૈનશાસન" પત્રના અધિપતિ. કિમ્મત રૂા. ૧–૦–૦ રોયલ સોળપેજી સવાપંદર ફોર્મ. કાચું પૂઠું કાગળ મધ્યમ "જૈનશાસન" પત્રની સાતમી ભેટ.

અનુવાદક કહે છે તેમ, "આ એક મરાઠી કથાનો અનુવાદ છે." વસ્તુ સાંસારિક છે. ચંદ્રચૂડ અને તારા એકજ જાતિનું યુગલ છતાં દેશસ્થ અને કોકણસ્થ એવા પેટા વિભાગને લીધે, સંસાર સૃષ્ટિની સંકૂચિત દૃષ્ટિને લીધે, સ્વયં ઇચ્છા છતાં લગ્નગ્રંથીથી ઉભય સંયુક્ત થઈ શકતાં નથી. સિવાય સઘળો વ્યવહાર એક સરખો ચાલે છે. પરિણામે સમાજની રૂઢિના ભયથી જીવિતાવસ્થામાં જે જોડું સહગામી નહોતું બની શક્યું તે અવસાનકાળને અંતે "એનલાર્જ ફોટોગ્રાફ" રૂપે કેવળ ચિત્ર-પ્રતિમામાં એક સાથે વિરાજી શકે છે.

અનુવાદ એકંદરે ઠીક થયો છે. વાકયરચના, શબ્દપ્રયોગ, ભાષાશૈલી અને શુદ્ધિ વગેરે બાબતો ઉપર વિશેષ લક્ષ આપવાની જરૂર છે. અમારા નમ્ર મત પ્રમાણે સમાજસુધારણાવાળા હાલના જમાનામાં 'કોકણસ્થ અને દેશસ્થ' જેવા જ્ઞાતિના પેટા વિભાગોને ભેદી, સમાજની વિશાળ દૃષ્ટિએ કથાનાયકોનાં લગ્ન, અનુવાદકે કરાવ્યાં હોત તો સારૂં. પુસ્તકની પ્રસ્તાવનામાં "યોગ્ય સ્થળે મૂળમાંથી ફેરફાર કર્યાનું" અનુવાદકે સ્વીકાર્યું છે, વાસ્તેજ અમે ઉપલો ફેરફાર સૂચવવાની છૂટ લીધી છે.

**નવજીવન** ( નિબંધોનો સંગ્રહ ) લેખક અને પ્રકાશક રા. મણિલાલ મોહનલાલ પાદરાકર. (ખેતી અને સહકાર્ય ત્રિમાસિકના તથા આ પત્રના તંત્રી.) વડોદરા. કિમ્મત કાચું પૂઠું બાર આના, પાકું પૂઠું રૂા. ૧–૦–૦. સૂપરરોયલ સોળ પેજી. સાડાઅગિયાર ફોર્મ, ઉંચા ગ્લેઝ કાગળ, આવૃત્તિ બીજી.*

* (આ પુસ્તક વિષે અભિપ્રાય નિવેદન થાય તે અમારૂં, એક અંગત ખુલાસો માટે કરવો જોઈએ. ઉપરના પુસ્તકના કર્તા મારા મિત્ર છે અને આ માસિકના તંત્રી છે.

વડોદરા રાજ્યના દીવાન મે. મનુભાઈ સાહેબને આ પુસ્તક અર્પણ થએલું છે, અને પુસ્તકનો ઉપોદ્‌ઘાત અ. સૌ. શ્રી શારદાબ્હેને લખ્યો છે.-એકંદર આ પુસ્તકમાં સાત લેખો છે. (૧) પ્રેમ મિમાંસા, (૨) સૂફી તત્વજ્ઞાન, (૩) મહાકવિ ડેન્ટે-ઈટાલિયન કવિ, (૪) મહાકવિ કાલિદાસ અને ભવભૂતિ-ઉભય વચ્ચેની સરખામણી, (૫) કાવ્ય-દેવીનો હરણાર, (૬) મહાકવિ ફીરદૌસી, (૭) તથા ભરતખંડ કે આર્યાવર્ત.

રા. ભાઈ મણિલાલની કલમ હવે ગુજરાતને અપરિચિત નથી. જ્યારે પણ તેમના છૂટક લેખો હું વાંચું છું ત્યારે તેમના સંબંધી બે બાબતો હું સમજી શકું છું. એક તો એ, કે તેઓ જે લખે છે તે કેવળ વાંચનનાજ અનુભવનું નથી લખતા, પણ અનુભવ પછીનું તેમને જે સત્ય લાગે છે તે સ્વતંત્ર ભાવોથી લખે છે અને બીજું એ, કે તે સારૂં લખી શકે છે. આ પુસ્તક ધ્યાનપૂર્વક વાચતાં મને ઘણા વિચારો ઉદ્‌ભવ્યા છે, અને કોઈ વાર પ્રસંગવશાત્ પુસ્તકનું *અવલોકન કરીશ ત્યારે તેમાં સઘળા વિચારો છૂટથી મૂકી શકીશ. અહીં, અને અત્યારે, તો તેના વિષે અભિપ્રાયજ આપવાનો છે, અને તે પણ ટુંકા શબ્દોમાંજ પતાવીશ. પુસ્તકનું નામ નવજીવન રાખ્યું છે, તેમાંના ગહન વિષયોને સરલતાથી અને ઉચ્ચ ભાવોથી તેઓ સફળ બનાવી શક્યા છે તેથી તે નામનું સાર્થક થયું છે. નામની તળે "નિબંધોનો સંગ્રહ" લખાયલું છે; પણ પુસ્તકમાંના વિષયો નિબંધનું શુષ્ક સ્વરૂપ રાખી શક્યા નથી તેથી મારા નમ્ર મત પ્રમાણે તેને નિબંધોને સ્થાને લેખો તરીકે ઓળખવા ઠીક થઈ પડશે. લેખોની ભાષા સંસ્કારી છે, શબ્દપ્રયોગ અને શૈલી માટે ખાસ મત ફેર નથી. અને રા. ભાઈ મણિલાલે પ્રસ્તુત પુસ્તક જેટલા ઉત્સાહપૂર્વક તૈયાર કર્યું છે. એટલાજ-સંપૂર્ણ-હોંશથી પ્રજામાં તે વંચાશે એમ મને લાગે છે. ગુજરાતનાં (તેમ "મૉડર્ન રિવ્યુ" જેવાં ગુજરાત બહારનાં) પ્રતિષ્ઠિત પત્રોએ આ પુસ્તક વિષે વાજબી પ્રશંસા કરેલી જાણી વિશેષ સંતોષ થાય છે.

---

મિત્ર-તંત્રીના પુસ્તક વિષે મિત્ર-વ્યવસ્થાપક અભિપ્રાય આપે, એટલે "દોરંગી દુનિયા" ને રાજર્ષિ ભર્તૃહરિ રચિત્ એક શ્લોક જેવું આળ ઢોળવાની કદાચ તક મળે. રા. મણિભાઇનું પુસ્તક વાંચ્યા પછી તેનો અભિપ્રાય અહીં લખતીજ વેળાએ મને આવી શંકા સહમા થઇ હતી. પણ તે શંકા થોડીજ પળો ટકી. ખરૂં તો મને એજ લાગ્યું, કે ચિત્ર-વિચિત્ર રંગીન પાટાથી અલંકૃત આ જમાનામા એવાં અનેક અનુમાનો કેવળ કપોળકલ્પિત રીતે બંધાય છે અને વિલય પામે છે. તેવાં અનુમાનો હને અનુચિત નિસ્બત રાખી મને જે સત્ય લાગ્યું હોય તે, કદાચ જગતના ઉપર જણાવ્યા તેવા અપવાદનેજ માન આપનાં સત્યને છુપાવવું એ માનસિક નિર્બળતા છે, અને મનના આવા સમાધાન પછી, પ્રસ્તુત પુસ્તક વિષે બંધાયલો મારો સ્વતંત્ર મત, જે પ્રસિદ્ધ થાય તે સિદ્ધ કરી આપવાની જવાબદારી સાથે આ અભિપ્રાયને અહીં જગા આપી છે. આ પ્રકારનો ખુલાસો મારા મિત્રોમાં એક પણ અંશે માર્ગપ્રેરક થશે તો 'ખુલાસા' માટે રોકેલી જગા નકામી ગયેલી નહિ ગણાય.)

* અવલોકન અને અભિપ્રાય વચ્ચેનો ભેદ અવલોકનકારથી અજાણ્યો નહિજ હોય

**વિશેષાંક**—મુંબઈ અને માંગરોળ જૈન સભા-રજત મહોત્સવ પ્રસંગે તૈયાર થએલો. પ્રકાશક રા. મકનજી જે. મહેતા. બી. એ; એલ્ એલ્ બી. બૅરિસ્ટર-ઍટ-લૉ. મુંબઈ.

ડેમી ૮ પેજી ૧૩ ફોર્મ જેટલો આ દળદાર ખાસ અંક ઘણી ઉપયોગી માહિતી પૂરી પાડનાર હોઈ બહુ કિંમતી છે. ઉપરની સભાનાં છેલ્લાં ૨૫ વર્ષની કાર્ય-વાહી સાથે ધર્મ ગુરૂઓ અને ગ્રેજ્યુએટ-જૈન અને જૈનેતર વિદ્વાનોની કસાયલી કલમથી લખાયલા ઉત્તમ લેખોનો આમાં સમાવેશ થયેલો છે. ૨૫ વર્ષની કાર્યવાહી વાંચતાં અમને સંતોષ થયો છે અને સભાના હેતુઓ અન્ય કોમી મંડળોને અનુકરણ કરવાયોગ્ય છે એટલુંજ નહિ, પણ હેતુઓને અવલંબી, તેણે બજાવેલી સેવા પણ તેટલીજ સ્તુત્ય છે. અમે આ સભાની ઉત્તરોત્તર અભિવૃદ્ધિ ઇચ્છીએ છીયે અને ભવિષ્યમાં તે એક આદર્શ સંસ્થા તરીકે સર્વત્ર અનુકરણીય નિવડે તેવું જોવા ઇન્તેજાર છીએ.

**ધન્વન્તરિ.** ( જુલાઈ ૧૯૧૭. વીસનગર. )

આરોગ્ય જાળવવાની ઉપયોગી માહિતી પૂરી પાડનારાં ગણ્યાં-ગાંઠયાં ગુજરાતી માસિકો પૈકી આ માસિક પણ પોતાના તરફથી સારો ફાળો આપે છે. આ અંકમાં તંત્રીના લેખો ઉપરાંત જાણીતા સ્વર્ગના ઇજારદાર રા. પઢિયારનો, વૈદક નોટ્સવાળો વગેરે લેખો ધ્યાનપૂર્વક વાંચવા જેવા છે.

વ્યવસ્થાપક.

---

<u>ચર્ચાપત્ર.</u>

## આગમોદય સમિતિ અને આગમો.

જૈન ધર્મમાં આગમોની મુખ્ય માન્યતા છે. આગમોને પ્રથમ છપાવનાર રાયબહાદુર ધનપતિસિંહ બહાદૂર હતા. તેને બીજીવાર છપાવવા માટે પન્યાસ આનન્દસાગર ગણિએ પ્રયત્ન કરેલ છે અને આગમો છપાવવા ખાતે ફંડ પણ મોટા પ્રમાણમાં થએલું છે છતાં સમિતિના આગેવાનો તરફથી સર્વ સાધુઓને પૂરાં પુસ્તક પાડી શકાતાં નથી. ફંડ થાય છે તેમાં સર્વ જૈનોની માલિકી છે છતાં સમિતિમાં ભાગ નહીં લેનાર સાધુઓને અને સાધ્વીઓને છપાયેલાં આગમો નહીં મળવાથી ફંડ ભરનાર શ્રાવકોનાં મન કચવાય છે અને તેથી એકપક્ષી સમિતિનું કાર્ય ગણાય છે. જે હેતુઓથી આગમોદય સમિતિ સ્થપાઈ હતી તેના કેટલાક હેતુઓ સિદ્ધ થયા નથી. સાધુઓની અને સાધ્વીઓની પાસે પૈસા હોતા નથી છતાં આવા કારણોથી તેઓ શ્રાવકો મારફત પૈસા રખાવવાની શિથિલતા સેવે એ બનવા જોગ છે માટે સમિતિના આગેવાનોએ સર્વ સાધુઓને અને સાધ્વીઓને ભેટ તરીકે આગમો મળે એવી સત્વર વ્યવસ્થા કરવી જોઇએ.

દુંશ.

ચાલ-પ્રાગો.

# વાલક-"વબુ."

તમ કંકુની પાની, વીર! તમ મીઠડી બાની, વીર!
પગલાં કંકુનાં માંડજો, વીર! બોલ મીઠડા પાડજો, વીર!

કવિ ન્હાનાલાલ.

ર. કેશવ હ. શેઠ.



બબુને પૂરાં સાત વર્ષ પણ ન્હોતાં થયાં. છતાં રોજ તેના કાકા કને સાંજની વેળાએ તે ફરવા જાય. કાકાની આંગળી પકડી, બબુ તેની ના'ની ના'ની પગલીઓ પાડતો, ને રસ્તામાં ચાલતાં જે જૂએ તે વિષે "આ-શું, અને શું કરવાનું" એવી શંકાઓ કરતો ઠેઠ બાગ લગણ પગે ચાલતો પહોંચી જાય.

બાગમાં વેરાયલાં ફુલ-પાન સાથે રમવાનું, બાગમાં ઊભાં કરેલાં મોટા-પ્રખ્યાત પુરૂષોનાં પુતળાંને બારિક નજરે નિરખવાનું, તેના વિષેની પૂછપરછ કરવાનું, કોઈ ગાતું હોય તે ગીત સાંભળવાનું, નવાં નવાં ચિત્રો જોવાનું, સ્વપ્નની, દેવોની, પરીઓની, લોકની, ઇતિહાસમાંની એવી એવી વાતો સાંભળવાનું બબુને ઘણું ગમતું.

બબુની આ પ્રકારની બાલક્રિડા કાકાને વહાલી લાગતી. બબુનાં લાડ, તેના કાકાને મન અમુલખ કોડ ઉપજાવતાં, બબુની કાલીઘેલી પણ મીઠી ભાષા, બબુની અધૂરી પણ મધૂરી શંકાઓ, બબુની વહાલસોઇ અંગચેષ્ટા, નાજુક પણ નિર્મળ ને પ્રતિપળે ચળકતી બબુની સ્નિગ્ધ આંખો, ને સ્મીત કરી રહેલું તેનું પ્રફુલ્લ વદન, હસતી વખતે, ખીલતા કમળના દાંડા સરખા સુકોમળ હાથની બેઉ હથેળીઓ વડે પડતી રસતાળી અને ગુલાબી ગાલ પર પડતું ખંજન, વહેતી વાયુ લહરીથી છેક કમર સૂધી પહોંચેલા પણ અખંડ છૂટા (વેરાયલા નહિ) રહેતા શિરવાલનું સૌન્દર્ય આ બધું તેના કાકાને મન, ચિન્તાવિદારક-દુઃખ ભુલવનાર, શાંતિ અને પરમ આનન્દદાયક લાગતું. જાણે બબુ પોતેજ એ આનન્દનો અવતાર ન હોય!

બબુ બાગમાં જાય ને તેની મરજી હોય તો કાકા કોઇ વાત માંડે. બબુ વાતો સાંભળવાનો ખરો રસિયો હતો. એટલો બધો કે વાત પૂરી થતાં સૂધી તે ભુખ, તરસ, ઉંઘ બધું ભૂલી જતો!

" ત્યારે આજ કશું નહિ બોલો-કાકાજી ? "

ખાટલા ઉપર બેઠો હતો ત્યાંથી, કાકા તરફ લગીર આઘો ખસીને અને કાકાનું ધ્યાન પોતાની ભણી ખેંચવા તેમના હાથને પોતાના હાથમાં લેતાં, આતુર નયને બબુ બોલ્યોઃ અને એ ગભરૂ બાલ સામે કાકા જોઈજ રહ્યા. એટલે પાછું બબુએ ફરી પૂછ્યુંઃ—

" આજ કોઈ વાત નહિ માંડો ? બોલોને. "

લગીર ઉંચા થઈ કાકાના મ્હોં ઉપર અને ગાલ પર હાથ ચાળવતો બબું વધારે ઇંતેજાર થયો. બબુને કંટાળારૂપ નિવડવાનું કાકાને ગોઠ્યું ના. અને તેમણે બબુનો બોલ ઉપાડી લીધો-કાકાએ વાત કહેવા માંડીઃ—

" સર્વદમન કરીને એક તારા જેવડો બાલક હતો. તે બહુ બહાદૂર હતો, ચાલાક હતો, કોઈથી ગાંજ્યો જાય એવો ભોળો કે કોઈથી અંજાઈ જાય એવો ડરપોક ન્હોતો. "

વાત સાંભળવા સારૂ બબુ કેટલો આતુર અને એકચિત્ત થયો હતો તે જોતાં જોતાં—કાકાએ વાત આગળ ચલાવીઃ—

" પછી એકવેળા શાકુન્તલે—"

" શાકુન્તલ કોણ ? "

મ્હોં આગળ આવી ગયેલા માથાના સુનેરી વાળને લઈને તેના નાનકડા હાથની નાજુક અંગુલિયોવડે કોરે ખસેડતા, ડાહ્યા-ડમરા થઈ બેઠેલા બબુએ ફરી પૂછ્યુંઃ—

" એ શાકુન્તલ કોણ ? "

" સર્વદમનની બા. "

કાકાએ એટલાજ ઉત્સાહથી ઉત્તર આપ્યોઃ અને તેમણે વાત આગળ ચલાવીઃ

" એક દહાડો એ સર્વદમનની બાએ—"

" સર્વદમનની બા ? સર્વદમનની બા તો શાકુન્તલ; અને પાછો સર્વદમન કોણ ? "

કાકા ભણી લગીર વધારે આગળ આવીને, જાણે જવાબની વાટ જોઇ રહ્યા હોય તેવા ભાવે ઉંચું મ્હોં ધરી રાખી બબુએ કાકાને પાછો પ્રશ્ન પૂછ્યો અને કાકાએ કહ્યુંઃ—

" મેં કહ્યું"તું ને; કે સર્વદમન એક તારા જેવડો બાલક હતો.

" મારા જેવડો બાલક હતો ? "

" હા; સર્વદમન નામનો શાકુન્તલનો કુમાર તારા જેવડો એક બાલક હતો. ને તે બહાદૂર હતો. "

" બહાદૂર હતો ? "

"હા; ને બહુ ચાલાક હતો."

"ચાલાક હતો—કોણ-સર્વદમન ચાલાક હતો ?"

"હાસ્તો. ને તે હમેશાં સાચુંજ બોલતો."

"સાચું બોલતો."

"કોઇથી ગાંજ્યો જાય એવો ભોળો—

"હાં-હા; સાંભર્યું; કોઇથી ગાંજ્યો જાય એવો તે ભોળો નહતો કે કોઇથી અંજાઈ જાય એવો ડરપોક નહતો; વારૂં વળતી ?"

"એવા સર્વદમનને એક દહાડો એની બાએ રમવા વાસ્તે કેટલાંક રમકડાં આપેલાં. ને તેમાં એક સિંહના બચ્ચાનું પણ હતું-શું હતું ?"

"શુ હતું ?"

"એટલું નથી આવડતું ? સિંહના બચ્ચાનું—"

"રમકડું હતું." બણુએ એકદમ કહી દીધું

"તે રમકડું—"

"પણ રમકડું હતું શામા ?"

"બીજાં રમકડા ભેગું સ્તો-તેમાંથી—"

"રમકડાં, પણ આવ્યાં કયાંથી ?"

બાલકો કને કેવી અને શી રીતે વાતો કરવી, તે સારી રીતે કાકા સમજતા હતા. અને તેથી જરા પણ ચીડાયા સિવાય, કે શાંત, ધીરા, મીઠા અને ધીમા અવાજમા લગીર પણ ફેર પાડયા સિવાય, કેવળ માયાળુ અને મમતા ભરી સ્નેહ લાગણીથી કાકા તેને રમાડતા, રીઝવતા અને કેળવતા. બણુએ પૂછેલા એકના એક પ્રશ્નનો ઉત્તર કાકાએ તેને ગળે ઉતરે તેવી ઢબથી આપ્યો:—

"સર્વદમનને રમવા સારૂં એની બાએ રમકડાં આણેલાં.

"હં-હં:"

કાકાએ હવે જોયું કે બણુ તદ્દન નિ:શંક થયો હતો. અને તેને આટલી બધી શંકાઓ કરવાનું મૂળ કારણ પોતાની કહેવા-માંડેલી વાતનાં વાકયોની અપૂર્ણતા અથવા અસ્પષ્ટતાનુંજ હતું. નિ:શંક થયેલા બણુનું મન હવે ઘણું પ્રફુલ્લ લાગતું હતું. અને આગળની વાત સાંભળવા, બણુની વીજળી જેવાં તેજથી ચળકી રહેલી આંખો કાકાના મુખમાંથી નીકળનાર શબ્દો ઝીલવા મિટ પણ માંડતી નહતી. બણુએ પૂછયું:—

"પછી તેનું શું થયું ?"

"પછી, રમતાં રમતાં સિંહના બચ્ચાવાળું રમકડું સર્વદમને ભાગી નાખ્યું; અને—"

"એવું રૂડું રમકડું: વારૂ, શું કામ ભાગી નાખ્યું ?"

નિવેદન.

# ગ્રાહકોને ભેટ.

નિવેદન લખતી વખતે સ્વામી રામતીર્થના એક સૂત્રનું સ્મરણ તાજું થાય છે. " પ્રકાશ જો સાચોજ હશે, તો ઘણાં હૃદયો તેના તરફ આકર્ષાશે. " આ તેમનું સૂત્ર છે. બુદ્ધિપ્રભાનો પહેલો અંક પ્રસિદ્ધ થયા પછી ૨૯ નામો નવા ગ્રાહક તરીકે રજિષ્ટર પત્રકમાં નોંધાયાં છે: આજના અંક સાથે તે નામો ઉતારવાનો અમારો વિચાર હતો; તથાપિ સ્થળાભાવે તેમ નથી કરી શકયા: છતાં અંતઃકરણપૂર્વક તે કદરદાન ગ્રાહકોનો અમે ઉપકાર માનીએ છીએ. અને ઇચ્છીએ છીએ કે આ પ્રમાણે 'પ્રભા'ના અન્ય ગુણજ્ઞ વાચકો પ્રસ્તુત માસિકના ગ્રાહક થઈ અમને 'આધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ' દ્વારા આ પ્રકારની પ્રવૃત્તિયો નિમિત્તે 'નિષ્કામ સેવા' બજાવવામાં વિશેષ પ્રોત્સાહક થશે.

જણાવતાં અમને સંતોષ થાય છે કે 'પ્રભા'ના પ્રથમ અંકથીજ તેની ઘટતી કદર અંકાવા માંડી છે અને એક કદરદાન, ઉદાર મહાશયે આ માસિકના સઘળા ગ્રાહકોને પોતાના ખર્ચે ભેટ તરીકે, પૂજ્યપાદ આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિજીની કસાયલી કલમે લખાઇ તૈયાર થએલું એક દળદાર અને કિંમતી પુસ્તક આપવાની દિલમોજી અમને દર્શાવી છે. અમે તે માટે તે મહાશયનો ઉપકાર માનીએ છીએ (આ મહાશયનું નામ આવતા અંકમાં નિવેદન થશે.) અને જો કે આ માસિકનો નિયમ ભેટ આપવાનો નહિ હોય છતાં માસિકની અંકાયેલી વાસ્તવિક કદરને ધ્યાનમાં લઇ એક અપવાદ તરીકે હવે આ બીજો અંક રવાને થયા પછી થોડાજ દિવસોમાં ભેટનું પુસ્તક પ્રત્યેક ગ્રાહકગણને માસિકના વા. લ. ના. વિ. પી. સાથે ક્રમે ક્રમે મોકલવાનું શરૂ થશે. આશા છે કે તે ભેટનું પુસ્તક નામે " શિષ્યોપનિષદ્ " કોઇ પણ ગ્રાહકગણ પાછું કહાડવાનું ખોટું સાહસ નહિ ખેડતાં જે વિ. પી. થાય તે સ્વીકારી લેવાની કૃપા કરશે.

વિશેષમાં એક મૂખ્ય બાબત પર વાચકોનું અમે ધ્યાન ખેંચીએ છીએ ને તે " શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુળ-પાલીતાણા " સંબંધી છે. આ સંસ્થાનો અભ્યાસક્રમ અને અન્ય ઉપયોગી માહિતી જાણીતાં જૈન પત્રોમાં પ્રસિદ્ધ થઈ ચૂકી છે એટલે અમે અત્યારે તો એટલુંજ જણાવીશું કે તે સંસ્થાને સર્વ પ્રકારે પગભર અને દૃષ્ટાંત યોગ્ય બનાવવા બધાએ બનતું કરવું જોઈએ.

તંત્રી.

## વલસાડ જૈન લાયબ્રેરી તથા પાઠશાળાની ૮ મી જયંતીનો વાર્ષિક મેળાવડો.

આ મેળાવડો ગઈ તા. ૮ મી ઑગષ્ટને દિવસે ભારે ધામધૂમ સાથે વલસાડ જૈન ઉપાશ્રયમાં થયો હતો. મે બદામી સાહેબ પ્રમુખસ્થાને હતા. આરંભિક પ્રાર્થના વગેરે થયા પછી વાર્ષિક અહેવાલ વંચાયો હતો. ત્યાર પછી પ્રાસંગિક ભાષણો, સંવાદો વગેરે થયું હતું. પાઠશાળાની વાર્ષિક પરીક્ષામાં પાસ થએલા વિદ્યાર્થીઓને પ્રમુખ હસ્તે ઈનામો વહેચાયાં હતા. ઈનામને અંગે રૂ. ૨૫) ની રકમ શેઠ ગાંડાભાઈ ગુલાબચંદ તથા શેઠ નાથાલાલ ખુબચંદ તરફથી આપવામા આવી હતી પછી નવી કાર્યવાહિ રચાઈ હતી તેમાં પ્રેસિડટ તરીકે શેઠ ગાંડાભાઈ ગુલાબચંદ અને સેક્રેટરી તરીકે શેઠ ઠાકોરલાલ મોતીચંદ નીમાયા હતા પાઠશાળાના નિભાવ અર્થે નીચેના ગૃહસ્થોએ નીચે પ્રમાણે રકમો ફંડમાં ભરી હતી —

શેઠ મગનલાલ નગીનદાસ રૂ. ૩૫૦) ઝવેરી લલ્લુભાઈ ગુલાબચંદ રૂ. ૫૧) શેઠ દુર્લભભાઈ ભગવાનજી રૂ ૫૧) શેઠ કેસરીચંદ ગોવિંદજી રૂ ૨૫) શેઠ મગનલાલ રાયચંદ રૂ. ૨૭) શેઠ રૂપાજી જીવા રૂ. ૧૧) શેઠ પ્રેમચંદ પાનાચંદ રૂ. ૫) તથા શેઠ જીણાભાઈ પ્રભુભાઈ રૂ. ૨) છેવટ પ્રમુખ તરફથી અસરકારક ઉપસંહાર હોઈ, યુરોપીય વિગ્રહમાં બ્રિટિશ અને મિત્રરાજ્યોની ફતેહ ઇચ્છી સગીત સાથે સભા વિસર્જન થઈ હતી.

---

### અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડલ તરફથી
## हालमां छपाइ बहार पडेलां नवां पुस्तको.

**વિજાપુર વૃત્તાંત**—છપાવનાર-અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ. લેખક—જૈનાચાર્ય બુદ્ધિસાગરસૂરિ. આ પુસ્તક ઐતિહાસિક દૃષ્ટિએ અત્યંત ઉપયોગી છે. વિજાપુરના જૈન દેરાસરો વગેરે પ્રાચીન બાબતો જાણવા માટે વાચકોએ ખાસ પુસ્તક વાચવુ જોઇએ

**સાબરમતી ગુણ શિક્ષણ કાવ્ય**—તેના કર્ત્તા શ્રી બુદ્ધિસાગરસૂરિજી છે સાબરમતી કાવ્યમા અનેક શિખામણોના ઝરણા વહે છે. એક વાર પુસ્તક હાથમા લીધું તો તેમાંથી એટલો બધો રસ આવે છે કે પૂર્ણ વાંચ્યા વિના છુટકો થતો નથી. અનેક સાક્ષર-કવિઓએ આ પુસ્તકની મુક્તકંઠે પ્રશંસા કરી છે. આત્મોન્નતિ, દેશોન્નતિ, સમાજ પ્રગતિ માટે નવી ઢબનું આ એક રસીલું કાવ્ય છે. માણસાના અને વરસોડાના દરબારે આ કાવ્ય માટે ઉચ્ચ અભિપ્રાય જણાવ્યો છે. ગાયકવાડી રાજ્યમા અને સરકારી સ્કુલોમા આ પુસ્ત...

**પ્રતિજ્ઞા પાલન**—છપાવનાર, અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડલ. કર્તા, શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ. વિવેચનકાર-નેમિચંદ ગટાભાઇ માસ્તર. પ્રતિજ્ઞા લેઇને કેવી રીતે પાળવી જોઇએ, પ્રતિજ્ઞા પાલન કરવાથી થતા ફાયદા, પ્રતિજ્ઞાપાલકમાં પ્રગટતી શક્તિઓ વગેરેનું એવી રીતે વર્ણન કરવામાં આવ્યું છે કે જેથી ગમે તેવો પ્રતિજ્ઞાપાલનમાં બીકણ મનુષ્ય પણ પ્રતિજ્ઞાપાલનમાં શૂરો બની શકે. બાલ્યાવસ્થામાંથી પ્રતિજ્ઞા પાલવાની શક્તિઓ પ્રગટે એવી રીતે વર્ણન કરવામાં આવ્યું છે. પ્રતિજ્ઞા પાલન કરવા સંબંધી પ્રથમજ આ પુસ્તક તૈયાર થયું છે એમ કહેવામાં કોઈ જાતની અતિશયોક્તિ નથી જેઓ મનુષ્ય થવા ઇચ્છે છે તેઓએ આ પુસ્તક એક વાર ખાસ વાંચવું જોઇએ.

**મિત્રમૈત્રી** (મિત્રધર્મ)—છપાવનાર અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ. કર્તા, શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ. વિવેચનકાર, શા. રતિલાલ મગનલાલ શાહ. આ પુસ્તકમાં મિત્રના ગુણોનું સરસ રીતે વિવેચન કરવામા આવ્યું છે. મિત્ર બનવા માટે અત્યંત ઉપયોગી આ પુસ્તક છે. મિત્રમૈત્રી પુસ્તક વાંચવાથી સત્યમિત્રનું જ્ઞાન થાય છે. કેવા મિત્રો કરવા જોઇએ અને કેવા મિત્રોનો ત્યાગ કરવો જોઇએ તેનું શ્લોક, દુહા, વાર્તા, દૃષ્ટાંતથી સમર્થન કરવામાં આવ્યું છે. પુરૂષો અને સ્ત્રીઓ આ પુસ્તક વાંચીને ઘણો લાભ ઉઠાવી શકે તેમ છે. ગુજરાતી ભાષામાં "મિત્રધર્મ" એ પ્રથમ પુસ્તક છે. દરેક ગૃહસ્થે એકવાર આ પુસ્તક વાંચી જવુ એટલે તેની મહત્તાનો સ્વયમેવ ખ્યાલ આવી શકશે. સુમિત્રો કયા અને કુમિત્રો કયા તેનું એવું સરસ વર્ણન કરવામાં આવ્યું છે કે જેથી "મિત્રધર્મ" પુસ્તક જીવનનું સાથી બની શકે તેમ છે. મિત્રની પેઠે મિત્રમૈત્રી પુસ્તક જીવનનું ખાસ સાથી છે એમ ખાસ કહેવામા આવે છે માટે દરેક મનુષ્યે તેને પાસે રાખવું જોઇએ

**અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ.**

ચપાગલી-મુંબાઇ.

---

## જાહેર ખબર.

શ્રી માગરોળ (કાઠીઆવાડ)ના પુસ્તક ભંડારમા આપવા માટે નીચે લખેલા હસ્તલિખિત આગમો વેચાતાં જોઇએ છીએ. જેઓએ વેચવાનાં હોય તેઓએ નીચેના શિરનામે પત્ર વ્યવહાર કરવો-અથવા મળવું.—

| | |
|---|---|
| ૧ વિપાક સૂત્ર, અંગ ૧૧ મુ. | ૬ મરણ સમાધિ પયન્ના ૯ મું. |
| ૨ પનવણા સૂત્ર, ઉપાંગ ૪ થું. | ૭ બૃહત્ કલ્પ છેદ બીજું. |
| ૩ મહા પચ્ચખાણ પયન્ના ૪ થું. | ૮ જીત કલ્પછેદ ચોથું. |
| ૪ ચંદ્રવિજય પયન્ના સાતમું. | ૯ લઘુ નિશિથ છેદ ૫ મું. |
| ૫ દેવેન્દ્ર સ્તવન પ્રકરણ પયન્ના આઠમું. | ૧૦ વ્યવહાર છેદ ૩ જું. |

મૂળચંદ હીરજી,

એકઝીક્યુટર.

અંદરજી અભેચંદ.

અમદાવાદ ધી "ડાયમંડ જ્યુબીલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

*Registered No B 876.*




देश, समाज, धर्म वगेरे जैन अने जैनेतर साहित्यथी विभूपित.

पुस्तक ९ मुं.] सप्टेम्बर १९१७. वीर संवत २४४३. [अंक ३.

तंत्री,
रा. मणिलाल मोहनलाल पादराकर.

व्यवस्थापक.
रा. केशव हे. शेठ.

## विषयदर्शन.



श्री अध्यात्म ज्ञानप्रसारक मंडळ तरफथी

प्रगट कर्ता,
रा. शंकरलाल डाह्याभाई कापडीआ.
अमदावाद.

लवाजम–वर्ष एकनो रु. १–४–०. छूटक दर एक नकलना बे आना

# આ માસિકના નિયમો વગેરે.



૧ આ માસિકમાં આવતાં લખાણો પૈકી જૈનેતર લેખકોના લેખો સામાજિક દૃષ્ટિએ લખાયલા સમજવા.

૨ રાજકીય લેખો, ધાર્મિક ઝગડો ઉત્પન્ન કરાવે તેના લેખો કે ચર્ચાપત્રો તથા નિર્જીવ કવિતાઓને માટે આ માસિક નથી. તેમજ અસ્પષ્ટ, કાગળની બન્ને બાજૂ ખીચોખીચ લખાયલા, પેન્સીલથી લખેલા ક તેવી જાતના લેખો પર લક્ષ નહિ અપાય.

૩ સારા અને સાર્વજનિક હિત જળવાય તેના, વિશાળ દૃષ્ટિયે લખાયના લેખોને યોગ્ય ન્યાય મળશે.

૪ નહિ સ્વીકારાયલા લેખો પાછા મગાવનારે પોષ્ટેજ મોકલવું.

૫ તખલ્લુસ (ઉપનામ) ધરાવનારાઓએ અમારી અંગત જાણ માટે ખરૂ અને પૂરૂં નામ જણાવવુ.

૬ માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ પોષ્ટેજ સાથે હોય છે. ભેટ અને વિ. પી. ખર્ચ જૂદો. અને લવાજમ અગાઉથીજ વસુલ કરવામા આવે છે.

૭ નવા વર્ષની શરૂઆત જુલાઇ મહિનાથી થાય છે. પાછળથી ગ્રાહક થનારને શિલિકમાં હોય ત્યાં સુધી પાછલા અંકો પુરા પાડવામા આવે છે. અને ગ્રાહક તરીકેનું નામ જુલાઇથી નોંધાય છે. તેમ નહિ કરના ઇચ્છનાર જ્યારથી ગ્રાહક થાય ત્યારથી જુલાઇ સુધીના અંકો જેટલું લવાજમ તેની કનેથી વસૂલ કરવામા આવે છે.

૮ જે અંક ન મળે, તે માટે અમારૂ ધ્યાન, ત્યાર પછીનો બીજો અંક સ્હાને થાય ત્યાર પછી ખેંચવુ.

૯ વિશેષ ખુલાસા માટે ઑફિસના શિરનામે પત્રવ્યવહાર કરવો.

૧૦ સહીવાળા લેખોની જવાબદારી લેખના લેખકનેજ શિર સમજવી. વ્યવસ્થાપક.

---

## જાહેર ખબર.

શ્રી માંગરોળ (કાઠીઆવાડ)ના પુસ્તક ભંડારમા આપવા સારૂ નીચે લખેલાં હસ્તલિખિત આગમો વેચાતા જોઇએ છીએ. જેઓએ વેચવાનાં હોય તેઓએ નીચેના શિરનામે પત્ર વ્યવહાર કરવો—અથવા મળવું.

| | |
|---|---|
| ૧ વિપાક સૂત્ર, અંગ ૧૧ મું. | ૬ મરણ સમાધિ પયન્ના ૯ મું. |
| ૨ પનવણા સૂત્ર, ઉપાંગ ૪ થું. | ૭ બૃહત્ કલ્પ છેદ બીજું. |
| ૩ મહા પચખાણ પયન્ના ૪ થું. | ૮ જીત કલ્પછેદ ચોથું. |
| ૪ ચંદ્રવિજય પયન્ના સાતમું. | ૯ લઘુ નિશિધ છેદ ૫ મું. |
| ૫ દેવેન્દ્ર સ્તવન પ્રકરણ પયન્ના આઠમું | ૧૦ વ્યવહાર છેદ ૩ જું. |

મૂળચંદ હીરજી, એક્ઝીક્યુટર

આંદરજી અભેચંદ, કોટ ફ્રીયરરોડ નં. ૮૫-મુંબઈ.

---

આ માસિક સંબંધી સઘળો પત્રવ્યવહાર નીચેના શિરનામે કરવો.

શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ.

બુદ્ધિપ્રભા ઑફિસ, નાગપોળ-અમદાવાદ.




દેશ, સમાજ, ધર્મ વગેરે જૈન અને જૈનેતર સાહિત્યથી વિભૂષિત.

પુસ્તક ૯ મું.] સપ્ટેમ્બર સને ૧૯૧૭. [ અંક ૩ જો.

# कर्मज त्हारा सुख दुःखनां भागी छे.

( લેખકઃ—પંડિત ભોળાનાથ શર્મા. )

હરિગીત.

જન્મ્યા જગતમાં એકલા, મરવું જગતમાં એકલું,
પોઢયા જગતમાં એકલા, ફરવું જગતમા એકલું;
વદવું જગતમાં એકલું, જોવું જગતમાં એકલું,
સુખ દુઃખ ભાગી કોણ છે ? તું બોલ બાપૂ ! એટલું. ૧

પુત્રો મજાના રુપયુત પામ્યો કદાપિ તું હશે,
નારી મનોહર રુપયુત વિધિએ કદિક પામ્યો હશે;
તોયે જીવનના અંતમાં બળવું ચિતામાં એકલું,
સુખ દુઃખ ભાગી કોણ છે ? તું બોલ બાપૂ ! એટલું. ૨

મિત્રો મનોહર બોલતા કદિ આવતા દ્વારે હશે,
ધન માલ ગામ ગિરાસની આવક કદા ત્હારે હશે;
મરણાન્ત દુર્ગમ માર્ગમાં પડશે જવું જ્યાં એકલું,
સુખ દુઃખ ભાગી કોણ ત્યાં ? તું બોલ બાપૂ એટલું. ૩

પાંડિત્ય પોપટ સમ પઢી કદિ મેળવ્યું પ્રેમે હશે,
વકિલાત કોરટમાં કરી સન્માન પ્રાપ્ત કર્યું હશે;
શુભ અશુભના પરિણામમા ઊભૂ થવું જ્યાં એકલું,
સુખ-દુઃખ ભાગી કોણ છે ? તું બોલ બાપૂ ! એટલું. ૪

દર્દો બીજાનાં દેખિને દિલમાં દરદ જો આણશો,
નિજ બન્ધુઓનાં અશ્રુને પોતા સમાં જો જાણશો;
એ પુણ્ય પથમાં આવશે જાવું થશે નહિ એકલું,
सुख दुःख भागी कर्म त्हारां एम बापू ! बोलतु ! ! ५

ऐतिहासिकहृदय.

# झयब्-उन-निसा.[1]

( અનુવાદકઃ—રા. બાપુરાવ. ગ. ઠાકોર. બી. એ. )



આ બર કુલમાં ઉત્પન્ન થએલી આ બાળા હિંદુસ્તાનના એક મહાન પણ કમનશીબે રાજ્યકારભાર ચલાવવામાં અકુશળ પાદશાહ ઔરંગઝેબની પૂત્રી થાય. તેનો જન્મ મુસલમાની મહિના શવાલની ૧૦ મી તારીખે હિજરી સંવત ૧૦૪૮, એટલે ઇ. સ. ૧૬૩૯ ના ફેબ્રુઆરીની ૫ મી તારીખે થયો હતો. તેનું ખરૂં નામ ઝૈબન્દા બેગમ હતું, પણ પાછળથી તે ઝયબ-ઉન-નિસા તરીકે ઓળખાવા લાગી. અને હાલ પણ તે એજ નામે પ્રખ્યાત છે.

હિંદુસ્તાનના ઇતિહાસમાંના કેટલાક વિખ્યાત પુરૂષોનાં નામ અને જીવનનાં ખરાં સ્વરૂપને પશ્ચિમના ઇતિહાસ કર્તાઓએ કેવી રીતે ફેરવી નાંખ્યા છે એ વાત કોઈથી અજાણી નથી, અને એજ ન્યાયે ઝયબ-ઉન-નિસાનું જીવન વૃત્તાંત પણ તેમની અન્યાયી કલમનો ભોગ થઈ પડી છે. જે કાંઇ થોડું વધારે તેઓએ આ શાહજાદી વિષે લખ્યું છે તે પ્રમાણમાં ઘણુંજ અલ્પ છે; અને તેમાં સત્યતાના અંશ ઘણાજ થોડા છે.

પરંતુ હિંદુસ્તાનના ઇતિહાસના એક જાણીતા લેખનાર-મી. ઇલિયટે પોતાના ઇતિહાસમાં માસીરે આલમગીરી નામના તે સમયના ઐતિહાસિક ગ્રંથ માંથી નીચેના શબ્દો ટાંકયા છે અને તે ઉપરથી ન્યાયી વાંચકવર્ગ આપણી નાયિકાના સંબંધે અપક્ષપાત મત બાંધી શકશે. તે પુસ્તકનો ગ્રંથકર્તા લખે છે કે " પાદશાહ પોતે જાતેજ પોતાની વ્હાલી પૂત્રીને શિક્ષણ આપતો અને તેની પાસેથીજ તે કુરાન શીખી અને જ્યારે તે બરાબર શીખી રહિ ત્યારે પાદશાહે તેને ૩૦,૦૦૦ અશરફી ઇનામમાં આપી. તેને અરબી અને ફારસી એમ બે ભાષાનું જ્ઞાન હતું. એ બે ભાષાની લખવાની તથા બોલવાની ગદ્યની તથા પદ્યની કેટલીક ખુબીઓ તે સારી રીતે જાણતી. ઘણા વિદ્વાનો, પંડિતો અને એ ભાષાઓના લેખકોને તેણે પોતાની નોકરીમાં રાખ્યા હતા, જેઓ તરફથી અસંખ્ય પુસ્તકો તેમને અર્પણ કરવામાં આવ્યાં હતાં. આ પ્રકારનાં પુસ્તકોમાંનું એક ઝયબ-ઉલ-તફસીર ઉર્ફે કોરન-ભાષ્ય હતું. એનો લખનાર-

1. હર્સ્ટ એન્ડ વેસ્ટ ઉપરથી.

અથવા અનુવાદ કરનાર,–કેમકે તફસીરે કબીર નામના એક બીજા પુસ્તકનો તે અનુવાદ હતું—મુલ્લાં સયફુદ્દીન કરીને હતો, અને આ શાહજાદીની નોકરીમાં હતો.”

મોગલ રાજ્યમાં પ્રચલિત ધારા પ્રમાણે એટલે રાજ્યના મોટા મોટા અમીર ઉમરાવોની બેટીઓની સોબતમાં ઝયબ–ઉન–નિસાને ઉછેરવામાં આવી હતી. અને તેથી તેનું બાળપણુ સંપૂર્ણ સૌંદર્ય, પવિત્રતા અને નિર્દોષતાના શુદ્ધ વાતાવરણમાં પસાર થયું હતું. તેની અક્કલ હુશિયારી વિષે એમ કહેવાય છે કે આ બાળા જ્યારે ત્રણ વર્ષનીજ ફક્ત હતી ત્યારે પોતાની આયા–દાસી જ્યારે કુરાને શરિફનો પાઠ કરતી ત્યારે તેની સામે પરમાનંદથી ઉભરાતા–છલકાતા હૃદયે તથા ચંચળ આંખોવડે તેના તરફ એકી ટસે જોઇજ રહેતી: અને જ્યારે તે દાસી નમાઝ પડતી ત્યારે પણ તેના શરીરના જુદા જુદા પ્રકારનું હલન ચલન, ઘણી આશ્ચર્યયુક્ત ઉત્સુકતાથી અને પૂર્ણ અંતરથી, નિહાળતી: અને તે વખતે તેને એટલો બધો તો આનંદ થતો હતો કે તેની સુંદર આંખોમાં તે ચળકી રહેતો અને તેના પ્રફુલ્લ મુખપર પણ ફરકી રહેતો. ઔરંગઝેબ એક રીતે તો સાહિત્યનો શોખીન હતો અને મ્હોટો વિદ્વાન પણ હતો. અને તેથી પોતાની બાળક પૂત્રીમાં આવી જાતની હુંશિયારી જોઇ તે આગળ ઉપર સાહિત્યના પ્રદેશમાં નામ કાઢશે એમ ખાત્રી રાખતો અને તેનાપર અત્યંત પ્રેમ રાખતો, અને પોતાના રાજ્યમાંથી મળી શકે એવા હરકોઇ ઉપાયે પોતાની આ વ્હાલી પૂત્રીને તે વખતમાં જેટલી મળતી હતી તેટલી પણ સંપૂર્ણ કેળવણી આપવામાં કચાશ રાખી નહિ–તે વાતનું કારણ પણ તેનો ઝયબ–ઉન–નિસા પ્રત્યેનો ગાઢ પ્રેમજ હતો. આ વાત અત્ર લખવાનું એ કારણ કે ઝયબ–ઉન–નિસાને આથી મ્હોટા મ્હોટા પાદશાહના શાહજાદાઓને છાજે તેવી કેળવણી મળી. તેની અસાધારણ બુદ્ધિનો એક બીજો પણ પૂરાવો એ છે કે ૪ વર્ષની કુમળી વયે તેણે કુરાન શીખવા માંડયું અને ૮ વર્ષની થઇ ત્યારે તો તે શીખી રહિ અને "હાફિઝ"[1] બની. આ વખતે ઉપર લખ્યું છે તે મુજબ ૩૦૦૦૦ અશરફીનું તેને ઔરંગઝેબ તરફથી ઇનામ મળ્યું: અને બીજા શબ્દોમાં કહિએ તો તે અમીર ઉમરાવો વચ્ચે બરોબર પૂર્વના ધારા મુજબ વ્હેંચી આપી. આટલું તો નહિ પણ બીજાં થોડાં વર્ષમાં તો અરબી અને ફારસી ભાષાઓના મ્હોટા મ્હોટા ગ્રંથોનો પરિપકવ રીતે અભ્યાસ કર્યો: એટલુંજ નહિ પણ તે ભાષાઓના મૂખ્ય વિભાગ જેવાકે ધર્મ, તત્વજ્ઞાન, ને સાહિત્યનું ટુંક વખતમાં સંપૂર્ણજ્ઞાન મેળવ્યું.

આ સઘળું જ્ઞાન તે કોઇ હેતુ સારૂ ન્હોતું મેળવ્યું પણ નિઃસ્વાર્થ બુદ્ધિ-

---

૧ જે લોકોને આખું કુરાન મ્હોડે હોય છે તેઓને "હાફિઝ" કહે છે. અને ફારસી કવિ એજ કારણથી પોતાને હાફિઝ કહેવડાવતો.

થીજ સંપાદન કર્યું હતું. અથવા આટલું બધું જ્ઞાન પ્રાપ્ત કરી તેણે કોઇ દિવસ પંડિતાઇનો ડોળ કર્યો નથી. તેતો ફક્ત એક સાધન તરીકેજ હતું અને અંતિમ લક્ષ્ય તો કાંઈ જુદુંજ હતું. રાજ્ય દરબારમાં થોડા વખતને સારૂ સત્તા ભોગવવા જેવી સ્થૂળ મઝાઓમાં તેને આનંદ નહોતો પડતોઃ કે આ દુનિઆના ક્ષણિક-તુચ્છ વૈભવપર આટલું જ્ઞાન મેળવ્યા પછી મોહ પામે તેવી તેની ઉચ્ચ બુદ્ધિ નહોતી. તેનો વિશાળ, ઉચ્ચ ગામી આત્મા તો કાંઈ જુદાજ વિચારોમાં આનંદ માણતો હતો. કાંઈ અનેરાજ પ્રદેશમાં રમતો હતો. જો કે ઔરંગઝેબ જેવા મહાન સત્તાધારી બાદશાહના દરબારમાં જે સત્તા તેને મળી હતી, તે તેણે તુચ્છકારી નહિ તેમજ તેનાથી છેક લોભાઈ પણ ના ગઈ. પણ તેનો યોગ્ય ઉપયોગ કર્યો અને સાથે સાથે પોતાને જે ઉચ્ચ સ્થાન, એક પાદશાહની પૂત્રી તરીકે આટલા વિશાળ દેશની અસંખ્ય પ્રજાના જીવનપર સ્થાયી અસર કરવાનું મળ્યું હતું તે સ્થાન ઉપરથી તેણે પોતાનાં જીવનના કર્તવ્યો કરવાની ઇચ્છા કરી. આ તેની ઈચ્છા કાંઈ આ " પોલા જગત્ "ની "પોલી કીર્તિ " મેળવવાની નહિ પરંતુ પોતાની પ્રજાને ઉચ્ચ માર્ગે લઈ જઇ તેમનું કલ્યાણ સાધીને શાશ્વત કિર્તિ મેળવવાની હતી. આ શાહજાદીએ જે રીતે પોતાનું જીવન ગાળ્યું છે અને જે કાર્ય કર્યું છે તે અસલના વારાથી ચાલતું વંશપરંપરાથી ઉતરી આવેલું સ્ત્રીઓનું જનસમાજમાં સ્થાન કયું છે તે બતાવી આપે છે. વળી વધુ તપાસતાં અને ઉંડા ઉતરતાં એ પણ આપણને જણાય છે કે સ્ત્રીઓને પુરૂષના જેટલાજ હક કોઈ પુરૂષોની મેહરબાનીની દાખલ કે ભલમનસાઇથી નથી મળતા, પણ જ્યારે સ્ત્રીઓ પોતેજ પોતાની અંદર રહેલું તત્વ પોતાને કરવાનાં કાર્યો કરીને બતાવી આપે છે ત્યારે તેમને સમાન હક આપોઆપ મળે છેજ.

એક કવિ અનુભવપૂર્વક સત્ય લખે છે કે કવિઓ કાંઈ કુંભારના ઘરના હાંલાની માફક તૈયાર કરાતા નથીઃ ખરા કવિઓ તો ઈશ્વરને ઘેરથીજ પોતાની શક્તિઓ સાથે લઇને આ દુનિઆમાં જન્મ પામે છે. દુનિયાના ખરા મહાન કવિઓ તો તેઓજ છે કે જેઓએ પોતે જે પ્રભુની પાસેથી દિવ્યસંદેશ લાવ્યો હોય તે લોકોને કહેવાની જરૂર જણાવાથી, અને પોતાના અંતરમાં થએલા વિચાર મંથનમાંથી રત્નો કાઢી, લોકોને પોતાના અનુભવનો અને ડહાપણનો લાભ આપે. આ ન્યાયાનુસાર ઝયબ-ઉન-નિસાના હૃદયમાં પણ વિચિત્ર પ્રકારની લાગણીઓનું હંમેશ યુદ્ધ ચાલુ રહેતુંઃ કાંઇ વિચિત્ર પ્રકારના વિચારો તેને આવવાથી પ્હેલાં તો તેને ઘણું આશ્ચર્ય થતું. તેનું આખું જીવન કવિતામય બની ગયું હતુંઃ તે આખો દિવસ કવતિ-ગુંજતી. સારે ભાગ્યે આસપાસના સંજોગો તેને ઘણા અનુકૂળ થયા. તેનો શિક્ષક એક મુલ્લાં સૈયદ કરીને હતો. એ કાંઇ સાધારણ મનુષ્ય નહોતો પણ ઝયબ-ઉન-નિસાનો શિક્ષક,-ગુરૂ-ગુરૂ

શબ્દના ખરા અર્થમાં ગુરૂ થવાને યોગ્ય હતો. કેમકે આ બાળાના જેવા કેટલાક ઉચ્ચાશયવાળા આત્માનું પોષણ કરી, તેને ખરે રસ્તે ચઢાવવાનું-તેમને તેમના કર્તવ્ય પંથ બતાવવાનું મહાભાગ્ય જે કેટલાક પુરૂષોને પ્રાપ્ત થાય છે તેમાંનો એક તે હતો. તેણે પ્હેલાં તો પોતાની બુદ્ધિશાળી શિષ્યાના આત્માના આનંદથી ઉભરાતા કવિતા કરવાના શરૂઆતના પ્રયત્નમાં પોતાનો પરિપકવ વયનો ઉત્સાહ અને અનુભવ રેડયાંઃ તેને ઉત્તેજન આપતો, અને પોતાના સહાનુભૂતિવાળા હૃદયની સંમતિ પણ દેતોઃ એટલુંજ નહિ પણ આ પોતાની શિષ્યા ભવિષ્યમાં એક મહાન્ કવિ થશે એમ ભવિષ્ય પણ ભાખ્યું. સાધારણ નિયમ એવો છે કે આવા પ્રકારની એટલે આસપાસના સંજોગો પર પૂરતું ધ્યાન આપીને, તથા પૂર્ણ વિચાર કરીને, અને મુલ્લાં સૈયદ જેવા નરોએ ભાખેલી ભવિષ્યવાણી ઘણીવાર ખરી પડે છે.

જેવો આ શાહજાદીએ અરબી તથા ફારસી ભાષાપર સંપૂર્ણ કાબુ મેળવ્યો કે તરતજ તે તે ભાષાઓમાં કવિતા લખવાનું શરૂ કર્યું-જાતે શરૂ ના કર્યું, પણ કાવ્યો અજાણેજ લખાઇ ગયાં. તેના આત્માએ તેતે ભાષામાં પોતાનું ગાન ન્હાર કાઢયું. આ કાવ્યો અરબી ભાષાના એક પારંગત અભ્યાસીને બતાવવામાં આવ્યાં અને તેણે જે મત એ કાવ્યો પર દર્શાવ્યો છે, અર્થાત જે ટીકા કરી છે તે જાણવા જેવી છેઃ જ્યારે તેણે તે કવિતાઓ વાંચી ત્યારે તેણે કહ્યું: " જો કે ગઝલના રાહમાં હું કાંઇ ભૂલ જોતો નથી છતાં અરબી ભાષાની કેટલીક શિષ્ટ-રૂઢ થએલી વાકયરચનાઓમાં કેટલીક ખામીઓ છે. તોપણ એ સઘળું બાજુએ રાખીને કહિયે તો, એક ત્હમારા જેવા પરદેશીનો અરબી ભાષાપરનો આટલો બધો કાબુ-એતો એક આશ્ચર્યજ કહેવાય. "

આ ટીકા સાંભળીને ઝયબ-ઉન-નિસાની. બુદ્ધિ બીજા પ્રદેશમાં વળીઃ બીજી પ્રવૃત્તિઓ તેણે કરવા માંડી. અરબી ભાષામાં લખવાનું તેણે છોડી દીધું અને ફારસી ભાષામાં પોતાની અક્કલ હુંશિઆરીની અજમાયશ કરવાનું ધાર્યું. પૂર્વના-હિંદુસ્તાનના એકલાજ નહિ પણ સમસ્ત એશિયા ખંડના ઘણાખરા કવિઓની બાબતમાં બને છે તેમ ઝયબ-ઉન-નિસાની બુદ્ધિનો ક્રમવાર વિકાસ જાણવાનું ઘણું અઘરૂં છે. પણ પશ્ચિમની વસ્તુસ્થિતિ તદ્દન જુદીજ છે. ત્યાં તો દરેક મહાન પુરૂષની બુદ્ધિનો તથા એક માણસ તરીકેનો એવો તો ઉંડો અને સંપૂર્ણ અભ્યાસ થાય છે કે તેવા નરના લખાણોજ એકલાં નહિ પણ તેનું જીવન-બાહ્ય તેમજ આંતરિક-પણ આપણને આનંદ સાથે ફાયદો આપે છે. પણ આપણી તરફના ઘણાખરા પુરૂષોની બાબતમાં કોઈને દરકારજ નથી, એમ લાગે છે. અને ઘણા લેખકોનાં-આ ૨૦-મી સદીમાં એ પણ-લખાણોનો સંગ્રહ કોઇ કરતું નથી તો પછી તેમના જીવનના અભ્યાસનું તો પછી પૂછવુંજ શું ? અસ્તુ.

જ્યારે હાલના વખતમાં પણ એવું બને છે ત્યારે તે વખતે એવું બને તો તેમાં જરાપણ આશ્ચર્ય પામવા જેવું નથી. ઝયબ-ઉન-નિસાના લખાણોની પણ દુઃખદાયક સ્થિતિ છે. જે તેનાં લખાણો બ્હાર પડયાં છે તે તેના લેખોનો આખો સંગ્રહ વિચારતાં પ્રમાણમાં ઘણાં અલ્પ છે.

* * * * *

સ્હવારના પ્હોરમાં વ્હેલા ઉઠી સ્નાનાદિક કર્મ કરી, નમાઝ પડયા પછી અને કુરાનનો પાઠ થઈ ગયા પછી, સાહિત્યનાં શિષ્ટ પુસ્તકોનો અભ્યાસ કરવાનો તેનો નિયમ હતો. તે થઈ ગયા પછી ગમે તે કવિની "દિવાન" લઈને તેમાંથી જે રાહમાં લખાએલી ગઝલમાં તેને આનંદ પડતો તેજ ગહમાં પોતે પણ એકાદ ગઝલ રચતી. અને આવી રીતે સેંકડો ગઝલો તેને હાથે લખાઈ હશે, પણ માત્ર થોડીજ અપવાદ રૂપે બાદ કરતાં તેમાંની ઘણી ખરી અત્યારે હયાત નથી. ફારસી કવિ હાફેઝ વાંચવો તેને ઘણોજ ગમતો અને આ "બુલબુલ" અને "ગુલ"ના શોખીન જીવડાના શબ્દો અને વચનોમાંથી તેને પ્રેરણા મળતી હતી. ઈસ્લામી ધર્મના એક મહાન કવિ મૌલાના્ રૂમીની માફક એણે પણ આશરે ૩૦૦ લીટીઓની એક મસનબ લખી હતી, પણ આપણા કમનશીબે તેનું નામ કે નિશાન આજ કાંઈ નથી. ઝયબ-ઉન-નિસાના લેખોની આવી શોચનીય અવસ્થા થવાનું કારણ ફક્ત એકજ છે-તેના પિતા ઔરંગઝેબના મૃત્યુ પછી મોગલ રાજ્યમા પ્રસરેલી અંધાધુની. તેના મૃત્યુ પછી થોડાંજ વર્ષમાં ઔરંગઝેબનો કાળ થયો અને તરતજ મોગલ રાજ્યની પડતીની શરૂઆત થઈ. અને આ વખતથી રાજ્યમા જે કાવાદાવા શરૂ થયા અને આશરે ૧૫૦ વર્ષ સુધી ચાલુ રહ્યા તેવા વખતમાં એ ઉત્તમ લખાણોની દરકાર કોણ કરે ? અને સંભાળથી તેનો સંગ્રહ પણ કોણ કરે ? પણ આખરે હિજરી સાલ ૧૧૩૫ માં તેનું "દિવાન" એટલે તેના લખાણોનો સંગ્રહ લોકોની જાણમાં આવ્યો. અને ત્યાર પછી જેમ જેમ તેની વધારે ગઝલો બ્હાર પ્રકાશમાં આવતી ગઇ, ગમે તેમ તેમ તે "દિવાન" મા ઉમેરાતી ગઈ. આમ છતાં તેનો આ કાવ્ય સંગ્રહ-દિવાન અધુરોજ છે.

તેનાં કાવ્યો વિષે કાંઈ પણ કહેતાં પ્હેલાં તેના શેષ જીવનના સંબંધમાં બે શબ્દ લખવા અસ્થાને નહિ ગણાય. તેના ચારિત્ર્યમાં મ્હોટામાં મ્હોટો અંશ સાદાઇનો હતો. આ સાદાઈ તે એકલી તેનાં લખાણોમાંજ જણાઈ આવતી ન્હોતી પણ તેના પ્હેરવેશમાં પણ તે દેખાતી. સ્ત્રી જાતીની કુદરતી અશિરાસુન્દરતા-તેનામાં હોવા છતા તેણે કોઇ દિવસ-બાળપણનાં થોડા વર્ષ બાદ કરતા-સમજણમાં આવ્યા પછી, બ્હારનો ડોળ કે ભપકો બતાવવાની ઈચ્છા નથી કરી. અને આ સાદાઇની સાથે તેનામાં અંતરનું માયાળુપણું તેમજ હસમુખો

વભાવ હતો. અને આ સર્વ કારણોને લઇને ન્હાનેથી છેક મોટાં સુધીનાં સર્વને તે પ્રિય થઇ પડી હતી. નીચેની એક ન્હાનકડી કથાનક સ્પષ્ટ કરશે કે આ પ્રહૃદય શાહજાદીમાં ઘણા ઉમદા ગુણો હતા. તે કદીપણ ગુસ્સે નહોતી થતી એ બતાવવાને પણ એજ ટુચકો બહુ ઉપયોગી થઇ પડશે. એમ કહેવાય છે કે એક દહાડો તેની બાંદી (દાસી) એ તેનો એક કાચનો ઘણોજ સુંદર અરીસો કશે તે ભુલથી ફોડી નાંખ્યો. હવે આ તખતો તેને પોતાના પિતા ઔરંગઝેબ તરફથી ભેટ દાખલ મળ્યો હતો અને તેથી કુદરતી રીતેજ તેને અતિશય પ્રિય હતો. હવે તખતો ફુટી ગયો એટલે પેલી બાંદી પોતાની બાનુ (શેઠાણી) પાસે 'પાંપણો નીચોવતી" ડુસકાં ખાતી આવી અને તેને કહ્યું કેઃ

—અકસ્માત મ્હારાથી ત્હમારો આયનો ફુટી ગયો.

પ્રશાંત, યોગીના જેવું મુખપર હાસ્ય લાવીને જરાપણ દિલ દુઃખાવ્યા વિના ઝયબ-ઉન-નિસાએ કહ્યુંઃ ઠીક થયું. એ સાધન નાશ પામ્યું એના જેવું બીજું એકે સારૂં નહિ.

રોશન-આરા બેગમે રાજ્યમાં જે સત્તા ભોગવી હતી તથા નૂરજહાનના જીવનપરથી એટલું તો પૂરવાર થઇ શકે છે કે મોગલ શાહજાદીઓ પડદેનશીન રહિને રાજ્યકિય વિષયોમાં ભાગ લઇ શકતી. અને ઔરંગઝેબ જેવો પાદશાહ પણ ઝયબ-ઉન-નિસાને-અલબત પડદા નશીન રહિનેજ-વિચાર તેમજ આચારમાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપતો, અને રાજ્યકારભારમાં છૂટથી આગળ પડતો ભાગ લેવા દેતો હતો. મોગલ પાદશાહના ઝનાનખાનાનું ઘણુંજ સરસ વર્ણન ફ્રેંચ મુસાફર બર્નિયરે કરેલું છે. તે લખે છે કે ઝનાનખાનામાં-એ દિવ્ય ને મનહર આવાસમાં ઘણા ઓરડાઓ-વિભાગ હોય છે. અને તે એક બીજાથી અલગ અલગ હોય છે, અને તેમાં રહેનારના માન મરતબા મુજબ શણગારેલા હોય છે. લગભગ દરેક વિભાગની પાછળ કે આગળ વ્હેતા પાણીનો નિર્મળ ઝરો વહન કરી રહ્યો હોય છે અને આખા ઝનાનખાનાના મહાલયની ચારે કોર બાગબગીચા ઈત્યાદિ આવી રહેલા છે. જેમાં સુંદર આનંદપ્રદ શીતળ છાયાવાળાં વૃક્ષો જેની બન્ને બાજુએ આવી રહેલાં છે એવા રસ્તા, મધુર વેલીઓથી સુશોભિત કુંજો, ન્હાના ન્હાના નિર્મળ અને સ્વચ્છ પાણીનાં ઝરણાં, ઝાડની ગુફાઓ અને સુંદર ભોંયરાં જેમાં ગ્રીષ્મ ઋતુમાં દિવસના વખતે ઠંડક મળે અને મ્હોટી વિશાળ અને ઉંચી અગાસીઓ જ્યાં રાત્રે શીતળ ને સુગંધમય પવનની મંદમંદ લહરીઓ નિદ્રાનું આવ્હાન કરી રહી હોય છેઃ એ સર્વ એ હૃદય પ્રફુલ્લ કરે એવા એ નિવાસસ્થાન જેને ઝનાનખાનું કહે છે તેની અંદર આવી રહેલાં છે. ઝયબ-ઉન-નિસાનો ઉચ્ચ આત્મા જેટલો વિચારપૂર્ણ અને જેટલો તુચ્છ વાસનાથી દૂર હતો તેનાથી નીચી કોટીના જીવને આ સ્વર્ગીય ભૂવન ઘણુંજ પ્રિય થઈ પડયું

હોતઃ ઝયબ-ઉન-નિસાને તો આવી બ્હારની-શરીરની ક્ષણિક ઉપભોગની વસ્તુ ઓમાં થોડોજ-જરૂર જેટલોજ આનંદ પડતોઃ તોપણ કાંઇ, જે વસ્તુની તેને જરૂર હતી, જે ચીઝને સારૂ તેનો આત્મા તલસતો હતો, જે પ્રદેશમાં ઉડવાને તેનો આ ઝનાનખાના રૂપી પાંજરામાં પૂરાયેલો આત્મા ફાંફાં મારી રહ્યો હતો તેતો તેને નજ મળ્યો. આગળ ઉપર આપણે જોઈશું તેમ આ સ્નેહી હૃદયની-પ્રેમ પૂર્ણ આત્માવાળી બાળાને કોઇ અન્ય સ્નેહ પાત્ર ના મળ્યું. અને જે મળ્યું તે પાત્રનો પૂરેપૂરો અનુભવ લે, તેની સોબતમાં રહી પોતાના જીવનનો વિકાસ કરે, અંતરમાં-હૃદયમાં સ્નેહનો-પ્રેમનો પૂરેપૂરો જોમ લાવે તે પ્હેલાં તો ક્રૂર કાળે તે પાત્રને હરી લીધું. અસ્તુ. પરિણામ એ આવ્યું કે સમકાલીન વિદ્વાનો અને અન્ય બુદ્ધિશાળી પુરૂષોના સંસર્ગથી થતો બુદ્ધિનો વિકાસ અને બ્હાર ફરવા હરવાથી મળતો અનુભવ તેમજ પારકાની સાથે થતી વાતચીતમાંથી જન્મતું દષ્ટિબિંદુનું વિશાળપણુંઃ એનો અભાવ તેનામાં રહ્યો. તોપણ સત્યની ખાતર એટલુ લખવું યોગ્ય છે કે બાળ વયમાં તે પોતાના કાકા-ચાચા દારા શેકુના ઘણાજ ગાઢ પરિચયમાં આવી હતી. અને તે દારા જેવા સહૃદય પુરૂષના સંસ્કાર મેળવવાને ભાગ્યશાળી થઇ હતી. આ દારા એક એવો પુરૂષ હતો કે જેઓ આ દુનિયાપર બહુ અલ્પ પ્રમાણમાં જન્મ લે છે અને જ્યારે જન્મ લે છે ત્યારે રવિધિ જાણે પોતે તેમને આ જહાંમાં મોકલવાની જે મુર્ખાઇ (!) કરી હતી તે દૂર કરવાને સારૂ જલદીથી અહિંઆંથી ઉપાડી લે છે.

આવી રીતે એવા પ્રકારના શાંત પવિત્ર અને સુંદર વાતાવરણમાં ઝયબનું જીવન વ્યતીત થયુંઃ તે સમજણી થઇ ત્યારથી મૃત્યુ પર્યંત સરસ્વતીનીજ ઉપાસના કરી અને દરેક જાયેલી વસ્તુની માફક, તે પણ ગઇ-હિજરી સાલ. ૧૧૩૦. ઇ઼ઃસ. ૧૭૦૧.

તેણે આખી જીંદગી સુધી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળ્યું હતું. એટલે એમ નથી સમજવાનું કે તે પુરૂષના પ્રેમને ધિક્કારતી હતી વા તેણે પુરૂષના સ્નેહને સ્વીકાર્યોજ ન્હોતો. પરંતુ આપણા માનવંતા કવિ અને આત્મલગ્ન કહો કે સ્નેહ લગ્નના સેવક રા. ન્હાનાલાલના અદ્ભુત યોગી જેવી તે યોગિની હતી. " ભીષ્મ વૈરાગ્ય ધારીને " તેણે " દેહ વાસના ત્યજી હતી. " પરંતુ સાથે સાથે " બ્રહ્મશ્રદ્ધાથી " આત્મ લગ્ન ઉંડે હૃદે " ઉપાસતી હતી. " અને આવા ઉન્નત આત્માઓના સંબંધમાં બને છે તેમ તેના જીવનનો આ ભાગ લોકોને ખરા-ખોટા અનેક આક્ષેપ તથા તર્ક કરવાનું ઠીક સાધન થઈ પડયો છે. કેટલાક આ વાત ઉપરથી એમ ધારે છે કે તેને પોતાના જ્ઞાનનું એટલું બધું તો અભિમાન હતું અને લોકોનાં વખાણ સાંભળીને એટલી બધી તે મગરૂર બની

ગઈ હતી કે પોતાના યોગ્ય પતિ તે કોઇને ગણુતી નહિ. વળી બીજાઓનું એમ માનવું છે કે ઓરંગઝેબ જેવા પાદશાહની ઝયબ-ઉન-નિસા જેવી ઉચ્ચ પૂત્રીને તેના જેવા પાદશાહના અમીર વર્ગનો કોઇ પણ ઉમરાવ લગ્ન કરવા રાજી-ખુશી હોય એમ બનેજ નહિ. અને આનું કારણુ તે વખતનો એક ઇતિહાસકાર લખે છે તેમ એ હતું કે તે વખતના અમીર ઉમરાવો એમ માનતા હતા કે જો તેઓ પાદશાહની પૂત્રી સાથે લગ્ન કરે તો તેઓના તેને ગુલામ થઈ રહેવાનોજ વારો આવે. આ કારણુ ખરૂં હોય એમ લાગે છે. પણુ આ બેથી તદ્દન જુદું એક ત્રીજુંજ કારણુ આપણુને મળી આવે છે અને તે બીજા કરતાં વધારે સબળ લાગે છે. તે કારણુ કલાપીની નીચેની પંક્તિની સત્યતાનું આપણુને પૂરેપુરૂં ભાન કરાવે છે.

આ સુષ્ટિમાં પ્રથમ પ્રીતિ એ કોણુ જાણી શક્યું છે,
કે પ્રીતિનું રૂધિર સઘળું ઉષ્ણુ અશ્રુ તણું છે?

ઉપર લખી ગયા તેમ ઝયબ-ઉન-નિસાને પોતાના કાકા દારાને ઘેર રહેવું ઘણુંજ ગમતું; અને ત્યાં રહેવાના પ્રસંગો પણુ ઘણુા મળતા હતા. કેમકે તેનો પિતા દક્ષિણુનો સુબો હોવાથી ત્યાંજ રહેતો હતો. હવે "જ્યારે બે યુવાન અને સ્નેહીજીવો અરસપરસના સંસર્ગમાં આવે ત્યારે એક બીજાના તરફ આકર્ષાય, તેમની વચ્ચે પ્રીતિ થાય એનાથી બીજું વધારે કયું હોઇ શકે?" એ ઇંગ્રેજ નવલકથાકારના શબ્દો માનીએ તો ઝયબ-ઉન-નિસા અને દારાના મ્હોટા પૂત્ર વચ્ચે પ્રીતિ સંબંધ બંધાઇ તેમના જેવાં યુવાન અને કોમળ દિલ એક બીજામાં મળી જાય એમાં જરાપણુ આશ્ચર્ય લાગશે નહિ. અને બન્યું પણુ તેમજ. બન્ને વચ્ચે ગાઢ પ્રેમ જામ્યો હતો અને એટલુંજ નહિ પણુ તેમનાં હૃદયનું લગ્ન થયું તેની સાથે તેમના શરીરનું પણુ લગ્ન તે બેજ જાણુતાં હતાં એટલે સુધી, તેમના આત્માની સંમતિ પૂર્વક થઈ ચુકયું હતું. પરંતુ વિધિના વૈચિત્ર્ય જેના પર ઘણુાએ આશ્ચર્ય પામ્યા છે પણુ તેનો અર્થ કોઇ સમજી શકતું નથી, તે વૈચિત્ર્યે આ પ્રેમના નિર્મળ આકાશમાં કાળીવાદળી જરા પણુ રૂપેરી દોરા વિનાની ભયંકર વાદળી અચાનક કોણુજાણે કયાંથી મોકલી!

રાજ્યલોભી ઔરંગઝેબ જ્યારે કપટથી ગાદીએ બેઠો ત્યારે નિર્ભય થવાને પોતાના સર્વ સંબંધિઓનો શિરચ્છેદ કર્યો અને તેમાં પોતાની પૂત્રીના આશકનો, પોતાની વ્હાલી બેટીના નૂરે ચશ્મ દિલદારનો પણુ વધ કર્યો. ઝયબ-ઉન-નિસા આ શી રીતે અટકાવી શકે? અને સહન પણુ કેવી રીતે કરી શકે? અને આ યુવાવસ્થાનો પ્રસંગ તે કોઇ દિવસ ભૂલી ના ગઈ. મૃત્યુ પર્યંત તે ગત આત્માની ઉપાસનામાંજ અને તેના સ્નેહનું સ્મરણુ કરવામાંજ પોતાના દિવસો ગાળતી હતી. ધન્ય એ આત્માને!

* * * *

હવે આપણે એક વાત વિષે બે શબ્દો કહિને આ નાનો લેખ સમાપ્ત કરીશું. ઝયબ-ઉન-નિસાને તત્વજ્ઞાનના અને "નિરપેક્ષ" [1]સાહિત્યના પુસ્તકો-હસ્તલિખિત પુસ્તકોના હુંશિયાર લહિઆઓ પાસે ઉતારા કરાવી તેને સુંદર પુસ્તક આકારે બંધાવી એવાં પુસ્તકોનો સંગ્રહ કરવાનો ઘણો શોખ હતો. જ્યારે આપણે આ વાત સાંભળીએ છીએ ત્યારે તેનાં પોતાનાં લખાણોનો સંગ્રહ કેમ નહિ કર્યો હોય એ પ્રશ્ન થાય છે. અને એ પ્રશ્નનો ઉત્તર નિરાશા આપનારો છે તેથી આપણને શોક થાય છે. વિદ્વાનોને તથા એવા બીજા મહાન પુરૂષોને તે આશ્રય આપતી હતી.

પર્શીઅન ભાષાનો ઝયબ-ઉન-નિસા જેવો દૃઢ ઉપાસક તે ભાષાના ઉત્તમ કવિઓને પગલે પગલે ચાલે એ સ્વાભાવિકજ છે. તેનાં લખાણો ઘણાં સુંદર છે જો કે હાફેઝ રૂમી અને ઓમર ખાયમ જેવાઓની તોલે તો તે ભાગ્યેજ આવી શકે એમ છે. પરંતુ તેમાં એ તે એક પ્રકારનું અકથનીય કાંઇ રહેલું છે, એવી તો અવર્ણનીય મોહિની છે કે જેમ હાફેઝની ગઝલો તેમની અંદર રહેલા શુદ્ધ સંગીતને લઇને હૃદયને પીગળાવી નાખે છેઃ જેમ રૂમીની ગઝલો જુસ્સાદાર અને અર્થ ગાંભીર્યથી ભરપૂર છેઃ અને જેમ બીજા પર્શીઅન કવિઓની મસ્તી અને પરમાનંદ—નિજાનંદ આપણને મુગ્ધની સાથે આશ્ચર્યચકિત કરી નાખે છે તેમ ઝયબ-ઉન-નિસાની ગઝલો અને બયતોમાં પણ એક પ્રકારે આપણને મોહ પમાડે છે, આનંદ આપે છે, બોધ દે છે, અને એને લીધે બીજા ઉચ્ચ પ્રતિઓના કવિઓની હારમાં તેને પણ મુકવાનું મન કરાવે છે. જે કાંઈ તેના લખાણોમાં ઓછું છે જે જે બધું બીજા કવિઓમાં આપણને માલુમ પડે છે પણ ઝયબ ઉન-નિસાની ગઝલોમાં નથી મળતું તે સર્વ તેનામાં વિશાળ અનુભવ અને દુનિઆના—લોકોના ઉંડા અભ્યાસની ખામીને લઇને છે અને નહિ કે તેનામાં તે ગુણો હતાજ—મૂળથીજ હતા નહિ. કહેવાનો આશય એ છે કે જેમ હાફેઝ આદિને જે પરિપકવ અનુભવ દુનિયામાં રહેવાથી—ફરવાથી થયો હતો જે અગાધ જ્ઞાન આથી તેમને મળ્યું હતુંઃ કુદરતને નિરખવાથી જે વિકાસ તેમની બુદ્ધિનો થયો હતો તે સઘળું જો અનુકૂળ પ્રસંગો મળ્યા હોત તો ઝયબ-ઉન નિસામાં પણ આવત. પણ અફસોસ કે તે સ્ત્રીના અવતારમાં હતી. અને જે ખામીઓ આપણે હાલની આપણી બ્હેનોમાં જોઇએ છીએ તે સર્વનું

---

૧ બુદ્ધિપ્રકાશ પુ. ૫૨, અં. ૭, પાનુ ૨૧૨.

આ શબ્દ રા. ગોવર્ધનરામનો છે. જેનો અર્થ તે pure literature કરે છે. અને તે તેમના પ્હેલી સાહિત્ય પરિષદના પ્રમુખપદેથી આપેલા ભાષણમા છે. સાહિત્યના તે બે વિભાગ પાડે છે. (૧) સાપેક્ષ એટલે ધર્મ વિષયક, રાજકીય ઇત્યાદિ અને (૨) નિરપેક્ષ એટલે અંગ્રેજીમાં જેને pure literature કહે છે તે

કારણુ જેમ અજ્ઞાન છે તેમ ઝયબ-ઉન-નિસામાં પણુ જે દોષ હતા તે સૌ અવિદ્યાના, ભિન અનુભવના અને અજાણપણાના હતા.

હવે તેના વિષે લખવાનું જે બાકી રહે છે તે ફક્ત તેના ડહાપણના, હુંશિયારીના અને બુદ્ધિચાતુર્યના એ ત્રણ શબ્દો-તેની ગઝલોમાંથી કરેલાં અવતરણો-ટાંચણો છે. દુનિયાના મહાન કવિઓમાંનો એક જેને ગણવામાં આવે છે, તે હાફેઝ કહે છે કે ત્હમે બીજું બધું કરો પણ કોઇને ઇજા ના કરશો. પણ ઝયબ-ઉન-નિસા તો તેથીએ આગળ વધીને કહે છે કે "દુનિયામાં જ્યાં જ્યાં ત્હમારી નજરે દુઃખ પડે ત્યાં ત્યાં કોકિલના જેવા મિઠા શબ્દો વડે અને પતંગીયુ જેમ દિવામાં પડીને પોતાની જાતનો ભોગ આપે છે તેમ ત્હમારી જાતનો પણ ભોગ આપીને, તે દુઃખ દુર કરવા પ્રયત્ન કરો." જે "કોકિલના જેવા મિઠા શબ્દ" અને પતંગીઆનું સ્વાર્પણ એ બેની અંદર સમાએલો અર્થ સમજે છે તેઓજ ઝયબ-ઉન નિસાના શબ્દોનો અર્થ બરોબર જાણે. શિયળ વિષે-બ્રહ્મચર્ય વિષે તેના કેવા ઉચ્ચ વિચારો હતા! અને આપણને તો તે ફક્ત હાસ્યાસ્પદજ જણાશે છતાં તે સત્ય છે."

તે કહે છેઃ "શિયળના સાળુ પર અપવિત્રતાના ડાઘ મ્હારા પશ્ચાતાપના આંસુથી સોવાર ધોઉં પણ તે જશે નહિ." અહો! કેવું ઉન્નત હૃદય! વળી બીજે એક ઠેકાણે તે લખે છે કેઃ "જ્યારે ત્હમને ત્હમારી જોયતી ચીજ મળે ત્યારે એટલું ભૂલી ના જતા કે ઘણીએવાર ત્હમારી વાસનાઓ અધુરી રહિ ગઇ છેઃ અને જે દિવસે ત્હમને ખરૂં સુખ મળે ત્યારે એટલું યાદ રાખજો કે ત્હમે એક દિવસ દુઃખી હતા."

હમેશના વપરાશમાં આવતા ઘણાએ એવા શબ્દો છે કે જે આપણે કોને લખ્યા છે તે જાણતા નથી. ઝયબ-ઉન-નિસાની પણ એવી એક વાકય-લીટીજ અત્રે ટાંકી અટકીશું. "દુનિયામાં આવતા વારાફેરાથી દુઃખી ના થાઓ. કેમકે આજે સાંજ પડી-અંધારી રાત આવી તો કાલે જરૂર દિવસ ઉગવાનો. પ્રેમમાં વિરહના ડંખ જેણે અનુભવ્યા નથી તે તે વિષે શું જાણે? ત્હમે માંદા નથી પડયા તો માંદગીનો અનુભવ ત્હમને કયાંથી હોય?" આ લેખનો અંત હવે આવે છે.

છેવટ. ઝયબ-ઉન-નિસાનું આ ટુંક વૃતાંત લખવાનો આદેશ એટલોજ છે કે દર્દીને દર્દી લાધતાં અર્ધું દુઃખ ઓછું થાય છે એ ન્યાયે આપણા દેશની હતભાગ્ય બ્હેનો તેનો દાખલો લે અને પોતાનું કમનશીબ ભૂલી જઇને પોતાનું કલ્યાણ કરવા પ્રેરાય. ઝયબ-ઉન-નિસાનું જીવન આપણી આ જમાનાની બ્હેનોના શુષ્ક જીવનને ઘણી રીતે મળતું આવે છે. ઉડવાને પાંખ છે છતાં આપણી ઘણીએ ભગિનીઓ જનસમાજના બંધારણ અને રૂઢી તથા વ્હેમ ઇત્યાદિ મઝબૂત સાંકળોથી જકડાઈ ગઈ છે. ઝયબ-ઉન-નિસાને પણ

તેમજ હતું. આ વૃતાંત પરથી બે વાત આપણને સ્પષ્ટ થાય છે. એક તો આપણી આર્ય સ્ત્રીઓની અર્વાચીન દુર્દશા અને તેમને કેળવણી આપવાથી માણસ જાતની દરેક પ્રવૃતિમાં પુરૂષની બરાબરી તેઓ કરી શકે છે તે. અને બીજી વાત તેમની બુદ્ધિનો વિકાસ ન થવાથી જે દુષ્ટ પરિણામો આપણે જોઇએ છીએ તે* ઘણીવાર એવું બને છે કે અર્વાચીન સમયની જાગૃતીને લીધે આપણી ઘણી બ્હેનો સાહિત્યાદિ પ્રવૃત્તિઓમાં પડી જગતની ઉન્નતિ કરવામાં પોતાનો પણ ભાગ આપવાને તૈયાર હોય છે પણ તેમને મળતો સૂકો આવકાર અને તેમના તરફ બતાવાતી બેદરકારીને લીધે તેઓ હિંમત હારી જાય છે: અથવા તો નકામાં સ્વપ્નોમાંજ રમણ કરી જીવન વિતાડે છે. આ એક શોચનીય વસ્તુસ્થિતિ છે અને તેને સુધારવાને ત્વરિત પગલાં ભરવાં જોઇએ. છેવટે આવી રીતે સ્ત્રીઓને વિચારવંત, સ્વતંત્ર અને અમુક હકને જવાબદારીવાળા મનુષ્ય જાતિના એક વિભાગ તરિકે નહિ ગણવામાં અન્યાયનો અંશ આવે છે એટલુંજ નહિ પણ પ્રજાકીય કાર્ય કરવાની શક્તિના મ્હોટા કે અર્ધોઅર્ધ ભાગનો ખાલી ને ખોટા રસ્તે વ્યય થાય છે-એટલું ઉમેરવું અજુક્તું નહિ ગણાય.

---

## આત્મ જ્યોત.

આતમ જ્યોત નિહાળો, મસ્તો ! મનને મારો—આતમ.
કુદરતે કલ્પવૃક્ષજ આપ્યું, ફોકટ શીદ ગુમાવો;
નિજરૂપ નીરખી આનંદ પામો, મંદમતિને સુધારોઃ
એ છે ધર્મ તમારો—આતમ.
પળ-પળ પારખ લાખની જાયે, જ્ઞાન, વિવેક વધારો;
વૈરાગ્યના વનમાં જઈ બેસો, અલખ જોગ જગાવોઃ
ચિત્ત, યોગસૂત્રે લગાવો—આતમ.
દ્રઢ સંકલ્પ દ્રઢાસન વાળી, દ્રષ્ટિ અવિચળ રાખો;
પ્રણવ જાપ જપો સ્થિરતાથી, દિવ્યનાદ-રસ ચાખોઃ
ને ભવ ભટકારા ભાગો—આતમ.

રા. આત્મમણિ.

---

* લખવાનો આશય એ નથી કે સ્ત્રીઓએ પુરૂષોની હરિફાઇ કરવી. પણ કહેવાનો હેતુ એજ કે જેમ પુરૂષો દુનિયાદારીની બાબતમાં નામના મેળવે છે તેમ સ્ત્રીઓએ પણ ગૃહકામમાં કુશળતા મેળવી કીર્તિ પ્રાપ્ત કરવી.

વાર્તા પ્રસંગ.

# ઉજળું ભાગ્ય !

( અનુવાદકઃ—રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી. )

(૧)




રે શાહ સુજા, ઔરંગઝેબના ભયથી નાસીને આરાકાનના રાજાને ત્યાં ગયો ત્યારે તેની સાથે તેની ત્રણ પુત્રીઓ પણ હતી. આરાકાન નરેશની ઇચ્છા હતી કે-એ ત્રણે શાહઝાદીઓને પોતાની પુત્રવધૂઓ બનાવવી; પરન્તુ શાહ સુજા, એ નાના રાજાના મ્હોંમાંથી મ્હોટી વાત સાંભળીને નારાજ થયો. આરાકાનનો રાજા "સિંદડી બળે પણ વળ ન મૂકે" એવો હતો. તેણે એક પ્રપંચ રચ્યો. બહારથી મીઠું મ્હોં રાખી, તેણે સુજા સાથે મિત્રતા દાખવી. એ મિત્રતાને બહાને એક દિન પિતા અને પુત્રીઓને પોતાની સાથે નદીમાં સહેલ માટે લઈ જઈ, તેઓને જલશાયી કરવાનો બેત રચ્યો. શાહ સુજાને એ પ્રપંચની બાતમી મળી ગઈ. ક્રોધિત થઈ, તેણે પોતાની નાની પુત્રી અમીનાને પોતાને હાથેજ નદીમાં ડૂબાડી દીધી. પણ ઈશ્વરે તેને બચાવી. એક માછીની જાળમાં તે જકડાઈ ગઈ અને મજકુર માછીએ તેને બચાવી તેનું પાલન કરવા માંડયું. સુજાએ પોતાની મોટી પુત્રીને બીજી રીતે આપઘાત કરવાની ફર્જ પાડી અને વચલી પુત્રી જ્યારે નદીમાં કૂદી પડી ત્યારે સુજાના એક વિશ્વાસુ નોકર રહેમતખાંએ, નદીમાં સુજા ન જાણે તેમ પડીને, તે છોકરીને બચાવી લીધી. ઝુલેખાંની આણુરક્ષા કરીને તેની સાથે તે ક્યાંક પલાયન કરી ગયો. આ ઘટના પછી કાળાન્તરે આરાકાનનો રાજા મરણ પામ્યો; સુજા ક્યાં ગયો તે જણાયું નહિ અને આરાકાનની ગાદીએ મર્હુમ રાજાનો મોટો પુત્ર બેઠો.

(૨)

અમીનાનો વાલી બુઢ્ઢો માછી એક દિન સવારે પોતાના કામ ઉપરથી પાછો ફરી તેને કહેવા લાગ્યો. "તિન્ની! આજ તને શું થયું છે? હજી લગી કેમ કામે વળગી નથી."

વૃદ્ધ પાસે હસતી હસતી જઈ અમીના બોલીઃ "આજ મારી જીજી આવી નથી તેથી મેં છુટ્ટી પાળી છે."

વૃદ્ધ માછીઃ " વાહ ! તારી બીજી વળી કોણુ છે ? "

એટલામાં પાછળથી એક સ્ત્રીએ આવીને કહ્યું: " હું છું "

પહેલાં તો તે માછી અવાક્ બની પણ પછીથી તેની પાસે જઈને તેને ધારી ધારીને નિરખવા લાગ્યો. કેટલીયે વારે તેણે ઓચિંતો પ્રશ્ન કર્યો: " તું કાંઈ કામ જાણે છે કે ? "

અમીના વચમાંજ બોલી ઉઠી: " બાપા ! મારી સખી કામ નહીં કરી શકે. એને બદલે હું તમને વધારે કામ કરી આપીશ "

માછીએ વિચાર કરીને પૂછયું: " તું રહીશ કયાં ? "

" અમીના પાસે. બીજે વળી કયાં ? "

બુઢ્ઢો ફરી વિચારમાં પડયો: આ પીડા વળી ક્યાંથી આવી ? "

તેણે ફરીથી પૂછયું " ખાઇશ શું ? "

તે સ્ત્રીએ એકદમ જવાબ દીધો. " એની ચિંતા કરશો નહીં ? આ લ્યો. " તેણે તેના તરફ એક મોહોર ફેંકી. અમીનાએ તે લઈને માછીને આપતાં આપતાં કહ્યું: " દિવસ બહુ ચઢી ગયો હવે તમે પાછા કામે જાઓ. "

આ સ્ત્રી કોઈજ નહીં પણ ઝુલેખાં હતી. રહમતખાંએ તેને બચાવ્યા પછી ગુપ્ત વેશે આરાકાને દરબારમાં નોકરી લીધી હતી. ઝુલેખાં પોતાની બહેનની શોધમાં વેશ બદલીને વારંવાર ફરતી હતી. ફરતાં ફરતાં અચાનક જ આ માછીની ઝુંપડી પાસે તે આવી ચઢી હતી.

( ૩ )

ગ્રીષ્મ ઋતુના પ્રાતઃકાલના પરમ રમણીય સમયે એક નાની નદીને તીરે એક ઝાડની છાયામાં ઝુલેખાં અને અમીના બે બહેનો બેઠી છે, ઝુલેખાં કહેવા લાગી; " ઈશ્વરે આપણા પીદરના મરણ પછી આપણા ઉપર દુઃખજ નાખ્યાં છે. આપણી આગલી શાહી ઝાહોઝલાલી હવે આપણને મળશે નહીં એમ હવે તો નક્કી લાગે છે "

"પ્યારી બહેન, હવે એ ગઇ ગુજરી વાતો ઉપર બળાપો શું કરવા કર્યાં કરે છે ? દુનિયામાં રહીને હવે તો જે રસ્તે જવાય તે રસ્તે જવું એમ મેં તો નક્કી કર્યું છે. મને તો અહીં કોઇ વાતે દુઃખ નથી. મને તો દુનિયા પ્યારી લાગે છે. "

ઝુલેખાંએ કહ્યું: છટ્ છટ્ અમીના શું તું એક શાહજાદી નથી ? કયાં દિલ્હીનું શાહી તખ્ત અને કયાં આ એક માછીની ઝુંપડી ! "

" મારા જેવી એક હલેતી છોકરીને જો ઝુંપડી કે ઝાડની ઘટાની છાયા જ વધુ પસન્દ હોય તો હાલના કટોકટ વખતમાં દિલ્હીના તખ્ત માટે નાહક આંસું સારવાની મને શી જરૂર ? "

ઝુલેખાં નારાજ થઈ બોલી: " એ માટે હું તને ઠપકો આપતી નથી પરંતુ અમીના, જરા વિચાર કરી જોવો ઘટે છે. આપણા પ્યારા પીદરને તારા ઉપર વધુ પ્યાર હતો. આથી તેમણે પોતાની આબરૂ બચાવવા પોતાને હાથેજ તને દરિયામાં નાંખી દીધી. એમણે આણેલા તારા મોતને બદલે તારી ઝિન્દગીને તું બહેતર ના સમજતી. આપણા પીદરને મારી નાંખવામાં આવેલા છે એ ના ભૂલતી. એમના ખૂનનો જો તું બદલો લઈ શકીશ તો આ થોડા દિવસની ચાંદની જેવી ઝિન્દગીમાં કાંઈક કામ કર્યું ગણાશે.

અમીના ચૂપકીદી ધારણ કરી રહી. તે ભૂલી ગયલી વાતો આજ તેની બહેને પાછી સ્મૃતિપટમાં ચીતરી બતાવી છે. તે વિચાર કરવા લાગી. એકાએક પાછી તે બોલી ઉઠી: " બહેન થોડીવાર બેસો. હું હમણાં આવું છું જો મારા વાલી માટે હું ખાવાનું નહિં કરૂં તો તે બિચારા ભૂખે મરી જશે. "

( ૪ )

અમીનાના હૃદયની નબળાઈ માટે ઝુલેખાંને શોક થયો. તે અત્યન્ત ઉદાસ મુખે ત્યાં બેઠી હતી એટલામાં કોઈનો પગરવ સંભળાયો અને પાછળથી કોઈકે તેની આંખો દબાવી.

ઝુલેખાં એકદમ બૂમ પાડી ઉઠી: " કોણ છે ?' તેનો અવાજ સાંભળીને તે યુવકે એકદમ પોતાના હાથ લઈ લીધા અને સામે આવીને તે ઉભો રહ્યો. તેણે કહ્યું " આમ કેમ ? તું તિન્ની નથી."

ઝુલેખાં પોતાનાં વસ્ત્રો સંકોરીને ઉભી થઈ. તેની આંખોમાંથી જાણે અગ્નિ વરસી રહ્યા હતાઃ " તું કોણ છે ?"

યુવકે કહ્યું: " તું નહિ ઓળખે. તિન્ની મને ઓળખે છે. તિન્ની ક્યાં છે ?"

એટલામાં તિન્ની ત્યાં આવી પહોંચી. ઝુલેખાંનો ગુસ્સાથી લાલચોળ થયલો ચહેરો જોઈ તે બોલી: " બહેન, તમે એની વાતો ઉપરથી ગુસ્સે થશો નહિ. એ માણસ નથી. એને એક જંગલી જનાવરજ સમજજો. તમારી સાથે એણે કાંઈ અમર્યાદા કરી હશે તો હું હમણાંજ તેની ખબર લઉં છું. દાલિયા! તેં આ શું કર્યું ? મુરખ, આવો બેશરમ ક્યાંથી ?"

દાલિયા: " મેં શું કર્યું છે વળી ? કાંઈ નથી કર્યું. ફક્ત આંખો દબાવી હતી. મેં જાણ્યું કે એ તિન્ની છે."

તિન્ની ક્રોધ કરતી બોલી: " વળી પાછી નાને મ્હોંયે મોટી વાત કરી ? હવે તું બહુ નફ્ફટ ને લાજ વિનાનો બની ગયો છે ? તિન્નીની આંખો પણ પહેલાં તેં વળી ક્યારે દાબી'તી ? "

યુવક: " આજ સુધી આંખ મીંચવા કાંઈ કારણ જોયું નહોતું. આજેજ પહેલો અભ્યાસ શરૂ કર્યો. પણ તેમ કરતાં આજ મને ભારી પડી ગયો !"

અમીના: "તું બહુજ બેવકુફ છે. શાહઝાદિયો પાસે તું રહેવા લાયકજ નથી. હવે તને અદબ, કાયદા વગેરેની તાલિમ આપવી જોઇશે. જો, આવી રીતે સલામ કર."

અમીનાએ શિર ઝુકાવીને ઝુલેખાંને વંદન કર્યું. દાલિયાએ ઘણી મહેનતે તેની નકલ કરી બતાવી. અમીનાએ પાછળ હઠીને ફરીથી નીચે નમીને સલામ કરવા કહ્યું. યુવકે ફરીથી તેમ કર્યું, અમીના તેને ઝુંપડી પાસે લઇ જઇ બોલી "અંદર ચાલ" અંદર ગયા પછી "જા દેવતા સળગાવ હું આવું છું" એમ કહી અમીનાએ બારણાં બંધ કરી દીધાં.

ઝુલેખાં પાસે બેસીને અમીના કહેવા લાગી "બહેન, અહીંના લોક બંધાએ આના જેવા અનાડી હોય છે. હું તો એનાથી હેરાન હેરાન થઇ ગઇ છું."

અમીનાની રીતભાતથી તો તે હેરાન થતી હોય એમ જરાકે લાગતું નહતું. ઝુલેખાંએ કહ્યું: "સાચું કહું છું અમીના કે તારી આ રીત મને જરાકે પસંદ નથી. આ જંગલી આદમીની શી મગદૂર કે એ તારા શરીરને હાથ લગાડે!"

અમીના: "ખરૂં છે બહેન, જો આજ કોઈ શાહઝાદો કે નવાબઝાદો આવી બેઅદબીથી મારી સાથે વર્ત્યો હોત તો હું જરૂર તેનું ઘણુંજ અપમાન કરત."

ઝુલેખાં: "સાચું કહેજે અમીના, તું કહેતી હતી કે-મને તો દુનિયા ખારી લાગે છે, તો તે શબ્દો સાથે આ જંગલીને કાંઈ લાગેવળગે છે કે?"

"સાચું કહું, બહેન? આ સાદા સુદ્ધા દાલિયાની બહુ ઉપકાર વશ છું, મારે માટે એ ફુલ તોડી લાવે છે. મારે માટે તાજો મેવા લાવે છે. મારી સુવાની જગ્યા સાફસુફ કરી આપે છે અને જે કોઈ કામ માટે હું તેને બોલાવું છું તે માટે તે એક કુતરાની પેઠે ચપળતાથી મારી પાસે આવીને હાજર થાય છે. કદિ હું એને દમદાટી દઉંછું તો તે હસી પડે છે અથવા તો કોઈવાર રોઇ પડે છે. એને કદિ બે ચાર થપ્પડ લગાવી દેવામાં આવે છે તો તે ખુશી થઇને કુદકારા મારવા મંડી જાય છે, એની હું બધી રીતે અજમાયશ કરી ચૂકી છું. અત્યારે એને હું અંદર બંધ કરી આવી છું પણ જો તમે જઇને જોશો તો તે દેવતા ફુંકતો હશે. હું આવી રીતે એના જંગલીપણાથી હેરાન થઇ ગઇ છું!"

ઝુલેખાં કહેવા લાગી: "એનું જંગલીપણું તજાવવા હું કોશિષ કરીશ."

"નહીં બહેન, એને તમે કશું કહેશો નહીં" અમીનાએ કહ્યું. આ વાત તેણે એવી રીતે કહી કે જાણે દાલિયા તેનો મૃગશિશુ છે અને બીજાઓને જોઇને તે જંગલમાં નાસી જાય છે.

એટલામાં માછીએ આવીને કહ્યું: "તિન્ની, આજ દાલિયા નથી આવ્યો શું?"

"આવ્યો તો છે !"

"ક્યાં છે ?"

"બહુ ત્રાસ આપતો હતો. હું એને ઓરડામાં પુરીને આવી છું."

બુઢ્ઢાએ વિચાર કરીને કહ્યું: "કદિ જો એ ત્રાસ આપતો હોય તો એના ઉપર નારાજ થઈશ નહીં. નાની ઉમ્રમાં બધાંયે એવાંજ તોફાની હોય છે. પહેલાં તું પણ એવીજ હોઇશ. આથી તેના તરફ કઠણાઇ ન બતાવતી. દાલિયાએ કાલે એક મહોર આપીને ત્રણ કેરીઓ વેચાતી લીધી હતી."

"એમાં શું થઇ ગયું ? કેરીઓ લીધા વિના પણ એની પાસેથી હમણાં બે મહોર અપાવીશ."

પોતાની પાલિતા કન્યાની નાની વયમાં પણ આવી ચાલાકી જોઇને, વૃદ્ધ માછી ખુશી થયો અને તિન્નીના મસ્તક ઉપર તે પ્યારથી પોતાનો હાથ ફેરવવા લાગ્યો.

* * * * *

દાલિયા હવે આવજા કરે છે તેથી ઝુલેખાં સંકોચ પામતી નથી. આનું કારણ એ હતું કે દાલિયાની પ્રકૃતિજ કાંઇ એવી હતી કે તેનું હૃદય સરલ હોવાથી શાહઝાદિયો જેવી તુમાખી યુવતીઓ પાસે જતાં પણ તેને સંકોચ થતો નહતો. તે હસમુખો, કૌતુકપ્રિય અને સીદ્ધા સ્વભાવનો હતો. સર્વ અવસ્થાઓમાં તે નિડર રહેતો, ઘણીવાર આખી રાતોની રાતો તે સઘન અરણ્યમાં, કે પર્વતોના શિખરો ઉપર ચઢીને ફર્યા કરતો હતો. એક દિન પ્રાતઃકાલે દાલિયાનો હાથ ઝાલીને ઝુલેખાં કહેવા લાગી. "દાલિયા, આ દેશનો રાજા તું મને બનાવીશ ?"

"હા. શા માટે ન બનાવું ? પણ કહો તો ખરાં કે તમારે તેનું શું કામ છે ?"

"મારી પાસે ઝેર પાયલું એક ખંજર છે. હું રાજાની છાતીમાં તે ઘોંચવા માગું છું."

ઝુલેખાની વાત સાંભળીને દાલિયાને આશ્ચર્ય ઉપજ્યું. ઝુલેખાંની હિંસાપૂર્ણ આકૃતિ દેખીને તે ડરી ગયો. આવી રહસ્યપૂર્ણ વાત તેણે કદી સાંભળી નહતી. શાહઝાદીએ નક્કી આ મશ્કરી કરી હશે કે ખરૂં કહ્યું હશે તે તે સમજી શક્યો નહીં. જો રાજા દુર્ભાગ્યવશાત્ અત્યારે અહીં હોય તો ઝુલેખાં શું તેને ખંજર મારે ?

(૫)

ઉપરની ઘટના પછી બે દિન વીતતાં રહમતખાંએ ઝુલેખાં ઉપર એક ચિઠ્ઠી લખી મોકલી. "આગકાનના નવીન મહારાજાએ માછીના ઝુંપડામાં રહેતી

બે બહેનોને છુપાઇને જોઇ છે અને અમીના ઉપર તે પ્રસન્ન થઈ તેને મહા-રાણી બનાવવા ચાહે છે. થોડાક વખતમાં તે તેને રાજમહેલમાં બોલાવશે. બદલો લેવાનો આના કરતાં બીજો કોઈ સારો અવસર મળશે નહીં."

પત્ર વાંચી ઝુલેખાંએ દૃઢતાથી અમીનાનો હાથ પકડી કહ્યું: "ઈશ્વરની ઇચ્છા અહીં ચોખ્ખી જણાઈ આવે છે. અમીના, હવે નાહાની ના કર. હવે તારા જીવનની ફર્જ અદા કર. છોકરમત છોડી દે."

એટલામાં દાલિયા આઘે ઉભેલો જણાયો. અમીનાએ જોયું કે તે ઉભો ઉભો તેના તરફ જોઇને હસ્યા કરતો હતો.

દાલિયાના હાસ્યથી અભિમાન આણીને અમીના કહેવા લાગી: "જાણતો નથી, દાલિયા! હું આજ મહારાણી બનવા જાઉંછું તે?"

દાલિયાએ હસતાં હસતાં કહ્યું: બહુ વખત માટે તો નહીંને? અમિના પીડિત અને વિસ્મિત ચિત્તે વિચારવા લાગી: "આ જંગલી હરણ સાથે માણસ જેવું વર્ત્તન રાખવું એ મારી ભૂલ છે."

પણ ફરીથી દાલિયા તરફ નજર ગયા પછી તે બોલી: "દાલિયા, શું રાજાને માર્યા પછી, હું પાછી આવીને તને મળી શકીશ નહીં?"

(૬)

વાજતે ગાજતે હાથી, ઘોડા અને સેનાનીઓના પાયદળ સાથે બહુ મૂલ્ય પાલખીઓમાં બેસાડીને બે બહેનોને રાજ મહેલમાં આણવામાં આવી.

અમીના ઝુલેખાં પાસેથી ખંજર લઇને તેને નિહાળી નિહાળીને જોવા લાગી. તેની ધારની તપાસ કર્યા પછી, તેણે તેને ચામડાના મ્યાનમાં મુકયું અને પોતાના બદનમાં તે છુપાવી દીધું. અમીનાની અત્યંત ઇચ્છા હતી કે-મૃત્યુ-યાત્રા પહેલાં એકવાર દાલિયાને મળી લેવાય તો સારૂં પણ દાલિયાનો પત્તો નહતો. કાલ સાયંકાલથી દાલિયા ઝુંપડી આગળ દેખાયોજ નહતો. દાલિયા કાલે હસતો હતો તે શું અમીનાના અભિમાનની સળગતી જ્વાલાની દરકાર નહીં કરવાનું સૂચવતો હતો?

ઘેરથી પાલખી ઉપર ચઢતા પહેલાં અમીનાએ પોતાના બચપણના આશ્રયદાતા તરફ અશ્રુભરી આંખોથી જોયું. રોતાં રોતાં માછીનો હાથ પકડીને અમીના કહેવા લાગી: "બુઢા બાપા, હું જાઉંછું પણ તિન્ની નહીં હોય ત્યારે તમારૂં ઘર કોણ સંભાળશે?" માછીએ બાળકની પેઠે રડવા માંડયું. અમીના બોલી "બાપા, જો દાલિયા આવે તો આ વીંટી તેને આપજો અને મારૂં નામ દઇને કહેજો કે અમીના જતી વખત આપી ગઈ છે."

પાલખી રાજમહેલની અંદર લેવામાં આવ્યા પછી, બન્ને બહેનો તેમાંથી ઉતરીને મહેલમાં ગઇ. અમીનાના મ્હોં ઉપર આજ હસવું જણાતું નથી;

આંખોમાં આંસુ પણ નથી. ઝુલેખાંનું મ્હોં ફીકકું પડી ગયું છે. જ્યાં સુધી કર્તવ્ય ક્ષેત્ર દૂર હતું ત્યાં સુધી ઉત્સાહની તીવ્રતા હતી. હવે ઝુલેખાં કંપિત હૃદયે અમીનાને ગળે હાથ નાંખી બોલી: "આજ આ ખીલેલા ગુલાબને કઈ ખૂનની નદીમાં વહેવરાવવા લઈ ચાલી છું ?"

પણ હવે વિચારનો અવકાશ નહતો. પરિચારિકાઓ બન્ને બહેનોને રાજા બેઠો હતો તે ખંડમાં લઈ જવા આવી પહોંચી. બારણા પાસે જઈ અમીના થોડીકવાર સુધી ઉભી રહી અને બોલી "બહેન !"

ઝુલેખાં તરતજ તેને કંઠે વળગી પડી.

અન્તે બન્ને બહેનો એ ખંડમાં ગઇ. રાજા રાજ્યશાહી ઠાઠમાઠ સાથે એક રત્નજડિત સિંહાસન ઉપર બેઠો હતો. અમીના લજ્જાળુતાથી બારણામાંજ ખમચીને ઉભી રહી પરન્તુ ઝુલેખાં આગળ વધી અને રાજા પાસે જતાં તો તે એકાએક બોલી ઉઠી "દાલિયા !"

અમીના આ આશ્ચર્યમય દૃશ્ય જોઇને, ઉભી હતી ત્યાંજ મૂર્છિત થઇ ગઈ.

ચેતન આવતાં અમીના ઝુલેખાં તરફ અને ઝુલેખાં દાલિયા તરફ જોવા લાગી. દાલિયા બન્નેનો મનોગતભાવ સમજીને બોલી ઉઠયો: "હા, હું તેજ **દાલિયા** છું ! હુંજ તમારા ચુલામાંનો દેવતા ફુંકતો હતો !"

અમીનાથી હવે હસી પડયા સિવાય રહેવાયું નહીં.[૧]

---

"સૌથી ભપકાદાર મકાનો સેંટપીટર્સબર્ગમાં છે.
સૌથી શોભાયમાન મહોલ્લા બર્લિનમાં છે.
સૌથી સુન્દર ચૉક ડબ્લિનમાં છે.
સૌથી ખુબસુરત દેખાવ બર્નની આસપાસ છે.
સૌથી વધારે વસ્તીવાળું (યુરોપમાં) શહેર લંડન છે.
સૌથી ઓછી વસ્તીવાળું ( ,, ) શહેર ક્રિશ્ચિયાનિયા છે.
સૌથી સરસ આરસ ઇટાલીમાંથી નીકળે છે.
સૌથી સરસ રૂપું જર્મનીમાંથી નીકળે છે.
સૌથી સરસ લોખંડ **સ્વીડન**માંથી નીકળે છે.
સૌથી સરસ કલ્લાઇ ઇંગ્લાંડમાંથી નીકળે છે.
સૌથી સરસ રેશમ ફ્રાન્સમાં નીપજે છે.
સૌથી સરસ ફીત બેલ્જીયમમાં તૈયાર થાય છે.
આયર્લાંડમાં બળતણ માટે એક જાતની સફી માટી વપરાય છે.
લાપ્લાંડમાં કાળી બીલાડીઓ પૂજાય છે !
તુર્કસ્તાનમાં બગલાં પૂજાય છે !" (દરિયાપારના દેશોની વાતો.)

---

૧ કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની એક વાર્તાનો હિન્દી ઉપરથી અનુવાદ.

अवतरण.

# केळवणी अने शिक्षणनुं पद्धति तत्व.



અમે આશા રાખીએ છીએ, કે ન્હાનાં બાળકોને એટલાં સકવાવામાં નહિ આવે, કે તેઓ ન્હાનપણમાંજ ઘરડાં બની જાય. માનસિક વિકાસ કરવા જતાં તેમનાં માથાં અને પેટ મોટાં, તથા હાથ અને પગ ન્હાના બની જાય, એવું થવું જોઇએ નહિ.

આ મહત્વના વિષય ઉપર કેટલીક સાધારણ વાતો કહેવાની પણ અત્યાર સુધી જરૂર રહેલી જણાય છે.

સાર્વજનિક ફરજિયાત કેળવણીની હવે સર્વત્ર હિમાયત કરવામાં આવે છે, કે જેથી દરેક બાળકને વાસ્તે જ્ઞાનનો દરવાજો ખુલ્લો થાય. જોકે એ સંબંધી નિયમ રાજ્ય તરફથી કરવામાં આવે છે, તોપણ એ રાજ્યની પોતાની ન્હાનામાં ન્હાની અને ગરીબમાં ગરીબ પ્રજા તરફની ફરજ છે. કેળવણી વગર પ્રજાજનો પોતાનાં ધર્મપુસ્તકો વાંચી શકે નહિ; તે વગર તેઓ હિસાબ રાખી શકે નહિ; અને તે વગર ગેરહાજર મિત્રો તથા સંબંધીઓ તરફના સ્નેહને પણ જીવન્ત રાખી શકાય નહિ. કેળવણીથીજ સ્વર્ગની, દુનિયાની, અને મોક્ષ માર્ગની શરૂઆત થાય છે.

જો સમાજને આ વાત આવશ્યક લાગે, અને રાજ્ય તેને સંમતિ આપે, તથા ફરજિયાત કાયદો લાગુ થાય, તો જે બાળકોને ખાવાનું મળે તેમ ન હોય, તેમને ખાવાનું આપવાની વ્યવસ્થા પણ થવી જોઇએ, પછી ભલે તે વ્યવસ્થા કાંતો મ્યુનિસિપાલિટીઓ કરે, અથવા સ્કૂલબોર્ડના પ્રાંતો કરે. આ સ્વીકાર્યા વગર છુટકો નથી. સિદ્ધાંત એ છે, કે દરેક બાળક, ઘરનું ગમે તેટલું ગરીબ હોય, તોપણ દેશની અંદર એક રીતે પોતાના ઘરમાં છે, અને તેને શુદ્ધ તથા નિર્દોષ માનસિક ખોરાક મેળવવાનો હક છે, અને મગજને આધાર આપવા માટે નિયમિત શારીરિક ખોરાક પર પણ તેનો હક થાય છે. કયાં બાળકોને ખાવાનું આપવું, અને કયાંને ન આપવું, તે ચોક્કસ ઠરાવવાનું કામ ફરજિયાત કરનારાઓનું છે.

કેળવણી ફરજિયાત કરવાથી, જે ન્હાનાં શરીરો અને મનોની એ વિષયમાં અત્યાર સુધી અવગણના થયેલ છે, તેમને આઘાત થવાનો સંભવ છે, એ ભૂલવું ઘટતું નથી. ક્યાર નક્કી કરવામાં તેને ઉપાડનાર પીરનું મગજ વિચા-

રહું જોઇએ. જે બાળકોનાં કુટુંબોમાં સેંકડો વરસથી અજ્ઞાન ચાલ્યું આવતું હોય, તેમનાં મન કેળવાયેલાં માબાપનાં બાળકો કરતાં જુદાં હોય છે. શરૂઆતમાં જ્ઞાન બને તેટલું સરલ કરીને આપવું જોઇએ. ચિત્રો અને કિંડરગાર્ટનનાં સાધનોનો જેમ વધારે ઉપયોગ થાય તેમ વધારે સારૂં. નરમાશની આંખ અને વ્યવસ્થાની નીચે શક્તિઓ વિકસિત થવી જોઇએ; અને મંદતા તથા જડતાને દોષ ન ગણતાં વિકાસની આવશ્યક સ્થિતિરૂપ સમજવાં જોઇએ. કેટલાંક બીજ એવાં હોય છે, કે જેને ઝમીનમાંથી બહાર નિકળતાં એક કરતાં વધારે ઉન્હાળાની જરૂર પડે છે. ગતિની મંદતા માનસિક તાડનથી મટે તેવી નથી.

સેંકડો વરસથી ચાલતા આવેલા અજ્ઞાનને લીધે મગજ એવું બની જાય છે, કે તેને જ્ઞાન ભારરૂપ લાગે છે, અને તે માટે પ્રયાસ કરતાં પરસેવો છૂટે છે. તેટલા માટે, જે જડ બાળકો ભણતાં નથી, તેમનો કેળવણીના સવાલમાં વધારે વિચાર કરવાની જરૂર છે; અને હુશિયાર બાળકો તો પોતે પોતાની સંભાળ લઈ શકશે. કદાચ શરૂઆતમાં જડ જણાતાં બાળકો આગળ ઉપર સારૂં પાણી પણ બતાવી શકે. પણ જો તેમની સાથે સોટીથીજ કામ લેવામાં આવે, તો અંદર રહેલ બીજનો નાશ થવાનો સંભવ છે.

એવો પણ ભય છે, કે જો ફરજિયાત કાયદાનો દુરુપયોગ થાય, તો કેળવણીથી પ્રજા સંસ્કારી થવાને બદલે ઉલટી પીડિત થાય. પરાણે કેળવેલી પ્રજા પોતાને મળેલા લાભને વાસ્તે સ્ટેટનો ઉપકાર માનશે, એમ માની બેસવાનું નથી. જેને જેને તેથી હાનિ થઈ હશે, તેઓ ભવિષ્યના સમાજમાં હાનિકારક નિવડવાનો સંભવ છે. શેકસપિયરના નાટકમાં કાલીબાન પોતાના ભાષાજ્ઞાનનો ઉપયોગ શાપ આપવામાં કરે છે.

બાળકોને હુશિયાર બનાવવા માટે કોઈ પણ શિક્ષકને વધારે પગાર મળવો જોઇએ નહીં. હુશિયાર બાળકો પોતાની મેળે બહાર પડયા વગર રહેશે નહીં. જો સ્પર્ધા અને હરીફાઈથી તેમને બલાત્કારે કામ કરવું પડ્યું હશે, તો ઘણી વાર તેમનાં તન તથા મનને હાનિ થશે, અને તેઓ વહેલા મરણ પામશે. માત્ર વિદ્યા કંઇ વાસ્તવિક શક્તિ નથી. મગજને તે વાસ્તે ભૂખ લાગી હોય, અને તેને શક્તિ તથા ઉપયોગના રૂપમાં ફેરવવાને તે ઉત્સુક હોય, તે સિવાય લાંબે વખતે તે તેને ભારરૂપ થઇ પડે છે. શાળામાં માયાળુપણાનું પ્રાધાન્ય રહેવું જોઇએ; જડતા પોતાના સ્વરૂપને ઓળખી શકે, અને પોતાના તરફ હસી શકે, એવા ખુશમિજાજનું વાતાવરણ જોઇએ; ન્હાની શક્તિઓને ઘટે તેવાં ન્હાનાં કામ સોંપવાની કુશળતા જોઇએ; દૃષ્ટાંત અને ઉદાહરણથી બંધ શક્તિઓને ખુલ્લી કરવી જોઇએ; તથા જડતા થોડી જડ દેખાય, ત્યારે તેની

તારીફ થવી જોઇએ. જો બધાં બાળકોને પરાણે વીસમી સદીના પ્રકાશનો લાભ આપવો હોય, તો એવે ધોરણે કામ લેવું જોઇએ.

શરીરને વાસ્તે પોષણ તથા મનને વાસ્તે પચે તેવો ખોરાક, એમાં બધી વાત આવી જાય છે. તાજી હવા, કસરત, અને નિયમિત પંક્તિઓમાં ચાલવું, એ આવશ્યક બાબતો છે. કોઇક પ્રકારના લશ્કરી મંડળમાં દાખલ થવામાં બાળકને પોતાની પ્રતિષ્ઠાનું જેવું ભાન થાય છે, તેવું બીજી થોડીજ રીતે થઇ શકે છે. તેથી તેને ક્રમ અને અધીનતાનું પહેલું દર્શન થાય છે, અને એવું લાગે છે, કે બાળકો પણ મહત્ત્વનાં છે, અને તેઓ પણ જીતની તૈયારીઓ કરી શકે છેઃ નિયમિત માનવ જીવનને વાસ્તે એ પ્રકારની બાલ્યાવસ્થા માત્ર પાઠ શીખવાના કરતાં બહેતર તૈયારી છે; અને ન્હાના અવયવો જ્યારે બરાબર કસાય છે, ત્યારે ઉપલી અનિશ્ચિત શક્તિઓ પણ વધારે ચોકસાઈથી કામ કરવા લાગે છે.

નહીં મારવાથી બાળક બગડે છે, એ વાત ગંભીર વિચાર વગર બાજુએ મૂકવા જેવી નથી; પણ સજામાંથી સખ્તાઈ અથવા દ્વેષનું તત્ત્વ દૂર કરવું જોઇએ. કેટલેક પ્રસંગે સજા કર્યા વગર ચાલે તેમ નથી. પણ જો તે જારી રહે, તો બાળક જડ બને છે; અને એ દેખાવ જોનાર અથવા જાણનાર શાળા પણ તેથી ઉતરી જાય છે. પણ એ વિષયમાં એક સાદો નિયમ છે. કોઇ પણ બાળકને માથા ઉપર, કે કાન ઉપર, કે બરડાની કરોડ ઉપર, કે હાથ ઉપર કદાપિ મારવું જોઇએ નહિ. હાથ ઉપર નેતરના ફટકા મારવા, એ જંગલીપણું છે; અને કોઈ વાર તેથી આખી જિંદગી સુધી નુકસાન થાય છે. કાન ઉપર મારવું, એ આંખ ઉપર મારવાના જેવું ભયંકર અને દુષ્ટ કૃત્ય છે. કુદરતે માણસને એવા ભાગો આપ્યા છે, કે જેના ઉપર તેની ભવિષ્યની તનદુરસ્તીને હાનિ કર્યા સિવાય પ્રહાર થઈ શકે. પણ હાથ ઉપર ઘા કરવા, અને વેઢાને પીડવાઃ એ કામ તો ઉત્તર અમેરિકાના ઇંડિયનોને લાયક છે. જે દૈવી કલાએ દૈવી હાથની મૂર્તિ તરીકે માણસની લાગણીવાળી આંગળીઓ બનાવી છે, તે વિચારતાં જણાશે, કે એવી રાક્ષસી સજા કરનારાઓને પોતાને સજા થવી જોઇએ. બાલકના શરીરની અંદર જે અવયવમાં ખાસ વેદના અને નુકસાનનો સંભવ હોય, તે પર હુમલો કરનાર શિક્ષકે ન્હાનાં બાળકોના સહવાસનો ત્યાગ કરવો જોઇએ, અને માણસોના જંગલમાં જઇને જુદો ધંધો શોધવો જોઇએ.

કોઇ પણ નિશાળ ખરેખરી શાળા થઈ શકે, તે સારૂ રમત ખરી રમત રહેવી જોઇએ, અને સ્વતંત્રતા ખરી સ્વતંત્રતા હોવી જોઇએ. હાલની પદ્ધતિઓ એ નિયમનો નખશી શિખ સુધી ભંગ કરે છે. સાંજે પાઠ કરવાની ટેવ કિશોર આંખો ઉપર ઘરડી ચિંતાને સવારી કરાવે છે. તે બાળકના પાણીને નાશ તથા

કલુષિત કરે છે. જ્યારે નિશાળ સાંઝે પાંચ વાગ્યે બંધ થાય, ત્યારે તેની ચોપડીઓ બાંધી દેવી જોઇએ, અને બીજા દિવસના પ્રભાત સુધી ઉઘાડવી ન જોઇએ. સ્વીડિશ ભાષામાં એવી એક કહેવત છે, કે " શિયાળાની રાત્રિઓમાં ઘણું પાકે છે." વિદ્યાની પાચનક્રિયા ત્યારે ચાલે છે, અને ભણાયલી વાતો અનિચ્છક શક્તિઓને સુપ્રત થતાં મનનો ભાગ બની જાય છે. પણ આંખો દિવસ ભણવાના ઉન્હાળા અને તાપમાં થાક અને કાયરપણું પરિણમે છે. ન્હાનાં બાળકો અને ખીલતાં તરુણ સ્ત્રીપુરુષો આજકાલ એમનાં માબાપનાં જેવાંજ નિસ્તેજ અને સચિંત દેખાય છે, એ સ્થિતિનું એક મુખ્ય કારણ ચાલતી ભણતરની પદ્ધતિ છે. આખી પ્રજાને સાંઝે પાઠ કરવાની ટેવ પડશે, તો દેશનાં બળની અને બુદ્ધિની શી દશા થશે, તે કહેવાતું નથી. બુદ્ધિમાન બાળકો તેથી જડ થાય છે, અને તન તથા મનનો અકાલે ક્ષય થવા લાગે છે. મનના ઉપર દબાણ અને જુલ્મ થાય, તે કરતાં તો તેને સાદામાં સાદું શિક્ષણ મળે, તેજ વધારે સારૂં. અતિશય દબાણથી દરેક વસ્તુ ઘટે છે, અને વિકૃત થાય છે.[1]

---

"આખા યૂરોપમાં સૌથી વિશેષ જંગલ રૂશિયામાં છે.
આખા યૂરોપમાં સૌથી વિશેષ બળતા પ્હાડ આઇસ્લાંડમાં છે.
આખા યૂરોપમાં સૌથી વિશેષ કોતર નોર્વેમાં છે.
આખા યૂરોપમાં સૌથી વિશેષ સરોવર સ્વીડનમાં છે.
આખા યૂરોપમાં સૌથી વિશેષ નહેરો હોલેન્ડમાં છે.
આખા યૂરોપમાં સૌથી વિશેષ નદીઓ હુંગરીમાં છે.
આખા યૂરોપમાં સૌથી વિશેષ શહેર જર્મનીમાં છે.
આખા યૂરોપમાં સૌથી વિશેષ કબરસ્તાન તુર્કસ્તાનમાં છે.
આખા યૂરોપમાં સૌથી વિશેષ મહેલ ઇટાલીમાં છે.
આખા યૂરોપમાં સૌથી વિશેષ કારખાનાં ઇંગ્લાંડમાં છે.
આખા યૂરોપમાં સૌથી ફળદ્રૂપ દેશ હુંગરી છે.
આખા યૂરોપમાં સૌથી ઉજ્જડ દેશ હોલાન્ડ છે.
આખા યૂરોપમાં સૌથી ગરમ દેશ માલ્ટા છે.
આખા યૂરોપમાં સૌથી ઠંડો દેશ આઇસ્લાન્ડ છે.
આખા યૂરોપમાં સૌથી પહાડી પ્રદેશ સ્વિટ્ઝર્લેંડ છે.
ઘણામાં ઘણું સોનું હુંગરીમાંથી નીકળે છે.
ઘણામાં ઘણું મીઠું ઑસ્ટ્રિયન પોલાન્ડમાં થાય છે."

( દરિયાપારના દેશોની વાતો. )

---

૧ બ્રિટિશ અને હિન્દી વિક્રમમાંથી તા. ૧૭-૬-૧૭.

# ગણીશ્રી ક્ષમાકલ્યાણજી કૃત પ્રશ્નોત્તર-સાર્ધ શતકમાંથી ઉદ્ધરિત સાર.

લે. સદ્‌ગુણાનુરાગી મુનિશ્રી કર્પૂરવિજયજી.

૧ પ્રશ્ન—તીર્થંકર ભગવાન દેશના દેતી વખતે કેવા આસને બેસે છે ?

ઉત્તર—જિન મંદિરાદિકમાં દેખાતા પદ્માસને બેસી પ્રભુ દેશના દેય છે એમ કેટલાએક આચાર્યો કહે છે પરંતુ એ લોકવ્યવહાર છે. ખરી રીતે જોતાં તો ભગવાન પાદ પીઠ ઉપર બંને ચરણ (પગ) સ્થાપિને સિંહાસન ઉપર બેસે છતાં યોગમુદ્રાવડે બંને હાથ ધારીને દેશના દે છે અને તેથીજ તેને અનુસારે આચાર્યો પણ પ્રાયઃ આ યોગમુદ્રાવડેજ વ્યાખ્યાન કરે છે. કેવળ તે આચાર્યો મુખવસ્ત્રિકા ( મુહપત્તિ ) ધારણ કરે છે એટલું વિશેષ.

૨ પ્રશ્ન—ભગવાન દેશનારંભે કોને પ્રણામ કરે છે ?

ઉત્તર—ચતુર્વિધ સંઘરૂપ તિર્થને પોતે પ્રણામ કરીને, સહુકોઈ સંજ્ઞી પંચેન્દ્રિ પોતપોતાની ભાષામાં સમજી જાય એવી સાધારણ ભાષાવડે, પ્રભુ જોજન ગામી દેશના દે છે.

૩ પ્રશ્ન—દીક્ષા ગ્રહણ કરતી વખતે ભગવાન કોને પ્રણામ કરે છે ?

ઉ૦—સિદ્ધ ભગવન્તોને. કેમકે તેઓજ તેમને તે વખતે પ્રણામ કરવા યોગ્ય છે.

૪ પ્રશ્ન—વીર પ્રભુની પ્રથમ દેશનામાં કોઇ પ્રતિબોધ પામેલ નથી તો તેમાં ચતુર્વિધ દેવતાઓજ આવેલા ? કે મનુષ્યો અને તિર્યંચો પણ આવેલા ?

ઉ૦—સર્વે સુરનર તિર્યંચો આવેલા. કેવળ દેવતાઓજ આવેલા એમ નહિ. એવો અભિપ્રાય કંઇક સ્થળે હોવાનો જોવામાં આવે છે પરંતુ આવશ્યક બૃહત વૃત્તિના અભિપ્રાયે તો કેવળ ચાર નિકાયના દેવતાઓજ આવેલા કહેવાય છે.

૫ પ્રશ્ન—ભગવતના વંદન માટે આવેલા દેવોનાં સમગ્ર સમવસરણમાં ભૂમિને લાગ્યાં રહે છે કે અણલાગ્યાં રહે છે ?

ઉ૦—દેવ વિમાનો ભૂમિને અણલાગ્યાંજ રહે છે.

૬ પ્રશ્ન—સમવસરણમાં કેવળીઓ ભગવંતને ત્રણવાર પ્રદક્ષિણા દઇને ' નમઃ તીર્થાય ' એમ કહીને બેસે છે તેમાં 'તીર્થ' શબ્દવડે પ્રથમ ગણધર કે ચતુર્વિધ સંઘાદિ સમજવો ?

ઉ૦—પ્રથમ ગણધરજ સમજવો. બૃહત્ કલ્પવૃત્તિમાં મલયગિરિજીએ એજ રીતે ખુલાસો કરેલો છે. અને એ રીતે કેવળી ભગવંતો પ્રથમ ગણધરને વચન વડે નમસ્કાર કરે છે.

૭ પ્રશ્ન—સમવસરણમાં ગણધર કેવળી પ્રમુખ કઈ રીતે બેસે છે અને કોણ કોણ ઉભા ઉભાજ પ્રભુની દેશના સાંભળે છે ?

ઉ૦—તીર્થંકર ભગવાન ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા કરીને પૂર્વ સન્મુખ સિંહાસન મધ્યે બેસે છે, અને જે ત્રણ દિશામાં પ્રભુનું મુખ થતું નથી તે દરેક દિશામાં સિંહાસન ચામર છત્ર અને ધર્મચક્રવડે અલંકૃત તીર્થંકર જેવાજ પ્રતિબિંબો દેવકૃત રહે છે–દેવતાઓ સ્થાપે છે. તેથી સર્વ લોકો જાણે છે કે ભગવાન અમારી સામેજ દેશના દે છે. પ્રભુના અતિશયથી તે બિંબો બરાબર પ્રભુ જેવાજ દેખાય છે. ભગવતનાં ચરણ પાસે ઓછામાં ઓછો એક ગણધર ( સહુથી વડેરો કે બીજો; પણ ઘણું કરીને વડેરોજ ) હાજર હોય છે. તે પૂર્વદ્વારથી પ્રવેશ કરી અગ્નિકોણમાં પ્રભુની નજદીક પ્રભુને પ્રણામ કરીને બેસે છે. બાકીના ગણધરો પણ એજ રીતે પ્રભુને પ્રણમી, વડેરા ગણધરની પછવાડે અને પડખે બેસે છે. ગણધર મહારાજ બેઠા પછી કેવળીઓ પૂર્વદ્વારે પ્રવેશ કરી પ્રભુને ત્રણવાર પ્રદક્ષિણા દઈને અને 'નમહ તીર્થાય' એમ વચનથી તીર્થરૂપ પ્રથમ ગણધરને પ્રણામ કરીને બધા ગણધરોની પાછળ અગ્નિકોણમાં બેસે છે. પછી મન પર્યવ જ્ઞાની, અવધિજ્ઞાની, ચૌદ–દશ અને નવ પૂર્વધારી, અને આમર્ષૌષધિ પ્રમુખ વિવિધ લબ્ધિધારી; મુનિજનો પૂર્વદ્વારે પ્રવેશ કરીને ભગવંતને ત્રણ વાર પ્રદક્ષિણા અને નમસ્કાર કરીને તેમજ તીર્થને, ગણધરોને તથા કેવળીઓને નમસ્કાર એમ કહીને કેવળીની પુંઠે બેસે છે. બાકીના સાધુઓ પણ એજ રીતે અને વિશેષમાં અતિશય જ્ઞાનીઓને નમસ્કાર એમ બોલીને તેમની પછવાડે બેસે છે. એમ મન પર્યવ જ્ઞાની પ્રમુખ પણ નમતા છતા સ્વસ્વસ્થાને જાય છે. વળી વિમાનિક દેવીઓ પૂર્વદ્વારે પ્રવેશ કરીને પ્રભુને ત્રણ પ્રદક્ષિણા દઈને અને તીર્થને તથા સર્વ સાધુ જનોને નમસ્કાર એમ બોલીને સામાન્ય સાધુની પછવાડે ઉભી રહે છે બેસતી નથી. એવીજ રીતે સાધ્વીઓ પણ પૂર્વદ્વારે પ્રવેશી બધું ઉચિત કરીને વૈમાનિક દેવીઓની પછવાડે ઉભી રહે છે. અને ભવનપતિ જ્યોતિષ્ક અને વ્યન્તર દેવીઓ દક્ષિણદ્વારે પેસીને, ઉચિત સાચવી, નૈરૃત્ય કોણમાં યથાક્રમે ઉભી રહે છે. વળી ભવનપતિ જ્યોતિષ્ક અને વાનવ્યંતર દેવો ભગવંતનો વિનય સાચવી ક્રમસર પછવાડે વાવ્ય કોણમાં રહે છે તથા વૈમાનિક દેવો અને મનુષ્યો તેમાં મનુષ્યની સ્ત્રીઓ પ્રભુને પ્રદક્ષિણા દઈ તીર્થંકરાદિકને પ્રણામ કરીને ઈશાન કોણમાં ક્રમસર ગોઠવાઈ રહે છે. વળી જે પરિવાર જે દેવને કે મનુષ્યને અનુસરી સાથે આવેલ હોય તે તેનીજ પાસે રહે છે. અહીં એટલો વિશેષ સમજવાનો છે કે આવશ્યક સૂત્રના મૂળ ટીકાકારે તેને દેવ મનુષ્ય અને મનુષ્યની સ્ત્રીના સ્થાનકે બેઠક આપી સ્પષ્ટાક્ષરમાં ઉલ્લેખ કરેલો નથીજ. તેમનું સ્થાન માત્ર જણાવેલું છે. પરન્તુ પૂર્વ આચાર્યોના ઉપદેશથી આલેખાયલા પાટી પ્રમુ-

ખંમાંના ચિત્રકર્મના બળે સઘળીજ દેવીઓ બેસી જતી નથી, અર્થાત ઉભી રહે છે. બેસીને દેશના સાંભળે છે એમ કેટલાએક આચાર્યો પ્રતિપાદન કરે છે. ઉઠવાનું પણ બે પ્રકારે, દ્રવ્યથી, અને ભાવથી. તેમાં દ્રવ્યથી શરીરવડે અને ભાવથી જ્ઞાનાદિકવડે. તેમાં સમવસરણમાં રહેલી સ્ત્રીઓ બંને રીતે ઉઠી-ઉભી રહીને સાંભળે છે. પુરૂષો દ્રવ્યથી ઉઠયા હોય અથવા ન પણ ઉઠયા હોય. પ્રભુ તો જેઓ ભાવથી ઉઠેલા છે, ઉઠવા ઉજમાળ થયા છે; તેવી ઇચ્છાવાળા છે તેમને જેઓ કૌતુકથી ધર્મદેશના સાંભળે છે તેમને પણ પ્રભુ દેશના સંભળાવે છે. સહુ પોતપોતાના ક્ષયોપશમના અનુસારે તેને સાર્થક કરે છે.

૮ પ્રશ્ન—એક પોરષી પ્રમાણ દેશના દઈ, બીજી પોરષીમાં પ્રભુ દેવચ્છંદકમાં ગયે છતે કોણ કયાં બેસીને દેશના દે છે અને તે કેવા હેતુથી ?

ઉ૦—બીજી પોરષીમાં પ્રથમ ગણધર અથવા બીજા ગણધર, નરપતિએ આણેલા સિંહાસન ઉપર બેસીને અથવા ભગવંતના પાદપીઠ ઉપર બેસીને દેશના દે છે. તેથી ભગવંતને વિશ્રાન્તિ મળે છે. શિષ્યના જ્ઞાનાદિક ગુણનું ઉદ્દીપન થાય છે. ઉભયતઃ વિશ્વાસ બેસે છે, અને ગુરૂ શિષ્યની મર્યાદા પણ સચવાય છે.

૯ પ્રશ્ન—સમવસરણમાં ભગવન્તની સમીપે વિવેકવંત સામાન્ય સુરનરો મહર્ધિક સુરનરોનો પ્રણામાદિકવડે સત્કાર કરે કે નહિ ?

ઉ૦—કરેજ, નહિતો આજ્ઞાભંગાદિક દોષનો પ્રસંગ આવે. એટલે સમવસરણમાં કે જિનમંદિરમાં કે ગુરૂ પાસે જતાં કે આવતાં મહર્ધિકનો વિનય ગમે ત્યારે પ્રસંગ મળતાં યથાયોગ્ય રીતે સાચવવોજ જોઇએ.

આ ઉપરથી એવું સિદ્ધ ફલિત થાય છે કે જેમ સમવસરણમાં કૃષ્ણવાસુદેવે પ્રભુ સમક્ષ ૧૮ હજાર મુનિજનોને વંદન કર્યું હતું તેમ જિનમંદિરાદિકમાં પણ ગુરૂ વિનય સાચવતાં-વંદનાદિક કરતાં વાંધા જેવું નથી. એટલુંજ નહિ પણ એ ઉચિત આચરણજ હોઇ કર્તવ્યરૂપ છે. વિનય મૂળ જૈનધર્મ હોવાથી ચતુર્વિધ સંઘનો યથાયોગ્ય વિનય સર્વત્ર સાચવવોજ જોઇએ. કેટલાએક સમજ્યા વગર ચૈત્યમાં સાધુવંદનનો નિષેધ કરે છે તે યુક્ત નથી. ફક્ત સ્વજનાદિકને જૂહાર કરવાનોજ તેમાં નિષેધ કરેલો છે.

૧૦ પ્રશ્ન—અત્યારે દીક્ષા અવસરે આચાર્યાદિક ઉઠીને શિષ્યના મસ્તક વાસક્ષેપ કરે છે તે વ્યાજબી છે કે નહિ ?

ઉ૦—વ્યાજબીજ છે, કેમકે સાક્ષાત્ વીરપ્રભુએ પણ દીક્ષા અવસરે શ્રી ગૌતમાદિક શિષ્યોના મસ્તક ઉપર એજ રીતે વાસક્ષેપ કર્યો હતો.

૧૧ પ્રશ્ન—કેવળી ભગવાનને જે ચાર અઘાતિકર્મ બાકી રહ્યાં હોય તે કેવાં હોય ?

ઉ૦—જીર્ણ વસ્ત્ર જેવાં તે જાણવાં. કેટલાએક અજ્ઞજનો તેને દગ્ધ દોરડી

જેવાં લેખે છે તે આગમ વિરૂદ્ધ અને અયુક્ત હોવાથી અસત્ય જાણવું. બીજા અંગ–સૂયગડાંગમાં બીજા શ્રુત સ્કંધે તેનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલ છે. કેવળીને સાતાવેદનીયનો અત્યંત ઉદય હોય તેથી એ વાત એમજ ઘટે છે. પરંતુ કેવળી સમુદ્ઘાત પછી શાતાવેદનીય કર્મ દગ્ધ દોરડી જેવું થઈ જાય છે.

૧૨ પ્રશ્ન—એકાવતારી દેવને ચ્યવન-મરણનાં ચિન્હો જણાય કે નહિ ?

ઉ૦—નજ જણાય. તીર્થંકરના જીવને તો ત્યાં અત્યંત શાતાનો ઉદય હોય છે.

૧૩ પ્રશ્ન—ઉપશાન્ત મોહાદિક ૧૧-૧૨-૧૩ એ ત્રણ ગુણ સ્થાને વર્તતા મુનિઓ પ્રકૃતિ, સ્થિતિ અને રસ, પ્રદેશવડે કેવું કર્મ બાંધે છે ?

ઉ૦—તે તે ગુણસ્થાનકમાં વર્તતા મુનિઓને કષાય રહિતપણાથી કેવળ શાતાવેદનીય કર્મનીજ પ્રકૃતિ બંધાય. તે પણ સ્થિતિના અભાવથી બંધાતીજ છૂટી જાય. રસથી અનુત્તર વિમાનવાસી દેવના સુખથી ઘણી ચડીયાતી હોય, અને પ્રદેશથી સ્થૂલ, રૂક્ષ અને શુક્લાદિ બહુ પ્રદેશવાળી હોય.

૧૪ પ્રશ્ન—જેણે ચાર વખત આહારક શરીર કર્યું હોય તે તદ્દભવે મોક્ષ પામે કે નહિ ?

ઉ૦—તેજ ભાવે મોક્ષ પામેજ. પણ બીજી કોઈ પણ ગતિમાં જાય નહિ.

૧૫ પ્રશ્ન—કોઇ સંયમવંતી સ્ત્રી પાંચ અનુત્તર વિમાનમાં જાય કે નહિ ?

ઉ૦—તથા પ્રકારના અધ્યવસાય-પરિણામ યોગે સુખે જઈ શકે.

૧૬ પ્રશ્ન—ધર્મમાં પુરૂષ પ્રધાનતા કહી છે છતાં પુરૂષ કરતાં સ્ત્રીઓ તપસ્યાદિક ધર્મકાર્યમાં વિશેષે સમર્થ અને ઉદ્યમવંતી જણાય છે તેનું કારણ શું ?

ઉ૦—તથા પ્રકારના શુભ અધ્યવસાય યુક્ત થયેલ તેમનો સ્વભાવજ તેમાં કારણપણે જણાય છે. બીજું કશું નહિ. એથીજ આગમમાં તેમને મુક્તિ ગમનની યોગ્યતા કહી છે અને સાતમી નરકમાં જવાનું નિષેધ્યું છે.

૧૭ પ્રશ્ન—છેવઠ્ઠા સંઘયણવાળો અલ્પસત્ત્વી જીવ ઉર્ધ્વગતિમાં અને અધોગતિમાં કેટલે દૂર જવા પામે ?

ઉ૦—ઉર્ધ્વ, ચોથા દેવલોક સુધી અને અધઃ બીજી નરક પૃથ્વી સુધી જાય. કેમકે તેવા જીવનો શુભ કે અશુભ પરિણામ તેવોજ મંદ હોય છે.

૧૮ પ્રશ્ન—શરીરત્યાગ સમયે જીવ કયા કયા માર્ગે નીકળતો કઈ કઈ ગતિને પામે ?

ઉ૦—બંને પગથી નીકળતો જીવ નરક ગતિ પામે, સાથળથી નીકળતો તિર્યંચની ગતિ પામે. હૃદયથી નીકળતો મનુષ્યગતિ, મસ્તકથી નીકળતો દેવગતિ અને સઘળા અંગથી નીકળતો મોક્ષગતિ પામે એમ જ્ઞાનીઓ કહે છે.

૧૯ પ્રશ્ન—થીણદ્ધિ નિદ્રાવંત જીવને વાસુદેવ કરતાં અર્ધું બળ હોવાનું શાસ્ત્રમાં ફરમાવેલું છે તે આ દેશમાં અત્યારે હોઇ શકે કે નહિ ?

ઉ૦—આ ક્ષેત્રમાં અત્યારે એવું-એટલું બળ ન હોય, કેમકે તેને તેટલું બળ તો વજ્રઋષભનારાચ સંઘયણ હોય તોજ હોઈ શકે. અત્યારે તો તેને સામાન્ય લોક કરતાં બમણું ત્રણગણું કે ચારગણું બળ હોઇ શકે પણ વધારે નહિ.

૨૦ પ્રશ્ન—થીણુદ્ધિ પ્રમુખ નિદ્રાત્રિકના ઉદયે જીવને સમક્તિની પ્રાપ્તિ થઈ શકે કે નહિ ?

ઉ૦—નહિજ. પહેલાં પામેલા હોય તો જુદી વાત, બાકી તેવી ગાઢ નિદ્રાના ઉદયે નવું તો પામે નહિજ.

૨૧ પ્રશ્ન—એક જીવને એક ભવમાં કેટલા વેદનો ઉદય હોઇ શકે ?

ઉ૦—કોઈ એક જીવને કર્મની વિચિત્રતાથી એકજ ભવમાં ત્રણે વેદનો (સ્ત્રી, પુરૂષ અને નપુંસકપણાનો) ઉદય થવા પામે. એટલે કે ભિન્ન ભિન્ન અવસ્થાયોગે પુરૂષ, સ્ત્રી અને એ ઉભયને પણ ભોગવવાની અભિલાષારૂપ વેદોદય હોઇ શકે.

૨૨ પ્રશ્ન—પ્રમાદયુક્ત સરાગ સંયમવંત સાધુને અલ્પ ઋદ્ધિવાળો દુશ્મન દેવતા છળી શકે એમ શાસ્ત્રમાં સંભળાય છે પણ જતનાવંત એટલે અલ્પપ્રમાદવાળા સરાગ સંયમવંત સાધુને કોઇ પણ દુશ્મન દેવતા છળી શકે કે નહિ?

ઉ૦—જે અર્ધ સાંગરોપમથી પણ ન્યૂન સ્થિતિવાળો અલ્પ ઋદ્ધિવાળો દુશ્મન દેવ હોય તે પૂર્વભવનું વૈર સંભારી યતનાવંત (છઠ્ઠા ગુણ ઠાણે વર્તતા) સરાગસંજમી સાધુને પણ છળે ખરો. તેનામાં તેનું સામર્થ્ય હોવાથી પણ સપ્તમ ગુણ ઠાણે વર્તતા સાધુને કોઇ દેવ છળી શકે નહિજ.

૨૩ પ્રશ્ન—પોતાની અગીયાર પડિમાને અંગીકાર કરનાર શ્રાવક તે પડિમાને સારી રીતે નિર્વહીને (પાળીને) પછી ઘરમાં પણ પાછો આવે કે નહિ?

ઉ૦—કોઈ શ્રાવક પડિમા વહીને પાછો ઘરમાં પણ આવે. (અને કોઈ દીક્ષા પણ લહે).

૨૪ પ્રશ્ન—આ કાળમાં સમયે સમયે અનંતહાનિ થતી જાય છે એવો ઘોષ બહુ લોક પ્રસિદ્ધ સંભળાય છે તે સાચો છે કે લોકોક્તિ માત્ર છે ?

ઉ૦—અત્યારે પ્રત્યેક દ્રવ્યમાં પ્રતિ સમયે અનંતપર્યાય હાનિ થયા કરે છે એ વાત આગમોક્ત હોવાથી શાસ્ત્રાનુસારી-સાચી છે-લોકોક્તિ માત્ર નથી.

૨૫ પ્રશ્ન—ગૈરિક તાપસે કાર્તિક શેઠની પીઠ ઉપર સ્થાલ મૂકી ભોજન કર્યું હતું એમ કહેવાય છે તે કયાંય શાસ્ત્રમાં જોવામાં આવેલ છે કે નહિ ?

ઉ૦—આ વાત ભ્રાન્તિ મૂળજ હોવી સંભવે છે. પ્રાચીન ગ્રંથોમાં તો એવું જોવામાં આવેલું નથી. તેમાં તો કાર્તિકે રાજાના આદેશથી-ગૈરિકને ભોજન કરાવ્યું ત્યારે તાપસે નાસિકા ઉપર આંગળી હલાવી તેની તર્જના કરી હતી એવું કથન જોવામાં આવે છે. તેથી આધુનિક ગ્રંથમાંનો લેખ ભ્રાન્તિ મૂળ લાગે છે.

૨૬ પ્રશ્ન—જ્યારે દેવો અને અસુરો યુદ્ધ કરે છે ત્યારે તેમનાં શસ્ત્રો કેવાં હોય છે?

ઉ૦—દેવો તો જે તૃણકાષ્ઠાદિકને સ્પર્શ કરે તે તેમના અચિન્ત્ય પુન્ય-પ્રભાવથી શસ્ત્રપણે પરિણમે છે. પણ અસુરોને તો હમેશાં વિકુર્વેલાં શસ્ત્રો હોય છે. દેવતાઓની અપેક્ષાએ તેમનું પુન્ય બળ ઓછું હોય છે તેથી તેવી વ્યવસ્થા છે.

૨૭ પ્રશ્ન—કોઈ એક મહર્ધિક દેવ કેટલા દ્વીપ સમુદ્રોને ચોતરફ ફરીને શીઘ્ર પાછો આવી શકે?

ઉ૦—રૂચકવર દ્વીપ સુધી તે ચોતરફ ફરી આવવા સમર્થ છે. ત્યાંથી આગળ તો કોઈ એક દિશાએ જાય પણ ચોતરફ પરિભ્રમણ (પ્રયોજન વગર) ન કરે એમ સંભવે છે.

## પ્રહ્લાદનો સત્યાગ્રહ.

પિતા! સત્તા તમોને છે, ધકેલી દ્યો ગિરિ પરથી!
 જળાશયમાં ડૂબાવો કે હુતાશનમાં જલાવી દ્યો!
અધિકારી તમે ગર્જન્! કરી દ્યો દેશ નિષ્કાસન!
 ચહો તો કેદખાનાનો ભલે કેદી બનાવી દ્યો!
સહીશું સત્વગુણથી સૌ, સહેવા શક્તિ દીધ છ્હશે;
 ઉભો સત્યાગ્રહીઃ શાસન-દૂરાગ્રહથી ચલાવી દ્યો!
મળી સત્તા તમોને તો ભલે ફાંસી ગળે દેશો!
 સહેવી ફાંસી એ મુજ હક્ક, મને એ વખત લાવી દ્યો!
અરે, દાનવપતિ! આ'વા જૂલમ સ્હેવા અમે નિર્ભય;
 જીવન આત્મિકબળે વિજયીઃ કસોટિયે ચટાવી દ્યો!
લીધેલું સત્ય વ્રત સત્યે જતાં આ પ્રાણ પાળીશું;
 કલંકિત જન્મ નહિ કરશુંઃ બધી સત્તા ચલાવી દ્યો!
"હતો પ્રહ્લાદ ભય પામી જ સત્યાગ્રહ તજ્યો તેણે;"
 નહિ ઇતિહાસમાં એવું લખાશે કોદિ ભાવિમાં.
સ્વીકારીશ ના દુરાજ્ઞાઓ, ભૂલી આદેશ ઈશ્વરનો;
 નહિ આત્મા નમ્યું દેશે ભલે આ દેહ કપાવી દ્યો!
હૃદયના ઉચ્ચ આદર્શો જતા સૂધી નહિ ઝંપાય;
 પ્રભુમાં છે અચળ શ્રદ્ધાઃ તથા જૂલ્માટ્ દબાવી દ્યો!
દમનનીતિ તમારી આ તમોને એક દિ દમશેઃ
 બધી બળજોરી, પ્રભુનાં સત્યની ખાતર સમાવી દ્યો.[1]

કેશવ હ. શેઠ.

[1] હિન્દીના આધારે.

# स्वीकार अने अभिप्राय.

**આદર્શ ગૃહસ્થ સાધુ અને જાપાની જાસુસ.** લેખક રા. મગનલાલ હરિકૃષ્ણ મહેતા. પ્રકાશક રા. ડાહ્યાભાઈ રામચન્દ્ર મહેતા-મેનેજર "સસ્તી વાર્તામાળા." અમદાવાદ. વર્ષ ૪ થું. પુસ્તક ૭-૮-૯ પાકું પૂઠું: ગ્લેજ કાગળ સુપર રોયલ સોળ પેજી સાઇઝ સવાચૌદ ફોર્મ. કિમ્મત રૂ ૧-૮-૦.

નવલકથાના વર્તમાન યુગમાં લોકરુચિને પોષનારૂં ગુજરાતી વાર્તા-સાહિત્ય બહોળી છૂટથી ફેલાવી, સમાજની તે દ્વારા સેવા બજાવનાર પૈકી રા. મ્હેતા એક છે. રા. મ્હેતાનું નામ, જૂના અને સારી રીતે લોકપ્રિયતા પામી ગયેલા સચિત્ર ભારતજીવન માસિક પત્રે નામાંકિત કરેલુંજ છે, અને 'સસ્તી વાર્તામાળા' નામની સંસ્થા સ્થાપી, તે દ્વારા હાલની સખ્ત મોંઘવારીમાં ત્રણ-સાડા ત્રણ રૂપિયા જેવા નજીવા લવાજમમાં ૧૫૦૦ પૃષ્ટોનાં સામાજિક, ધાર્મિક, નૈતિક વગેરે વિવિધ રસપોષક વાર્તાનાં પુસ્તકો-આકર્ષક, દળદાર અને સારા પુસ્તકોએ, પ્રસિદ્ધિ સાથે તેઓને ગુજરાતના એક સમર્થ "નોવેલીસ્ટ" ઠરાવ્યા છે. એટલે રા. મ્હેતાની અર્થાત્ તેમની ઉત્તેજનદાયક લેખન પ્રકાશન પ્રવૃત્તિયોની વિશેષ ઓળખ આપવાની જરૂર અમે ધારતા નથી.

પ્રસ્તુત પુસ્તકના પ્રારંભે સ્વ. ડૉ. દાદાભાઇ નવરોજજીનું સંક્ષેપ જીવન દષ્ટિગોચર થાય છે. આ લેખ એક વર્તમાનપત્રમાંથી 'અવતરણ' તરીકે લીધેલો છે તે પદ્ધતિ રા. મ્હેતા જેવાની એક કસાયલી કલમને ખોટું લગાડનાર નથી ? સ્વ. દાદાભાઇ જેવા ચુસ્ત સ્વદેશભક્તની જીવનરેખા, રા. મ્હેતા જેવાની દેશદાઝથી છલોછલ ભરેલી કલમ, હૃદયને હચમચાવી મૂકે તેવા ગંભીર જુસ્સા સાથે દોરી શકત. પુસ્તકની વસ્તુભૂમિ પર, ત્યાર પછી, 'એક આદર્શ ગૃહસ્થ સાધુ'નું જીવન પોતાનો પવિત્ર પાઠ ભજવી જાય છે. એ આદર્શ ગૃહસ્થ સાધુવાળો વિષય, પ્રસ્તાવનામાં થયલા ખુલાસા પ્રમાણે મૂળ બંગાળી ઉપરથી **અને સાચા બનાવ પરથી તૈયાર થએલો છે.** કંચન અને કામિનીના મોહને ઘોળી પીનાર મહાન અને મશહૂર મહાત્મા શ્રી રામકૃષ્ણ પરમહંસના પરમભક્ત (આદર્શ ગૃહસ્થ સાધુ) એક સાચા **સંસારયોગી** હોવાની ભાવના અમને તેમની કથા વાંચ્યા પછી પ્રાદુર્ભૂત થઇ છે, અને વિના સંકોચે અમે કહી શકીશું કે એ નમના યોગ્ય સંસારયોગીનું જીવન હિન્દુ કુટુમ્બોમાં સમાહની ઢબે વંચાશે તો ઉચ્ચ સંસ્કાર, વિશુદ્ધ શ્રદ્ધા અને પવિત્ર ભાવનાની પ્રાપ્તિ સાથે ઉચ્ચ જીવન માટેના અન્ય પ્રદેશો, જીવનના ઉન્નત પ્રયાણ વાસ્તે મોકળા થશે.

ત્યાર પછીનો વિષય 'જાપાની જાસુસ' નામના ડિટેકટીવ (છૂપી પોલિસ)ના ભેદ-ભરમોથી યુક્ત છે. "ડિટેકટીવ સ્ટોરિઝ"ની વાચનઅસર માટે અમારો નમ્ર મત એવો છે કે જો તે સારી દષ્ટિથી વંચાય તો, વ્યવસાયોથી થાકી ગએલાં મગજને હળવાં કરનાર

હોય, તરેહવાર ઓંઠીઘૂંટીથી સંકળાયલા સંસારની કલાબાજ ખુબીઓ પારખવાની શક્તિ-બુદ્ધિવિકાસ-માં વૃદ્ધિ કરનાર તે સાહિત્ય છે. જાપાની જાસુસ પણ તેમાંનો એક અંશ છે.

છેવટ રા. મ્હેતાને તેમની જનસેવા માટે ધન્યવાદ આપતાં એટલું ઇચ્છીશું કે તેમની સેવાની હજુ પણ વિશેષ કદર પ્રદેશના વિશાળ ભાગોમાં થાય અને ધનિકો તેમજ ગ્રાહકો દ્વારા પૂરતું ઉત્તેજન મળે.

**પ્રેમ પ્રભાવ.** (શ્રીમતી સુવર્ણકુમારી દેવીના "ધ ફેટલ ગાર્લેન્ડ ઉપરથી.) લેખક રા. તારાચંદ્ર પોપટલાલ અડાળજા. એલ્, ટી, એમ્. મૂલ્ય રૂ. ૧-૦-૦ સુપર રૉયલ સોળ પેજી લગભગ ૧૮ ફોર્મ ગ્લેજ કાગળ કાચું પૂઠું.

આ નવલકથા વિષે, આ અભિપ્રાય લખનારને અગાઉ 'ગુજરાતી પંચ' પત્રમાં અભિપ્રાય પ્રકટ કરવાની તક મળી ચૂકી છે. એટલે અહીં વિશેષ વિસ્તારની જરૂર નથી જણાતી. સંક્ષેપમાં એટલુંજ જણાવીશું કે નવલકથા રોચક છે, વાંચવા યોગ્ય છે. પાને પાને નવીન રસ ઉભરાતો હોઇ ગૂંથાયલી વસ્તુસંકલનામાંજ વાચકનું હૃદય ગુંથાઇ જતું હોવાથી, તે આખું પુસ્તક વાંચ્યા સિવાય હાથમાંથી મૂકવું ગમતું નથી. અનુવાદકનો (કે રા. તારાચન્દ્રના શબ્દોમાં લેખકનો) શ્રમ લગભગ સફળ થયો છે.

**શ્રી મહાવીર જૈન વિદ્યાલય**—દ્વિતીય વાર્ષિક રિપોર્ટ (તા. ૧ જૂન ૧૯૧૬ થી તા. ૩૧ મે ૧૯૧૭ સુધીનો.) છપાવી પ્રકટ કરનાર રા. મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ-લેમિંગ્ટન રોડ મુંબઇ.

ૐ 'સ્વાશ્રય' અને 'સેવા' એ આ સંસ્થાનો મુદ્રાલેખ છે, અને સંસ્થાનો ઉદ્દેશ "જૈન કોમ અને ધર્મની ઉન્નતિ કરવા માટે કેળવણીને લગતી અગત્યની સંસ્થાઓ ફંડના પ્રમાણમાં ખોલવી, કેળવણીના વિશેષ પ્રચાર માટે યોજના કરવી અને તેને અમલમાં મૂકવા પ્રયત્નો કરવા" એ છે, અને આ રિપોર્ટના અવલોકન ઉપરથી જોઈ શકાય છે કે સંસ્થાપકોએ પોતાના મુદ્રાલેખ અને ઉદ્દેશમાં સંતોષજનક સફળતા મેળવી છે. રિપોર્ટમાં રજુ થએલા સરવૈયા પરથી જણાય છે કે આ સંસ્થા પ્રત્યે કોમનું આકર્ષણ ઠીક પ્રમાણમાં થયું છે. છતાં હજુ વિશેષ સંખ્યામાં, આ સંસ્થાના, ભારે લવાજમ ભરી શકે એવા સભાસદો થવાની જરૂર છે. સંસ્થા હમેશને વાસ્તે કાયમની રહે તેટલા વાસ્તે તેને સર્વ રીતે, પુરતું ઉત્તેજન મળવું જોઇએ. અમે સંસ્થાપકો અને તેના કાર્યવાહકોને આવા સ્તુતિપાત્ર કાર્ય પાછળ સતત અને ફલિત થતા પ્રયત્નોમાં મચ્યા રહેવા માટે ધન્યવાદ આપીએ છીએ.

**વ્યાયામ** (શારીરિક કેળવણી માટેનું સચિત્ર માસિકપત્ર.) પુસ્તક બીજું સપ્ટેમ્બર સન ૧૯૧૭ અંક ૧૧ મો. તંત્રી ને પ્રકાશક રા. પોંડ્શે નારાયણ વિદ્વાંસ. રાવપુરાઃ વડોદરા. વાર્ષિક લવાજમ રૂ ૧-૧૩-૦ છુટક નકલના રૂા. ૦-૩-૬

આ માસિક દર અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે નિયમિત પ્રકટ થાય છે, અને દરેક અંકમાં શારીરિક વિકાસ અને કેળવણીને લગતા ઉત્તમ લેખો ચિત્રો સાથે પ્રસિદ્ધ થાય

છે. આપણા પ્રાંતમાં આ કોટિનાં માસિકોનો લગભગ અભાવ છે, અને તે દરમિયાન આ માસિક જનસમાજમાં સ્તુત્ય સેવા બજાવી રહ્યું છે તે આવકારદાયક અને ઉત્તેજનને પાત્ર છે.

**સુન્દરી સુબોધ.** ( જુનઃ ૧૯૧૭ અમદાવાદ. )

સુન્દર, દળદાર અને સ્ત્રીયોપયોગી વિવિધ લેખોથી ભરપૂર આ માસિકપત્રના છેલ્લા–જૂન મહિનાના અંકમાં તરેહવાર વાનીઓ પીરસાયલી છે. ડૉ. હરિપ્રસાદનો 'જૂ' વિષય પરનો ન્હાનો લેખ કંઇક નવું જાણવાનું આપે છેઃ ઉપકાર સાથે અમે તે લેખ અહીં ઉતારી લઇએ છીએઃ—

'જૂ' ત્રણ જાતની થાય છે. માથાની, શરીરપરની અને કપડાંની. તેમાં કપડાંમાં જે જૂઓ થાય છે તે રોગો પ્રસારવાનું કામ કરે છે. કપડાંમાં અને માથામાં થતી જૂઓમાં બહુ ફેર નથી. કપડાપરની સ્હેજ ધોળી હોય છે. અને માથાની કાળી હોય છે. માથા સિવાય શરીરના બીજા ભાગોપર જે જૂઓ થાય છે તે ચપટી કાચબા ઘાટની હોય છે. શરીરપરની જુઓ સખ્ત ચોંટી રહે છે. અને એમના કરડવાથી આખો વખત ખંજવાળ આવ્યા કરે છે.

મિ. એ રબલ્યુ બેકોર નામના અંગ્રેજે "રોયલ સોસાયટી ઓફ મેડીસીન"ના "ચામડીના દર્દોના વિભાગ" ઉપર ગયા ફેબ્રુઆરી મહિનામાં 'જૂ' વિષે કરેલી શોધ ખોળ રજુ કરી હતી. માથામાં અને લુગડાંમાં થતી જૂઓનો જીવનક્રમ અને ખાસિયતો વર્ણવતાં એમણે કહ્યું હતું કે 'લીખો'માંથી 'જૂઓ' થતાં ૭ થી ૧૦ દિવસ લાગે છે. 'જૂઓ' ૯ દિવસ સુધી કંઇ પણ લોહી પીવાનું ન મળે તોપણ ભૂખી જીવી શકે છે. ૧૦ થી ૧૪ દિવસની ઉમ્મરની થતાં 'જૂઓ' સંસાર વ્યવહારમાં પડવા લાયક થાય છે. ૧૮ દિવસની ઉમરની સ્ત્રી—જૂવો ઇંડાં મૂકવા માંડે છે. બહુ સરદી હોય કે-ખાવાનું ના મળે તો 'જૂવો' ઇંડાં મૂકી શકતી નથી. નર-"જૂ નો સંગ થયા વગર મૂકાયલાં ઇંડાં સેવાતાં નથી. સંસાર શરુ કર્યા પછી ૨૦ દિવસ 'જૂ' માદાઓમાં ઇંડાં મૂકવાની શક્તિ રહે છે. દરરોજનાં ૧૦–૧૨ ઇંડાં દરેક 'જૂ' મૂકે છે. અને કુલ ૩૦૦ ઇંડાં દરેક માદા મૂકી શકે. 'જૂ' નું આયુષ્ય ૬૪ દિવસનું છે. અને આખી ઉમ્મરમાં એક 'જૂ' આઇ ૪૨૬૦ બાળકોને જન્મ આપી શકે !

જેના શરીરમાં જૂઓ હોય એની રહેણી કરણી હલકી ગણાવી જોઇએ. સ્વચ્છતા, ન્હાવા ધોવામાં ધ્યાન તથા પ્રસંગોપાત સાબુ, ઉનું પાણી વગેરે નિયમસર વાપરે તો જૂઓ થઇ શકે નહિ.

**બુદ્ધિપ્રકાશ** ( ઑગષ્ટઃ ૧૯૧૭ અમદાવાદ. )

૬૪ વર્ષથી જનસેવા બજાવી રહેલા અતિ જૂના માસિકના ઑગષ્ટ મહિનાના અંકમાં 'કાયદો અને કોર્ટ' 'ટાગોરનું જીવન અને કવન' તથા 'ખડા તાત્વિક બોલ' વગેરે લેખો ખેંચાણકારક છે. રા. ભાઇ સીતારામ જે શર્માએ નૂતન વર્ષે લખવાના પત્રોના થોડાક નમૂના ઠીક આપ્યા છે.

વ્યવસ્થાપક.

---

અમદાવાદ ધી "ડાયમંડ જ્યુબીલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

*Registered No B 876*




દેશ, સમાજ, ધર્મ વગેરે જૈન અને જૈનેતર સાહિત્યથી વિભૂષિત.

पुस्तक ९ मुं.] ओक्टोबर १९१७ वीर संवत २४४३. [अंक ५.


તંત્રી, મણિલાલ મોહનલાલ પાદરાકર.

વ્યવસ્થાપક. રા. કેશવ હ. શેઠ.


## વિષયદર્શન.




શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ તરફથી

પ્રકાશક,

રા. શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ.

અમદાવાદ.


લવાજમ-વર્ષ એકનો રૂ. ૧-૪-૦. છુટક દર એક નકલના બે આના.

**સૂચના**—અમદાવાદમાં ચાલતા સખ્ત પ્લેગને લીધે પોષ્ટ ઑફિસ વગેરેની પ્રતિકૂળતાથી વિ. પી. સાથે ભેટ બુક ગ્રાહકોને મોકલાવી શકયા નથી. તો હવે પછી પ્લેગ કમી થયે મોકલવાનું શરૂ કરીશું. નવેમ્બરનો અંક દીવાળીને ટાંકણે ગ્રાહકોને મળે તેવો પ્રયત્ન અને તૈયારી અમે કરેલી છે.

તંત્રી.



## જાહેર ખબર:

શ્રી માંગરોળ (કાઠીઆવાડ)ના પુસ્તક ભંડારમાં આપવા સારૂ નીચે લખેલાં હસ્તલિખિત આગમો વેચાતાં જોઇએ છીએ. જેઓએ વેચવાનાં હોય તેઓએ નીચેના શિરનામે પત્ર વ્યવહાર કરવો–અથવા મળવું.

| | |
|---|---|
| ૧ વિપાક સૂત્ર, અંગ ૧૧ મું. | ૬ મરણ સમાધિ પયન્ના ૯ મું. |
| ૨ પનવણા સૂત્ર, ઉપાંગ ૪ થું. | ૭ બૃહત્ કલ્પ છેદ બીજું. |
| ૩ મહા પચખાણ પયન્ના ૪ થું. | ૮ જીત કલ્પછેદ ચોથું. |
| ૪ ચંદ્રવિજય પયન્ના સાતમું. | ૯ લઘુ નિશિથ છેદ ૫ મું. |
| ૫ દેવેન્દ્ર સ્તવન પ્રકરણ પયન્ના આઠમું. | ૧૦ વ્યવહાર છેદ ૩ જું. |

મૂળચંદ હીરજી, એકઝીક્યુટર.
અંદરજી અભેચંદ. કોટ ફીયરરોડ નં. ૮૫–મુંબઈ.


આ માસિક સંબંધી સઘળો પત્રવ્યવહાર નીચેના સિરનામે કરવો.

શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ.
બુદ્ધિપ્રભા ઑફિસ, ચંગપોળ–અમદાવાદ.




દેશ, સમાજ, ધર્મ વગેરે જૈન અને જૈનેતર સાહિત્યથી વિભૂષિત.

પુસ્તક ૯ મું.] ઓકટોબર સને ૧૯૧૭. [અંક ૪ થો.



# तत्त्वज्ञान.

( રા. નંદલાલ લલ્લુભાઈ વકીલ. )



જગતમાં પ્રાણીઓ વિવિધ પ્રકારનાં જ્ઞાન મેળવવાને પ્રયત્ન કરે છે. તેઓ ઈચ્છિત વિષયનું જ્ઞાન મેળવી શકે, તે માટે વિવિધ પ્રકારની સંસ્થાઓ દરેક દેશની સરકારે પોતાના દેશમા સ્થાપન કરેલી છે. વ્યવ્હારની અંદર પોતાનો નિભાવ કરવાને કોઈ પણ એક-અથવા અધિક વસ્તુનું જ્ઞાન મેળવવાની દરેકની ફરજ છે ઉદ્યોગ, હુન્નર, કળા, ચાતુર્યથી ધનપ્રાપ્તિનો રસ્તો સેહલો થઈ જાય છે. કોઈ પણ દેશ આર્થિક સંપતિમાં જો આગળ વધતો હોય તો, તેનું કારણ એજ છે કે, તે દેશમાં ઉદ્યોગ, હુન્નર કળા, ચાતુર્ય, મેળવવાનાં સાધનો ઘણા હોય છે. તે સાધનો દ્વારા પ્રાણીઓ તેમાં પ્રવિણ થાય છે. અને તેના પ્રતાપે તે પોતાની અને પોતાના કુટુંબની આર્થિક સ્થિતિમાં સુધારો અને વધારો કરી શકે છે. તેથી દરેક વ્યક્તિની-પછી તે પુરૂષ હો, કે સ્ત્રી હો,-તે મેળવવાની ફરજ છે. એ ફરજ બજાવવામાં જેઓ પાછા પડે છે, તેઓ પોતાની અને પોતાના કુટુંબની આર્થિક સ્થિતિ સુધારવાને પણ પાછા પડે છે.

તત્વજ્ઞાન એ જુદો વિષય છે. ધંધા અથવા કળાનું જ્ઞાન મેળવનારને પોતાના પસંદ કરેલા વિષય સિવાય બીજા ધંધાના વિષય શિખવાની ખાસ જરૂર નથી. જેમ ડાકતરની પરીક્ષા આપનારને કાયદાની, કે ખેતીવાડીની પરિક્ષાનો

અભ્યાસ કરવાની જરૂર નથી. તેમજ કાયદાના વિષયની પરીક્ષા આપવાની ઇચ્છાવાળાને ડૉકટરી વિષયનું જ્ઞાન મેળવવાની જરૂર નથી. પણ તત્વજ્ઞાન એ એવું જ્ઞાન-વિષય-છે કે તે જાણવાની દરેક માણસની ફરજ છે. હુન્નર ઉદ્યોગ, ધંધા, કે એવા બીજા ગમે તે ઊદરનિર્વાહના ધંધાનું શિક્ષણ મેળવ્યું હશે, ને જો તત્વજ્ઞાન સંબંધી કંઈ પણ જાણતો નહિ હશે, તેનામાં તત્વજ્ઞાનની ગંધ પણ નહિ હશે તો, જીંદગીની અંદર તેને વાસ્તવિક સુખની, આનંદની, લેહજત જણાશે નહિ,

તત્વજ્ઞાન પ્રાણીઓને સુખની વખતે આનંદ આપે છે, એટલુંજ નહિ પણ દુઃખની વખતે પણ દીલાસો આપે છે. તત્વજ્ઞાનીઓ જગતમાં રહેલા મોહક અથવા અમોહક પદાર્થનું સ્વરૂપ સમજે છે. પદાર્થના વાસ્તવિક સ્વરૂપની સમજણથી વસ્તુના સ્વભાવ ધર્મ-મુજબ તેનું જે પરિણામ આવવાનું તે આવે તેમાં આપણે હર્ષ યા શોક કરવાનું કારણ નથી, એ તેના સમજવામાં આવે છે. તેથી ગમે તે સ્થિતિમાં તેને કંઈ નવાઈ જેવું લાગતું નથી, ઉલટ વસ્તુના યથાર્થ સ્વરૂપના જાણપણાથી તેને આનંદ થાય છે.

તત્વજ્ઞાન એટલે લોક-જગત-માં રહેલા પ્રાણી, પદાર્થ, વસ્તુના સ્વરૂપ, ધર્મનું યથાર્થ જાણપણું યાને વાસ્તવિક બોધ.

જે સુખ શાંતિ, અને આત્મિક આનંદ, રાજાઓ કે મહારાજાઓ, શ્રીમંતો કે ધનવાનો પોતાની સત્તા કે દોલતથી તત્વજ્ઞાનની ગેરહાજરીમાં મેળવવાને ભાગ્યશાળી થતા નથી, તે સુખ, શાંતિ અને આત્મિક આનંદ તત્વજ્ઞાનીઓ મેળવી શકે છે. તેથીજ તત્વજ્ઞાનની કિંમત જ્ઞાનીઓ વધારે કરે છે.

ધંધા યાને હુન્નરકળાના જ્ઞાનથી બુદ્ધિમાં જે વધારો થાય છે, બુદ્ધિની જે પ્રભા ખીલે છે, તેથી હજારો ગણો વધારો તત્વજ્ઞાનથી થાય છે.

તત્વજ્ઞાનથી પ્રાણીઓ જગતની અંદર જાણવાલાયક શું છે? આદરવા લાયક શું છે? અને ત્યાગવા લાયક શું છે? એનું સ્વરૂપ સમજે છે. અને યથાશક્તિ તે ત્રણેનો અમલ કરવાને પ્રયત્ન કરે છે. જગતમાં વિવિધ પ્રકારના પદાર્થ રહેલા છે. તે તમામ મનુષ્યના ઉપયોગના માટે રહેલા છે. એવું માનનારાઓ કેટલી બધી ભૂલ કરે છે, તે તત્વજ્ઞાનથી તેને સમજાય છે.

તત્વજ્ઞાનથી પ્રાણીઓ વિવેકી બને છે. વિવેકથી માણસ માણસ બને છે, વિવેક વિના પ્રાણીઓ મનુષ્યને નહિ છાજતી રીતભાત ધારણ કરે છે, ત્યારે જગતના લોક તેને પશુવૃત્તિવાળો છે, એવી ઉપમા આપતા આપણે જોઇએ છીએ.

તત્વજ્ઞાનથી જગતની રચનાનું ભાન થાય છે. ઉત્પત્તિ, વિનાશ અને તેનું કાયમ રહેવું કેવા પ્રકારથી છે, તે સમજાય છે.

તત્વજ્ઞાન અને તેના સેવનથી સામાન્યમાંથી વિશેષ બને છે. મહાપુરૂષની પદ્વિ તેને પ્રાપ્ત થાય છે.

કોઈ પણ દર્શન કે પંથના મૂળપુરૂષો અથવા તેમાં થએલા વિદ્વાન પુરૂષોના ચરિત્રનું અવલોકન કરીશું તો આપણને સમજાશે કે થોડે અંશે અથવા સર્વાંશે તત્વજ્ઞાનનો તેમનામાં પ્રાદુર્ભાવ થએલો હતો, તે તત્વજ્ઞાનજ તેમના ઉદયનું કારણ હતું.

તત્વજ્ઞાનીની દૃષ્ટિ જગતના સામાન્ય મનુષ્યો કરતાં જુદા પ્રકારની હોય છે. કેટલાક પદાર્થ-વસ્તુઓ એવા પ્રકારની છે કે, જેના સેવનને સામાન્ય લોકો હિતાવહ માને છે, ત્યારે તેઓ તેને અહિતાવહ માને છે. સુખના કારણ અને તેના પરિણામની વિચારણામાં તફાવત હોય છે.

જ્ઞાન અને જ્ઞાની, ગુણ અને ગુણીની અભેદતા છે. જ્ઞાન અને ગુણ, જ્ઞાની અથવા ગુણી સિવાય એકલા રહી શકતા નથી. જ્ઞાન અને ગુણથી તેને ધારણ કરવાની પરીક્ષા થાય છે, તેવી રીતે, જ્ઞાની અને ગુણીથી જ્ઞાન અને ગુણની પરીક્ષા થાય છે. પ્રસંગવશાત્ જ્ઞાન કિંવા જ્ઞાનીના વર્ણન, ગુણ કિંવા ગુણીના વર્ણનમાં બન્નેનો સમાવેશ થાય છે, એમ માનીને ચાલવાનું છે. જેમકે ક માણસ સત્યવાદી છે, અથવા પ્રમાણિક છે, એવી જગતમાં તેની કીર્તિ છે. ને વાસ્તવિક તેમજ છે. તેથી લોકો તેનું બહુ માન કરે છે. એ બહુ માન જે કરવામાં આવે છે, તે તેનામાં રહેલા સત્ય બોલવાના અથવા પ્રમાણિકપણાના ગુણનુંજ કરવામાં આવે છે. નહિ તો મનુષ્યાકૃતિમાં તો તે જગતના બીજા લોકોના જેવોજ હોય છે. એ ગુણો પ્રત્યક્ષ રીતે તેનામાં કંઈ નિશાનરૂપે જણાતા નથી. જો એ ગુણો તેનામાં હોત નહિ અથવા છે એવી જગતના લોકને પ્રતીતિ થાત નહીં તો તેનું જે બહુ માન કરવામાં આવે છે તે આવત નહીં.

સીતા, દમયંતી વગેરે શીલવાન રત્નો જગત્માં ઘણા કાળ પહેલાં થઈ ગયાં છે. તેમને આજે લોક પૂજનીય માની પ્રાતઃસ્મરણ કરે છે. કારણ એજ છે કે તેમણે શિલગુણનું ચૂસ્તપણે અવલંબન કર્યું હતું. એ ગુણના રક્ષણને માટે તેમણે પોતાના જિવિતવ્યની પણ દરકાર કરી નહતી. જો તેમનામાં શિલગુણ ન હત, અથવા તે ગુણનું પ્રત્યક્ષ ભાન જગતના લોકને થયું ન હોત તો આજે જે જગતવંદનીય થયાં છે, તે થાત નહિ.

તત્વજ્ઞાન મેળવવાને જગતમા રહેલા પદાર્થનું યથાર્થ જાણપણું થવું જોઈએ છીએ, તે જાણપણું કરવામાં જુદી જુદી રીતે જુદી જુદી દૃષ્ટિથી તેની વિચારણા કરવી પડે છે, ને તે કર્યો પછી તેના યથાર્થ સ્વરૂપનો નિર્ધાર થાય છે અથવા પૂર્વના મહર્ષિઓએ તે વિશે જે નિર્ધાર કરેલો હોય છે, તે સત્ય છે એવી પ્રતિતી થાય છે.

તત્વજ્ઞાનના ઇચ્છકે, ન્યાયી દૃષ્ટિ કરવી જોઇએ. તત્વ વિચારણામાં ન્યાયી દૃષ્ટિ અથવા વૃત્તિ ન હોય, અને હઠ, કદાગ્રહ, કિંવા હું જે સમજું છું તેજ ખરૂં છે, અને બીજાઓની સમજુત ખોટી છે, એ ભાવનાનો પ્રથમથી ત્યાગ થવો જોઇએ. જે વાત અથવા પદાર્થના સ્વરૂપનો ન્યાય, યુક્તિ, તત્વજ્ઞાનીઓના ફરમાન અને વર્તનથી, નિશ્ચય થાય તેજ વાત સત્ય, પછી તે આપણી અંગત માન્યતાની વિરૂદ્ધ હોય તો પણ શું ? એવી વૃત્તિવાળા થવું જોઈએ. તત્વજ્ઞાનમાં હઠ, કદાગ્રહ, કે દુરાગ્રહ, અથવા અજ્ઞાન પરંપરા, અથવા અશુદ્ધ કુલાચારને જગ્યા મલવાનો હક નથી. તેઓની સહાય અને મદદથી જેઓ તત્વજ્ઞાનના પ્રદેશમાં મુસાફરી કરવા ઇચ્છતા હોય તો તે બનવાનું નથી. તત્વજ્ઞાન એ દૈવિ પ્રદેશ છે. તેની અંદર પ્રવેશ કરનારે ન્યાય, સત્ય, સરળતા, સદ્ આગ્રહ, ક્ષમા, નિર્દંભતા, નિર્લોભતા, વગેરેની સહાય અને મદદ લેવી જોઇએ. જો તેઓની મદદ હશે તોજ તે પ્રદેશમાં પ્રવેશ થઇ શકશે. અને મુસાફરી સફળ થશે.*

## ગુરૂ નામની ગોળી.

રાગ–એકતારાનો.

ગોળી હય ગુરૂ નામ કી, ચોટ હય અભમાન કી;
તાકવું નિશાન સંતો. ગોળી૦
ષડ્રિપુ તજ દ્રઢાસને ધર ધ્યાન અજપા રાહકી;
સુષુમણામાં તું જઇ, ત્રિવેણી ગંગા પારકી. ગોળી૦
અલખનાથ નિરંજન નીરખી, જ્યોતિ જુવો બ્રહ્માંડ કી;
દેહ ડુંગરમાં વસે, ભરમાવો ના બ્રહ્મા થકી. ગોળી૦
અલખ જોગ જગાવી જેણે, નાદ નીરખ્યો નેહથી;
ચિન્યો ચિદાનંદ તેણે, રાહ એ ભવ પારકી. ગોળી૦
શ્રદ્ધા સેજ સૌ થાય છે, કર કામ તું આ નેકથી.
આળસ ત્યજી કર એકતા, મણિ સુખ નિદ્રા જોગથી. ગોળી૦

રા. આત્મમણિ.

* હવે પછીના દરેક અંકમાં બનતાં સુધી તત્વજ્ઞાનનો એકેક લેખ મુકવાની ધારણા છે. આ અમારી ધારણા ફળિભૂત થાય એવી અમારી અંતઃકરણની ભાવના છે. તંત્રી.

# अत्यारे आपणने शानी जरुर छे ?

( લે. સદ્દગુણાનુરાગી મુનિશ્રી કર્પુર વિજયજી. )



'**ક્ષમા વીરસ્ય ભૂષણમ્**'–માફી આપવી અને માફી માગવી કહો કે ખમવું અને ખમાવવું. તે પણ શુદ્ધ અંતઃકરણથી સરલ-નિષ્કપટ ભાવે, ભવોભવનું વેર શમાવવા, કલેશ કંકાસને કાપવા, ઘણા વખતનો માથે રહેલો બોજો-ભાર ઉતારી હળવા થવા અને ઉત્તરોત્તર સુખ શાન્તિમાં આગળ વધી છેવટે જય લક્ષ્મી કહો કે, **શિવવધૂને ભેટી અનંત-અવ્યાબાધ સુખમાં ભળવા** ઉદાર દીલથી અને વિશ્વ ભાવનાથી સહુને આપણા વ્હાલા મિત્ર અને બંધુ રૂપ લેખી તેમની સાથે કોઇ પ્રકારે વૈમનસ્ય થયું હોય તે દૂર કરી દેવા પવિત્ર જિનશાસનની પવિત્ર નીતિ મુજબ મળેલી ઉમદા તકનો આપણે જાતે લાભ લેવો અને બીજાને આપવો એજ સાચા વીર પુત્રનું ખરૂં ભૂષણ છે. ખરી વીર પુત્રીનું પણ એજ ઉમદા ભૂષણ છે કે તેણીએ પણ પર્યુષણ પર્વ જેવી ઉત્તમ તકનો લાભ લઇ, સહુ સાથે ઉદાર દીલથી આંમણાં કરવાં. વિનયમૂળ જિન ધર્મનું ખરૂં રહસ્ય ,જેમને, સારી રીતે સમજાયું છે તેઓ અરસપરસ ખમવા અને ખમાવવાની પવિત્ર રીતિને ગતાનુંગતિકપણે નહિ પણ એક બીજાના હિત-શ્રેય-કલ્યાણ નિમિત્તેજ જરૂર અમલમાં મૂકશે. જેઓ પરમ પાવન કલ્પસૂત્રમાં આવેલી **સાધુ સમાચારી** મનનપૂર્વક વાંચે છે અથવા સાંભળે છે તેમને એ જુદાની વાત સુવિદિતજ હોવી જોઇએ કે જે **શુદ્ધ અંતઃકરણથી** ખમે છે અને ખમાવે છે તે પ્રભુ આજ્ઞાનો આરાધક થાય છે પણ જે દ્વેષ ભાવથી ખમતો કે ખમાવતો નથી તે વિરાધક થાય છે. મુખ્યપણે તો જૈનશાસનમાં તેમજ શુદ્ધ સંસારી જનોમાં **ગુણોજ પૂજાય છે. એકલિંગ કે વય પૂજાતાં નથી.** ગુણથી મોટો એજ મોટો એ વાત પરમાર્થથી સત્ય છે, તેમ છતાં વ્યવહાર માર્ગે લિંગ અને વય પણ ઉપયોગનાં છે. ખરૂં જોતાં તે પણ સ્વપરનું ખરૂં હિત સાચવવા અને બને તેટલી તેમાં વૃદ્ધિ કરવા માટેજ. કેવળ લોકરંજન કરવા માટે તો નહિંજ. કેમકે એમ કરવાથી દંભ વૃત્તિજ કરી કહેવાય અને '**જન મનરંજન ધર્મનું, મૂલ ન એક બદામ**' આવા પવિત્ર આશયથીજ શ્રીમદ્ યશોવિજયજી મહારાજ કહે છે કે–

" નિશ્ચય દ્રષ્ટિ હ્રુદય ધરીજી, પાળે જે વ્યવહાર
પુન્યવંત તે પામશેજી, ભવસમુદ્રનો પાર
મનમોહન જિનજી સીમંધર સુણો વાત. "

ઉદાયન અને ચંડ પ્રદ્યોતન રાજાની ક્ષમાપના સંબંધી વાત વિચારવા જેવી અને તે ઉપરથી સારો સરખો ધડો લેવા જેવી નથી શું ? કોઇ પણ પ્રકારનો અપરાધ મનથી, વચનથી કે કાયાથી કર્યો, કરાવ્યો કે અનુમોદ્યો હોય તે બની શકે તેમ જલ્દીથી તેજ દિવસે નહિ તો પાક્ષિક દિવસે, તેમ પણ બની નહિ શકે તો ચાતુ માસિક દિવસે અને છેવટે સંવચ્છરીના દિવસે તો જરૂર શુદ્ધ-નિષ્કપટ ભાવથી ગમે તે રીતે ખમાવવો જ જોઇએ. જોકે આ રૂઢિ આપણામાં ચાલે છે ખરી પરંતુ તેમ કરતાં તેના મૂળ હેતુ સચવાતા નથી તેથી તેનું જોઇએ તેવું શુભ પરિણામ મેળવી શકાતું નથી. વીતરાગ પ્રભુ આ ભવ્ય જીવોના એકાન્ત હિત માટેજ ફરમાવેલી ક્ષમાપનાની ઉત્તમ રીતિ જો શુદ્ધ સરળ ભાવે અનુસરવામાં આવે તો તેથી એક બીજાનાં હ્રુદયો શુદ્ધ પ્રેમની સાંકળથી સંકળાઇ જતાં તેમાંથી જેવું જોઇએ તેવું ઐક્ય બળ પેદા કરી શકાય. સકળ દુઃખનો અંત કરનાર અને સકળ સુખને મેળવી આપનાર મોક્ષના અનન્ય ઉપાયરૂપ સમ્યગ્ રત્નત્રયીના ધારક અને કામ, ક્રોધ, મોહ, મદ મત્સરાદિક અંતરંગ દુશ્મનોના વારક પવિત્ર સાધુ-સાધ્વીઓ શ્રી વીર પરમાત્માના વડીલ પુત્ર અને પુત્રીપણાનો દાવો ધરાવે છે તેમજ શુદ્ધ શ્રદ્ધા, વિવેક અને કરણીને આદરી શ્રી જિન વાણીને સાર્થક કરનાર શ્રાવક, શ્રાવિકાઓ શ્રી વીર પરમાત્માના લઘુ પુત્ર-પુત્રીપણાનો કાયમ દાવો ધરાવે છે. તેમના પ્રત્યેક અણુમાં-મનમાં, વચનમાં અને કાયામાં શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મ પ્રત્યે કેવો વિશુદ્ધ પ્રેમ હોવો જોઇએ ? અને સઘળા સ્વધર્મી બંધુઓ તથા બ્હેનો પ્રત્યે કેટલી બધી પ્રેમ ભરી લાગણી યા વાત્સલ્ય હોવું જોઇએ ? એક બીજા તરફ કેટલો બધો સદ્ગુણાનુરાગ હોવો જોઇએ ? અને કોઇ પણ ધર્મબંધુ કે બ્હેનને દુઃખી સ્થિતિમાં દેખી તેનું ગમે તેવું દુઃખ દૂર કરવા કેવી ઊંડી લાગણી હોવી જોઇએ ?

જો આપણો શ્રદ્ધાનો પાયો મજબૂતજ હોય અને આપણામાં વિવેક-દીપક પ્રગટયો હોય તો આપણું આવું શુભ વર્તન હોવું સ્વાભાવિકજ છે. પરંતુ એથી ઉલટુંજ વર્તન હોય તો તે અશ્રધ્ધા અથવા અંધશ્રધ્ધા તેમજ અજ્ઞાન અવિવેકનેજ આભારી છે. શાસ્ત્રકારો જ્યારે નિર્પક્ષપાતપણે પરીક્ષાપૂર્વક શ્રધ્ધા કરવાનું કહે છે ત્યારે આપણે તેમ નહિ કરતાં અંધશ્રધ્ધા રાખી કામ કરીએ છીએ. તેનું પરિણામ પણ બહુધા શૂન્યજ આવે છે. હવે અંધ શ્રધ્ધાથી વધારે વખત ચલાવી શકાય એમ નથી. હવે તો સહુએ પોતપોતાની જવાબદારી વિચારી લઇ યોગ્ય માર્ગે ચાલવાની અને બની શકે તેટલી અન્ય જીવને મદદ

દેવાની ફરજ અદા કરવી જરૂરની છે. હવે વધારે વખત પોતપોતાની ચોગ્ય ફરજ બજાવ્યા વગર જીવી શકાય યા ટકી શકાય એમ નથી. પોપલીલાનો વખત હવે વીતી ગયો છે. હવે તો પવિત્ર શાસનના પૂરા રસિક બની બીજાને તેવા રસિક બનાવવાનો ઝુંડો હાથ ધરવાની જરૂર છે અને તેમ કરવા, પહેલાં બીજા બધા વૈર, વિરોધ, કલેશ કંકાસો અને ઇર્ષ્યા અદેખાઈ પ્રમુખ દુષ્ટ દોષોને દૂર કરવાજ પડશે. જગતના સર્વ પ્રાણી વર્ગ સાથે મિત્રતા સ્થાપવીજ પડશે. દુઃખી જીવોનાં આંસુ લુછવા બને તેટલો સ્વાર્થ ત્યાગ કરી કરૂણાર્દ્ર બનવુંજ પડશે. સુખી અને સદ્‌ગુણી જનોને દેખી પરમ પ્રમોદ ધારી હર્ષ ઘેલા થવુંજ જોઇશે અને ગમે તેવા દુષ્ટ અન્યાયીને પણ બની શકે ત્યાં સુધી ધીરજ રાખી દયાથી સુધારવા અને તેમ બની ન શકે તો છેવટે તેનાથી અલગા રહીને સ્વ-પર હિતકારી કાર્યમાં મચ્યા રહેવુંજ પડશે. ઐક્ય બળ પેદા કરવા અને આપણી સમાજને સંપતી સાંકળથી સાંકળી, સુખી બનાવી, પવિત્ર શાસનની ઉન્નતિ કરવા આપણા પ્રત્યેકના હૃદયમાં અપૂર્વ શ્રદ્ધા, વિવેક અને ઉત્સાહ પ્રગટવાંજ જોઇએ. એવો ઇષ્ટ સમય શીઘ્ર આવો ! ઇતિશમ્.

## મુસાફીરને.

( આશાવરીતાલય- )

કર મુસાફીર ! ઝટપટ અયે ! રે !
નીંદ તજી દે, જાના હૈ–જી–કર મુસાફીરી.
આ છે મુસાફર ખાનું ત્હારૂં નહિ,
ના મ્હારૂં, દૂર જાના હૈ–જી– કર મુસાફીર.
અય ! મુસાફીર ! પંથ અનંત એ,
સામનમેં ખાના લે હૈ–જી–કર મુસાફીર.
અય ! મુસાફીર ! મુકી માન હવે,
હરિ સેં મીલ જાના હૈ–જી–કર મુસાફીર.

રા. હરીલાલ ત્રીકમલાલ જાની.

ॐ नमः सिद्धम् ॥

अथ श्रीमद् देवचन्द्रकृत–

# गुरुगुणषट्त्रिंशत्षट्त्रिंशिकाबालावबोधः ॥

आर्यावृत्तम्.

वीरस्स पए पणमिअ, सिरिगोयमपमुहगणहराणं च ।
गुरुगुणछत्तीसीओ, छत्तीसं कित्तइस्सामि ॥ १ ॥

टबार्थकारस्तु मङ्गल–अभिधेयादि–

प्रणम्य परमात्मानं, शुद्धस्याद्वाददेशकम् ।
श्रीवीरं शासनाधीशं, विश्वेशं प्रणमाम्यहम् ॥ १ ॥
श्रीमदाचार्यवर्याणां, गुणानां षट्त्रिंशिका ।
टबार्थः शिष्यबोधाय, देवचंद्रेण प्रोच्यते ॥ २ ॥

શ્રીવીર ચોવીસમા પરમેશ્વર ત્રિશલાનંદન મોહમલ્લજીપવાને મહાવીર આભયૈં **પરીસહોવસગાણું તેણુ કચ્ચે મહાવીરે,** એહવા શ્રીમહાવીર સ્વામી તેહના **'પએ'** ચરણારવિંદ પ્રણમી-નમસ્કાર કરીને તેહના પ્રથમ ગણધર શ્રીગૌતમ જેહના દીક્ષિત પચાસ ૫૦૦૦૦ હજાર મુનિ મોક્ષાનંદને પામ્યા તે પ્રમુખ અગ્નિભૂતિ આદિક જે ગણધર તે સર્વને પ્રણામ કરીને આત્માને પરમાનંદતત્ત્વ નિષ્પત્તિનો મૂળ શુદ્ધ શ્રદ્ધાન છે, તે શુદ્ધ શ્રદ્ધાન દેવતત્ત્વ, ગુરૂતત્ત્વ, ધર્મતત્ત્વ, એહની શુદ્ધ ઓળખાણ પ્રતીત કરે થાય, તિહાં દેવ જે શ્રીઅરિહંત સિદ્ધસ્વરૂપભોગી સ્વગુણપર્યાય પ્રાગ્ભાવ કરવે નિર્મલીકૃત સ્વસત્તાવંત સ્વરૂપકર્ત્તા, સ્વરૂપભોક્તા, જેહને અવલંબી અનંતાજીવ શુદ્ધસત્તા- કરે પિણ પોતાના પરના સત્તાના કર્ત્તા નથી, તે દેવતત્ત્વ ને એહવો શુદ્ધાનંદ પૂર્ણપ્રાગ્ભાવતાના રૂચિ તેહના જ્ઞાયક તે સ્વરૂપરમણી, સર્વ આશ્રવના ત્યાગી, વિષયકષાયથી વિરક્ત, તે ગુરૂતત્ત્વથી આચાર્ય તેહ છત્તીસ ગુણે કરી બિરાજમાન છે, તે છત્તીસ છત્તીસી ભિન્નભિન્નપણે છે તેહનો સ્વરૂપ **'કિત્તઈસ્સામિ'** કહીશું, ભવ્યોને ગુરૂતત્ત્વ યથાર્થ ઓળખાવા માટે. (૧)

તિહાં હવે પ્રથમ છત્રીસી કહે છે—

चउदर्सणकहकुसलो, चउभावणधम्मसारणाइरओ ।
चउविहचउज्झाणविऊ, छत्तीसगुणो गुरू जयउ ॥ २ ॥

**ટબાર્થ**—ઈહાં આચાર્ય તે જે રત્નત્રયી પરિણમ્યા અને આત્માર્થી જીવને શુદ્ધ ધર્મની પ્રરૂપવાને માટે જે છત્રીસી કહેવી તે સર્વ રત્નત્રયીમયીજ કહેવી,

* પાઠાંતરમ્–ચઉવિહદેસણકહ, ધમ્મભાવણાસારણાઇકુસલમઇ ॥

તે માટે પ્રથમ ગુણ જે ઉપદેશક તે માટે પ્રથમ છત્રીસીમાં ચ્યાર ૪ દેશના કહેવા મધ્યે કુશળ માહીયાર ( હોંશીયાર. ) આક્ષેપિણી ૧. વિક્ષેપિણી, ૨. સંવેદની, ૩. નિર્વેદની, ૪. આક્ષેપ કહેતાં જે આત્મા મોહનીય ઉદયવશ પડયો તેહને આક્ષેપ કરી કહેવો જે રે જીવ ! તુને અનંતકાલ પરભાવરંગીપણે વર્તતાં ગયો તે તે કર્મ કરી રડવડતાં અનંતકાલ ગયો તે હવે તું એ પરભાવ તજી પરધર્મ સંગી ન થા, આત્મધર્મરંગી થા, જેહથી તાહરો સ્વરૂપાનંદ તે તું ભોગવે તે આક્ષેપિણી કહીયે ? તથા—વિક્ષેપિણી તે જે વિષય કષાય આશ્રવ અવિધિ અશાતનાનાં ફલ પાડુઆં ( ખરાબ ) છે, તે ઉપર વિષયવશેં રાવણ, બ્રહ્મદત્ત, કીચકાદિક કુગતે ગયા, કષાયવશેં દુર્યોધન, તંદુલી મત્સ્ય, પ્રમુખના દ્રષ્ટાંત કહે, આશ્રવ સેવતાં દુઃખ વિપાકી વસુરાજા પ્રમુખ દુર્ગતેં ગયા, અવિધિ આશાતનાએ અનેક જીવ ભમ્યા તે માટે અવિધિ ન કરવી ઇમ ઉપદેશ દેઇને જે આત્માને દોષથી અરૂચિ ઉપજાવવી તે વિક્ષેપિણી દેશના કહેવી. ૨. સંવેદની જે મોક્ષ નિઃકર્મોપદ અરૂપી, અબાધ, આત્માનંદની રૂચિ ઉપજાવવાની જે દેશના દેવી તે સંવેદની દેશના જાણવી. ૩. નિર્વેદની—જે દેશના દેવ મનુષ્યનાં સુખ તે ઓદયિક ભાવ આવરણ રૂપ છે તે માટે તે સુખથી જે ઉદાસીનપણો તે નિર્વેદ કહીયે. ૪. એ દેશનામેં કુશલ. કથા ૪. અર્થકથા—ધન ઉપજાવવાની કથા. ૧, કામકથા—ઇન્દ્રિય વિષયની કથા ૨, ધર્મકથા જે દાન, સીલ, તપ, ભાવનાનો સ્વરૂપ કહેવો તે કર્મકથા, ૩. અને એ સર્વ ભેળો કહેવો તે સંકીર્ણકથા. એ ૪ કથા મધ્યે અર્થકથા, કામકથા તે ત્યજવા યોગ્ય; ધર્મકથા તે કહેવા યોગ્ય, સંકીર્ણકથા તે જાણવા યોગ્ય. ભાવના ૪—જ્ઞાનભાવના, ૧. જે આત્માને જ્ઞાની થવા માટે ભણવો, સાંભળવો, વિચારવો, વાચનાદિ પાંચ સજ્ઝાયનો કરવો, તે જ્ઞાનભાવના ૧, બીજી દર્શન ભાવના, ૨, ત્રીજી ચારિત્ર ભાવના ૩, ચોથી વૈરાગ્ય ભાવના. ૪ એ ચ્યાર ભાવના, વળી મૈત્રી ભાવના, ૧. પ્રમોદ ૨, કરૂણા, મધ્યસ્થા ભાવના એ ચ્યાર. ચ્યાર ધર્મ—દાન, શીલ. તપ, ભાવરૂપ. સારણા ૧, વારણા, ૨, ચોયણા, ૩ પડિચોયણા, ૪ ના જાંણ. ચ્યાર ધ્યાન—આર્તધ્યાન ૧, રૈદ્રધ્યાન; ૨, ધર્મધ્યાન, ૩. શુક્લધ્યાન, ૪. એ ચ્યાર ધ્યાન. પ્રથમ બે ધ્યાન ( આર્ત રૈદ્ર ) ત્યજવાં અને ધર્મધ્યાન, શુક્લધ્યાન કરવા યોગ્ય તેહના પાયા ૧૬ એ છત્તીસ ગુણ વિરાજમાન તે ગુરૂ જાણવા.

पणविहसम्मचरणवय—ववहारायारसमिइसज्झाए ।
इग संवेगे अ रओ, छत्तीस गुणो गुरु जयउ ॥ ३ ॥

ભાવાર્થઃ—' પણવિહસમ્મ '–પાંચ પ્રકારે સમકીત–ઉપશમ, ૧ ક્ષયોપશમ, ૨ ક્ષાયિક, ૩ સાસ્વાદન, ૪ વેદક, ૫ એહના પરિણામના જાણ. પાંચ ચારિત્ર–સામાયિક ૧ છેદોપસ્થાનીય, ૨ પરિહારવિશુદ્ધિ, ૩ સૂક્ષ્મસંપરાય, ૪

યથાખ્યાત, ૫ એ પાંચ ચારિત્ર સ્વરૂપરમણુ, પરરૂપ ત્યાગ, વ્રત-મહાવ્રત પાંચ-પ્રાણાતિપાતવિરમણાદિક. પાંચ વ્યવહાર-આગમ વ્યવહાર, ચૌદ પૂર્વધી માંડી અધિક જ્ઞાનીને શ્રુતવ્યવહાર, બહુ શ્રુતને, આજ્ઞાવ્યવહાર શેષમુનિને, ધારણા વ્યવહાર આલોયણુ પ્રમુખે, જીતવ્યવહાર ભદ્રક સંઘને છે. પાંચ આચાર-જ્ઞાનાચારાદિક. પાંચ સમિતિ ઇર્યાસમિત્યાદિક. પાંચ સજ્ઝાય-વાયણા પુછણા, પરિયટ્ટણા, અણુપ્પેહા, ધમ્મકહાદિક, એટલા કાર્યમાં રક્ત પિણ સંવેગ—મોક્ષાભિલાષ સહિત, એટલે એ છત્રીસ બોલમેં મગ્ન તે છે પિણ એ નિર્વિકલ્પ પરમાનંદમયી જે મોક્ષ તેહને અભિસંયોગ કહીયે તે મધ્યે રક્ત છે. એટલે બીજી છત્રીસીએ કરી બિરાજમાનને જાણીને હણવા ગુણવંત તે આચાર્ય ગુરુતત્વ કરી સદ્દહવા એ બીજી છત્રીસી. ૩

इंदियविसयपमायासवानिद्दकुभावणापणगछक्को ।
*छज्जीवेसु सजयणो, छत्तीसगुणो गुरु जयउ ॥ ४ ॥

ભાવાર્થઃ—ઇન્દ્રિય પાંચ તથા પાંચ ઇન્દ્રિયના વિષય જે વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દ, એ પાંચ મૂળ વિષય પ્રમાદ પાંચ-પ્રમાદકતા અહંકારની, વિષય ઇન્દ્રિયના કષાય ક્રોધાદિ, નિદ્રા આલસ્યરૂપ, વિકથા રાજકથાદિક એ પાંચ પ્રમાદ. આશ્રવ પાંચ—પ્રાણાતિપાત, ૧ મૃષાવાદ, ૨ અદત્તાદાન, ૩ મૈથુન, ૪ પરિગ્રહ, ૫ એ આશ્રવ પાંચ. નિદ્રા ૧ નિદ્રાનિદ્રા, ૨ પ્રચલા, ૩ પ્રચલાપ્રચલા, ૪ થીણદ્ધિ, ૫ કુભાવના પાંચકંદર્પભાવના, ૧ કિલ્વીષી ભાવના, ૨ અભિયોગી ભાવના, ૩ આસુરી ભાવના, ૪ સંમોહી ભાવના, ૫ એ છ પાંચ ત્રીસ ૩૦ બોલથી જે વિરમ્યા અને છ કાયના જીવની જયણાવંત છે એહવી ત્રીજી છત્રીસીએ કરી બિરાજમાન મહારા ગુરૂ તત્ત્વ જાણવાં. ૩. ॥ ૪ ॥

छव्वयणदोसलेसावस्सयसद्दव्वतक्कभासाणं ।
परमत्थजाणणेणं, छत्तीसगुणो गुरुं जयउ ॥ ५ ॥

ભાવાર્થ—હવે ચોથી છત્રીસી કહે છે-તિહાં છ દોષ વચનના તેહથી વિરમ્યા હોય, અલીક જે જુઠું બોલતા નથી ૧, હીલના થાય તે બોલતા નથી, ૨, ખિંસિત—જે બોલ્યે લોક ખિહાહિસા કરે (ખિંસા) તે બોલતા નથી. ૩, કર્કસ—કઠોર જે બોલવાથી દુઃખ ઉપજે તે બોલતા નથી. ૪ ગર્હણીય, જે લોકમે ગર્હા થાયે તે બોલતા નથી. ૫, શમિતો ધિકરણોદીરણા રૂપ જે શમ્યો ઉપશમ્યો જે અધિકરણુ—કશાય તે વળી ઉદીરે તે. ૬ એ છ વચનથી નિવર્ત્યા છે. તથા લેશ્યા ૬ કૃષ્ણ, ૧, નીલ. ૨, કાપોત. ૩. એ ત્રણ અપ્રશસ્તલેશ્યાથી નિવર્ત્યા છે, તેજો ૪, પદ્મ, ૫, શુકલ. ૬ એ તીન પ્રશસ્ત જાંણી પ્રવર્તે છે,

* પાઠાંતરમ્-છસુ કાયેસુ.

તથા છ ૬ આવશ્યક—સામાયિક ૧, ચોવિસત્થય, ૨, વંદન, ૩, પડિક્કમણુ, ૪ કાઉસગ્ગ, ૫, પચ્ચકખાણુ, ૬ તેહના કારણુ કાર્યપણે પરિણમવાવંત છે તથા દ્રવ્ય ૬ છ ધર્માસ્તિકાય. ૧. અધર્માસ્તિકાય, ૨, આકાશાસ્તિકાય, ૩, પુદ્ગલાસ્તિકાય ૪. કાલ, ૫ એ પાંચ અજીવ, છઠો જીવ, તથા તર્ક ૬ (દર્શન)—જૈન, ૧, મીમાંસક, બૌધ, ૩ નૈયાયિક, ૪, વૈશેષિક, ૫ સાંખ્ય, ૬ તથા ભાષા ૬ છ—સંસ્કૃત, ૧. પ્રાકૃત, ૨, અપભ્રંશ, ૩, સૌરસેની, ૪, માગધી, ૫, પિશાચી, ૬ એ છ-છ છત્તીસ બોલના પરમાર્થના જાંણુ તે માહરા ગુરૂ તત્વ જાણુવા. ૪.॥૫॥

सगभयरहिओ सगपिंडपाणएसणसुहेहिं संजुत्तो ।

अट्ठमयट्ठाणरहिओ, छत्तीसगुणो गुरु जयउ ॥ ६ ॥

ભાવાર્થઃ—હવે પાંચમી છત્રીસી કહે છે. સાતભય—ઇહલોકભય, ૧, પરલોકભય, ૨, અસરણુભય, ૩ મરણુભય, ૪ ચોરભય, ૫, અકસ્માતૂભય, ૬ આદાનભય. ૭ એ સાત ભય રહિત છે, તથા પિંડેસણા ૭ તથા પાણેસણા ૭—સંસટ્ઠા ૧ અસંસહા ૨ ઉદ્ધિય ૩ તહ અપ્પલેણિયા ૪ ચેવ. ઉગ્ગહિયા, ૫ પગ્ગહિયા, ૬ ઉજ્જિય ધમ્માય, ૭ સત્તમિહા. ૧-પ્રથમ પિંડેપણા-સંસૃષ્ટ ખરડેલા હાથ તથા પાત્રાદિ ૨, અસંસૃષ્ટ હસ્ત અસંસૃષ્ટ પાત્ર એટલે અખરડિત દહી એહવો પિંડ ગ્રહતા અભિગ્રહ ધારીને પ્રથમ પિંડેપણા, ૧, સંસૃષ્ટ બીજી, ૨ ગાથામાં વ્યત્યયે આણ્યું છે તે સુખોચ્ચારણુ માત્ર માટે અસંસૃષ્ટ હાથ સંસૃષ્ટ-પાત્ર વા અસંસૃષ્ટ પાત્ર, સંસૃષ્ટ હાથ એહની ભીક્ષા ગ્રહતાને ત્રીજી પિંડેપણા. ૩, અલ્પલેપા તે સ્યું ? અલ્પ તે અભાવવાદી નિર્લેપ પૃથક્યાદિ ગ્રહતાને ચતુર્થી પિંડેપણા, ૪ અવગ્રાહીતા નામ ભોજનકાતિ શરાવલાદિકને વિષે થાપ્યું જે ભોજન જાતિ તેહવી શિક્ષા લેવી તે પાંચમી પિંડેપણા. ૫. ગૃહીતા નામ-ભોજનણનાઇ દેતાને ઊજમાંલ થાતે કરાદિકથી પરસ્યું તે ભોજન જાત (ચ) તે, ભોગવવાને કાજેં કરાદિકેં જે ગ્રહ્યું તે છઠી પિંડેપણા. ૬ ઉજ્ઝીતમતિસ્યું છાંડવા યોગ્ય ભોજન જાત દ્વિપકાદિકં પણ નવાં છે તે વળી અર્દ્ધત્યક્તાવશેષમાત્ર રેહતાને સાતમો પિંડેપણા. ૭ પાણેષણા પિણ ઇમજ સાત પ્રકારેં તે મધ્યે ચોથી પિંડેપણા અપ્પલેવા માંહે નાનાપણું આયામ સોવીરકાદિ નિર્લેપ જાંણવું. ઇમ ૧૪ ભેદના જાંણુ તથા સાત પ્રકારના સુખેં સંયુક્ત—૧ સંતોષ, કરણ-ઇંદ્રિય તેહનો જીપવો તે સુખ બીજું, ૩ પ્રસન્ન ચિત્તતા, ૪ દયાળુપણો, ૫ સત્યપણો, ૬ પવિત્રપણો, ૭ દુર્જનથી વેગળો રહેવો તે સુખ સાતમું એ ૨૮ તથા આઠ મદના સ્થાનકથી રહિત જાતિમદ ૧, કુલમદ, ૨, લાભમદ, ૩, બળમદ, ૪ ઐશ્વર્યમદ, ૫, રૂપમદ, ૬ વિદ્યામદ. ૭ અને તપમદ ૮ એ આઠ મદથી. એ પાંચમી છત્રીસી એ ગુણતત્વ રીતે વિરાજમાન તે માહરા ગુરૂ જાંણવા. ૫. ॥ ૬ ॥

अट्ठविहनाणदंसण चारित्ताचारवाइगुणकलिओ ।
चउविहबुद्धिसमेओ, छत्तीसगुणो गुरु जयउ ॥ ७ ॥

ભાવાર્થ—અટ્ઠવિહ-આઠ જાતિના જ્ઞાનાદિક આચાર-કાલે ૪ વિણએ ૨ બહુમાણે, ૩ ઉવહાણે, ૪ તહ, અનિન્હવણે, ૫ વંજણ, ૬ અત્થ, ૭ તદુભયે, ૮ અઠ્ઠવિહો નાણમાયારો. ૧ તથા દર્શણાચાર, ૮-નિસ્સંકિય, ૧ નિક્કંખિય, ૨ નિવિત્તીગિચ્છા, ૩ અમૂઢદીઠિ અ. ૪ ઉવવૂહ, ૫ થિરીકરણે ૬ વચ્છલ, ૭ પ્પભાવણે, ૮ અઠ્ઠ. ૨ એ. ૧૬ તથા ચારિત્રાચારના, ૮ ભેદ તે પાંચ સમિતિ, ત્રણ ૩ ગુપ્તિ, એ ૨૪ બોલ થયા વળી આચરવંત. ૧ આહારવંત, ૨ વ્યવહારવંત, ૩ વિહારવંત, ૪ અપરિશ્રાવિવંત, ૫ નિર્જરાવંત, ૬ અપાયદર્શી, ૭ એષણાવંત, ૮ એ આઠ ગુણવંત ગુરુ વળી ચ્યારબુદ્ધિ, ૪ ઔત્પાતિકી, ૧ વૈનયિકી, ૨ કાર્મિણિકી, ૩ પારિણામિકી, ૪ એ સર્વ મળી ૩૬ છત્રીસ ગુણે બિરાજમાન મ્હારા ગુરુ જાણવા. એ છઠ્ઠી છત્રીસી. ગાથા. ૭

अट्ठविहकम्म, अट्ठग जोगमहसिद्धिजोगदिट्ठि विउ ।
चउविहअणुओगनिउणो, छत्तीसगुणो गुरु जयउ ॥ ८ ॥

ભાવાર્થ:—હવે સાતમી છત્રીસી કહે છે-આઠ કર્મ જ્ઞાનાવરણાદિક તેહના સૂક્ષ્મ ભાવના જાણ. ૮ વળી અષ્ટાંગયોગ-યમ ૧, નિયમ ૨, આસન ૩, પ્રાણાયામ ૪, પ્રત્યાહાર ૫, ધારણા ૬, ધ્યાન ૭, સમાધિ ૮, એ અષ્ટાંગયોગ કહીયે-તેમાં યમ તે પ્રાણાતિપાતવિરમણાદિ મહાવ્રત, ૧ નિયમ-શૌચ, સંતોષાદિ. ૨ આસન-પદ્માસનાદિ, ૩ પ્રાણાયામ શ્વાસનિરોધાદિક ચાર અંગ સ્થિરતા વધારવા માટે અભ્યાસ કરવો. ૪ પછી પ્રત્યાહાર જે આત્માને વિષયથી ખેંચીને સ્વરુપ સન્મુખ કરવો તે. ૫ ધારણા જે ધ્યેય અરિહંતાદિક શુદ્ધ નિમિત્ત અથવા આત્મસ્વરુપ તે ધ્યેય છે. તેહને વિષે પોતાના ઉપયોગની એકાગ્રતા કરવી તે ધારણા, ૬ તે ધારણાયે અંતર્મુહૂર્ત્ત સીમ સ્થિરતા રહેવી તે ૭ ધ્યાનપ્રતે ધ્યાનના સુખ મધ્યેલીન તે સમાધિ. ૮ એ આઠ યોગના અભ્યાસી. ૮ વળી આઠ મહા સિદ્ધિ અણિમાદિક, તથા આઠ યોગદૃષ્ટિ-મિત્રા ૧ તારા, ૨ બલા, ૩ દીપ્રા, ૪ સ્થિરા, ૫ કાન્તા; ૬ પ્રભા, ૭ પરા, ૮ ઇહાં પેહેલી, ૪ ચ્યાર દૃષ્ટિ મધ્યે માર્ગાનુસારીથી માંડીને ગ્રંથી ભેદી સીમ પુહચે સંવેદન જ્ઞાનથી યદ્યપિ વેદ્ય સંવેદ્ય પદને પુહચે નહી, સ્થિરાદિમેં આવ્યો સમકીત પામે, પછી તે સ્પર્શના જ્ઞાની થકો-અનુભવ જ્ઞાની થકો તે ભેદ રત્નત્રયી પરિણમી અભેદ રત્નત્રયીને ચલે ઘનઘાતી ખપાવીને કેવળી થાયે તિવારે આઠમી દૃષ્ટિ પહોત્યો કહીયે. એ ગુણે યુક્ત, તથા ચ્યાર ૪ અનુયોગમાં નિપુણ-દ્રવ્યાનુયોગ, ૧ ગણિતાનુયોગ, ૨ ચરણકરણાનુયોગ, ૩ ધર્મકથાનુયોગ, ૪ એ સર્વ મળી ૩૬ એ સાતમી છત્રીસી

જાણવી, અથવા મૂળ અનુયોગ, ઉપક્રમ જે તે પણે થવાનો ઉદ્યમ (ઉદ્યોગ) ૧ વસ્તુને વિષે સમકાલીદ્યોતક ગુણ તે નિક્ષેપ. ૨ વસ્તુનો સ્વરુપાર્થ-ફલાર્થ પ્રમુખ અર્થનો કહેવો તે અનુગમ, ૩ વસ્તુના અવસ્થાંતરીભાવ કથક તે નય. ૪ એ પિણચ્યાર અનુયોગ બીજા જાણવા. ૭-૮.

नवतत्तण्णू नववंभगुत्तीगुत्तो नियाणनवरहिओ ।
नवकप्पकयविहारो, छत्तीसगुणो गुरू जयउ ॥ ९ ॥

ભાવાર્થઃ—હવે આઠમી છત્રીસી કહે છે-નવ તત્ત્વના જાણ, નવ વાડ બ્રહ્મચર્યની તેના પાલક. એકલી સ્ત્રી સંઘાતે એકલા બ્રહ્મચારીયે એક વસતિએ રાત્રે વસવો નહીં. ૧ સ્ત્રીનાં શ્રૃંગાર વિલાસ વિલાપની કથા ન કહેવી, ૨ જે પાટ, બાજોઠે સ્ત્રી બેઠી હોય તે થાનકે બે ઘડી માંહે પુરૂષે બેસવો નહીં, પુરૂષને આસને સ્ત્રીયે બે તથા, ૪ ઘડી સીમ બેસવો નહીં. ૩ સ્ત્રીના મનોહર ગુહ્ય ઇન્દ્રી જોવો નહીં. ૪ જ્યાં સ્ત્રી પુરૂષ ભોગવતાં હુવે તે કાલના શબ્દવિલાસ સાંભળવા નહીં. ૫ બ્રહ્મચારી પેહેલાં ભોગ ભોગવ્યા સંભારવા નહીં. ૬ બ્રહ્મચારીયે ચીકણા આહાર કરવા નહીં. ૭ બ્રહ્મચારીયે અતિમાત્રાએ આહાર કરવો નહીં ૮ બ્રહ્મચારીયે શરીરની શોભા ન કરવી. ૯ એ નવવાડી પાળે. ૧૮ નવ નિઆંણા ૯ રહિત. ૨૭. અને નવ કલ્પી વિહારના કરણહાર-ચોમાસાનો એક વિહાર, શેષ કાલના ૮ મહિનાના આઠ વિહાર એ નવ વિહારે વસતિ ગોચરી સ્થંડિલ, સર્વ પાલટવી; ક્ષીણ જંઘાબલ ગીતાર્થને વિહારનો નિયમ નહીં "वास-सयंमि वसंता; मुणिणो आराहगा भणिया" ઈત્યુપદેશમાલા વચનાત્, એ આઠમી છત્રીસીના ધરણહાર તે માહરા ગુરૂ જાણવા. ૯

दसभेय अ संवर, संकिलेसउववायविरहिओ निच्चं ।
हासाइछक्करहिओ, छत्तीसगुणो गुरू जयउ ॥ १० ॥

ભાવાર્થઃ—હવે નવમી છત્રીસી કહે છે-દસ ૧૦ પ્રકારના સંવર સંયુક્ત-પાંચ ઇંદ્રિ વશ એ પાંચ સંવર, તીન યોગ રોકવા એ ૩, ઔધિક, ઉપગ્રાહિક, ઉપધિનો માન એ દશ સંવર, દસ ૧૦ પ્રકારનો સંકલેશ-૧ ઉપધિ સંકલેશ, ૨ વસતિ સંકલેશ, ૩ કષાય સંકલેશ, આહાર સંકલેશ, ૫-૬-૭ તીન યોગની ચપલતા તે સંકલેશ, ૮ અજ્ઞાન સંકલેશ, ૯ અદર્શન સંકલેશ, ૧૦ અચારિત્ર-ક્રિયાનો સંકલેશ. એ ૧૦ દશ સંકલેશથી રહિત, તથા સંજમના ૧૦ દશ ઉપઘાત થી રહિત. "દશ સંજમોવઘાયા, ઉગ્ગમ, ૧ ઉપ્પાયણે, ૨ સ, ૩ પરિકમ્મે, ૪ પરિહરણ, ૫ નાણ, ૬ દંસણ, ૭ ચરિત્ત, ૮ અચિઅત્ત, ૯ સંરકખે ૧૦ ૧ વળી હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, દુગંછા. એ ૬ છ થી રહિત, એ નવમી ૩૬ સી ગુણે યુક્ત મ્હારા ગુરૂ જાણવા. ૧૦

दसविहसामायारी, दसचित्तसमाहिठाणलीणमणो ।
सोलसकसायचाई, छत्तीसगुणो गुरू जयउ ॥ ११ ॥

ભાવાર્થઃ—ધશમી છત્રીસી કહે છે. દસ સામાચારી-ઈચ્છાકાર, ૧ મિચ્છાકાર, ૨ તહક્કાર, ૩ છંદણા, ૪ નિમંતણા, ૫ પુચ્છણા, ૬ આપુચ્છણા, ૭ આવસ્સહી, ૮ નિસ્સીહી, ૯ ઉપસંપદા, ૧૦ એ દસ સામાચારી સાધુની નિત્યની, ચિત્તની સમાધિના સ્થાનક, નવ વાડિ ૯ દશમો પરિચય, એ ૨૦ અનંતાનુબંધી આદિ ૧૬ સોળ કષાયના ત્યાગી એટલે દશ સમાધિ લીન, સોળ કષાયત્યાગના ઉધમી તે ગુણ ૩૬ સી બિરાજમાન મ્હારા ગુરૂ જાણવા. એ દશમી છત્રીસી જાણવી. ૧૧.

पडिसेवसोहिदोसे, दसदसविणयाइचउसमाहीओ ।
चउभेयाउ मुणंतो, छत्तीसगुणो गुरू जयउ ॥ १२ ॥

ભાવાર્થઃ—દશ પ્રકારની પ્રતિસેવા-દર્પે ૧, પ્રમાદે ૨, અણાભોગે ૩, આતુરતાએ ૪, આપદાયે ૫, સંકિએ ૬, સહસાત્કારે ૭, ભયે ૮, પ્રદ્વેષે ૯, વિચારણાએ, ૧૦ એ દશે કારણે દોષ લાગે ૧૦ તે લગાડતા નથી. દશ શોધિ દોષ-" આકંપઈત્તા, ૧ અનુમાણઈત્તા, ૨ જં દિટ્ઠં, ૩ બાયરં, ૪ ચ, ૫ સુહુમં, ૬ વા છન્નં, ૭ સદ્દાઉલયં, ૮ બહુજણ, ૯ અવત્ત, ૧૦ તસ્સેવી. ૧ " એ દસ એવં ૨૦ વિનય સમાધિના ભેદ ૪, તપસમાધિના ભેદ, ૪ શ્રુતસમાધિના ભેદ, ૪ આચાર સમાધિના ભેદ, ૪ એ ૧૬ મિળ્યા ૩૬ ના જાણ તે માહરા ગુરૂ જાણવા એ ૧૧ મી છત્રીસી. ૧૨

दसविहवेआवचं, विणयं धम्मं च पड्ड पयासंतो ।
वज्जियअकप्पछक्को, छत्तीसगुणो गुरू जयउ ॥ १३ ॥

ભાવાર્થઃ—દશ પ્રકારનો વૈયાવચ્ચ-" આયરિય, ૧ ઉવજ્ઝાએ, ૨ તવસ્સિ, ૩ સેહે; ૪ ગિલાણ, ૫ સાહુસ્સુ, ૬ સમણુન્ન, ૭ સંઘ, ૮ કુલ, ૯ ગણ ૧૦-વેયાવચ્ચં હવઇ દસહા. ૧ " તથા દશ પ્રકારનો વિનય-અરિહંત. ૧ સિદ્ધ, ૨ ચેઈય, ૩ સુએ, ૪ ચ ધમ્મે, ૫ ચ સાહુવગ્ગે, ૬ ચ આયરિય, ૭ ઉવજ્ઝાએ, ૮ પવયણે, ૯ દંસણે, ૧૦ વિણઓ. ૧ " એવં ૨૦ તથા દશવિધ યતિધર્મને વિષે સદા ઉધમી છે-ખંતી ૧ મદ્દવ, ૨ અજ્જવ, ૩, મુત્તી, ૪ તવ, ૫ સંજમે, ૬ ચ બોધવે, સચ્ચં, ૭ સોયં, ૮ અકિંચણં ૯ બંભં ૧૦ ચ જઈધમ્મો. " એવં ૩૦ ષટ્ પ્રકાશક તથા દશવૈકાલિકે કહ્યો જે અકલ્પ્ય છક્ક તેના વર્જવાવાળા, એ ૩૬ ગુણે યુક્ત મ્હારા ગુરૂ જાણવા. એ બારમી છત્રીસી. ૧૩

दसभेयाइ रुईए, दुवालसंगेसु वारउवंगेसु ।
दुविहासिक्खाइ निउणो, छत्तीसगुणो गुरू जयउ ॥ १४ ॥

ભાવાર્થઃ—દશ ૧૦ રૂચિવંત-" નિસગ્ગુવએસરૂઈ, આણરૂઈસુત્ત-બીયરૂઈ-

મેવ, અભિગમવિત્થારરૂઈ, કિરિયા સંખેવધમ્મરૂઈ ૧ " ૧૦ અંગ બાર–" આયારો, સૂયગડો, ૨ ઠાણં, ૩ સમવાયો, ૪ વિહાપન્નત્તી, ૫ ણાયાધમ્મકહાઓ, ૬ ઉવાસગદસાઓ, ૭ અંતગડદસાઓ, ૮ અણુત્તરોવવાઇયદસાઓ, ૯ પણ્હાવાગરણં, ૧૦ વિવાગસુઅં, ૧૧ દિટ્ઠિવાઓ, ૧૨ " ઇતિ ૧૨ બાર અંગ, તથા બાર ઉપાંગ –ઉવવાઇ, ૧ રાયપસેણી, ૨ જીવાભિગમ, ૩ પન્નવણા ૪ જંબૂદ્વીપપન્નત્તી, ૫ ચંદપન્નત્તી, ૬ સૂરપન્નત્તી, ૭ (નિરયાવલિય) પુપ્ફીય, ૮ પુપ્ફચૂલિયા, ૯ (કપ્પીઆ ૧૦) કપ્પવડંસીયા, ૧૧ વણ્હીદસા, ૧૨ એ પાંચ સૂત્ર મિળી એક નિરયાવળી કહેવાય છે. એમ ૧૨ ઉપાંગના જાણ, તથા બે શિક્ષા–ગ્રહણાશિક્ષા જે શુભજ્ઞાનનો ભણવો, ૧ આસેવના શિક્ષા જે સર્વક્રિયાનો શીખવો, ૨ એ છત્તીસ ગુણે કરી શોભિત તે આચાર્ય ગુણવંત જાણવા. એ તેરમી છત્રીસી યુક્ત મ્હારા ગુરૂ જાણવા. ૧૪.

एगारसड्ढपडिमा, वारसवय तेरकिरिट्ठाणेय ।
सम्मं उवएसंतो, छत्तीसगुणो गुरू जयउ ॥ १५ ॥

ભાવાર્થ—અગીયાર પ્રતિમા શ્રાવકની–" દંસણ, ૧ વય, ૨ સામાઇય, ૩ પોસહ, ૪ પડિમા, ૫ અબંભ, ૬ સચ્ચિત્તે, ૭ આરંભ, ૮ પેસ ૯ ઉદ્દિઠ્ઠવજ્જએ, ૧૦ સમણભૂએ, ૧૧ અ. ૧ " શ્રાવકનાં વ્રત બાર ૧૨–સ્થુલ પ્રાણાતિપાતવિરમણાદિ પાંચ અણુવ્રત, ૫ ત્રણ ગુણવ્રત; ૩ ૪ ચ્યાર શિક્ષાવ્રત. એવં બાર, તથા તેર કિરિયા સ્થાનક સૂયગડાંગે વહ્યા તે–" અટ્ઠા, ૧ ડણટ્ઠા, ૨ હિંસા, ૩ ડકમ્હા, ૪ દિટ્ઠિ, ૫ ય મોસ, ૬ દિન્ને, ૭ અ અજ્જત્થ, ૮ માણ, ૯ મિત્તે, ૧૦ માયા, ૧૧ લોહે, ૧૨ રિયાવહિયા. ૧૩ ૧ " સમ્યગ્ પ્રકારે ઉપદેશ દેતા તે છત્રીસગુણે બિરાજમાન મ્હારા ગુરૂ જાણવા. ૧૪ એ ચૌદમી છત્રીસી જાણવી. ૧૫

वारसउवओगविऊ, दसविहपच्छित्तदाणनिउणमई ।
चउदसउवगरणधरो, छत्तीसगुणो गुरू जयउ ॥ १६ ॥

ભાવાર્થ—બાર ઉપયોગના જાણ. પાંચ જ્ઞાન, તીન અજ્ઞાન, ચ્યાર ૪ દર્શન એ બાર ઉપયોગ, દશ પ્રાયશ્ચિત્ત " તં દસવિહમાલોયણ, ૧ પડિક્કમણો, ૨ ભય, ૩ વિવેગે, ૪ તહેવ ઉસ્સગ્ગે. ૫ તવ, ૬ છેય, ૭ મૂલ, ૮ અણુતટ્ઠિએ, ૯ અપારંચિએ, ૧૦ ચેવ. ૧ એ દશ ૧૦ પ્રાયશ્ચિત્તના દાતાર નિપુણ બુદ્ધિમંત. તથા ૧૪ ચૌદ ઉપકરણના ધરણહાર તેમાં ૭ પાત્રનાં ઉપકરણ–" પત્તં, ૧ પત્તાબંધો, ૨ પાયઠ્ઠવણં, ૩ ચ પાયકેસરિયા ૪ પડલાઈં, ૫ રયત્તાણં, ૬ ગુચ્છઓ પાયનિજ્જોગો. ૧ " એ ૭ પાત્રના ઉપકરણ, અને સાત ૭ શરીરના–" મુહણંત ૧ રયોહરણં, ૨ કંબલે, ૩ કપ્પગ, ૪ ચોલપટ્ટો ય ૫ ઉત્તરપટ્ટો છટ્ઠો, ૬ સત્તમો પાયપૂંછણયો ૧ " એ ૧૪ ઉપગરણ સૂજતા માનોપેત ધરે, વધતા ન રાખે,

કારણે પાઠરૂં રાખે, ઔપગ્રહિક ઉપગરણનો માન નથી, એહવા ગુણવંત તે માહરા ગુરૂ જાણવા. ૧૬.

वारसभेयंमि तवे, भिक्खू पडिमासु भावणासुं च ।
निचं च उज्जमंतो, छत्तीसगुणो गुरु जयउ ॥ १७ ॥

ભાવાર્થઃ—હવે સોળમી છત્રીસી કહે છે-બારભેદે તપ—૭ બાહ્ય તપ-" અણુસણ ૧ મૂળોયરિયા ૨, વિત્તીસંખેવણં ૩ રસચ્ચાઓ ૪ કાયકિલેસો ૫, સંલીણયા ૬ ય બજ્ઝો તવો હોઇ ॥ ૧ ॥ " તથા ૭ ૬ અભ્યંતરતપ—"પાયચ્છિત્તં વિણઓ ૨, વેયાવચ્ચં ૩ તહેવ સજ્ઝાઓ ૪. ઝાણું ૫ ઉસ્સગ્ગોવિ ય ૬, અભિંતરઓ તવો હોઇ. ॥ ૨ ॥ " એ બાર તપ તથા ભિક્ષુની—સાધુની પ્રતિમા બાર—પેહેલી ૧ માસની, ઈમ યાવત સાતમો સાત માસની, જઘન્ય એકાંતરોપવાસ, ઉત્કૃષ્ટ યથાશક્તિ દીઠે દંડાશનાદિક આસને આતાપના રાત્રેં કાઉસ્સગ્ગ, એ રીતે કરવાની આઠમી સત્તમસત્તમિયા, નવમી નવમનવમીયા, દસમી દસમીયા, ઈગ્યારમી એક અઠ્ઠમની, તીન રાત્રિની બારમી, એક અહોરાત્રીની અને બાર ૧૨ ભાવના—" પઢમમણિચ્ચ ૧ મસરણં ૨, સંસારો ૩. એગયાય ૪ અન્નત્તં, ૫ અસુઇત્તં ૬ આસવ ૭ સંવરો ય ૮ તહ નિજ્જરા નવમી ૯ ॥ ૧ ॥ લોગસહાવો ૧૦ બોહી ૧૧ દુલ્લહા ધમ્મસ્સ સાહગા અરિહા ૧૨ એઆઓ ભાવણાઓ, ભાવેયવ્વા પયતેણં ॥ ૨ ॥ " એ સર્વ મળી ૩૬ છત્રીસ બોલના ઉદ્યમી તે માહરા ગુરૂ જાંણવા એ સોળમી છત્રીસી જાંણવી. ॥ ૧૭ ॥

चउदसगुणठाणनिउणो, चउदसपडिरुवपमुहगुणकलिओ ।
अट्ठसुहुमोवएसी, छत्तीसगुणो गुरु जयउ ॥ १८ ॥

ભાવાર્થઃ—ચૌદ ૧૪ ગુણઠાંણાના જાંણ, તે ગુણઠાંણાનાં નાંમ-મિચ્છે ૧ સાસણ ૨ મીસે ૩, અવિરય, ૪ દેસે, ૫ પમત્ત, ૬ અપમતે ૭ નિયટ્ટિ ૮ અનિયટ્ટિ, ૯ સુહુમ, ૧૦, ઉવસમ, ૧૧ ખીણ, ૧૨ સયોગિ, ૧૩ અયોગિ ૧૪ ગુણા ॥ ૧ ॥ " એ ૧૪ તથા પ્રતિરુપાદિક ચૌદ ગુણ સહિત-" પાડિરૂવો ૧ તેયસ્વી ૨, જુગપ્પહાણાગમો ૩ મહુરવક્કો ૪ ગંભીરો, ૫ ધીમંતો ૬, ઉવએસપરો ય, ૭ આયરિઓ ॥ ૧ ॥ અપરિસ્સાવી ૮ સોમો ૯, સંગહસીલો ૧૦ અભિગ્ગહમઇ અ ૧૧ અવિકત્થણો ૧૨ અચવલો ૧૩ પસંતહિયઓ ગુરૂ હોઈ ૧૪ ॥ ૨ ॥ એ ૧૪ મળી ૨૮ તથા અષ્ટાંગ નિમિત્ત-દિવ્ય ૧, ઉત્પાત ૨, આંતરિક્ષ ૩, ભૌમ ૪, અંગ ૫, સ્વર ૬, લક્ષણ ૭, વ્યંજન ૮, એ આઠ અંગ નિમિત્તના જાણ પણ નિમિત્તને પ્રકાશે નહી. ૮ એ સર્વ મળી ૩૬ છત્રીત્રીસીના ધરણહાર તે માહારા ગુરૂતત્ત્વ જાણવા. એ સત્તરમી છત્રીસી જાણવી.૧૮

पंचदसजोगसन्ना-कद्दणेण तिगारवाण चाएण ।
सल्लतिगवज्जणेणं, छत्तीसगुणो गुरु जयउ ॥ १९ ॥

ટબાર્થ—પન્નર યોગ " સચ્ચેયરમોસઅસચ્ચમ્રમીમણ ૪ વય ૪ વિઉવ્વ ૨, આહાર ૨, ઉરલં ૨, મીસ કમ્મણ ૧ ઇય યોગા પન્નરસેએણું ॥ ૧ ॥" ૧૫ । તથા સંજ્ઞા પન્નર ૧૫-આહારસંજ્ઞા ૧, ભયસંજ્ઞા ૨, મૈથુનસંજ્ઞા ૩, પરિગ્રહસંજ્ઞા ૪, ક્રોધસંજ્ઞા ૫, માનસંજ્ઞા ૭, માયાસંજ્ઞા ૭, લોભસંજ્ઞા ૮, લોકસંજ્ઞા ૯, ઓઘસંજ્ઞા ૧૦, સુખસંજ્ઞા ૧૧, દુઃખસંજ્ઞા ૧૨, મોહસંજ્ઞા ૧૩, દુગંછાસંજ્ઞા ૧૪, શોકસંજ્ઞા ૧૫, એ સર્વે મળી ૧૫ પન્નર સંજ્ઞાએં ધર્મને ધર્મમેં ગિણતા નથી. એહવા પ્રરૂપણાના ધણી છે। ગારવ તીન ૩-સાતાગારવ ૧, રિદ્ધિગારવ ૨, રસગારવ ૩, એ ૩ ના ત્યાગી છે. ૩૩। તથા સલ્ય તીન તે માયાસલ્ય ૧, નિયાણસલ્ય ૨, મિથ્યાત્વસલ્ય ૩ એ તીન સલ્ય રહિત. । એહ ૩૬ ગુણે યુક્ત તે માહરા ગુરૂત્વ જાંણવા.। ૧૮ એ અઢારમી છત્રીસી જાંણવી. ॥૧૯॥

सोलससोलस उग्गम-उप्पायणदोसविरहिवाआहारे ।
*चउहाभिग्गहनिरओ, छत्तीसगुणो गुरू जयउ ॥ २० ॥

ટબાર્થ—સોલ ઉદ્ગમ દોષ-૧૬-સોલસ ઉગ્ગમદોસા આહાકમ્મુ ૧ દેસીય ૨ પૂઇયકમ્મે ૩ ય મીસજાએ ૪ અ । ઠવણા ૫ પાહુડિઆએ ૬ પાઓયર ૭ કીય ૮ પામિચ્ચે ॥ ૧ ॥ પરિઅટ્ટિએ ૧૦ અભિહડુ ૧૧-ભિન્ને ૧૨ માલોહડે ૧૩ યં અછિજ્જે ૧૪ અણિસિટ્ઠ ૧૫ જ્ઝોયરએ, સોલસ પિંડુગ્ગમે દોસા ॥૨॥" ૧૬ । તથા સોલ ઉત્પાદના દોષ ૧૬-" ધાઇ ૧ દૂઇ ૨, નિમિત્તે, ૩, આજીવે, ૪, વણીમગે ૫, તિગિચ્છા ય। ૬ કોહે ૭ માણે ૮ માયા ૯, લોભે ૧૦ અ હવંતી દસ એએ ॥ ૧ ॥ પુવ્વિં પચ્છા ૧૧ સંથવ, ૧૨ વિજ્જા ૧૩ મંતેય ૧૪ ચુણ્ણ ૧૫ જોગે અ, ઉપ્પાયણાઇદોસા ૧૬, સોલસમે મૂલકમ્મે ય ॥ ૨ ॥ " એ દોષ રહિત આહારના લેણહાર. એમ ૩૨। તથા દ્રવ્ય, ૧ ક્ષેત્ર, ૨, કાલ, ૩ ભાવ, ૪ રૂપ ચ્યારભેદે અભિગ્રહના ધરણહાર એ ૩૬ ગુણના ધણી તે માહરા ગુરુતત્ત્વ જાણવા । એ ઓગણીસમી છત્રીસી જાંણવી. ॥૨૦॥

सोलसवयणविहिन्नू, सत्तरसविहसंजमंमि उज्जुत्तो ।
तिविराहणाविरहिओ, छत्तीसगुणो गुरू जयउ ॥ २१ ॥

ટબાર્થ—સોલ વચન વિધિના જાંણ, ૧૬-કાલતિઅં ૩ લિંગતિઅં ૩ વયણતિઅં ૩ તહપરુક્ખ ૧૦ પચ્ચક્ખં ૧૧ । ઉવણયાઇચઉક્કં ૧૫, અજ્ઝત્થં ૧૬ ચેવસોલસમં ॥ ૧ ॥ તથા સત્તરંવિધસંજમ-૧૭-પંચાશ્રવથી વિરમણ એ પાંચ, પંચેન્દ્રિયનિગ્રહ એ ૧૦, કષાય ૪ અને દંડ ૩ ની વિરતિરૂપ એ ૧૭; અથવા-પુઢવિ-દગ-અગણિ-મારુઅ-વણસ્સઇ બિતિ ચઉ પણિંદિ અજીવે ૧૦ પેહાપેહ પમજ્જણ, પરિઠવણ મણો વએકાએ ॥૧॥" એ પણ ૧૭ એમ ૩૩।

* પાઠાંતરમ્ ( ચઉવિહ ).

તથા તીન વિરાધના તે જ્ઞાન વિરાધના ૧, દર્શન વિરાધના, ૨, ચારિત્ર વિરાધના ૩ રહિત. । એ છત્રીસ ગુણે બિરાજમાન તે માહરા ગુરુતત્વ જાણવા. એ વીસમી છત્રીસી જાણવી. ॥ ૨૧ ॥

नरदिक्खदोस अट्ठारसेव अट्ठार पावठाणाई ॥
दूरेण परिहरंतो, छत्तीसगुणो गुरू जयउ ॥ २२ ॥

ટબાર્થ—નર જે પુરુષના દીક્ષાના દોષ અઢાર ૧૮ તેહના જાણ—*બુડ્ઢો ૧ જડ્ડો ૨ કીવો ૩ હઠજુત્તો ૪ તહય ગહિલો ૫ અવિણીઓ ૬ અભીરુ ૭ ઈત્યાદિક આવશ્યક નિર્યુક્તિથી જાણજો અઢાર એ ૧૬ । અને અઢાર પાપસ્થાનક-પ્રાણાતિપાત ૧ મૃષાવાદ ૨, અદત્તાદાન, ૩ મૈથુન, ૪ પરિગ્રહ, ૫, ક્રોધ, ૬ માન, ૭ માયા, ૮, લોભ, ૯ રાગ, ૧૦ દ્વેષ, ૧૧ કલહ ૧૨, અભ્યાખ્યાન, ૧૩ પૈશુન્ય ૧૪ રતિ અરતિ, ૧૬, માયા મૃષાવાદ, ૧૭, મિથ્યાત્વશલ્ય ૧૮ એ અઢાર પાપ સ્થાન દૂરેં પરિહરતા એ છત્રીસ ગુણ બિરાજમાન તે આચાર્ય ગુણવંત જાણવા. ॥ ૨૨ ॥

सीलंगसहस्साणं, धारंतो तह य बंभभेआणं।
अट्ठारसगगुयारं, छत्तीसगुणो गुरू जयउ ॥ २३ ॥

ટબાર્થ—અઢાર હજાર સીલાંગરથના ધરણહાર-બ્રહ્મચર્યના ભેદ ૧૮— "ઓરાલિયં ચ દિવ્વં, મણવયણકાએણ કરણજોએણં; અણુમોયણ કારવણે કરણે ભેયટ્ઠારસ્સ ॥ ૧ ॥" એ અઢાર બ્રહ્મચર્ય નિવૃત્યા છે-એથી અઢાર બંભચેર ઉદાર કહીએ તે એ ૩૬ ના ધરણહાર તે માહરા ગુરુ જાણવા. ૨૨-॥૨૩॥

उस्सग्गदोसगुणवीस–वज्जओ सत्तरभेअमरणविहिं ।
भवियजणे पयडंतो, छत्तीसगुणो गुरू जयउ ॥ २४ ॥

ટબાર્થ—કાઉસ્સગ્ગના ૧૯ ઓગણીસ દોષ રહિત-ઘોડગ ૧ લય ૨ ખંભાઈ ૩ માલ; ઈત્યાદિ ભાષ્યથી જાણી લેવા. ૧૯ । તથા મરણ સમાધિના સત્તર ભેદ ૧૭ ભગવતીથી જાણજયો. ઈત્યાદિક અર્થ ભવ્ય જનને ઉપદેશે પ્રગટ કરવા એ તેવીસ ૨૩ તી છત્રીસી ગુણે બિરાજમાન તે ગુરુ જાણવા. ॥૨૪॥

वीसमसमाहिट्ठाणे, दसेसणा पंच गासदोसे य ।
मिच्छत्तं च चयंतो, छत्तीसगुणो गुरू जयउ ॥ २५ ॥

ટબાર્થ—બીસ અસમાધિ સ્થાનકના નિવારક—"દવદવચારિ ૧ પમજ્જિય

* બાલે ૧ બુડ્ઢે ૨ નપુંસે ૩ ય, કીવે ૪ જડ્ડે ૫ ય વાહિએ ૬ । તેણે ૭ રાયાવગારી ૮ ય, ઉમ્મત્તે ૯ ય અદંસણે ૧૦ ॥ ૧ ॥ દાસે ૧૧ દુટ્ઠે ૧૨ ય મૂઢે ૧૩ ય, અણત્તે ૧૪ જુંગિએ ૧૫ ઈય । ઉબદ્ધએ ૧૬ ય ભયએ ૧૭ સેહનિપ્ફેડિયા ૧૮ ઈય ॥૨॥

૨, ઠુપમજ્જિય ૪ રિત્તસિજ્જ ૪ આસણિએ ૫ । રાયણિયપરિભાસી ૬, થેર ભૂઓઘાઈ ૮ ય ॥ ૧ ॥ સંજલણુ ૯ કોહણે ૧૦ પિઠ્ઠમંસિયે ૧૧ ભિકખભિ-કણમોહારી ૧૨ । અહિગરણકરોદીરણ ૧૩, અકાલસજ્ઝાયકારી ૧૪ ય ॥ ૨ ॥ સસરક્ખપાણિપાએ ૧૫, સદ્દકરે ૧૬ કલહે ૧૭ ઝંઝકારી ૧૮ ય । સૂરપ્પમાણ-ભોઈ ૧૯, વીસ ઇમે એસણાસમિએ ૨૦ ॥ ૩ ॥ " તથા દશ એષણા દોષ— " સંકીય ૧ મક્ખિય ૨ નિખિત્ત ૩ પિહિય ૪ સાહરિય ૫ દાયગ ૬ મ્મીસે ૭ । અપરિણય ૮ લિત્ત ૯ છડ્ડિઅ ૧૦, એસણદોસા દસ હવંતિ ॥૧॥" તથા ગ્રાસદોષ પાંચ ધૂમાંગારક પ્રમુખ, એકવિ મિથ્યાત્વ તેનો ત્યાગ, એ છત્રીસગુણે સહિત તે ગુરુ જાણવા. એ ચોવીસ છત્રીસી થઈ. ॥ ૨૫ ॥

इगवीससबलचाया, सिक्खासीलस्स पनरठाणाणि ।
अंगीकरणेण सया, छत्तीसगुणो गुरू जयउ ॥ २६ ॥

ટબાર્થ—એકવીસ સબલના ત્યાગી તે ગાથા—" તં જહેઓ હત્થકમ્મં કુવંતે મેહુણં ચ સેવંતે રાઈ ભુંજમાણો આહાકમ્મં ચ ભુંજંતે ॥ ૧ ॥ તત્તો-ય રાયપિંડકીયં પામિચ્ચય, અભિહડં છિન્નં ભુંજંતે, સબલેઉપચ્ચંકિખય ॥૨॥ છમ્માસબ્ભિંતરઓ ગણાઅણે સંકમં કરેમાણે; માસબ્ભિંતરતિન્નિઉદગ લેવાઇ કરેમાણે. ॥ ૩ ॥ ગિણ્હંતે અ અદિકખં, આઉટ્ટિ તહા અણંતવહીયાએ; પુઢ-વીયઠાણ સિજ્જં, નિસહાયં વા વિચેયંતે ॥ ૪ ॥ માસબ્ભિંતર ઓસ્સાયઠ્ઠાણા-ઇતિન્નિકૂકવંતો પાણાયવાઉટ્ટી કુવ્વંતે, મુસાવયં તેય. ॥૫॥ એવં સરિસણુદ્ધાએ સસરક્ખાચિત્તમંતગસિલલે લૂંકોમાવાસ પઇઠ્ઠાકોણુગુણા તે સીયા વાસો. ૬ સઙં-સપાણસએ બીએ જીવઉવસંતાણઉ ભવે તહયહાણાઈ, ચેયમાણે સબલે આઉટ્ટિ-આએ અ ૭. આઉટ્ટિ મૂલકંદે, પુપ્ફેય ફલે અ બીયહરિયે ય; ભુંજંતે સબલેઉ, તહેવ સંવચ્છરસ્સંતો ॥ ૮ ॥ દસ દગદગલેવે કુવ્વમાઇઠ્ઠાણાઈ દસયવરિસંતેયઉ-દિયસી ઉદગવગ્ઘારીયહત્થમત્તેણં. ॥૯॥

દવ્વાઈ ભાયણેણ, વંદિજ્જંતભત્તપાણધિતૂણં, ભુંજઇ સબલો એસો, ઇ-ગવીસમો હોઇ નાયવ્વો ॥ ૧૦ ॥ " એ ૨૧ તથા શિક્ષાશીલનાં પન્નરસ્થાનક— *અહ પન્ન રસઠાણેહિં–સુવિણીએત્તિ, બુચ્ચઇ નિયાવિત્તી અચવલે અમાઇ અ-કુતુહલે. ॥ ૧ ॥ અપ્પં ચાહિકિખવઈ પબંધં ચ ન કુવ્વઈ, મિત્તિજ્જમાણો ભાઇઈ, સુઅં લદ્ધું ન મજ્જઇ. ॥ ૨ ॥ ન ય પાવપરિકખેવી, ન ય મિત્તેસુ કુપ્પઇ ૧૦ । અપિપ્પયસાવિ મિત્તસ્સ રહે કલ્લાણભાસઇ ॥ ૩ ॥ કલહડમરવ-જ્જએ, બુદ્ધે અભિજાઈએ । હરિમં ૧૪ પડિસંલીણે ૧૫ સુવિણીઉત્તિ બુચ્ચઈ.

---

* અહ પનરસઠાણેહિં, સિકખાસીલુત્તિ બુચ્ચઇ ।
નીયાવિત્તી અચવલે, અમાઈ અકુતુહલે ॥ ઇતિ પાઠાંતરમ.

॥ ૪ ॥ એ ૩૬ છત્તીસગુણે બિરાજમાન ગુરૂ જાણવા. એ પચવીસમી છત્રીસી જાણવી. ॥ ૨૬ ॥

वावीसपरीसहहियासणेण, चाएण चउदसण्हं च ।
अब्भिंतरगंथाणं, छत्तीसगुणो गुरू जयउ ॥ २७ ॥

ટબાર્થઃ—બાવીસ પરીષહ સહેવાને સમર્થ તેનાં નામ-ખુહા ૧ પિવાસા ૨ સી ૩ ઉણ્હં ૪, દંસા ૫ અચેલા ૬ રઇત્થિઓ ૮ । ચરિયા ૯ નિસીહિયા ૧૦ સિજ્જા ૧૧, અક્કોસ ૧૨ વહ ૧૩ જાયણા ૧૪ ॥ ૧ ॥ અલાભ ૧૫ રોગ ૧૬ તણફાસા ૧૭, મલ ૧૮ સક્કાર ૧૯ પરીસહા । પન્ના ૨૦ અન્નાણ ૨૧ સમ્મત્તં ૨૨, ઇઅ બાવીસ પરીસહા ॥ ૨ ॥" તથા ૧૪ ચૌદ અભ્યંતર ગ્રંથિના ત્યાગી તેનાં નામ-"રાગો દોસો ય મિચ્છત્તં ૭ કસાયા ૪. હાસછક્કગં ૬ । એગો વેઉત્તિમે ગંથા, અંતરંગા ચઉદ્દસ ॥ ૧ ॥" એ ચૌદ પ્રકારની ગ્રંથિના ત્યાગી એ છવ્વીસમી છત્રીસી ગુણે બિરાજમાન તે માહરા ગુરૂતત્ત્વ જાણવા. ॥ ૨૭ ॥

पणवेइयाविसुद्धं, छद्दोसविमुक्कं पंचवीसविहं ।
पडिलेहणं कुणंतो, छत्तीसगुणो गुरू जयउ ॥ २८ ॥

ટબાર્થ—પાંચ વેદિકા વાંદણાં દેતાં-બે હાથ જાનું વિચે રાખવા એ શુદ્ધ-વેદિકા, ૧. બીજી ચ્યાર ૪ અશુદ્ધવેદિકા. એ પાંચ વેદિકાએ વિશુદ્ધ । વળી ૬ દોષથી વિમુક્ત-*આરભડા સંમદ્દા, વજ્જેયયવ્વા ય મોસલી તઇયા, પપ્ફોડણા ચઉત્થી વિક્ખિત્તા અવેઇયા છઠ્ઠા ॥ ૧ ॥ એ ૬ છ દોષ રહિત વળી પચવીસ પડિલેહણાના કરતા-દિટ્ઠિપડિલેહણેગા, છઉપક્ખોડતિગતિગંતરિયા । અક્ખોડ-પમજ્જણાયા, નવનવ +મુહપત્તિ પણવીસં. ૧ એ પચવીસ મુહપત્તીની પડિલેહ-ણાના કરતા એ સત્તાવીસમી છત્રીસીગુણે કરી સહિત તે માહરા ગુરૂ જાણવા ૨૭॥૨૮॥

सत्तावीसविहेहिं, अणगारगुणेहिं भूसियसरीरो ।
नवकोडिसुद्धगाही, छत्तीसगुणो गुरू जयउ ॥ २९ ॥

ટબાર્થ—સાધુ મુનિરાજના ૨૭ સત્તાવીસ ગુણે યુક્ત-"વયછક્કમિંદિયાણં ચ નિગ્ગહો, ભાવકરણછક્કં ચ । સમણા વિરાગયાવિ ય, મણમાઈણં નિરોહો અ ॥ ૧ ॥ કાયાણ છક્કજોગમ્મિજુત્તયાવેયણાહિયાસણયા । તહ મારણંતિ અહિયા-સણા એએ અણગારગુણા ॥ ૨ ॥" એટલે સાધુજીને ગુણે કરી શોભાયમાન છે શરીર જેહનો તથા નવ ૯ તે મન, વચન, કાયાએ કરૂં નહી, કરાવું નહી,

* આરભડા ૧ સંમદ્દા ૨, મોસલિ ૩ પપ્ફોડણા ૪ ય વક્ખિત્તા ૫ । નચ્ચાવિય ૬ ત્તિ પડિલેહણાએ વજ્જિજ્જ છદ્દોસે ॥

+ પાઠાંતરે-પણવીસ પડિલેહા.

કરતાંને અનુમોદું નહીં એ નવકોટિ વિશુદ્ધ આહાર, વસતિ, પાત્ર, ઉપગરણના ગ્રાહક છે નિર્દોષ છે. એ છત્રીસ ૨૭-૯ ગુણે કરી બિરાજમાન તે માહરા ગુરૂ જાણવા ॥ ૨૮ ॥ ૨૯ ॥

अडवीसलद्धिपयडण-पउणो लोए तहा पयासंतो ।
अडविहपभावगत्तं, छत्तीसगुणो गुरू जयउ ॥ ३० ॥

ટબાર્થ—અઠ્ઠાવીસ મહાલબ્ધિ પ્રગટ કરવા મહા નિપુણ છે તેહના જાણુ-સમ્માણુસંભવિરઇ, મલ વિપ્પમોસખેલ સંવુસહીવિઉવ્વિ આસીવિસઓહી રિઉ-વિઉલ કેવલ સંભિન્ન, ચક્કિ જિણુ હરિબલ ચારણ પુવ્વ ગણહર પુલાએ આહા-રગ મહુ ઘય ખીરે આસવો કુટ્ઠબુદ્ધિય બીયમઇ પયાણુસારી ૨૮. આઠ પ્રકારના પ્રભાવકના ગુણે બિરાજમાન તદ્યથા-" પાવયણી ૧ ધમ્મકહી ૨, વાઈ ૩ નેમિત્તિઓ ૪ તવસ્સી ૫ અ । વિજ્જા ૬ સિદ્ધો ૭ અ કઈ ૮, અટ્ઠેવ પભાવગા ભણિયા ॥ ૧ ॥ " એ છત્રીસ ગુણે વિરાજમાન તે ગુરૂ જાણવા. ૨૯ ॥ ૩૦ ॥

एगूणतीसभेए, पावसुए दूरओ विवज्जंतो ।
सगविहसोहिगुणण्णू, छत्तीसगुणो गुरू जयउ ॥ ३१ ॥

ટબાર્થઃ—ઓગૂણત્રીસ ૨૯ પાપશ્રુતની પ્રવૃત્તિના વર્જક છે-" અટ્ઠનિમિત્તં-ગાઈ, દિવ્વુપ્પાયંતલિક્ખભોમં ચ । અંગં સરલક્ખણુ વંજણું ચ તિવિહં પુણિક્કિક્કં ॥ ૧ ॥ સુત્તં વિત્તી તહ વત્તિયં ચ પાવસુઅમઉણુતીસવિહં । ગંધવ્વનટ્ટવત્થૂ-માઉં ધણુવેયસંજુત્તં ॥ ૨ ॥ " એ ઓગણત્રીસ ૨૯ પાપશ્રુતના ઉપદેશ રહિત.। અને સાત ૭ શુદ્ધિના ગુણે ગુણી (તં) લહુયા ? અઅલ્હાઈ-જણુ ૨, અપ્પપરનિયત્તિ ૩ અજ્જવં સોહી, દુક્કરકરણ ૫ વિણુઓ, ૬ નિસ્સ-લ્લત્તં ચ સોહિગુણા ૭ ॥ ૧ ॥ " એ ત્રીસમી છત્રીસી ગુણે બિરાજમાન તે માહરા ગુરૂ જાણવા ૩૦ ॥ ૩૧ ॥

महमोहबंधठाणे, तीसं तह अंतरारिछक्कं च ।
लोए निवारयंतो, छत्तीसगुणो गुरू जयउ ॥ ३२ ॥

ટબાર્થ—ત્રીસમોહની ૭૦ કોડાકોડી સાગરસ્થિતિબંધનાં સ્થાનક જેણે વાર્યા છે-" વારિમજ્ઝેઅવગાહિત્તા, તસે પાણેવિ હિંસઈ ૧ । છાએઇ મુહં હત્થેણું, અંતોનાયં ગલેરવં ૨ ॥ ૧ ॥ સીસાવેઢેણુ વેઢિત્તા સંકિલેસેણુ મારઇ ૩ । સીસં-મિ જે ય આહંતુ દુહમારેણુ હિંસઇ ૪ ॥ ૨ ॥ બહુજણસ્સ નેયારં, દીવં તાણું ય પાણિણું ૫ । સાહારણે ગિલાણુમ્મિ પહુકિચ્ચં ન કુવ્વઈ ૬॥ ૩ ॥ સાહૂણુ ધમ્મકમ્માઓ, જો ભંસેઈ ઉબટ્ઠિયં । નેઆઉયસ્સ મગ્ગસ્સ, અવગારંમિ વટ્ટઈ ૮ ॥ ૪ ॥ જિણાણું ણુંતનાણીણું, અવણ્ણું જે પભાસઇ ૯ । આયરિય ઉવ-જ્ઝાએ, ખિંસઈ મંદબુદ્ધિએ ૧૦ ॥ ૫ ॥ તેસિમેવ ય નાણીણું, સમ્મં નો

પઠિતપ્પઈ ૧૧ ॥ પુણો પુણો અહિગરણં, ઉપ્પાએ તિત્થભેયએ ૧૨ ॥ ૬ ॥ જાણં આહમ્મિએ, જોએ પઉંજઇ પયે પયે ૧૩ । કામે વમિત્તા પત્થેઈ, ઇહંમિ ભવિયે ઇય ૧૪ ॥ ૭ ॥ અભિકખણં અ બહુસ્સુત્તં, જે ભાસંતિ બહુસ્સુએ ૧૫ । તહે ય અતવસ્સી ય, જે તવસ્સિત્તિ અહં વએ ૧૬ ॥ ૮ ॥ જાયતેયેણ બહુજણં, અંતો ધૂમેણ હિંસઈ ૧૭ । અકિચ્ચમપ્પણા કાઉં, કયમેએણ ભાસઇ ૧૮ ॥ ૯ ॥ નિયડુવહિ પણિહીએ, પલિઉંચે સાઇજોગજુત્તે ય ૧૯ । બેઈ સન્ચં મુસં વયસિ, અજઝીણં ઝંઝએ સયા ૨૦ ॥ ૧૦ ॥ અદ્ધાણંમિ પવિસિત્તા, જો ધણં હરઈ પાણિણં ૨૧ । વીસં ભિત્તા ઉવાએણં, દારે તસ્સેવ લુપ્પઇ ૨૨ ॥ ૧૧ ॥ અભિકખમકુમારેઉ, કુમારેહિં ચ ભાસએ ૨૩ । એવમબંભયારીઉ, બંભયારિત્તઅહં વએ ૨૪ ॥ ૧૨ ॥ જેણે વેસરિયં નીએ, વિત્તે તસ્સેવ લુબ્ભઇ ૨૫ । તપ્પભાવુઠ્ઠિએ વાવિ, અંતરાય કરેઈ સે ૨૬ ॥ ૧૩ ॥ સેણાવઈં પસત્થારં, ભત્તારં ચ વિહિંસઇ ૨૭ । ઇઠ્ઠસ્સ વાવિ નિગમસ્સ, નાયગં સિઠ્ઠિમેવ વા ૨૮ ॥ ૧૪ ॥ અપસ્સમાણે પસ્સામિ, અહં દેવત્તિ વા વએ ૨૯ । અવણ્ણેણં ચ દેવાણં, મહામોહં પકુવ્વઈ ૩૦ ॥ ૧૫ ॥ એ ૩૦ ત્રીસ મહામોહની સ્થાનક રહિત તથા અંતરંગવેરી છ ૬ થી રહિત-કામ ૧, ક્રોધ ૨, લોભ ૩, હર્ષ ૪, માન ૫, મદ ૬ એ છના ત્યાગી તે એકત્રીસમી છત્રીસીના છત્રીસગુણે વિરાજમાન તે માહારા ગુરૂ જાણવા. ॥ ૩૨ ॥

इगाहियतीसविहाणं, सिद्धगुणाणं च पंच नाणाणं।
अणुकित्तणेण सम्मं, छत्तीसगुणो गुरू जयउ ॥ ३३ ॥

ટબાર્થ—શ્રીસિદ્ધભગવંતના ઇગતીસ ૩૧ ગુણ યથા-" પડિસેહણ સંઠાણે, ૫ વણ્ણ ૫ ગંધ, ૨ રસ, ૫ ફાસ, ૮ વેએ ૩ ય । પણ પણ દુ પણઠ્ઠ તિહા, ઇગતીસમકાયસંગરૂહા ॥ ૧ ॥ અહવા કમ્મે-" નવ દંસણમ્મિ ચત્તારિ આઉએ પંચ આઇમે અંતે । સેસે દો દો ભેયા, ખિણભિલાવેણ ઇગતીસં ॥ ૨ ॥" એ એકત્રીસ ગુણ તથા પાંચ જ્ઞાન-મતિજ્ઞાન, ૧ શ્રુત, ૨ અવધિ, ૩ મનઃપર્યવ, ૪ કેવલજ્ઞાન, ૫ એ સર્વના કહેવાવાળા સમ્મં-ભલે પ્રકારે એ છત્રીસ ગુણે કરી બિરાજમાન તે માહરા ગુરૂ જાણવા, એ બત્રીસમી છત્રીસી જાણવી. ॥ ૩૩ ॥

तह बत्तीसविहाणं, जीवाणं रक्खणम्मि कयचित्तो ।
जियचउव्विहोवसग्गो, छत्तीसगुणो गुरू जयउ ॥ ३४ ॥

ટબાર્થ—તિમજ જીવભેદ બત્રીસ તદ્યથા-" સુહુમેયરપુઢવિજલાનલ વાઉવણણંત દસ પત્તેયા બિતિચઉસન્નિયરચુઆ, સોલસ પજ્જેયર બત્તીસં ॥ ૧ ॥" એ બત્રીસ ભેદ જીવના તેની દયાના અધિકારી, અથવા આલોયણ-નિરૂવલાવેઆવઈસુઢધમ્મયાઅનિસ્સીઓવહીણે; અસિખ્ખાનિપ્પડિકમ્મયા ॥ ૧ ॥ અસાયંયા

અલોલે અનિભિખ્ખાઅજ્જવેસુઈસમ્મદિટ્ઠી સમાહીઅ, આહારે વિણુઓવએ ॥ ૨ ॥ ધિઇમઇઅ સંવેગે પણુહા સુવિહિ સંવરે અત્તદોસોવસંહારે, સવ્વકામવિરત્તયા ॥ ૩ ॥ પચ્ચખ્ખાણુવિઉસ્સગ્ગો, અપ્પમાએ લવાલવે । ઝાણુસંવરયોગે અ ઉદએ મારણંતીએ, ॥ ૪ ॥ સંગાણું ચ પરિન્નાએ, પાયચ્છિત્તકરણે ઇય । આરાહણાય મરણું, બત્તીસંયોગ સંગહી ૫. એ ૩૨ યોગના જાંણ । અને જીત્યા છે ૪ ચ્યાર ગતિથી ઉપના ઉપસર્ગાદિ તેથી એ ૩૨-૪ છત્રીસીના પાત્ર તે જંગમતીર્થ મહાગુણસમુદ્ર મોક્ષમાર્ગોપદેશક તે માહરા ગુરૂ જાણવા. એ તેત્રીસમી છત્રીસી જાંણવી. ॥ ૩૪ ॥

वत्तीसदोसविरहिय, वंदणदाणस्स निच्चमहिगारी ।
चउविहविगहविरत्तो, छत्तीसगुणो गुरू जयउ ॥ ३५ ॥

ટબાર્થ—વાંદણાંના બત્રીસ દોસના ત્યાગી તેહની ગાથા—દોસમણાઢી ૧ થદ્ધીઅ ૨ પવિદ્ધ ૩ પરિપિંડિયં ચ ૪ ટોલગઈ ૫ અંકુસ ૬ કચ્છભ ૭ રિંગીય ૮ મચ્છુ ૯ વ્વતં ૧૦ મણુપઉટ્ઠ ૧૧ વેઇઅ ૧૨ બદ્ધ ૧૩ ભયંતં ૧૪ ભયગારવ ૧૫, મિત્તકારણાતિન્ન ૧૬ પડણીય ૧૭ રૂદ્ધ ૧૮ તજ્જીય ૧૯ સઢ ૨૦ હીલ, ૨૧ વિપલિઅં ૨૨ અંચિઅં ૨૩ દિટ્ઠમદિટ્ઠ ૨૪ સંગં ૨૫ કરત ૨૬ મ્મોઅણુ, ૨૭ આલિદ્ધણાલિદ્ધં, ૨૮ ઊણું, ૨૯ ઉત્તરચુલિઅ, ૩૦ મૂઅંઢઢ્ઢર ૩૧ ચુડલીઅ, ૩૨ બત્તીસદોસસુદ્ધં. એ ૩૨ દોષના ટાળનાર । તથા ચ્યાર ૪ વિકથાના ત્યાગી તે રાજકથા ૧, દેશકથા ૨, ભક્તકથા ૩, સ્ત્રીકથા ૪. એમ એ ૩૨-૪=૩૬ છત્રીસગુણે બિરાજમાન તે ણાહરા ગુરૂ જાંણવા. એ રીતેં એ ચોત્રીસમી છત્રીસી જાણવી. એ પાત્રીસમી ગાથાનો અર્થ જાણવો. ॥ ૩૫ ॥

तित्तीसविहासायण-वज्जणजुग्गो अ वीरियायारं ।
तिविहे अणिगूहंतो, छत्तीसगुणो गुरू जयउ ॥ ३६ ॥

ટબાર્થ—તેત્રીસં ૩૩ આશાતનાના વર્જક છે-" પુરઓ પકખા સન્ને ગંતા ચિટ્ઠણ નિસીયણાયમણે । આલોયણ પડિસુણણે, પુવ્વાલવણે અ આલોએ ॥ ૧ ॥ તહઉવદંસ નિમંતણ, અદ્ધાયયણે તહઅપડિસુણણે । અદ્ધત્તિય તત્થગએ, કિંતુ મતજ્જાયનો સુમણે ॥ ૨ ॥ એવં એયં હોઉ કહકહં, તસ્સ ન સુમણો હવઈ। તજ્જાએણું હીલઇ, પુણો પુણો નિટ્ઠુરં ભણઈ ॥ ૩ ॥ નો સિરસિકહં છિત્તા, પરિસંભિતા અણુટ્ઠિઆઈ । કહે સંથારપાય ઘટ્ટણ, ચિટ્ઠુચ્ચ સમાસણે યાવિ ॥૪॥ અહવા અરિહંતાણું આસાયણાએ સિઝાએ કિંચિનાહીયં । જા કંઠ સુમુદ્દિટ્ઠા તિત્તીસાસાયણા ઇતિ ॥ ૫ ॥ " એ ૩૩ અને તીન પ્રકારના વીર્ય જિનશાસનને કામે ગોપવતા નથી. એ છત્રીસી બિરાજમાન તે પરમોપકારી માહરા ગુરૂ તત્ત્વ

જાણવા । એ પાંત્રીસમી છત્રીસી જાણવી. ॥ ૩૬ ॥

गणिसंपयदठ चउविह, वत्तीसं तेसु निच्चमाउत्तो ।
चउविहविणयपवित्तो, छत्तीसगुणो गुरू जयउ ॥ ३७ ॥

ટબાર્થ—ગણિસંપદા ૮–" આહાર ૧ સુઅ ૨ સરીરે ૩ વયણે ૪ વાયણ ૫ મઇ ૬ પઓગ ૭ સઇ ૮ એ સંપયા ખલુ અઠ્ઠંમિ સંગહ પરિન્ના ॥ ૧ ॥ એ એકેકના ચ્યાર ૪ ભેદ મિળ્યા ૩૨ બત્રીસ ભેદ થાયે તે ૮×૪=૩૨–આચારે, ૧ શ્રુતે, ૨ વિનયેં, ૩ વ્યાક્ષેપે, ૪ એ ચ્યાર વિનયયુક્ત ઇમ છત્રીસમી છત્રીસીના ધરણહાર મોક્ષમાર્ગના સાધક, પરભાવવિરક્ત નિર્મલ શુદ્ધાધ્યાત્મભાવધ્યાની સંપૂર્ણાનંદરસી સારણા–વારણા ચોયણા–પડિચોયણા–દક્ષ, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાના પરમ ધર્માધારભૂત વર્ત્તમાન આગમધર તે આચાર્ય માહરા ગુરૂ જાણવા. એમ છત્રીસ છત્રીસીના ૧૨૯૬ બારસેં છન્નુ ગુણ જાણવા. ॥ ૩૭ ॥

जइवि हु सूरिवराणां, सम्मं गुणंकित्तण करेउं जे ।
सक्कोवि नेव सक्कइ, कोहं पुण गाढमूढमई ? ॥ २८ ॥

ટબાર્થ—યદ્યપિ આચાર્ય યથાર્થ ધર્મપ્રરૂપક યથાર્થ માર્ગે વરતતા જે સૂરિ કહેતાં આચાર્ય વર કહેતાં પ્રધાન તેહના ગુણ ક્ષયોપશમી, ક્ષાયકી, ઉપશમી, તથા ઔદયિક, સોપકારી, પરોપકારીનો કાંઇ અંત નથી. તે ગુણનો કીર્તન કરવાને ઇન્દ્ર પણ સમર્થ નહીં તો હું જે ગાઢ મૂઢતા સહિત છે મતિ જેહની તે કિમ સંપૂર્ણ ગુણ કહી શકું ? પિણ મોટકાના ગુણ કહેતાં આત્મા ગુણીરાગથી એકત્વ પામ્યો તે ગુણનો અર્થી થાયે, ગુણાર્થી થયો આત્મા સ્વગુણને પ્રગટ કરે તે માટે ચેતના પોતાની ગુણીના ગુણ ગાવા જગાડવી–જાગૃત કરવી. ॥ ૩૮ ॥

तहवि हु जहा सुआओ, गुरुगुणसंगहमयाउ भत्तीए ।
इअ छत्तीसं छत्तीसीआउ, भणियाउ इह कुलए ॥ ३९ ॥

ટબાર્થ—તો પિણ યથાસૂત્રેં કહ્યું છે ગુરૂ જે શુદ્ધતત્ત્વના કથક તેના ગુણની છત્રીસીઓ કહી એ કુલકને વિષે પોતાના ગુણના સંગ્રહ કરવા નિમિત્તે તથા ભક્તિએં ગુણની છત્રીસ છત્રીસી કરતાં ૧૨૯૬ બોલ થયા તે કહ્યા. ઇતિ ॥૩૯॥

सिरिवयरसेण सुहगुरु–सीसेणं विरइअं कुलगमेयं ।
पढिऊणमसढभावा, भव्वा पावंतु कल्लाणं ॥ ४० ॥

इति गुरुगुणछत्तीसी समत्ता ॥

ટબાર્થ—શ્રીયુગપ્રધાન દશ પૂર્વધર સંપૂર્ણ સૂત્ર અર્થના ધારક, આકાશગામિની પ્રમુખ મહાલબ્ધિના પાત્ર શ્રીવજસ્વામિના શિષ્ય જગત્રય ઉપકારી શ્રીવજ્રસેનગણિ તેહના શિષ્ય જે ગુણરાગીમતિપણે એ કુલક રચ્યો તે ભણીને

અસઠભાવી એટલે જિનશાસનભાવિતમતી જીવ ભવ્યાત્મા પામે કલ્યાણની પરંપરા પ્રત્યે. એ ૪૦ મી ગાથાનો અર્થ. ॥ ૪૦ ॥

हवे टवाकारप्रशस्ति–

श्रीमत्खरतरगच्छे, पाठका राजसारसत्संज्ञाः ।
तच्छिष्यपाठकोत्तम–धीराः श्रीज्ञानधर्माह्वाः ॥ १ ॥
तेषां शिष्यप्रवराः, पाठका दीपचंद्राभाः ।
तेषां शिष्येणायं, बालबोधो विनिर्मितः ॥ २ ॥
मुनिगुणस्मरणालंकृतः, विशुद्धचित्तेन देवचंद्रेण ।
भव्यजनानुग्रहकृते, कृतः सदभ्यासरसिकेन ॥ ३ ॥
इति श्रीगुरुगुणषट्त्रिंशिकाबालबोधार्थः समाप्तः ॥

સ્ત્રી લેખ.




(લે. ગં. સ્વ. મંગુબ્હેન મોતીલાલ.)




મધ્યરાત્રી વીતી ગઈ હતી, પણ નિદ્રા ન્હોતી આવતી. શાથી? તે સમજાતું ન્હોતું; પણ મગજમાં આટલા શબ્દો ઘુંટાતા હતાઃ—" જો હું મીરાંબાઇ હોત તો ? " તો તેથી મને શું? પણ ના ! મારૂં મન કહે છે કે–" ધારો કે કદાચ હોઉં, અગર હોત તો ? " વિવિધ જવાબ મારી મતિએ આપ્યા, પણ તે સંતોષકારક લાગ્યા નહિં. અઢી વાગતાં મ્હારો ધ્યાનનો સમય થયો ને હું આસન લગાવી, પૂરક-રેચક ને કુંભક કરવા લાગી. પણ કોણ જાણે શાથી ? ૐકારને બદલે શ્રીમતી મીરાંનીજ મુર્તિ બિરાજેલી જણાઈ અને ગેબી અવાજ થયો ! " હું મીરાં હોત તો ? " ધ્યાન કોણ જાણે મારી સાથે આજ રીસાયું છે. મ્હેં ફરી પૂરક કર્યો–રેચક કરતાં પહેલાં–કુંભક કરતાં સામેજ મીરાં ! નાસીકા પર પણ મીરાં ! અંદર ને બહાર પણ મીરાં ! હત તારી ! મીરાં ! માતા ! આ શો ત્હમારો ઉત્પાત ? ધીમે ધીમે મ્હેં ધ્યાન લગાવ્યું ને આંતર પ્રદેશમાં વિચરવા માંડયું. અંતરમાં દિવ્ય પ્રકાશ જણાયો. નાભિપર એક મોટું

* આ લેખ સામાજીક દ્રષ્ટિએ લખાયલો છે. જૈન ધર્મનો તે સાથે સંબંધ નથી.

કમળ ખીલ્યું. જોઉં છું તો મ્હારી બીજી મૂર્તિ ત્યાં ઉભી છે, સામે સાધ્વી મીરાં જ્વલંત દર્શન આપી રહ્યાં છે. તે બોલ્યાં!" જો તું મીરાં હોત તો? "આ તે સવાલ? મ્હેં કહ્યું હાઃ માતા! જો હું મીરાં હોત તો કદી પણ ગણાજીને નારાજ, નિરાશ, દુઃખી, અસંતુષ્ટ ન કરત! પ્રથમ તો તેમને ચરણે પડી મારા વિશ્વાસમાં લેત! તેમના રાજ્યમાં હજારો અજ્ઞાન સ્ત્રીઓ ને છોકરીઓ રખડે છે, તેમને પતિવૃતા સ્ત્રી-આજ્ઞાધારક પુત્રી બનાવવા શાળાઓ કાઢવા વિનવત! મ્હારી નણંદ ને સાસુને નારાજ કરવા કરતાં હું તેમને પગે પડી મારી માતા ને બહેનો બનાવત ને તેમના અનંત વાત્સલ્યમાં સ્નાન કરત! મ્હારા રાણાને મૃગયા-શિકાર-અફીણના કસુંબા-વારૂણી-હોકો અનેક સ્ત્રીઓની લાલસા-બીજા રાજ્યો પ્રતિની ઇર્ષા-આદિથી ધીમે ધીમે વિમુખ કરત ને સત્ય પ્રેમ-શુદ્ધ ધર્માચરણ-પ્રજાગરતા-એક પત્નીવૃત-ને જ્ઞાનામૃત પાનમાં પ્રવૃત કરત. તેમને અસંતોષ આપી, સાસુ નણંદને નારાજ કરી, કેવળ ભકતો ભેગાં ઘુઘરા બાંધી નાચી એકલાંએજ આનંદ મેળવ્યો તે કરતાં હું તે સૌને મ્હારાં કરી, જ્ઞાનામૃતના પ્યાલા પાઈ, ભક્તિ ને ભાવમાં લીન કરી, પ્રજાનું ભલું કરી, પરમાનંદ મેળવી આપત ને પાછળની પ્રજા માટે આજ્ઞાંકિત પત્નીને પ્રજાવત્સલ રાણી તરીકે નામના મુકી જાત. જે આજના મનુષ્યો તમારા નામ ને રાણાની અનાજ્ઞાધારક, રાણી કહી નિન્દે છે તેમ ન કરત. માતા! તમોએ તો સારૂં કર્યું, ને આત્માનંદ મેળવ્યો પણ તેમાં જગતને શું? તમારી રાજ્યસત્તા-વિપૂલ દોલત-જ્ઞાન-પતિનો પ્રેમ-પ્રજાનો ભક્તિભાવ-એ વડે તો કેટલું બધું થઈ શકત? કેટલાં બધાં અનાથાશ્રમો, શાળાઓ, મહાં પાઠશાળાઓ-પ્રયોગાલયો ને ઉદ્યોગાલયો, કન્યા પાઠશાળાઓ, ને ગુરૂકુળો, વ્યાયામ શાળાઓ ને પુસ્તકાલયો, સંસ્કૃત પાઠશાળાઓ ને વિદુરભવનો તૈયાર કરાવી શકાત? ભાવિપ્રજા માટે આશ્રમના ધર્મોનાં ફરમાનના ગ્રંથો, નીતિ-ધર્મ-શાસ્ત્રોના ગ્રંથો, જ્ઞાનમાર્ગ-યોગમાર્ગ-કર્મમાર્ગના વિકટ પંથોના ગ્રંથો લખાવી ભંડારોમાં ભરાવત! ભવિષ્યમાં ભારતવર્ષમાં સ્ત્રીઓ પતિવૃત ધર્મ-ભૂલી જશે. બાળાઓ અજ્ઞાન રહી, અનાચાર સેવતાં શીખશે. અનેક વિધવાઓ આર્ત રોદનથી આર્યાવર્ત ગજાવશે, અનેક ખોટા વહેમ ને રૂઢિ બંધનોથી સમાજનાં બંધનો શિથિલ થશે. ને છેવટે પવિત્ર ગણાતી સ્ત્રીઓ વિલાસનું સાધન મનાઇ ઉંદરડીની ઉપમાને પાત્ર થશે! આ સત્ય જાણી તેના પ્રતિકાર-ઉપાયો યોજી-દોષમુક્ત કરત! પુરૂષો સ્ત્રીઓને ગુલામ ગણવાના છે! સ્ત્રીઓ-બાળકીઓ વેચવાના છે! તેમને પાત્ર વિલાસનુંજ સાધન માની-રસોડાનોજ ચાર્જ સોંપી મુકવાના છે, ને પોતે પ્રકાશમાં રહી તેમને અજ્ઞાનતાના અંધારા આગારમાં પુરી રાખવાના છે એ ભાવિ જાણી-ભવિષ્ય માટે કેટલાં બધાં સાધનો તૈયાર રાખત! ઓ મૈયા! હું મીરાં હોત તો! ખાત્રીથી

ભૂતીઆ મહેલનો વાસ, નાગનો તથા ઝેરનો ત્રાસ–રાણાના પ્રેમનો ને ઉલ્લાસનો નાશ, અને ભવિષ્યમાં સ્ત્રીઓ પતિને ન ગાઠે એવાં ઓઠાં લે છે તેનો ભાસ તો નજ થવા દેત! આપ તો સત્ય ભક્ત હતાં! પણ માતા! તમારાં ઓઠાં હેઠળ કંઈક અનાચારો સેવાય છે. માતા! સ્ત્રી ધર્મ, જ્વલંત સ્ત્રી ધર્મ, પતિને પ્રાણાંતે પણ અનુસરવાનો! પતિનેજ પ્રભૂ માનવાનો! પતિવ્રત ધર્મ પાળી, સ્વામિને સંતોષી, સાસુ નણંદને રાજી કરી, પ્રજાને ઉન્નત બનાવી, ઉજ્વલભાવિ રચી, પતિ સાથેજ જીવન સફળ કરત! વળી માતા! જો હું મીરાં હોત તો! કેવળ પૂજા સેવા ને ક્રીયાઓમાં રાચી રહેત નહિ. આત્મજ્ઞાન–મેળવી ધ્યાન ને યોગનાં અપૂર્વ સૂક્ષ્મ લ્હાણાં પણ લેત. એકલી ક્રિયા કરતાં જ્ઞાન તથા ધ્યાન સાથે તેનો કેવો અપૂર્વ આનંદ આવે છે? પ્રભૂ સાથે એકાકારપણું–આત્માને ઓળખી તેને પૂજી તે સાથે એક થવું, પોતે પોતાપણું ભૂલી જવું. ને યોગ દ્વારા અનંત મત્યસુખમાં વિલસવું! અહા! એ સુખ! એનું વર્ણન તો નજ કરી શકાય? માતા! ક્ષમા કરજો! પણ "જો હું મીરાં હોત તો?" વિશ્વને મારા ઉન્નત જીવનરૂપી સુવાસથી તરબત્તર કરી નાંખત! સ્ત્રીઓ વ્હેમી, અજ્ઞાન, બીચારી અબળાઓ! એ શબ્દો! એ વિશેષણો તેને માટે ન રાખત! માતા! વળી "હું મીરાં હોત તો?" મારી પ્રજા મને ગાંડી કહે તે કરતાં અતિ ઉત્તમ ધર્મ કૃત્યો–વડે તેમનાં દિલ જીતી લઈ તેમનેજ મારી પાછળ ગાંડા કરત! મગદુર શી રાણાની કે મને ભૂતિઆ મહેલમાં મોકલી–ઝેરનો પ્યાલો ને સર્પની બક્ષિસ મોકલી બીજી રાણી પરણે! હું રાણાને મહારો કરી પછી પ્રભૂનો કરત ને થાત! હશે! માતા ત્હમારાં જ્વલંત દર્શને ભારતમાં ભક્તિ રેલાઈ છે તે ઉત્તમ થયું છે. તમારા પવિત્ર દ્રષ્ટાંતથી કુમારીકાઓને ને ભક્ત સ્ત્રીઓને સૌ મીરા કહે છે. પણ હું તો સતી સીતા–દ્રૌપદી કે દમયંતી–તારા–કે સતીનું જીવન જીવત! હવે શું? હું તો માત્ર એક પ્રભૂની ન્હાની બાલીકા છું. પણ ખરેખર જો "હું મીરા હોત તો?" ભારતવર્ષના સ્ત્રી વર્ગની આજ આ દશા રહેવા ન દેત! એવા સમર્થ ધણીને વરીને વળી ભારતવર્ષમાં આજ આ સ્થિતિ? પણ "હું મીરાં હોત તો ને?" હું તો માત્ર એક ન્હાની બાળા! સામાજિક, ધાર્મિક–નૈતિક, આધ્યાત્મિક ને પવિત્રતાની પ્રગતિમાં પૂર્ણ ચેતના રેડત! પણ હું મીરાં હોત તો ને! હું મીરાં હોત તો? એકદમ ધ્યાન ભંગ થયું. ધીમે ધીમે કમળ બીડાયું, મૈયા મીરાં વિદાય થયાં. મેં આંખ ઉઘાડી. લક્ષ્મી હજી ઉંઘતી હતી. ઉષાદર્શન કરી હું ઉઠી–હજી પણ મારા મનમાં ઘોળાયા કરે છે: "હું મીરાબાઈ હોત તો?"

શું કહ્યુ! લક્ષ્મી ઉંઘમાં બોલી. "કપાળ ત્હારૂં! હું મીરાં હોત તો?" તો વળી હું મારી મારી ફરત!

જૈન-સમાચાર.

(૧)

## પાદરા જૈન શાળાનો વાર્ષિક ઇનામ સમારંભ.

શ્રી પાદરા જૈન શાળાના તમામ-છોકરાઓ, કન્યાઓ તથા શ્રાવીકાઓની પરીક્ષા લેવાયા પછી તેમાં ફતેહમંદ નીવડેલા વિદ્યાર્થીઓને તથા કોન્ફરન્સ તરફથી લેવાયલી ધાર્મિક ઇનામી હરીફાઇમાં પાસ થયેલા વિદ્યાર્થીઓને રોકડ, ઇનામ, પુસ્તકો તથા પ્રમાણ પત્રો વહેંચી આપવાનો એક દબદબા ભર્યો મેલાવડો પાદરા મુકામે શ્રી પર્યુષણમાં ચૌદસના રોજ સવારે ૮ વાગતાં જૈનશાળાના વિશાળ મકાનમાં ભરાયો હતો. પ્રમુખ સ્થાન ગઇ જૈન કોનફરન્સના પ્રમુખ ડૉ. બાલાભાઇ મગનલાલ નાણાવટીને આપવામા આવ્યું હતું તેઓ આ સમારંભ માટે વડોદરેથી ખાસ પધાર્યા હતા. મેળાવડામા સકળ શ્રી સંઘ, સાધ્વીજી મહારાજ શ્રી કમળશ્રી તથા સંસારીપણે પાદરાનાંજ વતની શ્રીકંચન શ્રી તથા ગામનો અમલદાર તથા વ્યાપારી વર્ગ તથા સ્ત્રી વર્ગે હાજરી આપી હતી.

શરૂઆતમાં પ્રમુખ સાહેબની ચુંટણી થવા પછી આ શાળાને માટે ખાસ પ્રયત્નો સેવનાર અત્રેના પ્રતિષ્ઠીત વકીલ મોહનલાલ હીમચંદે શાળાની સંસ્થાપના, તેમાં પડેલી મુશીબતો, હાલની સ્થિતિ વગેરેનો લંબાણુ ઇતિહાસ કહી બતાવ્યા પછી શાળાના સેક્રેટરી શા. ડાહ્યાભાઇ વનમાળીદાસે જૈનશાળાનો રીપોર્ટ, પરિણામ, આવેલી મદદ તથા સ્થિતિ સંભળાવ્યા બાદ, વકીલ છોટાલાલ નાહાલચંદે સમયોચિત ભાષણ કરતાં પોતે નવકાર પણ ભૂલી ગયાનું જણાવી બેસતાં રા. નંદલાલભાઈ વકીલે લંબાણ વિવેચન કરતાં, વકીલ ત્રીભોવનદાસે વકતાઓ બોલે તેવું ચાલવા વગેરે જણાવી બેસતા વકીલ મોહનલાલ હીમચંદ ધાર્મિક કેળવણી ઉપર છટાદાર વિવેચન કરવા પછી રા. કેશવલાલ દલપતભાઈ તથા લાલભાઇ કસ્તુરચંદ, જૈનશાળાના માસ્તર તથા રા. પાદરાકરનાં વિવેચનો થયાં હતાં છોકરાઓ તથા બાળાઓના સંગીત, વાદવિવાદ, તથા ગરબી, શ્લોકો વગેરે ઘણાંજ આકર્ષક નિવડયાં હતાં કે જે ઘણાં ખરાં રા. પાદરાકરે તૈયાર કર્યાં હતાં. તે પછી અત્રેના વહીવટદાર સા. રા. દ્વિવેટીઆ સા. એમણે ધર્મ એ શબ્દપર લંબાણ ઉહાપોહ કર્યો હતો. તે પછી છોકરાઓને મે. પ્રમુખ સાહેબે ઇનામો વહેંચી આપ્યાં હતાં. તથા છોકરીઓ તથા સ્ત્રી વર્ગને સાધ્વી મહારાજ શ્રી કમળશ્રીએ ઇનામો વહેંચી આપ્યાં હતાં, કોનફરન્સ તરફનાં ઇનામો પ્રમાણપત્રો વગેરે પણ પ્રમુખ સાહેબે વહેંચી આપ્યાં હતાં, જૈનશાળાના માસ્તરને પણ રેશમી અબોટીઉ, અંતરાસણ વગેરે આપવામાં આવ્યાં હતાં. સં-

ગીત ગાનાર વિદ્યાર્થી વર્ગને પણ ઈનામો આપવામાં આવ્યાં હતાં. એકંદર આટલાં બધાં ઈનામો તથા આવો ભવ્ય મેળાવડો પાદરામાં પ્રથમજ હતો.

છેવટે મે. પ્રમુખ સાહેબે નીચે પ્રમાણે ભાષણ કરી બેસે પછી રા નંદલાલભાઈ વકીલે જણાવ્યું કે, મે. પ્રમુખ સાહેબે રૂ. ૫૧) જૈનશાળાને બક્ષિસ આપ્યા છે. તે પછી રા. છગનલાલ ત્રીભોવનદાસ કારભારીએ પ્રમુખ સા. નો આભાર માનતાં શ્રી જૈન શાસનના જયઘોષ સાથે સભા વિસર્જન થઈ હતી.

---

## (૨)

## પાદરા જૈનશાળામાં મેળાવડા વખતે પ્રમુખ મહેરબાન ડૉ. બાલાભાઇ મગનલાલે આપેલા ભાષણનો સાર.

"આજના આ મેળાવડાથી મને ઘણો સંતોષ થયો છે. આ પ્રસંગે ધાર્મિક શિક્ષણ સંબંધી કાંઇ જરૂરી સુચના કરવી એ હું ઉચિત ધારૂં છું.

આપણા પૂજ્ય મુનીરાજોને જે ધાર્મિક શિક્ષણ મળે છે તે શિક્ષણ જે રીતે આપવામાં આવે છે તે રીતીને ફેરફાર કરી પદ્ધતિસર આપવાની ગોઠવણ થવા મેં મારા વિચારો મુંબઈની કોન્ફરન્સ વખતે પ્રદર્શિત કરેલા છે. તે પ્રમાણે સાધુશાળાની યોજના થઈ તેમાં નિયમિત રીતે અને જમાના અનુસાર ધાર્મિક સિદ્ધાંતનો ફેલાવો શી રીતે કરી શકાય તેવા પ્રકારનું શિક્ષણ મળે એવા ધોરણે તે શાળામાં શિક્ષણ મળે એવા ધોરણે તે શાળામાં શિક્ષણ આપવાની યોજના થવાની જરૂર છે.

એ દિશામાં હીલચાલ કરવાની શરૂઆત થયેલી જૈન પેપરોમાં આવેલી જાહેર ખબરો ઉપરથી જણાય છે. અમદાવાદના વકીલ કેશવલાલ પ્રેમચંદ તે માટે પ્રયત્ન કરે છે. સાધુશાળાને માટે પાટણ કરતાં જ્યાં કેળવણીના સાધનો અને સાહિત્ય વધારે હોય તેવા સ્થળે એવી સંસ્થા નીકળવી જોઇએ.

જૈનશાળાઓમાં ઘણે ભાગે ધાર્મિક સુત્રો મોઢે કરવાની પદ્ધતિથી શિક્ષણ અપાય છે પણ વિદ્યાર્થીઓને માગધીભાષાના વ્યાકરણનું શિક્ષણ આપવાની પ્રથા પ્રકરણોના અર્થ પોતે જાતે કરી શકે એવી તેમનામાં શક્તિ ઉત્પન્ન થાય એવી રીતનું શિક્ષણ આપવાની જરૂર છે તેમજ સુત્રોના અર્થનું શિક્ષણ પણ આપવાની ગોઠવણ થવી જોઇએ. અર્થના શિક્ષણ સીવાય ભણેલા અને ન ભણેલા બે એકજ સ્થિતિમાં આવી શકે.

કન્યાઓને ધાર્મિક શિક્ષણની સાથે hygine એટલે ઘર સ્વચ્છતા વિષે શિક્ષણ આપવાની પણ જરૂર છે. જે શિક્ષણ આપણા ધર્મને જીવદયાના ધોરણને બંધબેસ્તુ થઈ પડે તેમ છે.

સંઘમાંથી કુસંપ ટાળી સંપ વધારવા સંબંધે જુદા જુદા બોલનારાઓ તરફથી જે વિચારો દર્શાવવામાં આવ્યા છે તે ખુશી થવા જેવા છે. સંઘની અંદર તથા સમુદાયની અંદર કાંઇ તકરારી બાબતો ઉભી થાય તેનો નીવેડો, લવાદો નીમી કરાવવાની રીત દાખલ થવાથી આપણા જૈનોના ઘણા પેસા કોર્ટો તથા દરબારોમાં ખરાબ થાય છે તે થતા અટકશે. — + ”

## ( ૩ )

## માનપત્રનો મેળાવડો.

સુપ્રસિદ્ધ વિદ્વાન્ જૈન વૈદ્યરાજ ચન્દુલાલ મગનલાલ ( પેથાપુર નિવાસી ) પી. વી. બી. આર. ના માનાર્થે પેથાપુરમાં શાસ્ત્ર વિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજીની સમક્ષ તા. ૨૧-૯-૧૭. બીજા ભાદરવા સુદિ ૫ ને શુકવારે પ્રાતઃકાલમા એક ભવ્ય મેળાવડો મળ્યો હતો. તે પ્રસંગે પેથાપુરના રહિશ વકીલજી મી. ડાહ્યાભાઇએ મીટીંગની શરૂઆતમાં અત્રના સર્વગુણસંપન્ન ન્યાયાસ્પદ મેનેજર સાહેબ શીવલાલભાઇને પ્રમુખપદ આપવા માટે દરખાસ્ત કરી અને તે દરખાસ્તને વકીલજી મી. નગીનદાસ સાંકળચંદે ટેકો આપી મેળાવડાનું કાર્ય શરૂ કર્યું.

શરૂઆતમાં વૈદ્યરાજ ચંદુલાલ મગનલાલ કે જેઓ શ્રીમંત સરકાર ગાયકવાડી રાજ્યમાં લેવાતી વૈદ્યકશાસ્ત્રની ત્રણે પરીક્ષાઓ પાસ કરી ઇનામ મેળવી આવ્યા તે સબંધમાં શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિજીએ દેશી વૈદ્યક વિદ્યા ઘણી પ્રાચીન છે અને તેને ઉત્તેજનની બાબતમાં કેટલાક ઉદ્ગારો દર્શાવ્યા હતા અને જરૂર પડતું ઘણું સારૂ વિવેચન કર્યુ હતું. ત્યારબાદ વકીલજી મી. ડાહ્યાભાઇએ દેશી દવાઓ આપણા દેશમાં બનતી હોવાથી આપણા દેશ બન્ધુઓને પરદેશી દવાઓ કરતાં દેશી દવા વધારે માફક આવે તેમ છે માટે વૈદ્યરાજ ચન્દુલાલે નિરાધાર લોકોને ફીની આશા રાખ્યા શીવાય દવાઓ મફત આપવી જોઇએ ઇત્યાદિ ભલામણ કરી હતી અને સમય પુરતું સારૂ વિવેચન કર્યું હતું. ત્યાર પછી અનુભવી તથા વયોવૃદ્ધ વકીલજી મી. ફતેહચન્દ રામચન્દભાઇએ પણ આવા ડીગ્રીવાળા વૈદ્યો હાલમાં મહેનત કરી અભ્યાસ કરી ઉત્પન્ન થાય તો ઉંટવૈદ્યોની સંખ્યા ઓછી થાય અને લોકો વૈદ્યો માટે જે ઓછો વિશ્વાસ રાખે છે તે હવે આવા સદ્વૈદ્યોથી ખાસ વિશ્વાસ થશે અને શાસ્ત્રસિદ્ધ દવાઓ તૈયાર થાય તો હજારો રૂપેઆ પરદેશ ખાતે વિલાયતી દવા નિમિત્તે જાય છે તેનો બચાવ થશે અને દેશી દવાઓનો બહોળો ફેલાવો થશે.

એમ જણાવ્યું હતું, ત્યાર બાદ સાદરા પોલીટીકલ એજન્ટના સીરસ્તેદાર મી. રણછોડભાઈ છગનલાલે જણાવ્યું હતું કે સરકારમાં આવા પાસ વૈદ્યોની ઘણીજ ગણત્રી ઉત્તમ ગણાશે અને સરકારનો પણ દેશી દવાઓ ઉપર અને ખાસ કરીને દેશી વૈદો ઉપર વિશ્વાસ બેસશે. બાદ વૈદ્યભૂષણ મોહનલાલ સાંકળચન્દ વૈદે પણ જણાવ્યું કે વૈદકની ત્રણ પરીક્ષાઓ આપી પાસ થવું તે રમત જેવું તેમ સહેલું નથી, ચરક, સુશ્રુત વગેરે સંસ્કૃત ભાષાના ગ્રન્થોનો અભ્યાસ કરી ત્રણે પરીક્ષાઓમાં એક સાથે પાસ થઇ ઇનામ મેળવી આવેલા મારા મિત્ર વૈદરાજ ચન્દુલાલને હું ધન્યવાદ આપું છું. વધારે ખુશી થવા જેવું એ છે કે તેઓ ઇંગ્રેજી મેટ્રીક સુધીનો અભ્યાસ કરી પોતાના પિતાજીના ચાલતા વૈદક ધંધામાં પડેલા હોવાથી તેમના પિતાજી પાસેથી અનુભવ જ્ઞાનનો તથા જૈન સાધુ મુનિરાજ પાસેથી તેમજ યતિ મહારાજ પાસેથી પણ અનુભવસિદ્ધ તેમજ શાસ્ત્રસિદ્ધ દવાઓનો તેમણે બહોળો અનુભવ મેળવેલો છે. સાથે ઇંગ્રેજી અભ્યાસ હોવાથી હાલના ડાકટરી વૈદક વિદ્યાનું જરૂર પડતું જ્ઞાન ધરાવે છે તેમની સેકન્ડ લેંગ્વેજ મેટ્રીકમાં પણ સંસ્કૃત હોવાથી વૈદક શાસ્ત્રના અભ્યાસમાં તેઓ સારા વિદ્વાન્ હોઇ શકે તે સંભવીત છે.

ત્યારબાદ વકીલજી નગીનદાસ સાંકળચન્દે પણ જણાવ્યું કે આ માનપત્ર ચંદુલાલને આપવામાં આવે છે તે ફક્ત તેઓ વૈદકસાસ્ત્રની પરીક્ષામાં પાસ થયા એટલા માટે નહીં પણ તેમના બાપદાદા ધર્મિષ્ઠ હતા અને એઓ પણ જૈનોમાં પ્રતિષ્ઠા કરાવવામાં શાન્તિ સનાત્ર ભણાવવામાં તેમજ જૈન ધર્મ પાળવામાં અને ધર્મિષ્ઠ તરીકે આપણા ગામમાં ગાંધી વર્ધમાનદાસ એક આગળ ગણાતા પુરૂષ હતા-અને તેઓનાજ પૌત્ર શ્રી વૈદરાજ છે અને તેમને પણ તેમના બાપદાદાના પગલે ચાલી જૈન પ્રતિષ્ઠાઓ શાન્તિ સનાત્ર વગેરે ધર્મનાં કાર્યો વિના આશાએ કરી જૈનકોમની સેવા બજાવી છે.

ત્યારબાદ પ્રમુખ સાહેબ મી. શીવલાલભાઇએ પણ ઘટિત વિવેચન કરી સમસ્ત ગામ તરફથી માનપત્ર તથા ચાંદીની સુંદર પેટી અર્પણ કરી હતી. બાદ મી. વૈદરાજે જૈન ધર્મના આચારોમાં આરોગ્ય સંબંધિ સારૂ વિવેચન કર્યું હતું. તે નિમિત્તે વૈદરાજના ભાઈ મી. ફકીરચન્દભાઇ તરફથી આચાર્ય મહારાજ શ્રી બુદ્ધિસાગર સૂરિજીનું બનાવેલ **જૈનોપનિષદ્** નામનું પુસ્તક દરેક સભાસદોને વહેંચવામાં આવ્યું હતું. ત્યારબાદ આચાર્યશ્રીએ સારૂ તેમજ ધર્મને લગતું અને વૈદકશાસ્ત્રને પણ લગતું સમયોચીત ઘણુંજ વિદ્વતાભરેલું ભાષણ આપ્યા બાદ સભા વિસર્જન કરવામાં આવી હતી.

ઇનામી હરિફાઇ.

## પ્રકરણ ગ્રંથો તૈયાર કરવા માટે ઇનામો.

જૈન એજ્યુકેશનલ બોર્ડે ઠરાવ કર્યો છે કે,—

"જૂદા જૂદા વિદ્વાનો પાસે નીચેનાં પુસ્તકો તેની સામે મુકેલા રૂપીઆનું ઓનરેરીઅમ આપી હાલની શિક્ષણ પદ્ધતિએ તૈયાર કરાવવાં."

જીવવિચાર રૂા. ૧૦૦, નવતત્ત્વ, રૂા. ૨૦૦, કર્મગ્રંથ રૂા. ૩૦૦, દંડક રૂા. ૭૫, બૃહદ સંગ્રહિણી રૂા. ૧૫૦, ક્ષેત્રસમાસ રૂા. ૨૦૦.

આ માટે નીચેના નિયમો ઘડવામાં આવ્યા છે.

૧. જે જે હરીફાઈમાં ઉતરવા માગતા હોય તેમણે ઉપરના ગ્રંથ પૈકી એક યા વધારે ગ્રંથો પોતે ચુંટી તે માટે આઠ ફુલસકેપ કાગળ જેટલું મેટર નમુના રૂપે લખી તા. ૧૫ મી નવેમ્બર ૧૯૧૭ સુધીમાં સેક્રેટરીપર મોકલાવી આપવું આવશ્યક છે, તેની સાથે પોતે કેવી રીતે કાર્ય કરવા માગે છે, તેનું માર્ગ સૂચન સ્પષ્ટાકારે કરવું.

૨. તે મેટર દરેકનું આવ્યે બૉર્ડ સમક્ષ યા બૉર્ડ જે કમિટી નીમે તે સમક્ષ મુકી તેમાંથી જે જે યોગ્ય જણાશે તેમને આખા ગ્રંથનું કાર્ય સોંપવામાં આવશે.

૩. તે પ્રમાણે જે ગ્રંથ તૈયાર થશે તે બોર્ડ પોતાના દ્વારા યા બીજી સંસ્થા યા વ્યક્તિ દ્વારા છપાવશે. તેની લગભગ પડતર કીંમત રાખવામાં આવશે. તેનો કોપી રાઇટ બોર્ડને સ્વાધીન છે એમ સમજવાનું છે.

૪. નમુનાનું મેટર મોકલનારે પોતાનું નામ પોતાના મુદ્રાલેખ સહિત જુદા કાગળમાં જણાવવું. જ્યારે તેમનો માત્ર મુદ્રા લેખ મેટરના લેખપર મૂકવો.

મોતીલાલ ગિરધરલાલ કાપડીયા.
મોહનલાલ દલીચંદ દેશાઇ
ઓનરરી સેક્રેટરીઓ
શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બૉર્ડ.

---

સ્કૉલરશીપ.

શેઠ ધરમચંદ ઉદેચંદ જૈન કેળવણી ફંડ તરફથી, આર્ટસ, મેડીકલ, મિડવાઈફ્ ટ્રેઈન્ડ ટીચર, નર્સ અથવા એવી બીજી કોઈ શાખામાં અભ્યાસ કરનાર જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક સ્ત્રીઓને સ્કૉલરશીપ આપવામાં આવશે. માટે જે સ્ત્રીને સ્કૉલરશીપની જરૂર હોય તેણે નીચેના શીરનામે લખવું.

૨૬: શેખ મેમન સ્ટ્રીટ, મેનેજીંગ ટ્રસ્ટી.
શેઠ ધરમચંદ ઉદેચંદ જૈન કેળવણીફંડ.

ત્રણ પેઢીથી ચાલતું! જુનું, જાણીતું, વિશ્વાસપાત્ર!!
જૈન માલકીનું

# પ્રતિષ્ઠિત ઔષધાલય!!!

શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડ એમના તરફથી વડોદરા રાજ્યમાં લેવાતી સસ્કૃત વૈદકશાસ્ત્રની ત્રણે પરીક્ષામાં ઉત્તિર્ણ (પાસ) થઇ પારિતોષિક (ઇનામ) મેળવનાર.

વૈદ્ય ચંદુલાલ મગનલાલ (પી. વી. બી. આર.)
એમની ખાસ કાળજીભરી જાતિ દેખરેખ નીચે ચાલતી

# ધી રાજનગર આયુર્વેદિક ફાર્મસી

માં ભક્ષાભક્ષના વિચારપૂર્વક બનતાં શાસ્ત્રસિદ્ધ ઔષધો.

## જીવન!

સ્ત્રી, પુરૂષ તથા બાળકોની પાચનશક્તિ સુધારી લોહી વધારી શરીરમાંના દરેક અવયવો મજબુત અને પુષ્ટ કરી, આરોગ્ય, આયુષ્ય અને આનંદ આપે છે.

કી. રતલીઆ ડબા ૧ ના રૂ. ૬-૧૨-૦.

## અંગનામૃત!!

આ દવા સ્ત્રીઓનાં તમામ ગુપ્તદર્દો મટાડી લોહી વધારી સંપૂર્ણ તંદુરસ્તી બક્ષે છે. આ દવા ખાસ સ્ત્રીઓ માટે અમૃતસમાન પીણું છે, અને પીવામાં લહજ્જતદાર છે.

કી. શીશી ૧ ના રૂ. ૧-૧૨-૦.

## રસનામૃત!!!

તમારા બાળકોને ખાંડનાં કફકારક, રંગબેરંગી શરબતનાં નુકશાનકારક મિશ્રણવાળાં બાલામૃતો વિગેરેથી બચાવવાં હોય તો આયુર્વેદ શાસ્ત્રના આધારે બાળકોને ફાયદાકારક ઔષધોથી તૈયાર કરેલું આ અમારૂ રસનામૃત તમારાં બાલકોને નિરોગી, પુષ્ટ, આનંદી અને ગુલાબી ચ્હેરાવાળું બનાવશે. સ્વાદમાં મધુર હોઇ બચ્ચાંઓ સ્હેલાઇથી હોંશે હોંશે પીએ છે.

કી. શીશી ૧ ના રૂ. ૦-૧૦-૦.

આ સિવાય આ ફાર્મસીમાં ભસ્મો, રસાયણો, આસવો, પ્રજાશાહી પાકુતી, ચૂર્ણો, અવલેહો, ગુટિકાઓ, તેલો, ક્રુશ્વાઓ, સુતિકાક્વાથ વિગેરે છુટક તેમજ જથાબંધ વેચાય છે. પો. પેકીંગ મંગાવનારને શિર છે. લખો યા રૂબરૂ મળો.

રાજામહેતાની પોળ સામે,
અમદાવાદ.

ધી રાજનગર આયુર્વેદિક ફાર્મસીના માલીક
**વૈદ્ય ચંદુલાલ મગનલાલ,**
પી. વી. બી. આર.

જ્યુબીલી પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ રતીલાલ છગનલાલે છાપ્યું

*Registered No B. 876.*




દેશ, સમાજ, ધર્મ વગેરે જૈન અને જૈનેતર સાહિત્યથી વિભૂષિત.

पुस्तक ९ मुं.] नवेम्बर १९१७. वीर संवत २४४३ [अंक ५.

તંત્રી, — રા. મણિલાલ મોહનલાલ પાદરાકર.
વ્યવસ્થાપક — રા. કેશવ હ. શેઠ.

## વિષયદર્શન.



શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ તરફથી

પ્રકાશક,

રા. શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ.

અમદાવાદ.

લવાજમ-વર્ષ એકનો રૂ. ૧-૪-૦ છુટક દર એક નકલના બે આના.

**સૂચના—** અમદાવાદમાં ચાલતા સખ્ત પ્લેગને લીધે પોષ્ટ ઑફિસ વગેરેની પ્રતિકૂળતાથી વિ. પી. સાથે ભેટ બુક ગ્રાહકોને મોકલાવી શકયા નથી. તો હવે પછી પ્લેગ કમી થયે મોકલવાનું શરૂ કરીશું. પ્લેગને લીધે કદાચ થોડા વખતને માટે ગ્રાહકોને નિયમિત અંકો ન મળે તો દરગુજર થશે એમ ઇચ્છીએ છીએ.

તંત્રી.

---



---



---

આ માસિક સંબંધી સઘળો પત્રવ્યવહાર નીચેના શિરનામે કરવો.

શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ,
બુદ્ધિપ્રભા ઑફિસ, ચંપાગળી-અમદાવાદ.

Registered No D 876.




દેશ, સમાજ, ધર્મ વગેરે જૈન અને જૈનેતર સાહિત્યથી વિભૂષિત.

पुस्तक ९ मुं ] नवेम्बर १९१७. वीर संवत २४४३. [ अंक ५.

# स्वर्ग हमारो देश.

જગમા સ્વગ હમારો દેશ,
ભારતનુ શુભ નામજ લેતા, ઉપજે પ્રેમ વિશેષ જગમા

નિર્મળ નીર વહે ગંગાનુ, પીતા જાય કલેશ;
દાતા કર્ણ સમાન થયા, ગુણ ગાય મહાય સુરેશ. જગમા.

હિમગઢ ઉપર રક્ષા કરવા નિશ-દિન વસે મહેશ,
દક્ષિણ-દિશમા સ્વર્ગભૂમિનુ રક્ષણ કરે રમેશ. જગમાં

જન દુ:ખ હરવા જગન્નાથપુરીમા વસતા જગદીશ,
પશ્ચિમમા મનમોહન મૂર્તિ, નંદકુંવર-હૃષીકેશ જગમા.

જગ સુખ માટે પરબ્રહ્મ પ્રકટ્યા જ્યા શ્રી અવધેશ,
" ૐકાર " વર્ણવે શુ મહિમા, પાર ન પામે શેષ જગમા

ગાંધર્વ મહાવિદ્યાલય
લાહોર.

પંડિત ૐકારનાથ.
( પ્રિન્સિપોલ )

# શુદ્ધ શ્રાવીકાના શણગાર!

( માલણ ગુંથીલાવ ગુણિયલ ગજરા—એ રાગ.)

સુઘડ સતી શ્રાવીકા ગુણવાળી, પહેરે સાડી શીયળની રૂપાળી. સુઘડ.
પહેરે લજ્જા કસુંબલ ચોળી, ધર્મ શ્રદ્ધાના રંગે ઝબોળી.
દયા દરજીએ હોંશે શીવેલી. સુઘડ.
કર કંકણ કરૂણાનું ધારો, પર નિન્દાને દુર નિવારો;
ચુડો શમતાનો શોભે રૂપાળો. સુઘડ.
વિશ્વ બન્ધુતા વીંટી રૂપાળી, જડી શાંતિ હિરે રઢીઆળી;
સદ્‌ભાવ સુન્દરતા રસાળી. સુઘડ.
નીતિ, મોહ-ન મૌક્તિકમાળા, પહેર્યે નિન્દક ભરશે ઉચાળા;
કર્મબંધ થકી રખવાળાં. સુઘડ.
ઉપયોગનું અંજન આંખે, વૃત્તનિયમ ટાળલીએ રાખે;
શમતાથી જગત ગાર સાંખે. સુઘડ.
પ્રભુભક્તિથી અંગ પખાળી, વિશ્વપ્રેમના આદર્શે ભાળી;
રાચે વદનની કાંતિ નિહાળી સુઘડ.
ટાકી કુમકુમ નાથની સેવા, કરે ભાવે મળે સુખ મેવા;
પ્રીતે અખંડ સૌભાગ્યને લેવા. સુઘડ.
ધ્યાન સ્વામિ તણું મન ધરવું, ચરણે નુપુર સંયમ કેરૂ ધરવું;
કાર્ય પરઉપકારનું કરવું. સુઘડ.
સત્શીલ રૂમાલ રૂપાળો, વૈરાગ્ય કીનારી વાળો;
હોય રેશમી રૂડો રૂપાળો. સુઘડ.
કર્ણ ફુલ કનકનું ધરવું, અંતરાત્મ પ્રદેશે વિચરવું;
ધ્યાન હેયજ્ઞેયાદિનું ધરવું. સુઘડ.
ગુરૂસેવા કટાસણું રાખો, રૂડો વિનય વડિલનો દાખો;
સત્ય પન્થ વચન શુભ ભાખો. સુઘડ.
નવતત્વનો ચવળો ન ચુકો, ષડ્દ્રવ્ય ઘેરી બાંધી મુકો;
પ્રતિક્રમણ ક્રોલે નિત્ય ગુંડો. સુઘડ.
જેવું બોલો તેવું તમે ચાલો, રાગ દ્વેશનો મેલ પખાળો;
શુદ્ધ શ્રાવીકાઓ બની મ્હાલો. સુઘડ.
સૌ આભૂષણો રઢિઆળાં, આત્મજ્ઞાન ભર્યાં મગોળાં;
મળે મુક્તિ તણી મણિમાળા. સુઘડ.

તંત્રી.

# પર્યુષણ પર્વનું ઉદ્યાપન અને તેમાં ઉચિત ફેરફારો.




નમગતમાં પર્યુષણ પર્વ પવિત્ર લેખાય છે, તે સકારણ છે. આખા વર્ષમાં ધર્મધ્યાન, તપશ્ચર્યા, દાન આદિ કરવાનો જેને પ્રસંગ પ્રાપ્ત ન થયો હોય, તે પણ આ સમયે કરવા લાગી જાય છે, અને બીજાઓની જોડે આખા વર્ષ દરમ્યાન જે વેરવિરોધ થયો હોય, બીજાઓનાં મન જાણતાં કે અજાણતાં દુઃખવ્યા હોય તેની ક્ષમા માગવાનો પણ આ સમય છે. આપણા પરમપૂજ્ય તીર્થંકરોનાં ચરિત્રો સાંભળવાનો, તે પર વિચાર કરવાનો અને તેમના ગુણો આપણા જીવનમાં ઉતરવાનો નિશ્ચય કરવાનો પણ આ સમય છે. પવિત્ર પર્યુષણપર્વ ! તારા મહિમાનું યથાયોગ્ય વર્ણન ઘણું દુષ્કર છે.

## પર્યુષણનો અર્થ.

પર્યુષણનો અર્થ ઉપાસના અથવા ભક્તિ થાય છે. કોની ભક્તિ ? ભક્તિ પ્રભુની-ભક્તિ આપણા પરમોપકારી તીર્થંકરોની. કેવી રીતે ? ખરી ભક્તિ પ્રભુની આજ્ઞા માનવામાં રહેલી છે. પ્રભુ પોતે કહે છે કે आणाए धम्मो-મારી આજ્ઞા પ્રમાણે ચાલવામાં ધર્મ છે. તેમની આજ્ઞા શી છે ? તે તેમણે પોતેજ દશ વૈકાલિક સૂત્રમાં જણાવ્યું છે કે धम्मो मंगल मुक्किट्ठो अहिंसा संयमोतवो-ધર્મ એ ઉત્કૃષ્ટ મંગળરૂપ છે, અને તે ધર્મ અહિંસા, સંયમ અને તપમાં આવેલો છે. તેમાંથી પ્રથમ આપણે તપનો વિચાર કરીએ. પર્યુષણમાં તપ કરવામાં આવે છે. કેટલાક એક ઉપવાસ, કેટલાક બે, કેટલાક ચાર, કેટલાક આઠ ઉપવાસ પણ કરે છે. પણ કેટલાક તો તેથી આગળ વધીને પંદર દિવસના, મહિનાના કે દોઢ મહિનાના પણ કરે છે હવે આપણે ઉપવાસનું રહસ્ય વિચારીએ, અને તેમાંથી શો લાભ મળી શકે, તેનો ખ્યાલ લાવીએ.

સામાન્ય રીતે મનુષ્યો પોતાની જઠરાગ્નિ પચાવી શકે તેના કરતાં-વધારે પ્રમાણમાં ખાધા કરે છે. ખોરાક સ્વાદિષ્ટ લાગતાં મનુષ્ય પોતાની જીવ્હા ઇન્દ્રિય ઉપરનો કાબુ ખોઈ બેસે છે, અને હદ ઉપરાંત ખાય છે. પરિણામ એ થાય છે કે આથી શરીરમાં મળ વધી પડે છે. જઠરાગ્નિને દરરોજ કામ કરવાનું હોવાથી, તેનું પોતાનું કામ બરાબર કરી શકે તે પહેલાં તો તેના ઉપર બીજા કામનો બોજો પડતો હોવાથી તેને પોતાનામાં રહેલો મળ-કચરો સાફ કરવાને જરા પણ અવકાશ મળતો નથી. પણ જે દિવસે ઉપવાસ કરવામાં આવે છે, તે દિવસે જઠરાગ્નિ ઉપર ખોરાકનો બોજો નહિ પડવાથી, જઠરાગ્નિને અવકાશ મળે છે, એટલે તે પોતાના તનુમંદિરમાં રહેલો કચરો સાફ કરવાને પોતાનું બળ અજ-

મારે છે. ઉપવાસ કરનારને વમન થાય અથવા રેચ લાગે તો તેમાં ગભરાવા જેવું નથી. તે શરીરમાંથી મળ કાઢવાના કુદરતના પ્રયત્નો છે. ઉપવાસ કરવાથી શરીર મળરહિત-એટલે નિર્મળ બને છે. પણ આ ઉપવાસનો લાભ આપણા જૈનબંધુઓ ઉપવાસ કરવા છતાં પામી શકતા નથી તેનાં કારણો છે. ઉપવાસ કરવાનો હોય તેને આગલે દિવસે સાંજરે શરીરને અનેક પ્રકારના ભારે ખોરાકથી ભરવામાં આવે છે, એટલે જઠરાગ્નિની ધંટીને ઉપવાસને દિવસે પણ પુષ્કળ કામ કરવાનું બાકીજ હોય. વળી ઉપવાસ પછીના દિવસે-પારણા વખતે-પણ અનેક પ્રકારની વાનગીઓ અને ભારે ખોરાકથી શરીરને ભરવામાં આવે છે. કુદરત બીચારી શું કરે? જઠરાગ્નિ કેવી રીતે નવરી પડે કે અંદરનો મળ સાફ કરી શકે? આપણામાં ઉપવાસને ચતુર્થ કહેવામાં આવે છે, તેનો અર્થ આપણે ભૂલી ગયા છીએ, અને તેથી ખોટી રીતે આપણે વર્તીએ છીએ. ચતુર્થ એટલે ચાર-આપણે ચાર ટંકનો આહાર ન લઈએ ત્યારે ઉપવાસ કર્યો કહેવાય. તે આ પ્રમાણે છે. ઉપવાસને આગલે દિવસે એકાશન કરવું, ઉપવાસને દિવસે બે વાર ન ખાવું, અને ઉપવાસ પછીના દિવસે પણ એકાશન કરવું. આ રીતે ચાર ટંક ન ખાવામાં આવે ત્યારેજ ચતુર્થ ઉપવાસ પુરો થયો કહેવાય. આ હેતુથીજ બે ઉપવાસને છઠ્ઠ કહેવામાં આવે છે. એટલે તેમાં છ ટંક આહાર ન લેવો. અને ત્રણ ઉપવાસને અઠ્ઠમ કહેવાનું પણ આજ કારણ છે. અઠ્ઠમ-એટલે આઠવાર ત્રણ ઉપવાસના છ ટંક અને આગલે દિવસે એકાસન કરવું અને અઠ્ઠમ પછી એકાસન કરવું. એ રીતે આઠ ટંક સુધી ભોજન ન લેવું. આ બધાનો હેતુ એ કે ઉપવાસને આગલે દિવસે અથવા ઉપવાસ પછીના દિવસે શરીરમાં વધારે ભાર નાખવામાં ન આવે. ઉપવાસ કરવાનો હેતુ શો? શરીર અને ઇન્દ્રિયો આપણા મનના કાબુમાં રહે, અને આપણી રસેંદ્રિય સંયમમાં આવે. પણ શું આ લાભ પ્રાપ્ત થઈ શકે છે? શું ઉપવાસ કરનાર જીતેંદ્રિય બની શકે છે? બીલકુલ નહિ, કારણ કે ઉપવાસનો હેતુ તેઓના ધ્યાનમાં આવ્યો નથી. ઇચ્છાનો રોધ એજ તપનું રહસ્ય છે, એ તેઓ સમજતા નથી. ઇન્દ્રિયો અને શરીરની ઇચ્છા વિરૂદ્ધ તેને દાબવાનો આ પ્રયત્ન છે. પણ એક કે બે દિવસ આ પ્રમાણે દાબવાનો પ્રયત્ન થાય અને પછી સર્વથા તેને છુટી મૂકવામાં આવે તો યોગ્ય લાભ શી રીતે પ્રાપ્ત થઇ શકે? માટે તપનું બરાબર રહસ્ય સમજો. આપણી રુચિ કરતાં થોડું ખાવું, તે પણ તપ છે, અમુક રસનો અમુક દિવસે ત્યાગ કરવો તે પણ તપ છે. અમુક સ્વાદિષ્ટ પદાર્થ થાળીમાં પીરસાયું હોય, તે વખતે મનને અને જીવ્હાઇન્દ્રિયને કાબુમાં રાખી તે ન ખાવું તે પણ તપ છે. આવી જાતના તપ જો દરરોજ કરવામાં આવે તો તપનું રહસ્ય સમજાયું છે, એમ કહેવાય. બાકી બારેમાસ ઇન્દ્રિયોને સર્વથા પોષવામાં આવતી

હોય, અને એક કે બેવાર એકાશન કે ઉપવાસ કરવામાં આવે તો શરીરના નિગ્રહ સંબંધી જે લાભ ઉપર આપણે વિચારી ગયા, તેવો મળવાનો અસંભવ છે.

ઉપવાસમાં બીજો પણ લાભ રહેલો છે, જે આધ્યાત્મિક છે, જે ઘણોજ સ્તુત્ય છે. ઉપ એટલે પાસે અને વસ્ એટલે રહેવું. આત્માની પાસે રહેવું આત્માની સમીપમાં વસવું. એનો અર્થ એ છે કે જે દિવસે ઉપવાસ કર્યો હોય તે દિવસે કષાયો નહિ કરતાં, પારકી કુથલી નહિ કરતાં, આર્ત અને રૌદ્ર-ધ્યાનનો ત્યાગ કરી મનને શુભ વિષયોનું ચિંતન કરવામાં રોકવું. ચરિત્રની ઉચ્ચ ભાવનાઓની, ઉમદા સદ્ગુણોની મહત્તા વિચારવામાં દિવસ ગાળવો. મહાપુરૂષોનાં ચરિત્રો વાંચવાં કે સાંભળવાં. સત્સંગ કરવો. સાધુ પુરૂષોના સહેવાસમાં આવવું આત્મનિરીક્ષણ કરવું. પોતાના ગુણદોષનું નિષ્પક્ષપાત રીતે બારીક અવલોકન કરવું. તે ગુણોમાં કેમ વૃદ્ધિ થાય તેનું ચિંતન કરવું; તે દોષો શા કારણોથી ઉદ્ભવે છે, તેનો વિચાર કરી તે તે કારણો દૂર કરવાને પ્રયત્ન કરવાનો નિશ્ચય કરવો, સર્વ જીવો પર મૈત્રીભાવના ભાવવી. આવી આવી અનેક રીતે સંસારના પ્રાપંચિક પદાર્થોમાંથી મનને અંતર્મુખ વાળવું. મનને આત્માભિમુખ કરવું. આ બધું ઉપવાસને દિવસે કરવાનું છે.

*પર્યુષણમાં બીજું કામ વ્યાખ્યાન શ્રવણ કરવાનું છે. આપણા પરમપૂજ્ય તીર્થંકરોનાં ચરિત્રો શ્રવણ કરવા જેવો અમૂલ્ય પ્રસંગ બીજો કયો હોઈ શકે? પણ સ્થિતિ કેવી છે? પર્યુષણમાં પહેલા ત્રણ દિવસ સુધી પરચુરણ ગમે તે વાંચવામાં આવે છે, અને સંવત્સરી સિવાયના છેલ્લા ચાર દિવસોમાં અમુક પાનાં પુરાં કરવાંજ જોઇએ, આવી સ્થિતિ હોવાથી મુનિરાજોને છથી આઠ કલાક સુધી દરરોજ ચાર દિવસ સુધી મોટો ઘાટો પાડી વાંચવું પડે છે, અને લોકોને પણ તેટલોજ સમય એકજ સ્થાનમાં બેસી રહેવાની જરૂર પડે છે. શુ તમે એમ ધારો છો કે લોકો એટલા લાંબા સમય સુધી એક ચિત્તથી તે શ્રવણ કરતા હશે? તમે જોશો તો કેટલાક ઝોકાં ખાતા હશે, કેટલાક ઉંઘતા હશે, અને પાછળ બેઠેલા કેટલાકો નકામી કુથલી કરતા હશે. આવી સ્થિતિમાં તે ચરિત્રોની શ્રોતાના મનપર કેવી રીતે અસર થઈ શકે? કલ્પસૂત્ર ૨૧ વાર સાંભળે તે મોક્ષનો અધિકારી થાય એ વચન શું સત્ય નથી! વચન તો સત્ય છે, પણ તેની સત્યતા ત્યારેજ ખરી થાય કે જ્યારે વાંચવાની અને સાંભળવાની પદ્ધતિમાં મોટો અને ઉપયોગી ફેરફાર થાય. એક સાધુએ મને આજેજ કહ્યું હતું કે ગઇ કાલ છ કલાક સુધી વાંચવાંચ કરી અને ઘાંટા પાડીને મારૂં તો ગળું થાકી ગયું. જ્યાં ગળું દુઃખી જાય તેટલે સુધી વાંચવાની ફરજ પાડવામાં આવે ત્યાં વાંચનારને તે બાબતમાં રસ કેવી રીતે રહે! અથવા તે બીજાને બોધપ્રદ થાય તેવી રીતે વ્યાખ્યાન કરી શકે? અને સાંભળનાર પણ

૭ કલાક સુધી ચિત્તની સ્થિરતા ક્યાંથી રાખી શકે? જેઓને અર્ધો કલાક કે કલાક સુધીનું ભાષણ સાંભળતાં પણ થાક લાગી જતો હોય તેવા લોકો કેવી રીતે આટલો લાંબો સમય એક સ્થાનમાં રહી સ્થિર ચિત્તથી સાંભળી શકે? વળી એક બીજી બાબત વિચાર કરવા જેવી છે. ચૌદ સ્વપ્નનું વર્ણન કરવામાં ટીકાકારોએ એટલું વિવેચન કર્યું હોય છે કે જેનું વ્યાખ્યાન કરતાં ચારથી પાંચ કલાક ચાલ્યા જાય, અને જ્યાં મહાવીર સ્વામીના ઉપસર્ગોની હકીકત આવે, તેમણે તે વખતે કેવી રીતે સહનશીલતા, ક્ષમા, તથા ઉદાર વૃત્તિ રાખી હતી, એવી બાબતોનું ત્વરાથી વિવેચન થાય ત્યાં ખરી મહત્ત્વની બાબતો ગૌણ સ્થાન ભોગવે અને ઓછા સંબંધવાળી વસ્તુઓ વ્યાખ્યાનનો મોટો ભાગ રોકે, આ બધા સંયોગો વિચારતાં નીચેના ફેરફારો આ લેખકને યોગ્ય લાગે છે. જૈન સાધુઓ સમયજ્ઞ-એટલે સમયજ્ઞ સમયને જાણનારા-કહેવાય છે. જો સમયના જાણકાર હોય તો તેમણે પણ કેટલાક ઉચિત ફેરફારો શ્રાવકોના તેમજ પોતાના લાભાર્થે કરવા જોઇએ. કાળ પોતાનું કામ કર્યા કરે છે. જેઓ વાર્યું નહિ કરશે, તેઓ હાર્યું કરશે. પણ સમજપૂર્વક અને દેશકાળ વિચારીને યોગ્ય ફેરફારો કરવામાં આવે તો તેમાં ધર્મના સત્ય સિદ્ધાંતોને બાધ આવશે નહિ. ધર્મના સનાતન સત્યોમાં ફેરફાર કરવા કોઇ કહેતું નથી, અને કોઈ કહી શકે પણ નહિ, પણ ઉપદેશ પદ્ધતિમાં કેટલાક ફેરફારો દેશકાળ પ્રમાણે સૂચવાય તો તેનો તિરસ્કાર નહિ કરતાં તે ઉપર શાંત ચિત્તથી મનન ચલાવવામાં આવશે, અને જૈન સાધુઓ અને શ્રાવકો જો તે યોગ્ય લાગે તો તેનો સ્વીકાર કરવા પણ કટિબદ્ધ થશે.

(૧) પર્યુષણના પ્રથમ દિવસથી તે સંવત્સરીના દિવસ સુધી એટલે આઠે દિવસ પર્યુષણને લગતું સાહિત્ય વંચાવું જોઇએ.

(૨) વ્યાખ્યાન દરરોજ સવારે બે કલાક ચાલવું જોઇએ,

(૩) સાધુઓએ તે પુસ્તકોના શબ્દેશબ્દ વાંચી તેનો અર્થ કરવાને બદલે તેને વાંચી વિચારી પોતાની મેળે અમુક મુદ્દાઓ તારવી કાઢવા જોઇએ, અને તેના પર દેશ તથા કાળનો વિચાર કરી શ્રોતાવર્ગને લાભ થાય તેવું વિવેચન કરવું જોઇએ.

(૪) બપોરના સમયે જૂદા જૂદા વિષયો પર સાધુઓ તથા વિદ્વાન્ શ્રાવકો ભાષણો આપે એવી ગોઠવણો થવી જોઇએ.

(૫) આખા વર્ષમાં જૈન સમાજની કેટલી પ્રાપ્તિ થઈ, કયા નવીન સુધારાની આવશ્યકતા છે, અને તે કેવી રીતે થઈ શકે, એ સંબંધી વિચારો કરવા સાધુઓનું તથા શ્રાવકોનું મંડળ એકઠું થવું જોઇએ.

ઉપર જણાવેલા અથવા તેનાજ પ્રકારના બીજા કોઇ યોગ્ય સુધારા કરવામાં

આવે તો આ પર્યુષણ પર્વનો લાભ કેવળ જૈનો નહિ પણ અન્ય ધર્મવાળા પણ લઇ શકે. સવારમાં બે કલાકનો સમય આઠ દિવસ સુધી કાઢવો તે તો કામ થઇ શકે. વળી તેમાં બધા ઉપયોગી મુદ્દાઓ ચર્ચાવાના હોવાથી તીર્થંકરોના અને આચાર્યોનાં ચરિત્રો સાંભળતાં ઘણોજ રસ પડે અને જે બોધ થાય તેથી જરૂર શ્રોતાના તે વખતના ભક્તિવાળા હૃદયપર પ્રબળ અસર થયા વિના રહે નહિ.

## દાનની પ્રણાલિકા.

જૈન કોમ દાન અને ઉદારતા માટે પરાપૂર્વથી મશહૂર છે, અને અત્યાર સુધી તે બિરૂદ તેણે થોડા ઘણા પ્રમાણમાં જાળવી રાખ્યું છે. પણ હાલનો સમય કેવો છે, તેનો વિચાર કરવામાં આવતો નથી. અને ગાડરીઆ પ્રવાહ પ્રમાણે જે ચીલો પડયો હોય તેજ ચીલે ચાલવામાં આવે છે. એક વિદ્વાને કહ્યું છે કે "ઘણા મનુષ્યો રૂઢીથી દયાળુ હોય છે, પણ ખરા પ્રેમથી દયાળુ હોય એવા ઘણા ઓછા છે." ખેદની સાથે કહેવું પડે છે કે આ શબ્દો અત્યારે જૈન કોમને મોટે ભાગે લાગુ પડે છે. એક મનુષ્ય તીર્થસ્થળનો સંઘ કાઢી દશ હજાર કે તેથી પણ વધારે રકમ ખરચે, અને તેજ મનુષ્ય એક જૈન વિદ્યાર્થીને ચોપડીઓ સારૂ દશ રૂપૈયા આપવા કે એક સીદાતા જૈન બંધુને એક દિવસનું ભોજન આપવાની ના પાડે તેનો અર્થ શું તે જરા શાંત મનથી વિચારો. દાનની પ્રણાલિકામાં ઘણા ફેરફારની જરૂર છે શાસ્ત્રો કહે છે કે જે સમયે જે ક્ષેત્ર ડુબતી હાલતમાં હોય તે ક્ષેત્રનો ઉદ્ધાર કરવા જેવું બીજું એક પણ પુણ્ય નથી. અત્યારે ચારે તરફથી જે નાદ સંભળાય છે કે શ્રાવકક્ષેત્ર સારી સ્થિતિમાં નથી, તો શ્રાવકોને કેળવવા અને તેમને ધંધે પાડવા જે પ્રયત્ન કરવામાં આવતા હોય તે પ્રયત્નોને બને તેટલી મદદ કરવી એ ધનિકબંધુઓનું પ્રથમ કર્તવ્ય છે વરઘોડાઓમાં, ખાવાપીવામાં, અઠ્ઠાઈ મહોત્સવો, લ્હાણીઓ, ઉજમણાંઓ—એ બધા કરતાં પણ શ્રાવકોને મદદ કરવી તે પ્રથમ કર્તવ્ય છે. આમાં પણ સ્યાદ્વાદ ધર્મ—આપણે યાદ રાખવો જોઇએ. પ્રથમ જણાવેલાં ખાતાંઓને મદદ ના કરવી તેમ કહેવાનો હેતુ નથી. પણ આ શ્રાવકોદ્ધારની બાબતમાં સૌ કરતાં વિશેષ લક્ષ આપવાની અત્યારે જરૂર છે. એમ તો કહ્યા વિના ચાલે તેમ નથી. મંદિરોને ભલે શણગારો, પણ પ્રથમ મંદિરની મૂર્તિના પૂજકો ઉભા કરો. શ્રાવકોની સંખ્યા દિનપ્રતિદિન ઘટતી જાય છે, તેના કારણો તપાસો. તે કારણોને દૂર કરો. જૈન કોમમાં એક પણ વિદ્યાર્થી અભણ ન રહે તેવી ગોઠવણ કરો. જૈન કોમમાં એટલું બધું ધન ધર્મમાર્ગમાં ખરચાય છે કે તે બધાનો મોટો ભાગ આ જ્ઞાનની પ્રણાલિકામાં વહેવરાવવામા આવે તો આ કામ ઘણી ત્વરાથી થઈ શકે તેમ છે, આપણા જૈનબંધુઓ પ્રત્યેના સ્વધર્મબંધુઓ પ્રત્યેના ખરા પ્રેમથી તેમને મદદ કરવા પ્રેરાઓ એટલે જરૂર આપણા દાનનું ઘણુંજ ઉજ્જવળ ફળ મળશે.

## પ્રતિક્રમણ.

પ્રતિક્રમણની રૂઢીમાં પણ મોટા ફેરફારની જરૂર છે. દેશકાળનો અહીં પણ વિચાર કરવાનો છે. પ્રતિક્રમણની ભાષાના સંબંધમાં મારે અત્રે કંઇક કહેવાનું છે. તેની ભાષા માગધી છે. પ્રતિક્રમણ કરવા આવનારમાંથી કેટલા થોડા તે ભાષાને સમજે છે? જો તે ન સમજતા હોય તો તેમના જીવન પર તેની શી અસર થાય? ભેંસ આગળ ભાગવત વાંચવા જેવી આ સ્થિતિ શું શોચનીય નથી? મહાવીર પ્રભુના સમયમાં મગધ દેશમાં માગધી ભાષા ચાલતી હતી, માટે મહાવીર પ્રભુએ તે ભાષામાં બોધ આપ્યો કારણ કે ઘણા લોકો તેનો લાભ લઈ શકે. પ્રભુ સંસ્કૃત ભાષાથી અપરિચિત હતા એમ નહોતું પણ

बाल स्त्रीमन्दमूर्खाणां नृणां चारित्र कांक्षिणाम्
अनुग्रहार्थं तत्त्व ज्ञैः सिद्धान्तः प्राकृतः कृतः ॥

બાળકો, સ્ત્રીઓ, મન્દ બુદ્ધિવાળા અને મૂર્ખ પણ ચારિત્રની ઇચ્છાવાળા મનુષ્યો ઉપર ઉપકાર કરવાને તત્ત્વના જાણકાર પુરૂષોએ સિદ્ધાન્તના પુસ્તકો પ્રાકૃત ભાષામા–માગધી ભાષામાં રચ્યા. મોટા પુરૂષોની કેટલી દયા! કેટલી લોકોનું કલ્યાણ કરવાની અભિલાષા.! તે પછી સિદ્ધસેન દિવાકરે તે પ્રચલિત માગધી ભાષા મૂકીને સંસ્કૃત જેવી કેળવાયેલાજ જેનો લાભ લઇ શકે તેવી ભાષામાં તે સૂત્રો ફેરવવા પ્રયત્ન કર્યો, ત્યારે સંઘે તેમને સંઘ બ્હાર મૂકયા. આ સંઘનું પગલું લોકકલ્યાણની દૃષ્ટિથી ઘણું વ્યાજબી હતું. પણ હવે દેશ કાળ બદલાયો છે. હવે ચાલતી ભાષા નથી સંસ્કૃત કે નથી માગધી–આપણી અહીંની ચાલતી ભાષા ગુજરાતી છેઃ તો તેમાં પ્રતિક્રમણ પણ કેમ ન થવું જોઇએ? પાક્ષિક કે ચાતુર્માસિક કે સંવત્સરીના પ્રતિક્રમણ વખતે જે સમયે અતિચાર બોલવામાં આવે છે, ત્યારે લોકોને અતિશય હર્ષ થાય છે તેનું કારણ તમે જાણો છો? કારણ એજ કે તે અતિચાર ગુજરાતી ભાષામાં લખાયા છે, અને લોકો તે સમજી શકે છે. જે સમજાય તેમા લોકો રસ લે, અને જે વસ્તુમાં રસ લેતા થાય તે પ્રમાણે વર્તન કરતા પણ જણાય. નહિ તો ૫૦ વર્ષ સુધી પ્રતિક્રમણ કરનારની સ્થિતિ પ્રથમ દિવસે તેની શરૂઆત કરી, તેવીને તેવી રહે તો પછી તેનો લાભ શો! માટે આ અગત્યના ફેરફારની ઘણીજ જરૂર છે.

વળી સાંવત્સરિક ક્ષમાપનાનો કેવો ઉચ્ચ ઉદ્દેશ છે, તે તો જરા લક્ષમાં લો. મનુષ્ય દરરોજ પ્રતિક્રમણ કરી પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવું, તે ન બને તો પખવાડીએ તે કરવું, તે ન બને તો ચાર માસે તે કરવું, અને તે ન બને તો વર્ષે દહાડે તો અવશ્ય પ્રતિક્રમણ કરવું. કોઈ પણ રીતે જીવ પાપકર્મથી નિવૃત્ત થઈ સત્યમાર્ગ તરફ વળે, રાગદ્વેષ દૂર કરી ક્ષમા અને પ્રેમના માર્ગનો

આશ્રય લે, એવા આશયથી આ સાંવત્સરિક પ્રતિક્રમણની યોજના છે. કોઇ જોડે દ્વેષ થયો હોય તો તે એક વર્ષથી આગળતો ચાલવોજ ન જોઇએ. તે માટે સાંવત્સરિક ક્ષમાપના કરવામાં આવે છે. લોકો કહે છે કે મિચ્છામિ દુક્કડં–તેનો અર્થ શું છે તે તો ઘણા થોડા સમજે છે, પણ એમ માને છે કે તે કહેવાથી-ક્ષમા મળી ગઇ. તેનો અર્થ એવો થાય છે કે मिथ्या मे दुष्कृतम्-મારૂં પાપ મિથ્યા થાઓ. મેં અજ્ઞાનથી અથવા જાણી જોઇને જે કાંઈ અપરાધ કે અવિનય કે અશુભ કામ કર્યું હોય તે મિથ્યા થાઓ. આ પણ એક રૂઢિ પડી ગઈ છે. આજે ક્ષમા માગનારા આવતી કાલે લડતા નજરે પડે છે. માટે આ કામ પણ હૃદયથી થવું જોઇએ. આપણો અપરાધ કરનારને તે દિવસે ખરા હૃદયથી ક્ષમા આપવી, અને આ વર્ષમાં અજાણતાં અથવા જાણતાં જે કાંઈ પાપો આપણે હાથે થવા પામ્યાં હોય તેવાં ફરીથી આવતા વર્ષમાં ન થાય તેવો દૃઢ નિશ્ચય કરવો જોઇએ. બાકી રૂઢિની ક્ષમાપના-અથવા ક્ષમા યાચનાનું કાંઇ લાંબું ફળ હોતું નથી.

આ અને આવા બીજા અનેક મુદ્દાઓ પર્યુષણ પર્વનો વિચાર કરતાં દૃષ્ટિ આગળ તરવરી આવે છે. પણ વિચારકોને ઘણી વસ્તુઓ એકદમ વિચારવા સોંપવાથી કદાચ ગભરાટ થાય અને આ ઉપયોગી બાબતો પણ રહી જાય તેવા ભયથી આ પર્યુષણપર્વને વધારે બોધક, વધારે લાભકારી અને વધારે કલ્યાણકારી બનાવવાના ઉપરના માર્ગો પર મુનિરાજો તથા શ્રાવક બંધુઓને વિચાર કરવાનું કામ સોંપી હાલતો વિરમીશ.

લી. સંઘનો નમ્રસેવક.
"વસન્તનન્દન" બી. એ.

## પચુસણની અપીલ.

રા. વકીલ નંદલાલ લલ્લુભાઇ.



દેશમાં વ્યાવહારિક કેળવણી લેવાનાં સાધનો અને સંસ્થાઓ અનેક છે. પરંતુ તેમાં બીજી કોમોના પ્રમાણમાં આપણે જૈન ભાઇઓ કેટલા દાખલ થયા છીએ, અને કેટલો લાભ લીધો છે, તેનો મુકાબલો કરો.

હાઇસ્કુલ અને કોલેજની સવડ છતાં ગયા ચાલીશ વર્ષમાં વડોદરાના કેટલા જૈનો તેમાં દાખલ થયા, અને કેટલા ગ્રેજ્યુએટ થયા?

જો જૈન ધર્મ ઉપર તમારી સત્ય અને શુદ્ધ શ્રદ્ધા હોય તો હું પુછું છું

કે તમે તમારા પોતાના ધર્મના ધર્મ ગ્રંથોનો, અને સાહિત્યનો યથાર્થ અભ્યાસ કર્યો છે? અથવા એવા અભ્યાસ માટે સંસ્થાઓ ઉભી કરી છે?

જૈન સાહિત્યના અભ્યાસ અને વાંચનનો શોખ જૈન અને જૈનેતરમાં વધે એ માટે સંઘે કંઈ પગલાં ભર્યા છે?

જૈન યુવાન વર્ગ ધાર્મિક અને વ્યવહારિક કેળવણીમાં આગળ વધે એ માટે તેમને ઉત્સાહ આપવા, તથા સાધન વિનાના ઉત્સાહી વિદ્યાર્થીઓ આગળ વધતા અટકે છે, તેનો તપાસ કરીને તેમને ઉત્તેજન આપવા પ્રયત્ન કર્યો છે?

જૈન પ્રજા હાલ વેપાર ધંધામાં પણ ઘણી પાછળ હોઈ આપણે આગળ વધવા પ્રયત્ન કરવો જોઇએ, તેમજ બીજાઓને ઉત્તેજન મળે એવી સવડ કરવી જોઇએ એવો ખ્યાલ કોઈ વખત તમારા મનમાં આવ્યો છે?

છોકરા અને છોકરીઓના વિવાહ પ્રસંગમાં સમાન વયના વિવાહ નહિ કરતાં કન્યા કરતાં વરની ઉમર કમતીમાં કમતી પાંચ સાત વર્ષ વધારે જોઇએ, તે પ્રમાણે નહિ કરવાથી આપણી કન્યાઓ દુઃખી થાય છે, માટે એ રૂઢીનું બંધન તોડી નાખવું જોઇએ એવો ખ્યાલ તમારા મનમાં આવ્યા છતાં તે રૂઢી બંધ કરવા તમે કંઈ પ્રયત્ન કર્યો છે?

આપણી સ્ત્રીઓનો ઘણો વખત નકામો જાય છે, તેવા વખતમાં તેમને ધાર્મિક તથા નૈતિક કેળવણી મળે તે દિશામાં કંઇ સંગીન પ્રયત્ન કર્યો છે?

સ્ત્રી વર્ગમાં અજ્ઞાનતાનું જોર વધ્યું છે, તેથી તેમને તેમના લાયકની ઉદ્યોગીક કેળવણી આપી તેમની આર્થિક સ્થિતીમાં સુધારો કરવા જેવું છે એમ સમજી તેને માટે કંઈ પ્રયત્ન કર્યો છે?

જૈન વિદ્યાર્થિઓની શારીરીક સ્થિતિ સંતોષકારક નથી એને માટે કંઈ પગલાં ભરવાં જોઇએ એવું આપના મનમાં આવે છે?

જૈન સાહિત્યના વાંચનનો શોખ જૈન અને જૈનેતરમાં વધારવા માટે દ્રવ્ય ખર્ચીએ તો તે પણ એક જાતનો ધર્મ છે. એવું તમારા મનમાં આવે છે. જૈન વિદ્વાન મુનિઓ અને ગૃહસ્થો જેઓ જાણીતા જાહેર વક્તાઓ છે તેઓને આમંત્રણ કરી જૈન સાહિત્ય અને જૈન ધર્મના શુદ્ધ તત્વોનો ફેલાવો કરવાને માટે જાહેર ભાષણો આપવાથી ફાયદો થશે એવું તમારા મનમાં આવે છે?

તિર્યંચોની દયાની સાથે મનુષ્ય પંચેદ્રિ પ્રાણીઓની દયાના સંબંધમાં આપણે કંઇ પણ પગલાં ભરવા જેવાં છે, એ વાતનો કોઇ વખત વિચાર કર્યો છે?

સંઘમાં શ્રાવક, અને શ્રાવીકા વર્ગની ઉન્નતિ ઉપર બીજા ધાર્મિક ખાતાઓનો આધાર છે માટે તેમની શારીરિક અને આર્થિક ઉન્નતિ કરવાને માટે પ્રયત્ન કરવો અને તે પણ સ્વામી વત્સલ છે એવા વિચારો કોઈ વખત આપના મનમાં આવ્યા છે?

જમણવારોની જમવાની પદ્ધતિ શાસ્ત્ર વિરૂદ્ધ છે, તેથી તેમાં સુધારો કરવો જોઇએ એવું તમે માનો છો, છતાં તેમાં સુધારો કરવાને માટે તમે કંઈ પુરૂષાર્થ કર્યો છે ?

સાહકારી અને કો-ઓપરેટીવ તત્વોના જ્ઞાનનો ફેલાવો કરવા રાજ્ય તરફથી પ્રયત્ન થાય છે, તે તત્વો જાણવા જેવા અને લાભ લેવા જેવા છે એ આપ જાણો છો ?

સમાજ સેવાના માટે આપણા ધર્મમાં કયાં કયાં ઉચ્ચ તત્વો રહેલાં છે, તે જાણવાને માટે આપ પ્રયત્ન કરશો ?

જૈન દહેરાશરોની અંદર અને બાહેર આશાતનાઓ થાય છે તેથી તે સુધારવા લાયક છે, અને જૈન ભક્તિમાં જે ઉંચ હેતુઓ રહ્યા છે, તેથી શુદ્ધ ભક્તિની પદ્ધતિ વધે તેને માટે આપણે કંઇ પ્રયત્ન કરવો જોઇએ એવું આપના મનમાં આવે છે ?

ઉપરની બાબતો સંબંધે પર્યુષણ પર્વના દિવસોમાં આપ સારી રીતે વિચાર કરશો અને તેને માટે કંઈ પણ સંગીન પ્રયત્ન કરશો તો તે પણ એક જાતનું ધર્મારાધન છે એમ મારૂં માનવું છે. તો જરૂર આપ કંઈ પણ કરશો.*

---

# શ્રી ભગવંત મહાવીરની આજ્ઞાઓ.

(મળેલું.)

૧ તત્વજ્ઞાનનો અભ્યાસ કરો અને વિચારોને નિર્મળ બનાવવા પ્રયત્ન કરો.

૨ જીવનક્રમમાં ત્યાગ કરવા લાયક, અંગીકાર કરવા લાયક અને જાણવા લાયક શું છે ? તેનો નિર્ણય કરો.

૩ પોતાની શક્તિનો વિચાર કરો અને શક્તિ મુજબ ઉન્નતિક્રમમાં આગળ વધો.

૪ આત્મ વિશ્વાસ રાખો, કોઇના ઉપર આધાર ન રાખો, તમારો ઉદ્ધાર કરવો, એ કેવળ તમારા પોતાના વિચાર, પુરૂષાર્થ અને ઉદ્યોગ ઉપર આધાર રાખે છે.

૫ માન અથવા આલોક કે પરલોકના સુખની ઇચ્છા રાખ્યા શિવાય જેટલું સત્કાર્ય થાય તેટલું કરો, અમે શું કરીએ ? એવા નિર્માલ્ય વિચારો કાઢી નાખી પ્રમાદમાં જીવન ન ગુજારો.

૬ જો તમે ગૃહસ્થ ધર્મ અથવા સાધુ ધર્મના માર્ગમાં દ્રવ્ય અને ભાવથી શક્તિ મુજબ પ્રયાણ કરશો તો જરૂર મુક્તિપુરીએ પહોંચ્યા શિવાય રહેશો નહિ.

---

* જૈન એસોસિએશન તરફથી વડોદરા જૈ. શ્વે. સંઘને મળેલું સંબોધન.

# नवीन वर्ष.

१

नवीन वर्ष, नवीन हर्ष !
नवीन दर्श देशनां !

२

वीती रात, प्रभु प्रताप;
दिव्य प्रभात देशमां !

३

कनक सूर्य, नवीन नूर;
पुरे अपूर्व देशमां !

४

नवीन भाव ने प्रभाव;
नवीन ल्हाव देशमां !

५

नवीन तेज ने तरंग;
नवीन रंग देशमां !

६

" ब्रिटिश राज, धरावी दाझ;
" दे स्वराज देशमां ! "

७

फलित थाव, पुनित भाव;
' नवीन ' आर्यदेशमां ––नवीन,

–केशव ह. शेठ.

# आज दीवाळी छे!

(સ્તવન.)

(ઝીણા ઝરમર વરસે મેહ-ભીંજે મારી ચુંદલડી-રાગ.)

આજે અજવાળો અંતર દ્વાર, પર્વ દીવાળી છે !
પ્રભૂ સાથે બની એક તાર, આજ દીવાળી છે !

હૃદય પખાળી, કિલ્મીષ ટાળી, મનના મેલને બાળીરે,
રાગ દ્વેષને દૂર નિવારી, પાપ પ્રપંચ પ્રજાળી. આજ દીવાળી છે.
દીવડા ઘર આંગણુ અજવાળે, તિમીર ઉપરનું ટાળે રે,
હૃદય તિમીર અજ્ઞાન પ્રજાળે, જ્ઞાનતણા અજવાળે. આજ દીવાળી છે.
રોકડમેળ અને ખાતાવી, જમા ઉધાર તપાસોરે,
સરવાયાં નુકશાન નફાનાં, જ્ઞાનતણો જો વાસો. આજ દીવાળી છે.
પરનિન્દા, ચોરી, વ્યભિચારી, હિંસા હોય કરે રે,
ભાવ-દ્રવ્યથી દોષ કરેલા, ઉધાર બાજુ મેલી. આજ દીવાળી છે.
આત્મ રમણતા, શુદ્ધ સ્વભાવે, પર ઉપકાર જીવાસુરે,
જીવ દયા, પ્રભૂ સેવન, એ સૌ જમા તરફ તણાયું. આજ દીવાળી છે.
હેય-જ્ઞેયાદિ ત્રિપુટી રહમજી, તત્વનું તત્વ વિચારોરે,
સદ્ગુરૂ સેવી સાચા જ્ઞાને, નીજ આતમને તારો. આજ દીવાળી છે.
ભાવ દીવાળી અર્થે આજે, દ્રવ્ય દીવાળી દીવેરે,
કર્મ ખપાવી શુરવીર થાતાં, મુક્તિ કરીને જીવે. આજ દીવાળી છે.
ચહું દેવાનંદન શ્રી વીરજી, ચરણ કમળની સેવારે,
ભાવ દીવાળી કરતાં-મંગળ, મણિમય મળતા એવા. આજ દીવાળી છે.

—તંત્રી.

# अभिनन्दन नवा वर्षे!

ગઝલ.

ઉષા અંતર વિષે જાગી, વિકસતા આત્મ ભાનુની,
રસે સૌ વિશ્વ-આત્માને, અભિનન્દન નવા વર્ષે !
અલૌકિક આત્મની લક્ષ્મિ, સરસ્વતી મુક્તિ સુખ દેતી,
રમણુતા આત્મમાં-શાંતિ, અભિનન્દન નવા વર્ષે !

પ્રિયા સુમતિ સલુણીને, તનુજ સદ્ધર્મ બહુ શુરા.
પ્રીતિ પ્રભૂ ભક્તિમાં પુરી, અભિનન્દન નવા વર્ષે !
સમાગમ સંતના થાજો, સુધારસ તત્વના પાજો,
સદા પ્રભૂ-આત્મને ગાશો, અભિનન્દન નવા વર્ષે !
બધાએ દેશમાં શાંતિ, પ્રજા-રાજા વિષે હોજો !
વિજય મન-માર પર હોજો, અભિનન્દન નવા વર્ષે !
હૃદયના રોગ સૌ ટળજ્યો, મનોગત સર્વનું મળજ્યો.
બહુ શાંતિ અને બળ હો ! અભિનન્દન નવા વર્ષે !
બુધ્યબ્ધિમાં સદા ન્હાજો, પ્રભા સૌ વિશ્વ છવરાજો.
મણિમય દ્રવ્યને-ભાવે, જીવન હો દિવ્ય આ વર્ષે ! !

—તંત્રી.

## हवे आप नृपाल छो.

અનુવાદકઃ-રા. કુંદન ઉર્ફે હિમ્મત હા. દવે.

સર રવિન્દ્રનાથ ટાગોરની વાર્તાના અંગ્રેજીપરથી.



જ્યારે નભેન્દુશેખરનાં લગ્ન અરૂણલેખા સાથે થયાં ત્યારે લગ્નના દેવતા, ચોરીના અગ્નિ પાછળ રહી, સ્મિત કરતા હતા. ખરેખર ! દેવતાઓની રમત તે આપણને-મર્ત્યલોકને-હમ્મેશાં ગમ્મત તરીકે હોતી નથી.

નભેન્દુના પિતા પૂર્ણેન્દુ શેખર, સરકારી અંગ્રેજ નોકરોમાં ઘણા જાણીતા હતા. જીંદગીની મુસાફરીમાં તેઓ રાય બહાદુરપણાના કિનારા સુધી ખંતથી સલામનાં હલ્લેશાં મારી, આવી પહોંચ્યા હતા. અને તો પણ આગળ વધવા માટે શીલીકમાં પુષ્કળ રાખી મુક્યું હતું; પણ પંચાવન વર્ષની ઉમ્મરે, જ્યારે તેમની કુમળી નજર રાજાપણાના શીખરપર ચ્હોંટી હતી, તે વેળાએ જે ભૂમિમાં આ ફાની દુનિઆના ટાઇટલો અને માન કાંઇજ અર્થના નથી ત્યાં પરવર્યા; અને તેમની સલામ કરી કરી થાકી ગએલી ગરદને ચિતાનાં લાકડાંપર હમ્મેશને માટે આરામ લીધો.

આજની શાસ્ત્રવિદ્યા પ્રમાણે કંઇ પણ તદ્દન નાશ પામતું નથી, પણ માત્ર રૂપાન્તરજ થાય છે, અને બીજી જગાએ વપરાય છે. પૂર્ણેન્દુની સલામે, આ

નિયમ પ્રમાણે, બાપા પાસેથી પુત્રમાં ઉતરી આવી, અને નલેન્દુ શેખરનું મસ્તિષ્ક અંગ્રેજો પાસે, પવનથી ઝૂલતા છોડની પેઠે ઉંચું નીચું હાલવા માંડયું.

જે કુટુમ્બમાં તેનાં લગ્ન થયાં હતાં ત્યાં આથી ઉલટીજ રૂઢી હતી. તે કુટુમ્બમાં વડા પુત્ર પ્રમથનાથે, સગાંનો વ્હાલ અને દરેક ઓળખીતાનું માન મેળવ્યું હતું. તેનાં સગાં અને તેના ઓળખીતા તેને દરેક બાબતમાં આદર્શ માનતા હતા. પ્રમથનાથ વિશ્વવિદ્યાલયનો બી. એ ની ઉપાધીધારક હતો; અને વધારામાં, તેનામાં બુદ્ધિ હતી. પણ તે કોઈ મ્હોટી સરકારી પદ્વીપર ન હતો; પગાર પણ મ્હોટો નહતો; તેમ તેની લેખીનીથી તે કાંઇ લાગવગ ધરાવતો ન હતો. વળી એવો એક પણ સત્તાધારી નહતો કે જે તેને મદદ કરે કારણ પ્રમથનાથ અંગ્રેજોથી જેટલા તેઓ તેનાથી અળગા રહેતા તેટલોજ અળગો ને અળગો રહેતો હતો. આથી તે માત્ર તેના કુટુમ્બ અને મિત્રાદિમાંજ દીપી નીકળતો, અને તેથી વધારે આગળ માનપાન મેળવી શકતો નહિ.

છતાં પ્રમથનાથે એક વખત ત્રણ વર્ષ સુધી ઇંગ્લેન્ડની મુસાફરી કરી હતી. ઇંગ્લેન્ડમાં મળેલી માયાળુ પરોણાગતથી તેનાપર એટલી બધી અસર થઈ હતી કે તે તેના દેશનું દુઃખ વિસરી ગયો હતો અને પાછો ફર્યો ત્યારે તેણે અંગ્રેજી પોષાક ધારણ કરી લીધો હતો. શરૂઆતમાં આથી તેનાં ભાઇ બ્હેનને દુઃખ થતું પણ, થોડા દીવસ પછી તેમને લાગવા માંડયું કે પ્રમથનાથના જેટલાં, અંગ્રેજી કપડાં બીજા કોઇને શોભતાં નહતાં. અને ધીરે ધીરે તેના માન અભિમાનમાં તેઓ પણ ભાગ લેવા મંડયાં.

ઇંગ્લેન્ડથી પાછા ફરતાં પ્રમથનાથે નક્કી કર્યું હતું કે હિન્દવાસી અંગ્રેજો સાથે સરખાપણાના હક્કથી શી રીતે ભળવું તે દુનીઆને તેણે બતાવવું. જે જે હિન્દીવાનો ધારે છે કે આવો મિલાપ અસંભવિત છે, અને નીચા પડી સલામ કર્યા વિના તેમ થાયજ નહિ, તે સ્વમાન બીલકુલ જાણતાજ નથી અને અંગ્રેજોને અન્યાય આપે છે–એમ પ્રમથનાથે ધાર્યું.

વિલાયતથી ઘણા જાણીતા અંગ્રેજોના ઓળખાણપત્રો તે સાથે લેતો આવ્યો હતો, અને આથી તે હિન્દવાસી અંગ્રેજો સાથે ઓળખ પામ્યો. તે અને તેનાં પત્ની અંગ્રેજોને ત્યાં ચાહ, જમણ, રમતગમ્મત વિ૦ ની પરોણાગત ચાખવા લાગ્યાં. આવા સદ્ભાગ્યથી તેને નિશો ચઢયો અને તેના શરીરની નસેનસમાં તેને ગુલગુલા થવા લાગ્યાં.

આ અરસામાં, એક નવીન રેલ્વે ખુલતી હતી, જેથી શહેરના આગેવાનોને, ઓફીસરોના પ્રસાદરૂપે, લેફટેનન્ટ ગવર્નર તરફથી તેમા પ્રથમ મુસાફરી કરવાને આમંત્રણ થયું હતું. આ મંડળમાં પ્રમથનાથ હતા. પાછા ફરતી વખતે

એક યુરોપીઅન પોલીશ સાર્જન્ટે એક ડબ્બામાંથી કેટલાક દેશી ગૃહસ્થોને અપમાન સાથે બહાર કાઢયા. યુરોપીઅન પોષાકમાં, પ્રમથનાથ પણ તે ડબ્બામાંજ હતા. જ્યારે તે બહાર નીકળતા હતા ત્યારે, સાર્જન્ટ બોલ્યો "તમારે બહાર નીકળવા જરૂર નથી સાહેબ ! મહેરબાની કરીને અંદર બેસો."

આવી રીતે તેમની તરફ બતાવેલા માનથી પ્રમથનાથ શરૂઆતમાં તો ફુલાયા. ટ્રેન આગળ વધી ત્યારે, ખેડાયલાં ખેતરની લીલોતરી રહીત પશ્ચિમ બાજુમાંથી પ્રસરતા સન્ધ્યાના સૂર્યનાં કિરણો આખા દેશપર શરમની છાયા નાંખતાં તેને ભાસવા લાગ્યાં. તેના એકાન્ત ખાનાની બારી આગળ બેસીને આડ પાછળ સંતાએલી માતૃભૂમિનાં મિંચાતાં ચક્ષુની કાંઈક ઝાંખી તેને થઇ. વિચાર નિમગ્ન પ્રમથનાથનાં ચક્ષુમાથી અશ્રુ ખરવા લાગ્યાં અને ગાલપર પડયાં. અને તેનું હૃદય ક્રોધથી તતડવા લાગ્યું.

હવે તેને, શેરીમાં દેવની મૂર્તિવાળો રથ ખેંચતા ગધેડાની વાર્તા યાદ આવી. રસ્તે જનાર મૂર્તિને પ્રણામ કરતા અને તેમના માથાથી રસ્તાની ધૂળને અડકતા. મૂર્ખ ગધેડો એમ માનતો કે આ બધુ માન તેનેજ અપાતું હતું. પ્રમથનાથે વિચાર્યું "માત્ર તેનામાં ને મ્હારામાં ફેર એટલોજ કે આજે હું સમજી શકયો છું કે જે માન મળે છે, તે મને નહિ પણ મ્હારી પીઠપરના બોજાને મળે છે."

ઘેર પહોંચતાંજ ઘરનાં બધાં છોકરાંને પ્રમથનાથે ભેગાં કર્યાં, અને એક મોટી હોળી સળગાવીને તેમાં એક પછી એક બધાં યુરોપીયન કપડાં નાંખી દીધાં. છોકરાં તેની આગળ પાછળ નાચવા લાગ્યાં અને જેમ જેમ અગ્નિનો ભડકો વધવા લાગ્યો તેમ તેમ તેમનો આનંદ પણ વધવા લાગ્યો. ત્યાર પછી પ્રથમના એ અંગ્રેજોના ઘરની ચાહ અને પાણી લેવાં ત્યાગ્યાં, અને એકવાર ફરી તે પોતાના કુટુમ્બના કિલ્લામાં, જ્યારે તેના બીજા મિત્રો તેમનાં પાઘડીવાળાં શીશ ઝૂકાવતા એક અંગ્રેજના ઘરથી બીજાના ઘર તરફ ભટકતા હતા, ત્યારે અગમ્ય થઇ બેઠો.

નશીબના બળે નબેન્દુ શેખર આ કુટુમ્બની બીજી બાળકી સાથે પરણ્યો. તેની સાળી અને સાળાવેલીઓ ભણેલી ગણેલી હતી. નબેન્દુ ધારતો હતો કે લગ્ન કરવામાં તે ફાવ્યો હતો. પણ તેનાં સાસરીયાં પણ તે લગ્ન કરવામાં ફાવ્યાં હતાં એવું તેમના મનપર લાવવાને તે પ્રયત્ન કર્યા વગર રહ્યો નહિ. સસરાના કુટુમ્બની બાળાઓને, તે જાણે ભૂલથી આપતો હોય, તેમ તે યુરોપીઅનો તરફથી તેના પિતા પર આવેલા પત્રો આપતો હતો. જ્યારે તે રમણીઓના પરવાળ સમા હોઠ તિરસ્કારયુક્ત હાસ્યથી પ્રસરતા અને સુન્દર પોપચાંમાંથી તીક્ષ્ણ

ચળકતી નેન કટારીઓનાં અણીઆં તે સ્નેહે ત્યારે તે બીચારો તેની મૂર્ખાઇ કળતો અને પસ્તાતો હતો.

લાવણ્યલેખા નામની સૌથી મ્હોટી બ્હેન, બીજી બધીના કરતાં ચાલાકીમાં અને સૌન્દર્યમાં વધુ હતી. એક ઉત્સવના દિવસે, તેણે નલેન્દુના શયનગૃહની છાજલીપર, જન્તુઓથી ભરપુર જૂની બૂટની જોડ મૂકી અને તેની આજૂબાજૂ પૂષ્પ, ચંદન, ધૂપ અને બે દીપ વિધિપુરઃસર ગોઠવ્યા. જ્યારે નલેન્દુ અન્દર આવ્યો, ત્યારે તેની બે સાળીઓ બન્ને બાજુ ઉભી રહી અને ગંભીર મશ્કરી સાથે બોલી "આપના દેવને નમસ્કાર કરો. અને તેમના પ્રસાદથી આપનો અભ્યુદય થાઓ."

ત્રીજી સાળી નામે કીરણલેખાએ એક ચાદરપર કેટલાંક અંગ્રેજી નામ જેવાં કે "જોન, સ્મિથ" વિ. રાતા રેશમથી ભરવામાં કેટલાક દિવસ ગાળ્યા અને જ્યારે તે તૈયાર થઇ ત્યારે સંપૂર્ણ વિધિ સાથે આ નામાવલી નલેન્દુ શેખરને તેણે ભેટ આપી.

ચોથી સશંક લેખા જે ઘણીજ ન્હાની ઉમ્મરની હતી અને તેથી કશા લેખામાં ન હતી તેણે એક વેળા કહ્યુ "જમાઈરાજ! હું તમારે માટે એક સ્મરણી (માળા) તૈયાર કરીશ, જેથી તમો, તમારા સાહેબનાં-દેવનાં-નામ સ્મરણ કરી શકો." તેની બીજી બ્હેનોએ ઠપકો આપ્યો કે "એયો! ઢોંગી છોકરી દૂર જા."

નલેન્દુ શેખરના મનમાં ક્રોધની અને શરમની લાગણીઓ ઉછળવા લાગી. છતાં તેની શાળીઓની સંગત છોડી શકયો નહિ. ખાસ કરી મ્હોટી કે જે ઘણીજ સુન્દર હતી તેનાથી તો દૂર થઇ શકયોજ નહિ. તેણીના ડંખના કરતાં તેનું મધ કાંઇ ઓછું નહતું; અને નલેન્દુના હૃદયને એકની મીષ્ટતા અને બીજાની તીક્ષ્ણતા ભોગવવી પડતી હતી. આવીજ રીતે પાંખને ઇજા થયેલું પતંગીયું, દૂર થવાને અશક્ત, આંધળુ થઈ પુષ્પની આજુબાજુ ગણગણ્યાં કરે છે.

તેની શાળીઓની સંગતનો મોહ, નલેન્દુને એટલો બધો લાગ્યો હતો કે તેણે યુરોપીઅનના પ્રસાદની અવગણના બતાવવી શરૂ કરી. જ્યારે વડાસાહેબને સલામ ભરવા જતો ત્યારે તે એવો ઢોંગ કરતો કે તે સુરેન્દ્રનાથ બેનરજીનું ભાષણ સાંભળવા જતો હતો. જ્યારે તે દાર્જીલીંગથી પાછા ફરતા છોટા સાહેબને રેલ્વે સ્ટેશનપર સલામ કરવા જતો ત્યારે તે જણાવતો કે તે તેના ન્હાના કાકાને મળવા જતો હતો.

આ યુવાનની સાળી અને સાહેબ વચ્ચે, 'સુડીમાંના સોપારી' જેવી

સ્થિતિ થઇ હતી. પણ અંતરથી, તેની સાળીઓએ નિશ્ચય કર્યો હતો કે નલે-ન્દુના સાહેબનો હઠાવવા.

આ અરસામાં એવું સંભળાતું હતું કે આવતા રાણીના જન્મ દિવસે મા-નના ટીપ્પણામાં નલેન્દુનું નામ આવશે; અને તે સ્વર્ગની નિસરણીના પહેલા પગથીએ ચઢશે. રાય બહાદુર થશે—બીચારા નલેન્દુમાં આ ખુશીના સમાચાર તેની બ્હેનપણીઓને કહેવાની હિમ્મતજ નહતી. એક સાંજે જ્યારે શરદનો ચન્દ્ર તેનાં કીરણો પૃથ્વીપર રેલાવતો હતો ત્યારે નલેન્દુનું હૃદય એટલું તો પૂર્ણ થઇ ગયું હતું કે તે વેળા તે તેને રોકી શકે એમ નહતો અને તેણે ઉપલી બાબત તેની પત્નીને કહી પણ દીધી. બીજેજ દિવસે તેની પત્ની મ્યાનામાં બેસી તેની મ્હોટી બ્હેનને ત્યાં ગઇ અને ગદ્‌ગદીત કંઠે, અશ્રુસહિત તેણે તેનું ભાગ્ય તેની બ્હેન આગળ ઉકેલ્યું.

લાવણ્યલેખા બોલી "તેને માથે રાયબહાદુર થવાથી શીંગડાં તો નથી ઉગવાનાંને? તું આટલી બધી ઢીલી કેમ થઇ જાય છે?"

અરૂણલેખા બોલી "ના, ના; હું રાયબહાદુરીણી શિવાય કંઇ પણ બન-વાને તૈયાર છું." આનું કારણ એમ હતું કે તેણે તેના પીછાનના મંડળમાં ભૂતનાથ બાબુને રાયબહાદુર થયેલા જોયા હતા; અને તે પરથી તેને તે ખી-તાબપર ઘણોજ તિરસ્કાર હતો.

લાવણ્યલેખાએ તેને ધીરેથી વહાલભેર કહ્યું "વ્હાલી! તું એથી ગભરા ના. હું તેમ બનતું અટકાવવાને મ્હારાથી બનતું કરીશ."

લાવણ્યના પતિ બાબુ નીલરત્ન, બક્ષરમાં વકીલ હતા. શરદ રૂતુ પુરી થયેથી, નલેન્દુને લાવણ્ય તરફથી બક્ષર જવાનું આમંત્રણ મળ્યું; અને ઘણા આનંદ સાથે તે ત્યાં જવા નિકળ્યો.

પશ્ચિમ પ્રદેશના બાલશિયાળાએ લાવણ્યલેખાને નવી તન્દુરસ્તી અર્પી હતી; અને તેના ગાલની લાલી અને સૌન્દર્યમાં વૃદ્ધિ થઈ હતી. કોઇ એકા-ન્તમાં વહેતા ઝરણાને તીરે ઉગેલા કેસના છોડ પરના મધુપૂર્ણ શરદના પુષ્પ સમાન તે દેખાતી હતી. નલેન્દુની મુગ્ધ દ્દષ્ટિએ તો તે પ્રભાતના પ્રકાશમાં ઝાકળનાં મૌક્તિક સમાં બિન્દુ ગેરવતી પુષ્પિત માલતી લતા જેવી જણાતી હતી.

નલેન્દુ આથી વધારે સુખી તેની જીન્દગીમાં કોઇ વેળા થયો હોય એમ તેને લાગતું નહતું. તેની પોતાની તન્દુરસ્તીનો જુસ્સો અને તેની સાળીનો સહવાસ તેને હવામાં ચાલી શકે તેટલા આનંદથી હલકો ફુલ જેવો બનાવતો જણાયો. ગંગા પણ જાણે તેનીજ કલ્પનાને અનુસરતી હોય તેમ અગમ્ય પ્રદે-શમાં-સતત વહી જતી તેને જણાવા લાગી.

નદી કિનારેથી ફરીને સવારમાં જ્યારે તે પાછો ફરતો ત્યારે શિયાળાના સૂર્યનાં કિરણ તેના શરીરમાં એવો તો ઉત્સાહ પ્રદીપ્ત કરતાં કે જે માત્ર બે પ્રેમીઓના સમાગમથીજ ઉપજે છે. ઘેર આવતાં તે ઘણી વેળા તેની સાળીને કોઈક જાતનું ખાવાનું તૈયાર કરતીજ દેખતો. તે પોતાની મદદ આપવા જતો અને તેમાં માત્ર પોતાનું અજ્ઞાન અને બુદ્ધિની ખામીનુંજ દીગ્દર્શન કરાવતો. છતાં એ નલેન્દુ અભ્યાસથી પોતાને સુધારવાની ચિન્તાવાળો બીલકુલ જણાતો ન હતો. ઉલટો એતો તેની સાળી તરફથી મળતા ઠપકામાં આનંદ માનતો. મસાલા મેળવવામાં, પેણી ઉતારવામાં, બળી જતું અટકાવવામાં, તે એક બાળક સમાન અશક્ત હતો એવું જણાતાં તેને ઘણું લાગી આવતું અને તેના બદલામાં તેને ઠપકો અને દયાજનક હાસ્યજ મળતાં.

બપોરે તે તેની સાળીના આગ્રહને લીધે સ્વાદીષ્ટ ભોજન મ્હોટા પ્રમાણમાં જમતો, પછી રમત રમવા બેસતો જેમાં તે આવડનો અભાવજ દર્શાવતો. તે લુચ્ચાઇ કરતો, બીજાની બાજીમાં નજર નાંખતો અને લડતો—પણ જરાએ જીતતો નહિ, અને વધારામાં તે હાર કબૂલ કરતોજ નહિ. આથી તેને સૌ ઠપકો આપતું પણ તે તો " હુવા સો હુવા. "

એક બાબતમાં તે સંપૂર્ણ સુધરેલો હતો. તે વેળાએ તો તેનું અંતિમ લક્ષ્ય સાહેબ લોકનો પ્રસાદ મેળવવાનું હતું તે બાબત તેના લક્ષ્ય બહાર જતી રહી હતી. આપણી નજીકનાં અને આપણાં વહાલાંનો પ્રેમ અને સન્માન મેળવવાથી કેટલા સુખી અને માનનીય થવાય છે તે, તે સમજવા લાગ્યો હતો.

વધુમાં હવે નલેન્દુ તદ્દન નવાજ વાતાવરણમાં ફરતો હતો. લાવણ્યના પતિ, ત્યાંના વકીલ મંડળના નેતા, બાબુ નીલરત્ન ને ઘણા માણસો, તે સાહેબ લોકને ઘણું માન ન આપવા માટે ઠપકો આપતા. મી. નીલરત્ન આવા ઠપકાના જવાબમાં કહેતા કે " હું આપનો આભાર માનું છું. પણ ના, જો તેઓ મ્હારા બોલનો સાદર ન કરે તો હું જે કંઇ સભ્યતા તેમના તરફ વાપરૂં તે વાળી ન શકાય તેવી ખોટ થાય. રણની રેતી ધોળી અને ચળકતી હોય પણ હું તો બીજ કાળી જમીનમાંજ વાવીશ કે જ્યાંથી હું બદલાની આશા રાખી શકું.

જ્યારે એક બાજુ ભવિષ્યના વિચાર વિના નલેન્દુ પણ આવા વિચાર સેવવા લાગ્યો, ત્યારે તેણે અને તેના બાપે કાળજીપૂર્વક તૈયાર કરેલી ભૂમિકામાં તેને રાયબહાદુર થવાની તક ઉગવા લાગી. અને તેને વધુ પાણીની જરૂર હતીજ નહિ. શું તેણે શહેરમાં એક સરતનું મેદાન, જ્યાં યુરોપીયનો જતા, તે ઘણા ખર્ચે તૈયાર નહોતું કરાવ્યું ?

કોન્ગ્રેસનો સમય નજીક આવતો ગયો ત્યારે મુખ્ય સ્થળથી નીલરત્નને તે માટે ફંડ લેગુ કરવાની વિનંતિ કરવામાં આવી. ચિન્તામુક્ત નલેન્દુ, આનંદબોર તેની સાળી સાથે પત્તાંની રમ્મતમાં રોકાયો હતો, જે વેળા નીલરત્નબાબુ ફંડની ચોપડી લેઈ તેની પાસે આવ્યા અને બોલ્યા " આમાં નામ નોંધાવો સાહેબ ! "

મૂળની ટેવ પ્રમાણે નલેન્દુ તો ગભરાયેલો જણાયો. લાવણ્યે ઘણી લાગણી અને ચિન્તાવાળી મુદ્રા ધારણ કરી કહ્યું " એમ ન કરશો એમ કરવાથી તમે તૈયાર કરાવેલું મેદાન તદ્દન નાશ પામશે."

નીલરત્ને વળી કહ્યું "અમે તમારૂં નામ પેપરોમાં છપાવીશું નહિ."

લાવણ્યે વળી ચિન્તાયુક્ત ચહેરે કહ્યું "છતાં એ સહીસલામત વાત નથી. "વાએ ઉડી જાયે વાત ! "

નલેન્દુ જુસ્સાબંધ બોલી ઉઠયો "પેપરમાં આવવાથી મ્હારા નામને બીલકુલ હાની પહોંચવાની નથી." એમ બોલી તેણે નીલરત્નના હાથમાંથી ફંડની ચોપડી ખુંચી લીધી, અને એક હજાર રૂપીઆ લખી આપ્યા. અંતરના ઊંડાણમાં તે એમ આશા રાખતો હતો કે પેપરો આ વાત પ્રકટ નહિ કરે.

લાવણ્યે કપાળપર ટપલી મારી કહ્યું "તમે આ શું કર્યું ? "

નલેન્દુએ મગરૂરીમાં કહ્યું "કાંઇજ ખોટું નથી કર્યું."

લાવણ્ય બબડી "પણ ...પણ ...સીલ્ડાહ સ્ટેશનના ગાર્ડ સાહેબ, વાઈટ વે દુકાનના દુકાનદાર, હાઇ બ્રધર્સના સાઇસ સાહેબ—વગેરે ગૃહસ્થો તમારા ઉપર ગુસ્સે થશે અને તમારે ત્યાં પુજાને દિવસે સેમ્પેનની પેટી ઉઠાવવા આવશે નહિ. અરે જરા તો વિચારો ! હવે જ્યારે તેઓ તમોને ફરી મળશે ત્યારે તમારો ખભો થાબડશે નહિ."

નલેન્દુએ જવાબ વાળ્યો "એથી મ્હારૂં હૈયું તો ફાટી નહિ જાયને ? "

થોડા દિવસ વિત્યા બાદ જ્યારે નલેન્દુ ચાહ પીતો પીતો એક ન્યુસપેપરપર દૃષ્ટિ દોડાવતો હતો ત્યારે તેની નજર એક "X"ની સહીવાળા પત્રપર પડી. લેખકે નલેન્દુને, તેણે આપેલી બક્ષીસ બાબદ ઘણો ધન્યવાદ આપ્યો હતો, અને જણાવ્યું હતું કે નલેન્દુ જેવા માણસના કોન્ગ્રેસના ટોળામાં આવવાથી કોન્ગ્રેસના બળમાં અત્યંત વધારો થયો હતો.

અફસોસ ! બાપા પૂર્ણેન્દુ શેખર ! શું તમોએ આ દુષ્ટને, કોન્ગ્રેસના બળમાં વૃદ્ધિ કરવા જન્મ આપ્યો હતો ?

પણ દુઃખના વાદળને પણ રૂપેરી કોર હોય છે. એક બાજુપર એંગ્લોઇન્ડીઅન પ્રજા અને બીજી બાજુપર કોન્ગ્રેસનો પક્ષ, દરેક તેને પોતાના પક્ષમાં

ભેળવવા મથન કરતા હતા તે પરથી એટલું તો સ્પષ્ટ જણાતું હતું કે તે માલ-વિનાનો માણસ ન હતો. આથી નલેન્દુ આનંદથી પ્રફુલ્લ બની તે પેપર તેની સાળીને બતાવવા લેઈ ગયો. અને તેણીને પેલો પત્ર બતાવ્યો. જાણે કાંઇ જાણુતીજ ન હોય તેમ લાવણ્ય બોલી ઉઠી. "અરે! બાપરે! બધું બહાર પડી ગયું જો. તમારાપર આટલો બધો દ્વેષ કોને હતો? કેટલી બધી ક્રૂરતા? કેટલી દુષ્ટતા?"

નલેન્દુ હસીને બોલ્યો "લાવણ્ય તમે આમ કહો નહિ. હું તેને ખરા હૃદયથી માફી આપુ છું અને ઉલટો આશિષ દઉં છું."

વળી થોડા દિવસ પછી એક એંગ્લો-ઇન્ડીઅન પેપર પોષ્ટ મારફતે તેના હાથમાં આવ્યું. તેમાં "એક ઓળખીતો"ના નામથી એક પત્ર હતો. જે ઉપર જણાવેલી હકિકતની વિરૂદ્ધમાં હતો. લેખકે જણાવ્યું હતું કે "જેઓ નલેન્દુ શેખર બાબુને ઓળખે છે, તેઓ આવા આક્ષેપને તે કાંઈ ગવર્નમેન્ટ નોકરી ન મળવાથી નાઉમેદ થયેલો ઉમેદવાર કે ધંધા વિનાનો બારીસ્ટર નથી. યુરોપની ટુંકી મુસાફરીથી પાછા ફરી બાંદરની માફક અમારી નકલ કરી એંગ્લો-ઇન્ડીઅન સમાજમાં માથાં મારી, નાશીપાસીમાં મૂળ હામે આવનાર માણસોમાંના તે એક નથી. અને તેથી નલેન્દુ શેખર બાબુને કાંઇ પણ કારણ નથી કે વિ૦ વિ૦"

અરેરે! બાપા પૂર્ણેન્દુ શેખર! તમોએ મરતા પહેલાં યુરોપીયનોમાં કેટલો મોભો વધાર્યો હતો?"

આ પત્ર તેણે લાવણ્યને બતાવ્યો. કારણ, શું તેમાં નહોતું લખ્યું કે તે એક આલી મુવાલી અને હલકો માણસ ન હતો પણ એક વજનદાર ગૃહસ્થ હતો!"

લાવણ્યે બનાવટી આશ્ચર્ય સાથે કહ્યું "આપના કયા મિત્રે આ લખ્યું છે? અરે! આવો! બોલો તે તે, ટીકીટ કલેકટરે લખ્યું છે, કે કોઇ ચામડાના વેપારીએ? અથવા તો કોટમાંના મેજરે લખ્યું?"

નિલરત્ને કહ્યું "તમારે મ્હારા મત પ્રમાણે તો, આનો પ્રત્યુત્તર લખવો જોઇએ."

નલેન્દુએ ઉચ્ચ સ્વરે કહ્યું "શું તે વળી જરૂરનું છે શું? મ્હારે, તેઓ કહે તે બધાની વિરૂદ્ધ જવાબ આપવો જોઇએ કે?"

લાવણ્યે હાસ્યની રેલથી આખો ઓરડો ભરી કાઢયો. આથી નલેન્દુ જરા ગુંચાયો અને બોલ્યો "કેમ? શું થયું છે?" તેણીએ તો હસવું ચાલુંજ રાખ્યું. તે રોકી શકીજ નહિ અને તેનું નાજુક શરીર આમ તેમ હાલવા લાગ્યું. આ હાસ્યના ઝપાટાથી નલેન્દુ તદ્દન નીચો પડી ગયો, એવી તેની અ-

સર થઇ. તે બોલ્યો "શું ? તમે એમ માનો છો કે હું તેની વિરૂદ્ધ લખાણ કરવામાં બીનું છું ?"

લાવણ્યે કહ્યું "ના, ના, હું તો માત્ર એમ માનતી હતી કે આપે હજી આપના આશાયુક્ત સરતના મેદાનને બચાવવાનો પ્રયત્ન મૂકી દીધો નથી. તમો જાણોજ છો ને કે "જીવતો નર ભદ્રા પામશે !"

"હું એનો ભય રાખું છું એમ તમે ધારો છો ને ? ઠીક, તમે જોશો." એમ કહી તે તેનો પ્રત્યુત્તર લખવા બેઠો. તે લખી રહ્યો ત્યારે લાવણ્યે અને નીલરત્ને તે વાંચી જોયો, અને કહ્યું "હજી તે બરાબર સખ્ત નથી. આપણે તેમને તીખો ને તમતમો જવાબ આપવો જોઇએ. કેમ નહિ કે ?", અને તે બન્નેએ તેને સુધારવાનું કામ હાથ ધર્યું. તે આ પ્રમાણે થયું "જ્યારે આપણો સંબંધીજ આપણો શત્રુ બને છે ત્યારે તે કોઇ અન્ય માણસનાથી ઘણોજ નુકશાનકારક નીવડે છે. રૂશીઅન અથવા સરહદપર વસતા પઠાણ કરતાં પણ એંગ્લો ઇન્ડીઅનો, ગવર્નમેંન્ટના ખરાબમાં ખરાબ શત્રુ છે. દેશના લોક અને ગવર્નમેંન્ટની વચ્ચે મૈત્રીની ગાંઠ સજ્જડ થવામાં તે લોકો મ્હોટી આડખીલી છે. પ્રજા અને રાજ્યકર્તા વચ્ચે સારી લાગણી ઉપજાવનાર તો કોન્ગ્રેસ છે, જેણે તે માટેનો રસ્તો ખુલ્લો કર્યો છે. તે રસ્તાની અંદર એંગ્લો ઇન્ડીઅન પત્રોએ પોતાની જાતને કાંટા સમાન વચ્ચે રોપી છે. વિ૦ વિ૦."

જો કે નલેન્દુને ભય લાગતો હતો કે આ પત્ર ઘણું નુકશાન કરશે, તો પણ તેણે પોતાના માની લીધેલા આ નિબંધથી તે જરા ફુલાતો હતો. તે વખતસર છપાયો અને થોડા દિવસ બધે તેના ઉત્તર, પ્રત્યુત્તર વગેરેથી પેપરો ઉભરાઇ જવા લાગ્યાં અને આખરે જાહેર થયું કે નલેન્દુ બાબુએ કોન્ગ્રેસમાં જોડાઇ મ્હોટી રકમ ફંડમાં આપી હતી.

છેવટે નલેન્દુએ ના છુટકે એક ચુસ્ત સ્વદેશાભિમાનીની પેઠે વાત કરવા માંડી. લાવણ્ય પોતાના મનમાં હસતી અને વિચારતી કે હજી તો ખરા અગ્નિમાં તપવાનું તમારે બાકીજ રહ્યું છે.

એક સવારે જ્યારે નલેન્દુએ, ન્હાતા પહેલાં તેના શરીરપર તેલનો લેપ કર્યો હતો, અને કરોડના ભાગને પહોંચવા આડા અવળો થઇ પ્રયત્ન કરતો હતો ત્યારે એક નોકર ડી. માજીસ્ટ્રેટના નામનું કાર્ડ લેઇ આવ્યો ! અરે ! પ્રભુ ! એ વળી શું કરશે ? નલેન્દુ આવા તેલવાળા શરીરે જઇને મળી શકે તેમ હતું નહિ. કીનારે પડેલી માછલીની પેઠે તેણે તરફડીઆં માર્યા. બહુજ ત્વરાથી તેણે સ્નાન કરી લીધું, જેમ તેમ કરી કપડાં ધારણ કર્યા; અને શ્વાસભેર બહારના ખંડમાં ધસ્યો. નોકરે જવાબ આપ્યો કે સાહેબ, આટલીવાર સુધી થોભીને હમણાંજ ચાલ્યા ગયા હતા. નૈતિક ગણિત માટે, આ બનાવટી નાટકમાં કોણે

કેટલો ભાગ ભજવ્યો તેની ગણત્રી કરી, લાવણ્ય અને નોકર કેટકેટલાં ગુન્હેગાર હતાં તે નક્કી કરવાને આ એક સારો પ્રશ્ન હતો.

કાચંડાની કપાઈ ગએલી પૂંછડીની માફક નલેન્દુનું હૃદય તેના વક્ષઃમાં દુઃખથી અમળાવા લાગ્યું. આખો દિવસ તે ઘુવડની માફક આમતેમ આથડયો.

લાવણ્યે આનંદનું દરેકે દરેક ચિન્હ પોતાના ચહેરાપરથી છુપાવી, ચિન્તામય વાણીથી વારંવાર પૂછવાનું જારી રાખ્યું કે "આપને શું થયું છે? તમે માંદા તો નથી થયાને?"

નલેન્દુએ હસવાને તથા યોગ્ય ઉત્તર આપવાને ઘણોજ પ્રયત્ન કર્યો. મહામુશીબતે તે જવાબ આપતો "તમારા સામ્રાજ્યમાં માંદગી હોયજ કેમ? કારણ તમે પોતેજ તનદુરસ્તીનાં અધિષ્ઠાત્રી દેવી છો."

પણ તેનું હાસ્ય સ્હેજમાં ઉડી ગયું. તેના અંતરમાં એમ હતું કે "મ્હે શ્રી ગણેશાયનમઃ તરીકે કોન્ગ્રેસ ફંડમાં નાણાં ભર્યા, વળી પેપરમાં પેલો અભાગીઓ પત્ર છપાવ્યો, અને સોના શીખરે માજીસ્ટ્રેટ સાહેબ જાતે મ્હને મળવા પધાર્યા ત્યારે મ્હેં તેમને ઘોભાવી રાખ્યા. કોણ જાણે તે મ્હારે માટે શું વિચાર કરતા હશે?"

અરેરે! બાપા પૂર્ણેન્દુ નશીબના બળે મ્હને જે હું નથી, તે દેખાડવા માંડયો છે.

બીજે દિવસે સવારે નલેન્દુએ સારાંમાં સારાં કપડાં પહેર્યાં, ઘડીઆળની સાંકળી લટકાવી દીધી, અને માથે પાઘડી મુકી. તેની સાળીએ પૂછ્યું "તમો કયાં જાઓ છો?" નલેન્દુ બોલ્યો "ઘણું અગત્યનું કામ હોવાથી" લાવણ્યે વધુ પૂછપરછ કરી નહિ.

માજીસ્ટ્રેટ સાહેબના દરવાજે આવી તેણે પોતાના નામનું કાર્ડ બહાર કાઢયું. આડલીએ ઠંડે કલેજે કહ્યું "હમણાં તમો સાહેબને મળી શકશો નહિ."

નલેન્દુએ બે ત્રણ રૂપીઆ ખીસ્સામાંથી કાઢયા. આડલીએ એકદમ સલામ ભરી અને જણાવ્યું "અમે પાંચ જણા છીએ સાહેબ!" એકદમ નલેન્દુએ દશ રૂપીઆની નોટ કાઢી અને તેને આપી.

સ્લીપર પહેરી, ડ્રેસીંગ ગાઉનમાં આચ્છાદિત, માજીસ્ટ્રેટ સાહેબ પોતાના ટેબલપર કાંઇ લખતા, બેઠેલા હતા. તેમણે નલેન્દુને અંદર જવા રજા આપી અંદર જઇ નલેન્દુએ સલામ ભરી. માજીસ્ટ્રેટે, લખતા હતા તે કાગળ પરથી નજર ઉઠાવ્યા શિવાય એક ખુરશી તરફ આંગળી બતાવી કહ્યું કે "કેમ, બાબુ આપને માટે હું શું કરી શકું તેમ છું?"

ધ્રૂજતે હાથે ઘડીઆળની ચેન રમાડતો, નલેન્દુ ખોખરે અવાજે બોલ્યો

"આપ કાલે મહેરબાની કરીને મ્હારે ત્યાં–" માજીસ્ટ્રેટ સાહેબે આશ્ચર્ય સુચક ચહેરો કર્યો અને કાગળ પરથી એક નેત્ર ઉઠાવી "બાબુ! હું તમારે ત્યાં આવ્યો!! કેવું અર્થ વિનાનું તમો બોલો છો?"

નલેન્દુએ જેમ તેમ જવાબ વાળ્યો "સાહેબ! આપની માફી માગું છું. કાંઇક ભૂલ થયેલી જણાય છે. ગોટાળો થયો છે." અને પરસેવાથી ભીંજાયલે શરીરે તે રૂમમાંથી બહાર નીકળ્યો. રાત્રે જ્યારે તે તેની પથારીમાં આમતેમ આળોટતો હતો ત્યારે દૂરથી આવતા ભણકારા તેના કાનમાં સતત વાગ્યા કરતા હતા કે "બાબૂ તમો એક ચક્રમ છો."

પાછા વળતાં રસ્તામાં તેને વિચાર આવ્યો કે "માજીસ્ટ્રેટ સાહેબને ઘણું માઠું લાગ્યું હોવાથી, પોતે આવ્યા હોવા છતાં આવ્યા ન હતા એમ જણાવ્યું."

લાવણ્યને તેણે ઘેર આવી જણાવ્યું કે તે ગુલાબજળ લેવા ગયો હતો. આમ બોલતો હતો એટલામાં તો લગભગ અરધુ ડઝન ચપ્રાસીઓએ કલેકટરના પક્ષ સાથે ત્યાં દર્શન દીધાં અને નલેન્દુને સલામ કર્યા બાદ હસતે ચહેરે ઉભા રહ્યા.

લાવણ્યે હસીને નલેન્દુના કાનમાં કહ્યું "શું! તમોએ કોન્ગ્રેસફંડમાં નાણાં આપ્યાં માટે આ લોકો તમોને પકડવા આવ્યા છે?"

છએ પટાવાળાઓએ દાંત કાઢીને કહ્યું "બાબુ સાહેબ! બક્ષીસ ધો."

પડખાની રૂમમાંથી નીલરત્ન આવ્યા અને ગુસ્સે થઈ પૂછ્યું "શાને માટે બક્ષીસ?"

પટાવાળાઓએ પહેલાંની પેઠે હસતે મોઢે કહ્યું "બાબુ સાહેબ માજીસ્ટ્રેટને મળવા ગયા હતા, માટે અમો બક્ષીસ લેવા આવ્યા છીએ?

લાવણ્યલેખા હસીને બોલી "મ્હને તો ખબરજ નહતી કે આજકાલ માજીસ્ટ્રેટ સાહેબ ગુલાબજળ વેચે છે? એતો પહેલાં તેમનો વ્યાપારજ ન હતો."

નલેન્દુએ માજીસ્ટ્રેટવાળી તથા ગુલાબજળની વાતને ઘટાવવા ગલ્લાં તલ્લાં કરવા માંડયાં પણ કોઇને કાંઈ સમજણ પડી નહિ.

નીલરત્ને પટાવાળાઓને જણાવ્યું "બક્ષીસ આપવા જેવું કાંઇ બન્યું નથી, તમોને બક્ષીસ આપવામાં નહિ આવે"

નલેન્દુને પોતાની લઘુતા સમજાઈ અને તે બોલ્યો "અરે! એ બિચારા ગરીબ માણસો છે; એમને કાંઇક આપવાથી શું નુકસાન થવાનું છે?" એમ બોલી તેણે ખીસ્સામાંથી એક ચલણી નોટ કાઢી. નીલરત્ને તે ખુંચાવી લીધી અને કહ્યું કે "એમનાથી પણ ગરીબ માણસો આ દુનીઆમાં ઘણા વસે છે–હું આ નોટ તમારા વતી તેમને આપીશ!"

શીવના આવેલા આ ક્રોધાયમાન ગણને શાન્તવન ન આપી શકાયું તેથી નલેન્દુ ઘણોજ દુઃખી થયો. પટાવાળાઓ વીજળી જેવી આંખ ચમકાવી પાછા વળ્યા ત્યારે નલેન્દુએ તેમના સામું દયામણે ચહેરે જોયું; જાણે કહેતો હોય કે "ગૃહસ્થો ! જે કાંઇ બન્યું તે તમો જાણો છો. આ કાંઇ મ્હારો વાંક નથી."

આ વર્ષે કોન્ગ્રેસ કલકત્તામાં ભરવાની હતી નીલરત્ન તેની પત્ની સાથે કોન્ગ્રેસની બેઠકમાં હાજર રહેવા ત્યાં ગયો. નલેન્દુ પણ સાથે ગયો. જેવા તેઓ કલકત્તે પહોંચ્યા, તેવાજ કોન્ગ્રેસ પક્ષના માણસો નલેન્દુની આસપાસ વીંટાઇ વળ્યા, અને તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેમણે તેને ઘણું માન આપ્યું અને નભમાં ગાજે એવા ખુશાલીના પોકાર ઉઠાવ્યા. દરેકે દરેક કહેવા લાગ્યા કે "નલેન્દુ જેવા નેતાઓ કોન્ગ્રેસમાં ભાગ ન લે તો દેશને માટે કાંઈ પણ આશા ન રહે. નલેન્દુને પણ તેમનો મત ખરો લાગ્યો, અને ભૂલના અંધકારમાંથી, દેશના નેતા તરીકે બહાર પડયો. પહેલે દિવસે કોન્ગ્રેસના પેન્ડાલમાં દાખલ થયો ત્યારે દરેક જણે ઉભા થઇ ઉચ્ચ સ્વરે આનંદની ગર્જના કરી, જે સાંભળી માતૃભૂમિના ચહેરાપર લાલી છવાઈ ગઇ.

આખરે મહારાણીનો જન્મ દિવસ આવ્યો અને માનના લીસ્ટમાં નલેન્દુનું નામ રાયબહાદુરમાં જણાયું નહિ. તે સાંજે લાવણ્યે ત્હેને નિમંત્ર્યો; અને જ્યારે તે આવી પહોંચ્યો ત્યારે લાવણ્યે તેને પુષ્કળ ભભકાથી અને વિધિપુરઃસર, માનનો ઝબ્બો પહેરાવ્યો, અને તેના પોતાના હાથે તેના કપાળ મધ્યે કુમકુમનો ચાંલ્લો કર્યો. બીજી બધી બ્હેનોએ સ્વહસ્તે ગુંથેલો એક એક હાર તેના ગળામાં નાંખ્યો.

પાસેના ખંડમાં ગુલાબી સાડી પહેરી, મણી માણેકના શણગારથી વિભૂષિત તેની પત્ની વાટ જોઈ રહી હતી. તેના ચહેરા પર હાસ્ય દીપતું હતું અને લજ્જાની સુરખી ચઢી આવતી હતી. તેની બ્હેનો અંદર દોડી આવી, અને તેના હાથમાં બીજો હાર મુકિ, તેને બહાર આવી ઉપરોક્ત માન આપવાની વિધિમાં ભળવા આગ્રહ કરવા લાગી, પણ તેણે તે ન માન્યું. અને તે હાર, નલેન્દુના કંઠ માટે, મધ્યરાત્રિના એકાન્તની વાટ જોતો થોભ્યો.

બ્હેનોએ નલેન્દુને કહ્યું "હવે તમો નૃપાલ થયા છો. આટલું માન હિન્દુસ્તાનમાં બીજા કોઇને મળશે નહિ."

આથી નલેન્દુને કાંઇ સંતોષ મળ્યો કે કેમ, તે તો તેજ કહી શકે, પણ અમે તો માનીએ છીએ કે તે રાયબહાદુર થવા સુધી જીવશે. અને તેમના મૃત્યુ સમયે "ઇન્ગ્લીશમેન" અને "પાયોનીયર" દીલગીરીના પુષ્કળ લેખ છાપશે.

બોલો "પૂર્ણેન્દુ શેખરની જય !" વન્દેમાતરમ.

"આપ કાલે મહેરબાની કરીને મ્હારે ત્યાં–" માજીસ્ટ્રેટ સાહેબે આશ્ચર્ય યુક્ત ચહેરો કર્યો અને કાગળ પરથી એક નેત્ર ઉઠાવી "બાબુ! હું તમારે ત્યાં આવ્યો!! કેવું અર્થ વિનાનું તમો બોલો છો?"

નલેન્દુએ જેમ તેમ જવાબ વાળ્યો "સાહેબ! આપની માફી માગુ છું. કાંઈક ભૂલ થયેલી જણાય છે. ગોટાળો થયો છે." અને પરસેવાથી ભીંજાયલે શરીરે તે રૂમમાંથી બહાર નીકળ્યો. રાત્રે જ્યારે તે તેની પથારીમાં આમતેમ આળોટતો હતો ત્યારે દૂરથી આવતા ભણકારા તેના કાનમાં સતત વાગ્યા કરતા હતા કે "બાબૂ તમો એક ચક્રમ છો."

પાછા વળતાં રસ્તામાં તેને વિચાર આવ્યો કે "માજીસ્ટ્રેટ સાહેબને ઘણું માઠું લાગ્યું હોવાથી, પોતે આવ્યા હોવા છતાં આવ્યા ન હતા એમ જણાવ્યું."

લાવણ્યને તેણે ઘેર આવી જણાવ્યું કે તે ગુલાબજળ લેવા ગયો હતો. આમ બોલતો હતો એટલામાં તો લગભગ અરધુ ડઝન ચપ્રાસીઓએ કલેક્ટરના પક્ષ સાથે ત્યાં દર્શન દીધાં અને નલેન્દુને સલામ કર્યા બાદ હસતે ચહેરે ઉભા રહ્યા.

લાવણ્યે હસીને નલેન્દુના કાનમાં કહ્યું "શું! તમોએ કોન્ગ્રેસફંડમાં નાણાં આપ્યાં માટે આ લોકો તમોને પકડવા આવ્યા છે?"

છએ પટાવાળાઓએ દાંત કાઢીને કહ્યું "બાબુ સાહેબ! બક્ષીસ દ્યો."

પડખાની રૂમમાંથી નીલરત્ન આવ્યા અને ગુસ્સે થઈ પૂછ્યું "શાને માટે બક્ષીસ?"

પટાવાળાઓએ પહેલાંની પેઠે હસતે મોઢે કહ્યું "બાબુ સાહેબ માજીસ્ટ્રેટને મળવા ગયા હતા, માટે અમો બક્ષીસ લેવા આવ્યા છીએ?

લાવણ્યલેખા હસીને બોલી "મ્હને તો ખબરજ નહતી કે આજકાલ માજીસ્ટ્રેટ સાહેબ ગુલાબજળ વેચે છે? એતો પહેલાં તેમનો વ્યાપારજ ન હતો."

નલેન્દુએ માજીસ્ટ્રેટવાળી તથા ગુલાબજળની વાતને ઘટાવવા ગલ્લાં તલ્લાં કરવા માંડયાં પણ કોઈને કાંઈ સમજણ પડી નહિ.

નીલરત્ને પટાવાળાઓને જણાવ્યું "બક્ષીસ આપવા જેવું કાંઈ બન્યું નથી, તમોને બક્ષીસ આપવામાં નહિ આવે"

નલેન્દુને પોતાની લઘુતા સમજાઈ અને તે બોલ્યો "અરે! એ બિચારા ગરીબ માણસો છે; એમને કાંઈક આપવાથી શું નુકસાન થવાનું છે?" એમ બોલી તેણે ખીસ્સામાંથી એક ચલણી નોટ કાઢી. નીલરત્ને તે ખુંચાવી લીધી અને કહ્યું કે "એમનાથી પણ ગરીબ માણસો આ દુનીઆમાં ઘણા વસે છે–હું આ નોટ તમારા વતી તેમને આપીશ!"

શીવના આવેલા આ ક્રોધાયમાન ગણને શાન્તવન્તન આપી શકાયું તેથી નલેન્દુ ઘણોજ દુઃખી થયો. પટાવાળાઓ વીજળી જેવી આંખ ચમકાવી પાછા વળ્યા ત્યારે નલેન્દુએ તેમના સામું દયામણે ચહેરે જોયું; જાણે કહેતો હોય કે "ગૃહસ્થો! જે કાંઇ બન્યું તે તમો જાણો છો. આ કાંઇ મ્હારો વાંક નથી."

આ વર્ષે કોન્ગ્રેસ કલકત્તામાં ભરવાની હતી નીલરત્ન તેની પત્ની સાથે કોન્ગ્રેસની બેઠકમાં હાજર રહેવા ત્યાં ગયો. નલેન્દુ પણ સાથે ગયો. જેવા તેઓ કલકત્તે પહોંચ્યા, તેવાજ કોન્ગ્રેસ પક્ષના માણસો નલેન્દુની આસપાસ વીંટાઇ વળ્યા, અને તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેમણે તેને ઘણું માન આપ્યું અને નભમાં ગાજે એવા ખુશાલીના પોકાર ઉઠાવ્યા. દરેકે દરેક કહેવા લાગ્યા કે "નલેન્દુ જેવા નેતાઓ કોન્ગ્રેસમાં ભાગ ન લે તો દેશને માટે કાંઇ પણ આશા ન રહે. નલેન્દુને પણ તેમનો મત ખરો લાગ્યો, અને ભૂલના અંધકારમાંથી, દેશના નેતા તરીકે બહાર પડયો. પહેલે દિવસે કોન્ગ્રેસના પેન્ડાલમાં દાખલ થયો ત્યારે દરેક જણે ઉભા થઇ ઉચ્ચ સ્વરે આનંદની ગર્જના કરી, જે સાંભળી માતૃભૂમિના ચહેરાપર લાલી છવાઈ ગઇ.

આખરે મહારાણીનો જન્મ દિવસ આવ્યો અને માનના લીસ્ટમાં નલેન્દુનું નામ રાયબહાદુરમાં જણાયું નહિ. તે સાંજે લાવણ્યે ત્હેને નિમંત્ર્યો; અને જ્યારે તે આવી પહોંચ્યો ત્યારે લાવણ્યે તેને પુષ્કળ ભભકાથી અને વિધિપુરઃસર, માનનો ઝબ્બો પહેરાવ્યો, અને તેના પોતાના હાથે તેના કપાળ મધ્યે કુમકુમનો ચાંલ્લો કર્યો. બીજી બધી બ્હેનોએ સ્વહસ્તે ગુંથેલો એક એક હાર તેના ગળામાં નાંખ્યો.

# લક્ષ્મી અને સરસ્વતીની મૂળ સ્વરુપમાં તુલના.

(લે.—નગીનલાલ જેઠાલાલ મોદી.)



આ ચાલુ વર્ષના ગત શ્રાવણ વદ ૬ને રોજ વલશાડ જૈન વાંચનાલય અને તેને અંગે ચાલતી પાઠશાળાની જયંતીનો દિવસ ઉજવવામાં આવ્યો હતો, ત્યારે સભા સમક્ષ કેટલાએક સંવાદો ભજવી બતાવવામાં આવ્યા હતા; તેમાં "લક્ષ્મી અને સરસ્વતી"ના સંવાદમાં લક્ષ્મી અને સરસ્વતીની પોત પોતાની આપ બડાઈની તકરારનો નીવેડો કરતાં બ્રહ્માએ જણાવ્યું હતું કે "એક વિવેક સિવાય તમારાં બન્નેમાંથી એક પણ લાયક નથી." અલબત એ તો સત્યજ છે કે વિનય અને વિવેક સિવાય ઉપરોક્ત બંન્ને વસ્તુમાંથી એકનો પણ સદુપયોગ થઇ શકતો નથી. પરંતુ આથી તેમની મૂળસ્વરૂપમાં તુલના અને તકરારનો નિવેડો થયો કહી શકાશે નહીં. જેમ ઘીલોડાં, અને પરવરના ગુણ વિષે તપાસતાં મીઠું, મરચું, આદી યોગ્ય મસાલા સિવાય ઉભય નકામાં-છે એ કહેવું વ્યાજબી નથી પરંતુ ઘીલોડાં કફ પ્રકૃતિવાળાં મનુષ્યને અપથ્ય છે અને પરવર નીરોગી હોઇ, રોગી, નીરોગી ઉભયને પથ્ય હોવાથી વધારે ઉત્તમ છે તે પ્રમાણે લક્ષ્મી અને સરસ્વતિમાંથી તેમના મૂળસ્વરૂપમાં વિશેષ આદરણીય કોણ છે તેની તપાસ કરીશું તો તે ઉપયોગી થઈ પડશે. અનેક જીવોથી વસાયલા આ જગતમાં ભિન્ન ભિન્ન પ્રકારની માન્યતાવાળા મનુષ્યો વસે છે, તેમાં મુખ્યત્વે કરીને બે પક્ષ છે. કેટલાએક લક્ષ્મીના દાસ છે. જ્યારે કેટલાએક સરસ્વતીના સેવક છે. વચલો ...દરને મળેલો ગયો કે જેમાં લક્ષ્મીનું પ્રાબલ્ય વધી ગયું અને તેઓ લઇ

...ર્વેગુણાઃ કાંચનમા શ્રયંતે॥ આ સુત્ર સરસ્વતીનાં સિદ્ધાંતો આગળ કેટલે ...માણીસેહો શકે છે તેનો વિચાર કરીએ. લક્ષ્મીના તેજમાં અંજાતા મનુષ્યો ...લક્ષ્મીવાનોને, જો તેઓ રંગે કાળા હશે તો તેમને શ્યામ વર્ણના ...કરતી કહેશે કે ભાઇ "કૃષ્ણજી પણ કાળા હતા'! તેઓએ કદાચ ...ીને ત્યાંથી સામાન ખરીદી હીસાબમાં ભૂલ ખાઇ કદાચ બે પૈસા વધારે ...નાખ્યા હશે તોપણ કાર્ય કુશળ અને બુદ્ધિશાળી ગણાશે, એમની બુરી ...ટોને શોખના રૂપમાં ગણી લેવામાં આવે. આ બધું છતાં જો તેઓ

અને તીખી તરવાર ફેરવવા માંડે છે ત્યારે વાતોડીઆ બહાદુર પાછલી પુંઠે પલાયન કરી જાય છે તેજ પ્રમાણે લક્ષ્મીના દાસો સુજન સમાજ અને વિજ્ઞાન તથા સાહિત્યના ક્ષેત્રમાં સરસ્વતીના ઉપાસકોના દર્શન થતાંજ ચુપકી પકડે છે. કારણ કે શાસ્ત્રકારો કહી ગયા છે કે અજ્ઞાન માણસો न शोमते समा मध्ये हंस मध्ये बको यथा ॥ એટલે કે હંસોની સભામાં બગલો ઘણો શ્વેત હોવા છતાં પણ શોભતો નથી તેમ વિદ્વાનોની સભામાં અભણ માણસો શોભતા નથી વળી એવું કહેવામાં આવે છે કે "વસુ વગરના નર પશુ" આ ઉક્તી કદાચ સત્ય મનાતી હોય પરંતુ તે જ્ઞાની અર્થાત્ ભણેલા અગર કેળવાયલા વર્ગ માટે તો નહિજ કારણ કે જ્ઞાની માણસો ગમે તે રસ્તે, ગમે ત્યાંથી, પોતાને જરૂર જેટલું ધન ગમે ત્યારે મેળવી શકે છે. આપણા અને બીજા સઘળા દેશમાં ચાલતી સઘળી પરોપકારી સંસ્થાઓ, જેવી કે વનિતાવિશ્રામ, વિધવાશ્રમ, અનાથાશ્રમ, મફત ઔષધાલયો, શાળાઓ અને સદાવૃતો ઘણા પૈસાવાળાને નામે ચાલે છે પરંતુ તે સઘળાં જ્ઞાની કેળવાયલા માણસોના ઉપદેશથીજ. વિદ્વાન ભાષણકર્તાઓની મોહક, હૃદયભેદક, અને તાદૃશ્ય વાક્ચાતુર્યથી અનેક કંજુસ ગૃહસ્થોનાં હૃદય પીગળી જાય છે, અને પરોપકારાર્થે પોતાની મીલકતનો ઘણો મોટો ભાગ તેમની આગળ રજુ કરી દે છે. આ ઉપરથી સિદ્ધ થશે કે આવા વિદ્વાન નરો ભલે વસુ વગરના હોય પરંતુ તેઓ પશુ સમાન તો નથીજ. લક્ષ્મીની બાજુ તપાસી. હવે આપણે સરસ્વતીના તરફ દૃષ્ટિ કરીએ. સરસ્વતીના સેવકો અને સત્ય નિરીક્ષણ કરવાવાળા એવું ભાર દઈને કહી ગયા છે કે, "विद्या विहीनः पशुः" પશુઓ જેમ પોતાનું પેટ ભરવા ઉપરાંત બીજું કાંઇ પણ કરી શકતાં નથી તેજ પ્રમાણે અભણ મનુષ્ય અજ્ઞાન રહેવાથી ઐહીક સુખ ભોગવવા ઉપરાંતનું પોતાનું કર્તવ્ય જાણતાં ન હોવાથી, તેઓ વધુ કાંઈ પણ કરી શકતાં ન હોવાથી પશુ સમાન ગણાય એમાં આશ્ચર્યજનક શું? વળી જીવન સાફલ્યના હેતુઓ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે વસ્તુઓ સાધવાનું ઉત્કૃષ્ટ સાધન જ્ઞાનજ છે કારણ કે જ્ઞાનથી વિનય અને વિવેક મળી શકે છે ને ઇચ્છીત વર મેળવવાનું મોટું સાધન છે. લક્ષ્મી કરતાં વિદ્યા ઉતરતી નથી એટલુંજ નહિ પણ તેનાં કરતાં ઘણે દરજ્જે શ્રેષ્ટ છે એમ સાબીત થઇ ચૂક્યું છે. કહ્યું છે કે विद्वत्वं च नृपत्वं च नैव तुल्यं कदाचन स्वदेशे पूज्यते राजा विद्वान सर्वत्र पूज्यते ॥ એટલે કે વિદ્વાનપણું અને રાજાપણું કદી પણ સરખાં હોતાં નથી કારણ કે રાજા ફક્ત પોતાના દેશમાંજ માન સન્માન પામે છે જ્યારે વિદ્વાનો સઘળે ઠેકાણે પૂજાય છે. એતો આપણે ઘણી વખતે જોઈએ છીએ કે રાજા પોતાની હદની બહાર ગયા પછી ભાગ્યેજ માનને પામે છે પરંતુ વિદ્વાન પુરૂષો જો કે તેઓ ગૃહસ્થ નથી તેઓ કોઇને કાંઈ આપી દેતા નથી છતાં તેઓને એટલું

# લક્ષ્મી અને સરસ્વતીની મૂળ સ્વરુપમાં તુલના.

( લે.—નગીનલાલ જેઠાલાલ મોદી. )



ચાલુ વર્ષના ગત શ્રાવણ વદ ૬ને રોજ વલશાડ જૈન વાંચનાલય અને તેને અંગે ચાલતી પાઠશાળાની જ્યંતીનો દિવસ ઉજવવામાં આવ્યો હતો, ત્યારે સભા સમક્ષ કેટલાએક સંવાદો ભજવી બતાવવામાં આવ્યા હતા; તેમાં "લક્ષ્મી અને સરસ્વતી"ના સંવાદમાં લક્ષ્મી અને સરસ્વતીની પોત પોતાની આપ બડાઈની તકરારનો નીવેડો કરતાં બ્રહ્માએ જણાવ્યું હતું કે "એક વિવેક સિવાય તમારાં બન્નેમાંથી એક પણ લાયક નથી." અલબત એ તો સત્યજ છે કે વિનય અને વિવેક સિવાય ઉપરોક્ત બંન્ને વસ્તુમાંથી એકનો પણ સદુપયોગ થઇ શકતો નથી. પરંતુ આથી તેમની મૂળસ્વરૂપમાં તુલના અને તકરારનો નિવેડો થયો કહી શકાશે નહીં. જેમ ઘીલોડાં, અને પરવરના ગુણ વિષે તપાસતાં મીઠું, મરચું, આદી યોગ્ય મસાલા સિવાય ઉભય નકામાં છે એ કહેવું વ્યાજબી નથી, પરંતુ ઘીલોડાં કફ પ્રકૃતિવાળાં મનુષ્યને અપથ્ય છે અને પરવર નીરોગી હોય, રોગી, નીરોગી ઉભયને પથ્ય હોવાથી વધારે ઉત્તમ છે તે પ્રમાણે લક્ષ્મી અને સરસ્વતિમાંથી તેમના મૂળસ્વરૂપમાં વિશેષ આદરણીય કોણ છે તેની તપાસ કરીશું તો તે ઉપયોગી થઈ પડશે. અનેક જીવોથી વસાયલા આ જગત્માં ભિન્ન ભિન્ન પ્રકારની માન્યતાવાળા મનુષ્યો વસે છે, તેમાં મુખ્યત્વે કરીને બે પક્ષ છે. કેટલાએક લક્ષ્મીના દાસ છે. જ્યારે કેટલાએક સરસ્વતીના સેવક છે. વચલો

બટ્ટને મળેવો ગયો કે જેમાં લક્ષ્મીનું પ્રાબલ્ય વધી ગયું અને તેઓ લઇ
સર્વેગુણાઃ કાંચનમા શ્રયંતે॥ આ સુત્ર સરસ્વતીનાં સિદ્ધાંતો આગળ કેટલે
માજીરટેકો શકે છે તેનો વિચાર કરીએ. લક્ષ્મીના તેજમાં અંજાતા મનુષ્યો
લક્ષ્મીવાનોને, જો તેઓ રંગે કાળા હશે તો તેમને શ્યામ વર્ણના
કરવી કહેશે કે ભાઇ "કૃષ્ણજી પણ કાળા હતા'! તેઓએ કદાચ
ીને ત્યાંથી સામાન ખરીદી હીસાબમાં ભૂલ ખાઇ કદાચ બે પૈસા વધારે
નહ્પ્યા હશે તોપણ કાર્ય કુશળ અને બુદ્ધિશાળી ગણાશે, એમની બુરી
નોને શોખના રૂપમાં ગણી લેવામાં આવે. આ બધું છતાં જો તેઓ
ગરીબ હશે તો તેમને ભણેલા તો કહી શકાશે નહીંજ. ઉપરની બધી
બોલી તેલુ વિદ્યા આગળ તો આધું ઓછુંજ પડશે. જ્યાં સુધી સરસ્વતીના સે-
અને કહુ કે લક્ષ્મીવાનોએ જોઈ નથી ત્યાં સુધી તેમની બધી બડાઈ ચાલ્યાં
હું આ નોટ તમારા :ઠ માલુસ ગામની ગળી કુંચીઓમાં બેરાંઓ પાસે પોતાની
ત્યાં રણ સંગ્રામમાં રણશુરા વીરનરો પોતાની ચળકતી

અને તીખી તરવાર ફેરવવા માંડે છે ત્યારે વાતોડીઆ બહાદુર પાછલી પુંઠે પલાયન કરી જાય છે તેજ પ્રમાણે લક્ષ્મીના દાસો સુજન સમાજ અને વિજ્ઞાન તથા સાહિત્યના ક્ષેત્રમાં સરસ્વતીના ઉપાસકોના દર્શન થતાંજ ચુપકી પકડે છે. કારણ કે શાસ્ત્રકારો કહી ગયા છે કે અજ્ઞાન માણસો **न शोभते सभा मध्ये हंस मध्ये बको यथा ॥** એટલે કે હંસોની સભામાં બગલો ઘણો શ્વેત હોવા છતાં પણ શોભતો નથી તેમ વિદ્વાનોની સભામાં અભણ માણસો શોભતા નથી વળી એવું કહેવામાં આવે છે કે "વસુ વગરના નર પશુ" આ ઉક્તી કદાચ સત્ય મનાતી હોય પરંતુ તે જ્ઞાની અર્થાત્ ભણેલા અગર કેળવાયલા વર્ગ માટે તો નહિજ કારણ કે જ્ઞાની માણસો ગમે તે રસ્તે, ગમે ત્યાંથી, પોતાને જરૂર જેટલું ધન ગમે ત્યારે મેળવી શકે છે. આપણા અને બીજા સઘળા દેશમાં ચાલતી સઘળી પરોપકારી સંસ્થાઓ, જેવી કે વનિતાવિશ્રામ, વિધવાશ્રમ, અનાથાશ્રમ, મફત ઔષધાલયો, શાળાઓ અને સદાવ્રતો ઘણા પૈસાવાળાને નામે ચાલે છે પરંતુ તે સઘળાં જ્ઞાની કેળવાયલા માણસોના ઉપદેશથીજ. વિદ્વાન ભાષણકર્તાઓની મોહક, હૃદયભેદક, અને તાદૃશ્ય વાક્ચાતુર્યથી અનેક કંજુસ ગૃહસ્થોનાં હૃદય પીગળી જાય છે, અને પરોપકારાર્થે પોતાની મીલકતનો ઘણો મોટો ભાગ તેમની આગળ રજુ કરી દે છે. આ ઉપરથી સિદ્ધ થશે કે આવા વિદ્વાન નરો ભલે વસુ વગરના હોય પરંતુ તેઓ પશુ સમાન તો નથીજ. લક્ષ્મીની બાજુ તપાસી. હવે આપણે સરસ્વતીના તરફ દૃષ્ટિ કરીએ. સરસ્વતીના સેવકો અને સત્ય નિરીક્ષણ કરવાવાળા એવું ભાર દઇને કહી ગયા છે કે, "**विद्या विहीनः पशुः**" પશુઓ જેમ પોતાનું પેટ ભરવા ઉપરાંત બીજું કાંઇ પણ કરી શકતાં નથી તેજ પ્રમાણે અભણ મનુષ્ય અજ્ઞાન રહેવાથી ઐહીક સુખ ભોગવવા ઉપરાંતનું પોતાનું કર્તવ્ય જાણતાં ન હોવાથી, તેઓ વધુ કાંઈ પણ કરી શકતાં ન હોવાથી પશુ સમાન ગણાય એમાં આશ્ચર્યજનક શું? વળી જીવન સાફલ્યના હેતુઓ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે વસ્તુઓ સાધવાનું ઉત્કૃષ્ટ સાધન જ્ઞાનજ છે કારણ કે જ્ઞાનથી વિનય અને વિવેક મળી શકે છે ને ઇચ્છીત વર મેળવવાનું મોટું સાધન છે. લક્ષ્મી કરતાં વિદ્યા ઉતરતી નથી એટલુંજ નહિ પણ તેનાં કરતાં ઘણે દરજ્જે શ્રેષ્ટ છે એમ સાબીત થઇ ચૂક્યું છે. કહ્યું છે કે **विद्वत्वं च नृपत्वं च नैव तुल्यं कदाचन स्वदेशे पूज्यते राजा विद्वान सर्वत्र पूज्यते ॥** એટલે કે વિદ્વાનપણું અને રાજાપણું કદી પણ સરખાં હોતાં નથી કારણ કે રાજા ફક્ત પોતાના દેશમાંજ માન સન્માન પામે છે જ્યારે વિદ્વાનો સઘળે ઠેકાણે પૂજાય છે. એતો આપણે ઘણી વખતે જોઇએ છીએ કે રાજા પોતાની હદની બહાર ગયા પછી ભાગ્યેજ માનને પામે છે પરંતુ વિદ્વાન પુરૂષો જો કે તેઓ ગૃહસ્થ નથી તેઓ કોઇને કાંઈ આપી દેતા નથી છતાં તેઓને એટલું

બધું માન આપવામાં આવે છે કે ઘણી વખતે તેમની ગાડીઓના ઘોડા છોડી નાંખી માણસો તેમની ગાડીઓ ખેંચી લઇ જાય છે. આ બધો પ્રભાવ તેમની વિદ્યા અને કેળવણીનોજ છે કે જેથી તેઓ પોતાનું કર્તવ્ય સમજી શક્યા છે અને તેને અમલમાં મૂકવાને પ્રયત્ન કરી રહ્યા છે. મહા જ્ઞાની-પુરૂષોનાં ચરણમાં મસ્તક મૂકી પૂજા કરવાનાં અનેક રાજાનાં દ્રષ્ટાંતો આગળના ઇતિહાસ પરથી આપણને માલુમ પડે છે. કેટલી વખતે આપણે જોઇએ છીએ કે જેમની પાસે ઓઢવા, પાથરવાને પણ પુરતાં સાધન નથી હોતાં, એકે ટંકનું ખાવાનું પણ પાસે હોતું નથી એવા ચિંથરેહાલ સાધુ-સન્યાસીઓની ચરણરજમાં લક્ષાધિપતિ અને કરોડાધિપતિઓ પોતાનાં ધન અને સત્તાના દોરદમામને ત્યજી દઈ આળોટતા જણાય છે. કોઇ કહેશે કે તેઓ ભેખધારી મુનીઓ છે અને તેથી તેમના ભેખને નમન કરવામાં આવે છે. પરંતુ તેમ સઘળે સ્થળે હોતું નથી. પીળાં અને ભગવાં વસ્ત્રધારી અનેક ભેખધારીઓ ફરે છે તેમાંનાં કેટલાકનાં આહાર, પાણીની શી વ્યવસ્થા છે અને ક્યારે આવીને ક્યારે જાય છે તેની કોઇ પુછપરછ કરતું નથી. જ્યારે જ્ઞાની અને વિદ્યાવાન ભેખધારીઓના આવાગમનના સમાચાર સાંભળી ઘણા ઉહ્લાસમાં આવી જઈ લોકો તેમને સામૈયું કરી મહા ઠાઠમાઠથી નગર પ્રવેશ કરાવે છે. આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે જ્ઞાન સિવાયનો ભેખ પણ યથાયોગ્ય પુજાતો નથી. આ બધો પ્રભાવ પૈસાનો નહિ પણ વિદ્યાનો છે. એક વખતે એક ધર્મમંદિરની છત ઉપર કેટલાએક જ્ઞાની મહાત્માઓનાં ચિત્રો કઢાવવામાં આવ્યાં હતાં જે તૈયાર થયા પછી ચિત્રકારને પુછવામાં આવ્યું કે આ પુરૂષોને અલંકાર કેમ પહેરાવ્યા નથી ત્યારે તેણે કહ્યું કે એ ઉચ્ચ સ્થાન મેળવવાને કાંઈ તવંગરજ થવું પડતું નથી. ખરેખર વિદ્યાને આભૂષણ અને ટાપટીપની કાંઇજ જરૂર નથી કારણ કે તે પોતેજ સઘળું સ્વયં છે. વળી કહ્યું છે કેઃ—

विद्या नाम नरस्य रुपमधिकं प्रच्छन्न गुप्तं धनं ।
विद्या भोग करी यशः सुख करी विद्या गुरुणां गुरुः ॥
विद्या बंधुजनो विदेश गमने विद्या परा देवता ।
विद्या राजसु पूजिता न तु धनं विद्या विहीनः पशुः ॥

ભાવાર્થઃ—વિદ્યા માણસને અધિક સુંદરતા આપે છે, તે ગુપ્ત ધન છે વિદ્યા ભોગ, યશ અને સુખની આપવાવાળી છે, વિદ્યા ગુરૂનો પણ ગુરૂ છે, પરદેશમાં વિદ્યા બંધુ સમાન સહાય આપે છે વિદ્યા એ મોટો દેવ છે, રાજ્યમાં ધન નહિ પણ વિદ્યા પુજાય છે અને વિદ્યા વગરનાં મનુષ્યો પશુ સમાન છે.

વિદ્યાની મહત્તા વિચારતાં એથી પણ આગળ વધીને હિતોપદેશમાં કહ્યું છે કેઃ—

केयूरा न विभूषयंति पुरुषं हारा न चंद्रोज्वला।
न स्नानं न विलेपनं न कुसुमं नालंकृता मुर्वजाः॥
वाण्येका समलं करोती पुरुषं या संस्कृता धार्यते।
क्षीयंते खलु भूषणानी सततं वाग्भूषणं भूषणं॥

ભાવાર્થઃ—પુરૂષને ચંદ્ર જેવાં ઉજ્જવળ હાર અને કંઠીઓ શોભાવતી નથી. સ્નાન, વિલેપન, અને પુષ્પોથી પણ શોભા પમાતું નથી. ફક્ત એકજ, સુધરેલી વાણી, પુરૂષને બરાબર શોભાવે છે અને વાણીરૂપી ભૂષણ આગળ બીજાં સઘળાં ભુષણો ક્ષણમાં નાશ પામે છે.

લક્ષ્મીની અધિક પ્રાપ્તિ મનુષ્યને અહંભાવ અને અભિમાનનાં ઉચ્ચ શિખરપર ચઢાવી તાડના ઝાડની જેમ કે જે ઘણું ઊંચું હોવા છતાં પોતાનાં મૂળોને પણ છાંયડો આપી શકતાં નથી તેમ પોતાના આશ્રિતો પ્રત્યે પણ નિરૂપયોગી બનાવે છે. જ્યારે વિદ્યાનું વૃક્ષ આમ્રવૃક્ષની જેમ નીચું હોવા છતાં અતિવિસ્તૃત થઇ અનેક સદ્‌ગુણોને પોતાના આશ્રયે રાખે છે.

ઉપરની સઘળી બાબતોથી એટલું તો નિર્વિવાદ ઠરે છે કે લક્ષ્મી અને સરસ્વતિની તેમનાં મૂળ સ્વરૂપમાં તુલના કરતાં સરસ્વતિ શ્રેષ્ટ થઇ ચુકી છે.

આ ઉપરથી લક્ષ્મીની બીલકુલ જરૂર નથી એમ કહેવાનો આશય નથી. દુનિયા ચલાવવામાં દોઢીઆની તો આવશ્યકતા છેજ કારણકે કહ્યું છે કે "ઘી ખાતા શક્કરસે અને દુનિયા ચલાના મક્કરસે. તેમાં વળી હાલની નિર્માલ્ય પ્રજાને તો પાસેરની પોટલી સ્ટેશનપર લઇ જવામાં પણ પૈસો ખરચવો પડે છે. પરંતુ કહેવાનો આશય તો એ છે કે લક્ષ્મીવાનો કેળવાયલા હોવા જોઇએ. કારણ કે જો તેઓ કેળવાયલા હશે તોજ પાત્ર, કુપાત્ર, સમજીને અને જાણીને પોતાની લક્ષ્મીનો સદ્‌વ્યય કરી શકશે. આ ઉપરથી પણ કેળવણી અને વિદ્યાનું ઉચ્ચપદ સાબિત થાય છે જે દરેક સુખના ઇચ્છનારાઓને આદરણીય છે. અસ્તુ.

---

**स्वीकार.**

અભિપ્રાય માટે મળેલા નીચેના સાહિત્યની ઉપકાર સાથે નોંધ લઇએ છીએ. અભિપ્રાય આવતા અંકમાં આપવાની જોગવાઇ થશે.

**રિપોર્ટ**—(શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સનો સંવત્ ૧૯૭૨ની સાલનો) પ્રકાશક રા. કલ્યાણચંદ સોભાગચંદ ઝવેરી. મુંબઈ.

**રીપોર્ટઃ**—(શ્રી જૈનશ્વેતામ્બર કોન્ફરન્સનો–અંતર્ગત રિસેપ્શન કમિટિનો રિપોર્ટ, હિસાબ તથા મહિલા પરિષદ્‌નો રિપોર્ટ વગેરે. સંવત્ ૧૯૭૩) પ્રકાશક